# વૈષ્ણવજન

વર્ષ : ૬ | એપ્રિલ : ૧૯૬૭ | અંક : ૧

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અં. પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તે પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિશેના લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ
દેશમાં (વરસનું) ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક નવીન ગાંધી. ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ

**A. E. C.** એ બનાવેલી સુંદર અને સુશોભિત

**નવજીવન**

**દળવાની ઘંટી**

વીજળીથી ચાલતી ઘરઘરનું દળવાની ઘંટી

**નવજીવન**

**આપણા અનાજમાં રહેલાં પૌષ્ટિક તત્વોને જાળવી રાખે છે.**






એગ્રિકલ્ચરલ ઇક્વિપમેન્ટ્સ સેન્ટર • મહાદેવ નગર • બિલીમોરા ગુજરાત

નીચેના સ્થળોએ ચાલુ જોવા મળશે.

* ઇલાઇટ એન્જનિયરીંગ કંપની, ગેલેર્ડ સિનેમા પાસે, રાજકોટ
* વૈષ્ણવજન કાર્યાલય, ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
* જે. એમ વિઝ્યુઅલ આર્ટ, આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ–૧
* ચુનીલાલ એચ. પંચાલ, હનુમાન બાગ, મલાડ, નરસીંગ લેન, મુંબઇ–૬૪ N B
* દયારામભાઈ પી. મિસ્ત્રી, બોમ્બે હાઉસીંગ કોલોની, બીલ્ડીંગ નં ૪૦, રૂમ નં ૨૯૦૮, કાલા ચોકી, પરેલ ટૅન્ક રોડ, મુમઈ–૩૩ B R

# ચૈતન્યવંજકા



## ઘણ અને એરણ

આચાર્ય રજનીશજી

જેનામાં સહનશીલતા નથી એ જોતજોતામાં ભાંગી પડે છે અને જેણે સહનશીલતાનું બખતર ઓઢી લીધું છે એને જીવનમાં પ્રત્યેક ક્ષણે આવી પડતા ગમે તેવા આકરા ઘા ભાંગી શકતા નથી બલ્કે એને વધુને વધુ મજબુત બનાવતા જાય છે.

સાંભળેલી એક વાત છે:

એક વખત એક માણસ કોઇ એક લુહારની કોઢ પાસેથી પસાર થઇ રહ્યો હતો. એણે એરણ ઉપર ધડાધડ પડતા ઘણના ઘાનો અવાજ સાંભળીને કોઢમાં ડોકિયું કર્યું. એણે જોયું તો કોઢના એક ખુણામાં ભાંગ્યા તૂટ્યા ઘણનો ઢગલો પડ્યો હતો.

પેલા માણસે લુહારને પૂછ્યું: 'આટલા બધા ઘણ આ ગતિ પામ્યા! તો એને માટે એરણ કેટલી ખપ લાગી?'

લુહાર હસ્યો અને પછી બોલ્યો: 'એક જ, મિત્ર! કેવળ એક જ. સેંકડો ઘણ ભાંગવા માટે એક જ એરણ પુરતી છે. કારણ કે ઘણ ઘા ઝીંકી જાણે છે. એરણ ઘા ઝીલી જાણે છે.'

સાચી વાત એ છે કે જીવનમાં આવી પડતા પ્રત્યેક ઘાને ધીરજ અને સ્વસ્થતાથી જે ઝીલી જાણે છે એજ અંતે જીતી જાય છે. એરણ ઉપર પડતા ઘાની માફક એના જીવનમાં પણ ચોમેરથી પડતા આકરા ઘાની ધડાધડી તો ખૂબ સંભળાય છે પણ અંતે ઘા ઝીંકનાર ઘણ ભાંગી પડે છે અને ઘા ઝીલી જાણનાર એરણ સુરક્ષિત જળવાઈ રહે છે.



# 'પરિભ્રમણ'

'આશુતોષ'

## ભયજનક આંક

ભારતની વસતીનો આંક ૫૦ કરોડ વટાવી ગયો છે અને આ ભયજનક રેખા તરફ રાષ્ટ્રપતિએ દેશનું ધ્યાન દોર્યું છે વસ્તીવધારા માટે આપણે સરકારને ભાગ્યે જ દોષિત ઠરવી શકીએ એ જવાબદારી પ્રજાની પોતાની છે મૃત્યુ કરતા જન્મનું પ્રમાણ વિશેષ રહેવાનુ જ; કુટુંબ નિયોજનની ગમે તેવી યોજના અમલમા મૂકાય તો પણ વસતિ ૫૦ કરોડથી નીચે તો ન જ આવી શકે બલ્કે પ્રતિવર્ષ તેમા વધારો થયા કરશે રોગચાળો અથવા કુદરતી આફત સિવાય વસ્તીનું પ્રમાણ ઘટવાનો કોઇ પણ આરોવારો નથી સવાલ આર્થિક અને સામાજીક છે અને ઉકેલ સરળ નથી–ગણિતની પદ્ધતિનો ચોખ્ખો હિસાબ છે અહી સરવાળો જ થાય છે, બાદબાકીને સ્થાન નથી વ્યક્તિને સ્પર્શતા આવા પ્રશ્નો હવે કેળવણીમા જ આમેજ કરી લેવા પડશે અને નવી પેઢીને જીવનના સોપાને પગના માંડે તે પહેલા, તૈયાર કરવી પડશે રાષ્ટ્ર ગીતની સાથે કુટુંબ નિયોજનની કવિતા પણ અભ્યાસક્રમમા રાખવી પડશે પ્રણયમા જબરજસ્ત કાપની હિંમત કરવી પડશે ચલચિત્રોમા તેમજ નવલકથાઓમા, નાયક નાયિકાના મિલનને બદલે એકબીજાને તમાચા મારી જુદા પડતા દેખાડવા પડશે જાતીય આકર્ષણ જો કે કુદરતી છે પરંતુ હવે પછી એવા આકર્ષણમા ફસાતા પહેલા પરમીટ પ્રથા દાખલ થાય તો ખોટુ નથી અને તેનો ક્વોટા ઉંમર પ્રમાણે રાખવો જોઇએ આજકાલ યુવક–યુવતીઓ પતંગિયાની જેમ ફેશનેબલ બની જ્યા ત્યા ઊડે છે તેને બદલે આરસપરસ ખુરશીઓ ઠરતી થઇ જાય તે માટે પુરુષ રીંછ જેવો લાગે અને સ્ત્રી શૂર્પણખા જેવી લાગે તેવી ફેશનનુ આયોજન એક કુશળ સમિતિને સોંપી દેવુ જોઇએ ખોળાનો ખુંદનાર આપનાર રાંદલ માતાને દેશનિકાલ કરવા પડશે, બાળકો પ્રભુના પયગંબર નથી પણ દેશ માટે મોટી આફત છે તેવા પોસ્ટરો પ્રસૂતિગૃહોમા તેમજ ઠેર ઠેર મુકવા પડશે વળી દરેક શહેર અને ગામમા સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી, મુખ્ય વયના સ્ત્રી પુરુષો માટે અલગ અલગ વિશ્રામસ્થાન સ્થાપવા પડશે અને હાજરી પત્રકમા સહી કર્યા બાદ રાત્રિ ત્યા ગાળવી પડશે રાષ્ટ્રીયધોરણે આવુ કાઇક કરવુ પડશે બીજો ઇલાજ શો ?

## અમેરિકન ચોખા

દુનિયામા ચોખાની પેદાશમાં સૌથી પ્રથમ થાઇલેન્ડ આવે છે ત્યાર પછી બીજો નંબર અમેરિકાનો છે અમેરિકામા ચોખાનો વપરાશ નહીંવત્ છે છતા નિકાસ કરવા માટે જ તે ડાંગર વાવે છે અને ચોખાની નિકાસમા તેનુ સ્થાન દુનિયાભરમા બીજુ છે ચોખા ખાનાર લોકો એશિયામાં જ છે છતા એશિયા પોતા પુરતુ તેનુ ઉત્પાદન કરવમા અસમર્થ છે એ ઘણું વિચિત્ર લાગે છે આમા ભારતની વાત પણ આવી જાય છે અમેરિકામા એક એકર દીઠ ભારત કરતા સાડાચાર ગણો ચોખાનો પાક ઊતરે છે વળી ત્યા વિમાનની મદદથી બિયારણ ખેતરમાં વવાય છે આ જાતની અસમાનતા ક્યાં સુધી રહેશે? ચોખા આપણે ખાવા અને અમેરિકા ઉત્પન્ન કરે તેનો અર્થ એટલો જ કે મનુષ્ય તરીકે પણ આપણો વિકાસ એટલો અધૂરો છે નહીતર એ ચોખા મોમા કેમ જાય ? હવે તો આપણે નીચે ઊતરતા જ જઇએ છીએ–ઘઉં પણ ત્યાથી આવે છે થાઇલેન્ડ જેવડુ રાષ્ટ્ર ચોખાના ઉત્પાદનમા વિશ્વમા વિક્રમ સ્થાપે તો પછી ભારતની મુશ્કેલી ક્યાં છે? બિયારણ તો વિમાનની મદદથી સર્વશ્રેષ્ઠ મળી શકે છે જપાનની પદ્ધતિનો પણ આપણે પ્રયોગ કર્યો છે હવે જ્યારે પાર્લામેન્ટમા જાહેર કર્યુ જ છે કે ૧૯૭૨ સુધીમા અન્ન બાબત સ્વાવલંબી બનો જઇશુ ત્યારે એક વાત નક્કી કરીએ–ચોથી યોજનામા અમેરિકા અને રશિયાના સાદિયાના

હોદ્દાને ઝોળીમાં ઝીલવા કરતાં, ઘઉં અને ચોખા એ બે જ પાછળ ધ્યાન કેન્દ્રિત કરીએ તો ? દક્ષિણનાં રાજ્યો ચોક્કસ કરી બતાવશે-ચોખાની વિપુલ ઉત્પત્તિ-જો કેન્દ્રની સમગ્ર તાકાત ખેતીવાડીમાં ઠલવાય તો. અન્નમાં સ્વાવલંબન પ્રાપ્ત કર્યા પછી ઔદ્યોગીકરણમાં હરણફાળ નહીં ભરી શકાય? રાજાજી કહે છે કે દેશના કારોબાર માટે શ્રેષ્ઠ બુદ્ધિનો ઉપયોગ કરો-જ્યાં હોય ત્યાંથી શોધીને-ત્યારે એમ નથી લાગતું કે નિષ્ફળતા મારેનો ઉપાય તેવો સૂચવી રહ્યા છે? ભવિષ્યમાં ચોમાસુ નિષ્ફળતા દેશને આફતમાં ન સપડાવે તે માટે પણ ખેતાને મોરચે 'જય કિસાન' જડબેસલાક કરવાની જરૂર તો ચોથી ચૂંટણીએ પણ બતાવી છે.

## ફ્રેન્ક વોરેલ

વેસ્ટ ઇન્ડીઝને ક્રિકેટની દુનિયામાં સર્વોચ્ચ સ્થાન અપાવનાર વિશ્વવિખ્યાત સર ફ્રેન્ક વોરેલ, જેઓ ત્રણ માસ પૂર્વે જ ભારતમાં આવ્યા હતા, અચાનક ૪૨ વર્ષની યુવાન વયે ચાલી નીકળ્યા છે. ભારતના 'રણજી'ની સાથે, અને બ્રિટન તેમજ ઑસ્ટ્રેલિયાના ઉત્તમ ખેલાડીઓ સાથે જેમની ક્રિકેટીઅર તરીકેની અજોડ કારકિર્દી સરખાવી શકાય તેવા આ બીન-ગોરા ખેલાડીએ ક્રિકેટની રમતમાં ગોરાઓનું વર્ચસ્વ પરથી ઝૂંટવી લીધું હતું અને આજસુધી વેસ્ટ ઇન્ડીઝનું વર્ચસ્વ તેમની નેતાગીરીને જ આભારી રહ્યું હતું. બેટ અને દડાને વોરેલનું સાન્નિધ્ય મળતું ત્યારે આખી દુનિયાના ક્રિકેટશોખીનો તેમની છટા પર વારી જતાં. ગયા ડિસેમ્બરમાં વેસ્ટ ઇન્ડીઝ ટીમ, ટેસ્ટ રમવા ભારત આવી, ત્યારે કલકત્તા ખાતે જે કમનસીબ બનાવ બન્યો, અને રમતના મેદાનમાં તોફાનો થયાં, ત્યારે લાગેલું કે પ્રવાસી ટીમ હવે નહિ રમે પરંતુ વોરેલની સજ્જનતાએ ભારતની આબરૂ બચાવી લીધી અને બાકીની રમતો નિયતક્રમ પ્રમાણે રમાણી. ખેલાડી સૌજન્યમૂર્તિ પણ હોઇ શકે છે તેનો દાખલો વોરેલની સફ્ફરંગી પ્રતિભા પૂરો પાડે છે. આખું જગત તેમની ખોટ અનુભવે છે.

## સારસ-બેલડી

નદી કે સરવરને કાંઠે, સામસામા વિરહનું ગીત ગાતાં સારસ યુગલને કવિઓ બિરદાવે છે અને તેમની પ્રેમભાવનાને અંજલિ આપતાં થાકતા નથી. પક્ષી છે એટલે જ તેને મહત્ત્વ આપવામાં વળી, ઓર મહત્તા સમાએલી હશે. પણ આપણા કેરાળા રાજ્યમાં ગૌરી થોમસ અને ટી. વી. થોમસ જેવા દંપતી પ્રધાન અલગ અલગ બંગલામાં રહી, પ્રેમના જે શીના નિઃશ્વાસો નાખશે તેની નોંધ કેમ કોઇ લેતું નથી? શ્રીમતી ગૌરી ડાબેરી સામ્યવાદી છે અને શ્રી ટી. વી. જમણેરી છે. હવે ડાબેરી પક્ષના પોલીટબ્યુરોએ આદેશ આપ્યો છે કે એક જ છાપરાં નીચે બે જુદી વિચારસરણી ધરાવતી વ્યક્તિઓ સાથે રહે, તો વાન ભલે ન આવે, પણ સાન આવે (તો પછી રામકહાણી જ થાય ને?) માટે અલગ અલગ રહેવું. અલબત્ત પ્રધાનમંડળમાં તેઓ બન્ને કેરળને ઘણા જ સેવાઓ આપી શકશે-જેવી રીતે ડાબો અને જમણો બે હાથ મળીને જે કરી શકે તે એક હાથવડે થાય નહિ. પણ અફસોસ એ વાતનો છે પોલીટબ્યુરોની માન્યતા, કેરાળામાં સીંદરો બળે થાય છે એટલે કાંઈ એવી હશે કે જે પ્રેમતંતુ વડે આ બે આત્માઓ જોડાયા છે તે રાંદવા જેવું નીંભર હશે! એ તંતુ મૃદુતાનો ખ્યાલ ડાબેરી નેતાઓને કોણ આપશે? અને આ માનવ સારસ-યુગલનો ચિત્કાર તેમના કાન સુધી કોણ પહોંચાડશે?

## અન્ન બજેટ

કેન્દ્રના અને રાજ્યોનાં નાણાકીય બજેટોમાં જે આંકડાની ઇન્દ્રજાળ રજૂ થઇ છે અને જે ચાલાકીથી ખાધને પુરાંતમાં અને પુરાંતને ખાધમાં પલટાવી નાખવાની જાદૂઇ ખૂબીઓ નાણામંત્રીઓ કરી શકે છે તેમાં, ભારતનો સામાન્ય માનવી ગોથાં ખાય તો, એનો ગજ વાગે એમ નથી. આને માટેનો ઉપાય એક જ છે કે નિષ્ણાતો અને વિદ્વાનો જો આ વાતને ટીકા તથા ભાષ્યની મદદથી સમજાવે તો વળી કાંઇક ગડ બેસે. આપણે ત્યાં બ્રહ્મસૂત્ર

અત્યારે સંસ્કૃત ગ્રંથોમાં સૂત્રાત્મક વાક્યોમાં ઘણું ઘણું કહી દીધું હોય છે જેની સમજણ માટે પાનાંઓ ભરીને ટીકાની જરૂરત રહે છે. નાણાં પછી આજકાલ અન્નના બજેટની વાતો અન્નપ્રધાન અવાર નવાર કરે છે. નાણાંપ્રધાન સુબ્રહ્મણ્યમે આ ભુકો નવેંબર ૬૬માં વહેતો કર્યો; પછી ચૂંટણી આવી; તેમને જવું પડ્યું; હવે નવાપ્રધાને અન્નબજેટની વાત કરવા માંડી છે. હવે સવાલનો સવાલ અન્નનો છે. અન્ન ક્યાં છે? ખેતરમાં? સંગ્રહખોરોના ભોંયરામાં? અમેરિકા પાસે? ધૃતને આધારે પાત્ર કે પાત્રાધારે ધૃતમ્ જેવો ઘાટ થયો છે. અન્નવિના બજેટ કે બજેટ માટે અન્ન? ભારતવાસીઓને જો આ બજેટની વાતમાં ગૂંચવી દેવાય તો પછી રેશનમાં અન્ન મળે કે ન મળે તે બહુ મહત્વનું નથી. બજેટના આંકડાઓની કરામત જોઈને જ પચાસ કરોડનાં મ્હોં, ચૂપ થઈ જશે. હવે તો અમદાવાદનાં દૈનિકો અઠવાડિયાના દરેક વારની આવૃત્તિ કાઢવા હરીફાઈ કરી રહ્યા છે, તેમણે શાસ્ત્રીજીના સોમવારે ખાસ અન્નપૂર્તિ કાઢીને આ વિષયને છેડવો પડશે; કેમકે અન્નનો ફુગાવો થઈ પડશે અને અન્નની બાબતમાં પણ ખાધપૂરક બજેટનો આશ્રય લેવાશે તો બિચારા ખેડૂત અને ખેતર-બેને તો આ ચુંગાલમાંથી મુક્ત રાખવા પડશે જ-એ ફરજ કોણ બજાવશે?

## ભાગવત વિદ્યાપીઠ

અમદાવાદ પામેનું સોલા ગામ નસીબદાર છે. કલકત્તા ખાતે સંસ્કૃત ગુરુકુળનો ઉલ્લેખ હમણાં થયો છે ત્યાં ગુજરાતની ભૂમિમાં જે નવતર પ્રયોગ કરવાનું વિદ્વાનોને સૂઝ્યું છે તે એક નવી દિશા આજના યુવાનને અને નવી પેઢીને ચીંધે છે. એક રીતે જોઈએ તો આધ્યાત્મિક મૂલ્યોની સ્થાપના ભાગવતનો પ્રચાર વિશ્વભરમાં કરી શકે તેવા ભાગવત્ સ્વયંસેવકોનું દળ ઊભું કરવાની તાતી જરૂર છે. એટલે કે વિશ્વની દરેક મુખ્ય ભાષામાં ભાગવતનું ભાષાંતર તેમજ તે ભાષાને આત્મસાત કરી શકે તેવા સેંકડોની સંખ્યામાં સ્કોલરોની જરૂર પડશે. અત્યારે આવો આદર્શ આ વિદ્યાપીઠે ન રાખ્યો હોય તે સંભવિત છે. પણ આગળ જતાં, આ વિચાર કરવો તો પડશે કેમકે પશ્ચિમે વૈજ્ઞાનિક ક્ષેત્રે જે સિદ્ધિઓ હાંસલ કરવા માંડી છે, તેનું બીજું પાસું સમતોલ કરવા, પૂર્વમાં ભારત પાસે તૈયાર ભૂમિકા છે. ડોંગરે મહારાજ અને કૃષ્ણશંકર શાસ્ત્રીઓ દેશાવરમાં ભાગવતનું જ્ઞાનામૃત પીરસે-અંગ્રેજીમાં, ફ્રેન્ચમાં, જર્મન, હિબ્રુ અને રશિયન ભાષાઓમાં, જપાનમાં અને ચીનમાં-તો એક વિશ્વધર્મની પણ સેવા થાય છે. ભારતના પચાસ કરોડ લોકો, ચોથી ચૂંટણીમાં, કોંગ્રેસી શાસન દૂર કરી, બિન-કોંગ્રેસી શાસન દાખલ કરી સંતોષ માની શકે તેમ નથી. હવે પ્રજાએ જવાબદારી માથે લીધી છે. ગાંધી, નહેરુ કે શાસ્ત્રીનું શિરછત્ર હવે નથી. આજે દુનિયા સમક્ષ ભારતનો નાગરિક ઉઘાડો પડી ગયો છે. એટલે પોતે શું છે, તેમજ ભારતીય સંસ્કૃતિનું સત્વ શું છે, તથા ભારતના જનસંઘની હેસિયત શુ છે તે દર્શાવવાની જવાબદારી સોલા જેવા ગામ ઉપર આવી પડી છે. ખરી મજા તો પેલા ભાઈઓની સેવાઓનું મુલ્યાંકરણમાં રહી છે જેઓ ગૌવંશની કતલ માટે ફેબ્રુઆરીના ૧૮મી તારીખ સુધી આકાશપાતાળ એક કરી રહ્યા હતા! જરા પડમાં આવીને ઝગારો તો દેખાડો!

## હજ, હાજી, યાત્રી

Pilgrim Progress આજે સેંકડો વર્ષોથી વણ થંભ્યો ચાલુ જ રહ્યો છે. યાત્રિક એ કદાચ ઈશ્વરનું રખડતું-રઝળતું સ્વરૂપ હશે કેમકે માનવીના જે અનેક રૂપો છે તેવાં યાત્રિક તરીકે તે પરમેશ્વરની સાવ નજીક લાગે છે. તેનું અહમ્ ઓગળી ગયું હોય છે-પહેરેલે કપડે તે ચાલી નીકળ્યો હોય છે-જીવનની ગમે તેવી પરિસ્થિતિ તે ચલાવી લે છે. હિમાલયની દુર્ગમ ઊંચાઈએ, થીજી જવાય એવી ઠંડીમાં તે અમરનાથ-બદ્રીનાથ પહોંચે છે અને જાતને ધન્ય માને છે તો વળી બળબળતા રણમાં, પીવા પાણી પણ ન મળે તેવી મરુભૂમિમાં-મક્કા-મદીનામાં તેને એટલું જ આકર્ષણ રહે છે. ૨૨મી

માંથી હજ યાત્રીઓ સાઉદી અરેબિયામાં કિડિયારાની જેમ ઊભરાઈ પડયા છે; હજ યાત્રા જીવનમાં એકવાર તો કરવી જ જોઈએ. એટલું સારું છે કે સાઉદી રાજ્યે ઝમઝમ નદીમાંથી પાઈપ વાટે હાજીઓ માટે પાણીની વ્યવસ્થા હવે કરી છે. બાકી હજ યાત્રા એટલી કઠીન છે કે 'હાજી' બનતાં પહેલાં સ્વર્ગમાં જ જવાનું થાય. છતાં યુવાનો અને વૃદ્ધો કોઈ અતૃપ્ત ઝંખના અને અસ્માની પ્યાસ બુઝાવવા અથડાતા-કૂટાતા-ચાલીને ઊંટ પર બેસીને-ગાડીમાં-વહાણમાં-પ્લેઇનમાં-મક્કામાં ભેગા થાય છે. નશીબદાર હોય અને વૃદ્ધો માટે આવું નશીબ રાહ જોતું જ બેઠું હોય છે-તે આ યાત્રાની વિટંબણાથી જ મૃત્યુ પામે છે-રસ્તામાં મક્કાથી ચાલીને ત્રણસો માઇલ મદીના મહમદ પેગંબરની પવિત્ર ભૂમિમાં શ્વાસોચ્છ્વાસ લઈ, જીવનનો પરમ આનંદ અનુભવે છે. યાત્રીઓની આ મોસમ સાઉદી અરેબિયાના એક ધીખતો ધંધો છે-તેલ પછી બીજે નંબર. અને પહેલાંના હિસાબે યાત્રીઓને ઘણી સુવિધાઓ અપાય છે. પણ યાત્રી તો ફક્ત એક જ મેલું કપડું, શરીરે વીંટી, પૈસા, દાગીના, મિલકત પાછળ તંબૂમાં છોડીને આગળ ચાલી નીકળે છે. ખુદા તેના સામાનની ચોકી કરે છે કેમકે જે કોઈ ચોરી કરે તેના હાથ ત્યાં કાપી લેવાય છે. હજની યાત્રા પૂરી કરી જે ભાગ્યશાળી પાછા ફરે છે તે હાજીનો આત્મસંતોષ દુનિયાના કોઈ ત્રાજવે જોખી શકાતો નથી.

## પક્ષાન્તર

ચોથી ચુંટણીમાં મતદારનો દિમાગ અને મતદાનનું વહેણ અકળ રહ્યાં તેવી જ રીતે ચૂંટાઈ આવેલા પ્રતિનિધિઓનું વર્તન શંકાસ્પદ રહ્યું છે. લોકસભામાં અને ધારાસભાઓમાં એક પક્ષની પાટલી પરથી બીજા પક્ષની પાટલી ઉપર કૂદંકૂદા કરવાનો વિજેતા ઉમેદવારને નૈતિક હક્ક હોઈ શકે ખરો! જ્યારે મતદારોએ અમુક વિસ્તારમાંથી જ અમુક પક્ષના ઉમેદવારને ચૂંટી કાઢયા છે પછી, તેની જવાબદારી, તે પક્ષને વફાદાર રહેવાની છે. આ વખતે વિરોધ પક્ષોને ઠીક પ્રમાણમાં વિજય મળ્યો છે તેથી તેમણે પ્રમાણભાન ગુમાવીને દરેક રાજ્યમાં વાંદરવેડા આદર્યા છે. કેટલાકને આમાં પીઢ લોકશાહીના દર્શન થાય છે; નિષ્ણાતો એમ માને છે કે હવે જ સબળ વિરોધ પક્ષો આકાર લઈ રહ્યા છે. પરંતુ પ્રજાએ જેમને ચુંટીને મોકલ્યા છે એવા પ્રતિનિધિઓને એક પક્ષમાંથી બીજામાં લેવા જાણે સટ્ટાબાજી ખેલાઈ રહી છે! આ વિરોધ પક્ષોના હાથમાં સત્તા આવશે ત્યારે સુકર્ણની જેમ મદાંધ તો નહિ બની જાયને? લોકશાહીનું કોઈ તંદુરસ્ત વલણ ન જ અપનાવવું એવું તો નક્કી નથી કર્યું ને?

## માણભટ્ટ માણેક

ગુજરાતી સાહિત્યના બે ધુરંધરો પોતાના જીવનસ્વપ્નની સિદ્ધિ માટે એકલે હાથે ઝઝૂમી રહ્યા છે, એક છે શ્રી ચંદ્રવદન મહેતા જેઓ નાટ્યપ્રવૃત્તિ અને નટઘરના પુનરોદ્ધાર માટે પોતાનું સર્વશ્રેષ્ઠ આપી રહ્યા છે. બીજા છે શ્રી કરસનદાસ માણેક. આજે લગભગ પાસઠ વર્ષની ઉંમરે, તેઓ યુવાનના જુસ્સાથી આખ્યાન - કીર્તનદ્વારા સમાજનું કલેવર બદલવા ગામેગામ ફરી રહ્યા છે. કવિ, પત્રકાર, નવલિકાકાર, નવલકથાકાર, તત્વચિંતક એમ અનેક વિધ સિદ્ધિઓના સ્વામી શ્રી માણેક જીવનની સંધ્યાટાણે એક એવા પુરુષાર્થમાં મચ્યા છે, જે અભિનવ છે છતાં પ્રાચીન છે શુદ્ધ સાહિત્ય, સાત્વિક વિચારો અને આધ્યાત્મિકવાદ જનતાના તમામ સ્તરોનાં મનોરંજન સાથે પીરસી શકાય તે માટે આધુનિક વિચારધારાથી અભિપ્રેત, સાહિત્ય અને આખ્યાનનો પ્રાચીન વારસો સમાજમાં બહોળો ફેલાવો પામે તે માટે મુંબઈમાં કીર્તન-વિદ્યાલય શરૂ કરવા તેમણે ચક્રો ગતિમાન કર્યા છે. અને તેમાંથી તૈયાર થતા કીર્તનકારો, સિનેમાની હરીફાઈ કરશે, નૈતિક ધોરણ ઉંચું લાવવા પ્રયાસ કરશે. આ માટે ત્રણ લાખ રુપિયાની ટહેલ નાખી છે; કીર્તનસંસ્થા માટેની જગા મુંબઈના પરામાં મુકરર થઈ રહી છે. આપણે ત્યાં ભૂતકાળનો વારસો સજી-

વન કરવા જે પ્રયત્નો દેશભરમાં ચાલી રહ્યા છે, તેમાં શ્રી માણેકનું પ્રદાન વિશિષ્ટ અને અદ્વિતીય બની રહેશે. આ ઉંમરે તેમનું પોતાનું ઝાઝું કામ નથી કરતું પણ તેમની 'ઓરચેસ્ટ્રા' પ્રેક્ષકોને આબાદ જકડી રાખે છે. તેઓ વેદાંત-ઉપનિષદ્‌ના પ્રખર વિદ્વાન છે છતાં સરળ અને લોકભાગ્ય શૈલી તેમનો આગવો ગુણ છે. તેઓ માનવપ્રેમી છે અને કહેવું હોય તો કહી શકાય કે જીવંત સાહિત્યકારોમાં તેઓ એક જ 'અહમ્' નો શિકાર બન્યા નથી-વાણી અને વર્તનની એટલી સાલસતા તેમણે સિદ્ધ કરી છે.

## થોમ્સન પ્રેસ

બ્રિટનના અખબારી બાદશાહ લોર્ડ થોમ્સન એટલા પ્રેસ તથા અખબારોની માલીકી ધરાવે છે કે મુદ્રણ કળાના પ્રેસ આગળ હવે તેમનું નામ મુકાય છે એટલું જ નહિ પણ તે નામ આવે એટલે કોઇ જંગી યોજના સાથે હોય જ તેમ સમજી લેવાનું. ભારતમાં ફરીદાબાદ ખાતે તેમણે એક જંગી છાપખાનાનો પ્લેન્ટ ઊભો કર્યો છે જેમાં દર અઠવાડિયે અર્ધો લાખ પાઠ્યપુસ્તકો છપાઇ, બંધાઇ. સંપૂર્ણ તૈયાર થઇ બહાર પડશે. આ ત્રુટિ આપણે ત્યાં અત્યાર સુધી હતી અને તેનાથી કેળવણીના ક્ષેત્રે બહુ જ સહન કરવું પડતું હતું. ભારત જેવડા વિશાળ દેશમાં જ્યારે નિરક્ષરતાનું પ્રમાણ ઘટાડવા એક બાજુથી પ્રયત્નો થઇ રહ્યા હોય ત્યારે બીજી તરફ શક્તિશાળી પ્રેસના અભાવે પાઠ્ય પુસ્તકો દુર્લભ બનવાથી, તેવા પ્રયત્નો નિષ્ફળ જતા હોય તેવું અત્યારસુધી બન્યુ છે. આ ફન્નર હાથ ધરીને, આફ્રિકા એશિયાના ઘણાં રાષ્ટ્રોને, આ દિશામાં મદદ કરવાની પણ ભારતને એક સોનેરી તક છે, અને તે ઝડપી જ લેવી જોઇએ.

પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચ કેળવણી માટે ભારતની બધીજ મુખ્ય ભાષાઓમાં પાઠ્ય પુસ્તકોનો સવાલ ઘેરો બનતો જાય છે. અંગ્રેજી ભાષાને તિલાંજલિ આપવી છે, હિંદી અપનાવવી નથી અને માધ્યમ માતૃભાષામાં રાખવું છે. આમાં થોમ્સન પ્રેસ પણ કરીકરીને કેટલું કરે ?

*

## રડવાનો અવાજ સાંભળશું.... .... .... ....

'ગોલ્ડ રશ'ના દિવસોમાં કેલિફોર્નિયામાં સ્ત્રીઓ ઘણી ઓછી હતી ને બાળકો તો ભાગ્યે જ ક્યાંક દેખાતાં. પુરુષોને બહુ એકલું એકલું લાગતું ને પરિચિત અવાજો સાંભળવા માટે તેઓ તરસતા.

એક વાર ગાયકોની એક મંડળી આવી ને કાર્યક્રમ યોજાયો. ગામડાનાં બધાં જ સ્ત્રી-બાળકો ભારેમાં ભારે વસ્ત્રો પહેરીને ગયાં. સૌને મન આ મોટો ઉત્સવ હતો. સંગીત સાંભળવા બધા તૈયાર થઇને બેઠાં. વાદ્યોના સૂર મેળવાતા હતા ત્યાં પ્રેક્ષકગૃહના એક ખૂણામાંથી કોઇ બાળકના રડવાનો અવાજ આવ્યો. બાળકની માતા મુંઝાઇ ગઇ, આવો સરસ કાર્યક્રમ ગુમાવવાની એની ઇચ્છા ન હતી, પણ બીજાને ખલેલ ન પહોંચે એટલા માટે કચવાતે મને એ બહાર જવા ઊઠી. ત્યાં એક વૃદ્ધ બોલી ઊઠયા: 'બહેન, તું અહીં જ બેસ, સંગીત બંધ કરો, આપણે આ બાળકના રડવાનો અવાજ સાંભળશું, કેટલે દિવસે એ સાંભળવા મળ્યો છે ! લગભગ બે વર્ષ થઇ ગયાં !' બીજા પુરુષોએ તરત તાળીઓ પાડી એમાં સૂર પુરાવ્યો સંગીતનો જલસો થંભી ગયો ને બાળકે પોતાનું રુદનગાન આરામથી આલાપ્યું.

# શુદ્ધ વિવેક

**શ્રી કેદારનાથજી**

બજારમાં અનેક ચીજો વેચાય છે, પણ આપણે જ્યારે ખરીદવા જઇએ છીએ ત્યારે આપણી મનપસંદ ચીજ ખરીદીએ છીએ. ખરીદી કરતાં પહેલાં ખરીદ કરવાની શક્તિનો એટલે કે આર્થિક સ્થિતિનો પણ વિચાર કરીએ છીએ. પૈસાનો પૂરેપૂરો બદલો મળે તેની સાવધાની રાખીએ છીએ. જિંદગી પણ એક બજાર છે. ચિત્ત અનેક જગ્યાએ દોડે છે. તેની ગતિનો આધાર આપણી અંદર રહેલા રસો પર છે વિવેકી માણસે એવી વસ્તુ લેવી જોઇએ કે જિંદગીની આખર સુધી શાંતિ મળે. ભોજનમાં મિષ્ટાન્ન હોય, પણ અંતે કડવો કોળિયો આવે તો આખું ભોજન કડવું બને.

માનવતા વિના, સદ્‌ગુણો વિના હૃદયની શુદ્ધિ વિના આ વસ્તુ પ્રાપ્ત થતી નથી. જગતના બધા ધર્મોનો સાર આ છે. આપણે મનુષ્ય છીએ. પરમાત્માએ આપણને શરીર, બુદ્ધિ અને મન આપ્યાં છે. આપણાં બધા કાર્યો તેમની દ્વારા થાય છે. આ અંગો જેટલાં શુદ્ધ હશે તેટલાં આપણાં કાર્યો શુદ્ધ થશે. મારો હાથ ડામરવાળો હશે તો તેનાથી જે ચીજ હું ઉપાડીશ તે પણ ડામરવાળી થશે. આત્મા તો શુદ્ધ જ છે. જે બધો લેપ છે તે શરીરને, બુદ્ધિને અને મનને છે. અંદરની જ્યોતિ તો બરાબર છે, પણ તેની ઉપરનું આવરણ માટીનું છે. ચૈતન્યના પ્રકાશને આ આવરણ રુંધે છે, તેને કલુષિત કરે છે. સ્વચ્છ સ્ફટિકનું આવરણ હશે તો જ્યોતિ બરાબર ઝળહળશે.

જેમ ચિત્રકાર પ્રથમ મનમાં ચિત્ર કલ્પે ત્યાર પછી પિંછીથી કાગળ પર દોરે છે; ધનિક બનનાર કરોડપતિનું ચિત્ર મનમાં રાખે છે, તેમ માનવ બનવા માટે માનવીની રૂપરેખા અંતર સમક્ષ હોવી જોઇએ. અંદરનો નકશો પહેલા તૈયાર હોવો જોઇએ. માનવતાના માર્ગની આપણને ખબર હોવી જોઇએ. તેની સિદ્ધિની દિશાની જાણ હશે તો પ્રયત્નપૂર્વક મજલ કાપવાથી ધ્યેયને પહોંચી શકાશું.

આપણું ધ્યેય છે માનવતા પ્રાપ્ત કરવાનું. જે લોકો સજ્જન છે, જેમની બુદ્ધિ પ્રબળ છે. જેમનુ મન નિર્મળ છે, જેમનું શરીર કાર્યક્ષમ છે તેમના કાર્યો શુદ્ધ હોય છે. તેમના પ્રકાશમાં મેલ નથી હોતો. નિર્દોષ કર્મો સૌને ગમે છે. નોકર કપડા સ્વચ્છ રીતે ધૂએ તો આપણને સારુ લાગે છે. ધોએલાં કપડાનો ઢગલો કરે તેના કરતાં તેની ગડી કરી ઇસ્ત્રી કરી વ્યવસ્થિત રીતે દરેકનાં કપડાં અલગ ગોઠવે તો તે વળી વધુ ગમે છે જેમ જેમ તે બુદ્ધિ ચલાવી વ્યવસ્થિત રીતે નિર્દોષ કર્મો કરે છે તેમ તેમ તેના કાર્યો આપણને અધિક ને અધિક પ્રિય લાગે છે. ટૂંકમાં, શરીર, બુદ્ધિ ને મનમાંથી જડતા જતી રહે તો આપણાથી શુદ્ધ કાર્ય જ થતું રહેશે. આથી જ આપણે સર્વાંગી વિકાસ સાધવો જોઈએ. ઇન્દ્રિયોમા જ્યા સુધી જડતા છે ત્યાં સુધી તે બરાબર કામ કરતી નથી. ચેતનતા એ વિકાસનુ લક્ષણ છે

શક્તિનો ઉપયોગ શી રીતે થાય છે તેના પરથી તેની શુદ્ધિ–અશુદ્ધિનું પ્રમાણ નીકળે છે. માનવ બનનારે સાવધાનીપૂર્વક જોવું જોઈએ કે માનવશક્તિના આવિર્ભાવ બરાબર થાય છે કે કેમ? શક્તિ બે રીતે વધે છે. એક તો કુદરતી રીતે અને બીજી પ્રયત્નપૂર્વક. શરીર કુદરતી રીતે તો વધે જ છે, પણ વ્યાયામ, આસન, પ્રાણાયામ દ્વારા ખીલવવામાં આવે તો ઘણો ફેર પડે છે. મનુષ્ય કેવળ કુદરત પર આધાર રાખીને જીવનાર પ્રાણી નથી. તે પશુની માફક ઘરબાર, વસ્ત્રો વિના ફરતો નથી. તેણે જીવન પદ્ધતિસરનું બનાવ્યું છે.

જેને વિકાસ સાધવો છે તેણે પ્રયત્નશીલ રહેવું

જોઈશે. તેણે સંયમી બનવું પડશે. શક્તિનો બળનો ઉપાસક ગમે તેટલો અને ગમે તે ખોરાક નહિ લે. તે તો યોગ્ય ખોરાક પ્રમાણસર લેશે. પરીક્ષાના દિવસોમાં વિદ્યાર્થીઓ પરિમિત ભોજન કરે છે, ઊંઘ પર કાપ મૂકે છે. જેને માંદાની સેવા કરવી છે તે રાતનાં બહુ ભોજન નહિ કરે. કોઇ પણ યોગ સાધવો હોય તો યુક્ત આહારવિહાર અને તે પણ નિયમિત હોવો જોઈએ. સર્વ યોગોમાં શ્રેષ્ઠ યોગ છે માનવતાનો.

સંયમ બે પ્રકારનાં લોકો કરે છે. અત્યંત સાત્ત્વિક લોકો અને અત્યંત લોભી તેમજ કપટી લોકો. કપટી કોઇ દિવસ પોતાનો ગુસ્સો નહિ જણાવે. સાધુસંત અને કપટી ક્રોધનો સંયમ કરે છે, પણ બંનેના હેતુ જુદા હોય છે. એક દગો દેવા સંયમ કરે છે, જ્યારે બીજો ક્ષમા આપવા. લોભી સંયમ દ્વારા ધનસંચય કરે છે, જ્યારે સાધુ માનસિક શક્તિ ભેગી કરે છે. વિવેક અને સંયમ વિના માનવ બનાતું નથી. વૃત્તિઓની પાછળ પડવાથી માનવતા સાધ્ય થતી નથી. સમુદ્ર કિનારે બેસીને નિરીક્ષણ કરીશું તો જણાશે કે લહેરો, તરંગો સતત આવ્યા જ કરે છે, તેવું જ મનના તરંગો વિશે છે. વૃત્તિઓ ટેવ, આદત, સંસ્કાર વગેરે મુજબ પડે છે. તેમનું પોષણ કરવાથી તેમનું શમન થતું નથી, સંયમથી શમન થાય છે. સંયમ પણ વિવેકપૂર્વક અને સાધનાથી કરવો જોઇએ.

સર્વ પ્રથમ આપણે એ તપાસીએ કે આપણો રસ્તો માનવ બનાવનો છે કે દાનવ? આચાર વિના, પ્રયત્ન વિના, ઉપવાસ વિના, ભક્તિ વિના તમે માનવ નહિ બની શકો. અંગ્રેજી શીખવું હોય તો આદિવાસીને ત્યાં જવાથી નહિ શીખાય; તરતાં શીખવું હોય તો ડુંગર પર જવાથી નહિ આવડે; તે તો અંગ્રેજી જાણકાર પાસે જવાથી અને નદીએ જવાથી જ શીખાશે.

આપણે સુંદર મનુષ્ય કોને કહીશું? જેનાં શરીર, બુદ્ધિ અને મન સપ્રમાણ ખીલેલાં છે, જેમની બુદ્ધિની સાથે શુદ્ધિ સધાઇ છે, જેનો વિકાસ સર્વાંગી છે, જેનું શરીર નીરોગી, મજબૂત, ખડતલ, કાર્યક્ષમ, સ્ફૂર્તિવાળું, ચપળ, બળવાન છે; જેની બુદ્ધિ વ્યાપક, તેજસ્વી, કુશાગ્ર, તીક્ષ્ણ, પ્રખર, જાગૃત, સ્થિર, દૃઢ, પવિત્ર, સ્વાધીન અને સમ છે, જેનામાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર વગેરેના વેગોને રોકવાની શક્તિ છે, જેની વાણી વિવેકી સત્ય, વ્યવસ્થિત, મુદ્દાસર, મૃદુ, મધુર અને પ્રેમાળ છે; જે સદ્‌ગુણસંપન્ન છે; વિવેક, સંયમ, પુરુષાર્થ, દયા, પ્રેમ, મિત્રતા, વાત્સલ્ય, ઉદારતા, નમ્રતા વગેરે જેનાં જીવનમાં વણાયાં છે તે સુંદર મનુષ્ય છે.

મહાન સંત જ્ઞાનેશ્વરે સત્વગુણોથી યુક્ત એવા મનુષ્યનું વર્ણન આ રીતે કર્યું છે:

'વસંતઋતુમાં કમળો વિકસિત થયા પછી તેમની સુગંધ જેમ સહેજે ચારે બાજુએ પ્રસરે છે તેવી રીતે જેના હૃદયમાં પ્રજ્ઞા ઓતપ્રોત ભરાઇ ગઇ છે તે અંદર રહી શકતી નથી અને ઇન્દ્રિયો દ્વારા બહાર પલટવા માંડે છે. તેની ઇન્દ્રિયોને આંગણે વિવેક કામ કરે છે. તેના હાથપગને પણ જાણે જ્ઞાનદૃષ્ટિ ફૂટી હોય એમ લાગે છે. સત્કર્મ અને દુષ્કર્મના ભેદ તેની ઇન્દ્રિયો સમજી શકે છે. વિચાર કરીને નક્કી કરવાની તેને જરૂર પડતી નથી, ન જોવા જેવી વસ્તુ તરફ તેની આંખ જતી જ નથી, ન સાંભળવા જેવા શબ્દો તેના કાનમાં જતાં જ નથી, ન બોલવા જેવા શબ્દો તેની જીભ ઉચ્ચારી શકતી જ નથી દીવા સામે જેમ અંધકાર ટકતો નથી તેમ નિષિદ્ધ વસ્તુઓ તેની ઇન્દ્રિયો આગળ આવી શકતી નથી.'

અખંડ વિવેકથી અને સાવધપણે વર્તવાથી માણસની ઇન્દ્રિયોના ધર્મો જ પરમ શુદ્ધ બને છે.

આ પ્રમાણે છે માનવતાની સિદ્ધિની દિશા. તેનો પ્રારંભ થાય છે વિવેક અને ચિત્તશુદ્ધિના પ્રયત્નથી અને અંત થાય છે સદ્‌ગુણોની પરિસીમામાં. ચિત્તશુદ્ધિ માટે સંયમની જરૂર છે. સંયમ વિના શક્તિસંચય નહિ થાય. શક્તિ વધ્યા વિના સદ્‌ગુણોમાં પરિપૂર્ણતા નહિ આવે. સદ્‌ગુણોની પારસીમા માટે પુરુષાર્થની જરૂર છે. વિવેક જીવનનો ભોમિયો છે. યોગ્ય નિર્ણય કરવાની શક્તિ એટલે જ શુદ્ધ વિવેક.

# શા માટે ચાટે છે?

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

"ભાઈ, તું મારું બધું દૂધ દોહી લે છે. મારા વાછડા માટે જરાયે બાકી રાખતો નથી! પછી એ દૂધમાં પાણી ભેળવીને એને તું વેચે છે. લોકો એથી એમ માને છે કે, મારું દૂધ જ પાણીવાળું છે. મારા દૂધની આવી નિંદા મારથી સહન થતી નથી!" ગાયે ગોવાળની સામે પોતાની ફરિયાદ રજૂ કરી. પછી ગાયનું હૈયું ભરાઈ આવ્યું અને તે મમતાથી પોતાના બચ્ચાને ચાટવા લાગી.

ગાયની એ વાત ગોવાળની સમજમાં ન આવી.

પાસે જ એક ભેંસને બાંધવામાં આવી હતી. તે ગાયને કહેવા લાગી: "દૂધ તો આ માણસ ટીપેટીપું નિચોવી લે છે; પરંતુ પેટપૂરતું ખાવાનુંયે આપણને એ આપતો નથી, બહેન!"

પોતાની નજરની સામે તાજું કાઢેલું દૂધ લઈ જવા માટે એક દાકતર પોતાના પરિવાર સાથે ત્યાં આવ્યો હતો. તે ગોવાળને કહેવા લાગ્યો: "જો ભાઈ, તું દૂધમાં પાણી ભલે મેળવે. પરંતુ મહેરબાની કરીને ગંદું પાણી કદીય મેળવતો નહીં, સમજ્યો કે?"

"જુઓ દાકતર સાહેબ," ગોવાળે આંખ પહોળી કરતાં કહ્યું: "મારી આગળ આવી વાત કરશો નહીં. ક્યારેય દૂધમાં પાણી મેળવું છું ખરો કે?" તેણે પોતાનું દૂધ દોહવાનું વાસણ ઊંધું વાળીને એ બતાવતાં કહ્યું. પછી તેણે જોરથી વાસણ પર ટકોરા માર્યા અને દાકતર સાહેબને પૂછ્યું: "મહેરબાન સાહેબ, સાંભળો; આ અવાજ ખાલી વાસણનો છે ને?" અને તે ઝડપથી ગાય દોહવા લાગ્યો.

દાકતરની સાથે એનો કમ્પાઉન્ડર પણ હતો. તેણે જણાવ્યું કે, આજકાલ ગોવાળો ગાયોને ખૂબ નિમક ખવડાવે છે. તેથી ગાયનું દૂધ પાતળું થઈ જઈને વધારે પ્રમાણમાં નીકળે છે.

ગોવાળ બોલ્યો: "જો અમને દૂધનો ભાવ બરોબર આપવામાં આવતો હોય; તો દૂધમાં કોઈને મિલાવટ કરવાની જરૂર શી પડે?"

એ સાંભળીને દાકતરની પત્નીએ કહ્યું: "તું ક્યાં ઓછો ભાવ લે છે? અમે કેટલોય ભાવ આપીએ તોયે તમને બધાંને એવી બૂરી આદત પડી ગઈ છે કે દૂધમાં સેળભેળ કર્યા વિના ચેન જ પડતું નથી. ભાવ ભલેને વધારે આપવામાં આવે, છતાં તમે આ કુટેવ કંઈ ઓછી છોડી દેવાના છો?"

ગોવાળ પણ કોઈથી ગાંજ્યો જાય એવો ન હતો. એણે તોરમાં જવાબ આપ્યો: "આજકાલ ઘાસચારાનો શો ભાવ છે, એ તમે જાણો છો ખરાં કે? તમને તમારા પગારમાં વધારો થયો છે એ દેખાતો નથી; ફક્ત અમારા દૂધનો ભાવ જ આંખે ચડે છે. બાઈસાહેબ, મોંઘવારી બધી બાજુએ વધી રહી છે"

ગાયનો વાછડો આ બધી વાત સાંભળતો હતો. પરંતુ એ બાપડાને એમાં કશું સમજાયું નહીં. દૂધ કોને કહેવાય અને એમાં પાણી શા માટે મેળવવામાં આવે છે, એ તે સમજી જ શક્યો નહીં.

તે પોતાની માંને પૂછવા લાગ્યો: "મા, મા, આ લોકો શું કહી રહ્યા છે? દૂધ એ શી વસ્તુ છે?"

બિચારી ગાય શો જવાબ આપે? એની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે બાપડી પોતાના બચ્ચાને વહાલથી ચાટવા મંડી પડી.

આ બાજુ ડાકતરના નાના દીકરાએ એમને પૂછ્યું: "પિતાજી, ગાય વાછડાને શા માટે ચાટે છે?"

ડાકતરે એવા પ્રકારનું સાહિત્ય ખૂબ વાંચ્યું હતું. તે બોલ્યા: "બેટા, ગાયને નિમકની જરૂર રહે છે, વાછડાને ચાટવાથી એ તેને મળી રહે છે!"

ડાકતર સાહેબે ખૂબ ખૂબ ભણીને પોતાના હૃદયને પથ્થરની પેઠે કઠોર બનાવી નાખ્યું હતું.

## નવી દૃષ્ટિ

સવારના ચારેક વાગ્યા હશે. સાબરમતી આશ્રમમાં ગાંધીજી સહિત સહુ કોઈ પોતપોતાનાં નિત્યકર્મમાં પરોવાયાં હતાં. બિન્દુજી મહારાજ તો રામાયણના પ્રખર અભ્યાસી વહેલી સવારથી રામાયણની ચોપાઈઓ બોલતા હતા.

> અલ્પ મૃત્યુ નહિ કવનિઉ પીરા,
> સબ સુંદર સબ બિરુજ શરીરા,
> નહિ દરિદ્ર કોઈ દુઃખી ન દીના,
> નહિ કોઇ અબુધ ન લચ્છન હીના.'

ચોપાઇના આ એકેએક શબ્દોને હવાની લેરખી બાપુના કાન સુધી ખેંચી ગઈ....બાપુ તો રસિક ને અભ્યાસી...એમણે તુરત જ બિન્દુજી મહારાજને પૂછ્યું: 'બિન્દુજી, આ ચોપાઇનો અર્થ શો!'

બિન્દુજી મહારાજ હસી પડયા. બોલ્યા: 'બાપુ, આ તે કોઇ પ્રશ્ન છે? એ ચોપાઈ તો બિલકુલ સ્પષ્ટ છે.'

બાપુએ તે છતાં બિન્દુજી મહારાજ પાસેથી એનો અર્થ સાંભળવાનો આગ્રહ રાખ્યો.

બિન્દુજી મહારાજ બોલ્યા, 'બાપુ, એનો અર્થ સીધો જ છે. તુલસીદાસજી રામરાજ્યની પ્રશંસા કરીને કહે છે, 'રામરાજ્યમાં નાની અવસ્થામાં કોઇનું મૃત્યુ ન થતું, કોઇને કંઇ પીડા ન થતી, સર્વેના શરીર સુંદર તથા નીરોગી હતાં. કોઇ દરિદ્ર દુઃખી કે દીન ન હતું. કોઇ મૂર્ખ કે સુલક્ષણોથી રહિત ન હતું......'

'બસ?' બાપુ હોઠમાં હસ્યા. એમણે ફરીને પ્રશ્ન કર્યો 'રામરાજ્યમા કોઇ દરિદ્રી, દુઃખી કે દીન ન હતું એનું કારણ શું?'

બિન્દુજી મહારાજ કંઇ વિચારે ચડી ગયા, 'બાપુ, એમા કારણ શું હોય વળી? એ તો...એ તો...રામચંદ્રજી જેવા રાજા હતા એટલે..' સ્પષ્ટ જવાબ ન આપી શક્યા.

તુરત બાપુજીએ કહ્યું: 'બિન્દુજી, તુલસીદાસજી પોતે જે કંઈ લખે છે તેનો જવાબ પોતે જ આપે છે એમના પુસ્તકમાં...જુઓ, તમે વાંચ્યું એનાથી સ્હેજ ફેર કરીને હું એ પંક્તિઓ વાંચું, તો?...' બાપુ એ લીટીઓ, ઉપર નીચે કરીને અર્થ બેસાડવા માંડયો. 'રામરાજ્યમાં સૌનાં શરીર સુંદર તથા નીરોગી હતાં, અર્થાત્ સૌ શારિરીક શિક્ષા લેતા, કસરત કરતા, શરીર પ્રત્યે કાળજી રાખતા; તેથી—

'અલ્પ મૃત્યુ નહિ કવનિઉ પીરા' નાની વયમા કોઇનું મૃત્યુ ન થતું તેમજ કોઇ પીડિત ન હતું એ પ્રમાણે જ, રામરાજ્યમાં કોઇ અબુધ, કે લક્ષણ રહિતનું ન હતું એટલે કે રામરાજ્યમાં સૌ કોઇ શિક્ષણ લેતુ, જ્ઞાન સંપાદન કરતું, સંસ્કાર પામતું તથા પોતાના ધર્મ, ફરજને કર્તવ્યને સમજતું તેથી—

'નહિ દરિદ્ર, કોઇ દુઃખી ન દીના'

કોઈ દરિદ્રી, દુઃખી કે દીન ન હતું.

સૌ મહેનત કરી શકતા, સૌ બુદ્ધિ ચલાવી શકતા, સૌ જીવન જીવવાના વિવેક પ્રમાણે જીવન જીવતા...'

બિન્દુજી મહારાજ તો દંગ થઇ ગયા. બાપુએ ફરીને કહ્યું: 'હિંદમાં પણ જો દરેક મનુષ્ય એ પ્રમાણે વર્તતો થઇ જાય તો હિંદ રામરાજ્ય બની જાય.'

ગાંધીજીની અર્થ ઘટાવવાની શકિત જોઇને બિન્દુજી મહારાજને એમના પ્રતિનો આદર વધ્યો. એમણે તે જ દિવસથી રામાયણ વાંચવા—વિચારવાની દૃષ્ટિ બદલી.

રવીન્દ્રનાથની 'ગીતાંજલિ'ને કેન્દ્રમાં રાખી, ટાગોરની ભાવસૃષ્ટિ એમના વ્યાખ્યાનમાં એમણે આબાદ ખડી કરી. જીવન ને મૃત્યુનો મહિમા, પરમ પ્રભુનો મહિમા, માનવજીવનની મહત્તા ને ગંભીરતા, ભારતીય સંસ્કૃતિની રગરગમાં વ્યાપેલી ઊર્ધ્વાભિમુખ આધ્યાત્મિકતા —આ બધું એમણે સુંદર રીતે ચિત્રિત કર્યું. ઝરમર ઝરમર મેઘ-ધારા મંદ મંદ વરસતી હોય એવી, કદીક તો અતિ મંદ, કદીક જ ઊંચો સૂર કાઢતી, ભાવાનુસારી આરોહઅવરોહવાળી એમની ગંભીર મંગલ પ્રાસાદિક વાણી, વચ્ચે વચ્ચે પથરાઇ જતું અખંડ મૌન, એ મૌન દ્વારાયે શ્રોતાઓનાં હૃદય સાથે રચાઈ જતો સેતુ, એમના હૃદયમાંથી રણકી ઉઠતી શ્રદ્ધા, એમનું ભવ્ય વાર્ધક્ય-સમગ્ર વક્તવ્યમાં, સમગ્ર વાતાવરણમાં, ચૈતન્યનો કોઈ નવીન જ અંકુર રેલાવી ગયું....ગુજરાતી ભાષા પર-એમનો કાબુ એકંદરે પ્રશસ્ય ગણાય તેવો છે.

રવીન્દ્રનાથ પાસે, અંતેવાસી બનીને, મલ્લિકજી લગભગ બાવીસ વર્ષ રહ્યા, પણ એમાં ભાગ્યે બાવીસ વાક્ય રવીન્દ્રનાથ સાથે બોલ્યા હશે! કેમ? મનમાં એમ હશે કદાચ, કે 'આવી મહાન વિભૂતિનો કીમતી સમય મારાથી કેમ લેવાય?' રવીન્દ્રનાથ જે કીમતી કાર્ય કરી રહ્યા છે, તેના મૂક દ્રષ્ટા કે સાક્ષી બનવું, તાનપુરાની જેમ તાન પુરાવવી, ચુપચૂપ અંતરમાં પ્રેરણા ઝીલવી ને એમનો અમૂલ્ય વારસો વેડફાવા ન દેવો, બને તેટલો જીવતો રાખવો, —આવી દૃષ્ટિ હશે? હશે કદાચ. પણ રવીન્દ્રનાથની સાથે વાતો ન કરવામાં, એમનો અમૂલ્ય સમય ન લેવામાં, એમની દૃષ્ટિ મુખ્યત્વે તો આ હતી—એમની સાથે મારી જે વાતો હોય તે તો મનની ભૂમિકા પરની હોય, જ્યારે એમની ભૂમિકા તો પ્રજ્ઞાની કક્ષાની અતિમનસની છે; તેથી એમની સાથે તો મૌન દ્વારા હૃદયાનુસંધાન સધાય એ જ વધુ યોગ્ય.

★

મલ્લિકજીના મધુર અવાજથી રવીન્દ્રનાથ ખૂબ આકર્ષાયા. સંગીતનું રીતસરનું જ્ઞાન મલ્લિકજીને મળે તો એમનો કંઠ કેટલો મોહક બની રહે, એ વિચારે રવીન્દ્રનાથે સંગીત શિક્ષણની વ્યવસ્થા કરી. થોડા વખત પછી ઉસ્તાદ કહે, 'મલ્લિકજી, આ ભવે તો શું આવતે ભવ પણ સંગીત શીખી શકશે નહિં.' રવીન્દ્રનાથને એ વખતે શું થયું હશે તે તો એ જ જાણે પણ મલ્લિકજી જેવાના મધુર કંઠે, પણ રવીન્દ્રનાથ પોતાના ગીતને જુદી ઢબે ગવાતું સાંભળતા ને દુખી દુખી થઇ જતા. 'મારા ગીત તારે કદી ન ગાવાં' એમ રવીન્દ્રનાથે એકવાર સખત મના કરી; ને મલ્લિકજીએ તેથી જ તે દિવસથી પ્રતિજ્ઞા કરી 'જી, હવેથી આપનું ગીત કદી નહીં ગાઉં.' આ પ્રતિજ્ઞા જિંદગીભર પાળનારનો સંયમ ને વેદના પણ કેવા અસાધારણ હશે? કવિની કવિતાનો પ્રાણ જેમાં પૂરેપૂરો ન ઝિલાય, એ સંગીત ગમે તેવું હોય, પણ રવીન્દ્રનાથની દૃષ્ટિએ તો કવિતાનો શત્રુ જ બની જતું. એવે પ્રસંગે રવીન્દ્રનાથનો પુણ્યપ્રકોપ પણ કંઇ કારમો બની જતો. પોતાનાં ગીતો વિશે એમણે જ ક્યાં નથી કહ્યું: 'ગીતોમાંથી હું જે વસ્તુ, પ્રગટ કરવા માંગતો હતો, તે તો મેં કોઇના પણ કંઠમાંથી પ્રગટ થતી જોઇ નહિ. મારે જો કંઠ હોત તો કદાચ હું સમજાવી શકત કે મારા મનમાં શું છે'

*

વર્ષાન્તે વિદાયવેળા એક બહેન મલ્લિકજીના હસ્તાક્ષર લેવા આવ્યાં એમની ઇચ્છા મલ્લિકજી દ્વારા રવીન્દ્રનાથના હસ્તાક્ષર પણ મેળવવાની હતી. મલ્લિકજીએ એ બહેનને કહ્યું: 'હસ્તાક્ષર તમે જાતે જ જઇને માંગો ને મળશે. પ્રભુને પામવામાં કોઈની દલાલી ન ચાલે, તેવું જ ગુરુશિષ્યના સંબંધનું છે.' ને પોતે હસ્તાક્ષર આપતાં, તે વખતે હવામાં જે ચલણી સૂત્ર ગુંજતું હતું તે લખ્યું. 'નો થાયસેલ્ફ' 'તારી જાતને પૂરી પિછાન.'

રવીન્દ્રનાથે મલ્લિકજીના હસ્તાક્ષર જોયા ને પોતાના હસ્તાક્ષર આપતાં માર્મિક રીતે લખ્યું, 'ફરગેટ ધાયસેલ્ફ' 'તું તારી જાતને વીસરી જા.' પોતાની જાતને પિછાનનામાં માણસ વધુ આત્મરત, અહંભાવી, અહંકેન્દ્ર બની જાય કદાચ, એવો રવીન્દ્રનાથને ભય હશે ને તેથી તેમણે આત્મવિલોપન દ્વારા આત્મ-શોધનની વાત કરી હશે? 'સેલ્ફ-ફુલફીલમેન્ટ થ્રુ સેલ્ફ-ઇફેસમેન્ટ.' ટાગોર અન્યત્ર પણ કહે છે: 'પરિચય પામ્યો પોતાનો આઘાતે આઘાતે, વેદના-વેદનાએ: સત્ય છે કઠોર. કઠોર થકી કરી પ્રીતિ-એ કદી નવ જાય છેતરી.' આ માર્મિક લખાણુમાં રવીન્દ્રનાથનું વિનોદી વ્યક્તિત્વ પણ કેવું પ્રકાશી ઊઠે છે!

*

પ્રતિવર્ષ માઘોત્સવ-પ્રસંગે રવીન્દ્રનાથ આશ્રમવાસીઓ સમક્ષ પ્રવચન આપે. પોતે દેશમાં ક્યાંય પ્રવાસ કરતા હોય, પણ આ પ્રસંગે તો આશ્રમમાં અચૂક પાછા આવી જાય. એકવાર માંદગીને કારણે એ પ્રવચન ન આપી શક્યા ને એ કામ એમણે મલ્લિકજીને સોંપ્યું. ભલભલા અધ્યાપકોને મૂકીને, આ કામ પોતાને સોંપાયું તેથી મલ્લિકજીનાં ક્ષોભ અને સંકોચનું તો પૂછવું જ શું? ગુરુની આજ્ઞાનો અનાદર કેમ થાય? પણ ત્યારે એમની કક્ષાએ તો શી રીતે પહોંચાય? ને તેથી, પ્રવચન જો સંતોષકારક ન નીવડ્યું તો...આવી દ્વિધા ચાલતી હતી. છેવટે મલ્લિકજી તો બધું ખંખેરી નાખી, દૂર દૂર ઘૂમવા નીકળી પડયા; કંઈ કરતાં જો કુદરતનો કાનમાં સંદેશો મળી જાય ને કંઇ સૂઝી જાય તો! છેવટે પ્રવચન તો થઈ ગયું. બીજે દિવસે મલ્લિકજીને ગુરુદેવે બોલાવ્યા. મનમાં તો ભારે મિમાસણ. 'શું હશે? શું કહેશે? મારો માલિક મને ઠપકો આપશે? ઠપકોયે ભલે આપે, પણ અરેરે, એ મને કવચિત જ કામ સોંપે, તેયે હું ન કરી શક્યો ને એમને મેં નિરાશ કર્યા?' પણ ગુરુદેવે જ્યારે એમને અભિનંદનથી વધાવી લીધા ત્યારે મલ્લિકજીએ જે ધન્યતા અનુભવી એ ગુરુદેવના પરમ પ્રસાદરૂપ બની ગઈ.

*

એંશી વર્ષે, ઇ. સ. ૧૯૪૧માં રવીન્દ્રનાથની –આ 'સેન્ટીનલ ઑફ ધી ઈસ્ટ' પૂર્વના સંત્રીની આખરી વિદાયવેળા આવી પહોંચી નિકટના આત્મીયજનોને રવીન્દ્રનાથ એમના છેલ્લા દિવસોમાં પોતાની પાસે બોલાવતા. ડૉક્ટરોએ એમને બહુ શ્રમ ન પડે માટે બોલવાની લગભગ બંધી કરી હતી. એ દિવસોમાં એકવાર અચાનક મલ્લિકજીને ગુરુદેવે બોલાવ્યા. મલ્લિકજીને ફાળ પડી. "શું હશે? આવી નાજુક પળોમાં મને તે શું કહેવાનું હશે? હું 'હાજર જનાબ' કહીને મારા એ માલિકની પાસે તો ઊભો રહીશ, પણ મારા જવાબથી એમને શાતા વળશે?" એ તો ગયા. ને રવીન્દ્રનાથ ગદ્‌ગદ્ કંઠે બોલ્યા: 'ઘણા અફસોસ સાથે આજે હું એકરાર કરું છું. મેં બધાને મારી કૃતિઓ, પુસ્તકો, જે કંઇ મારી પાસે આપવા જેવું હતું તે આપ્યું છે. રે, તને જ –મેં કંઇ નથી આપ્યું.' ને મલ્લિકજીનો પૂજ્યભાવ પરિસીમાએ પહોંચ્યો, 'અરે પ્રભુ, તમે મને તમારો કરીને રાખ્યો, નભાવ્યો, નવાજ્યો, એ શુ ઓછું છે કે મારે બીજી-કંઇએ વિશેષની ખેવના હોય? ના, ગુરુદેવ, તમે તો મને તમારું સર્વસ્વ આપ્યું છે. નદી વહે છે, મેઘ વરસે છે, સૂર્ય-ચંદ્ર પ્રકાશે છે, ત્યારે એ કઇ થોડું જ જોવા બેસે છે કે કોણે કયાં કેટલું ઝીલ્યું છે, કોને કેટલું મળ્યું છે. કયાં કેટલું ખૂટે છે? એમનો આનંદ તો વરસી જવાનો, વહેંચાઇ જવાનો, વિતરણનો છે. આપે એ જ ધર્મ બજાવીને મને ધન્ય કર્યો છે ગુરુદેવ!'

*

બાવીસ વર્ષ ગુરુદેવના સતત સાન્નિધ્યમાં રહી, ગુરુદેવ પ્રથમ પ્રભાતે ઊઠે તે

પહેલાં ચૂપચાપ તૈયાર થઈ, ઈ. સ. ૧૯૨૦ની જુલાઈના શરૂઆતના ત્રણ માસમાં એમના સાધનાખંડની પાછળ એમને ખબરે ન પડે તેમ પરમ ભાવુકતાથી નિયમિત બેસી, ગુરુદેવનાં ધ્યાન-દર્શનમાં લીન બનનાર મલ્લિકજીની સાધના કેટલી ભાવનામય ને તપસ્યા પૂર્ણ હશે? આ દર્શન પ્રસંગે મલ્લિકજીને એકવાર અલૌકિક અનુભવ થયો. થોડા વખત માટે જાણે આસપાસનું પાર્થિવ આવરણ 'ખસી ગયું' ને તનમનથી ઊર્ધ્વ, જે પેલી પારનું પરમ જગત છે, તેની વિરલ અનુભૂતિ થઇ. આત્માની દિવ્યતાની પણ અજબ પતીતિ થઈ.

રવીન્દ્રનાથે લખ્યું છે કે વાંસળીવાળો જાતજાતની વાંસળી બનાવે છે ને હરેક જુદી જુદી રીતે વાગે છે પણ કોણ જાણે કેમ, એમાંની એકબે વાંસળી કંઈ કમાલ બની ગઈ હોય છે એમાં બધું જ બરાબર, બધું જ માપસર હોય છે લાકડાનું માપ, અંદરનાં વેહ, એનું પોલાણ, બધું જ બસ નમૂનેદાર. બંસીવાળો વાંસળી તો તરેહતરેહની વગાડે છે પણ એને પેલી કમાલ વાંસળી વગાડવાનું જ સૌથી વધુ ગમે છે. વિધાતાએ પણ માણસ વિશે કંઇ એવું જ કર્યું જણાય છે. આપણે કહીશું, રવીન્દ્રનાથ વિધાતાની એવી કમાલ વાંસળી હતા. એવી કમાલ વાંસળી બનવાનું સદ્ભાગ્ય બધાનું તો કયાંથી હોય? પણ એવી કમાલ વાંસળી સાંભળનારે બડભાગી બની જતો હોય છે. મલ્લિકજીએ વિધાતાની એવી કમાલ વાંસળીના સૂર વર્ષો પંર્યત સાંભળ્યાં છે ને નમ્ર સાધકની શ્રદ્ધાથી પોતાના જીવનમાં ઝીલ્યાં છે, એ સદ્ભાગ્ય નાનુંસૂનું નથી. એ કમાલ વાંસળી તમારે સાંભળવી છે? તો રવીન્દ્રનાથની ઉત્તમ કૃતિઓનો આસ્વાદ લો, ને હા, મલ્લિકજીને સાંભળો. એમની ઉચ્ચાવસ્થામાં તમને પેલી કમાલ વાંસળીનો સૂર સંભળાશે.

*

## સુખી લગ્ન

એક બ્રહ્મચારી લગ્ન માટે મહર્ષિ તિરુવુવરની સલાહ લેવા ગયો. એણે પૂછયું: 'મહર્ષિ હું લગ્ન કરીશ તો સુખી થઇશ કે?' મહર્ષિએ કહ્યું: 'તારો પ્રશ્ન ઘણો કઠિન છે. તું બેચાર દિવસ મારે ત્યાં રહે ત્યાં સુધીમાં હું તને જવાબ આપીશ.'

તે દિવસે મહર્ષિ કાપડ વણવા બેઠા ત્યારે એમણે એક દોરો તોડી નાખી પોતાની પત્નીને કહ્યું, 'જરા દીવો પેટાવી આવ તો, આ સૂર્યપ્રકાશમાં કશું જ દેખાતું નથી.' એ વખતે ઘણો જ પ્રકાશ હતો તેથી બ્રહ્મચરીને મહર્ષિની આ વાતથી ઘણું જ આશ્ચર્ય થયું. હજી તે કાંઈ પુછે તે પહેલાં મ ર્ષિનાં પત્ની દીવો પેટાવીને લઇ આવ્યાં.

બીજે દિવસે સવારે ઠંડા ભાતની રાબ પીતાં પીતાં ઋષિએ એમનાં પત્નીને કહ્યું: 'આ જો ભાત ખૂબ જ ગરમ છે. મારો હાથ દાઝી ગયો, જરા પંખો લઇ આવ તો' મહર્ષિ હજી તો બોલવાનું પુરું કરે ત્યાં પત્ની એક પંખો લઈ આવ્યાં ને હાથ પર પંખો નાખવા લગ્યાં એ વખતે આશ્ચર્યથી બ્રહ્મચારી બોલી ઊઠયો, 'ભગવન, માતાજીને આપ આવું કષ્ટ કેમ આપી રહ્યા છો?'

ત્યારે ઋષિપત્ની પ્રેમભરી દષ્ટિ મહર્ષિ તરફ કરીને બોલ્યાં: 'નહિ, બેટા, મહર્ષિ તને બતાવે છે કે પતિનું સાંભળનારી મારા જેવી પત્ની જો તને મળશે તો લગ્ન ખરેખર સુખી બનશે.'

# જા, મીંદડી ચીતરી આવ....

શાંતિભાઇ આચાર્ય

રાજકોટમાં એકાએક ગાંધીભાઈઓ—શ્રી નવીનભાઈ તથા શ્રી ધીરેનભાઈ—ને મળવાનું થયું. શ્રી ધીરેનભાઇ સાથે વિશેષ પરિચય. દિલ ખોલીને વાતો થઈ જાય.

ધીરેનભાઇ જમતાં જમતાં વાતો કર્યે જતા હતા હું તેમની વાતોની સાથે સાથે તેમના જીવનમાં તદાકાર થઇ ગયેલા અત્યારના વણ્ય ભાવોને પણ મનમાં ઉતારી રહ્યો હતો. અમારી મલકમલકની વાતોમાથી આદિવાસીઓની વાતો નીકળી અને તે વાતોમાંથી સ્વ. ફા. એલ્વિનની પણ વાતો થઈ.

'આદિવાસીઓ અને ફા. એલ્વિનને તો જુદા પાડી શકાય તેમ નથી.' મેં કહ્યું.

'અરે તે વિના કોઇ પણ કામ શકય છે? તમે એક કામની પાછળ મંડી પડો નહીં ત્યાં સુધી એ કામ આવડયું ગણાય જ નહીં.' ધીરેનભાઇએ ઉત્તર વાળ્યો.

અને આ ઉત્તરના અનુમોદનમાં શ્રી નંદબાબુનો પ્રસંગ ટાંકતા કહ્યું :—

'શાંતિનિકેતનમા હું અભ્યાસ કરતો હતો ત્યારે એકવાર અમે બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ પર્યટનમાં ગયાં હતાં. સાથે સ્કેચબુક તો હોય જ. હું એક રમણીય સ્થળે બેસી એક ઝાડ ચીતરી રહ્યો હતો અને શ્રી નંદબાબુ પાછળ આવીને ઊભા રહ્યા; મને જરાય ખ્યાલ નહીં. નંદબાબુથી મારા આ ખોટા લીટા સહન નહીં થયા હોય કે કોણ જાણે. તેઓએ મને પૂછયું.

'અલ્યા, શું ચીતરે છે?'

'ઝાડ' મેં જવાબ વાળ્યો.

'ઝાડ તે કંઈ આમ ચીતરાતાં હશે?' સણસણતો પ્રશ્ન આવ્યો. 'તેના માટે તો સાધના કરવી પડે સાંભળ.' કહીને તેમણે એક વાત કહી.

'એક હતો છોકરો. મેલો, ઘેલો ને અભણ. પણ તેનું ચીતરકામ તરફ મન વળ્યું. પૂછતાં પૂછતાં ભાળ મળી કે દૂર દેશે એક ચિત્રકાર રહે છે તે આ કામ શીખવી શકે. છોકરાએ તો માબાપની રજા લઇને બાંધ્યું ભાતું અને મઠયો હાલવા. પૂછતાં પૂછતાં ચિત્રકારના ગામ આવીને ચિત્રકારને શોધી કાઢ્યા શોધ્યા તો ખરા પણ પીંછી હેઠી મેલે અને ઊંચું માથું કરે ત્યારે તેમની સાથે બોલાયને? સારી વારે ચિત્રકારનું ધ્યાન પડયું ત્યારે ધમકાવીને કહે,

'છોરા, કેમ આવ્યો છે?'

'ગુરુદેવ, ચિતરનાં શીખવું છે.' છોકરાએ પૂરા ભાવ સાથે કહ્યું.

'કોઇ દિ કંઇ ચીતર્યું છે?'

'ના બાપુ, ઇ શીખવા જ આવ્યો છું'

'તો તો ભાગ અહીંથી.' કહીને ચિત્રકાર તો પોતાના કામમાં પડયો.

'અરે બાપુ, કેટલા ગાઉથી...' વગેરે શબ્દો તો ચિત્રકારને, કામમા, સંભળાયા ય નહીં હોય. પરંતુ છોકરો ત્યાંથી હટયો નહીં. ફરીને ચિત્રકારની નજર પડી ત્યારે ય છોકરો તો ત્યાં જ બેઠેલો.

'એલા, હજી કેમ બેઠો છો?' ગુરુદેવ કોપીને બોલ્યા.

'બાપુ, ચીતર શીખવો' એ જ વાત ફરી ફરીને સંભળાઈ.

'ઠીક અહીંથી જા અને મીંદડી ચીતરીને આવ.—'

'પણ બાપુ...'

'હવે જા ભાઇ તને કહ્યું ને?'

છોકરાના સદ્‌ભાગ્યે જેને ત્યાં રહ્યો હતો તેમણે મીંદડી પાળેલી. પાસે બેસીને ચીતર કરવા જાય ત્યાં મીંદડી નાસે. આમ નાસભાગ કરતી મીંદડીને બે લીટા આમ ને બે લીટા તેમ કરીને છોકરાએ કાગળની ધરતી પર આલેખી. પાછો ઉપડયો ગુરુ પાસે.

ગુરુનું વળી ધ્યાન પડયુ તો છોકરો બેઠેલો "અલ્યા કેમ પાછો આવ્યો ? જા મીંદડી…"

'બાપુ આ રહી.' હરખભેર છોકરાએ ચિત્ર બતાવ્યુ.

ચિત્રકારે તો ફાડીને ટોપલીમાં નાખ્યું. ચિત્ર જોયું પણ નહીં ને પોતાના કામે વળગ્યો. બેઠેલા છોકરાને કહે, 'કહ્યુ ને કે મીંદડી ચીતરી આવ'

છોકરો ઊઠીને ગયો. ફરી ધ્યાનપૂર્વક મીંદડી ચીતરીને લાવ્યો પણ ગુરુનો તો એ જ વર્તાવ. ફરીને ચિત્ર ટોપલીમાં, ફરીને એનો એ આદેશ. આમને આમ ઘણો વખત ચાલ્યા જ કર્યું. છોકરો પણ કંટાળ્યો. શું કરવું ? એનું ખાન-પાન હરવું-ફરવું બધુ જ મીંદડી જેવું થઈ ગયું. આખરે મરણિયો પ્રયાસ કરીને મીંદડી ચીતરી ગુરુની પાસે લઇ ગયો. તેના દિદાર જોઇને જ ગુરુ તેને ભેટી પડયા અને કહ્યું કે, 'તને ચીતરતા આવડી ગયું. જા, ફતેહ કર.'

'આમ કોઈ પણ વસ્તુની પાછળ લગની વગર કશું આવડતું નથી ભાઇ.' કહેતાં શ્રી ધીરેનભાઈએ વાત પૂરી કરી અને નંદબાબુની એ વાત આજે પણ એમનાં જીવનમાં એવી જ તાજી હોય તેમ પોતાના કામમાં લાગી પડયા. મને પણ થયું કે કોઈ પણ કમની સાધના આવી-મીંદડીઓ ચીતર્યા વિના કયાંથી થાય ?

## રહીમ-વાણી

ઓછે કામ બડે કરે, તો ન બડાઇ હોય ।
જ્યોં રહીમ હનુમન્તકો, 'ગીરધર' કહે ન કોય ॥

–શકિતશાળી પુરુષો નાનાં નાના કામો કરે તેથી જગત કઇ તેમનાં ગુણગાન ગાતું નથી. મારૂતી-હનુમાનજી-દ્રાણાગિરિ ઊચકીને લાવ્યા; છતાં કોઈ તેમને 'ગિરધર' તરીકે ઓળખવા તૈયાર નથી.

જો બડે ન કો લઘુ કહો નહિ રહીમ ઘટિ જાહિં ।
'ગિરીધર' 'મુરલીધર' કહે, કછુ દુખ માનત નાહિં ॥

–હે રહીમ ! જે 'મહાન' તરીકે માન્યતા પામેલા છે તેમને 'નાના' તરીકે ગમે તે તેટલા સંબોધવામાં આવે છતાં તેમની કિંમત ઘટતી નથી. પર્વત ધારણ કરનારને મુરલી ધારણ કરનારા કહેવામાં આવે છતાં તેનું તેમને દુઃખ થતું નથી

–રશ્મિન મહેતા



# તથાગતને ચરણે

દેવેન્દ્રકુમાર કા. પંડિત

શ્રાવસ્તી નગરી આજ આનંદે હિલોળાય છે. આજ જેતવનમાં ભગવાન બુદ્ધ પધાર્યા છે. એટલું જ બસ નથી. અહીં એમણે ધર્મ પરિષદ્ યોજી છે. આજે એનો મંગલ પ્રારંભ છે. અહિંસા અપરિગ્રહ, સત્ય, દયા, ક્ષમા, ઉદારતા, ત્યાગ, પરોપકાર, પ્રેમ આ બધા સ્થૂળ તત્ત્વોની મિમાંસા થવાની છે. આજ શ્રાવસ્તી ધન્ય બની છે.

નગર બહાર રાજમાર્ગ પર રથ દેડતા જેતવન ભણી જાય છે. પીળાં, પાળાં, નીલા ને કેસરી આભૂષણો સજી નગરજનો રથ પર સવાર થઇ, રથ દોડાવી રહ્યા છે નાના ને મોટા, સ્ત્રી ને પુરૂષ, વૃદ્ધ ને જુવાન, જેતવન ભણી કદમ ઉઠાવી રહ્યાં છે



પણ, આ બધામાં, ભગવાન તથાગતની એક કડક આજ્ઞા છેઃ ધર્મપરિષદમાં, આવનાર કોઇએ, અંગ પર સુવર્ણાલંકારો,-આભૂષણો, પહેરી ન આવવું. સાદા વસ્ત્રોથી જ આવવુ.

અને, શ્રાવસ્તીની શ્રેષ્ઠ ધનાઢય નારી વિશાખા, પણ ભગવાન બુદ્ધની જ્ઞાન વાણી સાંભળવા રથ પર બેઠી.

શ્વેત અશ્વયુક્ત રથ પુરપાટ દોડતો, જેતવનની સમીપ આવ્યો કે, વિશાખા ચોંકી, એની ડોકમાં બહુમૂલો હાર રહી ગયો હતો.

પણ, એ ક્ષણે, તો રથ જેતવનના દરવાજે આવી ગયો હતો. અલંકારહીન નરનારીઓ, ભગવાન બુદ્ધ સમીપે જવા, ધસમસ્યા આવતાં હતાં. અને વિશાખાની ડોકમાં હાર હતો. શું કરવું ? પાછા જવું? તો જ્ઞાન શ્રવણ કેમ થાય?

ને, એણે દાસી સુપ્રિયાને કહ્યુંઃ

'હારનું શું કરવું !'

'પાછા જઇએ.'

'તો, તો, મનુષ્ય અવતારમાં, દુર્લભ એવી ભગવાન તથાગતની જ્ઞાન વાણીથી વંચિત રહેવાય.'

'આપ કહો.'

...'તું આ હાર, તારી પાસે રાખ ને સાચવ. વળતા મને આપી દેજે!'

વિશાખાએ, ડોકમાંથી હાર કાઢી સુપ્રિયાને આપ્યો.

ને, બેઉ ધર્મસભામાં-ધર્મમંડપમાં આવ્યાં. ધ્યાનસ્થ યોગી સમા વૃક્ષો, એની શીળી છાંયા અને માદકતાનો અભિષેક કરતા ચૂપચાપ ઊભા છે. ને, એની વચ્ચે, ઊંચી પથ્થર શિલા પર પદ્માસન સ્થિતઃ કમળપત્રશા નયનદ્વય યુક્ત ભગવાન બુદ્ધ પીળાં ઉત્તરિયથી દીપતા, શ્રમણોથી વીંટાએલા, એની જ્ઞાન-ધારા-જીવનના મૂલ્યો, ને હેતુ, લોકોને સમજાવી રહ્યા છે. અહિંસા ને હિંસા, સત્ય ને અસત્ય, ક્રોધ અને શાંતિ, મરણ અને જીવન પરિગ્રહ અને અપરિગ્રહ, દયા અને અદયા, શૌચ અને અશૌચના દ્વંદ્વોની ધીરગંભીર વાણીથી સમાલોચના કરી રહ્યા છે.

મોડે સુધી, આ અમીમય, સંભાષણ ચાલ્યું. પછી સૌ ભગવાન તથાગતે રજા આપતા વિખરાયા.

વિખરાએલા ઘણાંક શ્રાવસ્તી ભણી વળી નીકળ્યાં તો ઘણા વિશાળ જેતવનની સઘન વૃક્ષ રાજીમા પરિભ્રમણ કરતા ભગવાનના ઉપદેશ પર ચર્ચા ચલાવી રહ્યા છે. જીવનની પ્રતિક્ષણે પગ પગ પર ધર્મની કેટલી જરૂર છે અને ધર્મ પરાયણતા ના હોય તો જીવન કેવું વિષમય નર્કગામી બને છે આ બાબતો પર નગરવાસીઓ ચર્ચા કરી રહ્યા છે

વિશાખા અને સુપ્રિયા પણ ધીરે પગે બાગમાં આંટા મારતા ભગવાનના ઉપદેશ બોધ સાંભળી સભળી પૃથકકરણ કરી રહ્યા છે.

આ વખતે સુપ્રિયાને સોંપાયેલ હાર બાગમાં ક્યારે પડી ગયો તેની સુપ્રિયાને સરત જ ન રહી.

બીજી બાજુ વિશાખા અને સુપ્રિયા રથ પર બેસી પાછા વળ્યાં.

ધર્મપરિષદના માનવ મેળા વખતે ભગવાન બુદ્ધે એક નિયમ કરેલો કે કોઈની કાંઈ જણસ પડી જાય તે ચીજ શ્રમણોએ મુખ્ય શિષ્ય આનંદને સોંપવી.

જનમેદની વિખરાયા પછી એક શ્રમણને આ વિશાખાનો હાર મળ્યો ને એમણે તે હાર આનંદને આપ્યો.

આનંદ એ હાર લઈ ભગવાન પાસે ગયો ને કહ્યું,

'ભગવાન! વિશાખા આ હાર ભૂલી ગયાં છે.'

'એક બાજુ એ હાર રાખી દો.' ભગવાને આજ્ઞા આપી. આનંદે ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું.

આ બાજુ રથ પર સવાર થતાં જ સુપ્રિયાને હાર યાદ આવ્યો ને કહ્યું,

'હાર બાગમાં પડી ગયો છે લઈ આવું?'

'ના.' વિશાખાએ હાથ લાંબો કરી રથ પરથી ઊતરતી સુપ્રિયાને રોકીને કહ્યું.

'કાં!'

'એ હાર હવે મારાથી ન લેવાય!'

'પણ આપણે ક્યાં એ હારનું કોઈને દાન કર્યું છે?'

'દાનથી પણ સવિશેષ'

'કઈ રીતે?'

'એ હાર તથાગતના નિયમ પ્રમાણે આનંદ પાસે હશે.'

'આનંદ કાંઈ થોડાજ એ હારની ના પાડવાના છે?'

'ના ન પાડે પણ મારાથી એ લેવાય જ નહિ!'

'કાંઈ કારણ!'

'તું ધર્મને જાણે છે સુપ્રિયા! સાધુઓની સ્પર્શાયેલ ચીજ દાનથી અદકેરી બની જાય છે. આનંદનો એ હારને સ્પર્શ થયો એટલે

મારાથી તે ન સેવાય.' ધર્મના આવા નિગૂઢ તત્ત્વોથી અજાણ સુપ્રિયા દિગ્મૂઢ બની. ને બેઉ આવાસે આવ્યા.

થોડો સમય ગયો ને વિશાખાને એકાએક સૂઝ્યું: 'અરે આ તો મારાથી ખોટું થાય છે. હાર ત્યાં રાખીને તો મેં ભિખ્ખુઓની ચિંતા વધારી. એ હારને રાખશે ક્યાં? ધર્મ ધ્યાનમાં જ્ઞાન શ્રવણમાં ભિક્ષાટન કરવામાં મોટો અવરોધ આ હારથી ઊભો થશે.'

શું કરવું? વિશાખાએ ખૂબ ખૂબ વિચાર કર્યો. નજર દોડાવી. વજર્ય ગણાએલ આ હાર ભિખ્ખુસંઘમાંથી હટાવવા શું કરું તો તે સુખદ ને ધર્મકાર્ય ગણાય!'

દિવસનો ઘણો કાળ આ મનોમંથનમાં ગાળ્યા પછી એણે એક નિર્ણય કર્યો. પોતાનો આ હાર બનાવનાર કારીગરોને એજ ક્ષણે પોતાના આવાસે બોલાવીને પૂછ્યું:

'તમે મારો હાર બનાવી દીધેલ એના મૂલ્યની યાદી ખરી?'

'હા'

'કેટલી!'

'નવ કરોડ સૂવર્ણ મુદ્રા એ હારની કિંમત છે'

'એ સિવાય.'

'એ સિવાય લાખ મુદ્રા અમારું હાર બનાવવાનું મહેનતાણું.'

'સારું એજ કામ હતું હવે તમને રજા છે.'

કારીગરો ગયા.

બીજા દિવસનું પરોઢ પ્રગટ્યું. વિશાખાએ સ્નાન પ્રાર્થના કરી શુભ્ર નવાં વસ્ત્રો પહેરી સુપ્રિયાને કહ્યું:

'બહેન! અનુચરોને કહી રથમાં નવ કરોડ એક લાખ સુવર્ણ મુદ્રાની થેલીઓ અબઘડી જ શુભ મૂહુર્તમાં જ ભરાવો.'

આજ્ઞા લઈ સુપ્રિયાએ થોડા વિશ્વાસુ અનુચરોને આ કામે લગાડી દીધા પણ કોઈ વિશાખાના આ આદેશનો મર્મ કળી શકતું નથી.

મુદ્રાઓ રથ પર ગોઠવાઈ જતાં સુપ્રિયાએ આવી કહ્યું:

'આપની આજ્ઞા મુજબ મુદ્રાઓ રથ પર ચઢાવી દીધી છે'

'સારું, હવે રથ જોડો ને તું પણ સાથે ચાલ'

'કઈ તરફનું પ્રયાણ સારથી ને કહું!'

'ભગવાન બુદ્ધના વિહાર ભણી જેતવનમાં'

રથ તૈયાર થતાં વિશાખા ને સુપ્રિયા તેમાં બેઠાં જરા વારે એ રથ ભગવાન તથાગત જ્યાં ઊતર્યા હતા તે વિહારના દરવાજે આવી ઊભો.

દરવાજે રથ ઊભો રખાવી વિશાખા અંદર આવી ભગવાન બુદ્ધને નમી એક બાજુ ઊભી રહી. ભગવાન બોલ્યા:

'કેમ આવવું થયું?'

'ભિખ્ખુ સંઘને મેં આપેલ ઉપાધિ ટાળવા'.

'કેટલે!'

'ભગવાન મને ક્ષમા આપે, પણ ધર્મપરિષદમાં આવતાં મારો હાર મારી દાસી સુપ્રિયા અહીં ભુલી ગયેલ અને જે સાચવવાની મુશીબત પડે છે, તે નીવારવા આવી છું'.

'શી રીતે?'

'મૂલ્ય આપીને સુવર્ણ મુદ્રાઓ ચૂકવીને.'

'વિશાખા! ભિખ્ખુસંઘ મુદ્રાઓને શું કરે?'

'તો ભગવાન કહે.'

'વિશાખા, એ સનાતન નિયમ છે કે, ધનનો ઉપયોગ ધર્મ સારું જ થાય.'

'હજુએ ભગવાન કહે.'

'એ મુદ્રાઓથી વિહારના પૂર્વ દરવાજે એક આવાસ બનાવો કે જેમા ભિખ્ખુઓ સુખે રહી ધર્માભિમુખ બની શકે.'

'ભગવાનની આજ્ઞાનું પાલન થશે.'

'હવે, તમે, એ તમારું આભૂષણ પાછું

'લઈ જઈ શકો છો.'

'પ્રભુ ! એ આભૂષણ હવે મારાથી પાછું કેમ જ લઈ જઈ શકાય ?'

'કેમ ?'

'અલંકારો પહેરી પરિષદમાં ન આવવાના આપના નિયમનો મેં ભંગ કર્યો છે. ને, એ હારને શ્રમણોનો સ્પર્શ થયો, આથી એ વસ્તુ શ્રમણોની રહી ગણાય ને આથી જ એ હાર મારે વર્જ્ય છે.'

'એ હારનું મૂલ્ય તમે ભિખ્ખુસંઘને અર્પણ કરી ચૂક્યા એટલે હાર તો તમારો જ ગણાય !'

'ભગવાન ! નિયમ ભંગના અપરાધ બદલ અલંકારના રૂપમાં એ હાર નહિ લઈ જાઉં.'

'ત્યારે ?'

'કારીગરો આવી, એ હારને ભઠ્ઠીમાં લઈ જઈ, ગાળી નાખશે, પછી જ એ સ્વીકારીશ.'

વિશાખાની આ સમજણ ભરી દાનશીલતાથી ભગવાન બુદ્ધ પ્રસન્ન થયા.

યોગ્ય સમયે, કારીગરો વિહારમાં આવ્યા, હાર લઈ ગયા અને ભઠ્ઠીમાં નાખ્યો.

નવકરોડને એક લાખ મુદ્રાઓમાંથી, વિહાર પાસે જમીન ખરીદી ભિખ્ખુઓ માટે, ભવ્ય રહેઠાણ બનાવ્યું.

વિશાખાની આ દાનશીલતાથી શ્રાવસ્તી નગરી ધન્ય બની ગઈ.

*

શિવાજી કંસારી ત્રાંબા-પિત્તળનાં વાસણોના વેપારી હતા. સંત તુકારામના તેઓ અનન્ય ભક્ત, તુકારામની સાથે તે હંમેશ ભજન-કીર્તન કરે. જ્યારે જ્યારે સંત તુકારામ એમને ત્યાં જાય ત્યારે તે પોતાની દુકાન અચૂક બંધ રાખે ને સત્સંગમાં હાજરી આપે. અટલ વિશ્વાસ અને અનન્ય ભક્તિથી તે સંતની સેવાચાકરી કરે તેની પત્નીને પતિનું આ વલણ બિલકુલ ગમે નહિ. પતિની ધાર્મિક ઘેલછા માટે સંત તુકારામ જ જવાબદાર છે, ને પતિનું મગજ તેઓ જ ફેરવે છે એમ તે માને ને સંત ઉપર ખૂબ ખૂબ ગુસ્સે થાય.

એક દિવસ તેણે એક દુષ્કૃત્ય કર્યું.

સંત તુકારામને તેણે કહ્યું : 'આજે સખત ઠંડી છે માટે ગરમ પાણીએ સ્નાન કરો તો સારું. હમણાં જ હું આપને ગરમ પાણી કરી આપું છું.''

સંત તુકારામે 'હા' કહી.

કંસારીની પત્નીએ તેમને પાટલા ઉપર બેસવા જણાવ્યું અને તેમના ઉપર ગરમ ઉકળતું પાણી રેડ્યું. સંતને શરીરે દાઝ પડી ગઈ. આખે શરીરે ફોલ્લા ઊઠયા. સંત એ છતાં શાંત રહ્યા. રીસ કે રોષ એમના મનમાં જાગ્યા નહિ એક શબ્દ પણ તેમણે ઉચ્ચાર્યો નહિ. તેમનું મન હંમેશ શ્રી કૃષ્ણ મહાપ્રભુના ચરણકમલ તરફ જ સ્થિર રહેતું હોવાથી તેમને કશી જ પીડા જણાઈ નહિ.

કંસારીની પત્નીએ જ્યારે એ જાણ્યું કે સંતને શરીરે ફોલ્લા ઊઠયા હોવા છતાં એમને એની કશી જ અસર થઈ નથી ત્યારે તેને ખૂબ જ આંચકો લાગ્યો. તેનું માનસ એકાએક પરિવર્તન પામ્યું. પોતાના દુષ્કૃત્ય માટે તેને ખૂબ ખૂબ પસ્તાવો થયો. સંતની પાસે સહૃદય માફી માગીને તેણે કહ્યું : 'હે પરમ પૂજ્ય આત્મા, મને મારા દુષ્કૃત્ય માટે ક્ષમા આપો. તમારી કૃપાથી મારું માનસ-પરિવર્તન થયું છે હું હવે તદ્દન જુદા જ સ્વભાવની સ્ત્રી છું; મને અને મારા પતિને તમારા શુભ સાન્નિધ્યમાં રહેવાની પરવાનગી આપો.'

સંત તુકારામે એની વાતનો સ્વીકાર કર્યો. કંસારી દંપતી એ પછી એમના નિકટવર્તી અનુયાયીઓ તરીકે જ રહ્યાં.

# આચાર્ય રજનીશના સત્સંગમાં

કાંતિદેવી

## મૌન

રાત્રિ અંધકાર ભરી છે. અમે બધાં મૂગાં બેઠાં છીએ. આચાર્ય રજનીશજી સાથે મૂગાં બેસવું એ પણ એક અનુભવ અને આનંદ છે. એમના નિકટ સાન્નિધ્યમાં કેટલીયે વાર એવું લાગ્યું છે કે તેઓ મૌનમાં યે કશુંક કહે છે. એમને એ વિશે પૂછ્યું પણ હતું. તેઓ હસવા લાગ્યા. અને બોલ્યાઃ 'સત્ય કહેવા માટે કોઇ શબ્દ સમર્થ નથી, એ તો મૌન રહીને જ કહી શકાય! મૌન રહેવાનું આપણે જાણતા હોત તો રહસ્યનાં અનંત દ્વારો ખૂલી જાત! માણસની પીડા જ એ છે કે, તે મૂગો રહેવાનું ભૂલી ગયો છે. એ ભૂલને કારણે જ પ્રકૃતિ સાથેનો એનો સંબંધ વિચ્છિન્ન થઈ ગયો છે. પ્રકૃતિ પાસે તો મૌન સિવાય કોઇ ભાષા નથી, અને જે એ ભાષા ભૂલી જાય છે તે સહેજે પ્રકૃતિથી દૂર થઇ જવાનો. અને પ્રકૃતિથી દૂર થવું એ જ પીડા છે'

પછી તેઓ મૂગા થઇ ગયા. અમેય મૂગાં રહ્યાં. રાત્રિનો સૂનકાર સર્વત્ર સંભળાવા લાગ્યો. પવન વૃક્ષોને હલાવે છે. અને કંસારીનો રવ સંભળાય છે. અમે સજાગ અને મૂગાં છીએ. એ મૌનમાં અમે પીગળી જતાં હોઇએ એવું અનભવ્યું. ભીતરમાં કશુંક વિલીન થતું લાગે છે. એ મૌન અમને બાષ્પીભૂત કરી રહ્યું છે. ત્યારે તેઓ બોલ્યાઃ 'હું-ભાવ જ્યારે મટે છે ત્યારે મૌનની પ્રાપ્તિ થાય છે. એ ઓગળી ગયા પછી જ પ્રકૃતિ સાથે મિલન અને સંવાદ સધાય છે.'

કોઇએ પૂછ્યું, 'મૌન શી રીતે થવાય?'

ઉત્તરમાં એમણે કહ્યું, બસ થઇ જાવ! ઘણી વિધિ ને વ્યવસ્થાની વાત નથી. ચારે તરફ જે બની રહ્યું છે તે સજાગપણે જુઓ અને જે સંભળાય છે તે સાક્ષી ભાવે સાંભળો. સંવેદનો પ્રત્યે પૂરી સભાનતા છતાં પ્રતિક્રિયા ન થવી જોઇએ. પ્રતિક્રિયાશૂન્ય સજાગતાથી મૌન સહેજે નિષ્પન્ન થાય છે.'

થોડી વાર પછી કહેવા લાગ્યા, 'માત્ર વાણીના અવ્યવહારને હું મૌન કહેતો નથી. પ્રશ્ન વાણીનો નહીં, વિચારનો છે. વાણી તો ગૌણ છે, મૂળ અને કેન્દ્ર તો વિચાર છે. અંદર વિચારો ચાલતા હોય અને વાણી નિરુદ્ધ પણ હોય તો તે મૌન નથી અને અંદર વિચારોની યાંત્રિક ધારા ન હોય અને વાણી પ્રયુક્ત હોય તો પણ તે મૌન છે. જેમ કે કોઇ ભોજન ન લે, પરંતુ ભોગ-ચિંતન કરે તો હું તેને અપવાસ નહીં કહું અને એમ પણ થઇ શકે કે કોઇ ભોજન કરે પરંતુ એમાં ભોગવૃત્તિ અને મૂર્ચ્છા ન હોય, તો તે ઉપવાસ જ છે. મૂળ વાત હમેશાં જ આંતરિક છે, ઔપચારિક નહીં.'

હું સાંભળું છું, 'મૂળ વાત હમેશાં જ આંતરિક છે, ઔપચારિક નહીં,' અને મને એમની કેટલીયે અંતઃદૃષ્ટિઓ યાદ આવી જાય છે. એમના જીવન દર્શનમાં આ ધારણા ઘણી આધારભૂત છે. વસ્ત્રો પર નહીં, એમનો ભાર હમેશાં જ વૃત્તિ પર હોય છે, અને બાહ્ય ચર્યા-પરિવર્તન પર નહીં, એમનો આગ્રહ સદા અંતસની ક્રાંતિ માટે હોય છે. ઔપચારિકના અતિરેકે સમસ્ત ધર્મોને નષ્ટ કરી નાખ્યા છે, આકારના એ રોળામાં જ સાર ખોવાઇ જાય છે, અને એક દિવસ આપણે જોઇએ છીએ કે આપણા હાથમાં માત્ર રાખ છે, અંગારા ક્યારના ય તિરોહિત થઇ ચૂક્યા છે.

## ફૂલ

એક અપરિચિત વ્યક્તિ આવી છે, એમણે કેટલાંક પુષ્પો આચાર્યજીને ધર્યાં. એ સુંદર છે. આચાર્યશ્રીએ કહ્યું, 'પુષ્પો કેટલાં સુંદર છે! કિન્તુ, મિત્ર, તમે એમને તોડયાં એ સુંદર કામ નથી કર્યું. જે સૌન્દર્યને ચાહશે તે પુષ્પોને છોડ પરથી તોડવામાં અસમર્થ થઇ જશે. તોડવાથી જીવતાં પુષ્પો મૃત થઇ ગયાં, અને જીવતાને મૃત કરવાં એનાથી અસુંદર બીજું કશું નથી.

હિંસા સહુથી મોટી કુરૂપતા છે અને અહિંસા સહુથી મોટું સૌન્દર્ય છે.'

કોઈએ પૂછ્યું, 'અમે પુષ્પોને ચાહીએ છીએ એટલે જ તો, તોડીએ છીએ'

આચાર્યશ્રી બોલ્યા, પ્રેમ અને પુષ્પો તોડવાં–એ બંનેમાં વિરોધ છે. પુષ્પો સાથે પ્રેમ હોય તો એ તોડાય જ શી રીતે? અને તોડવાં એ પ્રેમનું નહીં, પણ ક્રૂરતાનું પ્રતીક છે. એ આપણી અધિકારલિપ્સા છે. આપણને જે કંઈ સુંદર લાગે છે, તેના માલિક બનવા ઇચ્છીએ છીએ. પછી, અધિકાર મેળવવા, તેનો નાશ પણ કેમ ન થઈ જાય. આ માત્ર પુષ્પો પૂરતું જ નથી. આપણા સમસ્ત જીવનવ્યવહાર માટે પણ સાચું છે. માનવીય સંબંધોમાં પણ આપણે એવું જ કરીએ છીએ જેમને આપણે પ્રેમ કરતા દેખાઈએ છીએ એમની સાથે પણ આપણે એ જ ક્રૂરતા આચરીએ છીએ, ત્યાં પણ અધિકાર જ ચાહવામાં અને આરોપવામાં આવે છે. ત્યાં પણ પુષ્પ તોડવામાં આવે છે અને જીવનના છોડ એ લૂંટમાં અકાળે જ નષ્ટ થઈ જાય છે."

થોડી વારે ફરી બોલ્યા, 'જ્યાં પ્રેમ છે ત્યાં અધિકાર અને બંધન નથી. પ્રેમ તોડતો નથી પણ જોડે છે. પ્રેમ મારતો નથી, પણ જીવાડે છે; પ્રેમ બાંધતો નથી પણ મુક્ત કરે છે. પુષ્પો સાથે પ્રેમ હોય તો સ્વયં પુષ્પ થઈ જાવ, પરંતુ તેમને તોડીને જાતે એના માલિક ન બની બેસો. પ્રેમ માત્ર આપવાનું જ જાણે છે. માગવાની ભાષાથી યે તે અપરિચિત છે, છીનવી લેવાની ભાષાનો તો પ્રશ્ન જ નથી. અને યાદ રાખો કે હું આ સમસ્ત જીવન માટે કહું છું. જેઓ આ સત્યને નથી જાણતા તેઓ પ્રેમને નામે પોતાની ક્રૂરતા અને હિંસાને જ પોષે છે. એમના પ્રેમમાં એમની ઘૃણા જ છુપાયેલી હોય છે, અને એમના સૌન્દર્યબોધમાં ઘણી ભારી કુરૂપતા હોય છે.

એ સાંભળીને અમે વિચારમાં પડી ગયાં. એમણે અમારા પેરા ધાને સ્પર્શ કર્યો હતો.

તેઓ હસ્યા અને બોલ્યા, 'વિચારો નહીં. જુઓ! વિચારવાથી માણસ સત્યથી આઘે ચાલ્યો જાય છે. એ પોતાનાથી જ દૂર જવા અને બચવાની તરકીબ છે. સારું તો એ છે કે, જે હું કહી રહ્યો છું, તેની સચ્ચાઈ તમે તમારા અંતરમાં જુઓ. તમારા પ્રેમને ખુલ્લો કરો અને જુઓ કે મેં કહ્યું તે સત્ય છે?

## જીવન : એક યાત્રા

અમે પ્રવાસમાં હતાં. ઊતરવાનું સ્થાન આવે તે પહેલાં પ્રવાસીઓ પોતાનો સામાન તપાસીને સરખો કરી તૈયાર રાખતા હતા. આચાર્યશ્રી બોલ્યા, 'જુઓ, આ સાધારણ પ્રવાસમાં પણ યાત્રીઓ કેટલા સજાગ રહે છે! પરંતુ જીવનની મહાન યાત્રામાં આપણી સજાગતા જરાયે નથી હોતી. ક્યાં જવાનું છે એની જરા જેટલીયે જાણકારી હોતી નથી ને નથી હોતી પૂર્વ તૈયારી. મૃત્યુ જ્યારે આપણને જીવનથી અલગ કરે છે ત્યારે આપણે અવાક્ થઈ જઈએ છીએ ત્યારે ખબર પડે છે કે આપણને ખબર જ ન હતી કે, મૃત્યુ પણ છે અને તેને માટે પણ આપણે કૈંક તૈયારી કરવાની છે?'

મેં પૂછ્યું, 'અમે શું કરીએ?'

તેઓ બોલ્યા, 'પહેલી વાત તો એ જાણવાની અને સ્મરણમાં રાખવાની છે કે; જીવન એક યાત્રા છે. આપણે કોઈક બિન્દુથી આગળ વધીએ છીએ અને કોઈક બિન્દુ સુધી પહોંચવાનું છે. આપણું હોવું એક વિકાસ છે. આપણે પૂર્ણ નથી પરંતુ આપણે પૂર્ણ થવાનું છે.

પૂર્ણતા માટે ન તો કોઈ વિકાસ છે ન તો કોઈ યાત્રા છે. બધો વિકાસ અને યાત્રા અપૂર્ણતામાં છે. આપણે યાત્રા કરીએ છીએ એનો અર્થ એ છે કે આપણે અપૂર્ણ છીએ. આપણી અપૂર્ણતાને ધ્યાનમાં રાખીએ. પોતાની સીમા–મર્યાદા પર મનન કરવાથી અપૂર્ણતાનાં દર્શન થાય છે. અને અપૂર્ણતાનો બોધ પૂર્ણતાની અભિપ્સાને જન્મ આપે છે જે એવો કે હું અપૂર્ણ છું તે પૂર્ણને માટે આકાંક્ષાથી છલોછલ થઈ જશે. જે અનુભવે

છે કે હું અસ્વસ્થ છું, તે સ્વાસ્થ્ય માટે કામના કરશે. અંધકારનો અનુભવ થવા માંડે તો પ્રકાશની આતુરતા જન્મી જ જાય છે.'

એક સહયાત્રીએ પૂછ્યું, 'જો અપૂર્ણતાનો અનુભવ પણ થાય, તો પછી શું થશે?'

એમણે એ યાત્રી તરફ જોયું–અને કહ્યું 'જ્યારે કોઇને તરસ લાગે છે ત્યારે શું થાય છે? શું તરસ એ પાણીની શોધ નથી બની જતી! એમ જ, અપૂર્ણતાનો અનુભવ પૂર્ણતાની તરસ અને શોધ બની જાય છે. ત્યારે જીવનમાં ગંતવ્ય ક્યાં જવાનું છે તે–આવે છે, અને આપણે ક્યાંક પહોંચવાનો પ્રારંભ કરીએ છીએ.

ગંતવ્યશૂન્ય જીવન ભોગ છે. ગંતવ્યયુક્ત જીવન યોગ બની જાય છે.

ભોગનું જીવન-સરોવરનું જીવન છે. તે ક્યાંય જતું નથી. તે માત્ર સુકાય છે અને સમાપ્ત થાય છે. યોગનું જીવન સરિતાનું જીવન છે, તે સાગરની દિશામાં સતત ગતિ કરે છે. સરિતા બનો અને સાગરની દિશામાં સંચરો! માત્ર આજ રીતે સાર્થકતા ઉપલબ્ધ થશે સરોવર પોતાનામાં જ જીવે છે. તે યાત્રા નથી. એને ક્યાંય પહોંચવાનું કે, કશું થવાનું નથી. સરિતા પોતાનામાં જ જીવતી નથી, તે પોતાના અતિક્રમણ માટે જીવે છે, તે પોતાથી પર માટે જીવે છે સરિતા યાત્રા છે, અને ગતિ છે; કેમ કે, એને સાગર થવું છે. તે પોતાથી અતૃપ્ત છે, અને પોતાની સીમાઓને ભેદીને અસીમને પામવાની એની આકાંક્ષા છે. એવી જ આકાંક્ષા મનુષ્યમાં પણ સ્વયંની અપૂર્ણતાના બોધમાંથી જન્મે છે. અપૂર્ણતાના અનુભવની એ મનુષ્યનું સર્વોત્તમ સૌભાગ્ય છે, કેમ કે એના દ્વારા જ પૂર્ણતાની દિશામાં પ્રથમ પગલું માંડી શકાય છે.

## તરફડતી માછલી, તરફડતો માણસ

સવાર થઇ ગઇ છે. અમે એક નદીકાંઠે છીએ. માછીઓ, માછલી પકડી રહ્યા છે. કેટલીક પકડાયેલી માછલીઓ રેતી પર તરફડી રહી છે.

આચાર્યશ્રીએ કહ્યું 'પાણીની બહાર માછલી તરફડે છે એમ ઈશ્વરની બહાર માણસ તરફડે છે.'

પછી અમે પાછા ફર્યા. કોઇએ પૂછ્યું, 'આપણાં દુઃખોનું કારણ શું છે?'

તેઓ બોલ્યા, દુઃખોનું નહીં, દુઃખનું, કેમ કે વસ્તુતઃ ઘણાં નથી, દુઃખ એક જ દુઃખ છે. પરમાત્માની બહાર હોવું જ આપણો એકમાત્ર સંતાપ છે. અને એ આપણને જ્ઞાત પણ રહેતું નથી 'દુઃખોની ભીડમાં આપણે, દુઃખને ભૂલી જઇએ છીએ અને પછી 'દુઃખ'માંથી દુઃખોનો જન્મ થતો રહે છે. પરમાત્માથી દૂર થવું એ મૂળ દુઃખ છે, બાકીનાં બધાં દુઃખો એનાં સંતાન છે. કોઈ વૃક્ષને બદલે એની શાખા-પ્રશાખાઓ કાપ્યા કરે, અને વિચારે કે વૃક્ષ નાશ પામશે, એવી ભૂલ તે માણસ પણ કરે છે, જે દુઃખને ભૂલીને દુઃખોને દૂર કરવાના ઉપાય કરે છે.'

હું સાંભળતી રહી હતી ત્યારે મને લાગ્યું કે આ નાનાં નાનાં વચનોમાં કેટલું સત્ય છે શું ખરેખર જ આપણે પાણી બહાર પડેલી માછલીઓની જેમ જ તરફડતાં નથી? અને, વિચારની એ ક્ષણોમાં મેં આખા જગતને માછલીઓની જેમ જ તરફડતું જોયું.

તેઓ મને વિચારમાં પડેલી જોઇને બોલ્યા હતા, 'વિચાર શો કરવાનો છે? માણસ એવી માછલી પણ છે, જે સાગરનાં જળથી વિખૂટી પડીને રેતી પર પડી તરફડે છે અને એ એવો માછી પણ તે જ છે જે એને એવી રીતે તરફડાવે છે! માણસ માછલી પણ છે અને માછી પણ છે. આપણે જ, આપણાં બંધન અને દુઃખનાં કારણ છીએ. અને, એ જ આપણી સ્વતંત્રતા અને મુક્તિની આશા અને સંભાવના છે. આપણે જે દિવસે નિર્ણય કરીએ તે જ દિવસે, ફરી પરમાત્માની સાથે જોડાઇ શકીએ છીએ. પોતાના જ સંકલ્પથી દૂર છીએ એટલે જ સંકલ્પની નિકટ જઇ શકીએ છીએ મનુષ્યની પરતંત્રતામાં જ એની સ્વતંત્રતા છુપાઇ છે.'

# ચમારોની સભા

કાલિદાસ પ્રજાપતિ 'પિનાક'

મિથિલાના રાજા જનક બુદ્ધિશાળી હતા. એમનો દરબાર વિદ્વાનોથી શોભી ઉઠતો હતો. વિદ્વાનો અવનવા વિષય ઉપર વિદ્વતાપૂર્ણ વાતો કરતા. જનકની વિદ્વાનોની સભા તેની વિદ્વતાથી જાણીતી બની હતી.

એક દિવસની વાત છે. જનકરાજા વિદ્વાનોની સભા ભરી પોતાના આસન ઉપર બિરાજમાન થયેલા હતા. વિદ્વાનો ચર્ચામાં નિમગ્ન બની ગયા હતા. એવામાં પંદરથી સોળ વર્ષની ઉંમરનો એક શ્યામવર્ણવાળો છોકરો આ સભામાં દાખલ થયો. તેના વીખરાયલા વાળ અને ધૂળ ચોંટેલું શરીર જોઇ સભાજનો હસી પડયા. સભાજનોને પોતાની તરફ હસતા જોઇ છોકરો ગુસ્સે થયો અને આ 'તો ચમારોની સભા છે,' એમ કહી અદ્રશ્ય થઇ ગયો.

જનકરાજા વિચાર કરતા થઇ ગયા. તે બુદ્ધિશાળી હતા પણ આ છોકરાનું કહેવુ સમજી ન શકયા. તેમણે કહ્યું કે, રાજસભાનું અપમાન કર્યા બદલ તેને સજા થવી જોઇએ. રાજાએ છોકરાને શોધી કાઢવા હુકમ બજાવ્યો છોકરાને શોધવા બહુ પ્રયત્નો કર્યા છતાં તેને શોધી શકાયો નહીં.

એક દિવસ એક માણસે જંગલમાંથી પસાર થતાં ઝૂંપડીમાં બેઠેલા આ છોકરાને જોયો. એણે રાજાની આજ્ઞા છોકરાને કહી સંભળાવી. પરંતુ છોકરાએ રાજદરબારમા આવવાની ના પાડી. એ છોકરો તે અષ્ટાવક્ર. એ કે જાણીતા ઋષિના વિદ્વાન પુત્ર હતા. તે જંગલમાં પોતાના પિતાની સાથે રહેતા હતા. તેથી તેમનો પહેરવેશ પણ વનવાસી જેવો હતો. પેલા માણસે જઇને જનકરાજાને બધી વાત કરી. જનકરાજા વિદ્વાનોનું સન્માન કરતા હતા. તેથી તેમને તેડવા માણસો મોકલ્યા. પણ અષ્ટાવક્રે ત્યાં જવાની નાપાડી, અને રાજાને સંદેશો કહેડાવ્યો કે, 'તરસ્યો માણસ કૂવા પાસે આવે છે. કૂવો તરસ્યા પાસે જતો નથી.' આનો અર્થ એ છે કે તમારે મારું કામ છે. તો હું શા માટે તમારી પાસે આવું. જ્યારે રાજાએ આ જવાબ સાંભળ્યો ત્યારે તે મુંઝવણમાં પડી ગયા. તે કહેવા લાગ્યા કે, આટલો નાનો છોકરો અને આટલી બુદ્ધિભરી વાતો એને મળવું જ જોઇએ' એમ વિચાર કરી જનકરાજા પોતેજ અષ્ટાવક્રને મળવા આવ્યા.

અષ્ટાવક્રે જનકરાજાને સાદડી ઉપર બેસાડી સન્માન કર્યું, અને આવવાનું કારણ પૂછ્યું. જનકરાજાએ કહ્યું કે, 'તમે મારી રાજસભાને 'ચમારોની સભા' કેમ કહી!' અષ્ટાવક્ર હસી પડયા અને બોલ્યા કે, 'આતો નજીવો પ્રશ્ન છે. તે સહેલાઇથી સમજાઇ જાય તેવો છે. તમારી સભના વિદ્વાનો મારી શ્યામ ચામડી તથા વીખરાયેલા વાળને જોઇ હસી પડયા. ચામડીની પરખ ચમારોને વધુ હોય છે. વિદ્વાનોની સભામા વિદ્વતાને મહત્વ હોય. ચામડીને નહિ.' અષ્ટાવક્રનો જવાબ સાંભળી જનક રાજાનું મસ્તક લજ્જાથી ઢળી પડ્યું. તેમણે અષ્ટાવક્રને ઘણા માનથી પોતાની સભામાં વધાવી લીધા.

*

કોઇએ એક અંત્યજને પૂછ્યું : 'તને ભગવાનની મૂર્તિનાં દર્શન કરવાની અભિલાષા નથી થતી ?'

'જેનું કલ્યાણ મૂર્તિના દર્શન કરવાથી કે એનો સ્પર્શ કરવાથી થતું હોય એ કરે જ્યારે મારું કલ્યાણ દેવાલયના શિખરને પ્રણામ કરવાથી થઇ જાય છે ત્યારે હું મૂર્તિનાં દર્શન કે સ્પર્શની લાલસા શા માટે કરું ?'–અંત્યજનો આ ઉત્તર હતો.

# નારી અને દુહા

ડાહ્યાલાલ અં. બ્રહ્મભટ્ટ

નૃત્ય અને સંગીતની જેમ દુહાઓ માનવીને મુગ્ધ બનાવે છે. ફરક છે એટલો જ કે, નૃત્ય કે સંગીતમાં બીજી સામગ્રી અને સાધનો વગેરેની જરુર પડે છે ત્યારે દુહાઓમાં ફક્ત દુહા લલકારનારનો મીઠો મધુરો કંઠ જ દિલને ડોલાવે છે, દિમાગને તરબતર કરે છે. દુહાની પ્રશંસા માટેનો એક દુહો લોક કવિઓ પણ નીચે પ્રમાણે કહી ગયા છે; જાણે દુહો પોતે જ પોતાની પ્રશંસા કરે છે:

કામણ કર્યા કમાલ, ખાંભી ખોડી ખડભડે,
પાળ્યા કરે પ્રિતપાળ, દુહો અમારા દેશનો.

ખરે જ! દુહો જેને માટે કહેવાયાં આવે છે તેના ઉપર કામણ જેવી કમાલ અસર ઉત્પન્ન કરે છે. પ્રેમીને કામણ કરે છે. યુદ્ધ સમયે શુરાતન ચડાવે છે. મૃત્યુ પામેલા વીર પુરુષના ખાંભી પણ જાણે કે પોતાની બિરદાવલી સાંભળીને ખળભળી ઊઠે છે. અને પાષાણ હૃદયના માનવીમાં પ્રેમની લાગણી ઉભરાવી દે છે!

આ દુહાઓ એક જ વ્યક્તિ કે વર્ગના રચેલા નથી. જુદેજુદે પ્રસંગે, જુદાજુદા વિષયો ઉપર લોકહૃદયના સ્વયંસ્ફુરિત એ ઉદ્‌ગારો છે. આવા પ્રકારના સચોટ અસર કરનારા દુહાઓ સ્ત્રીઓએ પણ રચ્યા છે. અને તેમાં પોતાનો બુદ્ધિ વૈભવ સારી પેઠે ઠાલવી પોતાની ખાનદાની બતાવી છે.

એક ખાનદાન રજપુતાણી છે. પોતાનો પતિ અને પોતે મહેમાનોનું આતિથ્ય ખૂબ સારી પેઠે કરતાં. પતિના મરી ગયા પછી આ બાઈએ પોતાના પતિનાં નામના ખાતર આ જૂની રસમ ચાલુ રાખેલી. ઘરમાં કોઈ કમાનાર નહિ, અને ખર્ચ પહેલાંના જેટલું જ. એટલે ઘર ખૂબ ઘસાઈ ગયું. આ ગરીબાઈની અસર આ બાઈના શરીર ઉપર પણ થઈ અને તે સાવ દુબળી પડી ગઈ.

એક વાર તેને ત્યાં આવેલા એક મહેમાને તેને આમ દુબળી પડવાનું કારણ પૂછયું. આ મહેમાન અગાઉ તેના પતિની હયાતિમાં અને કુટુંબની સારી જાહોજલાલીના સમયમાં ઘણીવાર આવેલો હતો. એટલે હાલની આ નાજુક સ્થિતિથી વાકેફ ન હોવાથી તેણે આ બાબતનો પ્રશ્ન પૂછયો. બાઇ તેને નીચે પ્રમાણે દુહામાં જવાબ આપે છે.

ઘર મોટો નેરટો ઘણો, મોટો પિયુરો નામ;
તે માટે હું દુબળી, મારું મારગ વચ્ચે ગામ.

પેલા મહેમાનના પ્રશ્નના જવાબમાં આ ખાનદાન રાજપૂતાણી કહે છે કે:- 'હે ભાઇ! મારું ઘર મોટું ગણાય છે એટલે તે ખૂબ ખાનદાન ગણાય છે. પણ હવે ખૂબ ઘસાઇ ગયું છે. પ્રથમ જેવી ઘરની આવક રહી નથી. કુટુંબનો કમાનાર ચાલ્યો ગયો છે આથી આવકમાં ખૂબ તોટો પડયો છે અને ખર્ચ ખૂબ વધી ગયું છે. વળી મારા પતિની આબરૂ ખૂબ હોવાથી અને મારું ગામ રાજધાનીના રસ્તા ઉપર આવેલું હોવાથી મારે ત્યાં મહેમાનો ખૂબ આવે છે. મહેમાનોનું આતિથ્ય સારી પેઠે કરવાનો અમારો ધર્મ અમે હજુ પણ સાચવીએ છીએ. દિવસે દિવસે ગરીબી વધતી જાય છે. અને તેથી જ હું દુબળી પડી ગઈ છું.'

ખાનદાનોને શોભે તેવો કેવો સચોટ જવાબ.

આ દેશની નારીઓએ જેમ પોતાનાં દુઃખ દુહાઓ દ્વારા બહારની વ્યક્તિઓને જણાવ્યાં છે. તેમ પોતાના પતિ, સગાંવહાલાં વગેરેને પણ દુહા દ્વારા પોતાની હકીકત બેધડક હિંમતથી જણાવી છે.

બાળપણમાં લગ્ન થયેલો એવો એક મારવાડી યુવાન, માબાપ મરી જવાથી કોઇ આધાર ન રહેવાથી મુંબઇ રળવા સારુ નાસી જાય છે. અને ત્યાં ઘરકામ કરી થોડાક પૈસા બચાવે છે. મુંબઇમાં મોટા શેઠીઆઓને ત્યાં વાસણ માંજવાં, કપડાં ધોવાં, સફાઇ કરવી ઇત્યાદિ કામ તે કરતો. સારી એવી રકમની બચત થતાં, તે લઇ પોતાના વતનમાં આવે છે ઘેર આવી પોતાની પત્નીને તેડી લાવી ઘર માંડે છે.

માબાપ તો પ્રથમથી જ ગુજરી ગયેલાં હોઇ ઘરમાં પતિ-પત્ની બંને એકલાં હોય છે. આ મારવાડી યુવાન બહુ જ સાધારણ બુદ્ધિનો હોવાથી મિત્રોની અને સગાંસંબંધીઓની બૈરી ઉપર દાબ બેસાડવાની શિખામણથી વારવાર ખોંખારા ખાઇ મૂછો આમળી બૈરીની ઘરકામમાં ભૂલો કાઢે છે.

કચરો વાળ્યો હોય તો ખૂણે ખાંચરેથી સાધારણ ધૂળ રહી ગયેલ હોય તે બતાવી 'આવી ભૂલો કેમ કરે છે?' કહી બૈરીને ધમકાવે છે. વાસણો ઉટક્યાં હોય તો કોઇ જગ્યાએ સહેજ સાજ ડાઘો રહી ગયેલો બતાવી બૈરીને ધમકાવે છે.

> કંથા મેં થાને ઓળખિયો,
> દેતો દાઢી મૂંછાં વટ,
> (તેં) પરદેશાં જઈ પાણી ભર્યો,
> નકે ફીરાયો ઘટ.

આથી આઝાદ મિજાજની નારી છેવટે કંટાળી તેને ઉપલો દુહો કહી સંભળાવે છે. તેનો ભાવાર્થ એ છે કે – 'હે પતિદેવ! તમે દાઢી અને મૂછો ઉપર હાથ લગાવી ખાલી ખાલી ખોંખારા કરો છો, પણ મેં તમને સાચા સ્વરૂપમાં ઓળખી કાઢયા છે. તમે પરદેશમાં જઈ કંઈ હાથમા તલવાર ધારણ કરી ધીંગાણામાં જઈ લડયા નથી. અથવા કોઇ મોટા વેપારીને ત્યાં રહી નામું લખ્યું નથી કે મુનીમપણું કર્યું નથી પરંતુ તમે તો ત્યાં ઘર ઘાટીની માફક ઘરકામ કરી શેઠાણીઓનાં પાણી ભર્યાં છે, કપડા ધોયાં છે અથવા ઘંટી ફેરવી છે એટલે એવા કામોમા જ તમો ખામીઓ શોધો છો માટે એવો ખોટો રોફ તમારો મારા ઉપર પડી શકશે નહિ.'

*

સંસ્કૃતના મહાન પંડિત કૈયટની વિદ્વત્તા અને એમની ખરાબ આર્થિક સ્થિતિની માહિતી એ વખતના કાશ્મીર નરેશને મળી. કશ્મીરનરેશે એમની સેવામા ઉપસ્થિત થઇને વિનંતિ કરી: 'મહારાજ, આપ વિદ્વાન છો અને જાણો છો કે જે રાજાના રાજ્યમા વિદ્વાન બ્રાહ્મણને કષ્ટ પડે છે એ પાપભાગી થાય છે એટલે મારા પર કૃપા કરો'

કૈયટજીએ કમંડળ ઉઠાવ્યું અને ચટાઇ વીંટાળીને બગલમા દબાવી દીધી પછી પત્નીને કહ્યું: 'આપણે અહીં રહીએ છીએ એથી રાજાને પાપ લાગે છે એટલે ચાલો આપણે બીજે જઇએ–તું મારાં પુસ્તક ઉપાડી લે'

મહારાજાએ એમનાં ચરણમાં પડીને કહ્યું: 'અપરાધ માટે મને ક્ષમા કરો. હું તો માત્ર તમારી થોડી સેવા થઈ શકે તો કરવાની અપેક્ષા રાખું છું.'

'તમે સેવા કરવા માગો છો ને! સૌથી મોટી સેવા એ થશે કે હવે પછી મારી પાસે ક્યારેય આવતા નહિ અને તમારા કોઇ કર્મચારીને પણ મોકલશો નહિ. મારે કોઇ વસ્તુની જરૂર નથી. મારાં અધ્યયનમાં વિક્ષેપ ન પડે–એ મારી સૌથી મોટી સેવા થશે.

# એને મરવા ન દેવાય

જયંતિલાલ માલધારી



## જીવાડવાનો ધર્મ

હજુ મૃત્યુની છાયા આઘી છે એની છાયામાં આવ્યા પછી જીવન ટકાવવું મુશ્કેલ બને છે. બિહારનો દુષ્કાળ એ નાખો મા વી પર કુદરતે ઉતારેલી આફત છે એનો સામનો ભારતના કરોડો માનવી શું ન કરી શકે?

સેન્ટ્રલ રીલીફ ટ્રસ્ટ મુંબઇ, ઉપનગર, અને સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ રાજકોટની ટુકડીએ, બિહારમાં દુકાળની સૌથી વધુ અસર નીચે આવેલ પલામુ જીલ્લાના પહાડી વિસ્તારની આદીવાસી પ્રજાના પ્રદેશમા ઘરેઘર જઈને નજરે જોયુ

## મોતની રાહ જોતાં ભાંડુડાં

ગણુ ત્રણુ વરસથી અડધા પડધા દુકાળમા સૌ જીવે છે. આ વરસે પુરો દુકાળ પડયો છે. ખેતી પ્રધાન દેશમા વરસાદની જ માયા હોય છે. વરસાદ ન વરસે તો એમા બારેય વહાણુ બૂડી જાય છે. એ ધરતીના છોરૂં બીજા કોને આશરે રહે ' રાજ્ય અને સમર્થ માણસો ઉપરાંત જો કરોડો પ્રજાજનો એનાં ભુખ્યા ભાંડુને જીવાડવા પુરુષાર્થ કરે તો આ દુકાળ ઉતરવો મુશ્કેલ નથી. સ્વતંત્ર દેશમા કુદરતી આફત વેળા એક પણ માનવી મરે એ જીવતા રહેવા માટે કેવડું મોટું કલંક ગણાય !

## બોરડીને આશરે

નાખી નજર ન પડે ત્યારે માણુસ તરણુંને બાઝે છે. મા એના ભૂખ્યાં જણ્યાંને જીવાડવા વલખા મારે છે, કમાડ વિનાના ઝૂંપડાઓમાં ફરતાં એક ઝૂંપડે એક બાઈ સુકી મકાઇ દળીને જતી હતી. નિસ્તેજ ચહેરાપર નિરાશાની રેખાઓ ઉપસી હતી. પૂછ્યું,

"કેટલાં માણસો ખાશે ?"

"રૂગવા ખાપઓઆ," (છોકરાં ખાશે)

"અને તમે ?"

"કાં ખાઇસ !" (શું ખાઇએ !)



અમે જોયું કે ઘણાં લોકોએ બોરડીનો આશરો લીધો છે, ભૂખ્યા છોરુના પેટ ભરવા એની મા બોરડી ઝૂડીને બોર પાડી આપે છે. કયે છે કે બોરના ઠળીયા ચાવીને, ભુકો કરીને એ ખાતા રહે છે. જીવતાં રહે છે. ટાળું વળીને બેઠેલ થોડી બહેનો સાથે વાત કરવા એક ફળીમાં ગયા. થોડી વાત કરી, એક જુવાન દીકરીના ઝટીયા જેવા વાળ જોઇ પૂછ્યું,

"તું માથું કેમ ઓળતી નથી બહેન ?"

"કા કરમફલબા. શું કરું ખાવાનું મળતું નથી ત્યાં ઓળવું કયાંથી ગમે ?"

## ધણી પોતે જ ભુખ્યો છે

એક ફળીમાં જતાં થોડો વિચાર થયો. ફળીમાં કુતરું સુતેલું. મને થયું કે હમણાં ભસશે. કદાચ કરડવાય આવે. પણ એમ ન થયું. એ ન હલ્યું કે ચલ્યું ઉંડા શ્વાસ લેતું એ પડયું રહ્યું. અમે એને ઘેરીને ઊભા પણ એણે આંખેય ન ઉઘાડી. અમે એના ધણીને પૂછ્યું.

"મરી જશે ને ?"

"અમે સૌ સાથે જ મરશું ?"

આ વિસ્તારમાં જોયું કે જંગલમાં ફળીયામાં ને ઘરમાં બોરડીના બોરને ઠળીયા પડયા હતા. મગ્ધાં અને માનવી બંને માટે એકજ આહાર હતો. માણસ અને જાનવરનું જીવન જાણે આ એક તરણાંને આધારે કેમ ટકાતું હોય.

## અપેય પાણી-

સુકાયેલ નદીના ઉંડાણમાં છોકરાનું ટોળું બેઠું હતું. અમને થયું કે શું કરે છે આ છોકરાવ? ચાલો જોઇએ. છોકરાંવ પાણી પીતાં હતાં. ટાબરીયાંને ખોબેથી પાણી પીતાં છોકરાંને જોઇને કોઇનું ય હૈયું ભરાઇ આવે. જેમાં પગનો અંગુઠો બોળતાંય સુગ ચડે એવા ડોળાં અને સેવાળથી સડેલ ને ગંધાતું પાણી એ બાળકો પીતાં હતા.

## આશાને બારણે

બિહાર રીલીફ કમિટિ અને માનવપ્રેમી સંસ્થાઓએ જે યોજના કરી છે એ પ્રમાણે સસ્તી રોટી અને મફત રસોડાં ચાલે છે. દેશ પરદેશમાંથી મદદ મોકલાતી રહે છે. પણ આ બધું ભૂખ્યાંને સરખું ને ટાણાસર પહોંચાડવાની જરૂર છે. અમારું પહેલું રસોડું રાનપુરમાં શરૂ કર્યું છે. રોજ ટોળાં લોકો આવે છે. સવારથી ભુખ્યાં ભુખ્યાં એ અન્નની આરાધના કરે છે, નથી તોફાન, નથી કોઇ ગરબડ કે નથી અવ્યવસ્થા. સરખી ગોઠવેલી યોજના પ્રમાણે એ લોકો રાહ જુએ છે અને ભોજન તૈયાર થતાં ખાઇને ચાલ્યાં જાય છે. બાળકો, અશક્ત વૃદ્ધો અને ગર્ભવતી માતાઓના આ રસોડે આવતા લોકોને આશાનું બારણું ઉઘડેલું દેખાય છે. એના ચહેરાપર જીવનની રેખા દીઠે છે.

## મોતની નજરે

મોતની નજરે હજુ કોઈક જ ચડયાં છે. ચાર પાંચ દિવસથી ભુખી કોઇ અનામી માતા ફરતીફરતી રસોડે આવી ચડી. સૂઇ ગઇ. ભુખ્યું પેટ બતાવી ખાવા માગ્યું. એને ખાવા આપ્યું. ધરાઈને ખાધા પછી એ ધીરે ધીરે ચાલવા માંડી. ડગમગતી એ ભુંઈયાં (હરિજન) વાસમાં જતી હતી. પણ થાકીને બેસી ગઇને સૂતી. પણ પાછી ઉઠી ન શકી. એના પેટમાં પડેલ અનાજ એને ન પચ્યું. ટાઢે એને થીજવી દીધી એ મરી ગઇ.

## ગરીબી માથે દુકાળ

સાંજે અમને ખબર પડી. અમે જોવા ગયા. એને અગ્નિસંસ્કાર પહોંચાડવા એ માંહેના ભાઇઓને કહ્યું સૌ એક બીજા સામું જોઇ રહ્યા પણ કોઇએ જવાબ ન દીધો.

"શું કરશો?" અમે પૂછયું.

"કા કરી" (શું કરીએ?)

"આને અગ્નિદાહ દેવો પડશે ને?"

કોઇ બોલ્યા નહિ. લાકડાં નહિ હોય, કફન નહિ હોય, અમે લાકડાં આપ્યાં કપડું આપ્યુંને કહ્યું કે હવે આને અગ્નિદાહ દઇ દો. સવારે જોયું તો બાઇ ત્યાંને ત્યાં પડી હતી. રાત્રે અસાધારણ ટાઢમાં કોઇએ એના છેડા છુટકો નહોતો કર્યો. સવારે તડકો ચડયા પછી એનો આખરી ઉકેલ થયો.

## મધ્યમ વર્ગ

"અમારું કાંઇ થશે?" મધ્યમવર્ગના લોકો પૂછે છે.

"રસોડે આવો. બાળકોને ખવડાવીશું"

"એ કેમ બને! જીંદગીમાં માગ્યું નથી માગતા જીવ કેમ ચાલે! લંગરમાં બેસતાં જીવ ચાલતો નથી, પણ ઘરમાં અન્ન નથી શું કરીએ?"

"શું કરવું જોઈએ?"

"કંઈક એવું કામ આપો અમે એ કામ મારફત અમારું ગુજરાન ચલાવીએ."

"શું કામ કરશો?"

"જે આપો તે, એક વાત કહીએ કે ગરીબ માણસો રસ્તે મરશે એને સૌ જોશે અને જીવાડવા કાંઇ કરશો પણ અમે સૌ ઘરમાં મરીશું. કોણ એ જોશે?"

## મોત હજુ છેટું છે

ત્રણ ત્રણ વરસની આકરી કસોટીમાં પણ લોકો હજુ જીવે છે. ભગવાન બુધ્ધ અને મહાવીર સ્વામીની આ ધરતી છે. ત્રણ ત્રણ પાક પકવનારી સુફલા જમીન છે વરસાદની અમીદષ્ટિ થતી રહે તો બિહાર લીલો કુંજાર પ્રદેશ છે. અત્યારે એની આકરી કસોટી થઇ રહી છે. મોત હજુ છેટું છે. લોકો જીવે છે. મળે એને આધારે શરીર ટકાવે છે. મોત એની સામે ટગર ટગર જોઇ રહ્યું છે. પણ હજુ છેટું છે.



## બચી જાય

અમારું બીજું કેન્દ્ર સલતુઆ ચાલે છે. આ કેન્દ્રમાં નેવું ટકા અધઢાંકયા બાળકો ને સ્ત્રીઓ આવે છે. બાળકો અને માતાઓ શાંતિપૂર્વક અન્ન પામે છે. ને સંતોષથી ચાલ્યા જાય છે. અમે આ ભુખ્યાં લોકોને ભૂખના દુઃખે લડતાં ઝગડતાં હજું જોયા નથી.

જો આ બધાને ટાણાસર અન્ન મળે, તની-મની (થોડુંઘણું) મળતું રહે તો પણ એ પાર ઉતરી જાય. આપણે સૌ ભારત માતાના સંતાનો છીએ. આપણાં ત્રણ ટંકના ભોજનમાં એનો એક ટંકનો ય ભાગ નથી! આપણાં ધન અને ધાનમાંથી એને મૂઠી મૂઠી ન મળે!

અનાજ, કપડાંને પાણીની વ્યવસ્થા એ જરૂરીવાત છે. અને એ માટે સહિયારો પુરુષાર્થ કરવો રહ્યો.

# અવલોકન

**સ્મૃતિ-ગ્રંથ**

લેખક :— શંકરલાલ જગજીવન જાની.

શ્રી. અમદાવાદ ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણ એજ્યુકેશન સોસાયટીની રજત-જયંતી પ્રસંગે એક ગ્રંથ તૈયાર કરાવવાનો ઠરાવ થયો તેના ફળરૂપે આ સ્મૃતિગ્રંથનું પ્રકાશન થયું છે. પ્રથમ દૃષ્ટિએ, એક જ્ઞાતિના ઇતિહાસને સમાવિષ્ટ કરવાનો આ પ્રયત્ન વાસ્તવમાં તો અમદાવાદ શહેરનો, ગુજરાતની ઐતિહાસિક અને રાજકીય પાર્શ્વભૂમાં, સંશોધન ગ્રંથ બની રહે છે. વળી તેના લેખક શ્રી. શંકરલાલ જાનીએ ઋણ સ્વીકારમાં જે જે પુસ્તકોનો નિર્દેશ કર્યો છે તેના વાચન પછી, એક નાનકડી જ્ઞાતિને કેન્દ્રમાં રાખી જે વિશાળ ફલકમાં તેમણે વિગતો મૂકી છે, તેનાથી તે સર્વભોગ્ય વાચનક્ષમતા પ્રાપ્ત કરે છે.

લેખકે ઇ. સ. પૂર્વે ૩૫૦૦ વર્ષ પહેલાં બ્રાહ્મણ કુટુંબો બ્રહ્માવર્તમાંથી સ્થળાંતર કરીને, અત્યારના સૌરાષ્ટ્ર, લાટ તથા મધ્યપ્રદેશમાં આવ્યા ત્યાંથી કડીઓ મેળવીને, બ્રાહ્મણોના ઉદીચ્યો તથા પ્રાચ્યો એમ બે મુખ્ય ભાગ પડયા તેમ પ્રતિપાદન કર્યું છે. સિંધુ તટપ્રદેશ અને પાંચ નદીઓના ફળદ્રુપ વિસ્તારમાંથી ગુર્જર બ્રાહ્મણો શ્રીમાળ અને અર્બુદ પર્વત ઓળંગી, નર્મદા પસાર કરી, ઉત્તર ગુજરાત તથા સૌરાષ્ટ્રના દ્વિપકલ્પમાં સ્થાયી થયા.

આ સમયે વલ્લભીરાજ્યની જાહોજલાલી હતી, ગુજરાતની રાજધાની ભિન્નમાલ હતી; ઉત્તર ગુજરાત, વર્ધમાનપુર, અને ઝાલાવાડનો પ્રદેશ સારસ્વતમંડળ તરીકે ઓળખાતો; તેની રાજધાની અણહિલપુર પાટણ અને આદ્યસ્થાપક વનરાજ ચાવડો, સંવત ૧૦૧૬ આસપાસ, ચાવડા વંશનું છત્ર ઊતરીને મૂળરાજ સોલંકી રાજ્યાધીશ થયા. ગુજરાતની અસ્મિતાની આ શરૂઆત.

ત્યારપછી વેપાર ઉદ્યોગ વધવા લાગ્યા; શ્રીમાળ ભિન્નમાળમાંથી ૧૮૦૦ કુટુંબો ગુજરાતમાં આવ્યા તેમના વંશજો શ્રીમાળી બ્રાહ્મણ કહેવાયા; મૂળરાજને ચાંપાનેર પાસે શિલ્પશાસ્ત્રનિપુણ અને સાંખ્યદર્શનના ઉપાસક ગંગાધર બ્રાહ્મણનો ભેટો થયો; તેણે રૂદ્રમહાલયનો વિચાર સૂઝાડયો અને અને સાથેસાથે અતિરુદ્રયજ્ઞ યોજવાનું નક્કી કર્યું. તેને માટે યોગ્ય અને પવિત્ર ઋષિઓની જરૂર હતી અને દેશભરમાંથી તેમને શોધી શોધીને એકત્ર કરવામાં આવ્યા; તેઓ ગુજરાતમાં ઠરી ઠામ થયા અને રાજ્ય તરફથી તેમને સિદ્ધપુર, ખેડા, સાબરકાંઠા વીરમગામ, ચાંપાનેર, સિંહલપુર, (શીહોર) અને સૌરાષ્ટ્રના અન્ય ભાગોમાં વસાવવામાં આવ્યા. આ હતી ઉદીચ્યોની અસ્મિતા.

ગુજરાતનો ઇતિહાસ ઘણી જ રસભર વિગતોથી આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે, અને સાથે સાથે ઉદીચ્ય સહિતના બ્રાહ્મણોએ શો ભાગ ભજવ્યો તેનું વર્ણન પાનેપાને પાથર્યું છે. ઇ સ. ૧૨૯૭માં ગુજરાતનું રાજ્ય ઇસ્લામીઓના હાથમાં આવે છે અને મુસલમાની સૂબાઓના વખતમાં આ દેશનું ભાગ્યવહેણ પલટાય છે. અમદાવાદ શહેરની સ્થાપના સુલતાન અહમ્મદશાહ સન ૧૪૧૧ના માર્ચની ચોથી તારીખે, ભદ્રના કિલ્લામાં પાયાનો પથ્થર મૂકીને કરે છે. ત્યારપછીના સૂબાઓના વખતમાં શહેર વિસ્તરતું જાય છે, ઇસ્લામી શિલ્પસ્થાપત્યવાળી ઇમારતો ઠેકઠેકાણે રચાય છે. સન ૧૪૭૦માં મહમ્મદ શાહ, જૂનાગઢના રા'માંડળિકને હરાવી, ઇસ્લામની આણ પ્રસરાવે છે. આ વખતે ભક્તકવિ શ્રી નરસિંહ મહેતાના શેષ વર્ષો જતાં હોય છે. ૧૪૮૧માં મહમ્મદ શાહે વાત્રકકાંઠે મહમ્મદાબાદ શહેર વસાવ્યું હતું અને તેમાં ઉદીચ્ય તથા વ્યાસ બ્રાહ્મણ કુટુંબોને રાજ્યની મદદ આપવામાં આવી હતી. આ સમૃદ્ધ નગરમાં, બાદશાહે ખોરાસાનથી કલાનિષ્ણાતને બોલાવી, આકર્ષક જળપ્રવાહની યોજના કરાવી હતી અને બગીચામાં આંબા, દાડમ, અંજીર, બદામ, દ્રાક્ષ, કેળાં, નારંગી રાયણ, તાડફળ, નાળિયેળ, અમૃતફળ, ફાલસા તેમજ ફૂલછોડોમાં ગુલાબ, સેવંતી, ચમેલી, ચંપો, જૂઇ, કરેણ, કેવડો, કેતકી ઇત્યાદિ રોપાવ્યાં હતાં. બાદ-

ત્યારે તેમની હિંદુપત્ની હીરાબાઈના દાદા રાણા હરિની સ્મૃતિમાં પુરોહિત રામચંદ્ર શર્મા નામના ઉદીચ્ય બ્રાહ્મણની દેખરેખ નીચે કલાકૃતિના નમૂનારૂપ સુંદર વાવ બંધાવી હતી જે હરિવાવ નામે ઓળખાય છે. ઈ. સ. ૧૫૭૦ સુધી ગુજરાતની સલ્તનત પ્રબળ અને આબાદ હતી; ત્યારબાદ મોગલો આવ્યા; ૧૫૭૩માં અકબરે ગુજરાત જીતી લીધું અને જોધપુર, ઝાલોર, શીરોહી, ડુંગરપુર, વાંસવાડાનો ઉત્તરપૂર્વ ભાગ અલગ પાડી, મારવાડ સાથે ભેળવી, રાજસ્થાનની રચના કરી. સુબા તરીકે શાહજહાં અમદાવાદમાં ચાર વર્ષ રહ્યા હતા, અને અત્યારના શાહીબાગ વિસ્તારમાં રાજમહાલયો તથા નીચેના ભાગની બાજુમાં ભોંયરા અને ઊંચા મજબૂત થાંભલાવાળા મહાલયો તૈયાર કરાવ્યા હતા. આઝમખાનના વખતમાં મુખ્ય અમીરો ખાનસાહેબ, મીરઝાંસાહેબ અને રાયખડે જુદાજુદાં સ્થળોએ હવેલીઓ બંધાવી હતી તે વિભાગો અત્યારે ખાનપુર, મીરઝાપુર અને રાયખડ તરીકે આજે પણ ઓળખાય છે.

'સુલતાનો અને મોગલ બાદશાહોના અમલ દરમ્યાન અમદાવાદની પ્રજાએ વિવિધ ક્ષેત્રે જહોજલાલી માણી છે. ત્યારે દસ બળદગાડીઓ એક દોડી જાય તેવા પહોળા રસ્તા હતા. ખંભાત અને અમદાવાદ વચ્ચેનો ધોરીમાર્ગ પહોળો અને વૃક્ષોથી આચ્છાદિત હતો અને તેના પર માલ ભરેલાં ગાડાં, માફા, વહેલ, ઝેટકીઓ, વેપારની જણસોથી લદેલાં ઘોડા, ખચ્ચર, ગધેડાં, ઘોડેસ્વારો અને ઊંટ સ્વારો અવરજવર કરતા. ચીન, મલાયા અને પૂર્વનાં બીજાં રાજ્યોમાં અમદાવાદના કિનખાબ અને જરીકાપડ વપરાતાં હતાં તેમજ સુતરાઉ કાપડ ફ્રેંચથી પેકીંગ સુધી બધા દેશોમાં જતું. આબાદીમાં અમદાવાદ પછી ખંભાત અને પાટણનો નંબર આવતો. આ સમયે વેદાન્તી કવિ અખેદાસ સોની ધંધે અમદાવાદમાં આવી વસેલ. વળી ત્યાં વેપારરોજગાર અને જીવનનિર્વાહની ઉત્તમ તકો હોવાથી, સિદ્ધપુર તેમજ શિહોર સંપ્રદાયના ઉદીચ્ય બ્રાહ્મણો અમદાવાદમાં વસવા લાગ્યા હતા. ઔરંગઝેબના વખતમાં શિવાજીએ સુરત લૂંટ્યું હતું. તેની પછી નિર્બળ મોગલાઈ ક્ષીણ થતી ગઈ; પેશ્વાઈનાં પૂર ગુજરાત તરફ ધસી રહ્યાં હતાં. સન ૧૭૦૭- 'ના અરસામાં બાલાજી વિશ્વનાથની સરદારી નીચે મરાઠાઓ પૂર્વ ગુજરાતમાં દાખલ થયા. સુરત, ભરૂચ ચાંપાનેર, નડિયાદ, ખંભાત અને અમદાવાદ જેવાં સમૃદ્ધ નગરો ઉપર પેશ્વાઈ ગાંડાતૂર બનીને ધૂમતાં હતાં. ૧૭૫૮ની સાલમાં અમદાવાદમાંથી મુસલમાન શાસનનો સદાને માટે અંત આવ્યો હતો, અને પેશ્વાઈ અમલદારે ભદ્રના કિલ્લામાં ભદ્રકાળી માતાની સ્થાપના કરાવી હતી.

પુસ્તકમાં ઠેરઠેર ઉદીચ્ય જ્ઞાતિના ઇતિહાસ પ્રસિદ્ધ કુળદીપકોની વીરગાથાઓ લેખકે આલેખી છે, તેમાં ભયા વ્યાસ અને વીરા જાનીના પ્રસંગો ધ્યાન ખેંચે છે. ભયા વ્યાસે, મુસલમાન સુબા શેર બુલંદખાનની જોહુકમીને ઉઘાડી તલવારે પડકાર કર્યો હતો, વીરા જાનીએ ગાયોને બચાવવા ખાતર, ધીંગાણામાં પોતાનો જાન આપ્યો હતો. 'અભિમન્યુનો ચકાવો' લખનાર કવિ લજ્જારામ પણ ઝળકે છે અને ફ્રોર્સિંદરાવની સાથે તંત્રશાસ્ત્રની ઊંડાણથી ચર્ચા કરતા ભવાનીશંકર પણ ચમકે છે દીવાનબહાદુર વેણીભાઈ ઝમકીને અદૃશ્ય થઈ જાય છે. દલપતરામે જેમને પટ્ટ શિષ્ય બનાવ્યા હતા તે કવિ ગુલાબીરામ પણ આવે છે અને ૧૮૨૪માં ટંકારામાં ઉદીચ્ય બ્રાહ્મણ કુળમાં જન્મ ધારણ કરતા દયાનંદ સરસ્વતીનો ઝગારા મારતાં પ્રતિભા વાચકની આંખ આંજી જાય છે.

સન ૧૮૪૯માં ભદ્રના કિલ્લાના ઊંચા બુરજ ઉપર અત્યારનું મોટું ઘડિયાળ પહેલ વહેલું મૂકાયું; ૧૮૫૨–૫૩માં ભક્તકવિ દયારામ ડભોઈ મુકામે જીવનલીલા સંકેલે છે. સાક્ષરથી ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્રનું' પ્રકાશન ગુજરાતી યૌવનની સરસ્વતીને ઓપ ચડાવે છે. સન ૧૮૮૬ આસપાસ કવિ નર્મદનું મૃત્યુ. સન ૧૮૮૭માં, ગુજરાત કૉલેજ શેઠ અંબાલાલ સારાભાઈના અંગનામાં સૌથી પહેલી શરૂ થઈ હતી. સાક્ષર યુગનાં મંડાણ

કલાપી, બાલાશંકર, મણિભાઈ નભુભાઈ, નરસિંહરાવ, બ. ક. ઠાકોર, રમણભાઈ નીલકંઠ ઇત્યાદિ સાહિત્ય ધુરંધરો દેખા દે છે—કવિવર ન્હાનાલાલની વિરાટ પ્રતિભા વીજળી શી ચમકી જાય છે. ૧૮૯૭માં એલિસબ્રીજ વિસ્તારમાં ગુજરાત કોલેજનું અત્યારનું ભવ્ય મકાન તૈયાર થયું. ૧૮૯૮માં કવીશ્વર દલપતરામનું અને ૧૯૦૦ રાજવી કવિ કલાપીનાં મૃત્યુ થયાં. ૧૯૦૨માં હિન્દી મહાસભાનું અધિવેશનમાં બંગાળના કેસરી સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણા નીચે ભરાયું. આ અધિવેશનમાં સૂર્યકિરણોની ગરમી સંઘરીને રસોઈ કરવાના પ્રયોગો પહેલવહેલા થયા હતા. ૧૯૧૪ના ઓગસ્ટની ચોથી તારીખે, આફ્રિકાનો સત્યાગ્રહ પૂરો કરી, ગાંધીજી પહેલવહેલા અમદાવાદ આવ્યા; ૧૯૨૦માં ગુજરાતી સાહિત્ય પરિષદનું છઠ્ઠું અધિવેશન અમદાવાદમાં મળ્યું તેમાં રવીન્દ્રનાથ ટાગોરે હાજરી આપી હતી. ૧૯ ૩ના અરસામાં કલાગુરુ રવિશંકર રાવળે 'કુમાર' માસિકની સ્થાપના, શ્રી બચુભાઈ રાવતના સહયોગથી કરી હતી. સૌરાષ્ટ્ર–ગુજરાતમાં પ્રખ્યાત થતા આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રીમન્ નથુરામ શર્મા ૧૯૩૧માં સ્વર્ગલોક પામ્યા.

આખું પુસ્તક વાંચ્યા પછી, વાચકના મન ઉપર જે ચિત્ર અંકાય છે તે છે ગુજરાતના ઇતિહાસનું અને અસ્મિતાનું. શ્રી શંકરલાલ જાનીએ ભાષાની અને વિગતની એટલી ચીવટ રાખી છે કે તેમનું સર્જન ઉદીચ્ય જ્ઞાતિ પૂરતું ન રહેતાં સૌને યોગ્ય બને છે. ખરેખર તેમણે એક સાહિત્યિક અથવા ઐતિહાસિક ગ્રંથ રચ્યો હોત તો પાઠ્યપુસ્તકમાં સ્થાનને યોગ્ય બનત.

---

---

## રૂપાયતન પ્રકાશન

ઞાવા હતા બાપુ – ૧-૨-૩-૪—૨–૦૦
ગાધી-ગુરુ — — ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧–૨૫
અલ્લાહના બંદાઓ — ૦–૩૭
મસ્તીની પળોમા— — ૦–૭૫
ગાધીજી સાથે જીવનયાત્રા — ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦–૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાલા — ૦–૩૫

# એકધારી પ્રેરક પ્રગતિ



૧૯૬૬ દેના બેંકના વર્કિંગ ફંડ રૂ. ૧ અબજ થી વધુ



૧૯૫૮ વર્કિંગ ફંડ રૂ. ૩૨ કરોડ



૧૯૪૮ વર્કિંગ ફંડ રૂ. ૧૦ કરોડ



૧૯૩૮ વર્કિંગ ફંડ રૂ. ૧૮ લાખ

---

| | |
|---|---|
| સત્તાવાર થાપણ | રૂ. બે કરોડ |
| ભરાયેલી અને પગાર થયેલી | રૂ. એક કરોડ ને પચીસ લાખ |
| રિઝર્વ ફંડ | રૂ. એક કરોડ ને ચાળીસ લાખ |
| કુલ ડિપોઝિટ | રૂ. નેવું કરોડથી વધુ |
| ખાતાંઓની સંખ્યા | ચાર લાખ ને પચાસ હજારથી વધુ |
| ઑફિસો | ૧૭૪ |
| સેફ ડિપોઝિટ વૉલ્ટ | ૪૯ |

## ૧૧ રાજ્યોમાં ૧૭૪ શાખાઓ દ્વારા
દેશની સેવા બજાવે છે

## દેના બેંક લિમિટેડ

રજિસ્ટર્ડ ઑફિસ: દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ, ૧૭, હૉર્નિમેન સર્કલ, ફોર્ટ, મુંબઈ-૧.

પ્રવીણચંદ્ર વ. ગાંધી, મેનેજિંગ ડિરેક્ટર



# ઉઠો અને જાગો

આચાર્ય રજનીશજી

બહારના દીવા પેટાવી પેટાવીને હજી ધરાણા નથી શું ? એમાં જ અટવાયેલા રહેશો તો અંદરનો દીવો પ્રગટાવશો ક્યારે ? જીવન અલ્પ છે અને સમય પ્રતિક્ષણ સરી રહયો છે.

ઉઠો અને જાગો.

નહીંતર, સમય વીતી ગયા પછી, પસ્તાવાનો કોઈ પાર નહીં રહે.



—'આશુતોષ'

## ત્યાગ વધે કે તૃપ્તિ?

આ સર્વપક્ષી રાષ્ટ્રપ્રમુખ ઉપપ્રમુખપદેથી નિવૃત્ત થઈ રહ્યા છે તેમણે ધાર્યું હોત તો કોંગ્રેસ પક્ષની વિનંતિને માન આપીને ચૂંટણીમાં ઊભા રહી, પ્રતિસ્પર્ધીને હરાવી શક્યા હોત પરંતુ આ દેશની ઉચ્ચ પ્રણાલી તેમણે ઊભી બનાવી છે ગૌરવ ત્યાગ છે, તૃપ્તિ નહિ— તે તેમણે કરોડો દેશવાસીઓને બતાવી આપ્યું. આમ જોઈએ તો ચોથી ચૂંટણી પછી, આવી જ પસંદગી કોંગ્રેસપક્ષ સમક્ષ આવી પડી છે, પરંતુ વીસ વર્ષ સુધી એકધારું શાસન ચલાવ્યા બાદ તેને તૃપ્તિનો ઓડકાર આવ્યો નથી. આઠ રાજ્યોમાં બિનકોંગ્રેસી સરકાર રચાયા બાદ ખરેખર તો બાકીના રાજ્યોમાં પણ સત્તાના સૂત્રો છોડી દેવામાં શાણપણ હતું. કેમકે અત્યારે કોઈ પણ પક્ષ લોકશાહીનો દાવો કરવાની સ્થિતિમાં નથી—બધાને સત્તા હડપ કરવાની લગની લાગી છે લોકોને કોંગ્રેસ તરફ જો નફરત થઈ હોય તો બીજા પક્ષોની સરકારનો આસ્વાદ તેમને માણવા દેવો જોઈએ વળી પચાસ કરોડની પ્રજા ઉપર રાજ્ય કરવું એટલે શું તેનો ખ્યાલ પણ વામણા ક્ષેત્રના વાચાળ નેતાઓને આવત ભારત જેવા વિશાળ દેશની આટલી વિરાટ જનતાના રોજેરોજના પ્રશ્નો છે તેનો તોડ લાવી શકે અથવા એ દિશામાં સૂચન પણ કરી શકે તેવી પ્રતિભાઓ ક્યાંય દેખાતી નથી, અથવા બીજા શબ્દોમાં તેમણે જન્મ લેવો બાકી છે. આવા વાતાવરણમાં ભારતની સર્વોચ્ચ અદાલતના ન્યાયમૂર્તિ, વિરોધપક્ષની મદદથી રાષ્ટ્રપતિપદ માટેની સ્પર્ધામાં ઊભા રહે તે અજુગતું છે ભારતભરના વકીલો તેમને ટેકો આપે તેની કિંમત એક કોડીની નથી. કોઈપણ સ્વમાની અને ચારિત્ર્યશીલ ન્યાયમૂર્તિએ પોતાની જાતને આવા બખેડામાં સંડોવવાનું ભાગ્યે જ પસંદ કર્યું હોત. અમેરિકાની સુપ્રિમકોર્ટના સર વોરનને આઈઝનહોવર સામે ટકરાવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં, તેઓ હટી ગયા હતા. આપણે પોતાની જાત ઉપર નિયંત્રણ મૂકે તે જ સાચો ન્યાયમૂર્તિ. રાષ્ટ્રપ્રમુખનો વિદાય વેળાનો સંદેશો મનોમંથનથી કહી જાય છે

'તૃપ્તિનો મોહ છોડી, ત્યાગ કરતાં શીખો.'

## તહેવારોને રજા આપો

ભારતનું આર્થિક ચિત્ર એટલું નિરાશાજનક છે કે ચોપાસ કાળી વાદળીઓમાં રૂપેરી કિનાર ક્યાંય દેખાતી નથી. જો કોઈ એમ માનતું હોય કે ઉકેલ નાણાપ્રધાનના હાથમાં છે તો ભીંત ભૂલે છે બજેટ રજૂ કરવાથી અર્થતંત્રની સદ્ધરતા સિદ્ધ થતી નથી ઇતિહાસની ગવાહી એમ કહે છે કે સમગ્ર રાષ્ટ્રની તાકાત કામે લગાડાય તો જ જાદુ કરી શકાય. ઉત્પાદન અને પુરુષાર્થ દેશના ખૂણેખૂણામાં રાત અને દિવસ ચાલ્યા કરે તો જ દેશનું અર્થતંત્ર જીવતું રહી શકે ભારતભરમાં અને રાજ્યોમાં તહેવારોનો રાફડો એટલો ફાટ્યો છે કે તેનાથી એદી પ્રજાને વધુ આળસુ બનાવવા સિવાય કોઈ અર્થ સરતો નથી મહાશિવરાત્રિ, રામનવમી, મહાવીરજયંતી, જન્માષ્ટમી, ગુડફ્રાઈડે, બકરીઈદ, મહોરમ, દશેરા—આ બધા ધાર્મિક તહેવારો પાળવાથી સ્વર્ગનાં દ્વાર ઉઘડી જવાના છે? રવિવાર પણ શા માટે જોઈએ? તહેવાર પાળવાથી વ્યક્તિ કે સમષ્ટિનું હિત કઈ રીતે થાય તે ભેજામાં ઊતરતું નથી. ભારત જેવા દરિદ્ર રાષ્ટ્રની માનવ શક્તિ ક્ષુલ્લક કારણોસર અને [illegible] માટે વેડફી નાખવાની હોય તો પછી બિહારની આપત્તિ કઈ રીતે ઉકલશે? બિહારની જે કરુણ તસ્વીરો વર્તમાનપત્રો છાપે તે શા માટે? એટલા માટે કે રાષ્ટ્રની સહાનુભૂતિ જાગે અને સૌ સાથે મળીને બિહારના સંકટમાં મદદરૂપ બને. રજાઓ, તહેવારો અને રવિવારો ભારતના દુશ્મન છે નેતાઓના અવસાન ટાણે પણ રજા જાહેર કરવાનો

હિસ્સો પડી ગયો છે. નેતાઓ જીવે કે મરે, દેશના અર્થતંત્રને તાળું મારવાનો કોઈને હક્ક નથી. વિરોધીપક્ષોની સરકાર જે રાજ્યોમાં છે તે આવ પડેલ કરશે તો એક દિ'મતમતું' અને સાચું પગલું ભર્યું ગણાશે. વર્ષોમાં ફક્ત એક જ દિવસ રજાનો હોવો જોઈએ અને તે સ્વાતંત્ર્યદિન. બાકી વર્ષના ૩૬૫ દિવસ ચોવીસે કલાક પ્રજાનો પુરુષાર્થ અખંડ રહેવો જોઈએ. જાહેર સેવા જેવા તાર અને ટપાલા ખાતામાં આવી રજાઓથી સામાન્ય નાગરિકોનો વ્યવહાર બંધ પડી જાય છે તેનો અડસટ્ટો કંઈ કોઈએ કાઢ્યો છે? અને તે પણ દસબાર કે અમુક હજાર નાગરિકો નહિ—ભારતના પચાસ કરોડ! તેમનું બધુ જ કામ ખોરંભે પડે કેમકે અમુક લોકોને રજાને દિવસે સિનેમા જોવાની સગવડ મળે માટે!

## પાતળી પરમાર!

ઓન્ટારિયોના ચોત્રીશ વર્ષના યુવાન ડેવીડ હીથને ધન્યવાદ ઘટે છે. અગિયાર સ્ટોન (૧૫૪ પાઉન્ડ) વજન ધરાવતી પોતાની પત્નીને એક સ્ટોન વજન ઓછું કરવા અને પાતળી બનવા એ રીતે પ્રસ્તાવ મૂક્યો કે જ્યાં સુધી તેનું વજન ઘટશે નહિ ત્યાં સુધી પોતે દાઢી બનાવશે નહિ. મીસીસ હીથ ચોંકી ઉઠ્યાં: 'બાપરે બાપ! તેમના મોઢા ઉપર વાળનું ખેતર કેટલું બેડોળ લાગશે! અને તેમણે કબૂલ કર્યું કે પોતે Dieting કરીને એક શું, બે સ્ટોન જેટલું વજન ઘટાડવા તૈયાર છે. અને આ રીતે ઝઘડો મોટા કલહમાં પરિણમવાને બદલે ઘરમેળે પતી ગયો. ભારતમાં આવું બને છે ત્યારે કોઈ બુદ્ધિ લડાવતું નથી. પત્ની પિયરથી ન આવતી હોય તો પતિ માંકડ મારવાની દવા પી લે છે; પત્નીને મહેણું મારવામાં આવે તો કાં કૂવો પૂરે કે ઘાસલેટ છાંટી બળી મરે! ડેવીડ હીથે દાઢી રાખવાના જે ફાયદા છે તેમા વધારો કરી બતાવ્યો છે, અને તે રહે ચડેલી પત્નીને સીધી કરવાનો. 'રહે તો આપથી, નહીંતર જાય સગા બાપથી' એવી આ! જાત માટે જે નવું અસ્ત્ર ડેવીડભાઈએ શોધ્યું છે તેની નોંધ 'કલીનશેવ' કરતા પતિદેવો બરોબર કરી લે'

## તેલ ! તેલ ! તેલ !

કુવૈતથી બ્રિટન જઈ રહેલ તેલ ભરેલું એક જંગી ટેન્કર બ્રિટનના દક્ષિણ કિનારે અઢાર માઈલ દૂર અકસ્માત ફસાઈ પડયું અને તેમાંનું સવાલાખ ટન તેલ સમુદ્રમાં તરવા લાગ્યું. દરિયાઈ મોજાંઓ ઉપર તરતું તેલ પવનની થાપટ ખાઈ કિનારા તરફ ધસી રહ્યું. બ્રિટનની સરકારે આવી રહેલ આપત્તિ સામે નૌકાદળ, વિમાનીદળ અને દરિયાઈ સેનાને સાવચેત કરી; બોંબમારો કરીને અધતન ટેન્કરને ઉડાવી દીધું અને તેલમાં આગ ચાંપી, કિનારા તરફ જતું અટકાવવા વિરાટ પ્રયાસો થયા. ડીટર્જન્ટ રસાયણનો ઉપયોગ કરી, તેલને સમુદ્રને તળિયે ડૂબાડવાનો વિકલ્પ અજમાવાયો; સમુદ્રકાંઠે વસતા નાગરિકોને પણ સૂચના અપાઈ અને હજારો લોકો સાગરકાંઠે દોડી જઈ, યત્કિંચિત પ્રયાસ કરી ચૂક્યા. છતાં નુકસાનની તો થઈ જ. રમ્ય ગણાતા સાગરકાંઠાનો તેલે ઘાણ વાળી નાખ્યો; લાખો પક્ષીઓ અને માછલીઓનો નાશ થયો;

બ્રિટનને ઘણી નુકસાની થઈ-તેલ ગુમાવ્યું ટેન્કર ગુમાવ્યું; સાગરકાંઠાની રમણીયતા ગુમાવી; સહેલાણીઓની આવક ગુમાવી; વળી જહાજનો વીમો બ્રિટનની એક વીમા કંપનીએ ઉતારેલો હતો એટલે એ ચુકવણી બાકી. આવો વિચિત્ર અકસ્માત કોઈએ પણ કલ્પ્યો ન હોય, તેથી તેનાં અનિષ્ટ પરિણામો અટકાવી શક્યા નહિ; પણ ભવિષ્ય માટે બોધપાઠ લેવાનું દરેક રાષ્ટ્ર માટે આમાં સૂચન છે. ખાસ કરીને બંદરકાંઠો ધરાવતા રાષ્ટ્રોએ તો ખચિત.

## એંધાણ

કહેવત છે કે પુત્રના લક્ષણ પારણમાં અને વહુના બારણામાંથી. લોકસભાના પ્રથમ બેઠક પુરી થઈ દરમ્યાન વિરોધ પક્ષનાં લખણ દેખાઈ ચૂક્યા છે. સ્વૈતલાના, ઇન્દિરાજીને ભેટ મળેલ હીરાવો હાર, CIA, વડપ્રધાને ખરીદેલા ફર-કોટ ઇત્યાદિ

પ્રશ્નોમાં લોકસભામાં દેકારો મચાવવા સિવાય, દેશના પ્રાણ પ્રશ્નોમાં તેમણે માથું મારવું નથી. નાયબ સ્પીકરની ચૂંટણીમાં વિરોધીઓ એક થઈ શક્યાં, અવિશ્વાસની દરખાસ્તમાં સ્વતંત્રપક્ષે તટસ્થતા કેળવી; DMK પોતાનો અલગ ચોકો જમાવી બેઠું છે, જનસંઘ ક્યારેક એકલું પડી જાય છે. રાજ્યોમાં જોઈએ તો બંગાળ, મદ્રાસ કેરાળા ભારે સાવધાની રાખી રહ્યા છે. દારૂબંધીના પ્રશ્ને ગુજરાત અને મદ્રાસ સિવાય, બીજાં રાજ્યો તરફેણમાં નથી. એટલે અત્યારે તો સનસનાટી ફેલાવે તેવા સમાચારોને હથિયાર બનાવવાનો વિરોધ પક્ષોનો ધારો થઈ પડ્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો રાજકારણથી પર રહી, કોઈ પ્રશ્નનું મૂલ્યાંકન કરવાની સ્થિતિમાં કોઈ પક્ષ નથી. પાર્લામેન્ટમાં વક્તૃત્વશક્તિથી બરાડા પાડવા એક વાત છે; અને પચાસ કરોડ લોકોના પ્રશ્ન હલ કરવા અને તેમને એક પાવળું તેલ મળે કે બે કોળિયા ચોખા મળે તેની યોજના કરવી એક બીજી જ બાબત છે. દેશનો વહીવટ બુદ્ધિથી ચાલી શકે, રાજકારણથી નહિ અત્યારે એ પાણી સારાં નથી. તાજેતરમાં જે. આર. ડી. તાતાએ જે સૂચન કર્યું છે કે સરકાર રાજકીય પક્ષોની નહિ પણ જે તે વિષયના નિષ્ણાતોની હોવી જોઈએ તે ખરેખર વિચારણા માગી લે છે. વિરોધ પક્ષમાં વક્તાઓ સારા હોય તેથી પચાસ કરોડ લોકોના પેટ ભરાશે નહિ. દક્ષતા અને જ્ઞાન જેને વરે છે તે સૌથી વધુ લાયક છે.

## જર્મનીનો ભાગ્યવિધાતા

૯૧ વર્ષના જર્મન ચાન્સેલર કોનરાડ એડીનોરનું અવસાન થયું છે. બીજા વિશ્વયુદ્ધ પછી, જર્મન 'રીક'નું રાખના ઢગલામાંથી જાદુગરની કરામતથી નવનિર્માણ કરી, દુનિયાના પ્રથમ પંક્તિના સમૃદ્ધ અને બળવાન રાષ્ટ્રમાં પરિવર્તન કરનાર એડીનોર ઇતિહાસમાં, બિસ્માર્ક પછી જર્મનીના સૌથી વધુ મહત્ત્વના પુરુષ લેખાશે. અર્થતંત્રને ટૂંકા ગાળામાં સદ્ધર કેમ બનાવવું, અને ખંડેરમાંથી શિલ્પનું સર્જન કેમ કરવું તે પશ્ચિમ જર્મનીએ દુનિયાને બતાવી આપ્યું છે. ટેકનોલોજી બાબતમાં જર્મની અમેરિકા તથા રશિયાને હંફાવી રહ્યું છે. બીજા વિશ્વયુદ્ધમાં અમેરિકાએ અણુબોમ્બનું રહસ્ય જર્મન વૈજ્ઞાનિકો પાસેથી મેળવ્યું હતું. કોનરાડ એડીનોર ૧૪ વર્ષ સુધી જર્મનીના ભાગ્યવિધાતા તરીકે રહ્યા અને લુડવિગ એરહાર્ડ જેવા સમર્થ મદદનીશ તેમને મળ્યા એ વિધિનું સદ્ભાગ્ય. રાજકારણમાં તેઓ બુદ્ધિચતુર રહ્યા; ખાનગી અને મુક્ત સાહસને તેમણે ખૂબ તક આપી; અમેરિકા સાથે નિકટતા, ફ્રાન્સ સાથે દોસ્તી અને રશિયા સાથે અંતર રાખ્યાં; પૂર્વ જર્મની સાથે છેવટ સુધી ગૌરવપૂર્ણ અતડાઈ રાખી; વિશ્વના રાજકારણમાં મહત્ત્વનો ફાળો આપ્યો. બીજા વિશ્વયુદ્ધમાં રશિયાએ જર્મનીને હંફાવ્યું અને મિત્રદેશોએ રગદોળી નાખ્યું. પરંતુ પુનરુત્થાન બાદ, જર્મનીએ મિત્રદેશોની મદદથી નવું બળ પામી, આજે બર્લિનના પાદરમાં રશિયાની સામે નહોર ભરાવતું ઊભું છે. જર્મનીના એકીકરણનો પ્રશ્ન ઊભો રાખવામાં આ લોખંડી પુરુષનો હિસ્સો નાનોસૂનો નથી. એડીનોરની પુરુષાર્થગાથામાં ભારત જેવા દેશ માટે ઘણો બોધપાઠ રહેલો છે. આપણે કોઈ ભીષણ યુદ્ધ જોયું નથી; ભારતના શહેરો અને ઉદ્યોગો બોમ્બમારાથી નાશ પામ્યા નથી, છતાં પોતાપૂરતું અનાજ ઉત્પન્ન કરવાની પણ આ ખેતીપ્રધાન દેશની ત્રેવડ નથી. સવાલ એ છે કે દરેક રાષ્ટ્રને આપત્તિકાળે કોઈ વિરલ પ્રતિભા મળી રહે છે તેવી કોઈ પ્રતિભા આ વિશાળ દેશમાં ખૂણે-ખાંચરે છુપાએલી પડી છે કે? જર્મનીને એડીનોર અને એરહાર્ડ મળ્યા—ભારતને ક્યારે મળશે?

## સ્વપ્નશિલ્પી

ઓસ્ટ્રેલિયાના કોઈ દીવાધર શિલ્પીને કલ્પના સૂઝી છે, અને પ્રથમ નંબરના શહેર સીડનીમાં એક એવા ઓપેરા હાઉસનું સર્જન

થઇ રહ્યું છે જેમાં કવિતા અને શિલ્પનો સુમેળ હશે. દરેક દેશ તેની કોઈ આગવી ઇમારત કે સ્થાપત્ય માટે ગૌરવ અનુભવે છે. અમેરિકામાં સ્વતંત્રતાની દેવીની પ્રતિમા, ભારતમા આગ્રાનો તાજમહાલ, ફ્રાન્સમાં એફિલ મિનારો, ઇજીપ્તની પિરામીડ બ્રિટનમાં લંડનનું બીગ-બેન-તેવી જ રીતે ઓસ્ટ્રેલિયના કોઇ દેશભક્તને સૂઝયું કે એવી વિશિષ્ટ ઇમારત ઊભી કરવી કે દુનિયામા નામ રહી જાય ઘણી પૂર્વ તૈયારી બાદ લાખો પૌંડ ખર્ચીને નકશો તૈયાર થયો. સમુદ્રકાંઠે શંખ અને છીપલા સૌએ જોયા હશે બરાબર એવાજ આકારનું એક વિરાટ ઓપેરા હાઉસ સીડની બંદરમા ઉભું રહ્યું છે. દૂરથી અથવા પ્લેનમાથી જોનારને લાગે કે કોઈ જમ્બરજસ્ત શંખ સમુદ્રકાંઠે પડયો છે-પણ વાસ્તવમા તો તે એક આધુનિક નાટયઘર હશે શ્રી ચંદ્રવદન મહેતા અવશ્ય આંસુ સારશે કે ભારતમાં કોઇને કેમ આવું સૂઝતું નથી?

પણ કયાં ભારત અને કયાં ઓસ્ટ્રેલિયા? વસ્તીનો જ દાખલો લો ને! આપણે ત્યાં વસ્તિ વધારાનો પ્રશ્ન બિહામણું સ્વરૂપ ધરીને ઊભો છે જ્યારે આખા ઓસ્ટ્રેલિયાખંડની વસ્તી ફક્ત એક કરોડ અને દસ લાખ છે તેની રાજધાની કેનબેરામાં હજુ ૧૯૭૦માં એક લાખ વસ્તી થવાનો સરકારનો આશાવાદ છે જ્યારે આપણે ત્યાં મુંબઈમાથી ૫૦ અને કલકત્તામાથી ૭૦ શહેરો કેનબેરા જેવડાં થાય! દુનિયાના દરેક દેશમાંથી વૃક્ષોના નમના લાવીને કેનબેરા શહેરને વૃક્ષોથી મઢી દીધું છે! અફસોસ, ત્યાં કેવળ છે માનવશક્તિ-બુદ્ધિ નથી અને એટલે સમૃદ્ધિ નથી-ઓસ્ટ્રેલિયામાં અપાર સંપત્તિ વેરાએલી પડી છે.

## રાષ્ટ્રપતિ

નવા રાષ્ટ્રપતિની ચૂંટણીએ આ વખતે ભારે રસ અને વિવાદ સર્જ્યા હતા રાષ્ટ્રપતિ અને વડાપ્રધાન, એ બે વ્યકિતઓના પદ આસપાસ એક એવી હવા પ્રવર્તમાન હતી કે જાણે કોઇ અનુલ્લેખનીય વ્યકિત જ ત્યાં બિરાજમાન થઇ શકે એવી માન્યતાએ લોકમાનસને ઘેરી લીધું હતું. પરંતુ ડો. ઝાકીરહુસેન સામે વિરોધપક્ષોએ સુબ્બારાવને આગળ કર્યા અને બીજા પણ દસબાર ઉમેદવારો ઊભા રહ્યા ત્યારથી આ પ્રશ્નને પણ લોકશાહીની સામાન્યતાનો રંગ લાગી ગયો. હવે ચૂંટણી પતી ગઇ છે. ઉપરાષ્ટ્રપતિ તરીકે ઝાકીરહુસેને પોતાની આસપાસ એક આભા ઊભી કરી લીધી અને તેમની વાણી તેમજ વર્તનમાં ઉચ્ચકોટિની પરંપરા જળવાઇ રહી. તેઓ પણ એક વિદ્વાન અને સાહિત્યિક આત્મા છે અને ડો. રાધાકૃષ્ણનના જેવી જ, વિદ્દજનોને શોભે અને શોભાવે તેવી સાત્વિક અલિપ્તતા રાખી શકે છે. વળી લઘુમતી કોમના સભ્ય હોવાથી તેઓ એવું પુરવાર કરી શકવાની સ્થિતિમા હવે છે કે ઉચ્ચ હોદ્દાને નાત, જાત, વય અને લિંગનું બંધન નથી. રાષ્ટ્રપતિની ડો ઝાકીરની ચૂંટણીએ એક સુંદર છતાં સુસંગત વિરોધાભાસનું દૃશ્ય વિશ્વસમક્ષ રજૂ કર્યું છે અને ભારતની બહાર પણ હવે સૌને કબુલવું પડશે કે બિનસાંપ્રદાયિકતાનું ઉદાહરણ જગતભરમા એક જમ્બરજસ્ત લોકશાહીના આચરણમા ભારતે જ પૂરું પાડયું છે ખાસ કરીને પાકિસ્તાનમા પ્રવર્તતી કૈલગી પરિસ્થિતિ સૌની આંખે ઊડીને વળગશે. ડો. ઝાકીર હુસેનના ઉચ્ચારણોએ સાબિત કર્યું છે કે કોમવાદનું ઝેર ખતમ કરવામા હરીફ કોમને જ બહુમતીમા અગ્રસ્થાન આપવું ઘટે.

## કઢીની કિંમત

'ઘરની મુરઘી દાળ બરાબર' એ કહેવતનો અર્થ સમજવા કઢીનું દૃષ્ટાંત ઠીક પડશે છાશનો એક લોટો અને ચપટી ચણાનો લોટ - તેમા જરા મીઠું - મરચું અને રાઇનો વઘાર આપી જે સ્વાદિષ્ટ પીણુ બનાવી શકાય છે તે સસ્તું અને તમતમતું હોવાથી ભારતની મોટાભાગની ગરીબ જનતા હોંશે હોંશે દરરોજ બનાવે છે સૌરાષ્ટ્રમા તો કઢી ખાનારો વર્ગ અમુક જાતમા ચોક્કસ હોવાથી તેને ઓળખવા 'કઢી' અથવા 'કઢી ભગત' જેવો રમુજી શબ્દ પ્રયોગ પણ થાય છે. બ્રિટનમા લંડનમા

ભારતીય, ખાનગી માલિકીનું આલિશાન રેસ્ટોરાં "વીરાસ્વામી" દેશી મદમદતે કહી ,મારે એટલું કબુલાત છે કે ૧૯૨૩માં સર વિલિયમ સ્ટિવર્ડે ત્રણ હજાર પૌંડ આપીને ખરીદી લીધું હતું. લાગલાગટ તેત્રીસ વર્ષો, કદી ધીનાતાઓની સંખ્યા એટલી વધતી ગઈ કે હમણાં તેનું વેચાણ થતા એક લાખ ઉપર પૌંડ ઊપજ્યા. અને તે પણ ભારતીય સિન્ડિકેટને જ વેચવામાં આવ્યું કેમકે બ્રિટિશ માલિકો પરંપરાથી ચાલી આવતી રસોઈનું ધોરણ સાચવી નહિ શકે એવી સર. વિલિયમને બીક લાગી દરવર્ષે દોઢ લાખ પૌંડ જેટલી નાણાકીય લેવડદેવડ કરી. જ વ્યવહારમાં આ રેસ્ટોરાં કરે છે. તો પછી ધ આમણે કહીનું રસ-મૂલ્યન શાથી છે તેનું કોઈ સંશોધન કરશે?

## કારાવાસમાં કારખાનું?

ધડીભર માની લઈએ કે કોઈ મોટું ટેનીંગ કારખાનું એવી રીતે ઊભું કરવામાં આવે કે તેની ચારે તરફ દિવાલો હોય અને મજૂરોને રહેવાનું રોજ કામ કરવાનું અંદર જ હોય. આ મજૂરો બીજા કોઈ નહિ પણ સજા પામેલા કેદીઓ હોય જેમને મજૂરી આપવાનો પ્રશ્ન હોય નહિ. કારખાનામાં ઘણા વિભાગો હોય અને તેમને તરેહતરેહનું કામ શિખવાડવામાં આવે. અહીં ઉત્પન્ન થતો માલ બજારમાં જઈ શકે અને તેની પડતર કિંમત ઘણી જ ઓછી પડે. વળી સજા પામેલા કેદીઓ જ મજૂર હોવાથી હડતાળ પાડવાનો કે તાળાબંધીનો કોઈ સવાલ ઊભો થાય નહિ. વર્ષો સુધી અહીં કામ કર્યા પછી કોઈપણ કેદી પાકો શ્રમજીવી બની જવાનો અને સજાની મુદત પૂરી થયે એક કારીગર રૂપે સમાજને મળવાનો.

એક રાજ્ય આવી પહેલ કરે તો બીજા રાજ્યોને પણ અનુકરણ કરવાની ઇચ્છા થવાની સવાલ એ રહ્યો મારે ઉમેરો થાય છે કે જેલના સળિયા પાછળ ધકેલાતા ગુનેગારોને સુધારવા જે પ્રયોગો થાય છે તેમાં મોટા પ્રમાણમાં માનવશક્તિ માગતા ઉદ્યોગની ભૂખ પૂરી પાડવા આ વિકલ્પ વિચારી શકાય કે નહિ? ખાસ કરીને ઉત્પન્ન થતા માલનું ખર્ચ ઘટાડવાનો પ્રશ્ન હોય ત્યાં જે ગુનેગારને સજા થાય છે તેને કોઈ હેતુ વિના કેદમાં ગોંધી રાખવાથી કોઈ જ ફાયદો નથી અને રોટલા તો આપવા જ પડે છે. તો પછી રચનાત્મક ઉપયોગ ન થાય? બહારથી ભલે કારાવાસ લાગે, અંદર કારખાનું ચાલતું હોય એ શક્ય નથી?

## શ્રી ચાંપશીભાઈ

'નવચેતન' માસિકના તંત્રી શ્રી ચાંપશીભાઈએ જીવનના ૭૫ વર્ષ પૂરાં કર્યાં તેનો અમૃતોત્સવ ગુજરાતની સાહિત્યદુનિયાએ બે માસમાં ઉજવ્યો તે સકારણ છે. એક તો આજના જમાનામાં ચાંપશીભાઈ જેવી સન્નિષ્ઠ વ્યક્તિ મળવી મુશ્કેલ છે બીજું 'નવચેતન' માટે જે કર્મયોગી જેવું જીવન તેઓ ગાળી રહ્યા છે તે દરેકોકને હેરત પમાડે છે જે સાહિત્યિક ધોરણને તેમણે પોતીકું માન્યું તેને ચુસ્તપણે વળગી રહેનાર તેઓ એકલા જ છે વળી નિયમિતતા જાળવી રાખવામાં તેમને કોઈ હરીફ શોધ્યો જડે તેમ નથી. જીવનનાં અનેક સંઘર્ષો વચ્ચે પણ 'નવચેતન'ને જીવતું રાખી, તેની ઉત્તરોત્તર પ્રગતિ અને વૃદ્ધિ કરવામાં શ્રી ચાંપશીભાઈનો જીવન-નિષ્કર્ષ દેખાઈ આવે છે ચલચિત્રો પોતાની ગાદના પર્યે જોઈ, દરમાસે તેનો નિયમિત 'રીવ્યૂ' આપનાર કદાચ તેઓ ભારતભરમાં એક જ સાહિત્યિક તંત્રી છે! નવચેતનના છેલ્લા અંકમાં 'જીજીવિષા'નો જે ઉલ્લેખ કર્યો છે તે સાકાર બનો એવી હરિપ્રાર્થના

તોલસ્તોયે એકવાર ગોર્કીને કહ્યું: "જ્યારે મારો એક પગ કબરમાં હશે ત્યારે હું સ્ત્રીજાતિની વાસ્તવિકતા દર્શાવીશ અને પછી તરત કબરમાં પેસી જઈને કહીશ કે: "હવે તમારાથી જે થાય તે કરી લો"

સત્યકથા

# માણસાઇનું મોતી

ઓઘડીદાસ ભા. પરમાર

કડવીમાઇને પાંચ પાંચ સુવાવડ તો આવી પણ એકેય સંતાન ન જીવ્યું. બાળક જન્મીને તરત મરી જતા. ત્યારે બે પગે હાલનાર સૌ કહેતા 'બઇ, ભગવાનને પેટેય ન્યાય નથી લાગતો. આ કડવીને પાંચ પાંચ બાળક દીધા એવા લઇ લીધા. જો એકાદ પૂખડું જીવ્યું હોત તોય કાલો-ઘેલો થાત ને ઘર ભર્યું ભર્યું દીસત. છઠી સુવાવડ આવવાની પહેલાં તો કડવીએ કંઇ કેટલીએ માનતાયું રાખેલી ને દવાદારૂ કરાવેલા. છઠી સુવાવડે દીકરો જન્મ્યો, ને બચી ગયો. સાત ખોટના દીકરાને કંઇ કેટલાય ટૂંપાટાપરકયા કર્યા, ને જાણે લખ્યાનો ને માનતાનો હોવાથી નામ લધર રાખ્યું.

પણ કડવીના નસીબ જ વાંકા હતા. જન્મારે દીકરાનું મોં જોયું ત્યાં તો લધરના બાપે જ મોટું ગામતરું કર્યું. બે અઢી વરહનો લધર થયો ત્યાં તેણે બાપની છાપડી ખોઇ. એક તો કડવી ઊંરૂં ન જીવતા એનાં ચિંતામાં નીચોવાઇ ગઇ હતી, તેમાં ઓચામાં પૂરો રંડાપો આવ્યો, ઘરમાં કંઇ નહિ, ને છોકરો સાવ બાળક, જીવનપંથ લાંબો હતો, આશાઓ ઘણી હતી. દીકરાને મોટો કરવા અને સરકારી મરવાવા કડવીએ કછ બાંધીને કામ કરવા માંડયું, જતન જતન કરીને લધરને ઉછેરવા માંડયો. પડયની કાંગસિયું ઘીને, ઘોસરાને, કરી. ચાલ્યની, ને વ્યવહારે સારી રીતે જાળુગહું તેમ તે કરતી. આગળી તૂટલું કાપ કરીને કડી સાવ ડોશી જેવી થઇ ગઇ. અકાળે ઘરડી દેખાવા માંડી.

દીકરો ભણ્યો તો ખંતથી, પણ વિદ્યા જ ચડતી નહોતી, દરેક ચોપડીમાં બબ્બે વરહ કરીને માંડમાંડ નરમી હધી પહોંચ્યો. ત્યાં તો ૧૯થી૨૦ વરસનો થઇ ગયો. હવે તો કડવી ડોશીય થાકી હતી, તેને લાગ્યું કે ગગાને વિદ્યા હવે ચડશે નહિ, હવે કયાંય ધંધે લાગે તો નિરાંત. શોધખોળ કરતા કરતા એક કારખાનામાં નોકરી મળી ગઇ; પણ હજી ડોશીને જંપ નહોતો વળ્યો, જો લધરને કોઇ પરરબ્ખુ ને સદ્‌ગુણી કન્યા મળી જાય તો નિરાંત. તેણે કન્યાની પસંદગી માટે પોતાના ઘોળમાં ગોત કરવા માંડી. કોઇ કન્યા નમણી હોય તો ડહાપણ ઓછું હોય, વળી કોઇ જીવ હરે તેવા સગાવહાલા હોય તો ત્યાં કન્યામાં બોણી ન દેખાય. ડોશી તો ગામેગામ કન્યા જુવે પણ કયાંય નક્કી ન કરે. ત્યારે આડોશીપાડોશી બાયું કડવી ડોશીને કહેવા લાગી, 'કડવીમા હવે ભાઇનું કયાંય નક્કી કરો, તમારા કોળીવરણમાં વળી નાગર જેવી કન્યા કયાંથી જડશે ?'' પણ ડોશીની દોડધામ ચાલુ રહી અને અને એક ગામડામાંથી ડોશીને કન્યા નજરમાં આવી ગઇ. કન્યા નમણી અને ડાહી હતી, સગા પણ હેતાળવા લાગ્યા.

લધરના વિવાહ કરવાની ડોશીને બહુ જ હોંશ હતી. એ જ વરસમાં વિવાહેવાણ સાથે જ નક્કી કરી નાખ્યું. કન્યાય સવળોગી હતી, ૧૬થી ૧૭ વરસની મોટી ભડભાદર જેવી દેખાતી હતી. ડાહી પણ હતી ને સાથોસાથ હૈયારખી પણ બહુ હતી, એટલે તો પેલા વિવાહ હો, છતાં ડોશીએ વૈશાખમાં જ લગન પતાવી દેવાનું ધાર્યું અને રૂડા મંગીના ઢોલ ઢબૂકયા ને લધર અને રૂપાળીના વિવા રંગેચંગે પતી ગયા.

રૂપાળીએ ઘરમાં આવીને ઘરનું બધું કામકાજ ઉપાડી લીધું, ઘરમાં દીવના ફરતી જેમ કામ પતાવવા માંડયું. ડોશીએ તો ઘર અને વહેવાર દીકરા-વહુને જ હવે સોંપી દીધો. હવે ડોશીનો જીવ હેઠો બેઠો, નિરાંતે રામનું નામ લેતા અને કયાંક કિર્તનમાં જતા, મંદિરસાજે પડોશીની સેવાચાકરી કરતા. બધી જાતની ડોશીને

નિરાંત વળી હતી. જાતે મોળા હોવા છતાં આ કુટુંબની સંસ્કારિતાની છાપ આખી શેરીમાં સારી હતી. હૃદયથી અને હાથેથી ડોશી અને રૂપાળી સૌનું સારું કરતા. સૌના સુખદુઃખમાં ભાગીદાર થતા, ડોશી તો હવે કાતણનો ડાગો ને ભાંગ લઈને શેરીમાં ઓટલે નિરાંતવા બેસતા અને સૌના દુઃખમાં ભળી વાંચતા.

એક દિ' આશરે બપોરના ચાર વાગ્યાના સુમારે લઘરના કારખાનાનો ભાઈબંધ અમથો સાસભર્યો ઘરે આવ્યો ને કડવીમાને થોથરાતી જીભે કહ્યું, "માડી તમારો લઘર ન્યાં કારખાને દાઝી ગયો છે, બોઈલર ફાટયું ને ત્યાં એટલામાં જ પાંડે હોવાથી ઝાપટમાં આવી ગયો, દવાખાને લઈ ગયા છે." આટલું બોલ્યો ન બોલ્યો ને અમથો ઝડપભેર ચાલ્યો ગયો.

કડવીડોશી તો થથરી ગયા, કેટલેક દાઝયો, કયા દવાખાને, કાંઈ પૂછી નો શક્યા, પગ પાણી પાણી થઈ ગયા, ઊભા થઈ ત્યાંથી ભફ..દઈને ઢગલો થઈ ગયા. રૂપાળી અને પાડોશી દોડયા, ડોશીને ખાટલે નાખ્યા ડોશીનું એક જ લવણું શરૂ થયું, 'મારો લઘર કેટલેક દાઝયો, મને ન્યાં લઈ જાવ.' આડોશીપાડોશી પુરુષો દવાખાને ગયા, લઘરની સ્થિતિ ઘણી જ ગંભીર હતી, સૌએ આવીને ડોશી અને રૂપાળીને આશ્વાસન આપ્યું કે, "ઘણું સારું છે, ન્યાં જાવાની અત્યારે જરૂર નથી, કાલે સવારે તમને ત્યાં લઈ જાશું." રાતે ઠાકર મંદિરની આરતી ટાણે ત્યારે કોઈ ખબર લાવ્યું કે લઘર ખલાસ થઈ ગયો છે. લાશ હવે તો સવારે સોંપશે.

ડોશીએ અને રૂપાળીએ આ સાંભળ્યું. સાસુ વહુએ ધડાપીટ માંડી. આખી રાત સાસુ વહુએ જૂજ કર્યાં. સવારે લઘરને ઘેર લાવી સ્મશાને લઈ ગયા ત્યારે તો કાળો કેર વર્તાઈ ગયો. ડોશીના ગભરું પારેવાની જોડી તોડી નાખી, ઘોળામાં ધૂળ નાખી ત્યારે સૌએ કીધું, આ ભગવાનને ઘેર ન્યાય જ ક્યાં છે? ઘરમાં એક ખૂણે રૂપાળી માથા પછાડતી ઘા ઉપર ઘા નાખતી હતી. પરણ્યાને હજી માંડ પાંચ છ મહિના પૂરા થયા, ત્યાં લઘર દેરાચૂંથે કાયમકી ચાલી નીકળ્યો. સૌ તેને મહારીને છાની રાખે, ત્યાં તો ડોશી મોં વાળે, ને ડોશીને રહારે ત્યાં વહુ ધડાપીટ કરે.

સગાંવહાલાં મેળા ગયા. સૌ સારા વારે કાજે આવી ગયા. ડોશીની દશા ને વહુની સ્થિતિને સૌ સંભારી સંભારી ખરખરો કરતા ગયા. ધીમે ધીમે બે પાંચ દિવસમાં ડોશીએ હૈયું કઠણ કર્યું, વહુને આશ્વાસન આપતી મહારવા માંડી.

હજી પાંચ છ મહિના પહેલા પરણીને આવેલી રૂપાળીને આજ પોતે લઈને તેના પિયરીઆ સવારની ગાડીએ આવ્યા. સૌએ સાંભ માઈ મળીને ધડાપીટ કરી, છાજિયા લીધા ને રૂપાળીએ પોતે પેરાવી એક કોર બેસાડી. કડવીડોશી તો છેલ્લા અઠવાડિયાથી બધું દુઃખ પરાણે કોઠામાં સંઘરી, હૈયું કઠણ કરીને બેઠા હતા. આજ તો તેના આંસુ સુકાઈ ગયા હતા, શબ્દોયે વિલાઈ ગયા હતા, પણ હૃદયમાં કાંઈક ભયંકર તરખાટ અને વલોપાત થતો હતો.

રૂપાળીના પિયરીઆ સાંજની ગાડીમાં જવા તૈયાર થયા, તેણે કડવીડોશીને પૂછયું, "કડવીબેન તમે કો'તા અમે રૂપાળીનેય હારોહાર તેડી જાઈ," આ સાંભળતી ડોશીના બારેય વહાણ ડૂબી ગયા, આંખે રાતાપીળા આવી ગયા. પણ ઊંડેથી મોટો નિસાસો મૂકીને કહ્યું "હા, બેન, હવે તો, રૂપાળી ઉપર મારો શો હક્કદાવો! ઈ' બચારી લીલો સાંઠો કે'વાય, હજી તો નકોરડી છે એને ઊભી નો સુકવાય, તમે ખુશીથી એને સાથે તેડી જાઓ.' આટલું કે'તામાં તો ડોશી સાવે ધમણ થઈ ગયા, મહારી મહારીને હૈયું કઠણ કરી રાખ્યું હતું પણ હૈયું ભાંગી ગયું, રોણાનો બંધ વછૂટી ગયો. લાંબે સાદે વલપનાઓ કરતા, હૃદયને ચચરાવી મૂકે તેવા ડોશીના રોણાએ સૌના હૃદયને થથરાવી દીધા. ડોશીએ પણ તો જે કળની આંતરડીની વરપના આકરી કે સાની આંખેથી

આંસુના બંધ મોકળા થઈ ગયા. સૌના હૈયા રોંસરવટ ડોશીની આ ઊંની આહ નીકળી ગઈ રૂપાળીય ઊભી ઊભી ધ્રૂજી ઊઠી, દાંત ભીંસીને છાતી ફૂટતી ધબ્બ દઈને નીચે બેસી પડી.

સૌએ ડોશીને મ્હાંડ છાના રાખ્યા. ડોશી હવે માણહ થાવ, તમારે તો થાવાનું હતું તે થયું, ગેઢની દીકરી ઉપર હવે તમારો શે રો હક્ક છે?" ડોશી છાના રહ્યા. સૌ રજા માગી રહ્યું. ડોશીએ બોલી ને ડીબકા ભરતી રૂપાળીને માથે હાથ મૂકી કહ્યું, "લે, ઉઠય બાપ, છાની રહ, તારા માવતર સાથે જા. આજથી આપણી લેવડદેવ અને અંજળપાણી ખૂટયા, હવે વનોપાત કર્યમાં, ઉઠ્ય, બાપા, પછી ગાડીના ટેમને મોડું થશે." અને આટલું કે'નામાં તો મહામુશીબતે રોકી રાખેલા આંસુ દડદડ દડી પડયા.

રૂપાળી ઊઠી નહિ. તેની કાકીએ કહ્યું, "હાલ્ય બેન્ય, ગાડીનો ટેમ ભરાઈ ગયો છે. પાછા પોગશું નઈ, ઉઠય બેન્ય, તારે ને જમાઈને લેણુદેણી નઈ, નકર વાલામાં શીદને વસંભા પાડત?" પણ રૂપાળી ન હલી કે ચાલી, સ્થિર બેસી રહી. સૌએ બહુ બહુ સમજાવી ત્યારે રૂપાળીએ કહ્યું, "તમે સૌ કે'નારા કઈ રહ્યા, હું હવે ત્યાં આવવાની નથ્ય, આ ઘરડી સાસુ તે મારા માવતર ને પિયર, હું એની દીકરી. ઈ, મારી મા, એને જાતી જીંદગીએ ક્યાં હડસેલું?" કહીને પોસ પોસ આંસુએ રોઈ પડી.

સૌ એકબીજા સામે જોઈ રહ્યા. રૂપાળીના બાપુ, કાકા સૌએ ઘણું કહ્યું, પણ રૂપાળી પિયર જવા માટે તૈયાર ન થઈ તે ન જ થઈ. ત્યારે કોઈએ મરકમાંથી કીધું, "બાય ઉપાડે નઠોરવી સાસરે રે છો, પણ હજી તો તારે આખો જનમારો કાઢવાનો છે, તેની ખબર છે ને? ઉજળો રડાપો દેખલો છે, તેમાં કાંટાને કાંકરા વેરાયલા છે. એટલું ધ્યાન રાખજે."

રૂપાળી હડફ દઈને ઊભી થઈ, સાડ્ડીનો ઘૂમટો સહેજ ઊંચો કરી કાકી બાજુ ફરીને કહ્યું, "કાકી, જો દીકરું કમાઉં તો ત્યારે ઝટકયે દેજો, પણ હવે તો મારે સાસુ ગણો તો સાસુ ને માં ઘર ગણો કે મા ગણો બધું આ જ છે સૌ કે'નારા કઈ રહ્યા?" બસ, આટલું કહીને રૂપાળી મોં ફેરવી ગઈ. પિયરીઆ સૌ નીચે મોઢે ચાલ્યા ગયા.

બેથી ત્રણ મહિના પૂરા પળ્યો. પછી દરિયે જઈ પોત ઉતારી આવ્યા, અને પછી તરત જ રૂપાળી જે કામ મળ્યું ત્યાં કામે લાગી ગઈ. કડવીડોશી પણ રૂપાળીને હાથે છાયા કરવા લાગ્યા, અને રૂપાળી પણ શી વાત તે તેની સાસુને મે'ર સમાન ગણી પૂજવા લાગી. જુવાનજોધ રૂપાળીએ પડય ઉપરથી સારા લુગડાં ને ઘરેણાં ઉતારી નાખ્યા. દાડી કરવા જાય ત્યારે નહિ કોઈની સાથે વાત કે વિગત. નીચું જોઈને કામે જાય, અને નીચું જોઈને જમીન ઉપર નજર રાખીને જ બોલે. કોઈ સાથે બોલવું હોય તો તે કામ પૂરતું જ. ગામના આડોશીપાડોશી પણ બંને સાસુવહુને બનતી મદદ કરે. કડવીડોશી તો રૂપાળીને દીકરી જેમ સાચવે અને રૂપાળી પણ કડવીમાને સગી મા કરતા વિશેષ રાખે.

ચારેક વર્ષ પછી રૂપાળીએ તેમના કુટુંબમાંથી એક છોકરાને ખોળે લીધો. અને એ છોકરાને સાસુવહુએ રૂડી પે'રે ઉછેરીને ભણાવ્યો ગણાવ્યો.

આજે કડવીડોશી તો નથી, થોડાક વરસો પહેલાં જ દેવ થઈ ગયા, પણ રૂપાળી 'દાદીમા' બનીને પૌત્રને ઘોડિયે સુવરાવી, બેઠી બેઠી લાંબે રાગે હાલરડાં ગાય છે.

"તમે મારા દેવના દીધેલ છો
તમે મારા માગી લીધેલ છો,
આવ્યા ત્યારે અમર રોને રો."

(શ્રીમતી મંછાબેન ચન્દુલાલ ભટ્ટ પાસેથી સાંભળેલી સત્ય ઘટના પરથી.)

# બોધકથા

પૃથ્વીસિંહ ઝાલા

## સત્ય સાધુતા

એક સાધુ મૃત્યુની નજીક હતો. તેનું શરીર મૃત્યુમાં ખેંચાતું જતું હતું. પણ તેની આંખોમાં અનોખું તેજ જણાતું હતું. આથી કોઇએ તેને પૂછયું કે, 'આપ મૃત્યુમાં પણ આટલા શાંત અને આનંદી કેમ દેખાવ છો?' તેણે જવાબ આપ્યો "હું જ્યાં છું ત્યાં મૃત્યુ નથી!"

બીજાએ પૂછયું: 'આપ સાધુ કેમ થયા? સત્યનું જ્ઞાન કેવી રીતે મળ્યું?'

તે બોલ્યો: 'આંખ ઉઘાડીને જગતને જોયું અને પછી પોતાની જાતને જોઇ જેથી સત્ય શોધવાનો કોઈ પ્રશ્ન જ રહ્યો નહિ. અને જેમ જેમ સત્યની દિશામાં પગ માંડયો કે જીવનમાંથી સર્વ સાધુતા ગઈ!

સાધુ હું કયારેય થયો નથી, ઉલટું સાધુતા જ મારી પાસે આવી છે."

## જીવનમાં જીત મેળવવા શું કરવું?

જે પ્રવૃત્તિ તમને ગમતી હોય તે જ તમને પ્રાપ્ત થાય તો તમે પૂરા નસીબદાર છો એમ સમજવું પરંતુ તમને રુચિ ન હોય તેવી પ્રવૃત્તિ કરવાનું તમારે ભાગે આવી પડે તો તેને પણ હર્ષથી વધાવી લેવાની શકિત તમારે કેળવવી જોઈએ. દુનિયામાં બહુ ઓછા માણસોને મનપસંદ કામ અને વાતાવરણ મળે છે.

કુદરતે માનવીને એવો ઘડયો કે જો એ ધારે ને પરિશ્રમ કરે તો ગમે તે કામ અને વાતાવરણને અનુકૂળ થઈ શકે છે. પ્રકૃતિને અનુરૂપ પ્રવૃત્તિ ન મળે ત્યારે જે હતાશા અનુભવે છે તે જીવનસંગ્રામમાં હારી જાય છે.

મનગમતી પ્રવૃત્તિની શોધ કરવી, પણ એ ન મળે તો ગમે તે પ્રવૃત્તિને મનગમતી બનાવી લેવામાં જ શાણપણ છે.

એટલે ખાત્રીથી માનો કે તમારા અંતરમાં વિવિધ પ્રકારની અનેક શકિતઓ પડેલી છે. પ્રવૃત્તિને અનુરૂપ શકિત જગાડવામાં થોડી મહેનત પડશે એટલું જ પણ અંતે તમે સફળ થશો જ.

## સુખને બહાર ના શોધો....!

સુખ આપણા સંજોગોમાં નહીં, આપણી જાતમાં સમાયેલું હોય છે. સુખ કોઇ એવી ચીજ નથી જે મેઘધનુષ્યની માફક નજરો નજર નીરખી શકાય. ત્યારે શું તે એવું સ્ટેશન છે કે જ્યાં પહોંચ્યા કે નિરાંત વળી જાય? ના, સુખનો આધાર એ લક્ષ્ય સ્થાન પર કેવી રીતે પહોંચાય એના પર રહેલો હોય છે.

પોતાની જાત પ્રત્યે કડક થવાની અને બીજા પ્રત્યે કુસુમસમા કોમળ થવાની શકિત સાંપડે ત્યારે સુખ મળી ગયું સમજો.

જીવન જીવવાની કળા સુખના કોઇ એક જ ભાવને જાળવી રાખવામાં, જકડી રાખવામાં નહીં પણ તેના પલટાતા સ્વરૂપ સાથે સાનુકૂળ થવામાં સમાયેલી છે. બાળકનો વિકાસ થતાં તેનાં દેહમા ફેરફાર થાય જ છે, તેવા સુખના વિકાસ માટે તેના સ્વરૂપમાં ફેર ફાર થતો રહે એ જરૂરી છે

પૈસા વડે સુખ ખરીદી શકાતું નથી એ સાચું, પણ સાથે ખાવા માટેના ફાંફા – પાણી સુખથી ખરીદી શકાતો નથી તે પણ સાચું જ છે.

સુખની એક વાત છે : 'સોલન નામે એક પંડિત. તે એક વખતે મહાપ્રતાપી અને ચક્રવર્તી જેવા રાજા ક્રીસસ પાસે આવી ચડયો.

સર્વ વાત અનુકૂળ જોઈ બલિરાજાની પેઠે ક્રીસસે બહુ ગર્વથી પેલા પંડિતને પોતાની સમૃદ્ધિ બતાવતાં પૂછ્યું, 'જગતમાં સુખી કોણ છે?' રાજાના મનમાં એવી આશા હતી કે પંડિત મને સુખી કહેશે. પણ પેલા પંડિતે એક સદ્‌ગુણી માણસનું નામ દીધું. થોડા સમય પહેલાં જ તેનું મૃત્યુ થયું હતું.

રાજાને આ સાંભળી મનદુઃખ થયું. અને તેણે પેલા પંડિતનો યોગ્ય સત્કાર પણ કર્યો નહિ. પંડિતને તો માન-અપમાન બધું સમાન હતું. તે સમજ્યો કે રાજા મદાંધ છે તેથી મારા વચનની તુલના કરી શકતો નથી.

પછી તેણે રાજાને કહ્યું, "સદા તો તમે સુખી દેખાવ છો. પળ પછી શું થશે તે કોઈ જાણતું નથી. એવા વિચારથી હું મરણ સુધી કોઈને સુખી કહેતો નથી."

રાજાને આ સત્ય વાત રુચિ નહિ.

થોડા દિવસ ગયા પછી એક શત્રુએ આવી ક્રીસસને જીતી લીધો ને બંદીવાન કર્યો. ત્યારે પેલા પંડિતના શબ્દો સાંભર્યા. પછી યથાસ્થિતિ વાત પોતાના વિજેતાને કહી જેથી તેણે પણ ક્રીસસને છોડી મૂક્યો....!

## નિરાભિમાન

બંગાળાના સુપ્રસિદ્ધ નવલકથાકાર અને 'વંદેમાતારમ' મંત્રના પ્રણેતા બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે કોઇ એક વિષય ઉપર પહેલાં જે મત પોતે પ્રગટ કર્યો, તેમાં પાછળથી પરિવર્તન કર્યું.

અભિપ્રાય બદલવા માટે ઘણા લોકો એમના ઉપર 'અદૃઢચિત્ત'નો આરોપ મૂકવા લાગ્યા એના ખુલાસામાં એમણે કહ્યું કે,'જેને કદી પણ પોતાનો મત બદલવાની જરૂર જ નથી પડતી, તે મહાપુરુષ છે. જે પોતાનો આગલો અભિપ્રાય ભૂલભરેલો છે, એમ જાણ્યાં છતાં પણ એ મતને વળગી રહે છે તે કપટી છે. એમાંનો મહાપુરુષ તો હું છું જ નહિ અને કપટી થવાની વૃત્તિ નથી."

મહાપુરુષનું કેટલું નિરાભિમાન!

## "ચારિત્ર ઘડો, સફળતા સાંપડશે જ !"

લોકોમાં પોતાની પ્રસિદ્ધિ થાય એ પરમહંસદેવને પસંદ નહોતું. ગમે તે માણસની આગળ પોતાના જીવનની હકીકત તેઓ કહેતા પણ નહિ જેના ઉપર બહુ પ્રેમ હોય, જેને સારી રીતે પીછાની ગયા હોય, તેની જ આગળ પોતાના આધ્યાત્મિક અનુભવ કહેતા. બાબુ કેશવચંદ્ર સેન એમના સમાગમમાં આવ્યા પછી એમના ગુણોથી ઘણા મુગ્ધ થઇ ગયા હતા અને પેતાનો સદ્‌ભાવ પ્રગટ કરવા માટે એકવાર વર્તમાનપત્રોમાં પરમહંસ સંબંધી હકીકત લખી હતી. પોતાની એ પ્રમાણેની પ્રસિદ્ધિ કરવા સારુ નારાજ થઈને પરમહંસદેવે કેશવને કેટલાક સમય સુધી પોતાની પાસે આવવાની પણ મના કરી હતી

એક દિવસ પરમહંસદેવ અર્ધરાત્રિએ ઉઠીને ફરવા લાગ્યા અને થુ, થૂ, કરીને કહેવા લાગ્યા કે, 'લોકો માન આપે છે, મા! લોકો માન આપે છે! થુ, થૂ' સારાંશ કે લોકપ્રતિષ્ઠા પર એ થુંકતા.

માન, યશ અને પ્રસિદ્ધિની વાત સાંભળીને એ વિરક્ત થતા.

વાસ્તવમાં એ નામ-રૂપની પેલી વાર નીકળી ગયા હતા. પછી નામની પરવા હોય પણ કવી રીતે?

પોતે પોતાના ઉપદેશમાં વારંવાર કહેતા કે, "ફૂલને ખીલવા દો, મધમાખીઓ એની મેળે આવી બેસશે સુંદર ચારિત્ર ઘડો, સુંદર ચારિત્ર જોઇને જગત આપોઆપ મુગ્ધ થશે અને પછી સિદ્ધિ તો હાથવેંતમાં જ છે

# તમને એ નહીં સમજાય

પ્રવાસી

એક વખત અમે બે ચાર મિત્રો જંગલની સરહદ ઉપર વસેલા એક ગામમાં જઈ ચડ્યા. એક બાજુ નાના મોટા ડુંગરાઓની હારમાળા, બીજી બાજુ અખળખળ વહેતી નદી, સામે ઘાટું જંગલ, આસપાસ સુંદર બગીચાઓ આવી કુદરતની જાહોજલાલી વચ્ચે આવેલું આ નાનકડું ગામ ભારે રૂપાળું લાગતું હતું.

સાંજનો વખત હતો. અમે ગામની શેરીઓમાંથી પસાર થઈ રહ્યા હતા નવી નવી રચાયેલી ગ્રામપંચાયતે દીવાબત્તીની સગવડ કરવા માટે થોડા થોડા અંતરે લાકડાની થાંભલીઓ ખોડાવી, એના ઉપર ચોમેર કાચવાળા ફાનસ મૂકાવ્યા હતા.

"ગ્રામપંચાયતોને પરિણામે આવા દૂર દૂરના ગામડાંઓમાં પણ હવે આપણે નવા જીવનના દર્શન કરી શકીએ છીએ." અમારી સાથેના એક મિત્રે ગ્રામપંચાયત દ્વારા રસ્તાઓને અજવાળવા માટે કરેલી વ્યવસ્થાની પ્રસંશા કરી.

'પણ લોકોમા કળાની દષ્ટિ જ નથી." અમારી સાથેના એક કળાકેન્દ્રના શિક્ષક અચાનક ઉછળી ગયા.

"શેના ઉપરથી લોકોને તમારે આવું પ્રમાણપત્ર આપવું પડ્યું ?" મારાથી પૂછ્યા સિવાય રહી શકાયું નહીં.

"જુઓને આ ફાનસની થાંભલીઓ ! છે કંઈ ઠેકાણું ? વાંકી ચૂકી જાડી પાતળી, લાંબી ટૂંકી જેમ આવે એમ, મારા વાલીડાઓએ ઠમકારી દીધી છે. બાજુમાં આવું જંગલ છે. લાકડાનો કોઈ પાર નથી. લોકોમાં કળાની જો થોડી ઘણી પણ દષ્ટિ હોત તો એક સરખી, સીધી, ગોળ મજાની થાંભલીઓ પસંદ કરી ન હોત!" કલાકાર મિત્રે ઉકળાટ ઠાલવ્યો.

"ગામડા ગામમાં લોકોને રોટલાનું કામ, ટપાલ સાથે લેવા દેવા નહીં. ફાનસ માટે થાંભલીનું કામ, થોડી વાંકી ચૂંકી કે નાની મોટી હોય એનો એમને વાંધો નહીં. અને ગામડાના લોકોને જ શા માટે દોષ દઈએ ! અમનેય આ થાંભલીઓ કંઈ ખોટી નથી લાગતી." અમારી સાથેના એક મિત્ર બોલી ઉઠ્યા.

"તમને એ નહીં સમજાય, એ સમજવા માટે કળાની દષ્ટિ જોઈએ." કલાકાર મિત્રે નિશ્વાસો નાખ્યો.

*　　*　　*

થોડા વખત પછી મુંબઈ જવાનું થયું. ગાંધીજયન્તિના દિવસો હતા. લોકોને ગાંધી જયન્તિની ખાસ પડી ન હતી. એ બધા તો પોતપોતાની ઉપાધિમાં પડ્યા હતા. પરંતુ સરકાર તરફથી અને રચનાત્મક સંસ્થાઓ તરફથી ઠેર ઠેર નાના મોટા કાર્યક્રમો યોજાઈ રહ્યા હતા.

શહેરની પ્રમુખ રચનાત્મક સંસ્થા તરફથી આઝાદ મેદાન ઉપર ખાદી ગ્રામોદ્યોગનું એક ભવ્ય પ્રદર્શન યોજવામાં આવ્યું હતું.

પ્રેરક ચિત્રથી શોભતું પ્રવેશદ્વાર, કળામય રચના, સુંદર સજાવટ, વસ્તુ વૈવિધ્ય, આ બધાને પરિણામે પ્રદર્શને લોકો માટે ભારે આકર્ષણ પેદા કરેલું. સાંજ પડ્યે લોકો ટોળે ઉભરાતાં હતાં.

એક સમી સાંજે અમે બે ચાર મિત્રો પણ પ્રદર્શન જોવા જઈ ચડ્યા. પ્રદર્શનના યોજકો સાથે ઓળખાણ નીકળી પડી. એમાંના એક મિત્ર પ્રદર્શન બતાવવા માટે હોંશે હોંશે અમારી સાથે ચાલ્યા.

પ્રદર્શનના યોજકો પ્રસંશા અને ધન્યવાદ માગી લે એવી સુંદર પ્રદર્શનની રચના હતી. વ્યવસ્થા પણ વખાણવા જેવી. અમે હરખાતા હરખાતા આગળ વધી રહ્યા હતા.

"રૂડારૂપાળા બાળકને કોઈની નજર ન

લાગી જાય એટલા માટે મા એને શણગારતી વખતે મોઢે મેશનું નાનું ટપકું કરતી હોય છે. તેમજ તે સુંદર રીતે શણગારેલા આ પ્રદર્શનને નજર ન લાગી જાય એટલા માટે કોઈ કોઈ ઠેકાણે મેશના ટપકા મૂકી દીધા લાગે છે!" ફરતા ફરતા પ્રદર્શનના એક ચોકમા અમે જઈ ચડયા ત્યા અમારા માહેના એક મિત્ર થભી જઈને બોલી ઊઠયા

પ્રદર્શનની રચના અને શણગારનો મામ તમા અમને હજી પુરો સંતોષ થયો નથી ત્યા નજર લાગે એવી બીક મેશના ટપકા કરવાનો સવાલ જ કયાથી પેદા થાય? પરતુ તમને કયા અને શેના મેશના ટપકા લાગ્યા એ કહેશો?" યોજક મિત્રે પૂછયુ.

"જુઓને! પ્રદર્શનની આટલી સુંદર રચના! ખર્ચ કરવામા પણ મણા રાખી નથી કળાની દૃષ્ટિએ પણ ઠીકઠીક સજાવટ ઉત્તમ કહી શકાય આ બધાની વચ્ચે, આ ચોકમા ખાસ્તી માટે ઊભી કરેલી સામેની થાભલી જુઓ! જે કઈ ઠેકાણુ? વાકી ચૂકી ઘાટઘુટ વિનાની, બેસતી આ થાભલીનો પ્રદર્શનની રચના સાથે ખાય એ કોઈ જાતનો મેળ?" અમારી સાથેના કલાકાર મિત્રે ટીકા કરી

"તમે જોવ અને બતાવી એવી થાભલી એક જ નહી પણ વીસ પચ્ચીસ જેટલી હશે. આ થાભલીઓનો પણ ઈતિહાસ છે મુંબઈમા આવી થાભલીઓ કયાય મળી શકી નહી, એટલે પ્રદર્શનના અમારા કલાકારે ખાસ માણસ મોકલીને ડાંગના જંગલ વિસ્તારમાથી આ થાભલીઓ મંગાવી છે. એ મેશના ટપકાં નથી પણ કલાત્મક સજાવટ છે" યોજક મિત્રે અમને સ્તબ્ધ કરી મૂકયા.

"શુ વાત કરો છો? આ ઘાટઘૂટ વિનાની વાંકીચૂકી થાભલીઓ કળા અને સજાવટનો દૃષ્ટિએ પસંદ કરવામા આવી છે?" કલાકાર મિત્રના આશ્ચર્યને કોઈ સીમા ન રહી

"હા! અમારા કલાકાર મિત્રનુ માનવુ અને કહેવુ છે કે કલામા કુદરતને કોઈ પહોચે નહી. કુદરતના સર્જનો જુઓ ત્યા કોઈ બીબાંઢાળ ઘાટ જોવા નહીં મળે દરેકમા કઈક નવીનતા, મૌલિકતા જોવા મળશે ઝાડનોજ દાખલો લો દરેક ઝાડની આકૃતિ-ઘાટ અલગ અલગ દરેકના જુદી જુદી કળા ગોળ કે ચોરસ બીબાંઢાળ થાભલીઓમા કોઈ કળાનુ લક્ષણ છે! એના કુદરતી ઘાટમાજ સાચી કળા છે એટલે કેઈ ભૂલ-ગફલતથી નહી, પણ ગણતરી પૂર્વક, દૃષ્ટિ પૂર્વક, ખાસ માંગી આ થાભલીઓ પસંદ કરવામા આવી છે કળાના રસિયાઓએ જુદા જુદા અભિપ્રાય અને ઘાટ ઘડામણની આ થાભલીઓની ભારે પ્રશંસા કરી છે" યોજક મિત્રે રસ પૂર્વક યોજના સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"હુ ય નાનો એવો કલાકાર છુ પણ તમારી વાત સમજાતી નથી" અમારી સાથેના કલાકાર મિત્રે પોતાની ભિન્નતા પ્રગટ થવા દીધી

'તમને એ નહી સમજાય એ સમજવા માટે કળાની દૃષ્ટિ જોઈએ.' પ્રદર્શનના યોજક મિત્રે નિસાસો નાખ્યો

---

૧૯૦૨ની સાલની આ વાત છે તે વખતે મહારાષ્ટ્રના નગર બાજગાવકરની બાજુમા કેશરજી નાયકની ચાલમા ગણેશોત્સવ થાતુ હતો તેમા એક દિવસ મે મા તિલકનુ વ્યાખ્યાન રાખવામા આવ્યુ. પુષ્કળ ગીરદી હોવાથી બાજગાવકર જેવા નાજુક શરીરવાળી વ્યક્તિને જગ્યા મળવી ઘણું કઠિન હતુ તિલકને આવવાની વાર હતી તેમને માટે કાંદાવાડીના રસ્તાથી તે કેશવજી નાયકની ચાલી સુધી પાથરણા પથરાયા હતા પ્રવેશદ્વારા નજીક નોબતો વાગતી હતી તિલક આવવાના પહેલા બાજગાવકર નાકા પર ઊભા હતા જેવા તે વિકટોરિયામાથી ઉતર્યા કે બાજગાવકરે તેમને નમસ્કાર કર્યા અને તેમને લઈને તે મંડપમા ગયા વ્યાસપીઠ પર ને તિલકની પાછળની ખુરશીમા બેઠા તિલકને લાગ્યુ કેમ વ્યવસ્થાપક હશે અને વ્યવસ્થાપકોને લાગ્યુ કે તિલકની સાથે આવેલા કોઈ એમના મિત્ર હશે! એમ તે બાજગાવકરે સરસ જગ્યા મેળવી.

# વારસાની વહેંચણી

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

શેઠ લક્ષ્મીદાસ જ્યારે ગુજરી ગયા ત્યારે એમના ચારેય દીકરાઓ મોટા થઈ ગયા હતા. એ બધાના લગ્ન પણ થઇ ગયાં હતાં. વહુઓ પણ ઘરમાં આવી ગઈ હતી. ચારે ભાઇઓ પોતપોતાની પત્ની સાથે એક જ ઘરમાં હળીમળીને પ્રેમથી રહેતા હતા.

ધીમે ધીમે ચારે વહુઓ વચ્ચે નાના મોટા ઝઘડા થવા લાગ્યા. શરૂશરૂમાં ભાઇઓ આ બાબતમાં ખાસ ધ્યાન આપતા ન હતા. તેઓ જાણતા હતા કે, સ્ત્રીઓ આપણું કહ્યું માને એવી નથી પરંતુ દિવસે દિવસે તેમના ઝઘડા વધતા ગયા. આથી તેમની રાતો દુઃખમાં અને કલેશમાં વીતવા લાગી.

કોઇ કોઇ વાર એ સમૃદ્ધ ઘરમાં એવી તો ધાંધલ મચી જતી કે આડોશીપાડોશીઓ પણ તંગ થઇ જતા.

લક્ષ્મીદાસ શેઠ અઢળક ધન મૂકીને ગયા હતા વચલા ખાસ ઓરડામા મોટા મોટા પટારાઓમાં ધન અને ઝવેરાત ભર્યું હતું એક ચોરને આ વાતની ખબર પડી ગઈ. તે એ જ લાગ શોધ્યા કરતો હતો કે, ક્યારે મોકો મળે અને દીવાલમાં ખાતર પાડીને એ જરઝવેરાતને ઉપાડી જાઉં. પરંતુ તેનો દાવ સફળ થતો ન હતો. ઘરમાં રોજ રોજ ઝઘડા અને રડવા કકળવાનુ થયા કરતું હોવાથી કોઇને કોઇ જાગતું પડયું હોય જ.

મોટાભાઈએ નાના ભાઇઓને ખૂબ ખૂબ પ્રેમથી સમજાવ્યા. પરંતુ એ લોકો પર એની કશી અસર ન થઇ તેઓનું એમ કહેવું હતું કે, 'આપણે હવે ઘરના ભાગલા પાડી દઈએ એ જ સારું છે. આ બૈરાંઓ રોજ રોજ ઝઘડયાં અને કંકાશ કરે છે જો આપણે જુદા જુદા રહીએ, તો આ બધા ઝઘડા જરુર ઓછા થઇ જાય '

તોયે મોટો ભાઈ વારસના ભાગલા ન પડે એ જ ઇચ્છતો હતો. છેવટે એક દિવસ તેની પત્નીએ તેને સમજાવ્યો કે, 'હવે સાથે રહેવામાં કશો સાર નથી. નાહક આમાં ભૂંડા દેખાવાનું જ થશે. માટે ડાહ્યા થઇને ઘર-બારની વહેંચણી કરી નાખો, જેથી આ ટંટાફિસાદનો નિકાલ આવે.'

ભારે અનિચ્છા અને દુઃખની સાથે મોટાભાઈને એ પ્રમાણે કરવાની ફરજ પડી.

વારસાની વહેંચણી થઇ મોટા ઘરની વચ્ચે દીવાલો ચણી દેવામાં આવી જરઝવેરાતના પણ ચાર ભાગ કરી દીધા. બધાનું રાંધવા કરવાનુ જુદું જુદું શરૂ થઈ ગયું.

પડોશી કહેવા લાગ્યા: "હાશ ! હવે નિરાંત થઇ શોરબકોર બંધ પડયો. હવે રાતે આરામથી સુઇ શકીશું."

આ પ્રમાણે એક અઠવાડિયું સારી રીતે પસાર થઈ ગયું

ચોરને થયું. 'હવે મજાનો મોકો છે.'

એટલે અમાસને બીજે દિવસે રવિવારની રાતે બે વાગ્યે તે ઘરમાં દાખલ થયો. ચોર લોકો પોતાના કામની શરૂઆત કરવા માટે આ તિથિ અને રાતને શુભ માને છે.

દીવાલો નવી જ ચણેલી હોવાને કારણે તેણે બહુ સહેલાઇથી કેટલીક ઈંટો ખસેડીને પોતાને સારુ અંદર દાખલ થવાનો રસ્તો કરી દીધો ઘરવાળા બધાં ગાઢ નિદ્રામાં પડયાં હતાં. ચોર ખજાનાના દરેક ઓરડામાં દાખલ થયો અને ત્યાંથી માલમતા કાઢી કાઢીને

બહાર ઊભેલા પોતાના સાથીઓને આપતો ગયો.

બધું કામ પતી ગયું, એટલે પેલો ચોર મોટા ભાઈના રસોડામાં પેઠો. ત્યાં તેણે કેરીના અથાણાની સાથે પેટ ભરીને ખૂબ પૂરીઓ ખાધી, માટલામાંથી ઠંડુ પાણી પીધું અને પછી ત્યાંથી ચાલતી પકડી

સવારે ઊઠતાં જ ચારે સ્ત્રીઓએ રોકકળ કરી મૂકી.

ગામવાળા મનમાં ખુશી થયા. શેઠજીના ધનની તેઓ ઈર્ષ્યા કરતા હતા. તોયે તેઓ ખુશીને મનમાં છુપાવીને સહાનુભૂતિ બતાવવા લાગ્યા

આ બધી ધમાલની વચ્ચે એક કાગડો દીવાલ પર બેઠો 'કા કા' કર્યા કરતો હતો: જાણે તે કહી રહ્યો હતો' એવું, જુદા પડવાથી શું પરિણામ નીપજે છે!'

# હિત કરે તે હીરો

રાજાના વૈભવની ચર્ચા ચોરે ને ચૌટે થઈ રહી હતી. દેશ-વિદેશમાં જન-જનની જીભે એક જ વાત હતી.

એક વાર એક જ્ઞાની સંત ભિક્ષાટન કરતા કરતા રાજમહેલમાં આવી પહોંચ્યા. રાજાએ આદરપૂર્વક સ્વાગત કર્યું. ભક્તિભાવથી ભિક્ષા આપી રાજ-કુટુંબના માણસોને સંતે ધર્મોપદેશ કર્યો. વેળા થઈ એટલે સંત-મહાત્મા જવા લાગ્યા ત્યારે રાજાએ મહાત્માને પ્રાર્થના કરી: "આપના જેવા સંતોના આશીર્વાદથી રાજ્યમાં સુખ છે, શાંતિ છે, સમૃદ્ધિ છે. એથી રાજ-ભંડાર પણ તરબતર છે. આપના જેવા મહાત્માઓની અમી-દૃષ્ટિથી રાજ્યના રત્ન-ભંડારમાં જાત જાતના રત્નો એકઠા કરી શકાયા છે. આપની કૃપા-દૃષ્ટિ એ ભંડાર પર નાખતા જાઓ; એટલી મારી વિનંતી છે."

મહાત્માએ રત્ન ભંડાર જોયો. જોઈને ચકિત થયા અને ચિંતિત પણ થયા. જિજ્ઞાસા થઈ એટલે પૂછ્યું: "રાજન્, આ બધામાં સૌથી મૂલ્યવાન ને સૌથી મોટો કયો પત્થર હશે? બતાવો તો જરા."

રાજાએ એક ખાસ્સો મોટો જાજ્વલ્યમાન હીરો દેખાડ્યો. મહાત્મા જરા મલકાયા અને બોલ્યા: "મહારાજ, આના કરતાં યે મોટા ને કીમતી પાષાણ મેં તમારા રાજ્યમાં જોયા છે. પણ તમને તો ખબર જ નથી ને!"

લલચાતા મને રાજા એ જોવા માટે નીકળ્યા.

એક જીર્ણ-કાય, મેલા-કપડાં વાળી ડોસીની ઝુંપડીમાં રાજાને લાવીને ઘંટીનાં બે પડ બતાવતાં સંતે કહ્યું: "આપના રાજ્યમાં બહુમૂલ્ય પાષાણ આ છે. પ્રજાને કહેજો કે આ રત્નોના રોજ દર્શન કરવા જેવા છે."

રાજા મૌન ઊભો હતો. મહાત્મા મધુર-વાણીમાં કહી રહ્યા હતા: "રાજન્, આ નિઃસહાય ડોસીની આજીવિકાનું એક માત્ર સાધન આ ઘંટીના પડ છે. જેના સહારે એ દાણા દળીને એનું પેટ ભરે છે. તમારા હીરા-મોતી શું કોઈના પ્રાણ બચાવે છે કે? એનાથી કંઈ કમાણી થાય છે? કે પછી એનું રક્ષણ કરવા માટે ખર્ચ જ કરવું પડે છે? પત્થર તો એ ને આ યે પત્થર! પણ જે ઉપયોગમાં આવે તે કીમતી ગણાય, જેનાથી લોકોનું હિત થાય તે હીરો. નહીં તો પછી પથરા. માત્ર સૌંદર્ય કે માન શાન શા કામનાં?'

રાજાની વિવેક દૃષ્ટિ જાગૃત થઈ ગઈ.

અમૃત મોદી

# સોરઠની ઉજળી તવારીખ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

મચ્છુની લીલુડી વનરાઇની ડાળે ડાળે પંખીઓની ચીસ ઊઠી. વાંકાનેરના ડુંગરાઓની ગાળીઓમાં મોરલાઓના વેદનાગ્રસ્ત ગરકાટ ઊઠયા. ગામનુ ગૌધન મચ્છુના કાંઠાના લીલમ લીલા ઘાસ ચરવું મુકી દોડદોડ કરતું ગામમા ઘૂસ્યું' વાંકાનેરના ઝાલા રાણા ગઢના દરવાજા ભીડી અંદર ઘૂસી ગયા. પ્રજાજનોએ કમાડની સાંકળો ભીડી.

વાંકાનેરની ડુંગરાળ ભોમિકા પર ઘોડાની પડઘી ગાજતી આવે છે. તોપોના રણકડાના ખખડાટના ભયંકર પડઘા મચ્છુની ભેખડોમા ગોઠે છે દાઢી મૂછના થોભિયાવાળા આરબો ને મકરાણીઓની ફોરમ જરા વારમા મચ્છુને કાંઠે પથરાઇ પડી છે, પંખીઓની ચીસો શમી પણ વાતાવરણ ઓર ભયજનક બન્યુ. ઘોડાઓના હણહણાટ એ ભયજનકતામાં ઉમેરા કરે છે.

જરા વારે એ ક્રૂર છતા સિપાહમણા માનવ સમુદાય વચ્ચે નાનકડો તંબુ ઊપસી આવ્યો ને તેના મુખ દ્વાર પર એક ધોળા ઘોડાના અસવારે પલાણ છાડી અંદર પ્રવેશ કર્યો એની પાછળ જ પાલખીમાંથી નીચે ઉતરીને એક ઓરત તંબુમા દાખલ થઇ.

'દીવાનજી!' તંબુમા કુર્નિશ બજાવી ઊભા રહેલા એક મકરાણી જમાદારે કહ્યું.

'કેમ સુલેમાન?'

'બધા થાકયા તો છે પણ ભૂખ્યાય થયા છે. ભૂખના એ બધાના કોઠા ભડકે બળે છે'

'કોઠારવાળા પાસે કાંઇ અનાજ!'

'ના, બધું જ ત્યા મેદાનમા મૂકી ભાગવું પડ્યુ છે!'

'હવે! હવે શું કરશું? આજકાલ તો લશ્કરી આદમી મોં માગ્યા મૂલ આપે તોય વેપારી મૂડી અનાજ ન આપે કારણ કે એનેય દહેશત રહે કે, અનાજ દેખી ફોજી આદમીઓ લૂંટી જશે તો!'

'હા. દિવાનજી કાકા' આજકાલ તો સોરઠમાં નાણા કરતાંય અનાજની લૂંટ જબ્બર ચાલે છે.

ત્યાં બીજા એક મકરાણી જમાદારે અંદર આવી ઝૂકી સલામ કરી કહ્યું.

'એક અજબ જેવી વાત છે, હજુર!'

'શી?' પાણીદાર આંખો ચકળ વકળ ઘૂમાવતા દીવાને કહ્યું.

'કોક ઉઘાડા અંગવાળા આદમીઓ આવી લશ્કરમા અનાજની ખેરાતી કરે છે.'

'અનાજની?' ટટ્ટાર થતા દીવાન બોલ્યા

'હા. જી. ને ભૂખ્યા ડાંસ આપણા ફોજી આદમીઓ એ ઝડપાવે છે.'

'ચાલો જોઉં અજબ વાત.'

કહી દીવાનજી નામે સંબોધાએલ એ પુરુષ ઊઠયો પછવાડે બેઠી દીકરીની એ આરતે પગલા માંડયા. સુલેમાન જમાનદાર પણ ચાલ્યા બહાર તે લોકોએ શું જોયુ?

ગિરનારની છાયામા વસતા જોગંદરો જેવા દરીક મહાત્માઓ એની પાસેની કોથળીમાથી રોટલાના ટૂકડા ને છાશની એક કૂલડી ભરી ભરી બધા ફોજી આદમીઓને મૂગા મૂગા, આંખો નીચી ઢાળી આપ્યે જાય છે.

એ મહાત્માઓના મુખી જેવા લાગતા એક સાધુ મો પર ને આંખોમાંથી સ્મિત વરસાવતા ફોજીઓને કહેતા જાય છે, જમો ભાઇ, જમો બાપલા. રખડપટ્ટી કરી થાકી ગયા હશો. ભૂખ્યા થયા હશો, છાશની એક કુલડી તમારા પેટમા જશે ને ટાઢક વળી જશે અમારા સાધુડાઓ વળી બે ગામ વધુ ટૂકડા ઊઘરાવવા જશે.'

અનિમેષ નયને દીવાન આ વગર સ્વાર્થે,

બદલા વગર અન્નદાન આપતા ઓલિયાઓને નિહાળી રહ્યો.

ત્યાં તો એ બધા તંબુ પાસે આવી ગયા.

નિયમ પ્રમાણે ઝોળીમાંથ રોટલા ટૂકડા અને છાશ ભરેલ ઠીકરાની કુલડીઓ તેમના તરફ લાંબી થઇ કે દીવાને કહ્યું,

‘ કૃપા કરી આપ અંદર પધારશો ?’

બધા સાધુઓ અંદર ગયા. કોઇ ન બેઠા. સૌ ઊભા રહ્યા ને ઊભા ઊભા જ દીવાને ફરી કહ્યું.

‘ અમારી પિછાણ ન હોવા છતાં, આપે અમારી આટલી ખિદમત ઉઠાવી ?’

‘ અમારો સાધુઓનો તે. એ પરમ ધર્મ છે. ભૂખ્યાંઓનાં મોંમાં બટકુ રોટલો પહોંચાડવાની. ગામડેથી કાવડ ફેરવી અમારા ટેલવા જગ્યામાં આવ્યા. એણે મને કહ્યું, પાદર કોક લશ્કરવાળા ઓફણમાંથી ગોળા છૂટે એમ ભાગ્યા આવે છે. સાંભળી મને થયું, નક્કી જ એ સૌ ભૂખ્યા હશે, એટલે જગ્યાના અભ્યાગતોને ખવડાવવા માટે અન્ન રાખી છાશના વાસણ સાથે તમને આપવા અહીં દોડી આવ્યો.’

‘ જાણો છો હું કોણ છું ? આ કટક કેનું છે ? ક્યાંનું છે ! ’

ના, જાણવાની કોઇ જરૂરત નથી. પણ તમારા આગમને આખું વાંકાનેર અને કુદરતને ખોળે ખેલતા પંખીડાઓ ફડફડી ઉઠયા એટલું જાણું છું. અમારે કોણ છે તે જાણવા જરૂર નથી. અમારે તો સહુ માનવ સમાન. સૌ બટકું રોટલો અમારા હાથનો ખાય તો અમે કૃતાર્થ થઇએ. છતાં તમે કહો !

‘ હું–હું જુનાગઢનો દીવાન અમરજી.’

‘ આપનું નામ સાંભળ્યું છે. જોયા આજેજ. તો આ સાથે મા કોણ છે ?

‘ એ છે. અમારા દીવાનજી કાકાના પત્ની ખુશાલબાઇ !’ જમાદારે કહ્યું.

‘ આમ ક્યાંથી ? ક્યાં જવું છે ? ’

‘ સાયલા બાજુ કાઠીઓના કટક જોડે ધીંગાણું કરી ભાગી છૂટયા છીએ. મારી બેરખ અને જાનવરોય ભૂખ્યા છે. તમારા અન્નથી બધાને જીવતદાન મળ્યું છે, નહિંતર ગિરનાર જોઇ શકાત નહિ.’

‘ ઘોડાઓ માટે જગ્યાની વીડીના ઘાસના ગાડાં હમણાં આવશે.’

‘આપની ઓળખાણ આપશો ?’ બે હાથ જોડી ખુશાલબાઇ બોલ્યાં.

‘ આ દેહને હરિદાસ કહે છે. મા ’ વાંકાનેર રઘનાથજીની જગ્યાનો ટેલવો છું.’

‘ નાથ !’ ખુશાલબાઇ દીવાન ભણી બોલ્યાઃ ‘ આપણે મંદિરે દર્શન કરવા જઇશું ?’

‘ જઇએ, ચાલો, યુદ્ધ અને ધમસાણ આડે કદી કોઇ દેવમંદિરે હું દર્શને ગયો જ નથી ?’

‘ તો, તો, આપ ખચિત જ ચાલો.’ હરિદાસજીએ એ કહ્યું.

સૌ તંબુ બહાર નીકળ્યાં. મકરાણીઓએ તલવાર તાણી સંગાથ કર્યો કે ધરૂં હસી હરિદાસ બોલ્યાઃ ‘આપ સૌ અહીંજ રહો. રામના ઘરમા જનારની રામ રક્ષા કરવાવાળો છે. દીવાનજી અને તેમના પત્નીનો કોઇ વાળ વાંકો નહિ કરી શકે.’

‘ તમે સૌ અહીં જ રહો. હું હમણાં આવું છું.’ દીવાને પણ બેરખને કહ્યુ.

આચાર્ય હરિદાસ દીવાન અને ખુશાલબાઇની ત્રિપુટી પગે ચાલી વાંકાનેરમાં રઘનાથજીના મંદિરે આવ્યા.

નિરંતર સમશેર યુદ્ધ, મસલત અને રાજકારણની અઠંગ રમત રમતા–સોરઠ આખો જેના નામ માત્રથી થરથર ધ્રૂજતો–એ અમરજીએ જગ્યામાં આવી નવું જોયું.

ઠેર ઠેર સ્થાનકમાં વૃદ્ધ, રોગિષ્ઠ લૂલાં,

તકતકેલા, કોઈદાસ રફતારપતમાં પડયા છે તેસ્થાનકના માણુઓ તે તમામની લિજ્જતથી ખિમત ફેલાવે છે કે ધર્મના પર સાદ્ થાય છે. કોઈકને પવન નખાય છે કોઈકના ભોજનના ભાણા તૈયાર થાય છે

જરા આગળ ગવતરીઓને લીનુડો ચારોને કપાસિયાના ખાણ અપાય છે સામે દેવમંદિર આવ્યું. ત્યાં સૌએ હાથ જોડી મસ્તક ઝૂકાવ્યા.

ગર્ભદ્વાર સામે દંપતીને બેસાડી હરિદાસ સામે બેઠા કે ખુશાલબાપાએ કહ્યું

'મહારાજ' આ મેવા ચાકરી કાયમ ચાલે છે?'

'હા મા! રાત અને દિવસ.'

'આજ અદાથી?'

'આજ અદાથી'

'સમય?' દિવાને કહ્યું

'સમય' ખડખડ હસતા હરિદાસ બોલ્યા 'સમજ કે આપણે આપણો એટલે કે હર મનુષ્યનો આ ધર્મ છે! ગીતા વાચી છે? સાંભળી છે?'

'ના મહારાજ.' અમરજી બોલ્યા 'નાની વયથી યુદ્ધ, ધીંગાણું ને જમીનના કબ્જા સિવાય બીજી વાત કાને ગઈ નથી!'

'આપ જાતે કેવા?'

'નાગર બ્રાહ્મણ'

'રામ રામ રામ બ્રાહ્મણ અને ગીતાનું કથન જ્ઞાત નહિ?'

'અમને માફ કરી ગીતાનો મર્મ કહો મહારાજ! પાલવ પાથરી હરિદાસને નમતા ખુશાલબાપાએ સ્વામી વતી માફી માગી

'મા! મનુષ્ય જ મર્તા જ સેવા કરવાનું 'પણ' લઈને જન્મે છે, આ પણ પુરું કરવા મનુષ્યે આ નિષ્કામપણે અન્નદાન દ્વારા-સેવા દ્વારા આ પણ આરંભવો જોઈએ આ ગીતાકારની આજ્ઞા છે. ભક્તિનો એક ઉત્કૃષ્ટ પ્રકાર છે 'પણ' પુરૂ કર્યાની એ ક્રિયા છે આડંબરી છે.'

'મે તો જન્મારો આખો મનુષ્યનો ધ્વંસ કરવામાં જ ગાળ્યો છે આ તો મારે ગુજરીમાં કાંકરા છે'

'મે જાણ્યું છે મોરબી રિયાસતો આજ સિમાડા વધારવા એક બીજાની ગળા કાપુ બની છે. તમે જામનગરના વજીર મેરામણ ખવાસ, ગોંડલના ભા કુંભો, કચ્છનો જમાદાર ફતેહમામદ, પોરબંદરનો રાણો સરતાનજી આ સૌ મોરબી પ્રજાની કતલેઆમને જીવતનો આદર્શ માની બેઠા છો પણ-પણ એ ભ્રમ છે અનર્થનો નર્કગામી એ, માર્ગ છે. એ પાપની પગદંડી છે માફ કરી મનુષ્યનો અવતાર મળ્યો તે તમે વ્યર્થ રોળી નાખ્યો છે, પાપના ગામડા બાંધી તમારા પૂર્વજોનેય નર્કગામી બનાવ્યા છે અને તેય બ્રાહ્મણ થઈ? જાણો છો દીવાનજી! તમે અહીં બેઠા ને અન્નદાનની જે ગંગોત્રી તમે અહીંથી વિક્રમ પણે પ્રગટતી જોઇ તેની ગંગા જમના આખા ભારતમાં વહે છે ભારતમાં ઠેર ઠેર આવા સ્થાનકો ઊભા કર્યા છે ને ઊભા કરનાર કોણ જાણો છો?'

'જી, ના'

'એ ઊભા કરનાર કોઈ બ્રાહ્મણ, કોઈ જૈન, કોઈ બૌધ કોઈ શૈવ નહિ પણ માટીના વાસણ બનાવનાર એક કુંભારે ઊભા કર્યા છે!'

'કુંભારે?' આશ્ચર્ય પામતા ખુશાલબાપા બોલ્યા

'હા મા એ કુંભાર હતા એનુ નામ કુબાજી, મારવાડના 'ઝીંથડા' ગામે થઈ ગયા દેશની અન્નની મહી પરિસ્થિતિ જોઈ પ્રભુ મેળવવાની કે મોક્ષ મેળવવાની વાત પડતી મૂકી અન્નદાનની ગંગોત્રી ભારતભરમાં પ્રસરાવવા પોતાના શિષ્યોને ચોમેર મોકલ્યા'

'ને અહીં આ પણ?'

'હા, સંવત ૧૬૨૬માં અહીં મારવાડથી સંત ગરીબદાસ, કુબાજીની આજ્ઞાથી આવી વસ્યા

ને આ સ્થાન શોધાડયું ને અન્નદાનનો યજ્ઞ આરંભ્યો. જે અન્નદાનના પ્રતાપે ફુમાજીનું સ્થાન ભારતના શ્રેષ્ઠ આચાર્યો, રામાનુજાચાર્ય, નિમ્બાર્કાચાર્ય રામાનંદાચાર્ય, માધવાચાર્ય, અનંતાચાર્ય આદીની હરોળમાં છે '

'મહારાજ ! હું તો આ ભારત શ્રેષ્ઠોના નામ પણ નથી જાણતો" ક્ષોભિત થતાં દીવાન બોલ્યા.

'અને હું પણ અજ્ઞાત છુ મહારાજ !' ખુશાલભાઈ બોલ્યા.

'ચાલો ત્યારે. અત્યારે પ્રભુ પ્રસાદ લઇ એ અજ્ઞાન ટાળો.' કહી હરિદાસજી ઊઠયા. પાછળ એક દંપતી ચાલ્યા રસોડામાં બેઉને બેસાડી જમાડયા.

પછી પાછા તે જ આસન પર બેસતી હરિદાસજીએ કહ્યું:

'દીવાનજી ! કડવા લાગે છતાં મારા બે બોલ કાને ધરો, મા તમે પણ સાંભળો' તમે અમરજીનું અંગ છો, એક જૂનાગઢના નવાબ ખાતર તેનો મુલક વધારવા ખાતર આ સકળ સોરઠવાસીઓની હિંસા એ પાપ છે કોઇ પણ ધર્મ હિંસાને અપનાવતો નથી. આપણા ધર્મ–સંસ્કાર તો આથી ઊંચા છે. આ રૂપાળી વનરાઇ, નદી નાળાંના નિર્મળ નીર, ટહુકતા પંખીઓ, રૂપાળું ગામ, આ બધુ ધર્મથી ટકયુ છે. તમે તો જાણો જ છો ને જેના છાંયમાં નિરંતર વસો છો કે અધર્મથી તો ગિરનારેય એકદા ખખડી ઊઠયો તો' હિંસા એ કારમો અધર્મ છે દીવાનજી ! એ છોડો, એમના કલ્યાણનો વિચાર છોડો ને ઘણાના કલ્યાણને વિચારતા થાઓ એ વાત તમને ઇશ્વરાભિમુખ બનાવશે કે જેના અભિમુખ થયા સિવાય મનુષ્ય માત્રનો છૂટકારો નથી. '

'ખરૂં છે મહારાજ !'

'જુઓ આજનો જ તાજો દાખલો તમારા આગમને વાકાનેરની પ્રજા ઘરના કમાડ ભીડી અંદર બેસી ગઇ. ગૌધન ચરવું મૂકી ગામમાં આવી ગયું. પંખીઓએ ભયભરી ચીસો નાખી. આવું મનુષ્યના આગમને થાય કે રાક્ષસના આગમને ?'

બેઉ દંપતી મૌન. નીચા મસ્તક઼ ઢાળી આંખો મીચી બેઠાં છે. દૂર દૂર ગાયોના ઘાસ ખાવાનો અવાજ માત્ર સંભળાય છે, બાકી સંપૂર્ણ ચૂપકીદી છે.

'જાઓ ! હવે તમને રજા છે. સમજાય તો સમજી જીવનમાં ઊતારજો, મા ! તમારી કૂખે જન્મનારાને કહેજો કે યુદ્ધનો મારગ મૂકી બીજું ચાહે તે કરે।'

'તમારી આજ્ઞા માથે ચડાવશુ ' ખુશાલભાઇ ફરી પાલવ પાથરી નમી ને બેઉ ઊભા થયા.

'મૂકવા આવુ ?'

'ના મહારાજ, જતા રહીશું. તમારી આશિષનું બખતર પહેરીને' અમરજી જીંદગીમાં પહેલી જ વાર બે હાથ જોડી નમતા બોલ્યા.

'ઇશ્વર તમારું કલ્યાણ કરે !'

દીવાન અને દીવાન પત્ની તળેટી આવ્યાં ત્યારે થાકેલા અશ્વો તાજું ઘાસ ખાઈ મચ્છુના મીઠા ટાઢાબોળ પાણીથી હણહણતા હતા. નાના આમવામાં મોટા એક દાઢી મૂછના ધોળિયા સરખા કરતા આરબો ને મકરાણીઓ આ અજાણ્યા અન્નમાં મૂકી જનારા બેગંદરોની સરખામણી ગિરનારના ગુરૂદત્ત સાથે કરતા હતા.

અંદર જઇ દીવાને જમાદારને આદેશ આપ્યો, 'હવે ગિરનાર તરફની તકે જૂત વડે પહોંચે એમ કરો. '

'કા ! કાઠીઓ પર ચડી સહું નથી વાળવું ?'

'ના ! નવાબસાહેબને જરૂરી પયગામ પહોંચાડવો છે. '

'જેવો હજુરનો હુકમ '

અને એજ ક્ષણે કટક જૂનાગઢ ભણી પાછું વળ્યું.

જૂનાગઢ પહોંચી, ઘોડા પરથી ઉતરી પોતાના ભત્રિજા દુર્લભજીને બોલાવી જાડા કાગળ પર દેવનાગરી લીપીમાં એક લેખ તૈયાર કરાવી તળે પોતાની સહી કરી તુરત એ, નવાબના રંગમહેલમાં આવ્યા.

'કેમ દીવાનજી કાકા! ક્યારે આવ્યા!' અમરજીને જોતાં સરખા થતા નવાબ બોલ્યા.

'આ ચાલ્યો જ આવું છું. હમણાં જ.'

'ને આજ તો પરભારા અહીં?'

'હા. ખૂબ અગત્યનું કામ હોવાથી'

'કહો.'

ને હાથમાંનો પેલો લેખ નવાબ પાસે મૂકી કહ્યું. 'આ લેખમાં તામરતોબ સહી કરવી છે.'

'શાનો લેખ? શાની સહી. દીવાનજી કાકા?'

'વાંકાનેર ધરતી પર એક અમારા હિંદુ ઓલિયના સ્થાનકમાં દર સાલ જૂનાગઢ રાજ પણ્ પાંચસો કોરી આપે તેની.'

'પણ તમારી ઈંતેજારી કહે છે કે, એ સ્થાનકમાં તમે કાંઇક નવું નિહાળ્યું છે. કંઇક ચમત્કાર જોયો લાગે છે. અબ્બાજાન મને કહેતા, બચ્ચા! હિંદુ ઓલિયાઓ ભારે ચમત્કારી હોય છે. એવું કંઇક તમારા જોવામાં આવ્યું લાગે છે!'

'ચમત્કાર હોય તો તે એ કે ત્યાંથી આજ વરસો થયા કોઇ પણ નાત જાતના ભેદ વગર હજારો માનવોને બેય વખત પેટપુર અનાજનું દાન થાય છે. માંદાઓની માવજત થાય છે. તજએલાઓને આશરો મળે છે.'

'અચ્છા! બેય વખત અનાજના દાન? નોધારાને આધાર?'

'હાજી. અને તે પણ ઘણાં વરસોથી.'

'આ તો પહેલા વહેલું ને નવું સાંભળ્યું. અચ્છા લાવો લાવો. વધુ અન્નદાન કરવા આપણે દર વરસે પાંચસો કોરી આપશું.'

દીવાને લેખમાં સહીની જગ્યા બતાવી ત્યાં 'નવાબ હામીદખાન' લખી નવાબે સહી કરી દીવાનને પાછો સોંપ્યો.

બીજે દિવસે વહેલી સવારે જ્યારે રૂગનાથજીના મંદિરમાં પ્રભાત આરતિની ઝાલર પર ડંકા પડતા હતા ત્યારે કાસદે લેખ હરિદાસના ચરણે ધર્યો.

હરિદાસજીએ તે વાંચી સંભાળપૂર્વક મૂકી દીધો.

બીજે વરસે આગતર ખળાં ટાંકણે દીવાને વાકાનેરથી પાંચસો કોરી લેવા આવવા જગ્યાના કોઇક ટેલવાની રાહ જોઈ. કોઇ ન આવ્યું.

પાછતર ખળાં પણ ગયા કોઇ ન આવ્યું

દીવાન જાતે ઘોડે ચડી જૂનાગઢથી વાંકાનેર આવ્યા. હરિદાસજીને નમી પાંચસો કોરી કોઇ લેવા ન આવ્યાની યાદ દીધી.

હસીને હરિદાસજી બોલ્યા: 'અરે રામ! એટલે નથી દૂર કોરી લેવા કોઈ સાધુરામ ભાગતા નથી. મારાથી જગ્યા રેઢી ન મુકાય.'

દીવાને એજ ઠેકાણેથી મોરબી ઠાકોર જીઆજી પર રૂક્કો લખ્યો કે, જૂનાગઢને ભરવાની જોરતલબીની રકમમાથી દર સાલ પાંચસો કોરી વાકાનેર રૂગનાથજીના મદિરે પહોંચાડવી.'

એજ રૂક્કાની નકલ હરિદાસને આપી. અન્નદાનની મહત્તા ગાતા નવાબ હામીદખાનની સહી વાળો લેખ તથા રૂક્કો બેઉ આજ પણ વાંકાનેરની રૂગનાથજીની જગ્યામાં મોજુદ છે.

# અમરશહીદ ચાફેકર

વામન એચ. પંડિત

૧૭ એપ્રિલ ૧૮૯૮નો એ દિવસ, તેમનાં જીવનનો અંતિમ દિવસ હતો. યરવડા જેલમાં લખેલી પોતાની આત્મકથાનું અંતિમ વાક્ય તેમણે પૂરું કર્યું :

'પરાક્રમસભર કાર્યો એક પુનરુત્થાનશીલ રાષ્ટ્રનાં લક્ષણો છે. આ પરાક્રમો ભૂતકાળની ભેટ અને ભવિષ્યનાં શસ્ત્રો છે, જેનાથી અનપેક્ષિત આક્રમણોને રોકી શકાય છે. તેઓ નવયુવકોનો ઉત્સાહ વધારે છે અને રાષ્ટ્રને દીર્ઘજીવી બનાવે છે.'

તેમની દૃષ્ટિએ દેશવાસીઓને અને તેમાંય ખાસ કરીને નવયુવકોને તેમનો આ જ સંદેશ હતો.

દામોદર ચાફેકર ૨૭ વર્ષના નવયુવક હતા. તેમના પિતા કીર્તન કરતા અને ધાર્મિક વિષયો પર પ્રવચન કરતા. તેમનાં કાકા એક પ્રસિદ્ધ વૈદ્ય હતા. ચાર ભાઈઓમાં તેઓ સૌથી મોટા હતા. માતાપિતાએ તેમને ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું. મરાઠી અને અંગ્રેજી પર તેમનો કાબૂ અજબ હતો.

તેમની આંખો એક જ્યોતિપુંજસમ હતી, જે પ્રત્યેક વસ્તુની ગહનતા પારખી શકતી અને તેમનાં સંપર્કમાં આવનારને પ્રભાવિત કરી શકતી. સપ્રમાણ ઉંચાઈ, અણિયાળું નાક, ગોરો વાન અને હૃષ્ટ-પુષ્ટ શરીરથી નિષ્પન્ન પ્રભાવશાળી વ્યક્તિત્વને સાદા વસ્ત્રો સાદાઈની મહાનતા અર્પી રહેતા. પોતાનાં દેશ અને ધર્મ પ્રતિ તેમને અગાધ શ્રદ્ધા હતી. વિદેશી દાસત્વ પ્રત્યે તેમને ધૃણા હતી.

બાલ્યકાળમાં તેઓ વાસુદેવ બળવન્ત ફડકેના પરાક્રમી કાર્યોથી અત્યંત પ્રભાવિત થયા. ફડકે ૧૮૮૨માં અદનનાં કિલ્લામાં વીરગતિ પામ્યા. તેઓ ભારતીય મુક્તિ-સેનાનાં અગ્રગણ્ય નેતા હતા. ફડકેને આદર્શ માનીને તેમણે પણ પોતાનું સર્વસ્વ માતૃભૂમિને ચરણે સમર્પિત કરી દીધું.

તેમની માતા પુત્રોના વીરતાપૂર્ણ ગુણોની પ્રશંસા કરતાં પરંતુ તેમના પિતાને આ પ્રકારનો વિદ્રોહી સ્વભાવ પસંદ ન હતો. તેઓ પોતાની પત્નીને ઘણીવાર કહેતા : 'તમારા પ્રોત્સાહનથી જ છોકરાઓ બગડતા જાય છે.'

તેમની માતા તરત જ જવાબ વાળતી : 'ના, મારા પુત્રો ઘણાં સારા છે. તેઓ કેવળ આપણે માટે જ નહીં પરંતુ ઈશ્વર, ધર્મ અને માતૃભૂમિ માટે પણ કાર્ય કરશે. હું તેમને પુષ્પોની જેમ ઈશ્વરને ચરણે અર્પિત કરું છું'

વેદાંતી પિતાએ પુત્રોનાં કાર્યમાં વિઘ્ન નાખવાનું ઉચિત ન ધાર્યું. માતા તો આ પ્રકારના કાર્યથી સંતોષ અનુભવતી અને પોતાના પુત્રોને તથા તેમનાં મિત્રોને કહેતી કે શિવાજીના ઉદા હરણને હંમેશા સામે રાખો.

ચાફેકર પર અંગ્રેજ સરકાર વિરુદ્ધ વિદ્રોહ કરવા બદલ મુકદ્દમો ચાલ્યો. પુનાના સેશન જજે તેમને દોષી ઠરાવ્યા અને મૃત્યુદંડની સજા ફરમાવી ચાફેકરે આ સજા શાંતચિત્તે સાંભળી અને ન્યાયાધીશને પૂછ્યું, "આનાથી કોઈ વધારે આકરી સજા નથી ?" ન્યાયાલયમાં ઉપસ્થિત લોકો સ્તબ્ધ થઈ ગયા. આટલું કહીને તેઓ દૃઢતાથી જેલની ગાડી તરફ આગળ વધ્યા.

આ મુકદ્દમાને નજરે નિહાળનાર એક યુરોપિયન મહિલાએ કહ્યું : 'આવા રૂપસંપન્ન તેમજ સાહસિક નવયુવાનને ફાંસી આપવામાં આવે છે તે ઘણાં દુઃખની વાત છે.'

યરવડા જેલની એકાંત કોટડીમાં તેઓ પોતાની આત્મકથાના પાના ઉથલાવી રહ્યા હતા. ભૂતકાળનાં કંઈ કેટલાંયે ચિત્રો તેમની સમક્ષ ઉપસ્થિત થવા લાગ્યા. કેટલીક ક્ષણો માટે તેમણે ભૂતકાળના ખાટા-મીઠાં સંસ્મરણો સંઘરતા પૃષ્ઠો

ઉપાડાવ્યા. કેટલાક સુખદ પ્રસંગોની યાદ તેમનું મુખ મલકી ઊઠતું તો ક્યારેક તિરસ્કારપૂર્ણ હાસ્ય એ મુખ પર ફરકી જતું. ક્યારેક આંસુઓથી છલકાતી આંખે બોલી ઉઠતા, 'હવે બધું પૂરું થયું. ફેરા એક દિવસ બચ્યો છે.'

તેમને મૃત્યુદંડ શા માટે આપવામાં આવ્યો? કારણ કે તેઓ એક ક્રાંતિકારી દળ 'આર્ય ધર્મ પ્રતિબંધ નિવારક દળ'ના આજીવન સભ્ય હતા.

પૂનાનાં ૧૮૯૭ના પ્લેગ વખતે બ્રિટિશ સરકારે કરેલા અનાવશ્યક શક્તિ-પ્રદર્શન વિરૂદ્ધ સંઘર્ષ કરવાનો આ દળનો હેતુ હતો. પ્લેગને રોકવા માટે સરકારે શાંતિપ્રિય નાગરિકો પર ત્રાસ ગુજારવાનું શરૂ કર્યું હતું. મંડળમાં ૧૫૦ સશક્ત નવયુવાનો હતા, જે ભારતીય નાગરિકોને થતા અપમાનને સાંખી શક્યા નહીં. મંડળના નવયુવાનોએ મા ભવાની સમક્ષ પ્રતિજ્ઞા કરી હતી કે માતૃભૂમિની બલિવેદી પર તેઓ પોતાનું સર્વસ્વ બલિદાન કરી દેશે.

રાનડે નામના એક નવયુવાને પ્લેગ સમિતિના અધ્યક્ષ રેંડને મોતના મુખમાં ધકેલી દીધો. મંડળના નવયુવાનો પથભ્રષ્ટ નવયુવાનો નહોતા. તેમનો ઉદ્દેશ હતો, સશસ્ત્ર ક્રાંતિ દ્વારા ભારતને સ્વતંત્ર કરવાનો.

તેમને પોતાના પ્રથમ સાહસિક કાર્યનું સ્મરણ થયું, જેના દ્વારા આખા મુંબઈના ગોરા નેતાઓને અચંબામાં નાખી દીધા હતા. ઓક્ટોબર ૧૮૯૫ની એક મધ્યરાત્રિએ તેઓ એકલા મહારાણી વિક્ટોરિયાની પ્રતિમા પાસે પહોંચ્યા. તેમણે મૂર્તિના મુખને રંગી નાખ્યું અને તેના ગળામાં જૂના-પુરાણા પગરખાંઓની માળા પહેરાવી દીધી. સરકારે સર્વશ્રેષ્ઠ વૈજ્ઞાનિકોની મદદથી મૂર્તિ પરનાં રંગને દૂર કરવાનો પ્રયત્ન કર્યો પણ સફળતા ન મળી. તેમનું બીજું સાહસિક કાર્ય કેનેડી સમુદ્રતટ પરનાં વિશ્વવિદ્યાલયના મંડપને આગ લગાવવાનું હતું. મંડળના આ બધા ગુપ્તકાર્યોથી બ્રિટિશ સરકારનાં ગુપ્તચરો સાવધાન હતા. મુંબઈ સરકારના ગુપ્તચર વિભાગે આ ગુપ્ત સંગઠનના નવયુવાનોને પકડવા માટે જાળ બિછાવી. તેમનાં દળમાં એક વિદ્રોહી જયચંદ પણ હતો. તેણે આ ગુપ્ત નિવાસની પોલીસને જાણ કરી દીધી.

ચાફેકરે પોતાના ગત-જીવનની એક હસ્તલિપિ એક તરફ રાખી લીધી. તેમને સંતોષ હતો કે તેમનું જીવન નિરર્થક નહોતું. તેમણે એક મિત્રને પત્ર લખી ભગવદ્ગીતા મોકલવાનું જણાવ્યું. આ ગ્રંથે ભારતના બધા ક્રાંતિકારીઓને પ્રેરણા આપી. તેમની ઇચ્છા હતી કે ફાંસીને માચડે ચડતી વખતે તેમનાં હાથમાં ગીતા રહે. ભારતનાં એ પ્રથમ શહીદ હતા જેઓ હાથમાં ગીતા લઈને મૃત્યુને વર્યા. તેમણે બીજા શહીદોને વીરતાપૂર્વક પ્રાણત્યાગનો અમૂલ્ય સંદેશ આપ્યો.

એક ક્ષણ માટે તેમને બીજા દિવસનું સ્મરણ થઈ ગયું, એ દિવસ તે ૧૮ એપ્રિલ ૧૮૯૮નો. તે દિવસે એમને ફાંસી આપવાની હતી. તેઓ ઉપવાસી રહ્યા. પ્રાર્થના કરી અને તેમનાં સાડા ૭ મહિનાના જેલવાસમાં તે દિવસે તેમને એવી ગાઢ નિદ્રા આવી કે સવારે તેમને ઉઠાડવા પડયા.

"તારા માતાપિતાને કોઈ સંદેશો મોકલવા ઇચ્છે છે?" તપાસ-અધિકારીએ પૂછયું. "તેમને કહેજો કે હું હસતે મુખે ફાંસીને માચડે ચડયો."

તપાસ-અધિકારીએ હત્યાની બાબતમાં ભેદ ખોલવા તેમને કહ્યું, 'મરતાં પહેલાં સત્ય હકીકત બતાવી દે. તારા આત્માને શાંતિ મળશે'

'હવે સત્ય અને અસત્ય વચ્ચે કંઈ તફાવત નથી રહેતો. નિર્ધારિત કાર્યમાં તમે વિઘ્ન ઊભું કરી રહ્યા છો' તેણે ગુસ્સે થઈને કહ્યું.

'તને ખબર નથી કે તને આજે ફાંસી મળશે!'

'પણ તેથી શું થયું'

તેના મુખ પર લેશમાત્ર ઉદાસિનતા નહોતી. તપાસ અધિકારી નિરાશ થઈ ચાલ્યા ગયા. ચાફેકર તૈયાર હતા. તેમના હાથ પાછળ બાંધી દેવામાં આવ્યા. ભગવદ્ગીતાની એક પ્રત તેમણે હાથમાં લઈ લીધી. સવારે ૬-૨૫ વાગે દેહ્યો નીકરતાથી

ફાંસીના માચડા તરફ આગળ વધ્યા. તેમની પાછળ જેલ-અધિકારી તથા વોર્ડર હતા. જેલરે ફાંસીનો આદેશ તેમને વાંચી સંભળાવ્યો.

'તારે કંઈ કહેવું છે ?'

'મારે કંઈ જ કહેવું નથી.' તેમણે ઉપેક્ષિત ભાવથી ઉત્તર વાળ્યો અને પ્રિય ગીત 'જય ગોપાલ હરિ' ગાવા લાગ્યા. તેઓ દૃઢતાથી ફાંસીના માચડે ચડી ગયા. સૂર્યોદય થતાં જ પોલિસના પહેરા હેઠળ તેમનાં પાર્થિવ દેહને ચિતાની જ્વાળાઓએ ભસ્મ કરી દીધો. ભારતનો એક મહાન શહીદ જીવનનાં મધ્યાહ્ને માતૃભૂમિ કાજે બલિદાન થઈ ગયો.

(હિંદી પરથી)

---

# જે નર્કમાં જાય તે ઈશ્વરકૃપાને પાત્ર !

સાંજે ગાયું ચારીને આવતાં વેંત જ યશોદાજીના લાડલાને-ગોપના પરમમિત્ર કનૈયાને ગોપીઓના પ્રાણપ્યારાને તાવ ચડયો. માતા યશોદાજીએ અનેક દવાઓ અજમાવી જોઈ-અનેક બાધા આખડી રાખી, દેવદેવીઓની માનતા માની પણ તાવ ઉતરવાને બદલે ચડતો જ જાય છે.

માતા યશોદાજી મુંઝાઈ ગયા. શું કરવું ? કૃષ્ણને જ પૂછવા લાગ્યા : 'શ્યામ ! મારા વ્હાલા ! અમે તો અમારાથી બનતું બધું કરી છૂટયા પણ તારો તાવ તો વધતો જ જાય છે. મારા વ્હાલા દીકરા ! તું તો ત્રણે લોકનો ધણી છો. તું જ આજે મને કહે કે હવે કઈ દવા કરું જેથી તું ફરીથી નાચતો-કૂદતો થઈ જા.'

શ્રી કૃષ્ણે સ્મિત કરતા કહ્યું : 'મા ! એક મામુલી વસ્તુ મને સાજો કરી શકશે.'

'એ કઈ દવા છે મારા વ્હાલા ! મને જલદી બતાવ. હું તરત જ તે તારા માટે તૈયાર કરું.

કનૈયાએ દવા બતાવી : 'મા ! મને જે ખૂબ જ ચાહતું હોય તેના પગની રજ લાવીને મારા કપાળે ઘસે તો હું હમણાં સાજો થઈ જાઉં',

'અરે, એમાં શું એ તો હમણાં લાવી દઉં'. આપણા ગોકુળના ગોપ અને ગોપીઓને તું તેના પ્રાણથી પણ અધિક વહાલો છે. હમણાં જ લાવી દઉં.' એમ કહી યશોદાજી પગની રજ લેવા નીકળી પડયા.

માતા યશોદાજી એક ગોપીના ઘેર ગયા કે જેને કૃષ્ણ ઉપર અનહદ પ્રેમ હતો. તે તો યશોદાજીને જોઈ રાજી રાજી થઈ ગઈ. હસીને આવકાર આપીને પૂછ્યું : 'મા મારે લાયક કામકાજ હોય તો કહો.'

યશોદાજીએ કૃષ્ણના તાવની વાત કરી અને પગની રજ માગી. ગોપી આ વિચિત્ર માગણી સાંભળીને અવાક્ બની ગઈ. ધીમેથી બોલી : 'મા ! તમે તો ખરેખર જાણો છો કે આ દુનિયામાં એવી કોઈ પણ વસ્તુ નથી કે હું કૃષ્ણ માટે ન આપું. તેના ખાતર હું મારો પ્રાણ પાથરવા પણ તૈયાર છું પણ મા ! હું મારા પગની રજ ન જ આપી શકું કેમકે આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે જો ભક્તોની પગની રજ ભૂલેચૂકે પણ જો ભગવાનના મસ્તકને અડી જાય તો તે નર્કમાં પડે. તો મા ! હું જાણીબુઝીને આવું મહા પાપ કરૂં ? ના ! મા ! ના ! હું મારા પગની રજ તો નહીં જ આપું.'

યશોદાજી તો દરેક ઘરે ફરી વળ્યા. ગોપ, ગોપીઓને પગની રજ આપવા માટે વીનવતા રહ્યા પણ બધાનો એક જ જવાબ હતો કે કનૈયાને અમારા માથા જોઈતા હોય તો આનંદની સાથે અમારા હાથે જ અમારા માથા વધેરીને

કનૈયાને ચરણે ધરી દઇએ પણ અમે કદીપણ પગની રજ આપીને એવા મહાપાપમાં નહીં પડીએ કે જેની સજા નર્ક હોય.

અંતે યશોદાજી રાધાજીને મળ્યા ને વાત કરી અને ચરણરજ આપવા વિનંતી કરી. રાધાએ કહ્યુ 'મા! મારું જે કંઇ છે તે મારા શ્યામનું જ છે. તમારે જે જોઈએ તે લઇ જાઓ. મારા પગની રજ જોઇએ તો તે અથવા તો મારા માથાનો મુગટ જોઇએ તો તે આ બધું મારા ભગવાનને મેં સમર્પણ કર્યું છે.'

માતાજી આશ્ચર્યચકિત બોલ્યા, 'અરે, રાધા તને ખબર છે તું શું કહી રહી છો તે! જે કોઇ પોતાના પગની રજ ભગવાનને ચડાવે તે નર્કમાં પડે છે.'

શાંતિપૂર્વક રાધાજી જવાબ આપે છે: 'ખરેખર મારા ઉપર ઇશ્વરની કૃપા જ ઉતરી કહે વાય કે મારા પ્રાણપ્યારાની ખાતર મારે નર્કમા જવું પડે. મા! ઢીલ કરો મા, મારા પગની રજ લઇ લો. જો તેનાથી મારો શ્યામ સાજો થતો હોય તો હું સો સો નર્કની યાતના ભોગવા તૈયાર છું.'

યશોદાજી મુંગા બની ગયા. મુંગા મુંગા જ રાધાનું મુખડું નીરખી રહ્યા ને રાધાના પગની રજ લઇને ઘેર પાછા ફર્યા.

ઘેર આવીને જુએ તો કનૈયો પથારીમાં ન મળે તે તો મટુકી મટુકી તોડીને આરામથી રોટલા પર માખણ ચોપડીને ખાઇ રહ્યો હતો.

માતા યશોદાજીને હવે ખબર પડી કે કનૈયાનો તાવ એ તો લીલા હતી. અને આ પ્રસંગ પછી કોઇ દિવસ કોઇએ કનૈયાને પુછ્યું નહી કે રાધા તને આટલી બધી વહાલી કાં?

*

(પાન ૫૭થી ચાલુ)

હું સ્વીટ્ઝરલેન્ડમાં હતો ત્યારે ત્યાંની બેંકમા નોકરી કરતા એક ઉચ્ચ અધિકારીને મેં ત્યાંના તે વખતના રાષ્ટ્રપ્રમુખનું નામ પૂછ્યુ. ત્યાંના બંધારણ મુજબ દર વરસે જુદા જુદા કેન્ટોનથી એક વરસ માટે પ્રમુખ ચુંટાય છે. મારા એ મિત્ર બહુ છોભીલા પડી ગયા, માથુ ખંજવાળવા નામ આપવાની અશક્તિ પ્રદર્શિત કરી. તેમણે મને તેમના દેશમાં રાજકારણનું સ્થાન સમજાવ્યુ, અન્ય ક્ષેત્રની વિભૂતિઓના નામ અને ઓળખાણ આપ્યા, વિવિધ ક્ષેત્રમાં ફાળો આપનારાઓની પ્રજામાનસ ઉપરની પકડ અને તેમના તરફના આદરનો ખ્યાલ આપ્યો.

એ દેશ અને તેની પ્રજા માટે મારું માન ઓર વધ્યું, જાહેર પ્રવૃત્તિઓ તરફનું આવું પ્રજાકીય વલણ તો આ જ છે.

આપણા જાહેર જીવનમાં આ સ્થિતિ ક્યારે સર્જાશે?



# 'સગા (?) દીઠા મેં શાહ આલમના.. '

પથિક

"સગા (?) દીઠા મેં શાહ આલમના..."

ઉનાળાનાં દિવસો હતા. બપોરનો સમય હતો. એક મુલાકાત પતાવી સચિવાલયમાંથી હું બસ કે રીક્ષા મેળવવા ઉતાવળે બહાર જઈ રહ્યો હતો. સામેથી બે સરકારી કર્મચારીઓ આવતા હતા. મને ઓળખતા હતા તેમ જણાયું. મારી નજીક આવતાં હું સાંભળું તેમ એમાંથી એક ગણગણ્યા 'સગા દીઠા મેં શાહ આલમના...' ઘોડી ક્ષણ તો આ ક્રૂર અણછાજતા કટાક્ષ તરફ દુર્લક્ષ્ય કરી ચાલતા રહેવાનું મન થયું. બીજા વિચારે પાછા વળી બંનેને રોકી મે કહ્યુ, 'હું શાહ આલમનો સગો નથી, તમારી જેમ દેશના એક મધ્યમવર્ગના કુટુંબનો છું. ભીખ તો માગતો જ નથી. શા માટે મને આવું સંભળાવો છો?' બંને થોડા ઝંખવાયા "તમારા જેવા આ દેશના સુશિક્ષિત યુવાનો પાસેથી લોકશાહીના સેવકો માટે આવી અપેક્ષા રાખી નહોતી."

ગલ્લાંતલ્લાં કરી, માફી માગી તેઓ છૂટા પડયા.

હું... રાજ્યનો થોડો વખત મંત્રી હતો. મંત્રી તરીકેની કામગીરી માટે મને એ સમય પૂરતી રહેવાની સગવડ મળી હતી. જવાબદારીમાંથી મુક્ત થતાં મારી રઝળપાટની પૂર્વવત શરૂ થઈ. એક યા બીજા સ્વરૂપના આવા બીજા અનુભવો પણ થયા છે.

આવા પ્રસંગો મને કોરનાર આપણા લોકમાનસ અને લોકશાહીના ભવિ માટે નિરાશ કરી મૂકે છે. નથી અપનાવતા આપણે પશ્ચિમની લોકશાહીના સારા તત્વો કે નથી સ્વીકારતા ગાંધીજીએ આપણને શીખવેલા જાહેરજીવન અંગેના કેટલાક પાયાના મૂલ્યો. ઇંગ્લેન્ડના વડાપ્રધાન મેકમિલન હોદ્દો છોડયા પછી ખાનગી વ્યવસાયમાં પડી જાય અને બસ માટે અન્ય શહેરીઓની સાથે હારમાં ઉભા રહી વારાની રાહ જુએ તે માટે આપણે તેને બીરદાવીએ અને તે દાખલો ટાંકી આપણા ચાલુ મંત્રીઓના સાચા કે માની લીધેલા ભપકા તરફ કપકાની નજરે જોઈએ તે સમજી શકાય તેવું છે. છતાં કોઈ નિવૃત્ત મંત્રીને પગે ચાલતા જોઈ ક્રૂર કટાક્ષ કરવામાં આપણે અચકાતા નથી. "પદયાત્રા શરૂ થઈ?" "પગે ચાલવાના દિવસો આવ્યા ને" જેવા વાક્પ્રહારો માગ જેવા બીજાઓને પણ સાંભળવા મળે છે તેમ જાણ્યું છે. એ પણ સાચું છે કે મેં કેટલાક કહેવાતા ગાંધીવાદી સેવકોને નિવૃત્ત થતા પગારવગર બેચેન જોયા છે. સામાન્ય વ્યવહારમા સહજ રીતે, રહી જઈ વર્તતા શરમાતા પણ જોયા છે એ પણ આપણી કમનશીબી છે.

સાચું પૂછો તો આપણું જાહેરજીવન હજુ ઘણું પામર છે. રાજકારણો અને રાજકીય પુરૂષે એ આપણા લોકમાનસને કબજે ચાલુ રાખ્યો છે ગુલામી કાળની મનોદશાના આ અવશેષોની પકડમાંથી આપણે હજી છૂટયા નથી રાજા મહારાજાઓ, દિવાનો ગવર્નરો અધિકારીની આજુબાજુ જ આપણું જાહેરજીવન મુખ્યત્વે સીમીત થયું. સ્વાભાવિક રીતે આપણા રાજકારણી પુરૂષો તેમના ત્યાગ અને બલિદાનથી અપાર આદર અને પ્રશંસાને પાત્ર થયા. સ્વરાજ્ય આવ્યા પછી આ દ્રષ્ટિમાં સુધારો થવો જ જોઈએ. આપણા પ્રજાજીવનને સમૃદ્ધ કરનારા ઘણા પ્રકારો જેવા કે શિક્ષણ, સાહિત્ય, કલા, રમતગમત વગેરે છે. તેમાં કાઠું કાઢનારા આપણા એ લોકનાયકોને આપણે સમાજમાં પ્રતિષ્ઠિત કરી યોગ્ય આદર આપવો જોઈશે, તેમ નહિ બને તો આપણું પ્રજાજીવન પાંગળુ-પામર રહેશે.

[ અનુસંધાન ૫૧ મે પાને]

# આત્માના ઓજસ્

કનૈયાલાલ વૃજલાલ વાધાણી

દક્ષિણ ભારતમાં તિરૂવલ્લી પવિત્ર ધામ મનાય છે. તિરૂવલ્લીમાં એક પરમ ભક્ત વસતા હતા. એ જીવ હતો પ્રભુનો પરમ ઉપાસક.

આ ભક્તને એક પાલક પુત્રી હતી. એનું નામ હતું કુમુદવલ્લી. કુમુદ રૂપરૂપનો અંબાર હતી. દીનાનાથે એને નવરા દિએ ઘડી હોય એમ લાગતું હતું. રૂપનો કુંપ તો એનામાંજ ઠાલવી દીધો હોય એમ જણાતું હતું. રૂપયૌવના હોવા છતાં કુમુદ ખૂબ સંસ્કારી અને સુશિલ હતી. તેના પાલક પિતા જેવી જ શ્રદ્ધાળુ હતી. પિતાની સેવાપૂજા માટે ફૂલ ચુંટી લાવે, માળા બનાવે, પૂજાનાં કામ વાસણ માંજે અને પરવાર કરે. નિવૃત્તિના સમયમાં રામાયણ અને મહાભારત વાંચે અને ભગવદ્‌નામ સ્મરણ કરે.

કુમુદ ઉંમરલાયક બની હતી. તેના પાલક પિતા કોઈ સુયોગ મુરતિયા સાથે એનું લગ્ન કરી દેવા આતુર હતા. કુમુદ રૂપરૂપનો અંબાર હતી. સુશિલ હતી એટલે એને માટે અનેક માગા આવતા પણ કુમુદને કોઈ મુરતિયો પસંદ પડતો ન હતો. તે લગ્ન માટે ના પાડી દેતી હતી.

કુમુદના પિતાને ખૂબ ચિંતા થવા લાગી. કુમુદને કોઈ પસંદ પડતો નથી તો કરવું શું ? તેણે એક દિવસ કુમુદને કહ્યું, "બેટા ! અનેક કુળવાન અને સુલક્ષણાના માગા આવ્યા પણ તું તારી હઠ છોડતી નથી. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે તું મોં ધોવા જાય છે. મારી પણ હવે વૃદ્ધાવસ્થા છે, હું ખર્યાપાન જેવો છું. હવે તારે વિચાર કરવો જોઈએ."

"પિતાજી ! આપની ચિંતા હું સમજી શકું છું. પરંતુ મને કોઈ સુયોગ્ય જણાતો નથી એનું શું ! કોઈ યોગ્ય હશે ત્યારે ના નહિ કહું."

"બેટા ! આટલા આટલા માગા આવી ગયા એમાં કોઈ યોગ્ય જ ન હતું ! તારી આ વાત કેવી બેહુદી છે."

કુમુદના પિતાની ચિંતા વધી રહી હતી એ ભક્તજીવ પણ હવે અકળાયો. તેણે આર્તસ્વરે દીન-દયાળને પ્રાર્થના કરતાં કહ્યું, "હે દયામય ! તું દયા કર. તારી બાળકીને સુયોગ્ય મુરતિયો મળી રહે એવી કૃપા કર હું તારો દાસ છું તારા ચરણોમાં ધા નાખું છું. પ્રભુ ! મને આ ચિન્તામાંથી મુક્ત કર."

એ ભક્તની ખરા હૃદયની ધા પ્રભુએ સાંભળી એક દિવસ તેને ત્યાં એક ફુટડો નવજુવાન આવી પહોંચ્યો.

કુમુદના પિતાને એ યુવાન ગમી ગયો. એ યુવાન હતો, ચોલ દેશનો સેનાનાયક મન્મન. કુમુદને તેના પિતાએ જાતની હકીકત કહી કુમુદ મન્મન પાસે આવી અને પૂછ્યું, "આપ કોણ છો ?"

"દેવી ! હું ચોલદેશનો સેનાનાયક મન્મન"

"સેનાનાયક એટલે મહાન યોદ્ધા ખરુંને !"

"દેવી ! સેનાનાયક એટલે યોદ્ધો હોય એમાં શું આશ્ચર્ય !"

"તો યુદ્ધમાં જઈને શત્રુને જીત્યા તો હશોને ?"

"જરૂર શત્રુજીત તો બનવું જ જોઈએ ને ? એ વગર સેનાનાયક કેમ મનાય ?"

"મને તો તમે શત્રુજીત હો એમ લાગતું જ નથી."

"એમ કેમ કહો છો ? હું શત્રુજીત છું."

"તમે યુદ્ધમાં કદાચ શત્રુને જીત્યા હશો પરંતુ તમારા પોતાની અંદરના છ શત્રુને જીત્યા નથી. એ ષડરીપુને જીતો નહિ ત્યાં સુધી શત્રુજીત થના ?"

કુમુદનું ગર્ભિત બોલવું સાંભળી જલન ચોંકી ગયો. કુમુદને સચોટ જવાબ આપતા કહ્યું, "દેવી તમે કહ્યું તે સાચું છે પરંતુ તમારા જેવા જીવનસાથી મળી જાય તો એમ પણ બની શકે. યુદ્ધના કેળવણીકારે મને યુદ્ધની કેળવણી આપી હવે તમે શત્રુંજિત બનવાની કેળવણી આપો તો શત્રુંજીત બની જાઉં. ગુરુ વગર ચેલા હોય કયાંથી!"

કુમુદ પણ જલનનો જવાબ બરાબર સમજી ગઈ, તેને જલન યોગ્ય જણાયો. તેણે જલનને કહ્યું :'આપના જીવનસાથી બનતા પહેલાં મારી બે શરતો છે એ આપને મંજુર હોય તો હું આપની જીવનસાથી બનવા તત્પર છું'

'દેવી! ખુશીથી કહો.'

'આપે યુદ્ધખોર જીવનનો ત્યાગ કરીને પ્રભુપરાયણ જીવન જીવવું પડશે. બીજું એ કે દર-રોજ એક હજાર આઠ બ્રાહ્મણો જમાડવા પડશે. આ બે શરતો આપને કબુલ હોય તો કરો.'

'દેવી! ઈશ્વર કૃપાએ ઘણી દોલત છે અને તમારા સહવાસથી પ્રભુમય જીવન પણ જીવી શકીશ. માત્ર ખામી હતી ગૃહલક્ષ્મીની.'

કુમુદને આનંદ થયો. પોતાને જોઈતો હતો તેવો સુયોગ્ય જીવનસાથી મળી ગયો એટલે તેણે તેના પિતાને જલન સાથે લગ્ન કરવા હા પાડી.

કુમુદના પિતાને પણ આનંદ થયો.

જલન અને કુમુદના લગ્ન થઈ ગયા જલન હવે સેનાનાયક ન હતો. કુમુદના સંગથી એ ઓલિયો જીવ બની ગયો હતો, શત્રુંજીત પણ બન્યો હતો.

દરરોજ એક હજાર આઠ બ્રાહ્મણોને જમાડવામાં આવતા છુટે હાથે દાન કરવામાં આવતું હતું. દંપતી પ્રભુમય જીવન વિતાવતા હતાં.

સમય જતા જલનની ધનસંપત્તિ ખલાસ થવા આવી. હવે શું થાય! જલને કુમુદને આ વાતની જાણ કરી. કુમુદે કહ્યું, "નાથ! ચિંતા ન કરો સૌને દેવાવાળો તો રામ બેઠો છે. આપણી પત એને હાથ છે જેણે આપણા હૃદયમાં પ્રેરણા કરી છે ઈ બધું સંભાળશે."

ધનસંપત્તિ ખૂટી એટલે દરદાગીના, ચીજ વસ્તુ વેચવા માંડીને પણ બ્રહ્મભોજન ચાલુ રાખ્યું. એ પણ ખલાસ થયું. ઘરમાં ફુટી કોડી પણ ન રહી ત્યારે જલને કહ્યું, "દેવી! બધું સાફ છે એની પણ મને ફીકર નથી. હવે તો એ જ કે જયાં સુધી બ્રહ્મભોજન ન થાય ત્યાં સુધી મારે પણ ભોજન લેવું નથી"

"નાથ! ધન્ય છે તમારી ટેકને. હવે ખરા શત્રુંજીત બન્યા છો."

ઘરમાં એક દાણો પણ ન હતો. બ્રહ્મભોજન તો કયાંથી થાય? રામે પણ આકરી કસોટી આદરી અને એ ઓલિયા જીવોને એરણ ઉપર ચડાવ્યા. દંપતી નકોરડા રહેવા લાગ્યા. આમ એકવીસ દીવસો વહી ગયા પણ એ ઓલિયા જીવો તો અડગ હતા.

એકવીસ દિવસ પુરા થતાં રામના સિંહાસન ડોલ્યા અને તે રાત્રે જલનના સ્વપ્નમાં ભગવાને દર્શન દઈ કહ્યું : 'જલન! ધન્ય છે તમારી અડગ ટેકને. હું તમારા ઉપર પ્રસન્ન છું. નદીકિનારે વટવૃક્ષની નીચે ખોદજે તને ધન મળશે. તમારી ટેક ઉપર હું પ્રસન્ન છું."

જલન સ્વપ્નથી જાગૃત થયો. તેણે કુમુદને સ્વપ્નની વાત કહી.

"નાથ! એને પત રાખ્યા વગર ચાલે એમ નથી બાકી તો એ વાવીડો કસોટી કરીને કસ મુકયા પછી જ ઘાટ ઘડે છે. એના ઉપર શ્રદ્ધા રાખો... જો, નારી, ભુપ, નહિ દિયે."

જલન સ્વપ્નમાં જે જગ્યા બતાવવામાં આવી હતી ત્યાં પહોંચી ગયો અને ખોદ્યું તો તેને પુષ્કળ ધન મળ્યું.

ધન મળતાં બ્રહ્મભોજન અને દાન પાછા શરૂ થઈ ગયા. એ ઓલિયા જીવો પ્રભુને નામે ખર્ચવા લાગ્યા. એ દંપતિને આંગણેથી કોઈ ખાલી હાથે પાછું ફરતું નહિ.

સમય જતાં એ ધન પણ ખૂટ્યું. પાછી એની એ ચિંતા. જાલનને આ વખતે એવો વિચાર થયો કે કોઇ સંજોગોમાં બ્રહ્મભોજન બંધ પડવું ન જોઇએ.

એના મનમાં વિચાર જબકયો કે ધનવાન ધન સંઘરી રાખે છે તો એને લૂંટી શા માટે ન લેવા ! જાલને તજી દીધેલા હથિયાર પાછા ઉપાડયા અને જંગલમાં જઇને લૂંટ કરવા માંડયો.

જાલન હવે બન્યો લૂંટારો. લૂંટ ચલાવી ધન લાવીને એણે બ્રહ્મભોજન ચાલુ જ રાખ્યું.

પતિના આવા લૂંટારુ વર્તનથી કુમુદને ખૂબ આઘાત થયો. એને થયું કે પોતાના પતિને આવી મતિ કેમ સુઝી. એક સંતમય જીવન જીવનારો આત્મા આમ અધઃપતનના માર્ગે કેમ વળ્યો ? કુમુદ ખૂબ અકળાણી એનું હૈયું હાથ ન રહ્યું. એ ચોધાર આંસુએ રડતી રામ ભગવાન પાસે આર્તનાદ કરવા લાગી, હે દયામય પ્રભુ ! તેં આ શું કર્યું ! અમારી આવી કરુણ હાલત ! તારો જીવન લુંટારો બને ! પ્રભુ ! મારા પતિને રાહ બતાવ. આમ લૂંટ કરી તારા નામે ખર્ચે એ તો શરમજનક છે મારા પતિને સતપથે લઇ જા અને નહિતર તારી આ દીન બાળકીને તારા ચરણોમાં સમાવી દે મારા રામ હવે હદ થાય છે. દયા કર ! દયા કર !

કુમુદ ચોધાર આંસુએ રડી રહી હતી. એનું અંતર વલોવાઇ જતું હતું હતું. આંસુ સારતી પ્રભુના ચરણોમાં પડી પડી પોકાર કરી રહી હતી.

ખરા દીલની ધા પ્રભુ સાંભળ્યા વગર રહેતો નથી. કુમુદની ધા એણે સાંભળી.

જંગલમાં જાલન લૂંટ ચલાવવા ગયો હતો. ત્યાંથી એક રથ નીકળ્યો રથમાં ધનવાન શેઠ અને શેઠાણી બેઠા હતા શેઠાણીના શરીર ઉપર કીમતી દાગીના હતા. શેઠે પણ વેઢ, વીંટી, ગળામાં હીરાનો હાર કાને કુંડળ પહેર્યા હતા.

જાલન રથની આડો ફર્યો અને પડકાર કર્યો, "જો જીવ બચાવવો હોય તો જે કંઇ પાસે હોય તે આપી દો જરા પણ ચું ચા કરી તો ખેર નહિ રહે."

શેઠ અને શેઠાણી રથમાંથી નીચે ઉતરી પડયા. શેઠે પોતાનો ખેસ પાથર્યો અને એના ઉપર બન્ને જણા દાગીનાના ઢગ કરવા લાગ્યા.

જાલન વિચાર કરવા લાગ્યો કે આજે મહુર્ત સારું મળી ગયું. ધનના ઢગ થઇ જશે. શેઠ અને શેઠાણીએ તમામ દાગીના ઉતારી નાખ્યા એટલે જાલને તેનું પોટલું બાંધી લીધું અને ઉપાડવા માંડયો પણ એ પોટલું એ ઉંચકી શકયો નહિ. ખૂબ મહેનત કરી તેને પસીનો વળી ગયો પણ એ પોટલું જમીનથી એક તસુ પણ ઊંચું ન કરી શકયો. જાલન મુંઝાયો. તેણે શેઠને કહ્યું "શેઠ ! જંતર મંતર જાણતા લાગો છો ! હું મંતરની હું ખેરિયત નહિં રે'વા દઉં. મારે પાછું ખેંચી લ્યો."

શેઠ તો શાંન્ચિતે ઊભા હતા. તેણે જાલનને કહ્યું, "ભાઈ ? હું કઇ જંતરમંતર જાણતો નથી. મારો મંતર જાણવો છે ?"

"જલદી કહી દે ને ! ખોટીપો શા માટે ?"

'ભાઇ ! તો સાંભળ મારો જંતરમંતર છે ઓમ નમો ભગવતે નારાયણાય. આ સિવાય કંઇ મંતર નથી.'

જાલનના હૃદયમાં 'ઓમ નમો ભગવતે નારાયણાય' સાંભળીને કંઇક થઇ ગયું. પોતે શું આચરી રહ્યો હતો તેનું ભાન થયું. એના હૃદયનું પરિવર્તન થઇ ગયુ અને બોલ્યો," શેઠ ! મારે દાગીના નથી જોઇતા આપે મને મારું ખોવાયેલું ધન પાછું મેળવી આપ્યું છે. મને માફ કરો." જાલન આટલું બોલ્યો ત્યાં તો શેઠ કે શેઠાણી કંઇ ન હતું તેણે માત્ર એક ઝબકારો જ જોયો.

જાલનને હવે સંપૂર્ણ ખાત્રી થઇ ગઈ કે એ નારાયણે જ આવીને એને સતપથ બતાવ્યો.

જાલન ઘરે આવ્યો. જાલન આજે ઓર આનંદમાં હતો. તેણે કુમુદને કહ્યું, "કુમુદ ! હું આજે મારું ખોવાયેલ ધન પાછું મેળવીને આવ્યો છું, મને મારું ધન પાછું મળી ગયું છે."

જાલને જંગલમાં બનેલી બીના કુમુદને કરી. કુમુદને પણ હવે ખૂબ આનંદ થયો.

( અનુસંધાન પૃષ્ઠ ૬૨ )




## શિક્ષણક્ષેત્રે નવું કદમ

**રૂપાયતનનું નવું કદમ**

ગિરનારની તળેટીમા, દુધેશ્વર પ્લાન્ટેશન તરીકે ઓળખાતા રમ્ય વિસ્તારમાં છેલ્લા પંદરેક વર્ષથી કલા અને શિક્ષણ ક્ષેત્રે કેટલાક મૌલિક પ્રયોગો દ્વારા પોતાનો નમ્ર ફાળો આપી રહેલ 'રૂપાયતન' સંસ્થા આ વર્ષે છાત્રાવાસની સગવડ સાથે વિનયમંદિરનો પ્રારંભ કરીને શિક્ષણ ક્ષેત્રે એક નવું કદમ માંડે છે.

**શિક્ષણની ભૂખ જાગી છે**

શહેરોમાં અને ગામડાઓમાં દિવસે દિવસે શિક્ષણની ભૂખ વધતી જાય છે. પરંતુ મોટા ભાગના ગામડાઓમાં તો કેવળ સાત ધોરણ સુધીના પ્રાથમિક શિક્ષણની જ સગવડ હોઇને બાળકોનો વિકાસ ત્યાં જ અટકી જતો હોય છે. સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘના પ્રયાસોથી થોડા ગામડાઓમાં માધ્યમિક શિક્ષણ માટે વિનયમંદિરો શરૂ થયા છે. પણ બધા ગામડાઓમા વિનયમંદિરો શરૂ થાય એ શક્ય નથી. ઉત્સાહી, સમજુ અને સુખી એવા કેટલાક વાલીઓ પોતાના બાળકોને વધુ અભ્યાસ અર્થે શહેરોના છાત્રાલયોમાં મોકલતા હોય છે. પણ ત્યાંની હાઇસ્કૂલો વિદ્યાર્થીઓની વધુ પડતી સંખ્યાને કારણે ઉભરાતી હોઇને એમાં પ્રવેશ મેળવવનું બહુ મુશ્કેલ બની જાય છે. કેટલાક વિદ્યાર્થીઓને તો છાત્રાલયમાં પણ સગવડ ન મળવાને કારણે લોજ કે વીશી જેવી સગવડનો આશ્રય મેળવવો પડે છે.

**મહત્ત્વની જરૂરિયાત**

આ સંજોગોમાં ગ્રામવાસીઓ અને એમાંય ખાસ કરીને મધ્યમ વર્ગના લોકો પહોંચી શકે એટલા ખર્ચની મર્યાદામા એમના બાળકોને રહેવા ભણવાની સાથે ઘર જેવું વાતાવરણ, સારુ શિક્ષણ, અને સારા સંસ્કાર મળી રહે એવું વિનય મંદિર એ શિક્ષણની દૃષ્ટિએ આજની એક બહુ મોટી જરૂરિયાત બની રહે છે.

**રૂપાયતનમાં અનુકૂળતા**

રૂપાયતનમા કલા કારીગરીના ક્ષેત્રે તેમજ એના શિક્ષણ અને પ્રચાર માટે અત્યાર સુધી થયેલા પ્રયોગ અને પ્રયાસોને પરિણામે સાત્ત્વિક ભૂમિકા અને સુંદર વાતાવરણ સર્જાયેલ છે. ગિરનારની ઓથ, જૂનાગઢની ગોદ, રમણીય પ્રદેશ, કુદરતની જાહોજલાલી, વિશાળ જમીન, આમ્રવૃક્ષોની સુંદર ઘટાઓ, પૂરતું પાણી, વીજળી, ટેલિફોન, જરૂરી મકાનો અને બીજી અનુકૂળતાઓ ધરાવતા 'રૂપાયતન' મા જરૂરી એવી વધુ સગવડો નર્માણ કરીને છાત્રાલયની સગવડ સાથે માધ્યમિક શિક્ષણનો પ્રબંધ કરવામા આવે તો અત્યાર સુધી કળા કારીગરીના વિકાસ અર્થે જે પ્રયોગો અને પ્રયાસો થયા છે અને એના જે પરિણામો હંસલ થયા છે એનો શિક્ષણ સાથે સુમેળ સાધીને સમાજના કલ્યાણ અર્થે લાભ લઈ શકાય અને સાથે સાથે ગામડાના તેમજ મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ માટેની શિક્ષણ સંસ્થાની એક મહત્ત્વની જરૂરિયાત પૂરી કરી શકાય.

**સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ તરફથી આવકાર**

જૂનાગઢ જિલ્લામાં શિક્ષણનો પ્રસાર અને વિકાસ સાધવાના પ્રયાસ કરી રહેલ સોરઠ શિક્ષણ

અને સંસ્કૃતિ સંઘે આવી એક સંસ્થાની જરૂરિયાત સ્વીકારી છે અને રૂપાયતનમાં આવી સંસ્થા શરૂ કરવાના વિચારને આવકાર્યો છે. અને આ પ્રવૃત્તિઓના સંચાલન અને વિકાસમા પૂરો સહકાર આપવાની ખાત્રી આપી છે

### વ્યવસ્થાપક સમિતિનો નિર્ણય

આ બધી બાબતોને લક્ષમા લઈને રૂપાયતનની વ્યવસ્થાપક સમિતિએ જૂન ૧૯૬૭થી રૂપાયતનમાં છાત્રાલય તેમજ વિનયમંદિર શરૂ કરવાનો નિર્ણય લીધો છે. અને એ માટે જરૂરી વ્યવસ્થા હાથ ધરવમા આવી છે.

છાત્રાલયમા હાલ તુરત ૧૦૦ વિદ્યાર્થીઓ માટે સગવડ કરવામાં આવશે.

વિનયમંદિરમાં હાલ તુરત ૮મા ધોરણનો એક અને સંખ્યા વધે તો બે તેમજ ૯મા ધોરણનો એક એટલા વર્ગોથી શરૂઆત કરવામા આવશે અને ક્રમશ એનો વિકાસ કરવામા આવશે

વિનયમંદિરમા વાચનાલય, પુસ્તકાલય, વિજ્ઞાન, રમત-ગમત ઇત્યાદિના પુરતા સાધનો હશે.

શિક્ષણ ક્ષેત્રે અનુભવ અને દૃષ્ટિ ધરાવતા આચાર્ય અને શિક્ષકોની આ સંસ્થાને સેવા મળશે

છાત્રાલયમાં રહીને વિનયમંદિરમા અભ્યાસ કરતા વિદ્યાર્થીનું નિવાસ, ભોજન અને શિક્ષણનુ કુલ વાર્ષિક ખર્ચ રૂા. ૬૦૦)ની મર્યાદામાં રહેશે.

રૂપાયતનમાં શરૂ કરવામા આવેલ માટીકામ, મીનાકારી, લાખકામ, હાથકાગળ ઇત્યાદિ વિભાગોને પણ આ શિક્ષણ પ્રવૃત્તિથી વેગ મળશે અને એનો સંગીન પાયા પર વિકાસ સધી શકાશે એવી અને બાગાયત પણ એ સંસ્થાનો એક મહત્ત્વનો વિભાગ બની રહેશે.

રૂપાયતન દ્વારા શિક્ષણ અને કલા ક્ષેત્રે થઇ રહેલા અને કરવા ધારેલા પ્રયાસોમા રસ અને સહાનુભૂતિ ધરાવતા મિત્રો તરફથી ઉદાર સહાય, પૂરતી સહાનુભૂતિ તેમજ જરૂરી સાથ સહકાર મળી રહેશે એવી શ્રદ્ધા સાથે રૂપાયતને આ નવા કદમનું સાહસ ખેડ્યુ છે 'ભૌનુવજન' આ સાહસને સફળતા ઇચ્છે છે.

---

( પૃષ્ઠ ૬૦ થી ચાલુ )

કુમુદે કહ્યુ "નાથ! રામની લીલા ન્યારી છે. એજ આપણો સાચો રાહ દર્શક છે."

બને જણા પ્રભુની મૂર્તિ પાસે ગયા ગદ્ગદ કંઠે પ્રાર્થના કરવા લાગ્યા અને પ્રભુના ચરણોમાં પડી બોલ્યા, 'દેવ! દયાળુ! આપ જ અમારા માર્ગદર્શક છો પ્રભુ! દયા કરો. હવે તો આપના ચરણોમા સમાવી લો'

જીવન અને કુમુદ તન્મય બની ગયા હતા. નારાયણ દેવે દર્શન આપ્યા એ દંપતી નારાયણના ચરણોમા પડી ગયા. બન્નેના દેહમાંથી દિવ્ય તેજ પ્રકટ્યુ અને બંનેના નશ્વર દેહો ત્યાં પડયા હતા. આદર્શ દપતી પ્રભુધામમા સિધાવી ગયા.



# અવલોકન

છેલ્લો ઝબકારો

શિ.

( લેખક : શ્રી ધૂમકેતુ
પ્રકાશક : નવીન સંસ્કરણ · ગૂર્જર
ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ,
પાન ૨૮૦ રૂા. ૫-૫૦ )

સ્વ. શ્રી ધૂમકેતુના છેલ્લા નવલિકાસંગ્રહના નામાવિધાનનો ઉલ્લેખ કરતાં, નવીન સંસ્કરણની પ્રસ્તાવનામાં શ્રી. દક્ષિણકુમાર લખે છે "આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ બહાર પડી ત્યારે નામ કરણની અમંગળ શંકા મારાથી વ્યક્ત થઇ ગએલ. તે સમયે બાપુના (ધૂમકેતુના) વદન ઉપર સ્મિત ફેલાઇ રહ્યું અને ત્યારે આપેલો જવાબ આજે હૃદયે યાદ આવે છે:

'અરે ભોળા ગાંડાભાઇ! નામમાં તે શું દઇ ગયું! તારે એવું હશે તો "છેલ્લા ઝબકારા"ના ચાર ભાગ આપીશું, પછી છે કાંઇ?"

પણ વિધિનો સંકેત કોઇ પામી શક્યું છે?

નવલિકાના ખેડાણ વિષે એટલું જ લખવું બસ થશે કે આજે દૈનિકો, અઠવાડિકો, પાક્ષિકો અને માસિકો જીવતા રાખવા વાર્તા લખવાનો ધૂમ ધંધો ચાલી રહ્યો છે. 'છેલ્લો ઝબકારો'માં જે ૨૯ નવલિકાઓ છે તે વિષય અને શૈલીમાં સ્વ ધૂમકેતુની પોતીકી બની રહે છે. કોઇપણ વાદ, વાડા કે ચોકઠામાં પૂરાઈ રહેવા તેમનાં પાત્રો તૈયાર નથી. પહેલી જ નવલિકા 'છેલ્લો ઝબકારો'નો નાયક સરતાનજી, જીવનની આથમતી સંધ્યાએ, બહારવટિયા ગામ ઉપર ત્રાટકવાની તૈયારીમાં છે ત્યારે, એકલો હાથમાં ભાલો ઉપાડી, સામે ધસી જાય છે. અને ગામને લૂંટાતું બચાવે છે. 'કાયર'નો નાયક સર્વેશ્વર કવિતા પાછળ જીવનનું સર્વસ્વ હોમવા તૈયાર છે; જીવનમાં પ્રામાણિકતા અને ધોરણનું મૂલ્ય સ્થાપના, 'ધંધો નાનો નથી' વાર્તામાં લેખકનો આડકતરો રાજદ્વારી કટાક્ષ, એક છેલ્લા વાક્યમાં પ્રગટ થાય છે: 'પણ લેવા કોની જાતી?" 'હવા મહલાત ગઇ'માં મુખ્યપાત્ર દેવશીએ જીવનભર ભેળસેળ વિનાનું ઘી ઘરાકને આપ્યું હોય છે પણ દીકરો અને જુવાન વહુ ઘરમાં વેજીટેબલ ભેળવીને ધંધો કરે છે ત્યારે ડોસાનો અંતરાત્મા કકળી ઊઠે છે. ઘરમાં વહુ દીકરા આગળ ડોસાનું કાંઇ ચાલતું નથી. જૂના ઘરાક સાથેની વાતચીતમાં લેખકે આ વસ્તુને ભારે હાસ્ય રીતે મૂકી છે

ઘરાક કહે છે: "દેવશી રબારી, પહોંચી ન શકતા હોતો ના પાડી દો! તમારા ઘીમાં ધૂળ પડે છે।"

"સમજ્યો હું બાપા! તમે લાખની વાત કહી છે।"

"જુઓ, દૂધ રસ છે, ઘી રસ છે: એમાં ભેળસેળ કરે ઇ કોઇ દી' બે પાંદડે ન થાય!"

"તમારી વાત, બાપા, મને આઇ બેસી ગઇ છે, હવે દગો નહિ આવે· ને આવશે તઇ દેવશી મજૂરી કરશે. જે હાંડામાં ઘી લઇને આવતો ઇ હાંડો, માથે પાણી ભરીને, ઢોરાંને પાશે!"

અને ખરેખર દેવશી ત્યાર પછી ઘી વેચવા દેખાતો નથી. લેખક જ્યારે તેને જુએ છે ત્યારે તે વગડામાં ઢોર ચારતો હોય છે, અને બાજુમાં જ નદી વહી જાતી હોય છે ત્યાં, હાંડેથી પાણી ભરી, માથે ઉપાડીને ઢોરને પાય છે અને પોતાની જાતને શિક્ષા કરી પોતાનો ન્યાય પોતાને હાથે તોળે છે. વાર્તા સંગ્રહની છેલ્લી નવલિકા 'શ્રી અને સરસ્વતી'નો નાયક કવિ ભારવી શબ્દબ્રહ્મની ઉપાસનાનો મસ્તફકીર છે. ઘરમાં ખાવાના સાંસા છે પત્ની મહેણાં બોલે છે તેની પરવા નથી. પણ આ કવિનું અમર વાચી, તેના શ્લોકના રચયિતાને શોધવા જ્યારે ખુદ રાજા નીકળે છે, અને કવિના જ ઘર તરફ આવે છે ત્યારે રાજાનો રથ દૃષ્ટિમર્યાદામાં

જોઈ, કવિવરની ઉત્સાસંભમાં બોલે છે :

'હવે તમારો શ્લોક મૂકીને ઊભા થાવ; રાજા જ તમને મળવા આવતા લાગે છે!'

આજ પળે, સંપૂર્ણ સ્વસ્થતાપૂર્વક કવિ ભરવી જવાબ આપે છે : "મેં તો દેવી, તમને કહ્યું જ હતું કે શ્રી સરસ્વતીને મળવા આવે એ યોગ્ય છે, એ વિવેક છે, એ સંસ્કાર છે. સરસ્વતી શ્રીને ચરણે પડવા જાય એ પ્રજ્ઞાહ્રાસની પરાકાષ્ટા કહેવાય!"

શ્રી. ધૂમકેતુની વાર્તાકાર તરીકેની મહાનતા માનવ સ્વભાવના પૃથક પૃથક વિશ્લેષણમાં અને નાનકડા જીવનપ્રસંગની કાયાપલટ કરવામાં રહેલી છે. તેમના હાથે શબ્દદેહ પામતો પ્રસંગ જીવનનું સનાતન સત્ય બની રહે છે.

'છેલ્લો ઝબકારો' શીર્ષક ધૂમકેતુની મનિષાને સાર્થક કરી જાય છે. તેમણે સાહિત્યના સ્વરૂપનો ઉપયોગ જીવનને ઊર્ધ્વગામી બનાવવા માટે જ કર્યો છે. તેમની પોતાની જીવનદૃષ્ટિ ઘણી જ નિર્મળ અને સ્વચ્છ, પ્રથમથી માંડીને છેલ્લા પ્રકાશન સુધી રહી છે. છેલ્લા સંગ્રહની પ્રસ્તાવનામાં તેમણે લખ્યું છે :

"આપણે ત્યાં ઘણા આશાસ્પદ અને જીવંત નવલિકાકારો આવી રહ્યા છે – એમને માટે પણ નવોદિત અને લબ્ધપ્રતિષ્ઠ જેવા કૃત્રિમ વિભાગો ઊભા કરીને આપણે વાતાવરણને બગાડીએ નહિ. અહીં બધા જ નવલિકાકારો છે – કોઈ લબ્ધપ્રતિષ્ઠ નથી – કોઈ નવોદિત નથી. કોઈ વધારે મહત્ત્વના, કોઈ ઓછા સફળ."

આ ઉક્તિમાં સાહિત્યકાર તરીકે ધૂમકેતુની વિરાટ પ્રતિભાનો આવિષ્કાર જોઈ શકાય છે. ખાસ કરીને આજે વર્તુળો રચીને બેસી જવાનો પવન ફૂંકાઈ રહ્યો છે, ત્યારે કેવળ વાદની પર રહી કેવળ તટસ્થવૃત્તિથી સાહિત્યનો ભેખ લેનાર વિરલ વિભૂતિની ભવિષ્યની પેઢીએ નોંધ લેવી પડશે.

*

વારાણસીના પ્રસિદ્ધ મહારાષ્ટ્રી વિદ્વાન નાગેશ ભટ્ટ, સંસ્કૃત સાહિત્ય, વ્યાકરણ, ધર્મ અને દર્શનના પ્રચંડ પંડિત, દિવસ-રાત પઠન-પાઠન અને મનન-ચિંતનમાં લીન. ઢળતી ઉંમરે જ્યારે વાસે ખૂંધ નીકળી ત્યારે એમણે દીવાનમાં એક ખાડો કરાવ્યો અધ્યયન-અધ્યાપનમાં જ રત રહ્યા. સરસ્વતીના આ લાડલા પુત્રનો લક્ષ્મીને ઘેર દ્વેષ હતો.

મહારાષ્ટ્રના અધિપતિ પેશ્વા બાજીરાવ કાશી આવ્યા ત્યારે એમણે નાગેશ ભટ્ટની નિર્ધનતા અને પાંડિત્ય બન્ને વિષે સાંભળ્યું. યોગ્ય વિદ્વાનને આર્થિક સહાય કરવાના ઉદ્દેશથી પેશ્વા એમને ઘેર ગયા. ઠીક ઠીક સમય વીત્યા પછી વિચારોમાં મગ્ન નાગેશ ભટ્ટ બહાર આવ્યા. પેશ્વાએ એમને પ્રણામ કર્યા અને કહ્યું : 'આપ આજ્ઞા દો. જો હું આપની કાંઈ પણ સહાયતા કરી શકીશ તો મને ધન્ય માનીશ.'

નાગેશ ભટ્ટની વિચારતંદ્રા સરી ગઈ અને તેઓ નમ્ર સ્વરે બોલ્યા : સાચે જ મને સહાયતાની ખૂબ જરૂર છે. છેલ્લા એક મહિનાથી વ્યાકરણનું એક સૂત્ર સિદ્ધ થતું નથી. હું જેમ જેમ વિચાર કરું છું તેમ તો તે સૂત્ર વધારે ગૂઢ થતું જાય છે. આપની મહેરબાની આપ એ સૂત્ર સિદ્ધ કરવામાં મદદ કરો. કૃપા થશે.

અને નાગેશ ભટ્ટને આર્થિક સહાય કરવા આવેલા પેશ્વા બાજીરાવ એકાંત જ્ઞાન-સાધનાથી આશ્ચર્યચકિત થઈ ગયા.

# અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ—૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી-ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧—૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમાં — — ૦—૯૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦—૨
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦—૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્ર — ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાળા — ૦—૩૧

# વૈષ્ણવજન

વર્ષ : ૬ | જૂન : ૧૯૬૭ | અંક : ૩

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૯ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

**વૈષ્ણવજન** ના

વૈષ્ણવજન-કાર્યાલય,
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨ (સૌરાષ્ટ્ર)

## ગ્રાહક બંધુઓને

કેટલાક અસાધારણ સંજોગોને લીધે 'વૈષ્ણવજન'નો જૂનનો અંક આપને જુલાઇમાં મળશે તો તે બદલ દિલગીર છીએ.

જુલાઇ અને ઓગસ્ટનો અંક ૧૫મી ઓગસ્ટે સાથે પ્રગટ થશે. તેની નોંધ લેવા વિનંતી.

**આભાર.**

વ્યવસ્થાપક,
'વૈષ્ણવજન'



# પ્રભુ-પ્રાર્થના

**સાધ્વી રાબિયાની**

ઇસ્લામમાં રાબિયા એક પરમ સાધ્વી સ્ત્રી થઇ ગઇ છે. જેરૂસલેમની પૂર્વે જબલુતપર પર્વત ઉપર તેની સમાધિ છે.

"દુનિયામાં બધાં સુખી થાઓ, બધા પતિત મનુષ્યો ઉન્નત થાઓ અને બધાં શોકાતુર મનુષ્યો શાંતિ મેળવો." એજ તેની નિષ્કામ પ્રાર્થના હતી, અને તેથી જ તે 'મંગળમાતા' નામથી ઓળખાતી હતી. તેની નિષ્કામ સરળ પ્રાર્થનાનો નમૂનો અહીં આપ્યો છે. એથી જણાશે કે, એના હૃદયમાં ભક્તિરસ કેટલા મોટા પ્રમાણમાં હતો.

"હે પરમેશ્વર! તેં આ લોકોમાં મારે સારુ જે કાંઇ નક્કી કરી રાખ્યું હોય તે મારા બંધુને આપ. મારા માટે તો તું પોતે જ પૂરતો છે. તારા સિવાય મારે બીજું કાંઇ પણ જોઇતું નથી.

"હે ઇશ્વર! જો હું નરકના ભયથી તારી પૂજા કરતી હોઉં, તો મને નરકની આગમાં બાળીને ભસ્મ કરી દેજે; જો સ્વર્ગના લોભથી તારી સેવા કરતી હોઉં, તો એ સ્વર્ગ પણ મારે માટે હરામ હોજો; પણ જો હું કેવળ તારી જ ખાતર તારી પૂજા કરતી હોઉં, તો તો તારા ઉજ્જવલ સૌંદર્યનાં દર્શનથી મને વંચિત રાખશો નહિ.

"હે સખા! જ્યાંસુધી તમે બધા પતિતોને હાથ પકડીને ઉઠાડો નહિ; ત્યાંસુધી તમે મારા હાથને પકડતા નહિ; જ્યાંસુધી તમે બધાં દુઃખીઓનાં આંસુ લૂછી ન નાખો, ત્યાંસુધી મારા નેત્રમાંનાં આંસુ તરફ ઝાંખશો પણ નહિ; જ્યાંસુધી તમે બધાંના હૃદયને સીંચો નહિ, ત્યાંસુધી મારું હૃદય પણ મરુભૂમિ રહેશે તેને માટે કરુણાની આવશ્યકતા નથી પ્રભુ! એ પતિતો શું ઊંચા નહિ જ આવે? શું એ આંસુથી ભિંજાયેલાઓને શાંતિ નહિ જ મળે?

"મારા એ દુઃખી અને શોકાતુર ભાઈ-બહેનોમાં નવો પ્રાણ નહિ આવે? હે દીનાનાથ! મારે તો તમે પણ છો, પણ એમને બિચારાંને કયો આધાર છે?

"મને ઘણું ઊંચું ગગનચુંબી પર્વતશિખર ન બનાવતો. હે પ્રભુ! મને તો સપાટ ફળદ્રુપ ખેતર બનાવજે, કે જેથી ભૂખ્યા લોકોને મારાવડે અન્ન મળે મને વિશાળ અથાગ ખારો સમુદ્ર ન બનાવતો પણ હે પ્રભુ મને તો તપેલી ધરણીની સપાટી ઉપરનું નાનું સરખું ઝરણું જ બનાવજે, કે જેથી તરસ્યા માણસો મારામાથી જળ પીએ. મને વીરના હાથમાની ઝગમગતી તલવાર ન બનાવતો, પણ હે પ્રભો મને તો એકાદ સામાન્ય લાકડી જ બનાવજે, કે જેથી દુર્બળ મનુષ્યો મારો ટેકો લઇને ચાલી શકે."

[ સંકલન : પૃથ્વીસિંહ ઝાલા ]



# પરિભ્રમણ

**'આ શુ તો ય'**

## સોનાની થાળીમાં....

શ્રી. મોરારજીભાઈના ઉન્હાળા બજેટમાં સ્વસ્થતા અને સમતોલપણું દેખાય છે. કઈ ચીજને કરમુક્ત રાખવી તેનો નિર્ણય લોકશાહીમાં ખૂબ કપરો છે. સાબુ, કેરોસીન અને હજામતની બ્લેડને બાકાત રાખે, અને પગરખાં ઉપર કરવેરો આવે કે ચારેકોર બૂમો ઊઠવાની અને વિરોધ દર્શાવવા માનનીય સભ્યો સંસદમાં ઉઘાડે પગે જવાના; તેવીજ રીતે ચા-કોફીનું. એવી સીફતથી દલીલ થશે કે આ દેશના લોકોને અનાજ, ચોખા, ખાંડ, તેલ અને ઘી-દૂધ દુર્લભ છે; તેઓ માત્ર ચા-કોફીના પ્યાલા ઉપર નભે છે એટલે સામાન્ય જરૂરિયાતની વસ્તુ થઈ. તેના ઉપર કરભારણ હોય ? સામાન્ય માનવી, કારીગર અને નોકરિયાતો જે ફરજનો મોટો ભાગ હોટેલમાં જ ગાળે છે તે ચગદાઈ જશે ! તો પછી નાણા પ્રધાને કરવું શું ? મોરારજીભાઈએ જે કર્યું છે તેને શ્રેષ્ઠ કહ્યા સિવાય વિકલ્પ નથી.

પણ સોનાની થાળીમાં લોઢાની મેખ જેવી એક બાબત લાગે છે. છાપાઓ અને સામયિકોના ટપાલના દર વધારવાની દરખાસ્ત ભારત જેવા દેશ માટે યોગ્ય નથી. શક્તિશાળી દૈનિકોની વાત કરીએ તો, તેમને ભાગ્યેજ, ટપાલ કચેરીનો આશ્રય લેવો પડે છે. લગભગ ગામેગામ એજન્ટો હોવાથી તેઓ રેલવે તેમજ હવાઈ રસ્તે સામગ્રી મોકલે છે. પરંતુ અઠવાડિકો, પાક્ષિકો અને માસિકો જેમની ગ્રાહક સંખ્યા મર્યાદિત તેમજ છૂટક પથરાયેલી છે, તેઓ ટપાલ દ્વારાજ ગ્રાહકો સાથે સંપર્ક રાખે છે. તેમને ભારે ફટકો પડશે. સિનેમા અને ફીલ્મને લગતાં સામયિકોને વાંધો નહિ આવે. પણ સમાજની તંદુરસ્તીને પોષતાં, સાહિત્ય અને કલાની અભિરૂચિ કેળવતાં પ્રકાશનોનું SLOW DEATH થાય તો નવાઈ નહિ. અને તેને માટે ટપાલના નવા દરો જવાબદાર બને તે શોચનીય કહેવાય. કેળવણી અને અક્ષરજ્ઞાન માટે પછાત દેશમાં ખરી રીતે છાપેલા સાહિત્યના પ્રચાર અર્થે વધુ સસ્તા ટપાલના દરો રાખવાની યોજના વિચારવી જોઈએ. વધારવાની તો કોઈ વાત નથી.

## આવ રે મેહુલા !

ભીમ અગિયારસને દિવસે દર વર્ષે તારી ખૂબ ખૂબ રાહ જોવાય છે. લોકો ઋતુની છેલ્લી કેરી પેટ ભરીને ઝાપટી લે છે. પણ તારું આગમન મોંઘેરા મહેમાનની જેમ વિલંબમાં જ પડતું જાય છે, અરે, નાના બાળકો માટે, તેઓ વધામણીનું ગીત ગાઈ શકે, તેટલા માટે, 'આવરે મેહુલા આવ મેહુલા અષાઢના' જેવું ગીત નિશાળમાં શિખવાડવામાં આવે છે. અને તને રાજી કરવા, નાનાં ભૂલકાંઓ ઊની ઊની રોટલી અને કારેલાંનું શાક થાળીમાં પીરસીને, ઘેબરીયો પરસાદ પામવા ઘર બહાર નીકળી પડે છે. કેટલાક તો એથી આગળ વધીને વાણિયાની છોકરીને દેડકા પાસે તણાવા દે છે. જો તું રીઝનો હોય તો ! એમ છતાં પણ તું ન આવે, તો વધુ શાણા અને ઠાવકા સત્તાધીશો એરોપ્લેનો, વૈજ્ઞાનિકોની મદદથી સોડિયમ ક્લોરાઈડનો ભૂકો વાદળામાં પાથરીને થોડાંક અમી છાંટણાં વર્ષાવવા સફળ થાય તો તેને સિધ્ધિ માની બેસે છે. તારા ઉપર જ જેના જીવનનો આધાર છે તે ગરીબ ખેડૂત તો, તેની અકિંચન ઉપજમાંથી, મેઘરાજા માનીને તને 'દીવાળીના બાજરા તાજા' નો પોંક અર્ધ્ય તરીકે ધરે છે. કાળિદાસનો કોઈ યક્ષ તારા કરસાદાર મેઘનો રુઆબ જોઈને જ, પોતાની પ્રિયતમાને સંદેશો પહોંચાડવા ઉત્સુક બને છે. આ વખતે તો તેં કમાલ કરી અને સમયપત્રક એવું જાળવ્યું કે પૃથ્વીના લોકો રાજીના રેડ થઈ ગયા છે. ભારતમાં જ્યાં જ્યાં દુષ્કાળની ભીષણતાએ યાતના પાથરી દીધી છે ત્યાં ત્યાં જ લોકોની

આંખમાંથી હર્ષાશ્રુ ઝરે છે. આજે તો ભાન ભૂલીને સહુ તારી મહેરનાં વખાણ કરે છે. પણ બે માસ પછી તું ફરીથી નહીં આવ તો ફરીથી દુષ્કાળના ઓળાનું ભૂમરાણ શરૂ થશે. માટે તને એક વિનંતિ છે કે સૃષ્ટિના જીવમાત્રના આધાર રૂપ હે મહામના મેઘ, વૈજ્ઞાનિકોના પ્રયોગો તરફ આંખ આડા કાન કરીને પણ તું વરસજે- ધોધમાર વરસજે- અને સૃષ્ટિના બધાજ ભાગમાં તારી નરલખ ધારે અમીસંચન કરજે. આ પૃથ્વીના બાપડા મનુષ્યનો તે સિવાય આરોવારો નથી. દીન -દુખિયા અને અબોલ પ્રાણીઓની મીંટ તારા તરફ મંડાય છે. ત્યારે તને કાંઇ નથી થતું? કાળા ઘનસ્યામ વાદળીઓ, દુકાળગ્રસ્ત પ્રદેશ પરથી એમને એમ વરસ્યા વિના પસાર થઇ જાય, ત્યારે, હે કરુણામય, કરુણા નથી જાગતી?

## આવું તે હોય માબાપ

અમે તમને ચૂંટીને મોકલ્યા એટલે તમે જ અમારા માઈબાપ; પણ આવું હોય, માવતર? અમારી જ બાજુના મદ્રાસ રાજ્યના "અન્ના" રૂપિયે પવાલું ભરીને ચોખા આપે છે અને તમે તો પાવળું તેલ આપવામાં, હજુ તો નિવેદન લગીજ પહોંચ્યા છો! દીલની વાત કેવાય નહિ પણ માવતર પાસે છૂપાવવાનું શું? મત દેવા ટાણે આજુબાજુના સંઘાયને રોળું કરીને મથક સુધી પહોંચાડેલા, અને નિશાન બરોબર સમજાવી ફાયિલું-આપણી ગાંધીની સરદારની ગુજરાત છે- આત્સંસ્થા કહેવાય- હવે કાંઈ આટલા વર્ષમાં થોડી બદલાય! અને સૌએ આપને જ મત આપ્યો. હવે ઇ બધા સામા મળે છે-ભૂરો દરજી, કાનજી કડિયો, બદરૂ બકાલી, રૂસ્તમ રેંકડી વાળો, કરસન કાછી અને ઉપરાંત રૂકશ્રી, ભાણી, અજવાળી, કનકલતાબેન, મણીમા, ઉજમકાકી- ત્યારે મોં ભારે પડી જાય છે. લાખ સવાલ પૂછે છે પણ શો જવાબ આપવો?

મદ્રાસમાં તો અન્નાએ 'તરફકી સેના' તૈયાર કરી છે જેમાં સૌ કોઇ એક કલાક રાજ્યનું કામ કરે. અને અન્ન ઉત્પાદન જે ભગીરથ યોજના અમલમાં મૂકી છે ત્યારે લાગે કે ગુજરાતમાં વાંધો કયાં છે? વહીવટી તંત્ર નથી અથવા છે, તેને આંચકો આપવાની જરૂર છે! રોકડિયા પાક તથા મગફળીને નામે બીજું કાંઇ થઈ શકે તેમ નથી? ઉહાપોહનો ડર છે? પડું અને ચોખાની બાબતમાં ગુજરાતે કાયમ પરાવલંબી જ રહેવાનું છે? તેલિયા રાજાઓ હંમેશા સામાન્ય જનતાને પાંચ રૂપિયે કાલો તેલ ખરીદવાની ફરજ પાડવાના છે? ખેતીવાડી વિષયક જે ગણીગાંઠી સંસ્થાઓ ગુજરાતમા છે તે માત્ર અમેરિકન ગ્રાન્ટ ખુટાડવા માટેજ ચાલે છે? તંત્રમાં જે સડો વ્યાપક બન્યો છે, અને જીલ્લા અધિકારીઓ કઠપુતળા સિવાય કંઇજ કામગીરી બજાવી શકવા અશક્ત છે તેનો ઉપાય જ નથી? ૨૪૨૭ તંત્રની પ્રજાની આકાંક્ષા એક સ્વપ્ન જ રહેવાની છે? નોકરિયાતોની ચુંગાલમાંથી તંત્રને ઉગારી શકાય તેમ નથી? તેઓ કયા પ્રશ્નો હલ કરે છે—પ્રજાના કે પોતાને મોંઘવારી ભથ્થું કેટલું મળવું જોઇએ તેના? એવું છે ને, માઈબાપ, કાંક કરવું જોઇએ. હવે તો બીજા રાજયોના તંત્ર સાથે હરીફાઇ છે— બંગાળ, પંજાબ, મદ્રાસ, ઓરિસ્સા વગેરે. નહીંતર ૧૯૭૨ આવી સમજો— વખતને જતાં શું વાર— માવતર?

## નકસલબારી

પશ્ચિમ બંગાળના આ નાનકડા વિસ્તારમાં જે કાંઇ બની રહ્યું છે તેથી બેચેની વધી રહી છે. ભોગોલિક દૃષ્ટિએ જોઇએ તો નેપાળ, પૂર્વપાકિસ્તાન અને સિક્કિમના તરભેટે જ આ પ્રદેશ છે જેમા થઇને આસામ અને નેફા તરફ જવાય છે. અહીં કિસાનો તીરકામઠાના જોરે જમીનનો કબજો લેતાં શીખી ગયા છે અને તંત્રને પડકાર આપી રહ્યા છે ડાબેરી સામ્યવાદીઓનો તેમને સાથ છે. થોડાં વર્ષો પૂર્વે, આંધ્રમાં 'તેલંગણા'ની સામ્યવાદી હીલચાલ ચાલી હતી અને પાંચ-છ વર્ષ સુધી સ્થાનિક સરકારને ઝઝુમવું પડયું હતુ અને કાયદો તથા વ્યવસ્થા જાળવવા પ્રતિવર્ષ પાંચ કરોડ રૂપિયાનું ખર્ચ થતું હતું. ખૂનામરકીમાં દરવર્ષે હજારથી

બેહજાર ખૂન થતા. ઇતિહાસની પુનરાવૃત્તિ તો નથી થઇ રહી ને? નક્સલમારીમાં મુખ્યત્વે સાંથાલ લોકો છે ખેતરોમાં અને ચાના બગીચાઓમાં મજૂરો તરીકે તેઓ ચોતરફ પથરાએલા છે તેમને પોતાને આવું સુઝે નહિ કહેવાય છે કે કોઇ પેકીંગ પથી ભેજું આની પાછળ દોરીસંચાર કરે છે રશીઓ અને દારૂગોળાની જરૂર પડે તો પૂર્વ પાકિસ્તાન સાવ નજીક છે સરહદ રજ્યોનું એક જાય ત્યાંની મુલાકાતે જઇ આવ્યું છે પશ્ચિમ બંગાળના પ્રધાન શ્રી અજય મુકરજીએ પણ કહ્યું છે કે ત્યાંની પરિસ્થિતિ ચિંતાજનક છે પણ તેને હલ કરવા તેઓ વિશ્વાસ ધરાવે છે સૌથી મોટો હાથ સાંથાલના સામ્યવાદીઓનો નથી–પણ ચીન અને પાકિસ્તાનનો છે

## સૌરાષ્ટ્ર યુનિવર્સિટી

જન્મ પહેલાં જ યુનિનું મૃત્યુ થયું મથક માટે થઇને બે શહેરો લડયા અને બન્નેએ લાજ આત ગુમાવી દુનિયાના ઇતિહાસમાં આવી કઢંગી રીતે કોઇ યુનિની સ્થાપના થઇ હશે કે કેમ તે તપાસ માગતો પ્રશ્ન છે ખરી વાત તો એ છે કે બન્ને શહેરોને લડતા રાખીને, સરકારે કોઇ ત્રીજું જ મથક શોધવું હતું—ગીરના જંગલમાં, બરડાની ડુંગરમાળામાં અને ગીરનારની ટોચ ઉપર એક ફેકલ્ટી અહીં, અને બીજી ત્યાં એક જગ્યા અહીં અને બીજી ત્યાં—જાણે ચીભડાના ફડચા કરવા બેઠા હશું લાગે છે. યુનિવર્સિટીની સ્થાપના કોઇને ખુશ કરવા માટે છે? કે કેળવણી અને જ્ઞાનના પ્રચાર અર્થે છે? જ્ઞાનની પરબ તો ત્યાં માંડી શકાય જ્યાં વિદ્યાભ્યાસની તીવ્ર હરીફાઇ હોય, રાજકારણનું ગંદુ વાતાવરણ ન હોય, અને વિદ્યાર્થીઓ સંપૂર્ણ નિરૂપદ્રવી વાતાવરણમાં જ્ઞાનની આરાધનામાં ગળાડુબ પડયા હોય અહીં તો શરૂઆત જ ધૃણાજનક રીતે થઇ છે

## સંઘર્ષ અને પછી

આરબ અને યહૂદીનો ત્રીજો સંઘર્ષ હમણાંજ પૂરો થયો. બન્ને પક્ષે ઇતિહાસ અને કાવાદાવાની હારમાળા છે બન્ને પ્રજાઓ ખુબ દુઃખી અને હડધૂત થઇ છે ૧૯૧૮માં પેલેસ્ટાઇનમાં બ્રિટિશરો આવ્યા યહૂદીઓને ત્યાં રહેવા તેમણે લશ્કરી મજથી રક્ષણ આપ્યું. ૧૯૪૮મા તેમણે વિદાય લીધી, ત્યારે યહૂદીઓ વ્યવસ્થિત થઇ ગયા હતા, અને વિદાય ટાણેના પ્રથમ સંઘર્ષમા પેલેસ્ટાઇનમાંથી નવલાખ આરબોને હાંકી કાઢવામા આવ્યા તેમની ઘરવખરી, માલ મિલ્કત કાંઇજ લઇ જવા દેવામા આવ્યું નહિ ત્રેમનરયનું આ પ્રથમ પગનું હડધૂત થયેલા નિરાશ્રિત આરબો જ્યાં ત્યાં ભટકતા રહ્યા રોટલો શોધતા રહ્યા દરમ્યાન પશ્ચિમી સત્તાઓ, એટલે કે બ્રિટન, અમેરિકા અને જર્મની, જેમને હાથે યહૂદીઓને ભારે અન્યાય થયો હતો તેમનો અંતરાત્મા અંદરથી ડંખવા લાગ્યો અને આરબોને ભોગે ઇઝરાઇલના અસ્તિત્વને પોષવા લાગ્યા ખરી રીતે યુરોપના અથવા તો, જર્મનીના કોઇ પ્રદેશમાજ યહૂદીઓને વતન માટે થોડોક પ્રદેશ આપવાની નૈતિક જવાબદારી પશ્ચિમની હતી પણ એ બધા રાષ્ટ્રોએ પેલેસ્ટાઇનના ભાગલા પડાવ્યા, અને ૧૯૪૮–મા ઇઝરાઇલનું અસ્તિત્વ આરબોને આંચકો આપી ગયું ૧૯૫૬મા બ્રિટિશ અને ફ્રેન્ચોની મદદથી બીજું આક્રમણ આવી પડ્યું અને તેમાં જનરલ દાયન સુએઝની નહેર લગોલગ આવી પહોંચ્યા ત્યાર પછી બરાબર દસ વર્ષ, ત્રીજા આક્રમણમા નાનકડા ઇઝરાઇલે સમગ્ર આરબ રાષ્ટ્રોની તાકાતને છિન્ન ભિન્ન કરી આખી દુનિયાને આશ્ચર્યચકિત કરી દીધી અને જનરલ દાયન એક સમર્થ લશ્કરી સેનાપતિ તરીકે પંકાયા આરબોને ઉપરાછાપરી ત્રીજા પરાજયથી બહુ માઠું લાગ્યું છે પરંતુ નાસર ભાનભૂલેલા આદમીની જેમ ઇઝરાઇલને નકશામાંથી ભૂસી નાખવા બેફામપણે બોલી રહ્યા હતા હવે કડવું સત્ય એ છે આરબોએ યહૂદી રાજ્યની સ્થાપનાને સ્વીકારી લેવી જોઇએ અને ઇઝરાઇલે પણ આરબોની શુભેચ્છા મેળવવા કાંઇક કરવું જોઇએ અને તેમની લાગણી દુભાયેલી છે તેની કાળજીપૂર્વક કરવી જોઇએ લશ્કરી વિજય અને પરાજયની શુભેચ્છામાં ગાઢ ફરક રહેલો છે. યહૂદી અને આર

એમે સાદેજ પડેશી તરીકે રહેવાનું છે.!

## ભારત માટે બોધપાઠ

ક્યાં ઈઝરાઇલ અને ક્યાં ભારત ! એકની વસતિ મુંબઇ જેવડી છે જ્યારે ભારતની પચાસ કરોડ. અને વિસ્તારની દૃષ્ટિએ તો ઇઝરાઇલ કચ્છથી પણ નાનું ! છતાં પાકિસ્તાન આજે ૨૦ વર્ષોથી આપણને પજવે, અડપલા કરે, ધમકીઓ આપે અને આપણે કેવળ હાથ જોડીને બેસી રહીએ. ફરાક્કા બેરેજ યોજનામાં પાકિસ્તાન દમદાટી આપે અને આપણે ખુલાસા કર્યા કરીએ. ૧૯૬૨મા ચીને હાંછનજરી હાર આપી અને આજસુધી ચીન અને પાકિસ્તાન દાદાગીરી કરતા રહ્યા છે Emergency કટોકટી જાહેર કરવા સિવાય બીજી કોઈ ગુન્જાઇશ રાખવી નથી. ૧૯૬૫મા પાકિસ્તાનને બોધપાઠ આપવાનો મોકો હતો. પણ લાહોરને પાદરે, ઇચ્છોગીલ નહેરને કાંઠે બેસી રહ્યા. ઇઝરાઇલના શિષ્ય બની, આપણી આઝાદીનુ રક્ષણ કરતાં શીખવુ એમા કાંઇ નાનમ નથી.

## ડોસે કમાલ કરી !

પાસઠ વર્ષનો ડોસો, એક નાનકડો મછવો, અને અફાટ સમુદ્રમા લગભગ ત્રીસ હજાર માઇલની મુસાફરી લાગલાગટ ૨૨૬ દિવસમા ' માન્યામાં ન આવે એવી વાત છે. સ્ટીમરના એર-કન્ડીશન્ડ ફર્સ્ટ ક્લાસમા પણ મુસાફરી કરતાં, એક માસમા કંટાળો આવે. ત્યારે આ તો જીવણુ એકલતા-મછવામા બીજું કોઇ નહિ. બસ રાત અને દિવસ સમુદ્રનાં ઉછળતા મોજાઓ વચ્ચે હાલકડોલક સ્થિતિમા. તર્યાજ કરવાનુ, ! ઊંઘ લેવી હોય તો પણ હોડકું તો ચાલ્યેજ રાખવાનું અને થોડીક નિંદર ખેચી કાઢવાની ' પોતાના ૧૬ ફૂટના હોડકા જીપ્સીમોથ-૪મા બેસી, ઇંગ્લેંડના પ્લીમાઉથ બંદરેથી ૧૦૭ દિવસની લાગલાગટ મુસાફરી બાદ ઓસ્ટ્રેલિયાના સિડની બંદરે પહોચ્યો; ત્યા એક માસનો આરામ લઇ, બીજા ૧૨૦ દિવસની મુસાફરી બાદ, ૨૮મી મેના દિવસે તેને આવકારવા હાજર રહેલા વિશાળ માનવ સમુદાય વચ્ચે પ્લીમાઉથ બંદરે પાછો ફર્યો. ફેફસાનું કેન્સર હોવા છતાં, આવું વિરાટ સાહસ આ ડોસાએ હાથ ધર્યું અને પાર પાડયું અગાઉ પણ, યુવાનીમાં, હવાઇ ઉડ્ડયનોના સાહસ તેણે કર્યા હતા. સાહસવીરો માટે કોઇ પરાક્રમ નાનું નથી, કોઈ મોટું નથી; જે પ્રજામાં આવા સાહસિકો હોય છે તેજ ગર્વ અને સ્વમાન–પૂર્વક જીવી શકે છે.

## ઉષા–કિરણ

મુંબઇમાં એન્જિનિયરીંગ નિપુણતા રોજબરોજ વધી રહી છે એમ તેની બદલાતી ક્ષિતિજ રેખા ( Sky-Line ) ઉપરથી લાગે છે. રાજાબાઈ ટાવરની ઊંચાઈ માટે કહેવાતું કે પાઘડી પહેરનારા તો ટોચ તરફ જોઇ જ શકે નહિ ! હવે મલબાર હીલ ઉપર, ૨૫ માળનું ૨૮૦ ફીટ ઊંચું 'ઉષા–કિરણ' સૌનું ધ્યાન ખેંચશે. એક કરોડને ખર્ચે આ ભવ્ય ઇમારત ઊભી થઇ છે. ચર્નીરોડ, મરીન ડ્રાઇવ, ચર્ચગેઇટ પાસે રાહદારીઓ તેમજ વાહનોની સુગમ અવરજવર થઈ શકે તે માટે પુલ બાંધવામાં આવ્યા છે. હવે ભૂગર્ભમાં પણ બાંધકામની યોજનાઓ વિચારાઇ રહી છે. જેમાં થાણાને દરિયાની ખાડી નીચેથી રસ્તો કાઢી, મુંબઇ સાથે ટુંકુ સાંધણ આપવાની યોજના છે. મુંબઇને પાણી પૂરૂં પાડતી પાઇપલાઇનો પણ વસઇની ખાડીમા ૪૦૦ ફૂટ નીચેથી પસાર થશે. એ સમય પણ દૂર નથી કે ભૂગર્ભમાં ટ્રેઇનો દોડવા લાગશે, અને રાત્રિ ગાળવાના આશ્રયસ્થાનો પણ જમીનની નીચે યોજવામા આવે. વધતી જતી વસતિના અનેક પ્રશ્નો હોય છે, ફૂટપાથ ઉપર પણ જગા ન હોય તો જવું ક્યા ! ઊંચે આકાશમા કે નીચે ધરતીમા? અમેરિકાની પેઠે, મુંબઈમાં પણ ગગનચુંબી ઇમારતો સિવાય આરો નથી.

# સંત સમાગમ

સત્સંગી

"એક ઘડી આધી ઘડી આધીમેં પુનિ આધ
તુલસી સંગત સંતકી કટે કોટિ અપરાધ"

આમ તુલસીદાસે સત્સંગનો મહિમા ગાયો છે, અને આપણાં શાસ્ત્રોએ તથા બીજા અનેક સંતોએ સત્સંગને ખૂબ અગત્ય આપી છે. પરંતુ અમદાવાદ કે મુંબઇ જેવા શહેરમાં રહેતા આપણા જેવા સંસારીને એવો સંતસમાગમ મળે કયાંથી ? સંતની ઓળખાણ જ શી રીતે પડે ? રાજકીય નેતાઓ માફક સંત કાંઇ સભાઓ ગજાવતા નથી હોતા કે સાક્ષરો માફક લેખો કે પુસ્તકો લખી પ્રકાશમાં નથી આવતા; નથી ભજન મંડળીઓ સ્થાપી લોકપ્રિય બનતા. ઘણું ખરું સંતો છૂપા રહેવાનું જ પસંદ કરે છે. એવા એક છૂપા સંતના સમાગમમાં આવવાનું સદ્ભાગ્ય આ લેખકને સાંપડયું હતું.

એમનું નામ હતું પ્રેમરાય પંડિત પણ અમે બધા એમને બાપુ કહેતા. તેઓ મૂળ રાજપીપળાના વતની હતા ને નોકરી અર્થે અમદાવાદ આવી રહ્યા હતા. લગભગ છેલ્લા પાંત્રીસેક વર્ષથી અમદાવાદમાં ગાંધીમાર્ગ પર વેરાઈપાડામાં તેઓ રહેતા હતા. અત્યંત એકાંતપ્રિય હોવા છતાં એમની જીવન સુગંધ ધીમે ધીમે પસરતી જતી હતી અને એમનું અવસાન થયું તા. ૧૧–૮–'૫૦ ત્યારે તો એ જીવન સૌરભથી આકર્ષાઇને ઘણાં સ્ત્રી પુરુષો એમને ત્યાં જતાં આવતાં થયાં હતાં. જે જે કોઇ એમને ત્યાં આવતું તે સદાને માટે એમનું ભક્ત બની જતું અને ઘણાં તો બાપુને ગુરુરૂપે જ માનતા હતા.

સંતપુરુષોનું સંતત્વ એમનાં ઝીણાં ઝીણાં કામોમાં તથા ટેવોમાં પ્રગટ થાય છે એટલું મોટામાં નથી થતું; અથવા એમ કહો કે જિજ્ઞાસુ સંતપુરુષમાં કંઇ અસામાન્ય તત્ત્વ (દાખલા તરીકે ચમત્કાર) શોધવા જશે તો છક્કડ ખાઇ જશે. બાપુમાં પણ મને તો એ જ જણાયું જે એમનામાં કોઇ ચમત્કારિક સિદ્ધિ હતી એવો અનુભવ મને નથી, ને એમનો દાવો પણ એવો નહોતો. એમની મોટામાં મોટી સિદ્ધિ હતી એમનો પ્રેમ. નાનાં મોટાં, મેલાં ઘેલાં, પાપી અપાપી, લુચ્ચાં ભોળાં, રંક રાય બધાંને માટે એમનો પ્રેમ સરખો હતો. મ્યુનિસિપાલિટીના ચીફ ઓફીસર હોય કે બાપુ-બાગનો માળી હોય બંને બાપુ તરફથી સમાન પ્રેમ અને આદર મેળવતા. આ પ્રેમને લીધે બાપુ હંમેશ જાતે ઘસાવાનું પસંદ કરતા અને કદી બીજાને તસ્દી ન આપતા. એ હંમેશ ટાઢા પાણીએ નહાતા, પોતાની ચહા પોતે બનાવી લેતા, પોતનાં કપડાં જાતે ધોઇ લેતા. કોઇ મિત્ર યાદ કરે છે એવું સાંભળે કે સંદેશો આવે તો જાતે ચાલીને એને ત્યાં જતા. પાછલાં વરસોમાં એમને ત્યાં આવનારાની સંખ્યા વધવાથી અને બધા પોતાને અનુકૂળ વખતે આવતા હોવાથી ઘણીવાર એવું બનતું કે બાપુને પોતાનાં લુગડાં ધોવાનો કે કદી જમવાનો પણ વખત મળતો નહિ. પરંતુ આગંતુકને એમણે કદી કહ્યું નથી કે "ભાઇ, બીજે વખતે આવજો."

એમને હોમિયોપથીનો શોખ હતો અને હોમિયોપથી દવાઓ મગાવી લોકોને આપતા પણ ખરા. પરંતુ તે માટે પણ પોતે સામા માણસને ધક્કો નહિ ખવડાવતા. એ મિત્ર બાગમાં આવતો હોય તો ખીસામાં ઘાલી દવા લઈ જતા ને પેલાને પહોંચાડતા. કદીક જાતે દરદીને ઘેર જઈ દવા આપી આવતા. એમની પાસેથી આવી રીતે દવા લેનાર કેટલાક દરદીઓનો અનુભવ એવો છે કે એક જ ડોઝ લેવાથી પોતાની તકલીફ મટી ગઈ હોય.

એક પારસીબેનને તો બાર મહિનાનું સાંધાનું

દરદ બાપુની એક જ પડીકીથી મટી ગયું હતું. એ બેન તથા એમનાં સગાં આને ચમત્કાર જ માને છે. પરંતુ બાપુને એવી વાતો પસંદ ન હોતી. અને 'સોરઠી સંતો'ની પ્રસ્તાવનામાં મેઘાણીએ 'ચમત્કાર' પ્રત્યે જે નફરત બતાવી છે તેની બાપુ હંમેશ પ્રશંસા કરતા તે હું જાણું છું એટલે એનો ઉલ્લેખ કરતો નથી.

મનુષ્યની ખરી કસોટી માંદગી વખતે અને મરણ પ્રસંગે થાય છે. પોતાને કોઇ પણ શારીરિક તકલીફ હોય તો બાપુ કદી દવા કરતા નહિ. એમના ઘણા દાંત પડી ગયા હતા અને દરેક દાંત ખૂબ દર્દ કર્યા બાદ પડતો, પણ ડાક્તર પાસે બાપુ દાંત પડાવતા નહિ દાંતમાં અસહ્ય દર્દ થતું હોય (એ દર્દની અસહ્યતા તો અનુભવી જ જાણે છે) માથું ઉધું નાખીને બેઠા હોય, પણ આપણે જઇએ કે તરત ખીસ્સામાંથી એલચી કાઢીને આપે ને વાતોએ વળગે—જાણે દર્દ જ નથી! પાછળથી એમને જમણી આંખે ઝામરનું દરદ થયેલું. ઝામરનું દરદ પણ એવું અસહ્ય હોય છે કે સામાન્ય માણસ માથું પટકીને મરી જાય; પરંતુ બાર બાર મહિના સુધી બાપુએ એ દર્દ વેઠયું હતું. એને છેવટે અંધાપો આવ્યો ત્યારે જ એ આંખનો ડોળો કઢાવ્યો હતો. આ ઝામરના દર્દ દરમિયાન પણ જિજ્ઞાસુઓ તો એમને ત્યાં કાયમ આવતા, અને બાપુ પોતાના સત્સંગનો લાભ સૌને આપતા.

૧૯૨૮માં એમના એક કિશોર પુત્રનું એકાએક અવસાન થયું હતું. તે વખતે જે જે ભાઇ બહેનો હાજર હતાં તે બધાં હજી બાપુની સ્થિરતા તથા વિરક્તતાને યાદ કરી આફરીન થઈ જાય છે. ત્યાર બાદ એમની ચારેક વર્ષની એક પુત્રી પણ એકાએક ગુજરી ગઇ. હું તે વખતે હાજર હતો. બાપુએ છેક સુધી એને માટે ઉપચાર કરવા દીધા પરંતુ એમની વાણીમાં કે એમના વર્તનમાં વિહ્વળતાનો અંશ પણ નહોતો. પોતાનાં સંતાનોને એમણે પોતાનાં માન્યાં જ નહોતાં. મિત્રો પ્રત્યે પણ હંમેશ એ આત્મભાવે જ જોતા. સહુમાં એક આત્માનું દર્શન કરતા.

આ આત્મા જ બાપુનો પ્રિય વિષય હતો. એમની પાસે જ્યારે જઇએ ત્યારે બાપુ આત્મા સંબંધી જ વાતો કરતા; કાયા કે માયાની નહિ. આપણે એવો કોઈ વિષય ઉપાડીએ તો જુદી વાત બાકી બાપુ સાંસારિક વાતો ભાગ્યે જ કરતા. મૂગા બેઠા હોય કે વાત કરતા હોય, બાપુ સતત આત્મનિષ્ઠ રહેતા. એમની વાતો સાંભળતાં આવનાર પણ સ્થળકાળ ભૂલી જતું અને પોતે માત્ર દેહ નથી પરંતુ કંઈક અન્ય છે એવો અનુભવ કરતું. ઘણાં સ્ત્રી પુરૂષોને માટે બાપુની એ ત્રીજે માળની ઓરડી 'શાંતિ–કુંજ' હતી. આ ઓરડી ઉનાળામાં તો એવી તપતી કે આપણે સતત પંખો હલાવ્યા કરીએ ત્યારે જ આપણાથી બેસાય (બાપુ પોતે કદી પંખો વાપરતા નહિ) છતાં બાપુની વાણી સાંભળવા ત્યાં અનેક જુદા જુદા લોકો આવતા. રેફ્રિજરેટરનું પાણી પીનારા અને સતત વીજળીના પંખા નીચે જ બેસી રહેનારા પણ ત્યાં આવતા—કોઇ કોઈ તો રોજ—અને કલાકો ગાળતા. આ સૌ માનસિક શાંતિ માટે આવતાં, અને તે એમને અહીં મળતી.

'શાંતિ પમાડે તેને સંત કહીએ' એવું એક ભજનમાં કહ્યું છે, અને બાપુના પ્રસંગમાં આવનાર ઘણાએ તે અનુભવ્યું છે. આવા અનેક પ્રસંગોનો હું સાક્ષી હતો અને તેથી જ બાપુનો વિચાર કરું છું ત્યારે મને પ્રીતમની પેલી લીટીઓ યાદ આવે છે:–

"હરિજન તો હરિ સરખા હેલી,
મળીએ મન મરજાદા મેલી,
થાય અરસપરસ આનંદ હેલી."

# કંઠી તૂટી ગઇ....!

બાબુલાલ કે. જોશી

"ઝવેર ભગતની કંઠી તૂટી ગઇ... !" ગામમાં જ્યાં જુઓ ત્યાં આબાલ વૃદ્ધને મોઢે આ એકજ વાત ચર્ચાતી હતી. આ વાત કરનાર તથા સાંભળનારનાં મુખ પર પળવાર માટે આશ્ચર્ય અને અફસોસની વાદળી ફરી વળતી.

જેમ કંઠી તૂટવાથી લોકોને નવાઇ લાગી તેમ ભગતે કંઠી બાંધેલી ત્યારે લોકોને ઓછી નવાઇ નહોતી લાગી ! પણ હા, કંઠી પહેરવાની વાતથી ગામલોકો જેટલા ખુશ થયા હતાં એટલાં જ કંઠી તૂટયાંની વાતથી દુઃખી થયેલા પરંતુ આશ્ચર્યભાવ તો બંનેમાં સમાન જ હતો.

કોઇ લુચ્ચો, લફંગો, બદમાશ કે માંસ મદિરા પાન કરનાર અચાનક એક દિવસ ગળામાં તુલસીની કંઠી પહેરીને ભગત અને પ્રભુપ્રેમી બની જાય તો કોને આનંદ ને આશ્ચર્ય ન થાય ? અને એજ ભકત અને પ્રભુપ્રેમી મનુષ્ય બે ચાર મહિના કે બે ચાર વર્ષ પછી પોતાની સચ્ચાઇ, ભલમનસાઈ, પવિત્રતા અને પૂજા પાઠની ધાક લોકોના મનરપટ પર ઉંડી કોતરી કાઢીને એક દિવસ અચાનક કંઠી તોડીને પોતાના પહેલાના જીવનને અપનાવે તો કોને અફસોસ અને દુઃખ ન થાય ?

જ્યારે ઝવેર ભગતના મામલામાં તો અફસોસ અને આશ્ચર્યનું એક મોટું કારણ એ હતું કે તેમણે કદી પણ ચોરી કે કોઇને પણ અન્યાય કર્યો ન હતો તેમનું જીવન એક સામાન્ય–સાદા ખેડૂત જેવું નિર્મળ અને પવિત્ર હતું. ઝવેર ભગતની કંઠી બાબતમાં કહેવાનું હતું કે–

એક રાતે ઝવેર પટેલ સૂવાની તૈયારી કરતાં હતાં ત્યાંજ એક સાધુએ આવીને બારણું ખટખટાવ્યું. ઝવેર પટેલે બારણું ખોલ્યું ને સામે ઉભેલા સાધુ મહારાજનું સ્વાગત કર્યું.

સાધુ મહારાજે કહ્યું. '"બેટા, આજની રાત તારા બારણે રાત કાઢવી છે......" ઝવેર પટેલ તો આ સાંભળી ખુશ થયા. તેમનો અતિથિ પ્રેમ જાગી ઊઠયો. સાધુ મહારાજની ચરણ રજ માથે ચડાવી. અને કહ્યું: "મારૂં અહોભાગ્ય પ્રભુ ! આનંદથી મૃગચર્મ બિછાવો." અને તેમણે પરસાળનો એક ખૂણાનો ભાગ સાફ કરી આપ્યો.

સાધુ મહારાજે મૃગચર્મ બિછાવ્યું. ચિપિયો જમીનમાં ખોસ્યો. અને તે આડે પડખે થયા. તો ઝવેર પટેલે પૂછયું. "પ્રભુ ! કંઇ પ્રસાદ લેશો !"

સાધુ મહારાજ આ સાંભળી હસી પડયા પછી કહ્યું. "બેટા, દૂરથી આવું છું. કયાંય રોકાવાનું નક્કી ન હતું. જવા દે, આટલી રાતે તને નકામું કષ્ટ દેવું !"

"એમાં કષ્ટની કયાં વાત છે, પ્રભુ ! જે શાક રોટલો........"

ઝવેર પટેલ બોલતાં બોલતાં અંદર જવા લાગ્યા તો સાધુ મહારાજે કહ્યું: 'બેટા અત્યારે કંઇ બનાવીશ નહીં હો ! જે પણ તૈયાર હશે તે ચાલશે. ...."

ઝવેર પટેલે કંઇક વિચાર્યું ને પછી અંદર જઇને શેડી મકાઈ લઈ આવ્યા. સાધુ મહારાજ ખાઇપીને તૃપ્ત થયા. પછી આરામથી આડા પડખે થઇને સામે માથું નમાવીને ઊભેલા ઝવેર પટેલને કહ્યું, "બેટા મારો આત્મા તૃપ્ત થયો છે. હું તારા પર પ્રસન્ન છું. માંગી લે કંઇક."

ઝવેર પટેલ સંકોચથી હસ્યા પણ કંઇ બોલી ન શકયા.

'સારું', હું તને એક દવા બતાવું છું, એનાથી તને ખુબજ યશ મળશે. તારું નામ જગપ્રસિદ્ધ થઇ જશે.' પછી સાધુએ આગળ ચલાવ્યું 'કોઇને પતનો રોગ હોય છે ને ? તેની દવા દુનિયામાં નથી. મોટાં મોટાં ડોકટરો આ રોગ નથી મટાડી શકતા. તેની દવા હું તને બતાવું છું. ધ્યાનથી સાંભળ.'

સાધુ મહારાજે ફક્ત રોગને મટાડવાનો કિમિયો ઝવેર પટેલને બતાવ્યો. છેલ્લે શિખામણ આપતાં કહ્યું: 'અને હાં, બેટા ! આ રોગ તું દવા લગાડીશ એટલે દસ દિવસમાં મટી જશે. તું રોગી પાસેથી કંઇ પણ ન લઇશ કે કંઇપણ ન દઇશ. અને સોમવાર તથા ગુરૂવારે જ તું આ દવા લગાવજે. દારૂ કે માંસનો સ્પર્શ પણ ન કરતો. કદી પણ જુઠું ન બોલતો.....' આટલું કહીને સાધુ મહારાજે ઝવેર પટેલને એક કંઠી ગળામાં પહેરવા માટે આપી.

સવારે ઉઠીને ઝવેર પટેલે જોયું તો સાધુ મહારાજ ચાલ્યા ગયા હતા. ગળામાં કંઠી જોઇને સૌ ઝવેર પટેલને પૂછવા લાગ્યાં. ઝવેર પટેલે રાત-વાળી વાત સૌને કહી સંભળાવી. ત્યારે સૌનાં મોં આશ્ચર્યથી પહોળાં થઇ ગયાં.

વાત ધીમે ધીમે ફેલાવા લાગી. સોમવાર ને ગુરૂવાર તે શું પણ હમેશાં ઝવેર પટેલનાં બારણે દર્દીઓની ઠઠ જામવા લાગી. દૂર દૂરનાં શહેરોમાંથી દર્દીઓ આવવાં લાગ્યાં. આજુબાજુનાં સેંકડો માઇલમાં ઝવેર પટેલનું નામ ગાજવા લાગ્યું. આશ્ચર્ય એ હતું કે ઝવેર પટેલનાં હાથે દરેક દર્દી દર્દમુક્ત થતો.

અને ધીમે ધીમે ઝવેર પટેલમાંથી ઝવેર ભગત બની ગયા. તેમનાં ભોળાં ધર્મભીરૂ દિલ અને દિમાગ પર સાધુ મહારાજનો ઉપદેશ અને દવાએ એવી અસર કરી કે તેમની જિન્દગી જ બદલાઇ ગઇ. તે હમેશાં સ્નાન, પૂજાપાઠ કરવા લાગ્યા. માંસ મદિરા વગેરે ત્યજી દીધું. સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમમાં ઊગે, નદીનું વહેણ બદલાય કે નેવનાં પાણી મોભે પહોંચે એ કદાચ શક્ય પણ ઝવેર ભગતનાં મોંમાંથી અસત્ય નીકળે એ અશક્ય !

ગમે તે હોય, ગરીબ કે અમીર, શેઠ કે શાહુકાર, હાકેમ કે અફસર સૌ કોઇ સાથે સમાનવર્તણુંક કરતા. ને એક પણ પૈસો લેવાનું નામ નહીં. આથી તો ઝવેર ભગતનું નામ ગામમાં સૌથી મોખરે હતું.

નાનાથી મોટાં સૌ કોઇ ઝવેર ભગતને માનની દૃષ્ટિથી જોતાં. ગામમાં કોઇ ઝઘડો થતો તો ઝવેર ભગતની સલાહ લેવાતી. ઝવેર ભગત બધું શાંત કરી દેતા.

જોત જોતામાં પચ્ચીસત્રીસ વર્ષ વીતી ગયાં. જુવાન ઝવેર ભગત વૃદ્ધ થયા. પરંતુ તેમનો નિયમ કદી પણ ન તૂટયો. તેમના ઇમાનમાં કશો જ ફરક ન પડયો.

અને આવા ધર્મપ્રેમી લોક હૃદયમાં સ્થાન પામેલ ભગતની કંઠી અચાનક તૂટી ગઇ ! શું કંઇ મામૂલી અફસોસ કે નવાઇની વાત હતી ! જેમણે સાંભળ્યું એ આશ્ચર્ય સાગરમાં ડૂબી ગયાં. સૌ કોઇનું મોં આશ્ચર્યને વિષાદથી ઝાંખુ પડી ગયું. ત્યારે ઝવેર પટેલ... વાત એમ બની કે પરદેશી સરકારે આપણને ગુલામ બનાવીને પોતાની હકૂમત સ્થાપી હતી. ગામડાંના ગૃહ ઉદ્યોગોને બંધ કરાવીને કેટલાયે લોકોને ગરીબ અને ભીખારી બનાવી મૂકયાં હતા. કેટલાંયે કારીગરો બેકાર બન્યાં હતાં ને તેમનાં બાળ બચ્ચાં ભૂખથી ટળવળી ને રીબાઇ રીબાઇને મૃત્યુ પામતાં હતાં. લોકોનું એક ધારૂ શાંત જીવન જેમ શાંત સરોવરનાં પાણીમાં કોઇ પથ્થર નાખીને શાંત પાણી અશાંત બને તેમ દુષ્ટ અંગ્રેજોએ આમ જનતાનાં શાંત અને સાદા જીવનમાં પોતાનો પરદેશી માલ ઘુસાડીને અને દેશી વસ્તુઓ પર અપાર ને અસહ્ય કરવેરા નાખીને તેમનું જીવન અશાંત અને દુઃખમય બનાવી મૂકયું હતું. લોકો ભૂખને લીધે ટળવળીને પ્રાણાહૂતિ આપતાં હતાં. ગભરૂ બાળકો ભૂખ ન સહી શકવાને કારણે તરફડી તરફડીને બળબળતાં રણ વચ્ચે તરસ્યા માણસ માફક મૃત્યુ પામતાં હતાં.

આવા કપરા સમયમાં આ ગામનો જીલુભા નામનો યુવાન પડછંદ દેહકાઠીવાળો રજપુત પોતાના વીસ પચીસ સાથીઓ સાથે અંગ્રેજ સરકારને હંફાવવા તેની સામે બહારવટે નીકળ્યો હતો. જીલુભાની ટોળકી અવાર નવાર અંગ્રેજો પર હુમલા કરતી અને તેમને હેરાન પરેશાન બનાવી મૂકતી હતી. તેને જોઇતી હતી આ લોકોની સ્વતંત્રતા તેણે

મહાત્મા ગાંધીના પડકાર ઝીલી લીધા હતા. ગાંધીજીની ટુકડી અન્યાયીઓ સામે ન્યાયપૂર્વક લડતી હતી—અહિંસાથી પરદેશીઓને દેશમાંથી કાઢવાનો આદર્શ ધરાવતી હતી. જ્યારે જીલુભા ખૂનકા બદલા ખૂન કહેવત મુજબ જેવા સાથે તેવા થવામાં માનતો હતો. અંગ્રેજોના અન્યાય સામે તેમનાં દાંત ખાટા કરી દેતો હતો. તેમની ઊંઘ હરામ કરી દેતો હતો. જીલુભાની નાની ટુકડીને પકડવા જ્યારે અંગ્રેજ ફોજ આવતી તો ગામની બાજુ-બાજુ ડુંગરોમાં ક્યાંક છુપાઈ જતા કે છૂટાં છવાયા ગામમાં કોઈના ઘરમાં છુપાઈ જતા.

એક દિવસની વાત છે. જીલુએ અંગ્રેજ ટ્રેન અધવચ્ચે લૂંટી. કેટલાયે લોકોને જાનથી મારી નાંખ્યા અને સોનું-ચાંદી ઝવેરાત વગેરે લૂંટી ગયાં. આથી અંગ્રેજ સરકારે જીલુભાને પકડવા વોરંટ કાઢ્યું.

એક દિવસ અંગ્રેજ સરદારને છૂપી બાતમી મળી ગઈ કે જીલુભા અમુક જગ્યાએ પડાવ નાખીને પડ્યો છે. તાબડતોબ અંગ્રેજ ફોજે જે ગામને પાદર જીલુભાનો પડાવ હતો તે ગામને ઘેરી લીધું. આ ગામ ઝવેર ભગતનું હતું. હવે જીલુભા છટકી શકે તેમ ન હતું. જીલુભાને સમજતાં વાર ન લાગી કે તે અંગ્રેજોનાં પંજામાં સપડાઈ ચૂક્યો છે. હવે છટકવાનો કોઈ રસ્તો ન હતો. જીલુભાએ તેના સાથીઓને જ્યાં છુપાવાય ત્યાં રવાના કરી દીધા. તે પળવાર વિચારમાં પડી ગયો કે હવે શું કરવું? પોતે પકડાઈ જશે તો અધૂરું કાર્ય પૂરું કોણ કરશે? અને તેનાં મગજમાં એક વિચાર ઝબક્યો. તેને તથા તેના સાથીઓને ગામલોકો અંગ્રેજોના ભયથી છૂપાવી શકે તેમ ન હતું. રણ વચ્ચે નાના કડાં મીઠાં પાણીનાં ઝરણા માફક એક પાદરમાંજ ઊભેલું ઝૂંપડું તેને યાદ આવ્યું. કદાચ એ ઝૂંપડામાં સંતાવાય એવી જગા છે. પણ શું ઝવેર ભગત પોતાને આશરો આપશે, કદાચ અંગ્રેજો પૂછશે તો કહી પણ અસત્ય ન બોલનાર ઝવેર ભગત સાચું તો બોલશેજ! એક બે સાથીઓએ પણ તેને ના કહી કે ઝવેર ભગત સાચું બોલી જશે ને પોતે પકડાઈ જશે. પણ બીજો કોઈ ઉપાય ન હતો. ચારે તરફ સૈનિકોના ચાલવાનો ખટખટ અવાજ તેનાં મગજમાં ઘણ માફક અથડાતો હતો. જે થવું હોય એ થાય! આ પાર કે પેલે પાર! આમ નિશ્ચય કરીને તે શ્વાસ ભેર ઝવેર ભગતના ઝૂંપડા તરફ દોડ્યો. ઝવેર ભગત આંગણામાં જ ખાટલા પર બેસીને હુક્કો ગડગડાવતા હતા. જીલુભાને શ્વાસભેર દોડ્યો આવતો જોઈને તે એકદમ ઊભા થઈ ગયા. ને અજ્ઞાત ભાવે ને વિસ્ફારિત નેત્રે પૂછ્યું: "કાં જીલુ! શું થયું? આમ આકળો કેમ જણાય છે?"

"ભગત, મારી પછાડી દુશ્મનની ફોજ પડી ?, મને ક્યાંક છુપાવો."

ઝવેર ભગત બે ઘડી વિચારમાં પડી ગયા. શું કરવું? એ પ્રશ્ને તેમને મૂક બનાવી દીધા. પણ આ વિચારવાનો વખત ન હતો. ફોજના સૈનિકો ગામમાં ઘૂમીને ઘેર ઘેર તલાસી લેતા હતા. અંતે ઝવેર ભગતે જીલુનો હાથ પકડીને તેને ઝૂંપડીમાં ધકેલી દીધો. ઝૂંપડીનાં બારણાં ખુલ્લાં જ રહેવા દઈને પુન ખાટલા પર બેસીને હુક્કો ગડગડાવવા લાગ્યા.

આખી રાત અંગ્રેજી સૈનિકો આખાં ગામને ખૂંદી વળ્યા. પણ ક્યાંય જીલુભાનો પત્તો ન લાગ્યો. તેમને ખાતરી હતી કે જીલુભા ક્યાંય પણ ગામમાં જ છુપાયો છે. કારણ કે ગામનાં ચારે બાજુનાં નાકાં દબાવી દીધાં હતાં

ઝવેર ભગત તો આંગણામાં બેસી ટાઢે કલેજે શાંતિથી બેઠા બેઠા હુક્કો ગડગડાવતા હતા. આખું ગામ તપાસ્યા બાદ અંગ્રેજ ફોજની એક ટુકડી ઝવેર ભગતની ઝૂંપડી તરફ આવી. સાથી મોખરે ગામના સરપંચ હતા. આવીને તરત જ ઝવેર પટેલને આસરે કહ્યું: "એ મિસ્ટર, અમે તમારા ઘરની તલાસી લેવા માગીએ છીએ. આપે જીલુભાને ક્યાંય જોયો છે? આપના ઘરમાં તો નથી ઘૂસી ગયો ને?"

ઝવેર ભગતે નવાઇ પામીને કહ્યું· "આ ઘરમાં તેને શું મળવાનું છે ? હું તો કયારનો અહીં બેઠો છું. જોઇ લો આ ઘર ખુલ્લું જ છે." કહીને ઝવેર ભગતે હુકો બાજુએ મૂકયો.

"ના સાહેબ, કંઇ જરૂર નથી. નકામો સમય બગાડવો બરાબર નથી. આ ઝવેર ભગત છે. કદી અસત્ય ન બોલે. આગળ ચાલો." કહીને સરપંચે આગળ પગ ઉપાડયા.

જીલુભા તો બચી ગયો. પરંતુ ઝવેર ભગતની આ વાત જ્યારે ગામ લોકોએ જાણી ત્યારે તેમનાં મોમાંથી આશ્ચર્ય ને દુઃખના મિશ્રણ સમા શબ્દો સરી પડવા લાગ્યા:

"ઝવેર ભગતની કંઠી તૂટી ગઈ. . !!!"

સૌ ઝવેર ભગતને આ બાબતમાં પૂછવા લાગ્યા. તો ભગતે કહ્યું:

"કંઠી શા માટે તૂટે ? સ્વતંત્રતાના લડવૈયાને કસાઇના હાથમાંથી બચાવવા અસત્ય બોલવું પડે એ શું પાપ છે ? હા જો મેં કંઇ પાપ કર્યું હોય, કોઇને અન્યાય કર્યો હોય કે માસ મદિરા પાન કર્યું હોય તો મને પ્રભુ સજા કરે, મારા હાથમાં રોગીઓનો રોગ મટાડવાનો જશ ન રહે. ભલે, હું અસત્ય બોલ્યો માટે હવે હાથમાં જશ નહીં મળે એટલું જ ને ? એનો મને અફસોસ નથી. હું અસત્ય બોલ્યો છું એટલા માટે જ કે મા ભોમને સ્વતંત્રતા મળી શકે..."

પણ લોકોએ બમણા આશ્ચર્યથી જોયું કે ઝવેર ભગતના હાથનો દર્દીઓના દર્દ મટાડવાનો જશ કાયમ રહ્યો હતો. તેમની દવા પહેલાં જેવી જ રોગીઓ પર અસર કરતી હતી.

* * *

## ભકત ભગવાનનું જોડું

" ભકત અને ભગવાન" એવી ભાવના એ માત્ર કલ્પના નથી. મારે મન તો એ હકીકત ની વાત છે. એમાં જે રસાસ્વાદ છે, ને મીઠી મીઠી મધુરી લહેજત છે, તે કંઇ ઓર છે. સંસારમાંના કોઈપણ બે ઉત્કટમાં ઉત્કટ પ્રેમીજનોના જીવન કરતાં યે એ ભૂખ, એ પ્યાસ, એ તડફડાટ, એ ફાટફાટ થતું હૃદય એવા ઉરનું એ સર્વોત્કૃષ્ટ, સર્વોત્તમ ભાવે રહે સાવું, એ સ્થિતિમાં વહાલાનું જરીક મિલન ને પછી અલોપ થવું ને તેપછીની ન વર્ણવી જાય એવી વિરહ વેદના —એ બધું—સંસારની કોઇ ઘટનાથી સમજાવી કે સરખાવી શકાય એમ નથી. સામાન્ય માનવીને મન તો એવી વાતો તે ખાલી તરંગી કલ્પના જ લાગે એવું છે, કિંતુ તે તો સર્વોત્તમ કક્ષાના ભકતની સાચી હકીકત છે.

## દાનમાંનો ભાવ

આપણા જેવા કાજે તો દાનમાં ભાવ પ્રાયશ્ચિતનો જ મુખ્યત્વે કરીને હોય. પ્રાયશ્ચિતનો એટલા માટે કે આપણે જે દાન કરીએ તેમાં આપણું જીવપણું હોવાનું ને હોવાનું જ. દાન કરવામાં પ્રાયશ્ચિતનો ભાવ જીવંત તે તે કર્મે રહી શકે તો જ દાનનો અર્થ છે. દાન કરતી વેળા જેને દાન કરતા હોઇએ તેના પરત્વે હૃદયની ભક્તિ પ્રગટે અને આપણાં મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ, અહંકાર આદિ કરણો, ઉદારતા, વિશાળતા વિગેરે ભાવો જ્ઞાનપૂર્વક અનુભવે અને આપણી સંકુચિતતાની વાડો તૂટે તો તેવું કરેલું દાન જીવનવિકાસને ફળાવે ખરું. દાનમાં કશી ગણતરી ન હોવી ઘટે દાનમાં આશા બદલાની કશી અપેક્ષા ન હોય. —શ્રીમોટા

# મીરાંની સાધના

રામનારાયણ ના૦ પાઠક

માનવજીવનમાં બાહ્ય તેમ જ આંતરિક યુદ્ધો નિરંતર ચાલ્યા કરે છે. નજરે દેખી શકાય તેવી આપણી હથિયારથી લડવાની લડાઈઓની નોબત વાગે છે, તેવા જ જે લડવૈયા હોય છે તે થનગની ઊઠે છે, અને વખત આવ્યે તેમાં કૂદી પડે છે. સામાન્ય માનવી એ લડાઈ જોયા કરે છે. પોતાના રોજિંદા ધંધારોજગાર કરતો લડાઇની વાતો સાંભળ્યા કરે છે, એમાંથી એક પક્ષને પોતાનો માને છે અને તેને જીતતાં જોઇ મનમાં રાજી થાય છે. અગર પોતાના માનેલા પક્ષને હારતો જોઇ મનથી દુ:ખી થાય છે.

પણ જે ખરો ક્ષત્રિય છે એનાથી યુદ્ધનાં નગારાં સાંભળીને બેસી રહી શકાતું નથી 'રાડ પડયે રાજપૂત છિપે નહીં'' એ ઉક્તિ મુજબ જે સાચો લડવૈયો છે સર્વસ્વ છોડીને ચાલી નીકળે છે, તે જ પ્રમાણે જેને અંદરથી આત્માનો અવાજ ઊઠે છે, જેને અંતરની રાડ સંભળાય છે એ પછી દુનિયાના સુખ ભોગમાં, એશઆરામમાં રચ્યોપચ્યો રહી શકતો જ નથી. ગઇ કાલનાં સુખ એને દુ:ખરૂપ લાગે છે જગતભરનાં લગભગ તમામ સંતોનાં જીવનનો આ અનુભવ છે, ભક્તકવિ મીરાંબાઇ એમાંનાં એક છે.

મેવાડની મહારાણીને જ્યારે અંતરનો અવાજ ઉઠ્યો ત્યારે એને રાજપાટ, ધનસંપતિ એને મહારાણીમાંથી પણ મન ઊઠી ગયું. એ અંદરથી ખળભળી ઊઠ્યાં. દુન્યવી વહેવારો તરફ એમને સ્વાભાવિક રીતે જ અણગમો પેદા થયો. આંતરિક શરૂ યુદ્ધ થયું. ઉમમંથનને પરિણામે પોતે મનનું સમાધા પ્રાપ્ત કરવા લાગ્યાં. લોકો, આવે પ્રસંગે બન્ને બાજુની વાતો કરે છે. આંતરપીડ નહીં જાણનાર લોકો ભક્તની મનોદશા સમજી શકતા નથી. પણ ભક્તને, એનો હરખશોક હોતો નથી.

મીરાંબાઇ પોતે જ એનું પૃથક્કરણ કરે છે:

'માઇ મૈને ગોવિંદ લીનો મોલ....
કોઇ કહે સસ્તા, કોઈ કહે મહંગા,
લીનો તરાજૂ તોલ.................માઈ૦''

મીરાં કહે છે। મેં તો મારો ગોવિંદ (નિજાનંદ) વેચાતો લીધો છે. કોઇ કહે છે મને સસ્તામાં મળી ગયો. કોઇ કહે છે મને એ મોંઘો પડી ગયો, પણ મેં તો બરાબર ત્રાજવે તોળીને લીધો છે,' સસ્તામાં મળ્યો કહેનારા માને છે: મીરાંને હવે રાજકુટુંબનો મલાજો રાખવાની પંચાત મટી ગઇ, મરજી પડયે ત્યારે સાધુબાવા ભેગા બેસી નાચવું કૂદવું, 'જેણે મૂકી લાજ એને નવ રાજ.' એ પ્રમાણે એને હવે કશી ઉપાધિ રહી નથી. તો બીજા કહે છે. 'ભાઇ, મીરાં મેવાડની મોટી મહારાણી, રાજમહેલના સુખ છોડી, સામાન્ય માણસની જેમ રહે છે. છત્રીપલંગ મૂકી ભોંયપથારી કરે છે, મિષ્ટાન્ન મેવા મૂકી સાદું ભોજન કરે છે, રાજકુટુંબ છોડી સાધુને સંગે વસે છે, આવું કષ્ટ કોણ ઉઠાવી શકે? આવી ભક્તિ તો મોંઘી પડી જાય.' પણ એ તમામને મીરાંબાઈ સીધો ને સટ જવાબ વાળે છે: ''ભાઈ, મને મારો ગોવિંદ, મારા જીવનનો ખરો આનંદ, મોંઘો પણ નથી પડયો ને સસ્તો પણ નથી મળ્યો. મનુષ્ય જીવનમાં જેટલો ત્યાગ એટલો જ સામો આનંદ પ્રાપ્ત થાય છે. માણસના જીવનમાં જેટલો સમજપૂર્વકનો વૈરાગ્ય એટલો જ ત્યાગ થઇ શકે છે. અને તેટલું જ મનનું સમાધાન મળે છે. વળી મીરાં કહે છે:

'કોઈ કહે ઘરમેં', કોઇ કહે બનમેં',
રાધાકે સંગ ખિલોલ..........માઇ૦

કોઇ કહે છે, 'આવો આત્માનંદ ઘરમાં મળે છે, કોઇ કહે છે સંસાર છોડી વનમાં જવાથી મળે છે. પણ મીરાંબાઇ એ સહુને સ્વાનુભવનો ઉત્તર આપે છે: ''માણસ ઘરમાં

ચહ્યો ગૃહસ્થ ધર્મ બજાવે કે વનમાં જઈ તપ કરે, જેના હૃદયમાં પ્રભુ પ્રત્યે ખરો પ્રેમ પ્રગટ્યો છે, જગતના પ્રાણી માત્રમાં જે એ પ્રેમના દર્શન કરે છે, ભૂત માત્ર પ્રત્યે પોતાનું અનુસંધાન સાધી શકે જે, રાધા જેવી ગોવાલણની સાથે રાસ રમતા શ્રીકૃષ્ણને સહુમાં સમાન રીતે વસેલો નીરખી શકે છે, એ જ એ પરમાત્માને પ્રેમને તાંતણે બાંધી શકે છે, આવો અદ્‌ભુત પ્રેમ મીરાંના હૃદયમાં પ્રગટ થયો અને એના દુન્યવી વ્યવહારો આપમેળે છૂટવા લાગ્યા. મહારાણીના કુટુંબીજનોને આ વસ્તુ અકારી થઈ પડી. મીરાંને પોતાને પણ આ જાતનું જીવન વસમું લાગવા માંડ્યું. આવી ઉગ્ર સાધનાની પળે મહામંથન સમયે કહે છે કે મીરાંબાઈએ પોતાના સમકાલીન સંત ગોસ્વામી તુલસીદાસજીની સલાહ પૂછી, આ બાબતમાં તેમનો મત માગ્યો કે 'મારે હવે શું કરવું?'

ભક્ત કવિ તુલસીદાસજીએ પ્રત્યુત્તર પાઠવ્યો:

જાકે પ્રિય ન રામ બૈદેહી ।
સો છાંડિયે કોટિ બૈરી સમ,
જદ્યપિ પરમ સનેહી ॥

તુલસીદાસજી મીરાંબાઈને જવાબ આપે છે કે જેને રામ અને સીતા એટલે કે સત્ય અને નીતિ વહાલાં નથી, એવાની સાથે રહેવું શા કામનું? એને તો અંતરના પ્રણામ કરી અળગા રહેવું એમાં જ શ્રેય છે; પછી ભલે એ વ્યક્તિ, પરમસ્નેહી હોય એની સાથે તો પ્રેમ ભર્યો અસહકાર કર્યે જ છૂટકો.

પરમ સ્નેહી કોને કહેવો? સામાન્ય મૈત્રી, સામાન્ય સ્નેહ એ તો સહેજે છૂટી શકે. પણ પિતા-પુત્ર, ભાઈ-ભાઈ, માતા-પુત્ર, ગુરુ-શિષ્ય અને પતિ-પત્ની આવા પરમ સ્નેહીને સત્યને ખાતર તજ્યાંના દાખલા આપતા સંત તુલસીદાસજી લખે છે:

તજ્યો પિતા પ્રહલાદ,
વિભીષણ બંધુ, ભરત મહતારી ।
બલિ ગુરુ તજ્યો, કંત વ્રજવનિતની,
ભયે મુદમંગલકારી ॥

પ્રહ્‌લાદે હિરણ્યકશિપુ જેવા મહાન રાજવી પિતાને સાચને માટે તજ્યો. વિભીષણે રાવણ જેવા ભાઈને ને ભરતે કૈકેયી જેવી માતાને તજી. બલી રાજાએ શુક્રાચાર્ય જેવા સંજીવની વિદ્યા જાણનાર સમર્થ ગુરુને તજ્યા; પણ પત્નીએ પતિને તજ્યાનાં પુરાવા છે? તો કહે વ્રજની ગોપીઓએ પ્રાણ પ્યારા પતિઓને છોડીને આત્માનંદમાં મસ્ત બની માટે તુલસીદાસજી કહે છે:

નાતે નેહ રામકે મનિયત સુહૃદ સુસેવ્ય જહાંલૌ
અંજનકહા આંખિ જેહિ ફૂટે બહુતક કહૌં કહાં લૌ ।

સાચો સ્નેહ તો રામનો જ માનવો. બીજા બધા દુન્યવી સંબંધો ક્ષણિક છે. દુઃખ રૂપ છે. કવિ તુલસીદાસજી આ વસ્તુ સુંદર ઉપમા આપીને સમજાવે છે. આંખનું આંજણ ઠંડક આપવા માટે છે; નિરોગી અને તેજસ્વી બનાવવા માટે છે પણ જે આંજણથી આંખજ ફૂટી જાય તે અંજન શા કામનું? જે સુખ દુઃખનું મૂળ છે તે છોડવું જ રહ્યું. જે સંબંધ ભક્તિની આડે આવે તે છોડવા રહ્યા. અથવા કહો કે જેની આંખ ફૂટી છે તેને આંજણથી શો લાભ!

જે સ્નેહી સંબંધીની સાચા સુખ તરફની દૃષ્ટિ જ નષ્ટ થઇ છે. તેને તમે શી રીતે સાચો માર્ગ બતાવી શકશો? તેથી

"તુલસી સો સબ ભાંતિ પરમહિત
. પૂજ્ય પ્રાણ તે પ્યારો,
જાસોં હોય સનેહ રામપદ,
એતો મતો હમારો."

જેમને સર્વ રીતે રામજી તરફ પ્રેમ નથી, તેમને છોડીને શાંતિપૂર્વક પ્રભુપદમાં ભક્તિ દૃઢ કરવી, અને કુટુંબ તરફના સ્નેહને પરમાત્મા તરફ વાળવો એવો અમારો દૃઢ અભિપ્રાય છે

તુલસીદાસજીનો આ અભિપ્રાય મળ્યા પછી, કહેવાય છે કે મીરાંબાઈ મેવાડ છોડી દ્વારિકા તરફ ચાલી નીકળ્યાં અને ત્યાં જ પ્રભુ ભક્તિમાં લીન બની પરમપદને પામ્યાં.

# રામ-ભરોસે....

સંકલિત :- 'અકમક'

મરાઠી રંગભૂમિ અને પડદાની કલ્પનાના એક ખ્યાતનામ અભિનેતા ઓચિંતા ખૂબ જ સખત બીમાર પડી ગયા.

દવાની કશી કારી ન ફાવી; પારવાર-શુશ્રૂષા નિષ્ફળ નીવડી; પુરુષ-પ્રયત્નો બેકાર ગયા; માનવી સહજ ઉપાયોને સફળતા ન સાંપડી

– અફસોસ !

તેમનું દર્દ કાબૂમાં ન જ આવ્યું-ઊલટું, તેમની માંદગી વધતી ચાલી; તેમની નિદ્રા ચાલી ગઈ; અનેક પ્રયત્ન અજમાવ્યા છતાં યે તેમને ઊંઘ નહોતી જ આવતી ..

એટલે ધીમે-ધીમે ડૉક્ટરો પણ ચિંતા અનુભવી રહ્યા.

અને, આખરે, તબીબોએ તો સ્પષ્ટ જણાવી પણ દીધું : "પરિસ્થિતિ જરૂર ગંભીર છે. દર્દ–રોગ, ખરેખર, તાવણી કરી રહેલ છે આજે જો દર્દીને ઊંઘ નહિ આવે-એમને જો આજે પણ મનશાંતિ નહિ મળે, તો કદાચ હમેશ માટે..."

અને, એને પરિણામે, ઘરમાં જાણે દેકારો મચી ગયો! સ્વજનો – કુટુંબજનો ફિકરમાં પડયા, થોડીક રડારોળ પણ ચાલુ થઈ ગઈ.

પણ સદ્ભાગ્યે આ "ઊંઘ-હરામ"ની વાત કોઈક રીતે લતા મંગેશકર સુધી પહોંચી ગઈ. દર્દી તેમના પિતાની ઉંમરના, વયોવૃદ્ધ અને સંબંધી હતા. લતા પોતે પણ તેમની પ્રત્યે પૂજ્ય દષ્ટિએ-શ્રદ્ધાંકિત નજરે પેખતી હતી, તેમને એક સ્વજન શા જ લેખતી-માનતી હતી. અને બધાં કુટુંબજનો પણ તેનો સંબંધ સ્વીકારતાં હતાં.

અને તેથી ખબર પડતાં વેંત-ઝડપે-તરત જ લતા દર્દીના પથારી લગી આવી પહોંચી. આવીને તે દર્દીના મસ્તકની નજીક બેસી ગઈ.

કુટુંબ-જનો બેચેન બની ગયેલાં, કેટલાંક તો રડારોળ પણ આદરી બેઠેલાં.

લતાએ તેમને બધાંને સમજાવ્યાં.

આશ્વાસન આપતાં લતાએ એ પળે કહેલું :

"ફિકર ન કરો. ઈશ્વર બધાં રૂડાં વાનાં કરશે જ. જરા ધીરજ રાખો. આમ, દર્દીની નજર સામે જ રડારોળ કરવાથી તો કશું નહિ વળે – નાહક એ અજંપો અનુભવે : એ ભલે કશુંક બોલે નહિ – મુખેથી, તો યે જરૂર બેચેન તો બની જાય જ....માટે આવું બધું તો જલદીથી – ઝડપે બંધ કરી દો...અને – અને મને પણ ચાચાજી માટે થોડોક પ્રયાસ કરી જોવા દો !..."

હારેલા-થાકેલાં સ્વજનોએ મુશ્કેલી ભોગવીને પણ, એક અખતરા તરીકે જ, લતાની વાત-માગણી મંજૂર રાખી. પરિણામે, આમ, પથારી પાસે જ થઈ રહેલી ચિંતિત મનોદશા ને રડારોળ વ્યક્ત થતી અટકાવી – અળસાવી દઈને લતાએ સહુને બહાર બેસાડયા...

અને પછી લતાએ તો ઈશ્વરને યાદ કર્યા, અને રામ-ભરોસે જ હળવા સૂરે-સ્વરે, મીઠા કંઠે એક પ્રાર્થના ગીત હૃદયપૂર્વક છેડી દીધું...

હા, શ્રદ્ધાની અસર પણ ક્યારેક કમાલ નીવડે છે, વિશ્વાસનો પ્રતાપ પણ આખરે અમૂલ્ય નીકળે છે જ, નહિ ?

એમ શ્રદ્ધા-ગાનનો હળવો આલાપ છેડતાં જ જાણે પરમેશ્વરની મહાકૃપા અનુભવાઈ !

દર્દીની આંખ ઢળી અને ગીત-સંગીત પૂર્ણ થતાં તો ચાચાજી (કાકા) ઊંઘી પડયા, જંપી ગયા – જાણે એમનો અજંપો શમી ગયો–જાણે ફિકર અને વેદના હતાં જ નહિ એમ બની રહ્યું' એમનું થાકેલું શરીર પછી તો ઘસઘસાટ નીંદરનો અનુભવ સહજ જ કરી રહ્યું !

એમ, એ દિવસે મુશ્કેલી કાબૂમાં આવી ગઈ, રામભરોસે – વિશ્વાસે લાજ રહી ગઈ અને દર્દી બચી ગયા...સૌ સારાં વાનાં નીપજ્યાં.

# જે પાછળ હશે એ આગળ થઈ જશે...

'હું તને બધી રીતે ખુશ કરવા માટે હાજર છું.'—એમ કહેતાં અભૂતપૂર્વ સુંદરી થેઇસે અંગમરોડ કર્યો, એણે ખોટું નહોતું વિચાર્યું. જ્યારે શહેરના અનેક યુવાનો, ધનિક સામંતો એના રૂપ પર મતવાલા બનીને એક એક અદા પર લાખો રૂપિયા ન્યોછાવર કરી દેવા માટે તૈયાર હતા તો લાંબો મોટો ઝભ્ભો પહેરેલો આ ફકીર, જે કદી કોઇ સ્ત્રીની પાસે પણ નહિ ગયો હોય એ શું એના રૂપની જાળમાં ન ફસાય? એ શું એની સંમોહિની શકિતથી બચી શકે? એને એમ હતું કે જો આ ફકીર ખુશ થઇ જશે તો વૃદ્ધ ન થવાનું એ વરદાન આપશે, પણ એમાં એક ભય હતો—જો એ નાખુશ થાય તો ક્રોધ નીકળે એવો શાપ પણ આપી દે.

એનું પહેલું વાકય સાંભળીને જ એ ફકીર ગુસ્સાથી ભભૂકી ઊઠયો અને બોલ્યો: 'તું શું એમ સમજે છે કે હું તારા રૂપનો ભિખારી છું—બેશરમ નારી, તને ઇશ્વરનો ડર નથી! શું તને એ ખબર નથી કે એક દિવસ તું વૃદ્ધ થઇ જશે! તારું ખૂબસૂરત શરીર, જેને માટે તને અહંકાર છે, એ ગળીને સડી જશે અને એનો અંત આવી જશે! તારા પાપોનું ફળ તારે ભોગવવું પડશે. કેટલાના જીવનને તું હેરાન–પરેશાન કરી રહી છે. તને ધિક્કાર છે. હું તને ધિક્કારવા જ આવ્યો હતો અને ધિક્કારીને પાછો જઇ રહ્યો છું',

ફકીર તો ચાલ્યો ગયો પણ થેઇસ–પહેલાં તો આ સાંભળી સ્તબ્ધ થઇ ગઇ, પછી એનો ક્રોધ ફાટી નીકળ્યો અને બાદમાં એ રડી, બેચેન થઇ ગઈ.

અને ફકીર થેઇસને ધિક્કારીને પાછો જઇ રહ્યો હતો ત્યારે એના દિલમાં દાવાનળ પ્રજ્વલિત થઇ ઊઠયો. એની સામે થેઇસની મૂર્તિ દેખાવા લાગી. કેવી ખૂબસૂરત એ હતી. સુંદર ગાલ. ગુલાબને મહાત કરે એવા એ હતા. એના લાંબા કેશ. ફકીરે તપસ્યા તો ઘણી કરી હતી પણ આવી સ્ત્રી એણે કદી જોઇ નહોતી. થેઇસને જોઇને એની યુવાની જાગી ઊઠી, વાસના જાગી ઊઠી, હવે ફકીરને માટે પણ જીવવાનું મુશ્કેલ બની ગયું, એની શાંતિ હરાઇ ગઈ, ઇશ્વની પ્રાર્થનામાં પણ એનું મન લાગતું નહોતું.

અને એ ખૂબસૂરત થેઈસ પર પણ અજબ એવી અસર થઈ. એ મામૂલી લાગતા ફકીર પાસે શું હતું કે એણે મારા જેવી સુંદરીના પ્રણયનો પણ અસ્વીકાર કર્યો. હું તો મારા રૂપ અને ભવ્યથી પણ મોટી એવી કોઇક વસ્તુ મેળવીને જ જંપીશ.

એણે એના પ્રેમીઓનો ત્યાગ કર્યો. મહેલ, ધન, દોલત પણ છોડી દીધા અને ફકીર જેવો લાંબો ઝભ્ભો પહેરીને એ ઇશ્વર ઉપાસનામાં તલ્લીન થઇગઇ.

આજે પ્રભુપૂજાનું સહુથી મોટું પર્વ હતું ફકીર ચબૂતરા પર ઊભા રહીને વ્યાખ્યાન–ઉપદેશ આપી રહ્યા હતા: કે ઇશ્વર સાથે મનને જોડો. દુનિયાથી દૂર જાઓ. વિષય–ભોગમાં રચ્યાપચ્યા રહેવાનું છોડો.'

પણ એનું મન અશાન્ત હતું. એના અંતરમાં થેઇસનો મોહ હિલોળા લઇ રહ્યો હતો. છેવટે સત્ય એના મોંમાથી નીકળી ગયું ફકીર બેકાબૂ બની ગયો હતો એ બોલ્યો: 'ગમે તે કરો પણ થેઇસને છોડશો નહિ એનો ભોગ જ સર્વ કાંઇ છે ઇશ્વરથી મોટો, ધર્મ કરતા પણ મહાન.' એમ કહેતા ફકીર બેભાન થઇ ગયો..

અને થેઇસ. એ પણ એ પૂજા-ઉત્સવમાં હાજર હતી. પોતાના ગુરૂ. પોતાના બચાવનારને એ સાંભળવા આવી હતી. ફકીરે પણ એને જોઇ–પણ શું જોયું? એ તો તરી ચૂકી હતી એનાં મો પર અપૂર્વ શાંતિ હતી. વિષયોની આગની કાલિમા વિલીન થઇ હતી. પ્રભુપ્રેમની જયોતિ ઝગમગી ઊઠી હતી. ફકીરે આ બધું જોયું. એ વિચારમાં પડી ગયો. જેને એ ધિક્કારવા ગયો હતો એ બચી ગઇ અને પોતે–જે પોતાની જાતને મોટો ત્યાગી-તપસ્વી સમજતો હતો એનું શું થયું–એ આગળ ન વિચારી શકયો.

ઇશુએ સાચું જ કહ્યું હતું: 'જે આગળ હશે એ પાછળ રહી જશે અને જે પાછળ હશે એ આગળ થશે આવા પણ ઘણા હશે.'

(આનાતોલ ફ્રાંસની 'થેઇસ'માંથી)

# ઈશ્વર સારુ કોણ રડે છે ?

**શ્રીરામકૃષ્ણ પરમહંસ**

સબ-જજ— મહાશય, સંસારનો શું ત્યાગ કરવો જોઈએ ?

શ્રીરામકૃષ્ણ—ના, તમારે ત્યાગ શું કામ કરવો જોઈએ ? સંસારમાં રહીને પણ ઈશ્વર પ્રાપ્તિ થઈ શકે. પરંતુ શરૂઆતમાં કેટલાક દિવસ એકાંતમાં રહેવું પડે. એકાંતમાં રહીને ઇશ્વરની સાધના કરવી પડે. ઘરની નજીકમાં એકાદું એવું સ્થાન રાખવું, કે જ્યાંથી ઘેર આવી, જમી કરીને તુરત પાછા જઈ શકાય. કેશવસેન, પ્રતાપ વગેરે કહેતા હતા કે મહાશય, અમારું તો જનકરાજાના જેવું ! મેં કહ્યું, જનકરાજા એમ મોઢે બોલવાથી જ થઈ જવાતું નથી. જનકરાજાએ શરૂઆતમાં નિર્જન સ્થાનમાં રહીને નીચે માથે, ઊંચે પગે કેટલીય તપસ્યા કરી હતી. તમે પણ કંઈક કરો, તો જ જનક-રાજા થઈ શકો, અમુક માણસ સર્ સર્ કરીને ખૂબ અંગ્રેજી લખી શકે છે, તે શું તેને એકદમ જ લખતાં આવડી ગયું છે ? એ ગરીબનો છોકરો, પહેલાં કોઈ મોટા માણસને ત્યાં રહેતો, તેમની રસોઈ કરતો, ને ત્યાંથી પોતાને ખાવા મળતું. મહામહેનતે તે ભણ્યો, અને તેથી જ તો એ અત્યારે સરૂર્ સરૂર્ કરીને તે લખી શકે છે.

કેશવ સેનને એ પણ કહ્યું હતું કે નિર્જન સ્થળમાં ગયા વિના કદાણ રોગ મટે કેમ કરીને ? રોગ છે પિત્ત-વિકાર. તેમાં વળી જે ઓરડામાં વિકારનો રોગી, તે જ ઓરડામાં આંબલી, અથાણાં અને ટાઢા પાણીનું માટલું ! તો એ રોગ મટે કેમ કરીને ? અથાણાં, આંબલી—આમ જુઓ, બોલતાં બોલતાં જ મારા મોઢામાં પાણી છૂટયું ! સામે હોય તો શું થાય, તે તો સહુ જાણો છો ! પુરુષને મન સ્ત્રીઓ અથાણાં આંબલી જેવી. ભોગ-વાસના, એ ટાઢા પાણીનું માટલું. વિષય-તૃષ્ણાનો અંત નહિ, અને વિષયો રોગીના ઓરડામાં ! એથી શું વિકાર રોગ મટે ? માટે કેટલાક દિવસ જુદા થઈને રહેવું જોઈએ કે જ્યાં અથાણાં—આંબલી ન હોય, પાણીનું માટલું ન હોય. ત્યાર પછી નીરોગી થઈને પાછો ઓરડામાં આવે તો બીક નહિ. તેમ ભગવત્પ્રાપ્તિ કરીને સંસારમાં આવીને રહે તો કામ કાંચન કશું કરી શકે નહિ ત્યારે જનકની પેઠે નિર્લિપ્ત થઈ શકાય. પરંતુ પ્રથમ અવસ્થામાં સાવચેત રહેવું જોઈએ. ખૂબ એકાંતમાં રહીને સાધન કરવું જોઈએ. પીપળાનું ઝાડ જ્યારે નાનું હોય, ત્યારે ચારે બાજુ વાડ કરી લેવી જોઈએ, નહિતર ગાય, બકરું ખાઈ જાય. પરંતુ મોટું થયા પછી વાડની જરૂર રહે નહિ. પછી ભલે ને હાથી બાંધી દો, તોય તે ઝાડને કશું કરી શકે નહિ. જો એકાંત સ્થાનમાં સાધના કરી, ઇશ્વરના ચરણ-કમલમાં ભક્તિ પ્રાપ્ત કરી, બળ વધારી, પછી ઘેર જઈને સંસાર કરો તો કામ કાંચન તમને કંઈ કરી શકવાનાં નથી.

એકાંતમાં દહીં જમાવીને માખણ કાઢવું જોઈએ. જ્ઞાન, ભક્તિ રૂપી માખણ જો એકવાર મન રૂપી દૂધમાંથી કાઢવામાં આવે તો પછી તેને સંસાર રૂપી પાણીમાં રાખીયે તોય અલિપ્ત રહીને તર્યા કરે. પરંતુ મનને કાચી અવસ્થામાં, દૂધની સ્થિતિમાં સંસાર રૂપી પાણીમાં રાખો, તો દૂધ પાણી એક થઈ જાય. તે વખતે મન અલિપ્ત રહીને તરી શકે નહિ.

ઇશ્વર-પ્રાપ્તિ માટે, સંસારમાં રહીને એક હાથે ઇશ્વરનાં ચરણકમલ પકડી રાખજો, ને બીજે હાથે કામ કરજો. જ્યારે કામમાંથી નવરાશ મળે, ત્યારે બંને હાથે ઇશ્વરના ચરણકમલ પકડી રાખજો. એ વખતે એકાંતમાં રહેજો અને કેવળ પ્રભુનું ચિંતન અને સેવા કરજો.

સબ-જજ (આનંદમાં આવી જઈને) મહાશય, આ બહુ સરસ વાત ! એકાંતમાં સાધના કરવી જોઈએ એ વાત અમે ભૂલી જઈએ ને મનમાં માની બેસીએ કે એકદમ જનક રાજા થઈ પડયા

છીએ ! સંસારત્યાગની જરૂર નહિ, ઘેર બેઠાં પણ ભગવાનને પ્રાપ્ત કરી શકાય, એ વાત સાંભળીને મને શાંતિ અને આનંદ થયો !

શ્રીરામકૃષ્ણ—તમારે ત્યાગ શું કરવા કરવો જોઈએ ? યુદ્ધ જ્યારે કરવું જ પડે, ત્યારે કિલ્લામાં રહીને જ કરવું સારું; ઇંદ્રિયોની સાથે યુદ્ધ, ભૂખ, તરસ એ બધાની સાથે યુદ્ધ કરવું પડે. એ યુદ્ધ સંસારમાં રહીને જ સારું, તેમાંય વળી આ કળીયુગ ! અન્ન ઉપર જ પ્રાણનો આધાર. ઘર છોડીને કદાચ ખાવાનું જ ન મળ્યું ! ત્યારે ઈશ્વર બીશ્વર બધું ઊડી જાય. એક જણ એની સ્ત્રીને કહે કે, 'હું તો સંસાર છોડીને ચાલ્યો.' એની પત્ની જરા સમજુ હતી. તે બોલી કે 'શું કરવા તમારે બહાર ભટકતાં ફરવું ? જો પેટના રોટલા સારુ દશ ઘેર ભટકવું ન પડે તો જાઓ, પણ જો ભટકવું પડે તો આ એક ઘર જ સારું !'

તમારે ત્યાગ શું કામ કરવો ? ઘેર ઊલટું તમારે સગવડ. ખાવા સારુ ચિંતા ન કરવી પડે; સહવાસ પોતાની સ્ત્રી સાથે, એમાં દોષ નહિ. શરીરને જ્યારે જે જોઈએ તે પાસે મળી રહે. માંદા પડયે સેવા કરનારું માણસ પાસે જ મળી આવે. જનક, વ્યાસ, વસિષ્ઠ વગેરે જ્ઞાન પ્રાપ્ત કરીને સંસારમાં રહ્યા હતા. તેઓ બેવડી તલવાર ફેરવતા, એક જ્ઞાનની અને એક કર્મની.

સબ-જજ—મહાશય ! જ્ઞાન થયું છે એ કેમ કરીને જાણવું ?

શ્રી રામકૃષ્ણ—જ્ઞાન થયે ઇશ્વર દૂર ન દેખાય. જ્ઞાન થયા પછી ઇશ્વર 'તે' એમ ન લાગે. એ પછી ઇશ્વર 'આ' 'આ' 'અહીં' એમ લાગે. હૃદયની અંદર તેને જોઈ શકાય. તે સૌની અંદર છે. જે શોધે તે પામે.

સબ-જજ—મહાશય ? હું પાપી, કેમ કરીને કહું કે ઇશ્વર મારી અંદર છે ?

શ્રી રામકૃષ્ણ—આ એક તમારું, પાપ અને પાપ ! એ બધો એમ લાગે છે કે ખ્રિસ્તી મત ! મને એક ચોપડી (બાઇબલ) આપી. મેં જરા તે સાંભળી. તો એમાં કેવળ આ એક જ વાત, પાપ અને પાપ ! મેં પ્રભુનું નામ લીધું છે, ઇશ્વર, રામ કે હરિ બોલ્યો છું, અને મારામાં વળી પાપ ? એવી શ્રદ્ધા હોવી જોઈએ ! નામ મહાત્મ્યમાં શ્રદ્ધા હોવી જોઈએ.

સબ-જજ- મહાશય ! એ શ્રદ્ધા આવે કેવી રીતે ?

શ્રી રામકૃષ્ણ—પ્રભુમાં અનુરાગ રાખો તમારા જ પ્રીતમ છે, કે 'પ્રભુ, વિણ અનુરાગ, કર્યે યજ્ઞયાગ, તમને શું શકાય જાણી ?' જેનાથી આવો અનુરાગ, આવો ઈશ્વરમાં પ્રેમ આવે, તેને માટે પ્રભુ પાસે એકાંતમાં વ્યાકુળ થઈને પ્રાર્થના કરો અને રુદન કરો. સ્ત્રી માંદી પડયે, પૈસાની નુકશાની થયે કે ધંધા સારુ માણસ ઘડો ભરીને રડે; ઇશ્વર સારુ કોણ રડે છે, કહો જોઈએ?

જુઓ (દારૂ) જેટલો પીઓ તે ભગવાનને ધરાવીને પીઓ અને એટલો પીઓ કે જેથી માથું ડોલે નહિ કે પગ લથડે નહિ. ઇશ્વરનું ચિંતન કરતાં કરતાં પછી તમને દારૂ પીવાનું ગમશે નહિ. મા છે કારણાનંદદાયિની. માના દર્શન કરવાથી સહજાનંદ મળે.

થોડીક ગીતા, જરાક ભાગવત, લગારેક વેદાંત વાંચીને માણસો માને કે અમે બધું જાણી નાખ્યું ! એક કીડી સાકરના પહાડ પાસે ગઈ. તેમાંથી એક દાણો સાકર ખાધી ને તેનું પેટ ભરાઈ ગયું. એટલે બીજો દાણો મોઢામાં લઈને દરમાં લઈ જાય છે. જતી વખતે મનમાં વિચાર કરે છે કે ફરીવાર આવીને પહાડ આખોય તાણી જાઉં ! —શ્રીરામકૃષ્ણ

# જીવનની સંધ્યા !

ગિરજાશંકર કે. વ્યાસ

શેઠ રામચરણદાસની પેઢી ઘણી જ પ્રખ્યાત હતી. તેની સાહ્યબી તેનો દોરદમામ, તેનો ધીકતો વ્યાપાર, તેની લાખોની આવકજાવક, તેના જુદા જુદા શહેરોની શાખાઓ, આડતીઆઓ દ્વારા કરોડોની વ્યવહાર પદ્ધતિ અને છતા વર્ષ આખરે સારી એવી પાંચેક કરોડનો નફો કરતી, અને એકાદ કરોડનો ધર્માદા પરોપકાર કરતી અને એકાદ કરોડની અનામત મૂડી તરીકે રાખી શકાય તેવો પૂરા નફો કરતી પેઢી હતી.

શેઠ રામચરણ સાદા, સરળ અને ધાર્મિક સ્વભાવના માણસ હતા. તે રામચંદ્રના ભક્ત હતા. છતાં અંધશ્રદ્ધાળુ ન હતા. સીતારામના મંદિરે જતાં, તો શ્રી કૃષ્ણની હવેલીએ જતા; અને ધાર્મિક પ્રસંગે મહાદેવનાં પણ દર્શન કરી આવતા. જે તે ગરીબજનોને, વિદ્યાર્થીઓને, અશક્ત નિરાધારને શેઠ આપતા તે મૂઠી ભરીને આપતા, તેનો હિસાબ રાખતા જ નહિ. છતા નિરાભિમાની રહી શેઠ સવાર સાંજ પોતાને ઘેર સારો એવો સમય પ્રભુ-ધ્યાનમાં અને સેવા પૂજામા ગાળતા.

પેઢીની પણ હવે શેઠને ચિંતા ન હતી છોકરાઓ મોટા થઇ ગયા હતા અને તેઓ શેઠના કહ્યા કારવ્યા મુજબ જ પેઢીનું સંચાલન પોતપોતાના હાથમા લઇ લીધું હતું. શેઠને ઘેર મોટો પરિવાર પણ હતો!

આમ શેઠ સર્વ વાતે સુખી, સંપત્તિવાન અને સફળ જીવનવાળા હતા

દરરોજ સાંજ થાય એટલે શેઠ પોતાની પેઢી પરથી નીકળી દેવદર્શને જાય, ત્યાંથી ઘેર જઇ ભગવાન ભક્તિમાં સમય ગાળી, પરિવારની સાથે મળી આનંદ કરતા. સવારે વહેલા ઉઠી નિત્યકર્મ કરી પ્રભુભજન સેવાપૂજામા થોડો સમય ગાળી, જમીને પછી પેઢીએ જતા, ત્યાં તેમના પુત્રો જે કામ કરી રહેતા તેનું ધ્યાન રાખતા.

સંધ્યા સમયે શેઠ આમ જ્યારે દેવદર્શને જાય ત્યારે એક સાધુ તે વખતે ભજન ગાતો ગાતો નીકળે. ભજન પણ એવું જ સાદું છતાં મર્માળુ હતું :—

> દિનમણિ વાતતાં સંધ્યા આવી;
> નિશા આગમનનું નિશાન લાવી!
>
> દિનમણિ એનો તેજ: પૂંજ પ્રસારી;
> જીવન કર્મ તણો આદેશ દર્શાવી!
>
> શીખવ્યુ માનવને કર્મ કરી લેવા!
> નહિતર પછી તો અંધારી રાત્રે:
>
> તેજહીન ને દુઃખ-દર્દોનાં વાડે;
> સહેવુ - રહેવું -તરફડી મરવા!
> ચેત રે મનવા! હવે તો સંધ્યા આવી!

અને આ ભજન સાંભળતા ખીસામા જેતે સીક્કા હાથ આવે તે સાધુને આપી શેઠ આગળ વધતા.

આમ તો જીવનમા કેટલીયે સંધ્યાઓ આવી, કેટલીયે સંધ્યાએ આ ભજન સાંભળ્યુ, અને એમ કેટલીએ વારે શેઠે હાથ આવ્યુ તે આપ્યુ, છતાં કોણ જાણે શેઠને આજે—આજની સંધ્યાએ— આ ભજન સાંભળતા કંઇક ઉંડે ઉંડે તાગ લેવાનુ સળવળ કરતું મન વ્યગ્ર બનવા લાગ્યું.

આવી તો કેટલી સંધ્યાઓએ શેઠે જીવનના યૌવન કાળમા વ્યાપાર માર્ગમા મસ્તપણે ધંધો ચલાવ્યો હતો, કેટલીયે સંધ્યાએ ક્લબ પાર્ટીઓમા મસ્ત બની પૈસાની છોળ ઉડાડી હતી; અને કેટલીયે સંધ્યાએ મોટી ઉંમરે ડાહ્યા ડમરા થઇ પ્રભુ ભજન માટે માળા હાથમા લીધી હતી!

જીવનની સંધ્યાઓ આમ કેટલીયે આવી હતી કેટલીયે વીતી હતી છતા કોણ જાણે આજે આજની સંધ્યાએ શેઠને કંઇક ગડમથલ જેવુ થઇ ગયુ!

તેમણે તો ગજવામા હાથ નાખી દરરોજના કાર્ય મુજબ પેલા સાધુને સિક્કા આપી મંદિર તરફ પ્રયાણ કર્યું

રાત્રે વાળુપાણી કરી શેઠે પોતાનાં પરિવારના દરેકે દરેક માણસને મળી આનંદ કર્યો સહુને મળ્યા, હળ્યા અને વિનોદ કરી કહ્યું 'બાળકો! હવે તમે મારી ચિંતા બધી ઉપાડી લીધી છે મારે હવે કશાયે કામના નથી કે નથી કંઈ કહેવું કારવવું, સહુ આનંદ સંપથી રહેજો નીતિ ધર્મનું પાલન કરજો લ્યો, રામ રામ?'

મોટા છોકરાઓ અને બીજા પ્રૌઢ કુટુમ્બીજનોએ શેઠને આમ આજે આવી શીખામણ આપવા કારણ બતાવવા કહ્યું, ત્યારે શેઠે તો હસતાં હસતાં કહ્યુ

"ભાઈઓ! દેહનો કાંઈ ભરોસો નહિ આજે મારુ મન સહુને મળવા થઇ આવ્યુ તેથી તમને બધાને બોલાવી મળ્યો, મારુ મન રાજી થયું બસ બીજુ કાંઈ કારણ નથી 'લ્યો રામ રામ સહુ સુઇ જાઓ,"

અને એમ સહુ વીખેરાયા શેઠ પણ રામ રામ કહી સૂતા સહુ જંપી ગયા ત્યારે શેઠ પડયા પડયા વિચારે ચડયા 'પેલો સાધુ સાચુ કહે છે દિનમણિ ગયો! તેજ ગયુ અંધારુ આવ્યું. આપણે આપણુ કર્મ ધર્મ કરવાનુ, નહિતર પછી અંધાર માર્ગે-દુખ દર્દનાં રાહે- તરફડવુ આમ જીવનની ધમાલમા ને ધમાલમા કંઇક સાર્થક કર્યા વિના જ ક્યારે મરણ એનુ નક્કી નહિ અને એમ કરતાં મર્યા તો પૂરેપૂરા જીવનની ચિંતા-વ્યાધિ અને ઉપાધિમા માટે હવે વૃદ્ધાવસ્થા એજ મનગમતી જીવન સંધ્યા, અને એ વખતે જો તે સમજી ચેતી કાંઈ દેહનુ - જીવનનુ - સાર્થક કરી જાય તો ઠીક, નહિતર પછી રાત્રિ-દુખ દર્દ ભર્યું મોત!

મારે ભગવાને મને પણ જીવનભર સુખ સાહ્યબી પરિવાર, લક્ષ્મી અને સગવડતા-સફળતા આપી છે. હવે તો મારે આ બધાનો નિસ્વાર્થ ભાવે ત્યાગ કરી આ મારી જીવન સંધ્યા એ કંઇક સાર્થકતા મેળવવી જ રહી"

આમ વિચારમાં ને વિચારમા શેઠ ને તંદ્રા આવી ગઇ વહેલી સવાર થતાં આવી શેઠે પોતાના એક નાનકડા કબાટના ખાનામા ભગવો એવો એક કપડાનો કટકો કાઢી તેને શરીરે વીંટી પોતાના તમામ કપડા વગેરે બધુ ત્યા જ મૂકી સાધુ વેશે ગૃહત્યાગ કર્યો! સહુ નિદ્રામાં આરામ કરતા હતા. કોઇને શેઠ ગયાની ખબર ન રહી દરવાજા પરના પશીને પણ!

શેઠ તો નીકળી પડયા ગંગાજીના કિનારે, ત્યા આવી સ્નાન કરી ભગવાનની પૂજા-જપ કરી પછી સૂર્યોદય થાય તે પહેલા જ ચાલતી પકડી

રસ્તામા જતા જતા શેઠને વળી વિચાર આવ્યા - 'આમ નિસ્વાર્થ ત્યાગ કરી હુ નીકળ્યો પણ જંગલ કે ઝુંડીનો આશ્રય એ અત્યારના સમયમા તો ઘરના આશ્રયથી વિશેષ લાભતાયી નથી પર્વતની ટોચ પર પણ એ જ સ્થિતિ તો પછી ક્યા જઇ પ્રભુ ભજન કેવી રીતે કરવુ?"

અને એમ ચાલતા ચાલતા એક નાનકડા ગામને પાદર શેઠ આવી પહોચ્યા. ત્યા વિસામો કરવાનો નિશ્ચય કરી ગામને પાદર એક મહાદેવના નાનકડા મંદિરના ઓટલે જઇ બેઠા

તેવામા એક બાઇને પેટમા સખત દુખાવો થયેલો તેથી તેને બે ચાર જણ રાખો માડ માડ ઉપાડી ગામ તરફ લઇ જતા જેવામા આવી શેઠ સાધુથી બાઇની વ્યથિ સહી ન ગઈ તે તરત જ ત્યા પહોચ્યા પૂછ્યુ 'બાઇને શુ દર્દ છે?"

"સાધુ મહારાજ, બાઇને પેટમા વધુનો ગોળો થઈ આવે છે!"

"તે તમા! ગામમા કોઇ વૈદ દાકતર નથી?"

"ના, બાપુ! અમારા ગામમા તો ઠીક પણ આડખે પડખેય નથી"

શેઠે તો તરતજ પાદરની એક વનસ્પતિને તોડી લાવી બાઈને પાઇ જવા કહ્યુ બાઇને આથી શાંતિ વળી, તેણે શેઠનો સાધુ નો ઉપકાર માન્યો

શેઠ નાનપણમાં એક ગામડામાંજ ગરીબ માણસને ત્યાંજ ઉછર્યા હતા અને તેથી ગામડામાં રહીને તેમણે ઔષધિનો સારો એવો અભ્યાસ કર્યો હતો તે અત્યારે આમ કામ આવી ગયો.

શેઠ-સાધુ-એ તે પછી ત્યાંજ ધામા નાખ્યા. તે ગામમાં અને આજુબાજુનાં ગામડામાં પછી તો તેમણે દવા આપી, માંદા માણસોની સારવારનું કામ ઉપાડી લીધું ! શેઠને આમ જ્યાં ત્યાં માંદાની સારવાર કરતાં આખો દિવસ નવરાશ ન મળતી. રાત્રે ભજન કીર્તન કરી નિદ્રા મેળવતા, આમ શેઠને-સાધુ-ને અત્યારનાં સમય અનુસાર નિઃસ્વાર્થ સેવા-માનવ સેવા-કરવાનું મળી આવતાં તે ઘણાં જ રાજી થયા !

જીવનની સંધ્યાએ એમને એમનું મહાન સ્વપ્ન સફળ થયું. અને ત્યાંજ એ રીતે શેઠ-સાધુ મૃત્યુપર્યંત માનવસેવામાં જ રહી પ્રભુ સ્મરણમાંજ અંત પામ્યા ! ભારતની આવી ભવ્ય અને મહાન સંસ્કૃતિના દર્શનો હજુ પણ આપણને આમ જ્યાં ત્યાં જોવા મળી રહે છે ભારતનાં એટલાં મહાન ભાગ્ય ! જીવનની આવી સંધ્યા આપણે પણ શાંતિથી સોહાવી શકીશું ? પ્રભુને એવી નમ્ર પ્રાર્થના.

## ઓછામાં ઓછા દસ કદમ

*એક ભોળો ખેડૂત પહેલી જ વાર ટેકરીઓની યાત્રાએ નીકળ્યો. ટેકરીઓ તેના ગામની પાસે જ* હતી છતા તે કદી ત્યા ગયો ન હતો. એક વાર તો તેની પાસે બત્તી નહોતી માટે જ તે રોકાઈ ગયો. કેમકે ત્યાં જવા માટે મધરાતે નીકળવું જરૂરી હતું.

એકવાર તે બત્તી લઈ આવ્યો. પહાડ ઉપર જવાની ખુશીમાં તે આખી રાત ઊંઘી પણ ન શક્યો. રાત્રે બે વગે જ ઊઠ્યો અને ટેકરીઓ તરફ ચાલવા લાગ્યો પણ ગામની બહાર આવીને તે ઊભો રહી ગયો. તેના મનમાં એક ચિંતા અને દ્વિધા જાગી. તેણે ગામની બહાર આવતાં જ જોયું કે અમાસની રાત અને ગાઢ અંધારું હતા. તેની પાસે બત્તી હતી પણ તેનો પ્રકાશ તે દશ કદમથી વધુ નહોતો પડતો, અને ચઢાવ દશ માઈલનો હતો. તેણે વિચાર્યું દશ માઈલ જવું છે અને પ્રકાશ તો દશ કદમ સુધી જ પડે છે તો કેવી રીતે ચાલશે ?

તે ગામની બહાર જ બેસી રહ્યો અને સૂર્યોદયની રાહ જોવા લાગ્યો પણ ત્યારે જ તેણે એની પાસેથી જ એક વૃદ્ધને પહાડ તરફ જતા જોયો. એના હાથમાં તો તદ્દન નાની બત્તી હતી. તેણે વૃદ્ધને ઊભો રાખી પોતાની મુશ્કેલી જણાવી તો વૃદ્ધ ખૂબ જ હસવા લાગ્યો અને બોલ્યો "પાગલ, તું પહેલા દશ પગલા તો ચાલ. જેટલું દેખાય છે એટલો આગળ જા એટલે પછી એટલું આગળ દેખાશે." તે યુવક સમજ્યો અને ઊઠ્યો. ચાલ્યો અને સૂર્યોદય પહેલાં તો તે પહાડ પર પહોંચી પણ ગયો.

જીવન માર્ગે જવા માટે પણ તે વૃદ્ધની શિખામણ યાદ રાખવા જેવી છે.

હું પણ એ જ કહેવા માગું છું. મિત્રો, બેસી શું રહ્યા છો ? ઊઠો અને ચાલો. વિચારનાર નહીં, ચાલનાર જ પહોંચે છે. અને એટલો વિવેક દરેક પાસે છે. ઓછામાં ઓછું દશ કદમ જેટલો રસ્તો દેખાય તો બસ છે. પરમાત્મા પાસે પહોંચવા માટે એટલું પણ બસ છે. —આચાર્ય રજનીશ

# અમૃતનાં ટીપાં

મધુકુંજ પરેલ

૦ જિગરનાં નીર પુરુષાર્થના પાત્રમાં જ ટકે.

૦ વિષનાં વારિ પણ પીવાં પડે, તારે તો ધ્યેયના કિનારે પહોંચવું છે ને.

૦ ઓ મીણબત્તી ! જાતે સળગીને તું પ્રકાશ પાથરે છે પણ મહાપુરુષો તો તારાથીય ચડિયાતા છે; એ તો એમના ઉપર કાદવના લપેડા કરનારાનાં આંસુ લૂછે છે, એમના ઉપર તીર મારનારના હાથનો થાક દૂર કરવા હાથ દબાવી આપે છે એને એમના વિષે કુયોજનાઓ વિચારનારાઓનું માથું દુઃખે ત્યારે તેઓ મમતાભર્યા ચહેરે પોતા મૂકી આપે છે.

૦ સિગારેટ પીનારો બળી ગયેલા ભાગને કાળજીપૂર્વક ખંખેરી નાખે છે. કોઈએ તમારી પાસે કોઈની નિંદા કરી હોય તે અને તમારી પોતાની પ્રશંસા કરી હોય તે કાળજીપૂર્વક ખંખેરી નાખવાની ટેવ પાડો.

૦ શ્રમની છાબડીમાં પુરુષાર્થના પુષ્પો ભરો અને નીતિના 'હાઇ વે' ઉપર દોડયા જાઓ.

૦ ઉર્મિલાને લક્ષ્મણે ચૌદ વર્ષ ત્યજી હતી; મોટાભાઈની સેવા માટે. સીતાને તો રામની સાથે રહેવાનું હતું. ઉર્મિલાને પતિનો વિરહ સહવો પડયો હતો. વાલ્મિકીએ, તેમ છતાં, ઉર્મિલાના હૃદયના આરોહ-અવરોહનો ઉલ્લેખ માત્ર કર્યો નથી. તો પણ ઉર્મિલાને શાબાશી મળ્યા વગર રહી ? આધુનિક યુગના કવિઓએ એને ઉચ્છ્વાસને બિરદાવી છે. તમે ય પાયાના ચણતરમા પુરાઓ તો વહેલી-મોડી કદર તો થવાની જ.

૦ આંખમાંથી સરી જતાં આંસુને ગાલની રૂપાટી ઉપરથી વહેવુ પડે છે. ગાલ ઉપરથી વહ્યા વિનાનાં આંસુનું મૂલ્ય નહિવત્ હોય છે. તમન્નાવાળી વ્યક્તિ માટે પણ એવું જ છે, તે 'શોર્ટ કટ' શોધે તે ન ચાલે. ઝંઝાવાતભર્યા પુરુષાર્થના માર્ગ ઉપરથી પસાર થયા વિના તેનો સઘળો શ્રમ વ્યર્થ જવાનો.

૦ શીખવું હોય તો સૂના ખંડિયેર ઉપરથી પણ શીખાય, તે કહે છે, 'ઓ યાત્રી ! તારી યુવાની તનમનાટથી સભર બનાવજે, તારું યૌવન મસ્તીભર્યું રાખજે, કાળમીંઢ પથ્થરમાં પણ મ થું ફૂટીને માર્ગ કરજે.........મને જો ને, મારું યૌવન ગૌરવયુક્ત હતું. તેથી તો આજે આ દશા થઇ તો ય તારા જેવા યાત્રીઓ અહીં આવી પ્રેરણાનાં પીયૂષ પીતા જાય છે.'

૦ ધૂમકેતુ ! તમારું નામ સાર્થક થયું, હો ! ગુર્જરભૂમિ ધન્ય થઇ તમારા વડે. અવકાશી ધૂમકેતુ તો આથમે ત્યારે જ નજરે પડે, તમે તો સાહિત્ય-વારિધિમાં પાદ-પ્રવેશ કર્યો ત્યાં તો સૌ કોઈએ તમારા 'તણખા' જોયા.

૦ અબ્દુલ હમીદ સાચો હિંદી નીવડયો. મોતને ભેટયો તો ભેટયો પણ પાંચસો હિંદીઓને બચાવ્યા એટલું જ નહિ, આપણા દુશ્મનને લાખો રૂપિયાનું નુકસાન એકલા હમીદે જ પહોંચાડયું. આનું નામ સાચું જીવન ! લાખોને પ્રેરણા પૂરી પાડીને જગતમાં અમર થવાની તકો પડેલી જ હોય છે, ઝડપી લેવાની. તાકાત. જોઈએ.

૦ કયારેય નિરાશ નહિ થવું, તમારું જીવન વ્યર્થ જ હોત તો જગતના સર્જકે તમને અહીં મોકલ્યા કેમ હશે ? અંધારું પૂરું થઈ જવા દો, એની ઓથે જ તેજનો અંબાર છૂપાયો છે.

૦ મેશ તો પ્રકાશનેય હોય, તેના પ્રકાશ-

મૂલ્ય આંકો; અવગુણ ના વાગોળ તારા સાથીના, તેના સદ્ગુણની પૂજા કરતાં શીખ.

૦ વિજયમાં મત્ત બનેલા ઓ મૂર્ખ ! પરાજય પામેલાનો ખભો થાબડ, તેને હૃદયપૂર્વક આશ્વાસન આપી ખેલદિલી બતાવ, એમ નહિ કરે ત્યાં સુધી તારો વિજય અપૂર્ણ ગણાશે.

૦ પુસ્તક વ્યક્તિ છે, એનું પૂઠું એ એનો ચહેરો છે, એની અનુક્રમણિકા એ એનો પોષાક છે. એમાંનુ લખાણ એ એનાં કાર્યો છે. એની પ્રસ્તાવના એ એનું હૃદય છે.

૦ વડે પીપળાને પૂછયુ, 'ભાઇ પીપળા, તારા કરતાં હું વધુ ઉપયોગી છું લોકો મારી વડવાઈઓનો દાતણ તરીકે ઉપયોગ કરે છે. મારી ઘટાદાર કાયાની છાયામા આશરો લે છે તેમ છતાં લોકો તને કેમ પૂજે છે ?'

પીપળાએ જવાબ આપ્યો, 'મિત્ર, માત્ર ઉપયોગીપણું ખપતું નથી. સહવાસ–અને તે પણ સજ્જનોનો, જરૂરી છે. મારામાં પ્રભુનો વાસ છે તેથી હું પૂજાઉં છું. ખબર છે ને, નીચે પડેલા પુષ્પો પગ નીચે કચડાય છે, દેવશિરે ચડેલા પુષ્પોને લોકો વંદે છે.'

૦ ખાતાં ખાતાં પરસેવો થાય છે ધનિકોને તો, શ્રમિકોને કમાતા કમાતા પરસેવો થાય છે. વિનોબાએ કહ્યું છે કે સાંજે વાળુ કરો ત્યારે તમારા ખોરાકને સૂંઘી જુઓ, એમાંથી તમારા શ્રમની સુવાસ નીકળતી લાગે તો માનજો કે એ ખોરાક તમને અપચો નહિ કરે.'

૦ આલ્બર્ટ શ્વાઇટ્ઝરે તેત્રીસ વર્ષની ઉંમરે રોગગ્રસ્ત વિસ્તારમાં દવાખાનું શરૂ કર્યું. ત્રેપન વર્ષ સુધી તેમણે એ વિસ્તારની પ્રજાને આરોગ્ય બક્ષ્યું, અંતે પોતે રોગનો ભોગ બનીને મૃત્યુ પામ્યા પણ એમની જીવન જ્યોતે જગતભરમાં પ્રકાશ ફેલાવ્યો, આમ ન કર્યું હોત તો પણ એ ધન પ્રાપ્તિ તો કરી જ શક્યા હોત—પણ તો પછી એમની જીવન-જ્યોતનો પ્રકાશ જગતભરમાં ન ફેલાયો હોત.

૦ ખરતા આંસુએ પાંપણોને કહ્યું, 'બસ, તું ય એવી જ નીકળી કે ? મને નીચોવી નાખવામાં તારી ઉતાવળ પણ ભારે છે, ભલી, મેં તારું શું બગાડયુ છે ?'

પાંપણે જવાબ આપ્યો, 'ઓ આંસુ, હું તને ઝીલી લેવા પ્રયાસ કરુ છું, ત્યારે તું જુદુ જ સમજી બેઠુ. મને રગદોળી નાખીને તુ ચાલ્યું જાય છે, મારે તો તને રમાડવું હતું મારા મુલાયમ ખોળામાં.'

એકવાર એક દરિદ્ર બ્રાહ્મણે કવિમાઘ પાસે પોતાની પુત્રીના વિવાહ માટે આર્થિક સહાય માગી. એ દિવસોમાં માઘ કવિ પોતે જ ભારે તંગીમાં હતા, તો પણ બ્રાહ્મણની દશા જોઇ ને તેઓ દ્રવી ઊઠયા અને તેને કશુંક આપવાની ઇચ્છાથી ઘેરાઇને ઘરમા ચારે ખૂણે નજર દોડાવવા લાગ્યા. કંઇ ન મળ્યું ત્યારે છેવટે એમની નજર નિદ્રાધીન થયેલા પોતાના પત્ની પર પડી. પથારીમાં લટકતા પત્નીના હાથમાંથી કવિએ હળવેકથી સોનાનું કંકણ ઉતારી લીધું. જેવું તેઓ એ કંકણ બ્રાહ્મણને આપે છે તેવાજ કવિ–પત્ની જાગી ઊઠયા અને એમણે બીજા હાથમાંનું કંકણ કાઢીને કવિને આપ્યું–અને કહ્યું–'સ્વામી, આ એક કંકણથી બ્રાહ્મણ દેવતાની જરૂરિયાત નહિ સંતોષાય. આ બીજું કંકણ પણ એમને જ અર્પણ કરો.'

સત્ય-કથા

# વજ્જર કછોટો

ચોડીદાસ ભા. પરમાર

માનવી જન્મે શુદ્ર હોય પણ કર્મે તે જરૂર બ્રાહ્મણ બની શકે છે. જીવનરૂપી ખરલમાં જે સંસ્કારરંગ ઘૂંટાય તે રંગે માનવી રંગાય જાય છે, સંસ્કાર જન્મજાત ઘણીવાર નથીય હોતા પણ તે કેળવણી અને સંગતની કે ઘણીવાર આપોઆપ ખીલી નીકળે છે. તેમ રવજી ને બાબુ બને ભાઈ, જાતના કોળી પણ સંસ્કાર બ્રહ્મણ(?)ની જેવા જ. રવજી મોટોભાઈ, તે મીલમાં મજુર તરીકે નોકરી કરતો, અને બાબુ તે નાનો ભાઈ તે એક ઉચ્ચ આદર્શવાળી ભાવનગરની શાળામાં પટાવાળા તરીકે નોકરી કરે.

બંને સગાભાઈમાં સંપ ઘણો. બેઈ પરણેલા અને ઘરબારે, સંપીને સાથે રહે, બંનેની સ્ત્રીઓમાં પણ સંપ સારો, ભાઈઓ પ્રેમાળ અને સંસ્કારી તેથી ઘરમાં કદી કોઈને ઊંચા સાદે કોઈ બોલતા સાંભળ્યા નહોતા. વહવાનો મજુર લત્તા, અડખે-પડખે તેના ઘણા બધા જાતભાઈઓ રહે, અડખે-પડખેના બૈરાંઓ લડેઝઘડે ત્યારે આ દેરાણી જેઠાણી સૌને મહ્રારીને શાંત પાડે. બંને જણીઓ ગોદાવરી ને સંતોક સૌની સાથે ભળી રાચે, અને સૌને સારી શિખામણ આપે નાહ કોઈની આઘીપાછી, બંને બહેનોની જેમજ રહે.

રવજીની વહુ ગોદાવરીને ભગવાનના આપ્યા બે જણ્યાં. તેમાં મોટી શાંતા સાત વરસની અને નાનો કાન્તિ ત્રણ વરસનો. આખા ઘરમાં છોકરાં તે શી વાત ! બધાય આ બંને બાળકોને ફૂલાવે ફૂલાવે ને રૂડી રીતે રમાડે.

લગ્ન પછી ચાર પાંચ વરસે બાબુની વહુ સંતોકને ભગવાને સારા દાગા દેખાડ્યા, ત્યારે આખા કુટુંબમાં આનંદ ઉત્સાહ વ્યાપી ગયો. સાતમે મહિને સૌએ રંગેચંગે સંતોકની અધરણી કરી અને ભાવભરી રીતે પેલી સુવાવડ માટે પિયર મોકલી. પેલી સુવાવડ તો પિયરમાં જ તેમ આગ્રહ કરી તેના પિયરીઆ તેને લઈ ગયા.

સંતોક પ્રસુતિ વખતે ખૂબજ કવેળાણી અને બાળક અવતરતા મા અને બાળક બે ખલાસ થઈ ગયા. આવા માઠા સમાચારે તેના સાસરિયામાં કાળો કકળાટ મચી ગયો. આખું કુટુંબ દુઃખી દુઃખી થઈ ગયું. બોજામાં પૂરું રવજીને ત્યાર પછી ઝીણો, ઝીણો તાવ અને ઉધરસ શરૂ થયા. આજ મટશે, કાલ મટશે એમ કરતા અને આળીભોળી દવા કરતા ત્રણ ચાર મહિના થઈ ગયા. પછી તો દરદ ખુબજ વધી ગયું. દાક્તર પાસે પૂરી તપાસ કરાવી ત્યારે ખબર પડી કે તેને તો ક્ષય છે. ગોદાવરીએ આ જાણ્યું ત્યારે તેતો હૃદયથી ભાંગી જ પડી. સંતોકનો ઘા તો તાજેજ હતો તેમાં રવજીના આ સમાચારે ઘરનાને ઊંડી ચિંતામાં નાખી દીધા. રવજી દિવસે દિવસે બાજાર થતો ગયો, પોતે જાણતો હતો કે બાજુ જીવશે નહિ, છતાં બહારથી તે સૌને હિંમત આપતો. નાનાભાઈ બાબુને પોતાના માટે દવાદારૂનો ખૂબ ખર્ચ કરવાની ખુબ ના પાડતો. પણ બાબુ તો ભાઈની જીંદગી બચાવવા આકાશ પાતાળ એક કરવા લાગ્યો. ગોદાવરી રવજીની ખડે પગે ચાકરી કરતી, દવાદારૂના ખર્ચમાં ઘર સાવ ખાલી થઈ ગયું પણ રવજીનો રોગ ઘટતો નહિ, દિવસે દિવસે વધતો જતો.

એક દિ' સમીસાંજથી જ રવજીની તબિયત વધારે બગડી. બે વાર થોડી થોડી વારે ઝોબા આવી ગયા. જુવાનજોધ હોવાથી તેના ખોળિયામાં જીવ ઘૂંટાતો હતો. હૃદયમાં અસ્વાસ્થ ખેંચતાણ હતી, કંઈક કહેવું હતું પણ જીભ ઉપડતી નહોતી. બાબુ અને ગોદાવરી ખાટલા પાસે જ હતાં. અંતે રવજીએ બાબુને પાસે આવવા ઇશારત કરી, બાબુ તેના મુખ પાસે મ્હો લઈ ગયો ત્યારે રવજીએ

તૂટતા સ્વરે કહ્યું, 'માફ કરજે આ છો...કરાં તને બ...ળે છે. તે..ને હે.. થાવા દ..ઈશ નઈ, બ...ધાનું ધ્યા..ન રાખજે.' ગોદી પાસે જ ઊભી હતી તેની સામે એવી નજરે મીટ માંડીને જોઈ રહ્યો. ત્યારે ગોદાવરીએ કહ્યું 'સાંભળ્યું ? કંઈ કેવું છે ?' રવજીએ માથું હલાવ્યું ના ના. ત્યારે ગોદાવરીએ રડતાં રડતાં બે હાથ જોડીને રવજીને કહ્યું 'તમે મારી અને છોકરાંની જરાય ચિંતા કરશો નો. તમારા છોકરાને હું રખડાવું, ઈ, મારા આંખ્યના રતન જેવા છે, તમે તમારા જીવને દખી કરો મા.' આટલું કહી ગોદી ડળક ડસક આંસુડે રડી પડી. રવજીએ ચારેકોર ઘરમાં એક આંખ ફેરવી લીધી. બાબુ શાંતા, કાન્તિને જગાડી રવજી પાસે લ ગ્યો, રવજીએ ક્ષીણ ધ્રુજતો હાથ ઊંચો કરી છોકરાંઓના માથે વારાફરતી અડાડ્યો. તેની આંખમાંથી દડદડ આંસુ સરી પડયા. તેણે મહાપ્રયત્ને આંખો મીંચી. બે ડચકાં આવ્યાને જીવ ચાલ્યો ગયો.

ઘરમાં ધડાપીટ અને રોકકળ શરૂ થઈ. આડોશી પાડોશીમાં કાળો કકળાટ થયો. છ મહિનામાં તો ઘરમાંથી જુવાનજોધ જેવા બે માણસ ચાલ્યા ગયા. બેઉનો માળો પીંખી નાખ્યો, ગોદાવરીના રોણાએ અને છોકરાના વલવલાટે સૌની આંખમાં આંસુ આવી ગયા.

દુઃખનું ઓસડ દા'ડા. રવજી ગુજરી ગયાને આઠ નવ મહિના થયા અને શોકનું વાતાવરણ જરા હળવું થયું. ગોદી તો બેચાર મહિનાથી આજુબાજુના પૈસાદાર ઘરોમા એંઠવાડ પાણી કરીને બે પૈસા રળવા માંડી હતી. બંને જણા નાના હતા, અને પોતાનીય ઉંમર ક્યાં મોટી હતી ? હજી તો બત્રીસમું વરસ માંડ ચાલતું હતું, ઘરમાં દિયર હતા તેય ઘરભંગ હતા. તેથી ગોદીના પિયરીઆને ચટપટી હતી. કાંય કાંય બહાના કાઢી બે ત્રણ વાર ગોદીને ઘેર આવી ગયેલા. એક દિ' રવજીનો સોગ ભાંગવાને બાને તેના કાકા આવ્યા, અને રાત રોકાણા. રાતે ગોદીના કાકાએ બાબુની પાસે વાત મૂકી "કે જમાઈને મરી ગયે હવે લગભગ નવ દશ મહિના થઈ ગયા છે. તેની હડપ (સોગ) હવે ભાંગી નાખીએ. પછી ગોદાવરીને અમે હવે અમારે ઘેર તેડી જાયી. તમો કો'તો છોકરાવનેય હારે લઈ જાવીએ, ના પાડો તો ભલે અહીં રયા."

ઓશરીમાં થતી વાત ગોદાવરીએ સાંભળી, તેના પેટમાં ઊંડો ધ્રાસકો પડ્યો, 'હાય, હાય આ તે મારા કાકા છે કે કોણ ? આ લોકોને તો મને બીજે ઘરઘ ની કેરી લાગે છે. બાપેય, નરયા લાગે છે તેનેય જે ઘરવરણાના બમો પાચમો રુપિયા મળ્યા તે. તે તો ટાંપીને જ બેઠા છે. મારી તો રોજડી થાશે, પણ આ ઉઝર્યા પાઝર્યા છોકરાનું શું ? કાકો છે, પણ હું ઘરઘવા હાલી જાઉં પછી તેય બીજી લાવશે. સગી મા જણેના બે છોકરાને છોડીને ચાલી જાય તો પછી નવી આવતી કાકી તો તેને સાચવેજ શેની ? છોકરાને હાડકે જ વીંઠમેને ?" ગોદી આંસુ પાડતી કડવો ઘૂંટડો ગળી ગઈ અને સમસમીને બેઠી રહી.

બાબુએ ગોદીના કાકાને કહ્યું, "ભાભી જો આવવા તૈયાર હોય તો મારી ના નથી. અમારે કાંઈ વેલ (કોળી, ભરવાડ વગેરે નીચલી જ્ઞાતિમાં કુટુંબની વહુને રાંડયા પછી બહાર ઘરઘવા ન દેતા, તે સ્ત્રીને તેના દિયરના જ ઘરમા બેસ રતા. આને વેલમાં જ રાખી એમ કહેતા) જેવી નથી. ગોદી હા પાડે તો તેને ખુશીથી તમે તેડી જાવ. બેઉ છોકરાં મારા હેવાયા છે, ભલે મારી પાસે રે, તેની ફીકર મનેય ગોઠશે નો."

આ સાંભળી ગોદીથી ન રહેવાયું ત્યારે, ઘરમાંથી બહાર આવી કાકાને કહ્યું, "હમણાં તો મારે ત્યાં આવવાનો વચાર્ય નથી, હજી તો એને મરી ગયાને આઠ નવ જ મહિના થ્યા છે, વરસ પુરું થાશે ત્યારે હું ત્યાં આવીશ." આટલું કહી તે પાછી ઘરમા ચાલી આવી. બીજે દિ' રવજીનો સોગ ભાંગીને ગોદીના કાકા મનમાં ફૂંગાતા ચાલ્યા ગયા.

રવજીને એક વરસ પુરું થવાને પંદરેક દિવસની વાર હતી ત્યારે એક રાતે ગોદીએ જ તેના દિયરને કહ્યું, "બાબુ, તમને મારે એક વાત કરવી છે.

બેસો અહીં મારી પાસે" બાબુ નિર્દોષ ભાવે આવીને ગોદી પાસે બેઠો. "ગોદાવરી ભાભી શું કહેવું છે?" ગોદીએ ગળચવા ગળ્યા પણ કહેતા જીભ ન ઉપડી, નીચું જોઈ ગઈ. બાબુએ પૂછ્યું, "ભાભી શું કહેવું છે? દેવું હેતું મેલીને નિરાંતે જેવું હોય તેવું કહે."

ગોદીએ કહ્યું "જો બાબુ, તમે જાણો છો કે તમારા ભાઈને ગુજરી ગયાને વરસવગોટ થઈ ગયું છે. મારા કાકા હવે આ મહિનો ઉતર્યે જ મને તેડવા આવશે. તેમનો વિચાર મને ક્યાંય ઠેકાણું ગોતીને ઘરઘવી દેવાનો છે. આપણે રહ્યા કોળી, કોળીથી ઘરઘરણું થાય. મારા કાકાને તો મારા ઘરઘવાથી રૂપિયા પાનગે છરશે, મળશે, તેથી તેણે તો ઠેકાણું ય ધ્યાનમાં રાખ્યું હશે. ત્યાં મને ઘરઘાવશે, મારું કહ્યું માનશે નૈ, મને આ મારા જણ્યા ગજે વળગે છ તેથી એક વચન નાખું છું, કે આ બાબતમાં તમે જ કાંઈક વાડ કાઢો, જેથી હું આ ઘરમાં જ રહીને મારા છોકરાને મોટા કરી ભણાવી શકું. બસ મારે એટલું જ તમને કેવાનું હતું." આટલું કહી ગોદી નીચી થઈ ગઈ.

ચતુર બાબુ થોડી વાતમાં ઘણું સમજી ગયો. રવજીને વરસ પૂરું થયું, તેની વરસી વાળી લીધી કે તરત ગોદીના કાકા તેને તેડવા આવી પહોંચ્યા. બાબુ શાંતિથી પણ મક્કમતાથી ચોખ્ખું કહી દીધું "હું ગોદી ભાભીને ત્યાં નો મોકલું, અમારે તેને વેત બાર જાવા દેવી નથી, ઘરઘરણાના નાતના રિવાજ પ્રમાણે હું પૈસા આપી દઈશ" ગોદીના કાકા પહેલાં તો ધૂંવાંફૂંવાં થઈ ગયા પછી કોચવાતે મને રિવાજ પ્રમાણે પૈસા નક્કી કરી, પાંચ માણસને પૂછી, ગોદાવરીને પોતાની સાથે તેડી ગયા. સારા વારે બાબુને ઘરઘવા આવવાનો પત્ર લખ્યો, ગોદાવરીને બાબુ સાથે માથું બટકાવી ઘરઘાવી, બાબુ ગોદાવરીને ઘરઘીને લઈ આવ્યો. દીકરી શાંતિ સમજણી હોવાથી તેને થોડા દિવસ મોસાળ રાખી, પણ કાન્તિને સાથે તેડતા આવ્યા.

ગોદી સાથે બાબુએ દિયરવટું વાળ્યું તેથી, આડોશી પાડોશીમાં સૌએ કાનાફૂસી કરી. "આ ગોદીએ આ શું કર્યું? આ તો ચતૂર કાગડો ગુ ઉપર બેઠો. અંતે કોળીભાઈ ખરાં કોળાને જ?"

ગોદીને બાબુ ધાર્યા, એ જ ઘર અને એ જ માણસો. હવે સગપણ બદલાઈ ગયા હતા. બાબુને રૂડીરૂપાળી ગોદાવરી પ્રત્યે, ઊંડું ઊંડું આકર્ષણ તો હતું જ, તે ગોદાવરી આજ હવે તેની પત્ની બની ગઈ હતી. આજે બાબુ ખૂબ જ આનંદમાં હતો. રાતે શયન વખતે તે ગોદાવરી જે ખાટલે સૂતી હતી ત્યાં ગયો ત્યારે ગોદાવરી ખાટલામાં સફાળી બેઠી થઈ ઊભી થઈ ગઈ. કપડાં સંકોરી તે શુન્ય મને એકોર નીચું જોઈ ઊભી રહી ગઈ.

બાબુએ પાસે આવી હરખાતા પૂછ્યું, "અરે! આ શું? મને ભાળી કેમ ઊભી થઈ ગઈ?" ગોદાવરી કહે. "બાધા રહો મને અડશો નહિ, હું તો પરાઈ છું."

ત્યારે બાબુએ કહ્યું 'ઘરઘરણા માટે તો તે જ પેલા કહ્યું હતું, મારા તો મનમાંય આ વાત નહોતી. પણ હવે આ શું?'

ગોદી જરા ટટાર થઈ, થોડું ઊંચું જોઈને બાબુને કહ્યું 'હા, તમારી સાથે દિયરવટું વાળવામાં મારી હા હતી મેં કીધું હતું એવી વાડ મારે સારૂ રાખ હતી, મને ફાવે ત્યાં મારા માવતર ઘરઘાવી દેવાના હતા. ત્યારે મારા પોટા જેવા જણ્યા રખડી પડત, તમે તો બીજી લાવત, ત્યારે મારા જણ્યાનું શું? એ મારા ગભરૂડા જણ્યા ખાતર મેં તમારી સાથે દિયરવટું વાળી એક ભવમાં બે ભવ કર્યા છે. અત્યારે પંડથી ભલે હું તમારી વહુ બની પણ હૈયાથી તો તમારા મોટાભાઈની આ અને આ મારા છોકરાની મા છું." આટલું કહી ગોદી નીચે બેસી ગઈ અને પોક પોક આંસુએ રડી પડી.

બાબુ સ્તબ્ધ થઈ ગયો. મોઢું કાળું મશ થઈ ગયું. શું કરું? શું ન કરું? રોમ રોમમાં ક્રોધ

બ્યાપ્યો, પણ સંસ્કારી વાતાવરણમાં રહેલો તેથી કડવો ક્રોધ ગળી ગયો. ને ગોદીને કહ્યું 'બસ થઇ રહ્યું હવે, ગોદી, તું મારી માબેન, આજથી હું તારો સગોભાઇ. અત્યારે જ આ પંજાબ કઠોરા વાળું છું, તે તું જીવતી હઇશ ત્યાં સુધી કોઇ દિ'છુટશે ને, જો તેમાં ભંગ પડે તો મને બ્રહ્મચારી હડમાનની આણ અને તારા છોરુંઇ મારા જ છે, મને મોટાભાઇએ ભળાવેલા છે.

"તારા છોરુને પંડયના જેમ રાખીશ, લે બેન, આ મારો બોલ છે." એમ કહી બાણુ ગોદડાં લઇને પહેલાંની જેમ જ ઓસરીમાં પથારી કરી સુઇ ગયો.

તે દિ'થી બાણુએ ગોદીની સાથે સગોભાઇની જેમ વર્તાવો શરૂ કર્યો, શાંતુ તો બીજી ભણતી હતી, કાન્તિને બાલમંદિરમાં દાખલ કર્યો.

આ વાતને પંદર વરસ વીત્યા. ગોદી પર ઘડપણની છાયા ફરી વળી, કાન્તિ કોલેરામાં ગુજરી ગયો. શાંતુને મેટ્રીક સુધી ભણાવી, સારું રંઘળ ગોતી પરણાવી દીધી. ગોદી પણ કેન્સરની બિમારીથી ગુજરી ગઇ.

ગોદીના મૃત્યુ પછી એક વરસે બાણુ બીજી ઘરઘ્યો. તે પણ રસોઇ પાણીની પંચાતે. નવી આવનાર મીઠી પણ પોતાની સાથે આગલા ઘરની આંગળિયાત દીકરીને લેતી આવી. બાણુ એ છોડીને પણ દીકરી પેઠે રાખે છે. હજીયે બાણુ એ જ શાળામાં નોકરી કરે છે.

## મા

ખલિલ જિબ્રાન

માનવજાતના હોઠ પર 'મા' એ સૌથી મીઠડો ઉચ્ચાર છે. માડીનો સાદ એ સહુથી અદકેરો હેતાળ સાદ છે. 'મા' એ અંતરના ઊંડાણમાંથી આવતો આશા ને પ્રેમભર્યો મીઠો હૂંફાળો શબ્દ છે. મા એ જ સર્વસ્વ છે. આપણા દુઃખોમાં મા આપણું આશ્વાસન છે. આપણી યાતનાઓમાં મા આપણી શ્રદ્ધા છે. આપણી હતાશામાં મા આપણી આશા છે. આપણી નિર્બળતામાં મા એ જ આપણી શક્તિ છે. મા એટલે પ્રેમ, દયા, સહાનુભૂતિ અને ક્ષમાનું ઝરણું.

સમસ્ત પ્રકૃતિ જાણે કે માતાની જ ગૌરવગાથા ગાય છે. સૂર્ય એ ધરતીની મા છે, એ તેને હૂંફ અને પ્રકાશનું પોષણ આપે છે. પોતાની પુત્રી ધરતી સમંદર, પક્ષીઓ અને ઝરણાનું મીઠું ગીત સાંભળતી સૂઈ ન જાય ત્યાં સુધી રાત્રિ થતાં સુધી—મા સૂર્યદેવ ધરતીને છોડીને જતો નથી. વળી આ ધરતી યે વૃક્ષો ને પુષ્પોની માતા છે. તેને એ જન્મ આપે છે, પોષણ આપીને ઉછેરે છે અને છેવટે ધાવણ છોડાવીને સ્વતંત્ર રીતે જીવન જીવતાં કરે છે.

આમ સર્વત્ર મા નું જ આધારસ્વરૂપ નજરે પડે છે. મા એ જ સૌંદર્ય અને સ્નેહ સભર શાશ્વતતામાં છે. (અનુ. નટવર અં. રાવળ)

# બોધકથા

પૃથ્વીસિંહ ઝાલા

## મહાભારત માટે !

મહાભારતનો અંગ્રેજીમાં અનુવાદ કરવાનું ભારે કામ બંગાળાના એક દરિદ્ર વિદ્વાન પ્રતાપચંદ્રે માથે લીધું હતું.

એમના અસાધારણ ઉદ્યમને લીધે જ એ કાર્યનો આરંભ થયો. અનેક રાજા-મહારાજાઓ અને સરકારનો આશ્રય પણ એમણે મેળવ્યો; પરંતુ બધાને એમજ લાગતું હતું કે; મહાભારત જેવા બૃહદ ગ્રંથનો અનુવાદ પ્રકટ કરવો એ નાનુ સૂનું કામ નથી. પ્રતાપચંદ્રથી એ કામ પાર પડશે નહિ અને નાણાં નકામાં જશે; પરંતુ પ્રતાપચંદ્રે તો પોતાની બધી શક્તિને એ જ કાર્યમાં યોજીને એ દુઃસાધ્ય કાર્યને પણ પાર પાડી બતાવ્યું. ચોરાણું ખંડમાં એ ગ્રંથ આશ્વમેધિક પર્વ સુધી પ્રગટ થયો. એટલામાં પ્રતાપચંદ્ર શયનું મૃત્યુ થયું. મૃત્યુ શય્યામાં પણ તેમને 'મહાભારત'ની ચિંતા હતી. એમણે પોતાની સુયોગ્ય પત્ની શ્રીમતી સુંદરીબાલાને કહ્યું કે, "મારા શ્રાધ્ધમાં કોઈ ખર્ચ કરશો નહિ; અરધાં ભૂખ્યાં રહીને પણ 'મહાભારત'ને સંપૂર્ણ કરજો. એથીજ તમે મારી પ્રત્યે શ્રધ્ધા પ્રકટ કરી અને મારું સાચું શ્રાધ્ધ કર્યું એમ હું માનીશ."

ત્યાર પછી એક વર્ષમાં જ એ ગ્રંથ છપાઇને સંપૂર્ણ બહાર પડી ગયો.

સ્વજનોનાં અધુરાં ઉત્તમ કાર્યને પૂરાં કરવાં એ પણ ઊંચા પ્રકારનું શ્રાધ્ધ છે.

## ....ને તેમણે અભિમાન આડંબર તોડયો

કેશવજી ભટ્ટ કાશ્મીરી બ્રાહ્મણ અને સંસ્કૃત ભાષાના ઘણા મોટા વિદ્વાન હતા.

એમને પોતાની વિદ્યાનો બહુ ફાંકો. જ્યાં જતા ત્યાં શાસ્ત્રાર્થ કરે ને પોતાની શ્રેષ્ઠ સાબિત કરતા.

એ જ વિચારથી દિગ્વિજય કરવા સારુ તેઓ કાશ્મીરથી ચાલીને નદિયા શાન્તિપુર જઈ પહોંચ્યા.

નદિયા એ વખતે ન્યાય શાસ્ત્રનો પ્રસિધ્ધ અને અભેદ કિલ્લો હતો... નદિયાના પંડિતો પણ કેશવભટ્ટનું નામ સાંભળીને કાને હાથ દેવા લાગ્યા....

એક દિવસ સેંકડો ચેલાઓને લઇને એ બેઠા હતા; ત્યાં ચૈતન્ય દેવ જઇ પહોંચ્યા. એમની ઉમર તે વખતે કેવળ સાત વર્ષની હતી; પણ મુખ મુદ્રા ઘણી તેજસ્વી અને સુંદર હતી, ભટ્ટજીનું ધ્યાન તેમની તરફ ગયું.

ચૈતન્ય દેવ બોલ્યા કે, "આપ ઘણા મોટા પંડિત છો, મને કાંઇક સંભળાવો ! "

ભટ્ટજીએ કહ્યું. "તું હજી બાળક છે" ભણ્યો ગણ્યો કાંઈ નહિ, હોય તું મારી વાતોમાં શું સમજીશ !"

ચૈતન્યે હસીને કહ્યું કે. 'ત્યારે બીજું કાંઈ નહિ તો ગંગાની સ્તુતિના શ્લોક જ સંભળાવો। એ સાંભળીને હું પ્રસન્ન થઇશ'

ભટ્ટજી એમની ભોળી વાતોથી ભોળવાઇ ગયા. ગંગાજીની સ્તુતિના પોતાના રચેલા શ્લોકો સંભળાવ્યા. ચૈતન્યદેવે કહ્યું. "હવે આ શ્લોકોના ગુણ દોષ કહી સંભળાવો."

ભટ્ટજીએ કહ્યું કે "મારી કવિતા દોષ રહિત હોય છે."

ચૈતન્ય દેવે હસીને કહ્યું. "મને આજ્ઞા આપો તો હું જ એના ગુણદોષ બતાવી આપુ.'

ભટ્ટજીએ પોતાની સંમતિ આપી, એટલે ચૈતન્ય દેવે એકેએક પિંગળના અનેક દોષ તેમની રચનામાં બતાવ્યા.

પંડિતજી તો ગભરાઇ ગયા; અને વિચારવા લાગ્યા કે, 'બારસી વયમાં આવું પાંડિત્ય!' એ વખતે તો તે કાંઇ ન બોલ્યા. ચૈતન્ય દેવ તો પોતાને ઘેર જતા રહ્યા. કેશવદેવ પણ મન-માંને મનમાં બહુ શરમાવા લાગ્યા. સંસ્કૃત વિદ્યાનું પોતાનું અભિમાન ધૂળમાં મળી ગયું; એક નાનકડા બાળકના હાથેજ તેમનો પરાજય એ વાત મનમાંથી ભુલાતી નહોતી. એજ વિચા-રમાં તે સૂઇ ગયા. સ્વપ્નામાં તેમને ચૈતન્ય-દેવનું મહત્ત્વ જણાયું.

બીજે દિવસે પોતે એમને ઘેર ગયા અને પગે પડીને કહ્યું કે, 'આપ ખરેખર જ્ઞાનમૂર્તિ છો!" એ દિવસથી કેશવ ભટ્ટજીને ચૈતન્ય દેવ ઉપર શ્રદ્ધા બેઠી.

બંગાળમાંથી વિદાય થતી વખતે તેઓ તેમની પાસે ઉપદેશ લેવા ગયા; ત્યારે ચૈતન્ય દેવે કહ્યું કે, 'સાંભળો પંડિતજી! કેવળ બે વાતોને ધ્યાનમાં રાખજો. પહેલી તો એ કે, ભગવાનની ભક્તિ કરો. એથી તમારો જન્મ સફળ થશે અને આપોઆપ તમારામાં બધા સદ્‌ગુણ દીપી નીકળશે. બીજી વાત એ કે, હવે કોઇની સાથે શાસ્ત્રાર્થ ન કરશો. એથી અહંકાર અને પક્ષપાત વધે છે. પોતાના પક્ષને દૃઢ અને સત્ય દર્શાવવા સારુ વ્યાજબી તેમજ ગેરવ્યાજબી દલીલોથી પણ કામ લેવું પડે છે. અહંકાર એ જ પાપની જડ છે. એથી બચશો તોજ તમારુ વાસ્તવ કલ્યાણ થશે.

ભટ્ટજી નમ્રતાથી બોલ્યા કે, 'હવેથી એમજ કરીશ."

પછી તેઓ પાછા કશ્મીર ચાલ્યા ગયા અને શાસ્ત્રાર્થ કરવાનું છોડી દીધું!

## પંડિત અને પંડિતાઈ!

કોઇ ઠોકર ખાય છે. કોઈને ઠોકર વાગે છે. ઠોકર ખાવી એ એક સ્વાભાવિક અનુભવ છે. સંસારની નજર સામે જીવન વિશેનાં અનેક સૂત્રો મોજૂદ રહે છે. પણ આ નજર એ ચૂકી જાય છે. અને એ લપસી પડે છે. કોઈ સાબદો પંથ ભૂલે છે. પણ આવા આદમીનું બધું જ ખતમ થઇ ગયું એવા અફસોસને બદલે જે કંઇ બાકી રહ્યું હોય, એનાથી ફરી જીવનનો દોર હાથમાં લઈ શકાય છે. અનેક સંતોનો ભૂતકાળ રૂડો નથી રહ્યો. ઠોકર ખાધીને કોઈકને ઠાકુરજી લાધ્યા. આ ઠાકુરજી એટલે જીવનનો સિદ્ધાંત. નવ-જીવનનો માર્ગ સહુને માટે લંબાયો છે. એ માર્ગ ચરણને એમ પૂછતો નથી કે, તું શા માટે ગાત સાધે છે?

મારગ છે, ચરણ માટે...ચરણ છે, ગતિ માટે,...ગતિ છે કોઇને કોઇ સ્થળે પહોંચાડવા માટે.

કહેવતોની કિતાબમાં એક વાત આવે છે. એક પરણેલી સ્ત્રીને એક લંપટ રાજાએ ઉપાડી. સ્ત્રીએ રાજાની હત્યા કરી અને એ પરણેતર સાથે ચાલી નીકળી. બન્ને વગડામાં ચાલતાં હતા ત્યાં વરને સાપ ડસ્યો, સાપનું ઝેર ચડયું અને પતિ અવસાન પામ્યો. સ્ત્રી વગડામાં એકલી પડી. એક ટોળીએ બાઇને એકલી જોઇને એને પજવી. એને પકડીને દૂર લઇ ગયા. ગણિકાને ત્યાં એને વેચવામાં આવી. પાપના ધંધામાંથી છટકવા એ સ્ત્રી ભાગી. દોડતી દોડતી સ્મશાને જઇ ચઢી એક ચિતા બળતી હતી એમાં બળી જવા માટે એ એ ચિતા ભણી ધસી અને એજ ઘડીએ નદીમાં પૂર આવ્યું.

......એ પૂરમાં ચિતા ઓલવાઇ ગઇ, પર-ન્તુ સ્ત્રી પુરમાં તણાઇ ગઇ. અને જીવતી રહી. છાસ વેચી એ ગુજરાન ચલાવવા લાગી.

એવામાં એક દિવસ એક છત્રપતિના ઘોડાની ઠોકર વાગી એ ઉથલી પડી. માથું ફૂટી ગયું. છત્રપતિએ બાઈને પૂછ્યું. "અરે! બાઈ તમે

આમ કેમ ચાલો છો ? તમારી બધી છાસ ઢોળાઇ ગઇ હવે શું કરશો ?'

બાઇએ કહ્યું. 'મહારાજ ! છાસનો અફ્સોસ શા માટે કરવો. મારું જીવનજ એવું છે. આખી જિંદગી હું એક પછી એક આફતો સહન કરતી આવી છું. ચિત્રવિચિત્ર સંજોગોની વચ્ચે એક સ્ત્રી એની આ છાશ, એક રૂપક રજૂ કરે છે. આફતોના નીભાઠામાં પ જીવન જીવતું રહે છે.

આ બાઇનો કિસ્સો સમજાવે છે કે બહુ ઓછાની મુરાદ બર આવે છે. એમ છતાં જીવનનો સરળતાથી અંત આવનો નથી. આટલી બધી આપત્તિ પછી બાઇ જીવન જીવવા ખાતર છાશ વેચતી રહી. છાશ ઉપર પણ કોપ ઉતર્યો તે છતાં સ્ત્રી છાશ ગુમાવીને જીવનની કેડીએ ફરી ચાલતી રહી. આવા પ્રસંગોથી માણસની કસોટી થાય છે. આવા બનાવો પર પંડિતનોય ગજ લાગતો નથી.

"પંડિત ઓર મશાલચી
દોનો સુજે નાહિ,
ઓરત કે કરે ચાંદની
આપ અંધેરે માંહી."

જે પંડિતાઇની બોલી બોલે છે. અથવા જે પોતાને મશાલચી તરીકે ઓળખાવે છે એ બીજાઓ માટે કદાચ ચાંદની નીતારતા હશે પણ પોતે તો મોટે ભાગે અંધારામાં જ અથડાતા હોય છે કારણ જીવન તેમના બોધ પ્રમાણે આકાર પામતું નથી. જે જીવે છે એનો આ અનુભવ એજ એની સાચી પોથી. સ્ફૂર્તિ રાખીને જીવનની કેડી ઉપર ચાલે છે. એ સફરનું નામ મશાલ !

## સત્યવાદીનું સન્માન

ગ્રીકપંડિત જેનોક્રેટિસને એક મુકદ્દમામાં સાક્ષી આપવા અદાલતમાં જવું પડયું. તેઓ ન્યાયાલયના નિયમ પ્રમાણે ન્યાયાધીશની ખુરશી સામે ઊભા રહી સત્ય કહેવાની પ્રતિજ્ઞા લેવા લાગ્યા, એટલે ન્યાયાધીશે કહ્યું કે, "આપના જેવાને સારુ પ્રતિજ્ઞા લેવાની જરૂર નથી. આપની બધી વાત પ્રતિજ્ઞાપૂર્વક કહેવાયેલી હોય છે.'

ઇટાલિયના કવિ પેટ્રાકની સંબંધમાં પણ એવું જ હતું. એને કોઇ દિવસ બાયબલ હાથમાં લઇને જુબાની આપવી પડતી નહિ. ન્યાયાધીશ એને માન આપવા સારુ ઊભા થતા અને સોગંદ ખવરાવ્યા વગર જ એની સાક્ષી નોંધી લેતા.

સત્યવાદીઓનું સન્માન હંમેશા એમના ચારિત્રના ગુણને લઇને જ સર્વત્ર થતું હોય છે !

## વૃદ્ધાનો ઉપદેશ પણ રાજાએ માન્યો

મેસિડોનિયાના રાજા ફિલિપના દરબારમાં એક વૃદ્ધ સ્ત્રી ફરિયાદ કરવા ગઇ હતી. એ વખતે રાજકાજમાંથી પરવારી સભા બરખાસ્ત કરીને રાજા ઊઠવાની તૈયારીમાં હતો, એટલે તેણે વૃદ્ધાને કહ્યું કે, હાલ મને ફુરસદ નથી."

"તો પછી રાજા કહેવડાવવાને પણ લાયક નથી." વૃદ્ધાએ પણ સામું સડસડતું સંભળાવ્યું વૃદ્ધાનાં આવા કપરાં વેણ સાંભળી રાજા ફિલીપને પણ ચાનક ચઢી ગઇને તેણે વૃદ્ધાની વાત સમજીને યોગ્ય ફેંસલો આપ્યો.

આટલું જ નહિ પણ ત્યાર પછી તેણે 'ફુરસદ નથી.' એ કહેવાનું પણ ભૂલી ગયો.

## કિંમતી વસ્ત્રો સાધનામાં અંતરાય રૂપ છે !

શ્રી રામકૃષ્ણ પરમહંસને એમના ભક્ત મથુરમાણુએ એક કિંમતી સાલ આપી. તે દેહપર ઓઢીને પરમહંસદેવ ધ્યાન કરવા બેસી ગયા, પણ ઈષ્ટદેવને પ્રણામ કરવા, જતા વિચાર આવ્યો કે વસ્ત્રને ધૂળ ચોંટશે ? તરત જ તેમણે વસ્ત્રને કાઢીને ફેંકી દીધું અને ત્યારપછી સ્વસ્થ ચિત્તે ઇષ્ટદેવતાને પ્રણામ કર્યા....

# અવલોકન

શિ૦

'લાભ રુવે એની નવધારે'

(લેખક : શ્રી શિવકુમાર જોષી,

ભાગ ૧-૨ સ્વાતિ પ્રકાશન મુંબઈ-૩,

પૃષ્ઠ ૪૧૮-૩૪૮ રૂા. ૯.૫૦-૬.૫૦

આજ લેખકની અગાઉની ત્રણ નવલકથાઓ 'કંચુકીબંધ' 'અનંગરાગ' તથા 'શ્રાવણી' પછી બે ભાગમાં આ ચોથી નવલ બહાર પડે છે. વિષયની દૃષ્ટિએ, અગાઉની કથાઓમાં આકર્ષણ રહ્યું છે અને 'શ્રાવણી'ના નાયક તથા નાયિકા માટે આચાર-સંહિતાની એક આધ્યાત્મિક ભૂમિકા રચી લેખકની જીવનદૃષ્ટિ માટે માન અને આદર થાય તેવી આશા તેમણે રચી હતી. ચોથી નવલકથા બે ભાગમાં હોવા છતાં એટલી હૃદયંગમ નથી બનતી.

૧૯૪૨થી ૧૯૫૦ના દસકાની દેશની રાજકીય ભૂમિકાને પાર્શ્વભૂમાં રાખી, ગુજરાતનો નાયક અને બંગાળની નાયિકા વચ્ચે, રવીન્દ્રબાબુ અને ગાંધીજી વચ્ચે આંટા ફેરા કરાવે છે. અશેષ પહેલી વાર અમદાવાદથી કલકત્તા મામાની પેઢીમાં જોડાવા જાય છે અને ગાડીમાં કાજલની મુલાકાત થાય છે. સ્વપ્નસેવી બન્ને આત્માઓ, 'સમાન વ્યસનેષુ સખ્યમ્' એ ન્યાયે નજીક આવે છે. અશેષની કોલેજની કારકિર્દી સામાન્ય નીવડે છે. કોલેજ જીવન દરમ્યાન ચાંદની છાયાનો પરિચય થયો હોય છે, અને તેના પ્રેમની માગણીમાં નાસીપાસ થયો હોય છે. શ્યામવર્ણી' કાજલની સંસ્કારિતા, અને 'શાંતિનિકેતન'ના કલા, સંસ્કાર, તેમજ કવિવર ટાગોરની શિષ્યા હોવાને કારણે અશેષ, ૧૯૪૨ના રવીન્દ્રનાથની આખરી માંદગીમાં તેમના નિવાસ-સ્થાન જોરાસાંકો, કાજલ સાથે જઈ ચડે છે. કવિવર ટાગોરના મૃત્યુનો પ્રસંગ ૧૯૪૨ના ઓગસ્ટની આઠમી તારીખ, શ્રાવણી પૂનમ-બપોરના બારને દસ મિનિટ— એક મહામાનવનું મહાપ્રસ્થાન વાચકને યાદ રહી જાય છે:

'ચેગેછિકૂટિ વિદાય દેહો ભાઇ, સબારે આમી પ્રણામ કરે જાઇ' (હવે રજા મળી છે; મને વિદાય આપો, ભાઇ! તમને સૌને પ્રણામ કરીને આ ચાલ્યો.) આ બીજા વિશ્વયુદ્ધનો સમય હોય છે અને જાપાન તે વખતે ભારતની સીમા સુધી આવી પહોંચ્યું હતું; બર્મામાં લડાઈ જામી હતી અને કલકત્તા ઉપર ક્યારે બોમ્બ પડે તે કહેવાય નહિ તેવી પરિસ્થિતિ હતી. યુરોપમાં ભીષણ યુદ્ધ ચાલુ હતું.

કાજલનો ભાઇ ઉત્પલ, પોતાની બહેન અશેષ જોડે સંબંધ રાખે તેથી વિરુદ્ધ હોય છે કેમકે તે શશધરદાની આગેવાની નીચેના એક ક્રાંતિકારી મંડળનો સભ્ય હોય છે અને કાજલને પણ તેમાં જકડી રાખવા માગે છે. નટવરલાલ મામાને ત્યાં તેમના દીકરા-દીકરીઓ વચ્ચે અશેષને ફાવતું નથી. મામાની દીકરી બહેન હોવા છતા, સુતપા સાથે અશેષને છૂંજાજીડી થાય છે. અને તે જુદો રહેવા ચાલ્યો જાય છે. બુદ્ધિમત્તામાં તીક્ષ્ણ હોવાથી, સુતપા અને અશેષના શાબ્દિક યુદ્ધમાં વાચકને મઝા આવે છે. અશેષની માતા જયમનબેનનું માત્ર નવલકથાનું એક આસ્વાદ્ય અંગ છે. સમજણા પુત્રને મિત્ર તરીકે તેઓ રાખી જાણે છે, અને સ્વાતંત્ર્ય લડતમાં પણ મહિલાઓની આગેવાની લઇ, જેલમાં જઇ શકે છે. અને ત્યાં તબિયત લથડે છે, અને અશેષ તેમની જાણ બહાર માફીપત્ર લખીને છોડાવે છે, ત્યારે અમદાવાદ ન રહેતાં કલકત્તા ચાલ્યા આવે છે. કાજલ અને અશેષ વચ્ચે સાંકળ બની રહેવાની ઇચ્છા છતા, બન્નેના માનસની જાણકારી હોઇ, મનનું દુઃખ હૃદયમાંજ ભંડારી રાખે છે. રાષ્ટ્રિય મુક્તિની ચળવળ પૂરજોસમાં ચાલતી હોય છે; દેશનેતાઓ કારાવાસમાંથી મુક્ત પામે છે; મુસ્લીમ લીગ અને કોંગ્રેસ સાથે આઝાદીની મંત્રણા ચાલે છે; પાકિસ્તાનની માગણી જોરશોરથી થાય છે; ઝીણા અને

તેના કોમવાદી સરદારો કલકત્તાનો હત્યાકાંડ કરાવે છે, અને અંગ્રેજોને હાથમાં એક શસ્ત્ર મળી જાય છે. ગાંધીજીને લાગે છે કે અંગ્રેજો છે ત્યાં સુધી હિંદુ મુસ્લીમ પ્રશ્નનો ઉકેલ આવશે નહિ. 'હિંદ છોડો'ની હાકલ તેઓ કરે છે. નોઆખલી આગ ઠારવા તેઓ બંગાળમાં જાય છે ત્યાં પંજાબ સળગે છે અને હિંદુસ્તાન તેમજ પાકિસ્તાનમાં રમખાણો ફાટી નીકળે છે. બાપુ દિલ્હી જઈને, ઉપવાસ જાહેર કરે છે; મુસ્લીમો તરફનો બાપુનો પક્ષપાત અને ઉચ્ચારણોથી કોમવાદી માનસ વધુ ખુન્નસ ધારણ કરે છે. અને બન્ને પક્ષના આગેવાનોની સમજુતી પછી ઉપવાસનો અંત આવે છે પણ ગાંધીજીનું ભાવિ નક્કી થઈ જાય છે. તેમની પ્રાર્થનાસભામાં બોમ્બ ફૂટે છે અને થોડા દિવસ બાદ તેમની હત્યા...! જયમનબેન આઝાદીની લડત મનોમન લડતા હોય છે. લથડતી તબિયતે પણ રોજેરોજના સમાચાર મેળવે છે. રેડિયો ઉપર ગાંધીજીની હત્યાના સમાચાર સાંભળી તેમનું પ્રાણપંખેરું સદાયને માટે ઊડી જાય છે. આજ સમયમાં કાજલ ચિત્રકલાના વિશેષ અભ્યાસ માટે પરદેશ ગઈ હોય છે. અશેષ એકલો પડી જાય છે. સુતપાને હવે તેની માનસિક યાતનાનો ખ્યાલ આવે છે. એક વાર કાજલ સાથે કોઈ સંબંધ ન રાખવા તેણે અશેષ સાથે શરત કરી હતી એટલા માટે કે મોટાભાઈ તરીકે અશેષે તેને શશધર સાથે સંબંધ વધારવાની મનાઈ કરી હતી.

ભૂતકાળની પ્રેમિકા ચાંદની, દક્ષિણના કથકલી નૃત્યની તાલીમ લઈ, કલકત્તા પ્રોગ્રામ આપવા આવે છે ત્યારે અશેષ ભૂતકાળની યાદ આપે છે અને લગ્નની માગણી મૂકે છે. પણ ચાંદનીને આવું કોઈ બંધન ખપતું નથી. અશેષ તેના સાથે એક રાતનો મુક્ત સહવાસ માણે છે પણ તેથી તો તેના હૃદયની વ્યથા વધી જાય છે. ઉત્પલ પરદેશમાં પણ કાજલના પત્રોમાં પાસા બાબત ઉમેરાણી કરે છે અને અશેષ સાથે સંબંધ ન રાખવા અવારનવાર જણાવે છે. અશેષના પત્રો કાજલને મળતા નથી અને કાજલના અશેષને.

વચ્ચે નટવરમામા હિંમતભાઈની પુત્રી સરયુ માટેનો પ્રસ્તાવ અશેષ સમક્ષ મૂકે છે પણ તે દાદ આપતો નથી. કાજલ પરદેશથી આવે છે ત્યારે અશેષ તેને મળવા જાય છે અને સુતપા પણ સાથે હોય છે. ત્યાં પ્રથમવાર બંને વચ્ચે પ્રેમનો એકરાર અને સ્નેહગાંઠે જોડાવાનો કોલકરાર થાય છે. કાજલે યુરોપિયન પેઢીનું કામ હાથ ઉપર લીધું હોય છે, અને મુંબઈ રહેવા માગે છે. તેને ડર છે કે ઉત્પલ તેનો પીછો પકડશે અને અશેષ સાથે તેને જોઈ જશે તો કાંઈક અશુભ બનશે. છેવટે અશેષની સૂચનાથી કાજલ કોનારક જવાનું નક્કી કરે છે. તે જ ગાડીમાં ઉત્પલ તેમની પાછળ હોય છે. કોનારકનું સૂર્ય મંદિર જોઈ બન્ને આત્માના કલાકાર જીવને શાંતિ મળે છે. મંદિરની ટોચ પરથી સૂર્યોદય નીરખવાનો લ્હાવો લેવા કાજલ અને અશેષ ઉપર ચડે છે. પાછળ ઉત્પલ પણ હોય છે. ભયજનક ફરસબંધી ઉપર અશેષ ઊભો હોય છે ત્યારે ઉત્પલને કુવિચાર સૂઝે છે અને કાજલનો છેડો નહિ છોડતા આ આદમીને પૂરો કરવા, છેલ્લો દાવ ફેંકે છે. પોતાનો વજનદાર ગરમ કોટ વીંટલું કરીને જોરથી અશેષ તરફ ફેંકે છે.

'આવી ઠંડીમાં તમે ગરમ કોટ નથી રાખ્યો ?'

પણ કાજલ એ ઘા ઝીલી લ્યે છે. અને નીચે ખડકપર દડી પડે છે અને મૃત્યુ પામે છે. કાજલ પરદેશ ગઈ હતી ત્યારે તેની ગેરહાજરીમાં અશેષે, પોતાના સ્વપ્નના મહેલ જેવું એક મકાન બંધાવેલું. તેની બાલ્કનીમાં એકલો બેસીને તે બહાર નજર કરે છે— બારે મેઘ તૂટી પડ્યા છે. ચારેકોર પાણી પાણી અને જોરે લાગે છે કે જે રુદન તેના હૈયામાં સંઘરાયું છે તેનો પડઘો પ્રકૃતિ પાડી રહી છે:

"આભ રુવે એની નવલખધારે રેણુ રડે નોધાર,
માઝમ રાતનો મેવલો ગાજે, વીજ કરે ચમકાર
રુવે આજ છાપરી બેય પડાળી
રુવે મારું અંતર આજ ચોધાર
રુવે નવલોકને સાતપાતાળ."

કવિ સુંદરમ્‌ની આ પંક્તિઓ ભારે ભાવવાહી બની છે અને વાતાવરણને અનુરૂપ કારુણ્ય છલકાવે છે.

શ્રી શિવકુમાર જોશીએ આ નવલકથામાં એક દસકાનું ચિત્ર રજૂ કરવાનો સન્નિષ્ઠ પ્રયાસ ઘણી સફળતાથી કર્યો છે. સાથે સાથે બિમલ મિત્રનો તેવો પ્રયત્ન યાદ આવી જાય છે. અને તેમણે 'સાહેબ–બીબી–ગુલામ', 'ખરીદી કોડિયો કે મોલ' તેમજ "એકમ, દશક, સો" એમ ત્રણ નવલ શ્રેણી દ્વારા એક આખો યુગ રજૂ કરવાનો અને અનેકરંગી વૈવિધ્યપૂર્ણ પાત્રો આલેખવાનો જે પુરુષાર્થ કર્યો છે તેની સાથે સહેજે સરખામણી કરવાનું મન થાય છે. શિવકુમારે ધાર્યું હોત તો એક જ ભાગમાં આ નવલકથાનું વધુ તેજસ્વી આલેખન કરી શક્યા હોત અને કાજલને મૃત્યુને પંથે ન મોકલતાં, ગુજરાતની કર્મભૂમિમાં ટાગોર અને ગાંધીની અધૂરી સાધનામાં કાર્યરત બનાવી હોત.

# પ્રેમનું દાન

એક વખત ટોલ્સ્ટોય રોજના નિયમ મુજબ સવારે ફરવા નીકળ્યા હતા. એકાંત રસ્તા ઉપર એક ભીખારીએ હાથ ઊંચો કરીને એમને ઊભા રાખ્યા.

ભીખારી ચીંથરેહાલ હતો. સુકા ભઠ હોઠ, ઊંડી ઉતરી ગયેલી આંખો અને થાગડથીગડ કપડાંમાંથી હાડકાં પાંસળાં દેખાતાં હતાં.

ભીખારીની આ દુર્દશા જોઈને ટોલ્સ્ટોયને થયું : દરિદ્રતાએ આ માણસની કેવી કરુણ હાલત કરી છે ?

ભીખારીએ એનો ધ્રુજતો હાથ લાંબો કરીને ટોલ્સ્ટોય પાસે ભીખ માંગી.

ટોલ્સ્ટોય ખીસ્સાં ફંફોળવા લાગ્યા. જોગાનજોગે એ દિવસે એમના ખીસ્સામાંથી કંઈ ન નીકળ્યું.

ભીખારીનો હાથ લંબાવેલો જ હતો. અને પોતાની લાચાર સ્થિતિના કારણે ટોલ્સ્ટોય શરમ અનુભવી રહ્યા હતા.

પરંતુ બીજી જ ક્ષણે પેલા ભીખારીનો ધ્રુજતો હાથ પોતાના બે હાથમાં પકડીને સ્નેહભર્યા ગળગળા અવાજે તેમણે કહ્યું.

"ભાઈ, માઠું ન લગાડતો હો ! તને આપવા જેવું અત્યારે મારી પાસે કંઈ જ નથી."

ભીખારી ઘડીભર એમની સામે જોઈ રહ્યો, પરંતુ બીજી ક્ષણે એના સુકાયેલા હોઠ ઉપર સ્મિત ફેરવીને એ હસ્યો. ટોલ્સ્ટોયના બંને હાથ એની બરછટ હથેળીઓ વચ્ચે દબાવીને કંપતા અવાજે એણે કહ્યું.

"કંઈ નહીં સાહેબ, એમાં શું ? આ...તમે મારા પ્રત્યે સ્નેહભર્યું વર્તન કર્યું એ પણ શું ઓછું છે ! મને કેટલો આનંદ થયો !...અને દિલનો પ્રેમ આપવો એ પણ એક પ્રકારનું દાન જ છે ને સાહેબ !"

ફરીથી એ ભીખારીના બંને હાથ પ્રેમથી દબાવીને ભારે પગલે ટોલ્સ્ટોય ત્યાંથી ચાલતા થયા.

— ધી.

# ગુજરાત સ્ટેટ કો-ઓ. લેન્ડ ડેવલપમેન્ટ બેંક લી૦

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ, | સહકાર ભવન |
| નવરંગપુરા, | ઢેબરભાઇ રોડ, |
| અમદાવાદ-૯. ☆ | રાજકોટ. |

તા. ૩૧-૩-૬૭ સુધીની માહિતી દર્શાવતાં આંકડા.

ટેલીગ્રામ "ખેતી બેન્ક"          ટેલીફોન :- ૭૮૪૩૬
૭૮૨૧૫



| | | | ક્રોડ લાખ. |
|---|---|---|---|
| ૧. | અધિકૃત અને બહાર પાડવામાં આવેલ શેર ભંડોળ. | રૂા. | ૫. ૦૦ |
| ૨. | ભરપાઇ થયેલ શેર ભંડોળ | રૂા. | ૩. ૬૮ |
| ૩. | રીઝર્વ ફંડ અને અન્ય ભંડોળ | રૂા. | ૦. ૭૫ |
| ૪. | કુલ ધીરાણ | રૂા. | ૫૨. ૯૯ |
| ૫. | ડીબેન્ચર્સ દ્વારા ઊભું કરવામાં આવેલ ફંડઝ | રૂા. | ૪૩. ૦૦ |

ગ્રામ બચતના રોકાણના કાર્યને વેગ આપવાના હેતુથી-ખેડૂતોને બચત તરફ વાળવા બેંકે આઠ વર્ષથી ગ્રામ ડીબેન્ચર્સ (રૂરલ ડીબેન્ચર્સ)ની યોજના હાથ ધરેલ છે. જેમાં વ્યકિતગત રોકાણો થઇ શકે છે. આ ગ્રામ ડીબેન્ચર્સની રાજ્ય સરકારશ્રીની બાંહેધરી ધરાવે છે અને તે એપ્રુવ્ડ અને ટ્રસ્ટી સીકયુરીટીઝ તરીકે ગણાય છે.

બેંક બોજો રહિતની જમીનની જામીનગીરી પર ફકત ખેતી વિષયક લાંબાગાળાનું ધીરાણ કરે છે.

સને ૧૯૬૫-૬૬થી બેન્કે ખાસ યોજના દ્વારા ગુજરાત રાજ્યના સાગર કાંઠે નાળિયેરીનું વાવેતર વિકસાવવા માટે ખેડૂતોને લોન આપવાનું શરૂ કરેલ છે. તે ઉપરાંત આ બેંકમાંથી રાજ્યમાં ફળઝાડના બગીચા બનાવવા અને દ્રાક્ષનું વાવેતર કરવા માટે પણ ખેડૂતોને લાંબા ગાળાનું ધીરાણ મળી શકે છે.

વિશેષ માહિતી માટે બેન્કની ૧૭૯ પૈકી ગમે તે શાખાનો અથવા અમદાવાદ. રાજકોટ કચેરીનો સંપર્ક સાધો અથવા લખો.

| | | |
|---|---|---|
| ભગનભાઇ ર. પટેલ<br>ઉપપ્રમુખ. | હરિપ્રસાદ હ. ત્રિવેદી<br>આઇ, એ, એસ. રીટાયર્ડ<br>મેનેજીંગ ડીરેકટર. | ઉદયભાણુસિંહજી<br>યુવરાજ સાહેબ<br>ઓફ પોરબંદર<br>પ્રમુખ. |

# અમારાં પ્રકાશનો

# વૈષ્ણવજન

વર્ષ : ૧ | જુલાઈ – ઓગસ્ટ : ૧૯૬૭ | અંક : ૪-૫

## અનુક્રમણિકા



### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક ટપાલમાં ગુમ થશે તો મોકલાશે.

મનીઓર્ડરથી લવાજમ મોકલવું વધુ સારું છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

" વૈષ્ણવજન "
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨ –
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરુચિ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ

---

# શ્રી ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી૦

ઉના (જિલ્લો જૂનાગઢ)

પ્રમુખ : પરમાણંદદાસ જીવાભાઇ ઓઝા

મેનેજિંગ ડિરેક્ટર : ચંદ્રશંકર લાભશંકર જાની

તાર : સહકાર

રજીસ્ટ્રેશન નંબર : ૨૫૪૧

તારીખ ૨૫-૧-૧૯૫૧

ટેલિફોન ઑફિસ-૭ : રેસિડન્સ-૧૮

ઓડિટ વર્ગ 'અ'

તા. ૧૮-૧૧-'૬૪

સભાસદ સંખ્યા, મંડળીઓ-૫૫

અધિકૃત શેર ભંડોળ રૂા. ૩.૦૦ લાખ

ભરપાઇ થયેલ શેર ભંડોળ ૨.૮૪ લાખ

સરકારશ્રીનું રૂા. ૧.૪૨ લાખ

સભ્ય મંડળીઓનું શેર ભંડોળ ૧.૪૨

અનામત ફંડ રૂા. ૦.૮૩ લાખ

અન્ય ફંડ રૂા. ૧.૮૧ લાખ

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલા ખેતી ઉપજના માલનું ઓઇલ મિલ અને જીનીંગ ફેકટરી દ્વારા રૂપાન્તરનું કાર્ય કરવામાં આવે છે.

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારનાં ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વગેરે પૂરાં પાડવામાં આવે છે.

ખાંડ, સિમેન્ટ, પતરાં, ખજૂર, સૂકો મેવો, ખાદ વગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે.

# ગુજરાત સ્ટેટ કો-ઓ. લેન્ડ ડેવલપમેન્ટ બેંક લી૦

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ, | સહકાર ભવન |
| નવરંગપુરા, | ઢેબરભાઇ રોડ, |
| અમદાવાદ-૯. ☆ | રાજકોટ. |

તા. ૩૧-૩-૬૭ સુધીની માહિતી દર્શાવતાં આંકડા.

ટેલીગ્રામ "ખેતી બેન્ક" — ટેલીફોન :- ૭૮૪૩૯, ૭૮૨૧૫

C

| | | | કરોડ લાખ. |
|---|---|---|---|
| ૧. | અધિકૃત અને બહાર પાડવામાં આવેલ શેર ભંડોળ. | રૂા. | ૫. ૦૦ |
| ૨. | ભરપાઇ થયેલ શેર ભંડોળ | રૂા. | ૩. ૬૮ |
| ૩ | રીઝર્વ ફંડ અને અન્ય ભંડોળ | રૂા. | ૦. ૭૫ |
| ૪. | કુલ ધીરાણ | રૂા. | ૫૨. ૯૯ |
| ૫. | ડીબેન્ચર્સ દ્વારા ઊભું કરવામાં આવેલ ફંડઝ | રૂા. | ૪૩. ૦૦ |

ગ્રામ બચતના રોકાણના કાર્યને વેગ આપવાના હેતુથી-ખેડૂતોને બચત તરફ વાળવા બેંકે આઠ વર્ષથી ગ્રામ ડીબેન્ચર્સ (રૂરલ ડીબેન્ચર્સ)ની યોજના હાથ ધરેલ છે. જેમાં વ્યકિતગત રોકાણો થઇ શકે છે. આ ગ્રામ ડીબેન્ચર્સની રાજ્ય સરકારશ્રીની બાંહેધરી ધરાવે છે અને તે એપ્રુવ્ડ અને ટ્રસ્ટી સીકયુરીટીઝ તરીકે ગણાય છે.

બેંક બોજો રહિતની જમીનની જામીનગીરી પર ફકત ખેતી વિષયક લાંબાગાળાનું ધીરાણ કરે છે.

સને ૧૯૬૫-૬૬થી બેન્કે ખાસ યોજના દ્વારા ગુજરાત રાજ્યના સાગર કાંઠે નાળિયેરીનું વાવેતર વિકસાવવા માટે ખેડૂતોને લોન આપવાનું શરૂ કરેલ છે. તે ઉપરાંત આ બેંકમાંથી રાજ્યમાં ફળઝાડના બગીચા બનાવવા અને દ્રાક્ષનું વાવેતર કરવા માટે પણ ખેડૂતોને લાંબા ગાળાનું ધીરાણ મળી શકે છે.

વિશેષ માહિતી માટે બેન્કની ૧૦૯ પૈકી ગમે તે શાખાનો અથવા અમદાવાદ. રાજકોટ કચેરીનો સંપર્ક સાધો અથવા લખો.

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ<br>ઉપપ્રમુખ. | હરિપ્રસાદ હ. ત્રિવેદી<br>આઇ. એ. એસ. રીટાયર્ડ<br>મેનેજીંગ ડીરેક્ટર. | ઉદયભાણસિંહજી<br>યુવરાજ સાહેબ<br>ઓફ પોરબંદર<br>પ્રમુખ. |

## સૌન્દર્યમંજરી

# કલા—સાધના

નંદલાલ બોઝ

કલા એ આનંદની અભિવ્યક્તિ છે. સર્જનમાં આનંદ રહેલો હોય છે. ઉપનિષદો કહે છે કે, આનંદમાંથી જ જગત ઉત્પન્ન થયું, તે આનંદમાંથી આનંદ તરફ પ્રયાણ કરે છે, અને છેવટે આનંદમાં એ સમાવિષ્ટ થઇ જાય છે. કલાકાર સર્જનના આનંદ અર્થે જ સર્જન કરે છે. કલાની કોઈ પણ કૃતિના મૂલ્યાંકનની કસોટી એ છે કે, તે માનવ-હૃદયને આહ્‌લાદ આપી શકે એવી હોવી જોઇએ. એક વાર તે જીવંત બને પછી તે મૃત્યુ પામતી નથી ધારો કે અજંતા અને ઇલોરાની ઉત્કૃષ્ટ કલાનો નાશ કરવામાં આવે અને માનો કે માત્ર એક કલાકારને એ કલા જોવાનું ભાગ્ય સાંપડયું હોય; તો તે કલા એ એક કલાકારના મુગ્ધ હૃદયમાં સત્યરૂપે જીવંત રહેશે અને તેને ફરીને મૂર્ત કરવા અને નૂતન જીવન આપવા પ્રેરશે. સાચી કલાકૃતિ સર્વદા જીવંત છે; એનું અસ્તિત્વ સાકાર છે અને પરંપરાગત એનો થતો જતો પુનર્જન્મ પણ એટલો જ સ્વાભાવિક અને અનિવાર્ય છે.

ઘણાં વર્ષો પહેલાં શાંતિનિકેતન આવી ગયેલા પ્રો. પેટ્રિક ગેડેસ પણ એમ જ માને છે. તે વખતે અમે અજંતા-ઇલોરાની માફક ભિંત-ચિત્રો દોરવા પ્રયત્ન કરતા હતા. પણ અમારી પાસે જોઈતી સાધન સામગ્રી ન હોવાથી તેમ જ અમને એ વિષે પૂરતું જ્ઞાન ન હોવાથી, અમારે પ્રયત્ન છોડી દેવો પડયો. અમે આમ હતાશ થઈ ગયા તે પ્રોફેસરને ન ગમ્યું. તેમણે કહ્યું, "તમે શા માટે અટકી ગયા? જો તમે માત્ર કોલસાથી પણ ચિત્ર પાડયું હોત અને એકાદ માણસ પણ તે જોત અને તેને તે ગમત, તો તમારો એ પ્રયત્ન સફળ થયેલો ગણાત. ભલે તમારી કૃતિ માત્ર એક જ દિવસ ભીંત પર રહેત, તોયે તે કૃતિ પેલા જોનારના મર્મમાં તો જીવનભર જડાઇ રહેત. જો તમે કામ નહીં કરો તો તમારી કલ્પના-તમારો મનોભાવ-તમારા મનમાં જન્મે એ પહેલાં મૃતપ્રાય બની જાય છે અને કોઇને-ખરે, તમને પોતાને-પણ તે સમૃદ્ધ ન કરી શકે."

શિલ્પ, ચિત્રકળા, કાવ્ય, સંગીત, નૃત્ય વગેરે બધી જુદી જુદી કળાઓ એક હેતુ માટે સંમિલિત થાય છે. દરેક કળા પોતપોતાની રીતિ મુજબ આ સર્વ સર્જનના સારરૂપ આનંદની સુસંવાદિતાને વ્યક્ત કરવા મથે છે. એ રીતે જોતા કલાની સાધના યૌગિક કે આધ્યાત્મિક સાધના જેટલી જ મહત્ત્વની છે. તમે સર્વ દૃશ્ય જગતની પાછળ રહેલ અવ્યક્ત અદ્વૈતની ઝાંખી કરવા મથો છો. એ અદ્વૈતને જાણીએ એટલે બધું જ જાણી શકાય. કલાકારનું પણ એ જ લક્ષ્ય છે.

એક ચીની કલાકારે કહ્યું છે, "દેવની મૂર્તિ અને ઘાસનું તણખલું જ્ઞાનીને મન સરખાં જ છે અને તે આનંદ તેમ જ અભિવ્યક્તિની એક સરખી કક્ષાએ તેને પ્રેરણા આપનારાં છે." આમાં દેવની મૂર્તિનો અનાદર લેશમાત્ર પણ થયો નથી, પણ ઘાસના તણખલાને બરાબર ન્યાય આપવામાં આવે છે.

કલાકારે સંપૂર્ણ અનાસક્ત રહેવું જોઇએ. મનુષ્ય તરીકે તેમ જ સમાજના એક સભ્ય

તરીકે એ વ્યક્તિગત લાગણીઓ, ભાવનાઓ અને સંવેદનો દર્શાવી શકે ખરો, પરંતુ કલાકાર તરીકે સર્જનની ક્ષણે તે એ સૌથી પર હોવો જોઇએ. પોતાના વ્યક્તિગત પૂર્વગ્રહો અને અનુરાગો એની સર્જનદૃષ્ટિને કુંઠિત કરશે અને પોતાના વ્યક્તિગત ભાવોને વૈશ્વિક સ્વ-'રૂપ આપવામાં બાધારૂપ નીવડશે. સર્જનની ક્ષણે તે બુભુક્ષા, જાતીયતા વગેરે વૈયક્તિક ભાવોથી આવરિત એવા સ્વાત્માથી તે ઉચ્ચ કક્ષાએ હોવો જોઈએ, જેથી તેના વ્યક્તિગત સંવેદનોને તે વૈશ્વિક રસ કે સર્જનના આનંદમાં પરિણત કરી શકે.

કલાકાર હૃદયદ્રાવક કે આનંદપ્રદ વસ્તુને લઇ શકે. તે કોઈ પણ રસ કે લાગણી તરફ આસક્ત ન રહેતો હોવાથી એમાં તેને કોઇ તરફ પક્ષપાત જેવું રહેશે નહિ.

×

# કલાકારની પાત્રતાનું પ્રમાણ

ગુ. મ

હું કંઇ કલાકાર નથી, પરંતુ હું કલા તેમ જ કલાકારોને ચાહું છું ખરો. અને હું કલાકારોને ચાહતો હોવાથી, કોઇ કોઇ વાર, તેમના આત્માનો સ્પર્શ અનુભવી શકું છું. એ જ એમની સુપાત્રતાના પ્રમાણ રૂપ છે. પ્રેમમાં એટલું સમજવાનું ઊંડાણ તેમજ કલ્પનાશક્તિ રહેલી છે.

મારી માન્યતા એવી છે કે, કલાકાર એક રીતે સુન્દરતાના વૈશ્વિક આત્માના આવિષ્કાર, અદ્ભુતતા અને પ્રજ્ઞાતત્ત્વનો અવિરત સાક્ષી છે તેમ જ બીજી રીતે એ આવિષ્કાર અદ્ભુતતા અને પ્રજ્ઞાતત્ત્વની બીજાને અનુભૂતિ કરાવવા માટે નિર્મળ ચારિત્ર્યનો સર્જક છે.

સુન્દરતા એ સનાતન તત્ત્વનાં ત્રણ મૂળભૂત લક્ષણોમાંનું એક છે, અને તે સત્ય અને શિવની સાથે એકરૂપ છે. તેથી તે પૂર્ણ અને સર્વના ગુણોથી વ્યાપ્ત હોવાથી અતીવ ઉચ્ચ છે.

હવે સત્ય અને શિવ એ માનવ–આત્માનો આવિર્ભાવ હોવાથી સુન્દરતાનું દર્શન આત્માનાં કર્મ અને અભિવ્યક્તિ ઉપરથી જ થઇ શકે. તેથી કલાકારની પાત્રતાનું પ્રમાણ એ છે કે : સુંદરતાનો આત્મા એ જ આત્માની સુંદરતા છે. તોયે, શું કલાકાર સુન્દરતાનાં આત્મારૂપ પૂર્ણ અને સર્વને હંમેશાં સમજતો હોય છે ખરો ? જો તેનું સુન્દરતાનું દર્શન સાચું હોય, એટલે કે તેનું સર્જન માનવના આત્માનાં ઊંડાણને તેમ જ ઉન્નતતાને સ્પર્શી શકે એટલું ઉચ્ચ હોય, તો તે કલાકાર પૂર્ણ અને સર્વને સમજતો હોવો જ જોઇએ. એવો સંભવ છે ખરો કે, એની સમજણ તેને સભાનપણે ન પણ હોઇ શકે.

પરંતુ આ અભાનપણે રહેલી સમજને સભાન કરવી એજ કલાકારનો ધર્મ છે. તેથી એનું જીવન ઉચ્ચ આશયો પ્રતિ અભિમુખ થતું રહેતું હોવું જોઇએ. મેં 'ઉચ્ચ' શબ્દ હેતુસર વાપર્યો છે. કારણ કે મર્યાદિત, પરંપરાગત અને રૂઢિબદ્ધ નીતિ તો સામાન્યપણે હોય છે અને તોયે તો સામાન્ય થરના લોકોની જ ગણાય.

# પરિભ્રમણ

આશુતોષ

## બીડાતાં દ્વાર

અમદાવાદ મ્યુનિ. કોર્પોરેશન શહેરને અદ્યતન અને વાહનોની અવરજવર માટે વધુ સાનુકૂળ બનાવવા પ્રાચીન દરવાજાઓને તોડી પાડવા માગે છે. આવા લગભગ દસબાર દરવાજા અત્યારે અસ્તિત્વ ધરાવે છે. ત્રણ દરવાજા, ભદ્ર અને દિલ્હી દરવાજો ખૂબ મશહૂર છે, અને અમદાવાદમાં ન વસતા હોય તેવા લોકો પણ તેમના નામથી સુપરિચિત છે. ગુજરાત ઉપરના મોગલ અમલની આ નિશાનીઓ હશે પણ વધુ તો તે જમાનાની નિર્દોષ ભાવે આવિષ્કાર પામેલી શિલ્પ–સ્થાપત્યની કલાકૃતિઓ છે. કોઈએ પોતાનું નામ અમર બનાવવા તેની રચના નથી કરી. ત્યાંથી પસાર થતાં અથવા તેના દર્શનથી જાણે વર્તમાનકાળમાંથી ભૂતકાળમાં લઈ જતાં દ્વારમાં પ્રવેશતા હોઈએ તેવું લાગે છે. અને તેથી ચાલુ સદીને ભૂતકાળની સદીઓ સાથે જોડી રાખતી સાંકળનો મણકો નજર સમક્ષ જોવાનો લહાવો અહર્નિશ મળે છે. વર્તમાન પેઢી, ભૂતકાળને સાથે રાખીને જ ફરે છે, જે જ્ઞાન ઇતિહાસનાં પાનાં ગોખવાથી પણ મળતું નથી. કેવળ પથ્થરના દ્વાર હોત, તો વાત જુદી હતી. પણ આ દ્વારમાંથી ગુજરાતના પાટનગરનું નહિ–ગુજરાતના સમગ્ર ઇતિહાસનું અવલોકન થાય છે અને તે બીડાઈ જશે તો ભવિષ્યની પેઢી સંસ્કૃતિ–વિમુખ બનશે. ધરતીકંપથી કે કુદરતના કોપથી આ દરવાજા નાશ પામે તો અફસોસ નથી પણ સંસ્કૃત માનવ કઈ રીતે તેને તોડી શકે–એકએક પથ્થર જુદો કરીને? નાઈલના પાણીમાં ડૂબી જતા અબુ સિમ્બલનાં અવશેષોને, વિશ્વમંડળે અબજો રૂપિયા ખરચીને, નાશ પામતાં બચાવ્યાં. ખરેખર અનિવાર્ય હોય, તો પાટનગરના દરવાજાઓને બીજે ખસેડવાના રહ્યાં પણ તેને માટે જે વ્યય થશે, દ્રવ્યનો અને સમયનો, તેમાંથી બીજી યોજના વિચારી ન શકાય? ભૂતકાળને સજીવન કરવો એ ઘણી અઘરી વાત છે. સંશોધનકારો અને પુરાતત્વવિદો આકાશપાતાળ એક કરે ત્યારે પ્રકાશનું એક કિરણ માંડ લાધે છે–અહીં તો ભૂતકાળમાં લઈ જતાં દ્વાર બીડી દેવાની વાત છે!

## સાલિયાણાં

રાજવીઓને અપાતા સાલિયાણાએ મોટું રૂપ લીધું છે. ભારત સરકારની સાજનવાનો જોટો વિશ્વમાં મળવો મુશ્કેલ છે. કોંગ્રેસનું જ લૂણખાઈને છેલ્લી બન્ને ચૂંટણીઓથી રાજવીઓ, રાજમાતાઓ અને રાજરાણીઓ સરકારની પાછળ પડી છે. વળી પક્ષ પણ 'સ્વતંત્ર' જ પસંદ કરે છે. સાલિયાણાં બંધ કરવા માટે વીશ વર્ષનો સમય અનિવાર્ય હતો? અથવા સરકારે એવી અપેક્ષા રાખી હતી કે આ બધા દેશપ્રેમથી ભીંજાઈ જતાં, રજવાડાંના છોટે નવાબ અને શાહજાદીઓ, સામેથી એમ કહેશે, " એમાં શું–લઈ લ્યોને તમારું બધું પાછું–તમારું છે અને તમને આપવું છે!" લોકોના અસંતોષનો લાભ લઈ, આ રજવાડી તત્વો ફૂલ્યા ફાલ્યાં છે અને પોતે પ્રજાના તારણહાર હોવાનો ડોળ કરી શકે છે. લોકોની સ્મૃતિ ટૂંકી જ થઈ જતી હશે. નહીંતર કાઠિયાવાડમાં નરેશો, રાજસાહેબો અને ઠાકોર સાહેબોનું રાજ હતું ત્યારે માથે શું વીતી છે તે ક્યાં ઇતિહાસની ચોપડીમાં જોવું પડે તેમ છે! અને છેલ્લો દાખલો મધ્ય પ્રદેશનો નજર સમક્ષ ભજવાઈ ગયો. રોગને તથા દુશ્મનને ઘરમાં આણીને સિંહાસન પર ન બેસાડાય. સરદાર પટેલનું આરંભેલું કામ કોઈ પૂરું કરી શક્યું નહિ અને મોટામોટા હોદ્દાઓ, ખાતાંઓ, એલચીપદે, રાજ્યપાલપદો આપીને આજે સ્થિતિ એવી થઈ છે કે કોંગ્રેસ પક્ષને સત્તાપર રહેવું હોય તો માજી

રાજવીઓ નચાવે તેમ નાચવું. ઇઝરાઇલનો લશ્કરી સેનાપતિ ડાયન કાંઇ મૂર્ખ નથી. જીતેલો પ્રદેશ સોંપવાની ના પાડે છે. આપણે પાકિસ્તાનને બધું જ પાછું આપી દીધું – રાજવીઓને પણ તેમનું રાજપાટ લઇ લીધા પછી બધું આપવા માંડયા, અને માથા ઉપર બેસાડયા. હવે નીચે ઉતારવાની વાત કેવી? અને સાલિયાણા બંધ કરવાની કોની તાકાત છે?

## બાલગાંધર્વ

મરાઠી રંગભૂમિના એક અભૂતપૂર્વ કલાકાર બાલગાંધર્વનું ૮૦ વર્ષની વયે અવસાન થતાં એક શ્રેષ્ઠ ગાયક અને અભિનેતાની ખોટ પડી છે. એપ્રિલની નવમીએ તેમણે શુદ્ધિ ગુમાવી તે મૃત્યુપર્યંત રહી–લગભગ ૧૦૦ દિવસ–અને છેલ્લે ૭૯ વર્ષ પૂરા કર્યાનો જન્મદિવસ ૨૬મી જૂને બેશુદ્ધિમાં પસાર કર્યો હતો. ગુજરાતના જયશંકર સુંદરીની પેઠે મરાઠી રંગભૂમિ ઉપર નાયિકાની ભૂમિકા ભજવનાર આ કલાકારનો પ્રશંસક વર્ગ લાખોની સંખ્યા ઉપર થવા જાય છે. 'એક ચ પ્યાલા'માંની નાયિકાની તેમની ભૂમિકા, કેવળ મરાઠી નહિ, તમામ પ્રેક્ષક વર્ગ જીવનપર્યંત ભૂલે નહિ એટલી અસરકારક હતી. તેમની કલાના સન્માન તરીકે ૧૯૬૫માં તેમને 'પદ્મભૂષણ'નો ઇલ્કાબ રાષ્ટ્રપતિ તરફથી મળ્યો હતો. તેમનું આખું નામ નારાયણ શ્રીપાદ રાજહંસ હતું પણ દુનિયાએ તેમને બાલગાંધર્વ તરીકે જ સંબોધ્યા અને ઓળખ્યા. ભારતની રંગભૂમિમાં મરાઠી રંગભૂમિનું સ્થાન મોખરે છે તેમાં સાહિત્યનું એક કારણ ખરું; પરંતુ બીજું કારણ તેને સાંપડી રહેલા આજીવન કલાકારો. ચલચિત્રના આ યુગમાં રંગભૂમિએ હરીફાઇ કરવાની છે ફીલ્મી ચિત્રો સામે. તે એટલું આસાન નથી. અને એટલે જ બાલગાંધર્વની ખોટ ન પૂરાય તે સમજી શકાય છે.

## કૃષ્ણાવતાર

ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યુ છે કે જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય, સાધુઓને દુઃખ પડે અને દુષ્કર્મો વધી જાય ત્યારે હું અવતાર- ધારણ કરીશ. વાસ્તવમાં તેમણે અવતાર ધારણ કર્યો કે નહિ તે ખબર પડતી નથી. પરંતુ દૂધ-દહીંની મટકી ફોડતાં બાળકનૈયાના લક્ષણો ઉપરથી સંશોધન કરવાનું હોય તો તાજેતરના એક બે બનાવો ધ્યાન ખેંચે છે જેમાં એક ભારતમાં બનેલો છે, ઓરિસ્સામાં. ખેતરમાં રમતા એક ગોવાળિયાના પુત્રે રમતાં રમતાં ગોફણમાંથી ઘા છોડયો તે ઓડ ઇલેક્ટ્રીસીટીના ટાવર ઉપરની ચીનાઇ માટીના ઇન્સ્યુલેટરને વાગતાં અને તૂટી જતાં વીજળીનો પ્રવાહ અટકી પડયો અને ભુવનેશ્વર સહિત સારા રાજ્યમાં અંધકાર વ્યાપી ગયો. વીજળી બોર્ડના કર્મચારીઓની દોડધામ મચી ગઇ. ચોવીશ કલાકની મથામણ પછી ભેદ બહાર આવ્યો અને વીજળીનો પૂરવઠો ચાલુ થઇ શકયો. ગોવાળિયાના આ પુત્રને રાદવાથી બાંધીને શિક્ષા કરી કે નહિ તે જાણમાં આવ્યું નથી. બીજો કિસ્સો લંડનના વિશ્વવિખ્યાત બીગબેન ટાવરના ટકોરા પડતાં બંધ કરી દેનાર, એક વિદ્યાર્થીનો છે. એમ કહેવાય છે કે હીટલરે બીગબેનને ચૂપ કરવા બીડું ઝડપેલું પણ તેમાં તે નિષ્ફળ ગયો. અને સુમધુર રૂપેરી રણકારથી બીગબેન સમયની છડી પોકારતું રહ્યું છે; પણ હમણાં જ એક વિદ્યાર્થી એ ટાવર ઉપર જઇને, ઘડિયાળના મોગરા ઉપર 'ચ્યૂઇંગ ગમ' લગાડી પેન્સીલ ચોંટાડી દીધી! અગિયારના ટકોરાનો સાવ બોદો અવાજ સાંભળી સહુ ચોંકી ગયા– પોલિસ અને સ્કોટલેંડ યાર્ડની દોડાદોડી! જઇને જોયું તો, પેન્સિલ ફાડા થઇને મોગરા સાથે ચોંટી રહી હતી' આ બધામાં સાચો કૃષ્ણ કનૈયો કોણ તે શોધવાનું કામ ધાતજીનું છે. છે કોઇ બલરામ?

## કુતુબ–પીસા

કુતુબમિનારને મરામત કરવા સરકારે વીશ લાખ રૂપિયા મંજૂર કર્યા તે, મોડું નથી. સદીઓ પહેલાંની સ્થાપત્યની ઇમારતોને જાળવવી એ કઠિન-કાર્ય છે કેમકે, તેમાં આધુનિકતા અથવા ફેરફારની જરા સરખી છાંટ દેખાવી ન જોઇએ. એમ કહે-

વાય છે કે કુતુબમિનારને ૧૩૬૮માં ફીરોઝશાહે અને ૧૫૦૩મા સીકંદર શાહ લોદીએ મરામત કરાવી હતી શ્રી પી. એન. ઓક જેવા ઇતિહાસ કારો આ બાબતમા સંશોધનવૃત્તિ ધરાવે છે, અને તાજમહાલનું કર્તૃત્વ જેમ રજપુત રાજાઓને અપાય છે તેમ કુતુબમિનાર બાબતમા વિશળ દેવનુ નામ બહાર આવે છે ઇટલીનો ટાવર આવ પીસા કુતુબ જેટલો જ પુરાણો છે પણ તે વધુ અને વધુ ઢળી રહ્યા છે એવી ભીતિ સેવવામાં આવે છે ઇટાલીના બાધકામ ખાતાના નિષ્ણાતો રાત અને દિવસ દુનિયાભરમાંથી આવતા સૂચનો તપાસી રહ્યા છે અને ઢળતા મિનારાને કઇ રીતે રક્ષણ આપવું તે તપાસી રહ્યા છે આ દ્રષ્ટિએ વીશ લાખમાં કુતુબમિનારને નવું જીવન મળતું હોય તો સોદો કાંઇ મોંઘો નથી.

## રંગભેદના રમખાણો

અમેરિકાના ન્યુજર્સી, ડેટ્રોઇટ, મિશિગન અને ફિલાડેલ્ફીયાના તાજેતરના રમખાણોએ ભારે વિકટ પરિસ્થિતિ ઊભી કરી છે આટલા મોટા પાયા ઉપર કદીપણ અમેરિકામા રમખાણો થયા નથી કાયદો અને વ્યવસ્થા લગભગ તૂટી પડી હોય તેમજ સરકાર સમક્ષ ગંભીર પડકાર ઊભો થયાનો આ પ્રથમ પ્રસંગ છે અને તેથીજ પ્રેસિડન્ટ જોન્સને તપાસનો હુકમ આપ્યો છે અને આકરા પગલાં લઇને પણ કાયદો અને વ્યવસ્થા સ્થાપવાનો નિર્ધાર જાહેર કર્યો છે

આમાં એક બીજી પણ વાત છે. આ રમખાણો દક્ષિણથી ઉત્તર સુધી અને પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાયાં છે અને કાળા ચામડીવાળા માટે અલગ રાજ્યનો નાદ પણ ઉઠાવવામા આવ્યો છે. હબસીઓની આ માગણીને ભારતે શા માટે ટેકો ન આપવો? ભારત વિરુદ્ધ પાકિસ્તાનને જો અમેરિકા શસ્ત્ર સજ્જ કરી શકતું હોય, કાશ્મિર આપી દેવા માટે ભારત ઉપર દબાણ કરતુ હોય, તો આવી પરિસ્થિતિનો રાજકીય લાભ જતો કરવામા ચાણક્ય નીતિ નથી જ. છેવટે તો યહુદીઓને વતન અપાવવા આરબોનો ભોગ લેવાયો છે. તો પછી અમેરિકાના હબસીઓ માટે તેમની ઇચ્છા પ્રમાણેનું રાજ્ય હોય તેમાં કાંઇ ખોટું નથી.

## પાણીનો સંગ્રહ કરો

ચાલુ મોસમમાં બીજીવાર સંતોષકારક અને કંઇક અધિક પ્રમાણમાં વર્ષાની મહેર થઇ છે પણ તેનો અર્થ શો? અઢળક પાણી વરસી વરસીને નિરર્થક વહી જાય છે. ખરી રીતે આવડા વિશાળ દેશ માટે દરેકે દરેક ગામ અને દરેક નદી માટે કોઇ મોટી નહી તો નાની યોજના હોવી જોઇએ

ભાખરાનંગલ નાગાર્જુનસાગર, હીરાકુંડ, દામોદરવેલી જેવી વિરાટકાય યોજનાઓ ગમે તેટલી મહાન હોય તો પણ દેશની વિશાળતામા તેનો ગજ વાગતો નથી ખેડૂતોમા જે સમજશુદ્ધિ હોય છે તેનો ઉપયોગ કરવામા આવે તો દરેક ગામને એવુ તળાવ તો મળી જ રહે જે તેની જરૂરિયાતો પૂરી પાડે નદીઓ અને નાળાઓને નથી લેવા માટે નાની નાની યોજનાઓ ઘડી કાઢવામા આવે તો ખેતી પ્રધાન દેશમા ઠેરઠેર જળાશયો અને ટૂંકા વિસ્તારની નહેરો રચી શકાય બસો કરોડ રૂપિયાની એક યોજના કરતા એક લાખ રૂપિયાની બસો યોજનાઓ વધુ કાર્યક્ષમ બનશે અને વધુ વળતર આપશે. ભગીરથ યોજનાઓને સાંગોપાંગ પાર પાડનારા અને અમલમાં મૂકનારા આપણે ત્યા નથી એટલે સામાન્ય માપ અને ગજાની યોજનાઓ હાથ ધરવી વધુ હિતકર છે. ચાલુ મઝાનું ચોમાસુ કુદરત આપે તો તો આવતા વર્ષ માટેની જોગવાઇ થઇ શકે તેવી તક છે પણ કમનશીબે લોકોનુ ધ્યાન કોંગ્રેસ વિરોધી સરકાર રચવામા જેટલું છે તેટલું પોતાના પ્રાણ પ્રશ્નોનો પોતાની મેળે ઉકેલ લાવવામા નથી પાણી એક દુર્લભ વસ્તુ છે ઇઝરાઇલ જેવા રણ અને રેતીવાળા પ્રદેશમા મીઠા પાણીના એકએક ટીપા માટે પ્રજા રાતદિવસ પુરુષાર્થ અને સંશોધન કરે છે. કુદરત જ્યારે આપે છે ત્યારે તેનો સંગ્રહ કરવા જેટલી બુદ્ધિ જે પ્રજામા નથી ને વિશેષ

૧૬ની પાટલી ઉપર બેસીને મંજીરા વગાડશે કે બીજુ કાંઈ?

## આક્રમક મહેમાન

કેનેડાએ પોતાના પાટનગર મોન્ટ્રીઅલમાં એક્સ્પો–૬૭ નામનો વિશ્વમેળો યોજ્યો છે તેનો હેતુ વિશ્વના દરેક રાષ્ટ્રની પ્રગતિનો ખ્યાલ આપવા ઉપરાંત રાષ્ટ્રો રાષ્ટ્રોને નજીક લાવવાનો પણ એક હેતુ છે. ભારતના પેવિલિયનનું ઉદ્‌ઘાટન કરવા આપણા રાષ્ટ્રપતિ ઝાકીર હુસેન ખાસ ત્યાં ગયા હતા. તેવીજ રીતે, કેનેડાએ ફ્રાંસના પ્રમુખ ચાર્લ્સ દ ગોલને પણ પોતાને આંગણે પધારવા ભાવભર્યું આમંત્રણ આપ્યુ કેનેડામા ફ્રેન્ચભાષી વસ્તિનું પ્રમાણ ઠીકઠીક કહી શકાય તેવું છે અને કવીબેકમાં તો મોટે ભાગે ફ્રેન્ચભાષાનો ઉપયોગ થાય છે. ત્યાં એક એવો પ્રચાર પણ થઇ રહ્યો છે કે ફ્રેન્ચ બોલતા લોકોનું અલગ રાજય અને તંત્ર હોવું જોઇએ. કેનેડાના શાસકવર્ગની એવી ઇચ્છા ખરી કે પ્રમુખ અહીં આવીને શાણી સલાહ આપે કે આવી અલગતાની વાતો કરવી ફ્રેન્ચભાષી લોકોને શોભતી નથી તેને બદલે દ'ગોલે કવીબેકમાં ધડાકો કર્યો કે કવીબેક ફ્રેન્ચ પ્રાન્ત બનવાને લાયક છે! તેમના ભાષણે જબરો ઉહાપોહ મચાવ્યો. કેનેડાના અખબારોમા પણ ટીકા થઈ. યજમાનને આવી વિટંબણામાં મૂકનાર આવા મહેમાન તો ભારે પડી જાય! પણ પછી તેમને શું સુઝયું કે કેનેડાની મુલાકાત પડતી મૂકી, ઘર ભેગા થઇ ગયા! ચાલ્સ' દ'ગોલનું વ્યક્તિત્વ અમેરિકા અને બ્રિટન માટે અજેય રહ્યું છે. પણ આ બનાવે આ વિલક્ષણ પુરુષની એક વધુ વિચિત્રતાને ખુલ્લી પાડી છે.

## શોધો. અને મળશે

દેશમાં અનાજનો દુકાળ તો છે જ પણ વિરલ બુદ્ધિપ્રતિભાનો અભાવ ચિંતા પ્રેરે તેટલા પ્રમાણમાં દેખાય છે કોઇક્ષેત્રે પ્રશસ્ય કામગીરી બજાવી શકે એવી પ્રતિભા દ્દષ્ટિગોચર કેમ થતી નથી! નોબલ પારિતોષિક લઈ શકે એવો સાહિત્યકાર, કવિ, વૈજ્ઞાનિક, રસાયણશાસ્ત્રી, અર્થશાસ્ત્રી કે કૃષિવિદ્ ક્યાંય જાણમાં! આંતરરાષ્ટ્રિય વાત જવાદો- ઘર આંગણાનું સંભાળી શકે તેવા કોઇ! અને તે આખા દેશનું નહિ-કોઇપણ રાજ્ય લો ને! નીચે લાવી શકે........ જી, ના. નથી.

એટલે હવે શોધ કરવી રહી. પાંગરતી અને ઊછરતી પેઢીમાંથી વૈજ્ઞાનિકો, ગણીત શાસ્ત્રીઓ, સાહિત્યકારો, અર્થશાસ્ત્રીઓ, કલાકારોને શોધવા પડશે, પશ્ચિમમાં-અમેરિકામાં અને બ્રિટનમાં, સ્કૂલોમાં અને કોલેજોમાં આગવી શક્તિવાળા વિદ્યાર્થીઓની શોધ થાય છે–હરીફાઈ યોજાય છે–Test રખાય છે અને તેમાં ઊંચા ગુણ મેળવનારને રાજ્ય નજરમા રાખી લે છે; તેને સ્કાલરશીપ અપાય છે; તેનો વિકાસ અટકે નહિ તેની કાળજી રખાય છે. અને આગળ ઉપર તે રાષ્ટ્રને પોતાની સેવાઓ આપે છે. આપણે પણ આ સ્તરે જવું રહ્યું. Talent વિના દેશનું નાવ ચાલી શકે નહિ.

---

પકિસ્તાનમાં એક નહેર ખોદાતી હતી.

પાંચ દિવસ બેકાર રહ્યા પછી એક મજૂરે મુકાદમને ફરિયાદ કરીઃ

" હજુ સુધી મને ત્રિકમ નથી મળ્યો. કામ શી રીતે કરું?"

મુકાદમ દમ ભીડાવતાં કહેઃ " અરે! તેમા તારા બાપનું શું જાય છે? તને તારી મજૂરી તો મળે છે ને?"

" હા, સરકાર."

" તો બસ, મઝાથી આરામ કર "

"પણ સરકાર! આરામ શી રીતે કરું? મારા તો ઊભાં ઊભાં પગ જ દુઃખી જાય છે. ત્રિકમ અપાવો તો તેને ટેકે મઝાથી આરામ કરું ને! બધા ત્રિકમના હાથાને ટેકે આરામ કરે છે. ને મને હજૂર! વારંવાર માગ્યા છતાં ત્રિકમ મળતો નથી."

—હરિભાઇ પટેલ

# અધ્યાત્મ સાધના

## એક નવી દૃષ્ટિ

કાકાસાહેબ કાલેલકર

ચિ. પ્યારી પુત્રી શાંતા,

હવે તમારા મુખ્ય પ્રશ્ન પર આવું. જે જ્ઞાની છે અને અનુભવી છે એ બધાંના અનુભવમાં (અગર જો એ અનુભવ પૂર્ણ હોય તો) એકવાક્યતા હોવી જ જોઇએ.

અહીં સુધી તો ઠીક છે. પરંતુ પોતાના અનુભવો વર્ણવવામાં, વિચાર કરવાની પદ્ધતિને કારણે, રજૂઆતમાં ફરક હોઇ શકે છે. આ વાત હંમેશા યાદ રાખવી જોઇએ. એક જ અનુભવના ગ્રહણ અને વિવરણમાં પણ ફરક હોઇ શકે છે.

આ બધા ઋષિ અથવા દર્શનાચાર્ય સર્વજ્ઞ હતા એવું માનીને ચાલવાનો રિવાજ છે. હું પણ એમ જ માનતો હતો. પછી, એક ભાષ્યકારે સવાલ ઉઠાવ્યો : 'કપિલો યદિ સર્વજ્ઞ: કણાદો નેતિ (ન ઇતિ) કા પ્રમા ?' તમારા વિષ્ણુસહસ્રનામમાં આવેલા પૂજ્ય કપિલ મહામુનિ સર્વજ્ઞ છે, તો કણાદમુનિ સર્વજ્ઞ નથી એવું માનવા સારુ આપની પાસે શું પ્રમાણ (પ્રમા) છે ?

હવે હું માનવા લાગ્યો છું કે બધા મોટા માણસોના અનુભવ ઓછાવત્તા પૂર્ણ હોય છે, પરિપૂર્ણ નહિ. અનુભવની સાથે ગ્રહણ કરવાની અને વિવરણ કરવાની દૃષ્ટિ પણ અલગ હોય છે. સમજણની સૂક્ષ્મતા પણ ઓછીવત્તી હોય છે. આ કારણે, પ્રત્યેક તત્ત્વજ્ઞ અને તત્ત્વજિજ્ઞાસુએ પોતાની બુદ્ધિ, પોતાની સાધના અને પોતાના અનુભવનો આશ્રય લેવો એ જ ઉચિત છે.

સાથેસાથ, જે વાત ધ્યાનમાં નથી આવતી, તેને ખોટી કહેવાની ઉતાવળ કે ભૂલ પણ આપણે ન કરીએ. (તેમ જ બુદ્ધિની ચાલાકી વાપરીને ભિન્ન ભિન્ન મતોમાં એકવાક્યતા સિદ્ધ કરવાની કરામત પણ ન કરીએ, એવું ઘણાં ભાષ્યકારો કરતા આવ્યા છે. એવા લોકોનો જમાનો હવે ખતમ થયો છે, અથવા થવો જોઇએ.) અનુભવ અપૂર્ણ હોઇ શકે છે. એને રજૂ કરવામાં પૂરી સૂક્ષ્મતા ન હોવાને કારણે પણ ગરબડ ઊભી થઇ શકે છે. આમ સમજી ને પોતાની સાધના અને શોધ આગળ ચલાવવા જોઇએ. ત્યાં સુધી મોટાઓના વચનોની બાબતમાં ન આપણે દોષ દેખીએ, ન તો અંધશ્રદ્ધાથી એને માન્ય રાખીએ. 'સસ્પેન્ડેડ જજમેન્ટ'–સબૂરી રાખવી એ સૌથી ઉત્તમ ઉપાય છે. જે પરમ સત્ય હશે તે, યથાસમયે પોતાના સ્વરૂપને 'અસંશયમ્' અને 'સમગ્રમ્' પ્રગટ કરશે જ, એટલો વિશ્વાસ રાખવો જોઇએ. વિવૃણુતે તનૂં સ્વામ્।

આટલી પ્રસ્તાવના કરીને તમારા પ્રશ્નને જવાબ આપવા ચહું છું પરંતુ, તે અગાઉ, થોડું જાણવા પણ ઇચ્છું છું.

તમે લખ્યું છે: "અહીંયાં ચિત્ત સંબંધી જે પ્રયોગો કરતી રહું છું. એમાં આપનું આ પ્રકારનું બહુશ્રુત અને સ્પષ્ટ ચિંતન સહાયક થાય છે," આ વાક્યમાં 'પ્રયોગ' શબ્દે મારું ધ્યાન તરત જ ખેંચ્યું. 'પ્રયોગ'–ની જગ્યાએ જો 'અધ્યયન' કહ્યું હોત તો વાત મામૂલી હતી 'અધ્યયન'ની સાથે 'ચિંતન' અને 'પ્રયોગ' તો ચાલવાં જ જોઇએ કેવળ અધ્યયનથી વિદ્વત્તા વધશે, જિજ્ઞાસા ક્યારેક વધશે, ક્યારેક દબાઈ જશે, અને 'અનુભવ ગંભીર છે કે છીછરો' તેની સમજણ નહિ પડે.

હું તમારાં પ્રયોગોનું સ્વરૂપ સમજી લેવા ઇચ્છું છું, તમારી પ્રયોગ પદ્ધતિનો પણ પરિચય પ્રાપ્ત કરવા ચાહું છું ત્યારે મને સંતોષ થવાનો.

સૃષ્ટિના જડ અને ચેતન એવા બે વિભાગો કરવામાં આવે છે. જડ સૃષ્ટિનું અધ્યયન, નિરીક્ષણ અને પરીક્ષણ કરીને પશ્ચિમમાં વિજ્ઞાને વિકાસ– એવોલ્યુશન–નું રહસ્ય મેળવી લીધું. હવે એ લોકોએ જડસૃષ્ટિ અને જીવસૃષ્ટિની સંધિ તરફ શોધ આરંભી

છે. જેને તેઓ 'ઝોઓલૉજી' કહે છે, જડસૃષ્ટિમાં જીવનો, 'સાઇફ'નો પ્રાદુર્ભાવ કેમ કરીને થયો? કયા ક્રમે કરીને થયો? જીવસૃષ્ટિમાં પરેલો પ્રાણ આવ્યો, પછીથી મન આવ્યું, મન પછી બુદ્ધિ અને બુદ્ધિ પછી અધ્યાત્મ. આ વિકાસક્રમ તેઓ પોતાની રીતે શોધી રહ્યા છે. એ લોકો માટે મોટાંઓના વચનોનો અર્થ કરવાની ઝંઝટ છે જ નહિ. તેઓ તો કુદરતનું અને મનનું નિરીક્ષણ, પરીક્ષણ કરતા રહે છે–કર્યે જાય છે. એમની પદ્ધતિ ભલે સ્થૂળ હોય, એમની સત્યનિષ્ઠા પ્રશંસનીય છે.

આપણે લોકોએ એમની પાસેથી એક વાત શીખવી જોઇએ–શુદ્ધ હૃદયની કલ્પનાઓ અત્યંત મદદગાર હોય છે ખરી, પરંતુ કલ્પનાથી જ પ્રભાવિત થઇને તેના દાસ બનવું એ સત્યનિષ્ઠા માટે ખતરનાક છે. વ્યક્તિનિષ્ઠા, ગ્રંથનિષ્ઠા અને વચનનિષ્ઠાના મહાત્મ્યમાં આપણે દબાઇ જઇએ છીએ. અટવાઇ જઇએ છીએ. અધ્યાત્મના ક્ષેત્રમા કદાચ એ સ્વાભાવિક હશે, ક્ષમ્ય ગણાશે પરતુ ટથી કરીને સત્યનિષ્ઠા તો રુંગળાય (બાધિત થાય) છે જ. એવું ન થવું જોઇએ.

હું પોતે જડ અને ચેતનનો આત્યંતિક ભેદ માનતો નથી. જેને આપણે જડ કહીએ છીએ તે પણ ચૈતન્ય યુક્ત હોય છે. (ચૈતન્યનું જ એ એક સૂક્ષ્મ રૂપ છે એમ આપણે કહી શકીએ.) સારીયે સૃષ્ટિ ચૈતન્યમય છે. આ ચૈતન્યનું પ્રકટીકરણ ક્રમશઃ થાય છે, તેથી ઓછું–વત્તુ થાય છે.

પશ્ચિમના વિજ્ઞાન શાસ્ત્રીઓ જ્યારે આ અદ્વૈતને સમજશે ત્યારે એમના પ્રયોગોમાં અને એમના ચિંતનમા નવી દૃષ્ટિ અને નવી જ દિશા પ્રકટ થશે.

ખેર, દેહને અને ઇન્દ્રિયોને ભલે આપણે જડ માનીએ, પરંતુ ઇન્દ્રિયોની ઉત્પત્તિ જ ચૈતન્યથી થાય છે તો! ચૈતન્યની અપેક્ષા અનુસાર જ ઇન્દ્રિયો બનતી જાય છે, દેહ અને ઇન્દ્રિયો એક જ છે. એની રચના, એનો વ્યાપાર, એનો વિકાસ અને સઘળી ઇન્દ્રિયોનો પરસ્પર સહયોગ એ બધુ એટલું તો અદ્ભુત છે કે તેનું નિરીક્ષણ, પરીક્ષણ કરવાથી સર્વત્ર ચૈતન્યની એકરૂપતા જ સાબિત થાય છે.

'અહં' ને કદાચ આપણે કાલ્પનિક કહી શકીએ, પરંતુ એની હસ્તી વિના સુપ્ત જડમાં ઝડપભેર જાગૃતિ નથી આવી શકતી. 'અહં'નો વિકાસ અત્યંત આવશ્યક છે. પૂર્ણ વિકાસ પછી જ અહંનું વ્યક્તિત્વ નષ્ટ થાય છે, અથવા તો એ ઓગળી–પીગળી જાય છે. એ અગાઉ અહં સાથે ઝગડો કરવો, તેની નિંદા કરવી, તેને કાલ્પનિક ગણી કાઢીને તેની ઉપેક્ષા કરવી એ ખોટી સાધના છે.

બાળકને 'તું તો હજુ બચ્ચું છે,' એમ કહીને અપમાનિત કરવાથી મોટેરાંઓનો અહંકાર પોષાતો હશે, પરતુ તેમાં ન તો બાળકોને ફાયદો છે, ન તો અધ્યાપનકળાને એથી કોઇ મદદ સાંપડે છે. એ જ રીતે 'અહં'–વિષયક આપણી સાધના ફરી તપાસવી જરૂરી છે.

તમે તમારા પ્રશ્નો જે ઢાળમાં ઢાળીને પૂછ્યા છે તે ઢાળો સ્વીકારીને મેં તેના જવાબ નથી આપ્યા. મારી સાધના દ્વારા જે ઢાળો મને હિતકર સાબિત થયો છે તેની મદદથી મેં આ જવાબો આપ્યા છે.

જો ચિંતના પ્રયોગ કરતાં હો, તો મારા જવાબ મદદગાર નીવડશે. પરંતુ જો દાર્શનિક સાહિત્યનું અધ્યયન કરતાં હશો, તો મારે બીજી જ રીતે જવાબ આપવો પડવાનો, જેમાં ખંડન–મંડનની તાણાતાણ કરવી પડવાની. અને દાર્શનિક ગ્રંથ પણ સાથે રાખવા પડવાના, જેની સગવડ અત્યારે અહીં નથી.

આશા રાખું છુ કે મારા જવાબથી કાંઇક તો મદદ મળશે. ઓછામાં ઓછું તમારા પ્રયોગનો એક પોતીકો ઢાંચો તો બનાવી શકશો જ.

આપણા દાર્શનિકોએ જ્ઞાનને મુકાબલે કર્મને ગૌણ બનાવી દીધું છે. મારી સમજણ પ્રમાણે જ્ઞાન અને કર્મ એકરૂપ છે. આત્મા જેમ જ્ઞાનરૂપ છે તેમ કર્મરૂપ પણ છે. પ્રસ્ફુરણ બાહ્ય ચીજ નથી, જ્ઞાનનું જ એ લક્ષણ છે.

હવે આ વાત ન વિસ્તારું. મારો પત્ર વાંચીને જે કાંઇ પ્રતિક્રિયા થાય તે વિગતવાર લખશો તો મને લાભ થશે. –કાકાના સપ્રેમ શુભાશિષ

# અમી-છાંટણાં

લાભુભાઈ ત્રિવેદી

અરે ! પ્હો ફાટે છે.

પૂર્વાકાશમાં પક્ષીઓ કૂજવા લાગ્યા છે, કોઢમાં ગાવડી વાછડાને ખોળવા લાગી છે, ઘટી પોતાનું ગીત આરભે છે, ભજનિક એક-તારો મેળવે છે.

ત્યારે તું સૂનો રહેશે !

ના-ના. તુ જાગ.

શ્રમજીવીઓની એ સવાર સાથે તું પણ તારી પુરુષાર્થની પહેલી પગલી પાડ.

તારે તો પ્રભાતનું ગીત ગાવાનું છે.

ભય અને અશ્રધ્ધા,
નિરાશા અને સંશય,
કામ અને ક્રોધ,
લોભ અને મોહ,
રાગ અને દ્વેષ,
અજ્ઞાન અને અધર્મને છેદીને તું જાગ.

કઠોરતા, દંભ, દર્પ અને અભિમાન છોડીને તું જાગ

તારે તો પ્રભાતનું ગીત ગાવાનું છે.

o o o o

લાલંલાલ રંગોથી આકાશ ખીલ્યું છે.

સવિતાનારાયણ તેનાં દૈદિપ્યમાન વસ્ત્રોમાં સજ્જ થયા છે ઉષા તેને વળાવવા આવી છે. અનિલ તેની છડી પૂકારે છે. પુષ્પો તેને અર્ધ્ય અર્પે છે.

સહુ તેને આવકારે છે.

પૂર્વમા એક સ્ફૂર્તિનું ગીત સ્ફૂર્યું છે.

ત્યારે તું પણ કોઇ અનેરી સ્ફૂર્તિ સાથે જગતના પથે પ્રયાણ કર.

જીવન સંઘર્ષ છે અને પંથ વિકટ છે એ ખ્યાલમાં રાખીને તું આત્માની ઓથે,

રાગદ્વેષથી પર બનીને પ્રયાણ કર.

સંયમમર્યાદાની પાંખે,

રાગદ્વેષ અને દંદ્વોથી પર બનીને તું પ્રયાણ કર.

શ્રધ્ધાની સાથે.

નિંદા-ચિંતાથી પર બની તું પ્રયાણ કર.

કષ્ટ વિના સિદ્ધિ નથી-તું પ્રયાણ કર.

o o o o

જ્યારે,

બાલસૂર્યના પચરંગી જળવડે તું નાહી રહ્યો હોય. પ્રભાતના પવનની મંદમંદ લહેરો તારા ગાલોને ચૂમી રહી હોય ખીલતા પુષ્પોની સુવાસ તારા હૃદયને હચમચાવી તને મુગ્ધ બનાવી રહી હોય,

ત્યારે તું સાવધ રહેજે.

એ બધું તારા જીવનને અવનવા રંગોથી રંગી દે નો પણ.

તું તો અનેરા ઉત્સાહથી અનેરી સ્ફૂર્તિથી,

જગતમાં પ્રેમપરિમલ પ્રસરાવવા તારૂં પ્રયાણ ચાલુ રાખજે.

અને ત્યારે,

એ ખુશ્બુ એ લહેર, એ રંગો, એ પ્રભાત તારા ઉરનું વધ બની જશે

તું તો તારી સફર અવિરત પણે ચાલુ જ રાખજે.

o o o o

બહાર સોનેરી સૂર્ય પથરાઈ ગયો હોય, બારી બહારની દુનિયા વધુ જોમવતી બની ગઈ હોય પ્રવૃત્તિના કોલાહલે પૃથ્વી વિંટાઇ વળી હોય,

અને ત્યારે

પૃથ્વી ધાંધલિયા પ્રવૃત્તિથી ગૂંગળામણ અનુભવી રહ્યો હોય ત્હોયે તું તો અડગ બનીને ચાલતો જ રહેજે.

તારાં પગલાંઓ પૃથ્વીના તાલ સાથે તાલ ન દે તો પણ તું તો ચાલતો જ રહેજે.

કર્મની કુશળતાને પગલે પગલે જ કર્મ બંધનમાંથી મુક્તિ છે એ તું કદી ના વિસરજે.

તું તો નિષ્કામ કર્મનો સંદેશો લઈ પ્રયત્ન વહને તારી સફર ચાલુ જ રાખજે.

અને તારું કર્મ તું કરે છે એમ કદી ના માનજે, કર્મ કરતાં છતાં કર્મથી તુ અલિપ્ત રહેજે.

કર્મની સાથોસાથ ફળ તો નિર્માયેલું જ છે પરંતુ તારો અધિકાર કર્મ પર છે, ફળ પર નહિ એ કદી ના ભૂલજે કર્મ કરવું એ તારું કામ છે અને ન્યાય તો તોળવાનું કામ ઈશ્વરનું છે એ તું કદી ના ભૂલજે.

o o o o

જગત કેવા અવનવા રંગોથી ખીલ્યું છે. અને ક્યાંક ક્યાંક તો કેવી સૌન્દર્યની બિછાત પથરાઈ ગઈ છે.

ત્યારે તારું સોનેરી ઝુલ્ફાથી લચેલ શિશ, કમનીય આંખોવડે વિશ્વમાપતું મુખ, તારા ગુલાબી ગાલો અને પેલા સૂર્યનારાયણની પેઠે સોળે કળાયે સજાયેલું તારું જીવન જગતનું આકર્ષણ બને કે લોકો તારી પ્રતિભાથી અંજાય જાય;

તો પણ તું તો જગતના જૂઠા આકર્ષણોથી છેતરાઇશ ના. જગતની મોહમાયા મિથ્યા છે એ કદી ના ભૂલજે.

તું તો અહંને બ્રહ્મમય કરી ચાલતો જ રહેજે.

તેજ એ જ તારો પંથ છે.

o o o o

જાગેલું જગત ચિત્રવિચિત્ર લાગે છે.

જગતના માર્ગો સીધા નથી. દુનિયાના રાહો તો ઊંચાનીચા છે. જયપરાજયનો ત્યાં વ્યાપાર છે.

ત્યારે તારી કેડી કેવી વિકટ છે

પરંતુ તું ગભરાઇશ ના. તું તો શુભપંથે ચાલતો જ રહેજે.

સ્વાર્થની ઘુઘવતી આંધી પેલી તળેટીમાંથી તને મુંઝવી દે, પરમાર્થનો ગજવતો નાદ તને ક્ષિતિજ પારેથી સાદ ન દે અથવા તો દુનિયા તેના રાગદ્વેષે ઝૂલતી લાગે;

તોયે તું તો તારી દુનિયામાં તારી નિજાનંદી મસ્તીમાં સ્થિતપ્રજ્ઞ બની, ગુણાતીત બની ગગનક્ષિતિજને રોકવા પ્રેરણા બનીને ઘૂમતો જ રહેજે.

ધર્મઅધર્મનું યુદ્ધ, સતઅસતનું યુદ્ધ એ તો પ્રભુની લીલા છે. એટલે એવું પૃથ્વી પટે પેખતાં કદી ગભરાઇશ ના.

તું તો પ્રેરણા બની તારી સફર ચાલુ જ રાખજે.

o o o o

પૃથ્વીને પ્રકાશ અર્પતો ભાનુ પૃથ્વીના પાપપુણ્યને સ્પર્શ્યો વિના કેવો એકધારી ગતિયે ચાલ્યો જાય છે. એ કશું જોવા થોભતો નથી.

સહુ સુખદુઃખનો સાથી એ સારથિ કેવો અનાસક્ત છે.

એ શું કહે છે ?

ગમે તે સંજોગો વચ્ચે તું નિશ્ચિત માર્ગે અડગ બનીને નિર્લેપ બનીને ચાલતો જ રહેજે.

તું તારું અવિરત પ્રયાણ કદી થોભવા દેજે નહિ.

જગતનો એ સારથિ જગતના પાપોથી કદી કંટાળતો નથી કે કદી એ જોવા ઊભો રહેતો નથી. તું પણ શુભપંથે નિશ્ચયાત્મક બુદ્ધિ ધરી ચાલતો જ રહેજે.

સમતા એજ યોગ છે એ કદી ના વિસરજે.

અને પછી,

અંતરના શુભનિશ્ચયો તારી વહારે ધાશે.

# રામ રાખે તેને.....

નવલભાઈ શાહ

અચાનક એક કાગળ આવ્યો. ભાઈ સખત બીમાર હતો. બહેન પહેરેલ કપડે મુંબઈથી પોતાના પિયર આવવાને ચાલી નીકળી. ગામ રેલવે સ્ટેશનથી પાંચ છ માઈલ છેટું હતું. સ્ટેશન પર ગાડી આવી ત્યારે સૂર્યાસ્ત થઈ ગયો હતો. તેણે સ્ટેશન પર તપાસ કરી કોઈ પોતાના ગામનું છે? પણ તે એકલી હતી. ગામમાં જઈ ગાડું કરવાનો પ્રયત્ન કર્યો ગામના ડાહ્યા માણસોએ બહેનને સમજાવવા અને રાત પૂરતા રોકાઈ જવા ખૂબ કહ્યું પણ ભાઈને મળવા તે એટલી આતુર હતી કે તેને કોઈ સમજાવી શક્યું નહિ. અને ગાડું ભાડે કરી તે ચાલી નીકળી.

રાતના આઠેક વાગ્યા અને અંધકાર છવાયો. એ અંધકારમાં બાઈએ પહેરેલાં ઘરેણાં પેલા ગાડાવાળાની આંખમાં ખૂંચી ગયાં. અંધારી રાત, એકલી બાઈ અને આટલા ઘરેણાં તેનું મન લોભાઈ ગયું. થોડી વાર તો મનમાં મથામણ ચાલી પણ છેવટે લોભ જીત્યો. ગાડાવાળાએ ગાડું ફંટાવ્યું. પેલી બહેને કહ્યું: 'ભાઈ, આમ ક્યાં જાય છે?'

ગાડાવાળાએ કહ્યું: 'આ ટૂંકો રસ્તો છે.'

બહેનના મનમાં ઉચાટ તો હતો, પણ બિચારી શું બોલે?

રસ્તાથી થોડે છેટે જઈ ગાડાવાળાએ ગાડું ઊભું રાખ્યું અને કહ્યું: 'તારી પાસે હોય તે બધું કાઢી નાખ.'

'ભાઈ, તારે જે જોઈએ તે લઈ લે. પણ મને મારા ભાઈ સુધી પહોંચાડ'. એમ બોલી તેણે પોતાનાં બધાં ઘરેણાં કાઢી આપ્યાં અને કરગરીને કહેવા લાગી: 'મને ગામના ઝાંપા સુધી પહોંચાડ. હું કોઈને નહિ કહું.'

આમ એક બાજુ તે કરગરતી હતી ત્યાં બીજી બાજુ એની નજર એનાં પગનાં કલ્લાં પર પડી. એ કલ્લાં કાઢવાને ખૂબ પ્રયત્ન કર્યો પણ ન નીકળ્યાં. લોભે પણ માઝા મૂકી. અને એણે એ બાઈને ગાડાની સાથે બાંધી એ પગ બહાર લટકતા રાખી કુહાડાથી કાપી નાખવાને તૈયાર થયો.

અંધારી રાત હતી. રસ્તો પણ દૂર હતો. અને નજીક હોય તોપણ ગામડાને રસ્તે રાતે નીકળે પણ કોણ? એ બાપનું કોઈ નહતું. બહેનની આંખમાંથી આંસુ સરે જતા હતાં. તે કરગરીને કહેતી: 'તારે જોઈએ તે આપીશ પણ તું આ શું કરે છે?' પાસે જ ચાર-પાંચ વર્ષની તેની નાની છોકરી રડતી હતી.'

ગાડાવાળાએ કુહાડી કાઢી. કચકચાવીને મારવાને કુહાડી ઉગામી, અને જયા ઘા કરવા જાય છે ત્યાં કુહાડીનું પાનું હાથામાંથી નીકળી સામેના જાળામાં જઈને પડ્યું. ગાડીવાનને થયું કદાચ હાથો ઢીલો હશે એટલે કુહાડીનું પાનું લેવાને દોડયો. જાળા પાસે જઈને પાનું લેવાને જ્યાં તે જાળામાં હાથ નાખે છે ત્યાં એક કાળાભમ્મર સાપે જોરથી દંશ દીધો. કુહાડીનું પાનું ત્યાંનું ત્યાં રહ્યું અને તે ત્યાં બેસી પડયો. થોડી વારમાં એના રામ રમી ગયા.

સવાર પડી ત્યારે ખેતરમાં જતા લોકોએ રસ્તાની બાજુ પર ઊભેલું ગાડું જોયું. ત્યાં આવીને જોયું તો ગામની જ દીકરી ગાડામાં બંધાએલી પડી છે. એણે આખી વાત કહી. બધાના મોઢામાંથી એક જ અવાજ નીકળ્યો: 'જેને રામ રાખે તેને કોણ ચાખે.'

"વિશ્વવાત્સલ્ય"

# શોખીન, લહેરી, છેલબટાઉ યુવાન મુક્તિદાતા બને છે

સચ્ચિદાનંદ સિંહા

[ભારતની બંધારણસભાના પ્રથમ પ્રમુખ ડૉ. સચ્ચિદાનંદ સિંહાનું ૧૯૫૦માં અવસાન થયું. તેઓની ગાંધીજીની ૧લી મુલાકાત ૧૮૯૦માં લંડનમાં થઈ તેનું વર્ણન તેમણે કર્યું છે.

એક શોખીન, મસ્ત, લહેરી અને કંઈક અંશે છેલબટાઉ યુવાન ગાંધી ભવિષ્યમાં પોતાના દેશનો મુક્તિદાતા બનશે તેની કોને ખબર હતી!]

સન ૧૮૯૦ના ફેબ્રુઆરીના પ્રથમ અઠવાડિયામાં હું બૅરિસ્ટરનો અભ્યાસ કરવા સારુ લંડન ગયો બિહારમાંથી આમ અભ્યાસાર્થે લંડન જનાર હું પ્રથમ હિંદુ હતો પણ મારા કરતાં પહેલાં ત્રણ ડઝન ઉપરાંત મુસ્લિમ ભાઈઓએ આ દિશામાં પ્રયાણ કર્યું હતું. એમાં અલી ઇમામ અને તેમના નાના ભાઈ હસન ઇમામ પણ હતા. એમની સાથે મારો નિકટનો સંબંધ હોવાથી હું તેમની સાથે લંડનમાં રહેતો હતો. ત્યાં જતાં મને એવું જણાયું કે, કલકત્તાથી હું જે કપડાં લઈ ગયો હતો તે લંડનમાં પહેરવા યોગ્ય નથી. તેથી અમે નક્કી કર્યું કે, હાલ તાત્કાલિક જરૂરિયાત માટે મારે તૈયાર કપડાં ખરીદવાં અને પછી દસેક દિવસ બાદ કોઈ સારા દરજીની પાસે સરસ પોશાક સિવડાવવો.

તેથી અલી ઇમામ અને હું મારાં કપડાં લેવા માટે દરજીને ત્યાં નીકળ્યા. લંડનમાં પિકાડિલી સર્કસ એ સૌથી વધારે ગિરદીવાળો ભાગ છે. અને વહેલી સવારથી તે મોડી રાત સુધી માનવ મેદનીથી ગાજતો રહે છે. અમે ત્યાંથી પસાર થતા હતા તેવામાં મારી નજર ફેશનેબલ પોશાકમાં સજ્જ થયેલા એક હિંદી યુવાન પર પડી તે અમારી ભણી આવતો હતો. એનો પોશાક અને રહેણી એટલી ફેશનેબલ હતી કે મારી નજર તો એના પર જ જઈને ઠરી ગઈ. મેં અલી ઈમામને પૂછ્યું, "જુઓ તો ખરા, આ હિંદી યુવાને કેટલાં ફેશનેબલ કપડાં પહેર્યાં છે! તમે એને શાના ઓળખતા હો."

તેમણે કહ્યું, "હું એને સારી રીતે ઓળખું છું. એ તો મારો મિત્ર ગાંધી છે."

એટલામાં ગાંધીએ એમની પાસે આવી પ્રેમથી હસ્તધૂનન કર્યું. અલી ઈમામે ગાંધી સાથે મારો પરિચય કરાવ્યો. ગાંધીને ખબર પડી ગઈ કે હું, અહીં નવો આવ્યો છું અને મને મારું ઘર યાદ આવતું હશે. એટલે, મને જરા ઠીક લાગે એવા થોડા શબ્દો તે બોલ્યો અને પછી અમે છૂટા પડ્યા.

આ વાતને તો આજે વર્ષો વીતી ગયાં પણ પિકાડિલી સર્કસના એ ભાગમાં, ૧૮૯૦ના ફેબ્રુઆરી માસમાં મળેલા મિ. ગાંધીનો છટાદાર અને ફેશનેબલ પોશાક હજીએ મને યાદ આવે છે. તે વખતે એમણે ફક્કડ રીતે બ્રશ કરેલી રેશમી હૅટ પહેરી હતી. ગ્લેડસ્ટન પદ્ધતિનો કરચલી ન પડે એવો અક્કડ કૉલર, મેઘધનુષના જેવી સપ્તરંગી નેકટાઈ, અને સારી રીતે ઇસ્તરી કરેલું રેશમી ખમીસ, સવારે ખાસ પહેરવાનો કોટ, અને એવાજ રંગનું ઇસ્તરી વાળું પાટલૂન એમણે પહેર્યાં હતાં. એમણે ખાસ બનાવટના ચામડાના બૂટ પહેર્યા હતા અને એના પર કાપડની કોર મુકાવી હતી. હાથે ચામડાનાં મોજાં પહેર્યાં હતાં અને ચાંદીની મૂઠવાળી લાકડી પકડી હતી. પણ ચશ્મા એમણે પહેર્યા ન હતા. એમણે પહેરેલો આ ભભકાદાર પોશાક એ વખતે લંડનના જુવાનો માટે ફેશનનો આદર્શ નમૂનો ગણાતો હતો. તે સમય 'ઈન્સ ઑફ કોર્ટ'' નામે ઓળખાતી કાયદાની ચાર સંસ્થાઓમાં ભણતા

હિંદી વિદ્યાર્થી'ઓમાં એવો જ પોશાક પહેરવાની પ્રથા હતી.

આ હું પહેલી વાર ગાંધીજીને મળ્યો. તેમનાથી છૂટા પડ્યા પછી રસ્તે ચાલતા મેં અલી ઇમામને પૂછ્યું. "આ ગાંધી છે કોણ? અહીં એ શું કરે છે?"

અલી ઇમામે જવાબ આપ્યો, "એ 'ઇનર ટેમ્પલ' માં કાયદાનો અભ્યાસ કરે છે."

અલી ઇમામ અને એમના ભાઇ પણ 'મિડલ ટેમ્પલ' માં અભ્યાસ કરતા હતા. હું પણ એમાં જ જોડાયો હતો. તેથી મેં પૂછ્યું, "હિંદના વિદ્યાર્થીઓ ખાસ કરીને 'મિડલ ટેમ્પલ' માં જ અભ્યાસ કરે છે, તો પછી ગાંધીને 'ઇનર ટેમ્પલ' માં જોડાવાનું શું પ્રયોજન હશે ?"

અલી ઇમામે કહ્યું, "એ વાત સાચી છે. પણ 'મિડલ ટેમ્પલ' કરતાં 'ઇનર ટેમ્પલ' એ જરા અમીરી ઠાઠવાળી સંસ્થા ગણાય છે. અથવા લિંકન્સ ઇન,' ગ્રેઝ ઇન,' 'મિડલ ટેમ્પલ અને ઇનર ટેમ્પલ' એ ચારેયમાં 'ઇનર ટેમ્પલ, સૌથી વધારે બાદશાહી ઠાઠવાળી મનાય છે.

આ વાત પરથી મેં એવું અનુમાન તારવ્યું કે, ગાંધી એ એક શોખીન, મસ્ત લહેરી અને અને કંઇક અંશે ઉછાંછળો જુવાનિયો છે. ભણવા કરતાં કે જ્ઞાન સંપાદન કરવા કરતાં એને ફેશન અને મોજશોખમાં વધારે મજા પડે છે. મને થયું, સારું થયું કે હું 'મિડલ ટેમ્પલ'માં જોડાયો! 'મિડલ ટેમ્પલ'ની એવી ખ્યાતી હતી કે, કેટલાયે પ્રખર અને વિખ્યાત ધારાશાસ્ત્રીઓ અહીંથી જ બહાર પડ્યા હતા. અને એની મને જાણ હતી. આટલું મને આશ્વાસન પૂરતું ઘણું હતું.

પણ તે વખતે કોને એવો ખ્યાલ હતો કે, 'ઇનર ટેમ્પલ, નો આ શોખીન અને ફક્કડ વિદ્યાર્થી એવી પ્રવૃત્તિ આદરવાનો છે કે એનું નામ રાજદ્રોહના આરોપસર 'ઇનર ટેમ્પલ' માંથી રદ કરવામાં આવશે. અને એ જ લહેરી જુવાન પોતાના દેશનો મુક્તિદાતા બનીને ભારતની તેમ જ વિદેશની કરોડની જનતામાં શહીદ તરીકે પૂજાશે ?

×*×

# ઊભા થઇને ચાલવા માંડો

'હું સાવ દીન, હીન નિર્બળ, આપણાથી કાંઇ થવાનું નથી,' એમ કહીને ખોટા રોદણાં રોયે કાંઇ નહિ. એ બધાં આળસુ, મુડદાલ, નપુસંકનાં લક્ષણ. એવાઓથી તે વળી કોઈ કામ થવાનું કે? ઊભા થઇને લાગી જાઓ, તો થાય. રસ્તો બહુ જ લાંબો અને કઠણ છે એમ કરીને બેસી રહ્યે શું રસ્તો ખૂટવાનો હતો કે? ઊભા થઇને ચાલવા માંડો એટલે તરત રસ્તો ખૂટવા માંડશે. ત્યાર પછી આશા આવશે, હિંમત આવશે, તાકાત આવશે, અણધારી મદદો આવશે, રસ્તો ક્રમે ક્રમે સહેલો અને સીધો લાગવા માંડશે. જોતજોતામાં ગંતવ્યસ્થાને પહોંચી જશો. એ વખતે પછી કેવો આનંદ!"

નિરંતર યુદ્ધ કર્યે જાઓ. વીરની પેઠે લડયે જાઓ. પાછા જોતા રોકાઓ મા, આગળ ધસો. ચાઠેલા હો યા ઘવાયેલા હો, એ સામે નજર જ ન કરો, 'અભીઃ અભીઃ' નિર્ભય થાઓ. શાનો ભય? પરાજયના ખ્યાલને મનમાં સ્થાન જ દીઓ મા. મંત્રનું સાધન કિંવા દેહનું પતન કાંતો વિજય ને કાં તો મૃત્યુ એ જ નિશ્ચય. મરવું જ હોય તો વીરની પેઠે મરો. તો કિલ્લો સર થાય.

—સ્વામી વિરજાનંદજી

# હરિનામસિંહ

કાંતિલાલ શાહ

હરિનામસિંહનો જન્મ હોશિયારપુર જિલ્લાના સાહરી નામના ગામમાં થયો હતો. એમના પિતાનું નામ લાભસિંહ હતું. એ વખતના કેટલાક શિખ બાળકોની પેઠે થોડા વરસો પ્રાથમિક શાળામાં અને માધ્યમિક શાળામાં અભ્યાસ કર્યો બાદ તે સેનામાં ભરતી થઇ ગયા. અને એ કારણે તેને કવાયત, નિશાનબાજી, દેડતાં દોડતાં લાંબી મજલ કાપવી વગેરે લશ્કરી વિદ્યાનો ઠીક અનુભવ મળ્યો. પણ લશ્કરમાં જોડાયા પછી જ એમને વાસ્તવિક સ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો. તેને થયું કે આ તો અંગ્રેજોની ગુલામી છે અને બીજા દેશોને ગુલામ બનાવવા માટેની લડાઈમાં પોતાના જેવા અનેક ભારતવાસીઓની ભરતી કરવામાં આવે છે, આ કારણે તેમને લશ્કરી નોકરી પ્રત્યે ઘૃણા આવી ગઈ તેઓ ઘણીવાર લશ્કરમાં કામ કરતા પોતાના જ દેશબંધુઓને કહેતા, " આપણી તે કંઇ જીંદગી છે! આપણે એટલા બધા નીચા ઉતરી ગયા છીએ કે દસબાર રૂપિયાની નોકરી માટે માર્યા માર્યા ફરીએ છીએ અને હિંદુસ્તાન તેમજ બીજા પછાત દેશોને ગુલામીની જંજીરમાં જકડવા માટે અંગ્રેજી સલ્તનતના કુહાડાના હાથા બનીએ છીએ! આ નોકરી કરતાં તો ભૂખે મરવું સારું અને આ જીંદગી કરતાં મોત વધારે સારું!"

તેમની આ પ્રકારની વાત સાંભળી લશ્કરના જ એક બીજા પંજાબી દેશબંધુએ તેમને કહેલું, " ભાઈ, એમ હોય તો નોકરી શું કામ નથી છોડી દેતા! તમને કોઈએ બાંધી રાખ્યા તો નથી."

ત્યારે તેમણે હસીને ઉત્તર આપ્યો, " ખરી વાત છે, નોકરી ફગાવતા મને જરાપણ વાર લગે તેમ નથી પણ હું શા માટે આ નોકરી કરું છું એ તો કદાચ હવે પછી તમને ખબર પડશે "

આ પ્રસંગ બન્યા પછી થોડા વખતમાં જ તેઓ લશ્કરમાંથી છૂટા થઇ પરદેશ કમાવા ગયા. બલવંતસિંહ સાથે તેમને ઘણો સારો સંબંધ હતો. બલવંતસિંહે પણ તેમની સાથે જ લશ્કરની નોકરી છોડેલી. એ પછી બંને જણ પરદેશ ગયા. હરિનામસિંહ ત્યાંથી હોંગકોંગ જઇ ટ્રામવે કંપનીમાં નોકર તરીકે જોડાયા. ત્યાં થોડો વખત કામ કરી ૧૯૦૭માં અમેરિકા ગયા. ત્યાં એક વર્ષ વિકટોરીયા નગરમાં રહીને તેમણે ઠીકઠીક કામ કર્યું. રૂપિયા પણ ખૂબ કમાયા. આ રૂપિયામાંથી સારી એવી રકમ તેણે દેશમાં મોકલી ને પોતાના વતનનાં ગામમા શાળા શરૂ કરાવી.

૧૯૦૮ના જાન્યુઆરીની ૧લી તારીખે તેઓ અમેરિકાના સીએટલ નગરમાં ગયા અને ત્યાં ધંધો કરતાં કરતાં વિદ્યાલયમાં દાખલ થઈ ઉચ્ચ શિક્ષણ મેળવવા લાગ્યા અમેરિકા ગયા પછી તેમને સ્વતન્ત્રતાનું તેમજ ઉચ્ચ શિક્ષણનું મહત્ત્વ પૂરેપૂરું સમજાઇ ગયું હતું. ત્રણ વર્ષ લગાતાર અભ્યાસમાં ધ્યાન આપી! તેમણે ઉચ્ચ શિક્ષણનો અભ્યાસ પુરો કર્યો એ દરમિયાન તેમનું ધધા અંગેનું કામકાજ પણ વધતું જતું હતું. એ જ દિવસેમાં કેનેડામાં રહેતા કેટલાક ભારતવાસીઓએ ઇન્ડિયા ટ્રેડીંગ કંપની શરુ કરી હતી તેમાં લગભગ દોઢ લાખ રૂપિયાનું રોકાણ કર્યું હતું. આ કંપનીમાં ભાઈ હરિનામસિંહ પણ એક ભાગીદાર હતા. બધા ભાગીદારોએ મળીને કંપનીનો વહિવટ કરવા એક અંગ્રેજ મેનેજર રાખ્યો હતો. કંપનીનો વ્યવસાય એવો તો સુંદર ચાલ્યો કે તેમાં તેમને થોડા વખતમાં હજારો રૂપિયાની કમાણી થઇ. હિન્દીઓની આ ઉન્નતિ બીજા ગોરા માલેતુજારોથી દેખી ન ગઇ. તેઓએ પેલા અંગ્રેજ મેનેજરને લાંચ આપી પોતાનામાં ભેળવી દીધો. એ પછી તેણે મેનેજમેન્ટમાં ગરબડ કરવાની શરૂ કરી. હરિનામસિંહ પેલા ગોરા મેનેજરની ચાલાકી કળી ગયા અને તેના ઉપર કડક નજર રાખવા લાગ્યા. આથી બંને વચ્ચે ખૂબ મનઃદુખ થયું ને ધીરે ધીરે

વૈમનસ્ય વધતાં વધતાં ઉઘાડે છોગ ઝઘડો ચાલ્યો. હરિનામસિંહને કાયદાની કોઈને કોઈ ચુંગાલમાં ફસાવવા માટેની તૈયારી થવા લાગી. આ જોઈ એમનો એક ગોરો મિત્ર મિ. રેમિસબર્ગ કરીને હતો. તે તેને અમેરિકા લઈ ગયો. આ રેમિસબર્ગ અમેરિકાનો જ વતની હતો અને એની સહાનુભૂતિ તથા મદદથી હરિનામસિંહ તેને ઘેર રહીને જ ઉચ્ચ અભ્યાસ વધારી શકયા હતા.

થોડો વખત અમેરિકામાં ગાળ્યા પછી હરિનામસિંહ ફરીને કેનેડા ગયા અને ત્યાં રહીને 'ધી હિન્દુસ્તાન' નામનું અંગ્રેજી છાપું ચલાવવા લાગ્યા. તેઓ એક સુંદર વકતા હતા. લેખનશકિત પણ અજોડ હતી. એમના તેજસ્વી લખાણો વાંચીને સેંકડો કેનેડાવાસી ભારતીઓ પ્રભાવિત થયા હતા. અને રાષ્ટ્રીયહિતના કાર્યોમાં સાથ આપવા તૈયાર થયા હતા. કેનેડાની સરકારને ભાઈ હરિનામસિંહની પ્રવૃતિ ખતરનાક જણાવા લાગી. અને તેના ઉપર ભારતવાસીઓમા કેનેડાની સરકાર વિરુધ્ધ ઘૃણા પેદા કરવાનો, ભારતીય તરુણોને બોમ્બ બનાવવાનું અને તેનો ઉપયોગ કરવાનું શીખવવાનો તથા પ્રસ્થાપિત સરકાર સામે વિદ્રોહનો ફેલાવો કરવાનો આક્ષેપ મૂકી અડતાલીસ કલાકમાં જ કેનેડા છોડી ચાલ્યા જવાનો હુકમ ફરમાવ્યો.

હરિનામસિંહ ભારે મુશ્કલીમાં આવી પડયા. તેમણે પોતાના મેજીસ્ટ્રેટ મિત્ર મિ. રેમિસબર્ગને તારથી આ પરિસ્થિતિના ખબર આપ્યા રેમિસબર્ગે કેનેડા સરકારને તારથી વિનંતી કરીકે હરિનામસિંહ ઉપર જે નોટિસ બજાવી છે તેનો અમલ મોકુફ રાખો. હું ત્યાં આવું છું અને તેનો જામીન પડું છું. એ પછી તુરતજ તે કેનેડા આવ્યા ને સત્તાવાળાઓ સાથે ખુબ વાટાઘાટ ચલાવી. સરકારે હુકમના અમલ માટે બરાબર આગ્રહ જારી રાખ્યો. આથી રેમિસબર્ગ એમને ફરીને 'અમેરિકામાં પોતાને ગામ લઈ ગયા. અને ત્યાં રહી પેલો હુકમ રદ કરાવવા કાયદેસર રીતે પ્રવૃતિ ચાલુ રાખી. છેવટે કેનેડા સરકારે એ હુકમ રદ કર્યો એટલે હરિનામસિંહને ફરીને કેનેડા પાછા જવાની છૂટ મળી.

૧૯૧૧માં બાબુ હરિનામસિંહ યુનાઈટેડ સ્ટેટસમાં આવેલી બર્કલે યુનિવર્સિટીમાં વિશેષ ઉચ્ચ અભ્યાસ કરવા જોડાયા. સાથે સાથે ગદ્દર નામના અખબાર માટે લેખો લખવાનું લગાતાર ચાલુ રાખ્યું.

એ અરસામાં ભાઈ ગુરુદત્તસિંહ તથા દિલિપસિંહ એક બોમ્બ કેસમાં પકડાયા. અને એ વખતે જ કોમાગતામારુ નામની જાપાની સ્ટીમર બાબા ગુરુદત્તસિંહની આગેવાની નીચે કેનેડાના વાનકુવર બંદરે આવી પહોંચી. સત્તાવાળાઓ અને સ્ટીમરના ઉતારુઓ વચ્ચે તેમજ સત્તાવાળાઓ અને કેનેડામાં રહેતા શિખો વચ્ચે સારી એવી અથડામણ શરૂ થઈ ગઈ. હરિનામસિંહ પોતાના થોડા મિત્રોને લઈ બાબા ગુરુદત્તસિંહ તથા સ્ટીમરના બીજા ઉતારુઓને મળવા ગયા. પણ ઇમીગ્રેશન વાળાઓએ તેમને ત્યાંજ અટકમા લઈ લીધા. થોડા દિવસો અટકમાં રાખ્યા પછી ફરી એમને છોડી મૂકયા ને તુરતજ ડીપોર્ટેશનનો હુકમ આપી કેનેડા છોડી જવાની ફરજ પાડી. ફરી એકવાર કેનેડાના સત્તાવાળાઓ સાથે એનો ઝગડો ચાલ્યો.

હરિનામસિંહને બરાબર સમજાઈ ગયું કે કેનેડાના સત્તાવાળાઓ તેને ફરીને ઠામ બેસવા દેશે નહિ. વળી હિન્દુસ્તાન આઝાદ ન થાય ત્યાં સુધી ત્યાંની સરકાર કેનેડાની સરકાર પર કોઈ જાતની અસર કરી શકશે નહીં. અને ત્યાસુધી પરદેશમાં વસતી દુઃખી અને હડધૂત હિંદીઓની દાદફરિયાદ કોઈ સાંભળશે નહિ આથી તેઓ ભારતની ગુલામીની જંજીર તોડવાનો મક્કમ નિરધાર કરીને કેનેડા છોડી ભારત પાછા આવવા નીકળ્યા. એ વખતે અમેરિકા, કેનેડા અને બીજા સંસ્થાનોમાંથી ભારત પાછા જઈ અંગ્રેજી હકુમત સામે બળવો જગાવવાની વાત ચોમેર પ્રસરી ગઈ હતી. આવી એક સ્ટીમરમાં બીજા કેટલાય દેશભકિતથી પ્રેરિત થયેલાં ભારતવાસીઓ સ્વતંત્રતાની લડાઈ લડવા હિંદ આવી રહ્યા હતા. તેઓ પણ એ વીરોની

સાથે એ સ્ટીમરમાં ચઢી બેઠા અને ચીન, જાપાન સિયામ વગેરે પ્રદેશોના બંદરો ઉપર ક્રાન્તિનો પ્રચાર કરતા બળવાની આગ ફેલાવતા બ્રહ્મદેશમાં આવી પહોંચ્યા. ૧૯૧૫ના ગદરના એ દિવસો હતા. હિન્દી ક્રાંતિકારીઓનો સિંગાપુરનો અજબ બળવો અંગ્રેજ સરકારે ભારે લશ્કરી પગલાં લઇને દાબી દીધા પછી ત્યાંથી ફેલાયે દેશભક્તો બ્રહ્મદેશમાં આવી લાગ્યા હતા. અને ત્યાં નવાં પગલાંની તૈયારી કરી રહ્યા હતા. તેમની ગણતરી ૧૯૧૫ના ઓકટોબરમાં બકરી ઇદને દિવસ બકરાં પેટની જગ્યાએ ગોરા અમલદારોની કુરબાની કરી આઝાદીની બલિવેદી પર ચઢાવવાની હતી. અને આ હેતુને પાર પાડવા બધી તૈયારીઓ ચાલતી હતી. પણ પોલીસ પાસે અગાઉથી બાતમી પહોંચી ગઇ હતી એટલે ભારતીય ક્રાંતિકારીઓ હજુ પહેલું પગલું ભરે એ પહેલાં જ સરકારે છાપો મારી લીધો અને ત્યાંના મુખ્ય મુખ્ય માણસોને પકડી લીધા. હરિનામસિંહ પણ એ પકડાએલા આગેવાનોમાં એક હતા. માંડલેમાં રહીને હથિયાર અને દારૂગોળો એકઠો કરી રહ્યા હતા એ વખતે જ એમને એકાએક ગિરફતાર કરી લેવામાં આવ્યા. બ્રહ્મદેશમાં પકડાએલા બળવાવીરો ઉપર સરકારી અદાલતમાં કેસ ચાલ્યો તેમાં બીજા કેટલાકની સાથે તેમને પણ દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવી. જેલમાં મજબૂત ચોકી પહેરા નીચે હતા અને ફાંસીની સજાનો અમલ હજી થયો ન્હોતો ત્યાં જ એક દિવસ તે જેલ તોડીને નાસી ગયા. પણ પોલીસને જેવી આ ખબર મળી કે તુરત જ ચારેબાજુ મોટરો દોડાવી બધા રસ્તા પર મજબૂત પહેરા બેસાડી દીધા. અને ભાગી ગયા પછી થોડાજ દિવસોમાં એમને ફરી પકડી પાડયા. હવે ઢીલ કરવામાં સાર નથી એમ જાણી સત્તાવાળાઓએ તુરત જ ફાંસીની સજાનો અમલ શરૂ કરી દીધો અને એક દિવસ પ્રાતઃકાળે તેમને ફાંસીએ લટકાવી દીધા.

ભાઇ હરિનામસિંહ કવિ ન હતા. પણ દેશ-ભક્તની ભાવનાથી ભરેલી કવિતા એમને બહુજ ગમતી અને જેલની બંધ કોટડીમાં તેઓ ખુલ્લા દિલથી

'હિન્દ હૈ હમ વતન હૈ હિંદોસ્તાં હમારા' તથા 'મરના ભલા હૈ ઉસકા જો અપને લિયે જિયે' એ ગીતની પંક્તિઓ ગાતા ત્યારે જેલના તમામ કેદીઓ પોતપોતાની કોટડીના સળિયાવાળા બારણા પાસે આવીને ઊભા રહેતા ને તેમનું ગીત સાંભળતા.

ભાઇ ભાગસિંહ, બલવંતસિંહ અને હરિનામસિંહ ત્રણે ગાઢ મિત્રો હતા. ત્રણેએ મહેનત મજૂરી કરીને સાહસ કરીને વેપાર રોજગાર કરીને પુષ્કળ ધન ભેગું કર્યું ને દેશની આઝાદીના કાર્ય માટે ધરી દીધું એટલુંજ નહિ પણ તન મન ધન અને જીવન કુરબાની કરવાની આખરી કસોટી આવી ત્યારે ત્રણમાંથી એકપણ પાછો પડયો નહિ પણ બહાદુરીથી હસતાં! હસતાં માતૃભૂમિની મુક્તિ અર્થે પોતાનું જીવન ધરી દીધું. તેઓ દેશને માટે જીવ્યા ને દેશને માટે મર્યા.

*

રશિયાના મહાન પીટર ખૂબ ક્રોધી હતા. એકવાર તે કોઇ એક વખત ભારે ધુંવાફુંવા થઇને ખૂબ ગુસ્સો કાઢવા લાગ્યા. એમની મહારાણી અને દરબારીઓએ મહામહેનતે એમને શાન્ત પાડયા. પછી તે એકાંતમાં જઇને પોકેપોક રડી પડયા.

કારણ પૂછવામાં આવતા તેમણે કહ્યું. "મને એ વાતનું ભારે દુઃખ છે કે હું મારી પ્રજાને સુધારી શકું છું પણ ખુદને પોતાને સુધારી શકતો નથી."

# જો જો પ્રભુની અવગણના ન થઈ જાય !

'સામરકુમાર'

માણસ જ્યારે પોતાની જાતનો જ વિચાર કરે છે, અને તેને માટે જ વર્તન કરે છે, ત્યારે સમાજ તરફથી તેને 'સ્વાર્થી'નું બિરુદ મળે છે સ્વાર્થી માણસો તેના ગજા પ્રમાણે ઈચ્છિત વસ્તુઓ મેળવી શકે છે પરંતુ તેના ઉપયોગમાં તેને આનંદ આવતો નથી. તેના આત્માને જાણે અનુકૂળ ન હોય તેમ સુખમાં પણ તે ખીલી ઊઠતો નથી.

તેનાથી ઊલટું ઉદાર મનોવૃત્તિવાળો માણસ સર્વત્ર પ્રશંસા અને માન મેળવે છે તેને ઉપભોગ કરવાની વસ્તુમાં પણ તે બીજાનો ભાગ પાડે છે અને પછી જ પોતે લે છે. તેનો આત્મા આમ કરીને જ પૂર્ણ સંતોષ પામે છે.

જીવનનું લક્ષ્ય જો સંતોષ અને સંપૂર્ણ આનંદ હોય તો પછી 'જ્યાંથી એ મળે તે પ્રવૃત્તિ તરફ જ હંમેશા વળવું' જોઈએ એનાથી વિરોધની પ્રવૃત્તિને પ્રયત્નપૂર્વક ટાળવી જોઈએ.

મુસાફરી દરમ્યાન આપણે સૌ અનુભવીએ છીએ કે બસમાં ગીરદી હોય ત્યારે અંદરવાળા ઈચ્છતા હોય કે હવે નવા પેસેન્જરો ન લે તો સારું. જ્યારે બહાર ઊભેલા દરેકને એમ હોય છે કે અમને લઈ લે તો સારું એવી જ રીતે જેમણે જગ્યા મેળવી લીધી હોય છે એ પહોળા થઈને બેસવાની વૃત્તિ કરે છે જ્યારે ઊભેલાઓની નજર ક્યાંયે સાંકડમુકડ બેસી શકાય એવી જગ્યા ખોળે છે.

આવો અનુભવ ટ્રેઈનમાં પણ થાય છે. અંદર મોકળાશથી બેસી શકાય માટે ડબાની બારીઓ ચડાવી દેવી, બારણાની સ્ટોપર વાસી દેવી વગેરે પ્રવૃત્તિ અંદરવાળા કોઈકોઈ કરતા હોય છે. અને કોઈ તો માથે ઓઢીને સીટ પર લંબાવી દે છે અને કોઈ ઊઠાડે તો બાજુ-વાળા કહી દે છે કે બિમાર માણસ છે !

આવા વર્તનથી સામા માણસમાં ભાવ પ્રગટવાને બદલે રોષની લાગણી વ્યાપે છે સબળ હોય અને ઉશ્કેરાટવાળો હોય તો ઝઘડો કરે છે અને અશક્ત કે શાંત પ્રકૃતિવાળો માણસ સહન કરી લે છે.

ઘણીવાર સમજદાર માણસ પણ તેની આવી વૃત્તિને દબાવી શકતો નથી. એ પોતે કદાચ એવી પ્રવૃત્તિ ન કરે તો પણ બીજાની એવી પ્રવૃત્તિને મૂક સંમતિ આપી રહે છે.

એકવાર થર્ડ ક્લાસના ડબાના નાનકડા ખાનામાં એક જાહેર કાર્યકર બેઠા હતા. તેઓ એકલા જ અંદર હતા. અને તેમના અન્ય સાથીદારો જે વળાવવા આવ્યા હતા તે બીજાઓને ડબાના ખાનામાં ચડતા અટકાવતા હતા અને કહેતા હતા કે અંદર 'સાહેબ' બેઠા છે. તેમની વાત અવગણીને પણ મેં 'સાહેબ' પાસે જગ્યા લીધી 'સાહેબે' કશો વાંધો લીધો નહિં. નસીબ જોગે એ ખાનું પાણીનું હતું. પરબ વાળો આવીને અંદર ગોળા મૂકવા માંડયો. અને મેં તથા 'સાહેબે' ચૂપચાપ બીજો ડબો શોધી લીધો.

શેરીમાં કોઈ બાળકના રડવાનો અવાજ આવશે તો ઘરમાંથી આ કહેશે. 'જો તો ભાઈ, આપણા બાબા જેવું કોણ રડે છે ?' અને રડનાર બાળક 'આપણો બાબો' નથી એમ ખાત્રી થયા પછી જાગ્રત થએલી તમામ લાગણીઓ જાણે વિરમી જાય છે. અને રડનાર બાળક શું મુશ્કેલીમાં છે, તે જાણવાની દરકાર પણ લેવાતી નથી !

અન્ય તરફ આપણે આવું વર્તન બતાવીએ છીએ તેને બદલે સ્વજનોને જોઈને જેમ આપણે વિવેક અને સૌજન્ય બતાવીએ છીએ તેમ પ્રત્યેક માણસમાં એવો ભાવ પ્રગટાવીએ તો ? માણસ

માત્ર તરફ સન્માનની નજરે જોઇએ. વડિલ હોય તો પૂજ્યભાવ લાવીએ, બાળક હોય તો વહાલ કરીએ અને સમોવડિયા સાથે બંધુ ભાવ દેખાડીએ તો અન્યોન્ય પ્રેમ પ્રગટતા સાચો સંતોષ વ્યાપશે અને સંપૂર્ણ આનંદ પ્રાપ્ત થશે.

હિંદુ સંસારમાં તો ગાયને જોઇને પણ પૂજ્યભાવ પ્રગટે છે અને તેને માતા ગણવામાં આવે છે. તો મનુષ્ય મનુષ્યમાં એવા ભાવ કેમ ન પ્રગટે ? રસ્તે જતાં કોઇ વૃદ્ધજન મુશ્કેલીમાં હોય તો તેને મદદ કરવા કે અંધજનની લાકડી પકડીને તેને રસ્તો ઓળંગાવવામાં આપણે તેઓમાં આપણાંજ કોઇ સ્વજનની કલ્પના કરીશું, તો એ કામ વધુ સારું થશે.

આત્મજ્ઞાની પુરુષો સૌમાં-રામ જોવાનું કહે છે, અને જગતના તમામ સજીવ સ્વરૂપો તરફ પ્રભુના જેવો ભાવ રાખવાનું કહે છે. કેમકે ખબર નથી કે, પ્રભુ કયા સ્વરૂપે તમારી પાસે આવી જાય. રખેને પ્રભુની અવગણના થઇ જાય તો ? આ ભાવ તો જીવદશા છૂટે ત્યારેજ આવે. પણ આપણે સૌ માયાવાળા જીવો માટે ઉત્તમ માર્ગ એ છે કે સૌમાં આપણાજ સ્વજનોની કલ્પના કરીને માયાળુ થઇએ અને સ્વજનોના જેવોજ સદ્વ્યવહાર સૌ સાથે રાખીએ.

## ઘડા કાચા છે કે પાકા ?

મહારાષ્ટ્રના મહાન સંત નામદેવની આ વાત છે. એકવાર તેઓ સંત જ્ઞાનેશ્વર અને તપસ્વિની મુક્તાબાઇ સાથે તીર્થાટન કરવા નીકળ્યા ફરતા ફરતાં તેઓ પ્રસિદ્ધ ભક્ત સંત ગોરા કુંભારને ત્યાં અતિથિ રહ્યા. સંત સમાગમ સારો જામ્યો. ધર્મચર્ચા થઇ—કથા ભજન વાર્તા થયાં.

એકવાર તપસ્વિની મુક્તાબાઇએ પાસેના ચાકડા ઉપર પડેલા ડંડા તરફ આંગળી ચીંધીને પૂછયું: 'આ શું છે?'

'એ થાપી છે. આ થાપીથી ટકોરા મારી મારીને હું ઘડાની પરીક્ષા કરું છું—તે પાકયા છે કે હજી કાચા જ રહ્યા છે.'

મુક્તાબાઇ હસી પડયાં: 'અમે પણ તો માટીનાં જ માનવી છીએ ને ! આ થાપીથી આમ અમારી પરીક્ષા કરી શકશો ?'

'જરૂર. કેમ નહિ' કહેતાકને સંત ગોરા તો ઊઠયા અને સત્સંગ માટે એકઠી થયેલી મંડળીમાંના પ્રત્યેક મહાત્માના માથા ઉપર થાપીથી હળવા ટકોરા પાડવા માંડયા.

હાજર રહેલી સત્સંગી સંત મંડળીમાંથી કોઇએ ગોરાની ક્રિયામાં રહસ્ય જોયું તો કોઇએ એ કેવળ વિનોદ માન્યો. પણ સંત નામદેવને આમાં અપમાન લાગ્યું; મનોમન તેઓ ક્રોધાયમાન થવા લાગ્યા. એમનો વારો આવ્યો ત્યારે સંત ગોરાએ હળવે હાથે થાપીથી ટકોરા મારીને કહ્યું: 'આ વાસણ કાચું છે.' પછી તેઓ નામદેવને આત્મીય સ્વરે કહેવા લાગ્યા: 'તપસ્વીશ્રેષ્ઠ, આપ સાચેજ સંત તો છો જ, પરંતુ આપના દિલનો અહંકાર હજુ મર્યો નથી. આપને સહેજ વાતમાં માનાપમાન વ્યાપી જાય છે. આ અહંકાર ત્યારે જ મરશે, જયારે કોઈ સદ્‌ગુરું આપને રસ્તો ચીંધાડશે.'

સંત નામદેવને ગ્નાન થયું. સ્વયં સ્ફૂર્તિવાળા જ્ઞાનમાં ખામી જાણીને એમણે વિઠોબા ખેચર પાસે દીક્ષા લીધી અને અહંકારનો ત્યાગ કરવાનો અભ્યાસ આદર્યો. —સત્યાનંદ

# એક રાખડી આલોને ?

પ્રદ્યુમ્ન જ. લશ્કરી

એ વીરપસલીનો દિવસ હતો. પ્રભુની કૃપાથી મારે છ બહેનો છે અને એ દરેકને પાંચ રૂપિયાનું મનીઓર્ડર એમને સાસરે કરવાનું હતું. હું એના ફોર્મ ભરતો દિવાનખાનામાં બેઠો હતો. ત્યાં કચવાયેલી પત્નીનો અવાજ રસોડામાંથી આવ્યો, "ભગવાને આમને આટલી બધી બહેનો શા માટે આપી હશે ?" હું તેના આ શબ્દો પાછળનો મર્મ સમજી ગયો. મારા ટૂંકા પગારમાંથી આ રીતે રૂપિયા ત્રીસ જાય તે તેનાથી સહન ન થાય તે સ્વાભાવિક છે. અલબત્ત મને પણ કયારેક આ જ વિચાર મૂંઝવી દેતો હતો ખરો, પણ લોહીની સગાઈને લીધે અને તેમાથી ઉદ્‌ભવેલી ભાવનાને લીધે તે દબાઇ જતો હતો એ મહિને અમારી જીવન જરૂરિયાતની ચીજોના બજેટમાં અમારે ઘણી કાપકુપ કરવી પડી હતી. તે ઉપરાંત તેને વધારે દુઃખ એ વાતનું હતું કે તેને એક જ ભાઇ હતો- અને તેના તરફથી તેને રૂપિયા પાંચ જ આવવાના હતા.

ત્યાં બહારથી અવાજ આવ્યો, 'બેન ! બા ! આમ આવો તો !' મેં બહાર જોયું. અમારી ઝાંડુવાળવાવાળી મારી પત્નીને બોલાવતી હતી. એક તો આજનો મોટો ખર્ચ પડયો તે અને ઉપરાંત મારી પત્નીના શબ્દોનો 'ઘા' બંનેને લીધે મારું મગજ કંઇક ઉશ્કેરાયેલું હતું. મેં પૂછ્યું "શું છે સવારના પહોરમાં ? આજે તને કંઇ નહીં મળે, હમણાં જ પરમ દિવસે તો તને પગાર આપ્યો છે ! હવે વળી શું માગવા આવ્યાં છો ?"

તે બોલી, 'ભાઇ, મારે કાવડિયાં નથી જો'તાં, પણ તમે જરીક બાને બોલાવોને !' મેં પત્નીને બૂમ પાડી. તેણે અંદરથી કહ્યું "અમે જમી લઈએ પછી આવજે, હમણાં કંઇ ટાઢામાં નથી." આ વાકયો પેલા લોકોએ સાંભળ્યાં છતાં પુરુષે મને ફરીથી આજીજી કરી, "ભાઇ, બેનને મોકલોને ? ઘડીકનું કામ છે." મારી પત્ની છેવટે બહાર આવી. બાઇ બોલી, "બેન ! એક રાખડી આલોને !" પત્ની ગુસ્સામાં હતી. એણે કહ્યું "બજારમાં ઘણી મળે છે, મારી પાસે વધારાની નથી." તેણે કહ્યું "બેન, એમ શું કરો છો ? આ તમારા ભાઈને બંધાવવી છે." હજુ હું કંઇ સમજી શકતો ન હતો. એટલામાં તે બોલ્યો, "બેન ! મને રાખડી બાંધી આલોને ! મને ઘેર કોઈ રાખડી બાંધે ઇમ નથી." મેં પૂછ્યું "કેમ ? તારી જાતની કોઇ બેન નથી ?" તેણે કહ્યું "હોય તો ય ઈ શુ ખપનાં ?" આપણું સારું ન વાંચે ઈ સગા શું કામના ? આ વાત સાંભળીને મેં જિજ્ઞાસાથી પૂછ્યુ 'કેમ રે, તારી હારે તારું કુટુંબ સબંધ નથી રાખતુ ?" એ બોલ્યો 'બેન, ઈ તો લેણા દેણીની વાત છે,"

"લેણાદેણી કેમ કરતાં તૂટી ?"

તે બોલ્યો, "ભાઈ ! હું જાતનો બીજી વરણનો, અને આ તમારી ભાભી છે અમારાથી નીચેની કુંડાળાની. અમે વારસો પહેલા નેહ-લગન કરેલું પરનાતમાં લગન કર્યાં ઈ કોઈથી ખમાણું નહીં. આશીર્વાદ દેવાને બદલે વડિલોએ ગાળું દીધી પણ ઇ વખત તો મરજુવાની હતી. સહન કરી લીધું, ને મેં કુટુંબ હારે સમાધાન ન કર્યું. હવે તો સબંધો વણસી ગયા. પગ ભારે થઇ ગયા." મેં પૂછ્યું; "તો તમે અહીં જ રાખડી બંધાવવા શા માટે આવ્યા ?"

તે બોલ્યો, "ભાઇ અમે ઇમ પણ તમે ભણેલગણેલ ને સંસ્કારી કુટુંબના કહેવાવ ને બેન ધારવી તો ઊંચા કુળની." મારી પત્નીને

દયા આવતાં જ્યાં રાખડી પડી હતી તે બાંધી આપી તેણે ખિસ્સામાં હાથ નાંખ્યો અને એક કલદાર રૂપિયો કાઢ્યો, અને મારી પત્નીને આદરથી હાથમાં આપતાં બોલ્યો "બેન ! ભાઈથી આટલું જ પુગાય છે, હો !" મેં ઘણી ના પાડી. છતાં તેણે કાળી મજૂરી મેળવેલો સફેદ રૂપિયો આપવાનો આગ્રહ જારી રાખ્યો. તે બોલ્યો, 'બેન અમે તેટલી પૈસાદાર હોય પણ ઈ ગરીબ ભાઈનું પાછું ન વાળે હો !" છેવટે મેં એના સ્વમાન ખાતર રૂપિયો લીધો અને મારી પત્નીએ તેને બાર વાગે જમવા આવી જવાનું પણ કહ્યું. જતાં જતાં તે બોલ્યો: "ભાઈ, બેન ન હોય એટલે આટલું વ દુઃખ ખમવું પડે ને !"

હું તરત મનીઓર્ડર કરવા પોસ્ટ ઓફિસ તરફ હોંશભેર રવાના થયો.

## બે વચ્ચે કંઇ પસંદગી કરશો ?

માણસે જીવનનો કયો માર્ગ લેવો ? બજારમાં મુશ્કેલીભર્યા સોદાઓ કરવા પડે છે અને હરીફાઇ થાય છે. ઘરમાં અનેક ચિન્તાઓ ઘેરી વળે છે. ગ્રામ પ્રદેશમાં ભારે પરિશ્રમ કરવો પડે છે અને સમુદ્રયાત્રા ભયભરેલી હોય છે. વિદેશનો માર્ગ પણ ભય અને મૂંઝવણભર્યો હોય છે. તમે ગરીબ હો તો અનેક યાતના ભોગવવી પડે છે. તમે પરણેલા હશો તો ચિન્તામુક્ત નહિ હો અને અપરિણિત હશો તો એકલાપણાની લાગણી અનુભવતા હશો. બાળકો હશે તો અનેક તકલીફો ઊભી થતી હશે અને બાળકો નહિ હોય તો જીવન સાવ પંગુ જેવું લાગતું હશે. યુવાની મૂર્ખતાભરી હોય છે અને વૃદ્ધત્વ અનેક નબળાઈઓથી ભરપૂર હોય છે. છેવટે તો ત્યારે આ બેમાંથી એક જ માર્ગ લેવાનો રહે છે: કાં તો કદી જન્મ જ ન લેવો અને જો જન્મ લેવો તો જન્મતાંની સાથે જ મૃત્યુ પામવું.

*

....પણ જીવનના એકેએક માર્ગને અપનાવી પણ શકાય છે. બજારમાં સન્માન મળે છે અને સોદાઓ પણ પ્રામાણિકપણે થાય છે, ઘરમાં આરામ-શાંતિ મળે છે, ગ્રામ પ્રદેશમાં નિસર્ગદર્શનનો આનંદ મળે છે. દરિયો ખેડવામાં લાભ મળે છે અને વિદેશ જવાથી કીર્તિ મળે છે. તમે ગરીબ હશો તો તમે એકલા જ એ જાણીને સંતોષમાં રહી શકો છો. તમે પરણેલા હશો તો તમારું ગૃહજીવન ઉત્તમ હશે. તમે અપરિણિત હશો તો જીવનનો બોજો એટલો ઓછો લાગશે. બાળકો હોય તો એ પ્રિય હશે અને બાળકો નહિ હોય તો જીવન એટલું ચિન્તા વિનાનું લાગશે. યુવાનીમાં જોમ હશે અને વૃદ્ધાવસ્થામાં આદર મળશે. એટલે પસંદગી બેમાંથી એકની કરવાની નથી—જન્મ લેવો કે જન્મીને તરત મૃત્યુ પામવું એ બે વચ્ચે પસંદગી કરવાનો પ્રશ્ન નથી કેમકે જીવનમાં બધી વસ્તુઓ સરસ છે.

—'રિપબ્લિક ઓફ મેન'માંથી

# ઇશ્વર-ચિંતન

**શ્રી રામકૃષ્ણ પરમહંસ**

શ્રીરામકૃષ્ણ (સબ-જજને)- વારુ, અભિમાન, અહંકાર જ્ઞાનથી થાય કે અજ્ઞાનથી ? અહંકાર તમો ગુણ. અજ્ઞાનથી ઉત્પન્ન થાય. એ અહંકાર કરવો ખોટો. આ શરીર, આ ઐશ્વર્ય, એ કશુંય રહેવાનું નથી.

એક પીધેલો માણસ નવરાત્રિમાં દુર્ગાદેવીની પ્રતિમાનાં દર્શન કરતો હતો. મૂર્તિના ઠાઠમાઠ ને શણગાર જોઇને કહે છેઃ

"મા, ગમે તેટલા સાજ-શણગાર કરો. પણ બે ત્રણ દિવસ પછી તમને લઇ જઇને ગંગામાં ફેંકી દેવાના !"

એટલે સૌને કહું છું કે જજ હો કે બીજું ગમે તે હો, પણ આ બધું ચાર દિનની ચાંદની ! એટલે અભિમાન-અહંકારનો ત્યાગ કરવો જોઇએ.

સત્વ ગુણ, રજો ગુણ અને તમોગુણના ભિન્ન ભિન્ન સ્વભાવ. તમોગુણનાં લક્ષણ અહંકાર, નિદ્રા, વધુ પડતો આહાર, કામ, ક્રોધ વગેરે. રજોગુણી માણસો વધુ પડતાં કામકાજ માથે લે, કપડાં પોશાકની ટાપટીપ હોય, મકાન સાફસૂફ, દીવાનખાનામાં ક્વીન (વિક્ટોરિયાની) છબી, જ્યારે ઇશ્વર-ચિંતન કરે ત્યારે રેશમી અબોટિયું પહેરે, ગળામાં રૂદ્રાક્ષની માળા, તેમાં વળી વચ્ચે વચ્ચે એક એક સોનાનો દાણો ! જો કોઇ તેમનું મંદિર જોવા આવે તો પોતે સાથે જઇને બધું બતાવે; અને કહે કે 'આ બાજુ આવો, હજી છે; ધોળા આરસની લાદી જડેલી છે, સોળ કમાનવાળો સભામંડપ છે, વગેરે. વળી દાન કરે તે લોકો દેખે એવી રીતે. સત્વ ગુણી માણસ અતિ ઠંડો અને શાંતઃ લૂગડાં સાધારણ; ધંધો રોજગાર ગુજારો ચલાવવા પૂરતો, અને એ કોઇ દિવસ કોઇની ખુશામત કરીને પૈસા લે નહિ. તેને ઘર સમરાવવાની કાળજી નહિ છોકરાંના કપડાં-લત્તાં માટે બહુ ચિંતા ન કરે. માનપાન સારુ ઉતાવળો થાય નહિ. તેનું ઇશ્વર-ચિંતન, દાન-ધ્યાન, બધું ગુપ્ત, માણસોને ખબર ન પડે. રાતે મચ્છરદાનીની અંદર બેઠો બેઠો ધ્યાન કરતો હોય, માણસો જાણે કે ભાઇને રાતે બરાબર ઊંઘ નહીં આવી હોય એટલે મોડે સુધી સૂઇ રહ્યા છે.

સત્ત્વગુણ એ સીડીનું છેલ્લું પગથિયું. એ પછી જ અગાશી. સત્ત્વગુણ આવ્યા પછી ઇશ્વર-પ્રાપ્તિને વધુ વાર નહિ. જરાક આગળ વધતાં જ દર્શન થાય. (સબ-જજને) તમે કહેતા હતા ને કે માણસો બધા એક સરખા; પણ હવે જુઓ કે કેટલા બધા જુદા જુદા સ્વભાવના હોય છે !

એ ઉપરાંત પણ મનુષ્યોના કેટલાય પ્રકારો છેઃ નિત્ય-જીવ, મુકત-જીવ, મુમુક્ષુ-જીવ, બદ્ધ-જીવ એમ ઘણાય પ્રકારના માણસો છે. નારદ, શુકદેવ એ નિત્ય-જીવો; જાણે કે સ્ટીમર જેવા, પોતે પણ પાર થઇ જાય ને બીજા મોટા જીવોને, હાથી સુદ્ધાંને પાર લઇ જાય. નિત્ય-જીવો દિવાન જેવા. રાજ્યના એક ભાગની વ્યવસ્થા કર્યા પછી બીજા ભાગની વ્યવસ્થા કરવા જાય. વળી મુમુક્ષુ-જીવો પણ છે, કે જેઓ સંસાર-જાળમાંથી મુક્ત થવા માટે આકુળ વ્યાકુળ થઇને તનતોડ મહેનત કરી રહ્યા હોય. તેમનામાંથી એકાદ બે જણ જાળમાંથી છટકી શકે. તેઓ મુકત-જીવ. નિત્ય-જીવો ચાલાક માછલાં જેવા. તેઓ કોઇ વખતે જાળમાં સપડાય નહિ.

પરંતુ બદ્ધ-જીવ, સંસારીજીવ, એમને તો ભાન જ નહિ. તેઓ જાળમાં તો પડેલા જ છે; અને જ્યાં જાળમાં પડયા છીએ એ ભાનેય નથી. એવા લોકો, સામે હરિકથા થતી હોય તો ત્યાંથી ચાલ્યા જાય. કહેશે કે હરિનામ તો મરતી વખતે લેવાશે, અત્યારથી શું કામ ? વળી મોતની પથારીએ પડયો પડયો બાયડી-છોકરાંઓને કહેશે કે 'અરે એય, દીવાની વાટ આટલી બધી ઊંચી શું કામ રાખી

પેલો ખેડૂત ખૂબ જ નારાજ થઈ ગયો હતો. તે બોલ્યો : "જો હું મારી ગઠડીને મારી ગોદમાં મૂકીને બેસત, તો હોડીનું વજન શી રીતે વધી જાત ?"

અનાડી માણસ સાથે વાત કરવામાં સાર નથી, એમ માનીને લોકો ચૂપ રહ્યા. કોઈએ તેની સાથે ચર્ચા કરી નહીં.

"જોયું ને ?" સ્વામીજી ડોસાને પૂછવા લાગ્યા. પોતાના પૌત્રની સગાઈ નક્કી કરવા આવેલા ડોસાએ જવાબમાં કહ્યું : "હું એમાં કશું સમજ્યો નહીં !"

"તમે મને સદ્‌ગતિનો માર્ગ પૂછ્યો હતો ને ? તો સાંભળો. એને માટે પહેલું કામ એ કરવાનું છે કે, તમારે તમારો બધો ભાર ભગવાનને સોંપી દેવાનો છે. તમે એ માટે તૈયાર છો ?"

"સ્વામીજી, આપે કહ્યું એ બરોબર છે. પરંતુ મારા ઘરવાળી ડોસીને પૂછ્યાકર્યા વિના મારાથી એવું ન થઇ શકે !" ડોસાએ કહ્યું.

"પણ એટલામાં મેળો પૂરો થઈ જશે તો ?"

*

## કયો વેપારી આવી તક જતી કરશે !

એક સદ્‌ગૃહસ્થ શહેરમાં જરા ઉતાવળે ચાલ્યા જતા હતા. તેવામાં તે છાપું ખરીદવા ઊભા રહ્યા, છાપાંવાળા છોકરાએ કહ્યું, હું તમને છાપું નહિ આપી શકું, સાહેબ !'

'કેમ, શા માટે નહિ ? તું થોડા વખત પહેલાં જ છાપું વેચવાની બૂમ પાડતો જતો હતો !'

'હા પણ એ તો પેલા નાકા સુધી જ.'

'રહેવા દે પંચાત; ચાલ મારે ઉતાવળ છે, એક છાપું આપી દે.'

'આ જગાએ તમને હું છાપું નહિ આપી શકું, મિસ્ટર; કારણ આ જગા લિંપીની છે. અત્યારે તે પેલે છેડે છે, ત્યાથી તમે છાપું લઇ લેજો.'

'લિંપી વળી કોણ છે ? અને આ જગા તેની છે એટલે વળી શું ?'

'કારણ કે અમે સૌ છોકરાઓએ મળીને નક્કી કર્યું છે કે આ જગા તેની છે. અહીં દૂર સુધી ઑફિસો છે, અને એ બિચારા લંગડાથી અમારી પેઠે ઝટ બધે પહોંચી વળાતું નથી; એટલે અમે નક્કી કર્યું છે. કે, આટના ભાગમાં તેને જ છાપાં વેચવા દેવાં. જો કોઇ બીજો છોકરો અહીં છાપું આપે તો તેને ઠીક કરવો એવો અમારો ઠરાવ છે, સમજ્યા ?'

'હા, સમજ્યો; તમારું અહીં મહાજન જેવું છે ?'

'મહાજન બહાજન તો ઠીક; પણ એ છોકરો લંગડો છે, એટલે અમે આવી થોડીક ગોઠવણ કરી લીધી છે એટલું જ. જુઓ પેલો લિંપી આવે !'

પેલા સદ્‌ગૃહસ્થે તે લંગડા પાસેથી બે છાપાં ખરીદ્યાં અને પછી એમ વિચારતા વિચારતા તે ચાલતા થયા કે, કેટલા વેપારીઓ પોતાના વર્ગમાં નબળા પડેલા વેપારીને તક આપવા પોતે માલ વેચવાનું જતું કરે !

# માનવતા મહેકી રહી

નરેન્દ્રકુમાર ચોકસી 'નરેન'

એ જંગ હતો સ્વતંત્રતાનો

ચારે તરફ સર્વનાશનો રાક્ષસ ઘૂમી રહ્યો હતો અંગ્રેજો મુડદાં પર બેસીને ઉજાણીઓ કરતા હતા માથા ઊંચકતી જેમ વધી રહેતાં અંગ્રેજોના અત્યાચારે કંઈકના જીવન હણી નાખ્યાં હતાં. સર્વત્ર સર્વનાશની જ્વાળાઓ ભડભડી રહી હતી મા-બાળકના ભેદ ભૂલાઈ ગયા હતા મીઠું પાયેલા કોરડા ખુલ્લા શરીર પર વીંઝાવા લાગ્યા. ફાંસીના માંચડાઓની કોઈ ગણતરી ન હતી. ચોગરદમ કાળો કેર વરસી રહ્યો હતો

તે દિવસોમાં દરેક ભારતવાસીના હૈયામાં નવો ઉત્સાહ અને નવી ચેતના આવી ગયા હતા વર્ષોથી ગુલામીની બેડીમાં સબડતો તેમનો આત્મા બેડીમાંથી છૂટવા ઉધામા મચાવી રહ્યો હતો તેમની દૃષ્ટિમા આઝાદીનું ખુન્નસ હતું. તેમના દિલમાં સ્વતંત્રતાની ચેહ સળગી રહી હતી.

રોજ રોજ નવા સમાચારો આવતા હતા અમુક જગ્યાએ અંગ્રેજોએ ઘર બાળી મૂક્યા, અમુક જગ્યાએ ગોળીબાર થયા, અમુક જગ્યાએ હિંદીઓએ ટ્રેનને ઊંધી પાડી, અમુક અદાલતમાં બોમ્બ ફેંકાયો

પણ હિંદીઓએ મૃત્યુને સસ્તું માની લીધું હતું મા-ભોમના ચરણોમાં પડેલી જંજીરો તોડવા માટે જીવન અને મૃત્યુના ભેદ વિસરાઈ ગયા હતા દેશની મુક્તિ એટલે જીવન, દેશની પરાધિનતા એટલે મૃત્યુ

એકલ-દોકલ અંગ્રેજને રહેંસી નાખવામા આવતો હતો. બદલામા ટોળાબંધ હિંદીઓની ખુવારી થતી હતી

હિંસાની પ્રચંડ જ્વાળાઓએ ચોમેરથી ભરડો લીધો હતો. એમાંથી ન બચ્યા વૃધ્ધ કે ન બચ્યા બાળકો. ન બચ્યા પુરૂષ કે ન બચી સ્ત્રીઓ ચોગરદમ સ્મશાનવત્ ભય કરતા નજરે પડતી

એક ટ્રેનને ઉથલાવી પાડવાનું નક્કી થયું હતું પાટા ઉખાડી નાખવામાં આવ્યા પાટાની પ્લેટો ઉખાડીને દૂર ફેંકી દેવામાં આવી

આ ટ્રેનમાં એક ઉચ્ચ અંગ્રેજ અધિકારી અને તેનું કુટુંબ આવી રહ્યું હતું, સાથે બીજા માણસો પણ હતા આખી ટ્રેન ચિક્કાર ભરેલી હતી

મૃત્યુનું રહસ્ય આજ સુધી કોઈ સમજી શક્યું નથી જીવન ફક્ત એક જ માર્ગે આવે છે મૃત્યુ અનેક માર્ગે આવે છે પોતાને મળેલી પદવીના મદના તોરમાં એ ઉચ્ચ અધિકારી જઈ રહ્યો હતો. તે તેની પ્રિય પત્ની અને કોમળ, માસુમ બાળકો સાથે ગેલ કરી રહ્યો હતો કેવું મજાનું દામ્પત્ય-જીવન !

રાત્રિના અંધકારમાં ટ્રેન આગળ ધપી રહી હતી. આગળ ગાડીનો પ્રકાશ દોડતો હતો, પાછળ ભયંકર અંધકારપુંજ ! જાણે આગળ જીવન દોડી રહ્યું હતું ને પાછળ મૃત્યુની ઊંડી ખાઈ !

રાત્રે ખેતરે જવા નીકળેલો એક ખેડૂત ફરતો ફરતો રેલવેના પાટાઓ પાસે આવ્યો એણે પાટા ઉખડેલા જોયા એને કંઈ અશુભની ગંધ આવી. તેને આ કોઈ પૂર્વયોજીત કાવતરું લાગ્યું ઘડીભર તો એને થઈ આવ્યું કે અંગ્રેજો એ જ દાવના છે પણ એની સૂતેલી માનવતા જાગી ઊઠી માનવતાને ભોગે આઝાદી ન ખપે ! આઝાદી પણ એ તો મા-ભોમના લલાટે કાળી ટીલી જેવું ગણાય ! એના ભોળા હૃદયમાં વિચારોનું ઘમસાણ મચ્યું શું કરવું એની એને સૂઝ ન પડી તેની પાસે હથિયાર કે સાધન પણ ન હતું માત્ર એક

પહેલાં આખી શેરી ગજાવીને હું બૂમો પાડતી તોય એ ન આવતી અને હવે આ ઘંટડી કેવું સરસ કામ આપે છે ! ઉપરાંત, રમવાનું મૂકી ઉપર આવી એ મને વહાલપૂર્વક ભેટે છે. !

પહેલાંની વાત યાદ કરું છું તો મને થાય છે કે આને હું મારી વાતોથી કેવી મૂંઝવી નાખતી હોઈશ ! 'ચાલો બેટા રમકડાં ભેગાં કરીને મૂકી દો,' જાણે ખુશામત કરતી હોઉં એમ હું કહેતી અને હંમેશાં મને એકજ જવાબ મળતો, 'ના' એ પછી પણ હું રમત છોડી દેવાનો આગ્રહ રાખતી તો મને જવાબ મળતો; 'તો તું જ મૂકી દે !' 'જો હું મૂકીશ તો તને એ રમકડાં પાછાં નહીં મળે.' હું એને ધમકાવતી.

અલબત્ત, મારા અનુભવથી હું જાણું છું કે ધમકી કે આજ્ઞાના ઉલ્લંઘનને નોતરે છે છતાં ત્યારની પરિસ્થિતિને પહોંચી વળવા ધમકી સિવાય કોઈ સાધન જડતું નહીં. પણ જ્યારથી મેં બોલવાનું બંધ કર્યું છે ત્યારથી જાણે આવા મતભેદો ટાળવાની અમૂલ્ય શક્તિ મેં પ્રાપ્ત કરી છે.

હવે એલાર્મવાળું ઘડિયાળ મને સૌથી વધુ મદદ કરે છે. એ જ મારી નાની દીકરીને કહે છે કે હવે એના આરામનો સમય પૂરો થયો, એનો નાસ્તો તૈયાર છે, કે સૂવાનો સમય થઈ ગયો છે વગેરે. જો એનું કામ પૂરું થવાને થોડી વાર હોય તો હું શાંતિથી રાહ જોઉં છું. હું જ્યારે બોલતી ત્યારે આવા સમયમાં દસબાર જેટલાં સૂચનો ને શિખામણો આપ્યાં કરતી ને એના પર ધ્યાન અપાતું નહીં. પણ મોટે ભાગે હવે એ ઘડિયાળની સૂચના અવગણતી નથી. અને હવે હું એને હુકમો નથી કરતી, એટલે અમે સારાં મિત્રો પણ બની શક્યાં છીએ.

હું ને મારા પતિ પણ સારાં મિત્રો બન્યાં છીએ. ગમે ત્યારે તે મારી ખીજ કાઢવાને : 'પત્ની વધુ પડતું બોલે છે !' પહેલાં મને ડર લાગતો કે એમને હું બુદ્ધુ લાગીશ. એટલે હું દરેક વાતમાં ચર્ચા કરતી. પણ હવે તો જાણે ચર્ચા કરવા માટે આખા જગતમાં હું જ યોગ્ય પાત્ર હોઉં એવો મારા પતિનો અભિપ્રાય થઈ ગયો છે ! કારણ કે હું વચ્ચે બોલી શકતી નથી, મારા જુદા વિચારો દર્શાવી નથી શકતી અને દરેક વાતમાં પહેલું, વચલું ને છેલ્લું વચન એમનું જ રહે છે! એમનું અભિમાન સંતોષાય છે ને એ ખુશ રહે છે !

હવે હું દલીલો નથી કરતી, અલબત્ત, ક્યારેક હું કેટલીક વાતો યાદ રાખું છું કે જ્યારે હું બોલીશ ત્યારે આ વિશે એમને કહીશ ! અથવા મારા પતિને ખૂબ ગુસ્સાભર્યો પત્ર લખું છું, પણ ફરીથી વાચતા હું પોતે જ દુઃખી થઈને એ પત્ર ફાડી નાખું છું.

હવે હું મારા પતિની દરેક બાબતની કડક વિવેચક નથી રહી. હું એમને ફરીથી ઘડવાના, સુધારવાના પ્રયત્નો નથી કરતી. કટાક્ષો કે ખોટો ગુસ્સો પણ નહી. હવે હું ફરિયાદ નથીકરતી, ચિડાતી નથી, 'એમના જ ભલા માટે' એમની ખામીઓ બતાવતી નથી, અને આ બધું ન કરવાને લીધે હું એમની પ્રિયતમા બની શકી છું.

મને પોતાને નવાઈ લાગે છે, પણ હવે એ મારા માટે નાની નાની ભેટો લઈ આવે છે! —ચૉકલેટ, ફૂલો, નવલકથા—પહેલાં મને લાગતું કે એમને મારી દયા આવે છે. પણ મેં ક્યારેય નિરાશા અનુભવી નથી ને એમના ઉત્સાહમાં પણ મંદતા આવી નથી. મારે હવે ટેલિફોન પર વાત કરવાની નથી હોતી ને કોઈ વહેવાર પણ સાચવવાના નથી હોતા, આથી મને ઘણી ફુરસદ મળે છે, એનો હું બીજા કાર્યોમાં સદુપયોગ કરું છું, નવી નવી વાનગીઓ બનાવું છું. મારા પતિને પણ જાણે રાજ ચાખી રહ્યા હોય એવે. આરામ મળે છે ને ભોજનની હંમેશા પ્રશંસા થાય છે.

હું મારી લાગણીઓને પિયાનો પર વ્યક્ત કરી શકું છું જેના તરફ હું વર્ષોથી બેદરકાર હતી. મારા પતિને મારા આ શોખનું અભિમાન છે. સીવવાનો સંચો સમય પસાર કરવાનું બીજું સાધન છે. હવે નવા પાદા ધરને નવી ચમક

આપે છે ને નવાં કપડાં મારા બાળકોને વધુ શોભાવે છે.

પરંતુ વાણીની ખોટ સૌથી વધુ કોઈએ પૂરી હોય તો પત્રલેખને. મારા દૂરના મિત્રો ને સગાંવહાલાંઓને લાંબા લાંબા પત્રો લખીને મેં આશ્ચર્યચકિત કરી દીધાં છે. મારા જેવી આળસુ પત્ર લખે એ તેમના માન્યામાં જ આવતું નથી ! પત્ર લખવામાં ને પત્રની રાહ જોવામા શું મઝા છે એ હું પણ જાણે આટલા વર્ષોમા ભૂલી ગઈ હતી. અને મને લાગે છે કલમ જીભ કરતાં ઘણી વધારે શાણી ને વિવેકી છે ! હવે, કોઇ માણસને, અયોગ્ય સમયે, ઉતાવળમા કે ગુસ્સામા મેં કઇ ખોટું કહી દીધું હશે એવી મને ચિંતા રહેતી નથી !

આ મારી ત્રીજી શોધ છે : 'સ્ત્રી, સામાન્ય વાતોમાં, ઘણું સામાન્ય, ને મોટે ભાગે નકામું બોલે છે.' આપણે ખૂબ જ બોલીએ છીએ ને વિચાર્યા વિના બોલીએ છીએ. જયારે હું મારા અવાજથી આખું ઘર ગજાવી મૂકતી, ત્યારે મારા કાન જાણે બહેરા થઇ ગયા હતા. હવે મારા કાન ઘણા તીક્ષ્ણ થઇ ગયા છે ને મારો પ્રભાવ પણ વધ્યો છે.

આપણી કેટલીક વાતો એવી નકામી હોય છે કે એ ન બોલાય તો જ સારું ! મોટા ભાગના સૂચનો અર્થહીન ને ખોટાં હોય છે. આપણે બોલતાં પહેલાં બે વાર તો શું, એક વાર પણ વિચારતાં નથી, ને આપણી જ પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડીએ છીએ. ખાનગી વાતો કહી દઇએ છીએ ને બાળકોનાં વગર વિચાર્યે વખાણ કર્યા કરીએ છીએ.

ભવિષ્યમાં પણ હું મૌનની કળાની જ ઉપાસના કરીશ. ખરેખર, આપણે શું બોલ્યા કે ન બોલ્યા એ વિશે અફસોસ જ ન કરવાનો હોય, એ કેવા આનંદની વાત–છે ! મારાં બાળકો, મિત્રો ને પતિ સાથે હું ત્યારે જ વાત કરીશ જ્યારે મને લાગશે કે મારે ખરેખર કંઇ કહેવાનું છે ને એ કહેવાનો સમય આવી ગયો છે મારો અવાજ સાંભળવો પણ સહુ માટે દુર્લભ બની જશે ને જ્યારે હું બોલીશ, ત્યારે સહુને કેવો આનંદ થશે !

*

## 'એમાં ડહાપણ નથી'

યમદૂતઃ 'રાજન્, યમરાજ તમારા રાજ્યમાંથી એક પ્રાણી માગે છે.'

રાજાઃ 'દૂત, ચાલો, હું આવવા તૈયાર છું.'

યમદૂતઃ 'સ્વયં તમે ! તમે આવીને શું કરશો ? તમારા રાજ્યમાં તો અસંખ્ય પ્રાણીઓ છે. એમાંથી કોઇ એકને મોકલી આપો.'

રાજાઃ 'દૂત, મારા રાજ્યનાં સમસ્ત પ્રાણીઓની રક્ષાનો ભાર મારા પર છે. હું પાછળ રહીને બીજા કોઇ ને યમલોકમાં કેમ કરીને મોકલી શકું ?'

દેવદૂતઃ 'રાજન્, ધર્મરાજે તમારા રાજ્યનાં બધાં પ્રાણીઓને સ્વર્ગમાં બોલાવ્યાં છે. પણ ભાવિ સૃષ્ટિ માટે કોઇ એકે આ લોકમાં જરૂર રહેવું પડશે.'

રાજાઃ 'ખૂબ સરસ, દેવદૂત. બધાને લઈ જાઓ હું પોતે આ રાજ્યમાં રહીશ.'

દેવદૂતઃ 'તમે પોતે ? તમારા રાજ્યમાં અસંખ્ય પ્રાણી છે–કોઇને અહીં રાખી દો. સ્વર્ગગમનની તક જવા દેવી એમાં ડહાપણ નથી.'

રાજાઃ 'દેવદૂત, તું નથી જાણતો કે મારા રાજ્યનાં બધાં પ્રાણીઓનાં કલ્યાણનો ભાર મારા પર છે. મારું કલ્યાણ થાય અને મારા રાજ્યનો કોઇ માણસ પાછળ રહે, એ ન બની શકે.'

# જીવન ખરાબ થયું તો ?

'ઇન્દુ'

મને તો જુવાનીને નદીના ઘોડાપૂરની સાથે જ સરખાવવાનું ગમે. પૂરમાં પાણી ડોળાં જ થાય ને ? તેમ જુવાની પણ જીવનને ડોળું નથી બનાવી દેતી !'

વર્ષો પહેલાંની આ વાત છે. દક્ષિણના એક શહેરમાં એક ખૂબ જ પૈસાદાર માણસ રહેતો હતો. તેને એક ફૂટડો જુવાન છોકરો હતો. રૂપાળો, જુવાન અને તેમાં પૈસા ભળ્યા પછી પૂછવું જ શું ? પૂરની માફક બેફામ બની મોજ માણતો હતો.

જેમ વરસાદમાં નાના નાના વોંકળાઓ મસ્ત બની પોતાના પાણી ઠાલવી નદીને તોફાની બનાવે તેમ આ જુવાનની આજુબાજુ રખડુ જુવાનોનું ટોળું વિંટળાઇને આ જુવાનને બેફામ બનાવ્યો.

એક દિવસે આ જુવાન કેટલાક મિત્રો સાથે બજારમાં લટાર મારવા નીકળ્યો. ત્યાં સડકની એક બાજુ એક વણકર થોડી સાડીઓ ગોઠવી વેચવા માટે બેઠો હતો. વણકરનો પ્રભાવશાળી ચહેરો કોઇ સંતની મૂર્તિ ખડી કરતો હતો.

પેલો જુવાનના એક મિત્રે દૂરથી કહ્યું: "જોયો પેલો સાડી વેચવા બેઠો છે તે વણકર ! તે સામાન્ય વણકર નથી પણ સમર્થ સાધુ છે એમ બધા કહે છે. તે કદીયે ગુસ્સે થતો નથી. બધાની સાથે મીઠાશથી જ વાતો કરે. કદી કડવાશ તેના ચહેરા પર પથરાતી નથી."

ધનવાન જુવાન બોલ્યો : 'એમ ને કંઈ હોય ! કોઇકવાર તો તે મિજાજ જરૂર ખોતો હશે. ચાલો તેને ઉશ્કેરીએ. હમણા જ તેની મીઠાશ કડવાશમાં ફેરવી દઉં !"

અને મિત્રોના રસાલા સાથે તે વણકર પાસે ગયો. વણકરે ખૂબ જ આદરથી કહ્યું : "આવો, મિત્રો, તમારે શું જોઇએ છે ?"

જુવાને કહ્યું : "બાબા, મારે એક સાડી જોઇએ છે. શું કિંમત લેવી છે ?"

વણકરે સાડીની ઘડી ખોલતાં કહ્યું : "બે રૂપિયા."

જુવાને હાથમાં સાડી લીધી અને તે ખોલેલી સાડીના બે ટુકડા કરતાં કહ્યું "આ અરધા ટુકડાનું શું ?"

વણકરે જરાય અચકાયા વગર સ્વસ્થતાથી કહ્યું : "એક રૂપિયો !'

અરધા ટુકડાના વળી બે ટુકડા કરી જુવાને પૂછ્યુ: "અને આ ટુકડાનું ?'

વણકર મરકતાં મરકતાં બોલ્યો : "અરે મિત્ર ! એટલો ય હિસાબ આવડતો નથી ! આઠ આના જ સ્તો."

જુવાનને તો વણકરનો ગમે તે પ્રકારે મિજાજ ગુમાવવો હતો. તેથી એ સાડીના પછી તો ટુકડા કરતો ગયો અને કિંમત પૂછતો ગયો. અને વણકરના ચહેરા પર વધુને વધુ શાંતિ પથરાતી ગઇ અને કિંમત કહેતા ગયો.

આખરે સાડીના લીરા જ થઈ ગયા ત્યારે જુવાન ખડખડ હસતા બોલ્યો : "બાબા, આ લીરા મને શું કામ આવે ? આને કોણ ખરીદે ! મારે તો લીરાનાં શું ભાવ હોય તે જાણવું હતું '

વણકર ઊભો થયો. જુવાનના હાથમાંના તથા નીચે પડેલા લીરા એકઠા કરતા કરતા બોલ્યો : "ભાઇ, તારી વાત સાવ સાચી છે. આ લીરા શું કામમા આવે !"

જુવાન તો વણકરની આ રીતભાત જોઈ ઠંડોગાર જ થઈ ગયો. વણકર ખિજાયો કે ઉશ્કેરાયો હોત તો સાડીના લીરા કર્યા લેખે લાગત. પણ આ તો ઉલટું થયું. જુવાન શરમાયો છતાં પોતાના જુવાની ને લાજે તેથી અક્કડાઈથી બોલ્યો : "ચાલો, કંઈ વાંધો નહિ, હું આ સાડીના લીરાના પૂરા પૈસા આપી

દઉં છું."

વણકરે લીરાનો ઢગલો-એક બાજુ મૂકી પ્રેમભરી નજરે કહ્યું : "ભાઈ, જે લીરા તમને ઉપયોગના નથી તેની કિંમત હું કેમ લઈ શકું ?"

પૈસાની ખુમારીથી યુવાન બોલ્યો : "બાબા, મારી પાસે તો અઢળક ધન છે. તમે તો ગરીબ છો. મેં જ લીરા કરીને તમારી સાડી બગાડી છે તેનો બદલો તો મારે વાળવો જ જોઈએ ?"

ત્યારે વણકરે યુવાનની પાસે આવી ખભે હાથ મૂકયો અને કરુણાભર્યા સ્વરે કહ્યું: "અરે મારા યુવાન મિત્ર, આ લીરાનો બદલો તમે કેવી રીતે વાળી શકીશો ! તમારા પૈસાથી આનો બદલો વાળી શકશો એમ તમે માનો છો ? તમે જાણો છો હજારો ખેડૂતોના પરસેવામાંથી કપાસ થયો. તેના રૂમાંથી હજારો દુખી વિધવાઓ, અને ત્યકતાઓએ સૂતર કાત્યું, એ સૂતરને મેં અને મારી પત્નીએ રંગ્યુ અને શાળ પર તેમાંથી સાડી વણી આ સાડી કોઈ પહેરે તો જ અમારી મહેનત સફળ થાય અને અમે બધાં સુખી થઈએ. પણ તમે તો વગર દહાડે આના લીરા કરી નાખ્યા. હવે કોઈના ઉપયોગમાં નહિ આવે. આ બધાં લોકોની મહેનત નકામી ગઈ. શું તમારા આ બે ચાંદીના સિક્કા આનો બદલો વાળી શકશે ? તમે જ કહો મિત્ર, મારાથી તમારા પૈસા લેવાય ખરા ?"

વણકરના એકેએક શબ્દમાં મીઠાશ નીતરતી હતી. એ મીઠાશ યુવાનને સ્પર્શી ગઈ.

અને યુવાને વણકરના પગ પકડીને માફી માગી

ત્યારે વણકર વહાલથી તેના માથે હાથ ફેરવતા બોલ્યો : "જો મિત્ર, હુ તમારી પાસેથી આ બે સિક્કા લઉં તો તમરી હાલત આ સાડીના લીરા જેવી થાય. તે કોઈના કામમાં ન આવી શકે. માનું છું આટલામાં તમે સમજી ગયા હશો સાડી બગડી તો બીજી સાડી થઈ શકશે પણ જીવન ખરાબ થયું તો તે બીજું કયાંથી લાવશો ?

અને યુવાનની આંખમાંથી ટપટપ પાણીની ધારા ચાલી. પૂર શમી ગયું.

આ વણકર તે દક્ષિણના સંત તિરુવલ્લુવર

## પોપટની એક કથા

આપણા દેશમા આજના ભણેલા લોકોને હું જોઉં છું તો મને અનાયાસ પોપટની એક કથા યાદ આવે છે આ કથા અમારી નિશાળના હેડમાસ્તર અમને વખતોવખત કહેતા હતા. કથા આ પ્રમાણે છે

એક બાદશાહને એક પોપટની જરૂર હતી એટલે એમની પાસે એક પોપટ વેચનારને લાવવામાં આવ્યો. એની પાસે એક ઘણો જ સુંદર પોપટ હતો. બાદશાહ પોપટના રૂપ-રંગ જોઈને ખૂબ ખુશ થઈ ગયા. એમણે પોપટ વેચનારને પૂછ્યું: 'તારો આ પોપટ બોલી શકે છે ખરો ?'

પોપટ વેચનારે કહ્યું 'ગરીબ-પરવર, મારા પોપટને બોલતા તો આવડે છે-એટલું જ નહિ પણ એ વિચાર કરવામા પ્રવીણ છે'

બાદશાહ ખૂબ ખુશ થઈ ગયા. એમણે પોપટને ખરીદી લીધો. આવા મહત્ત્વના પોપટ માટે એમણે ઘણી સરસ વ્યવસ્થા પણ કરાવી. આટલી બધી સુંદર રીતે રાખવા છતાં યે પોપટે એની જીભ ખોલી નહિ આથી બાદશાહને દુખ થયું. એમણે પુનઃ પોપટ વેચનારને બોલાવ્યો અને 'એને પોપટ કેમ બોલતો નહોતો એનું કારણ પૂછ્યુ પોપટ વેચનારે પોપટને ચારે બાજુથી જોયો પછી કહ્યું: 'શાહે આલમ, અત્યારે આ પોપટ એવી વિકટ સમસ્યાઓનો વિચાર કરી રહ્યો છે કે એને માટે બોલવાનું અશક્ય બની ગયુ છે જહાંપનાહ, એની આવી વિચારશીલતા પર હું તો વારી જાઉં છું.

વજીરે આ સાંભળ્યું એટલે એણે ગુસ્સાથી કહ્યું: 'બેઈમાન, એમ કેમ નથી કહેતો કે તારો પોપટ માત્ર વિચાર કરે છે, બોલતો નથી.

–હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

# અમૂલ્ય યુદ્ધ

હરજીવન થાનકી

Life is a struggle, meet it'

જીવન એ યુદ્ધ છે. લડી લો. ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતામાં એજ ઉપદેશ આપ્યો. માણસ જન્મે છે ત્યારથી જીવવા માટે મરે છે ત્યાં સુધી લડે છે, લડયા જ કરે છે. પણ થાકતો નથી. લડવું એજ જાણે તેનો સ્વભાવ ન હોય! એક કાળે માણસ જીવન જરૂરિયાતની પ્રાથમિક ચીજ વસ્તુઓ મેળવવા માટે લડતો. પાછળથી માણસ શિકાર કરવાને બહાને પશુ પક્ષીઓ સાથે લડતો થયો. જેમ જેમ તે સમૃદ્ધ થતો ગયો સ્થળ અને કાળ ઉપર નિયંત્રણો મેળવતો ગયો તેમ તે જર, જમીન અને જોરુ ને કજીયાના છોરુ બનાવતો થયો. રાજપૂત યુગમાં માણસ સ્ત્રીઓ માટે લડતો, આજે માણસ પૈસા માટે સમૃદ્ધિ માટે લડે છે, સત્તા માટે લડે છે. સેવા કરવા માટે ચૂંટણી લડે છે. રાજાશાહીમાં તલવારો લડતી તો લોકશાહીમાં મતો લડે છે. દિવસે દિવસે યુદ્ધની ભૂમિકા સ્થૂળમાંથી સુક્ષ્મ તરફ વળે છે માણસ જેમ જેમ એમ સમજતો થાય છે કે યુદ્ધ લડવું એ સારું નથી તેમ તેમ તે યુદ્ધ શાસ્ત્રમાં વધુને વધુ ઊંડો ઉતરતો જાય છે. અંગ્રેજીમાં કહ્યું છે તેમ 'Forms changes, substance remains' યુદ્ધના રૂપો બદલાય છે પણ માનવીના હૃદયમાં રહેલી લડાઈની-યુદ્ધની ભાવના કદી બદલાતી નથી. એક યા બીજા રૂપે લડયા વિના માનવીને ચેન પડતું નથી. લડાઈથી જેમ ગેરફાયદા થાય છે તેમ ફાયદા પણ થાય છે. છેલ્લી સામાન્ય ચૂંટણીઓ દ્વારા ભારતીય પ્રજાએ પોતાના શાસક પક્ષ સાથે લડીને સત્તાધારી પક્ષની આંખો ખોલી નાખી. સત્તારૂઢ પક્ષને લગભગ ફેંકી દીધો કારણ કે તે પક્ષ પોતાનું મૂળભુત ધ્યેય ભુલીને અંગત સ્વાર્થમાં પડયો હતો. આમ લડાઈથી-યુધ્ધથી થતા ફાયદા અમૂલ્ય હોય છે. રણમેદાન ઉપર થતી હિંસા એ હિંસા ગણાતી નથી તેથી જ ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે તું લડ, જો જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ અને હારીશ તો સ્વર્ગે જઇશ. એમ છેલ્લી સામાન્ય ચૂંટણીમાં સત્તારૂઢ પક્ષના લગભગ સોએક પ્રધાનોએ હારીને સ્વર્ગનું સુખ પ્રાપ્ત કરી લીધું છે. જ્યારે વિરોધ પક્ષોના રૂપે બિચારા જીતીને પૃથ્વીનું-ભારતનું રાજ્ય સંભાળી રહ્યા છે. આમ લડાઈથી યુદ્ધથી માણસમાં પેસેલી વિકૃતિ દુર્ગુણો ઇ. દૂર થાય છે યુદ્ધ એ એક પ્રકારની કસરત છે. જેમ શારીરિક કસરતથી શરીર ચેતનવંતુ થાય છે તેમ યુદ્ધથી દેશમાં નવો પ્રાણ સિંચાય છે રશિયા, અમેરિકા, બ્રિટન, જર્મની જાપાન જેવા જગતના મહારાષ્ટ્રો યુદ્ધ પછી જ બળવાન બન્યા છે. આમ માનવ જીવનમાં યુદ્ધ એ અનિવાર્ય છે

કોઈ પણ દેશની સંસ્કૃતિએ લાંબો સમય પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખવું હોય તો અમુક અમુક સમયને અંતર લડતા રહેવું જોઇએ. જો ચીને ભારત ઉપર હુમલો ન કર્યો હોત તો ભારત પાકિસ્તાનના હુમલાને ખાળી શકયું ન હોત. જો ૧૯૬૬માં ભારતીય રૂપિયાનું અવમૂલ્યન થયુ ન હોત તો ૧૯૬૭ની સામાન્ય ચૂંટણીમાં કોંગ્રેસનું અવમૂલ્યન ન થાત. એમ કેટલીકવાર મૂલ્ય વધારવા માટે અવમૂલ્યન કરવું પડે છે.

આમ સમગ્ર દષ્ટિએ જોતાં જણાશે કે આહાર વિહાર, નિદ્રા, ભય ઇત્યાદિ જેટલી જ અનિવાર્ય લડાઇ પણ છે. પણ તે અમુક અમુક સમય ને અંતરે આવતી હોવાથી જ આપણે તેનું અવમૂલ્યન કર્યું છે. લડાઈનું મૂલ્ય કંઈ ઓછું નથી. આજના માનસિક સંઘર્ષના યુગમાં યુદ્ધ અમૂલ્ય છે.

# સાચો વૈષ્ણવજન કોણ?

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી

એક સંત મહાત્મા પ્રભુદર્શન માટે તપ-સાધના કરી રહ્યા હતા મહાત્માજીએ અનેક વર્ષો સુધી કષ્ટવેઠી દેહદમન કરી આરધના કરી કંદમૂળ ઉપર રહ્યા. એકલા જળ ઉપર જીવન જીવ્યા, નિરાહાર રહ્યા પરંતુ મહાત્માજીની એ સાધના ન ફળી, પ્રભુ દર્શન ન થયા.

સંત મહાત્મા ખૂબ ખૂબ અકળાયા અને પ્રાર્થના કરવા લાગ્યા, 'હે દયામય! મે અનેક વર્ષો સુધી તારી આરાધના કરી દેહદમન કર્યું પરન્તુ તારા દર્શન મને નથયા હે પ્રભુ! તુ મને એવા માનવી-સાચા વૈષ્ણવજનના દર્શન કરાવ કે હું એનુ અનુકરણ કરીને તારા દર્શન પામી શકુ"

સંત મહાત્મા સાચા વૈષ્ણવજનના દર્શન માટે પ્રભુને હંમેશ પ્રાર્થના કરતા હતા

સંત મહાત્મા એક ગામ પાસે નદીકિનારે આવીને એક પર્ણકુટી બાંધીને રહેવા લાગ્યા મહાત્માજીને સાચા વૈષ્ણવજનના દર્શનની તાલાવેલી લાગી હતી પ્રભુ કૃપાએ એવા વૈષ્ણવજનના દર્શન થાય અને પ્રભુ કૃપા મળે એ ઇચ્છી રહ્યા હતા

મહાત્માજી હરહંમેશ પ્રાર્થના કરતા હતા "પ્રભુ! તારા દર્શન તો ન પામ્યો પરન્તુ આદર્શ માનવી, સાચા વૈષ્ણવજનના દર્શન તો કરાવ કે તેનું અનુકરણ કરી તારા દર્શન પામી શકું"

ગામના લોકોને સંત ઉપર ખૂબ આસ્થા થઇ હતી ગામના લોકો મહાત્માજીને ભોજનાદિક માટે આમંત્રણ આપતા હતા ગામલોકો મહાત્માજીનો ખૂબ પ્રેમભાવથી આદર સત્કાર કરતા હતા

રામનવમીનુ પર્વ હતુ. મહાત્માજીના આદેશ મુજબ ગામલોકોએ રામનવમીનું પર્વ ખૂબ આનંદથી ઉજવ્યુ ગામમાં મેળો ભરાણો રામ ભગવાનની મૂર્તિને પાલખીમા પધરાવી વરઘોડો કાઢવામાં આવ્યો ભજન મંડળીઓએ ભજનોની ધુન બોલાવી રામનવમીનો દિવસ ખૂબ આનંદમય વિતાવ્યો

બીજે દિવસે દસમને દિને સાધુસંતો અને બ્રાહ્મણોને જમાડવામાં આવ્યા

આ ગામમા એક મસ્ત ભિખારી રહેતો હતો એ ભિખારી કોણ હતો' ક્યાંથી આવ્યો તેના ગામના લોકોને ખબર નહતી આ ભિખારી ઠેકાણે ઠેકાણે ઊભો રહી ગાતો અને ભીખ માગતો હતો કોઇની પાસેથી હઠ કરી માગતો નહિ

સાધુસંતો અને બ્રાહ્મણોને જ્યા જમાડવામાં આવતા હતા ત્યા એ ભિખારી પહોંચી ગયો

ભિખારીના કપડા ફાટેલાં અને ગંદા હતા. માથે અને શરીરે ધૂળ ચોંટી હતી પરન્તુ એ તો મસ્તદશામા ગાતો હતો

ભિખારીએ જમણવારના સ્થળે જઇને ભીખ માગી કંઇક ખાવાનુ આપવા વિનતી કરી સંત મહાત્મા પણ ત્યા હાજર હતા ભિખારીએ સંત મહાત્મા પાસે ખાવાનુ માગ્યુ, 'બાપુ! કંઇક ટુકડો આપોને!'

"ચાલ્યો જા, તારા જેવા તો કેટલાય હાલી મળે છે અહીં તો સાધુસંતો અને બ્રાહ્મણો માટે વ્યવસ્થા છે"

ભિખારી તો એકપણ શબ્દ બોલ્યા વગર ગાતો ગાતો ચાલ્યો ગયો મહાત્માજીને આ ભિખારી પ્રત્યે જરાપણ સહાનુભૂતિ ન નહિ

નિત્ય નિયમ પ્રમાણે સંત મહાત્માએ પ્રાર્થના કરી, 'હે દયામય! આદર્શ માનવી, સાચા વૈષ્ણવજનના મને દર્શન કરાવ કે જેનું અનુકરણ કરીને હું તારા દર્શન પામુ'

તે રાત્રીએ સંત મહાત્માજીને સ્વપ્ન આવ્યું ભગવાન તેને કહી રહ્યા હતા, "સંત! આદર્શ માનવ, સાચો વૈષ્ણવજન તો પેલો ભિખારી છે જેને તમે રોટીનો ટુકડો પણ આપ્યો નહિ. સાચો વૈષ્ણવજન તો એ મસ્ત ભિખારી છે. એને અનુસરો.'

મહાત્માજી સફાળા જાગી ગયા. "એક ગાંડો મેલોઘેલો ભિખારી સાચો વૈષ્ણવજન! આદર્શ માનવી!" આવા વિચારે મહાત્માજી ખૂબ મુંઝવાયા.

મહાત્માજી વિચારવા લાગ્યા. જાતે આશ્વાસન લેવા લાગ્યા, "આ તો ભ્રમણા છે. સ્વપ્ન સાચું કેમ હોઈ શકે!"

મહાત્માજી ખૂબ વિચારમાં પડી ગયા. તેમને નિન્દ્રા આવી નહિ. પ્રભાત થતાં નદીએ જઈને સ્નાન કરી આવ્યા અને નિત્યકર્મમાં પરોવાઈ ગયા.

મહાત્માજીના મગજમાંથી સ્વપ્નાની વાત કેમેય ભુંસાતી નહતી. સ્વપ્નાની વાતથી મહાત્માજીને બેચેની થઇ રહી હતી. સ્વપ્નના જ વિચારો તેમના મગજમાં ઘોળાઇ રહ્યા હતા.

રાત્રે પાછું એજ સ્વપ્ન "સાચો વૈષ્ણવજન, આદર્શ માનવી એ ભિખારી જ છે."

મહાત્માજીના ગુસ્સાનો પાર ન રહ્યો. આટલું આટલું તપ કર્યું. મહાન સાધના કરી, એ શું નકામી! એક મેલો ઘેલો ગંદો ભિખારી સાચો વૈષ્ણવજન!

મહાત્માજીએ હવે સ્વપ્નની વાતનો તાગ લેવા નિશ્ચય કરી લીધો. એ ભિખારી સાચો વૈષ્ણવજન કેમ? એ જાણવાનો સંકલ્પ કર્યો.

મહાત્માજીની ઝુંપડીથી થોડે દૂર એ ભિખારી માગી લાવેલા ટુકડા ખાવા બેઠો હતો. મહાત્માજી એ તરફ ગયા.

મહાત્માજી જ્યારે એ ભિખારી પાસે પહોંચ્યા ત્યારે એક અન્ય ભિખારી પણ ત્યાં આવી પહોંચ્યો અને ખાવા બેઠેલ, ભિખારીને કહ્યું, "ભાઇ આજે તો મને ખાવા કંઈપણ મળ્યું નથી. કાલે પણ આમ જ હતું. ગઇ કાલનો ભૂખ્યો છું."

એ મસ્ત ભિખારીએ પોતાને મળેલા ભીખના ટુકડા આવેલા ભિખારીને આપી દીધા અને આનંદ અનુભવતો ગીત ગાતો ઊભો થઇ ગયો.

સંત મહાત્મા આ બધું જોઈ રહ્યા હતા. સંત મહાત્માને જોઇને તેણે બે હાથ જોડી પ્રણામ કર્યા અને કહ્યું "દેવ પધારો."

મહાત્માજીએ તે ભિખારીને કહ્યું "ભાઇ! તેં એવું કયું મહાન કાર્ય કર્યું છે કે પ્રભુ તારા ઉપર પ્રસન્ન છે."

"દેવ! મારી મશ્કરી શા માટે કરો છો! મેં એવું કોઈ મહાન કાર્ય કર્યું નથી. મેં નથી કરી તપ સાધના. હું તો ગાતો ગાતો ફરું છું અને ભીખ માગી એઠા ટુકડા મેળવું છું. જે મળે તેમાં આનંદ માણું છું. ખાઉં છું અને ખવડાવું છું."

"ભાઈ! જરૂર તેં એવું મહાન કાર્ય કર્યું હશે કે જેથી તારા ઉપર પ્રભુ પ્રસન્ન છે."

"દેવ મેં એવું કોઇ કાર્ય કર્યું હોય એમ મને તો લાગતુ જ નથી."

"ભાઇ! તો તું ભિખારી કેમ બન્યો? શું જન્મથીજ આવી સ્થિતિમાં છો!"

"પ્રભુ! ના, તેમ નથી. હું ખૂબ સુખી હતો."

"ભાઇ! તો શું મોજશોખ અને વિલાસમાં પૈસાની બરબાદી કરી!"

"ના, દેવ! ના, હું વ્યસની નહતો, વિલાસી પણ નહતો. મોજશોખ પણ કરતો નહિ."

"તો પછી આ દશા કેમ થઇ!"

"દેવ! એક દિવસ એક સ્ત્રી મારે ત્યાં આવી. ગભરાતી ગભરાતી ડુસકે ડુસકે રડતી હતી. એ સ્ત્રીની આંખોમાંથી આંસુઓનો ધોધ વહી રહ્યો હતો. મેં તેને પૂછ્યું, 'બહેન! શા માટે રડે છે!

# બુઢિયાકાકા

'શીવપ્રકાશ'

[Joyce caryની નાનકડી વાર્તા The red Letter dayમાંથી બુઢિયાકાકાને લીધા છે વ્યંગ, વિનોદ અને કરુણાનાં છટકાવ વચ્ચે દરેક પાત્રને પોતીકો ન્યાય અભિપ્રેત છે અને કાકા આ યાદગાર દિવસના મધ્ય કેન્દ્રમાં ગ્રહમાળાના સૂર્યની જેમ ચમકી રહે છે.]

બુઢિયાકાકા ચા પીવા કાંઈક વહેલા આવી ચડ્યા. દર માસની પહેલી તારીખે તેમણે અચૂક આવવું જોઈએ. વર્ષોથી આમ ચાલ્યું આવતું. રમેશ અને અલકા ઉપર તેમનો એ પ્રકારનો હક્ક હતો. પણ આજે આ યુવાન દંપતીને બપોરની મીજબાનીમાં ચંદ્રહાસ મજુમદારને ત્યાં જવાનું આમંત્રણ હતું અને બરાબર બુઢિયાકાકાના આગમન ટાણે જ જવાનું હતું. રસ્ટેલી તો ત્યાં હતી કે આમંત્રણ થોડા વાર પહેલા જ મળ્યું. કાકાને કેમ ટાળવા તે પ્રશ્ને રમેશ અને અલકા મુંઝવણ અનુભવતાં હતા.

છેવટે અલકાએ કહ્યુ :

'કાકાને તો કોઈપણ દિવસની બપોર ચાલે– આજની બપોરજ હોવી જોઈએ એવું થોડું છે?'

'એમ જ છે અલકા, તું ક્યાં નથી જાણતી? મહિનામાં એકજવાર પહેલી તારીખે અહીં આવવાનું તેને માટે આદત જેવું બની ગયુ છે. કાકાને માટે આ પ્રસંગ વિશેષ છે!'

''એટલે તો કહુ છુ–આજને બદલે કાલે આવશે તો ચાલશે; એમાં શુ ફેર પડવાનો?'

'તેમની લાગણી દુભાવવી ઠીક નહિ!'

'તો પછી મજુમદારનું આમંત્રણ પાછું ઠેલવું તે પણ મુર્ખાઈ જ છે. એક તો એનું આમંત્રણ મળ્યું સે સદ્‌ભાગ્ય અહોભાગ્ય–અને ન જઈએ તો શુ અર્થ થાય? તેને થોડી જ મિત્રોની ઊણપ છે?'

'ત્રણ ચાર નો થવા આવ્યા કાકાને હવે શું બહાનું ધરવું? અને સાચી વાત કહું? કાકા અડધી સેકન્ડમાં સમજી જવાના કે આપણે તેમની હાજરીને ટાળવા આમ કરીએ છીએ! તેઓ આ ભૂલશે નહિ; મને તો આવું પસંદ નથી!'

રમેશ અને અલકા દલીલબાજી કરતા રહ્યાં. ગ્રીષ્મની બપોરે બગીચાની ઠંડકમાં સુતેલો સાપ છંછેડાઈને ફેણ ચડાવીને આક્રમક થાય તેમ તે બન્ને જણ સામસામા ઘુરકાટ કરી રહ્યાં!

બાજુના જ બેઠકના ઓરડામાં, કાકા આવીને બેસી ગયા હતા. જુવાન દંપતીની જીભાજોડીનો અવાજ તેણે સાભળ્યો હતો. પણ શબ્દો પકડાયા ન હતા બેધ્યાનપણે બેઠકની બારીમાથી બહાર બગીચામાં અને 'હોજ'ના તાજા પાણી છાંટેલ ઘાસ પર તેમણે દૃષ્ટિ ફેંકી. ભીના ઘાસની એક પ્રકારની સુગંધ કાકાના નસકોરાને ઉત્તેજી રહી હતી. પોતે જે ફ્લેટમાં રહેતા હતા તેના કરતાં અહીં તેમને કેટલું નૈસર્ગિક અને રમ્ય તેમજ આહ્‌લાદક વાતાવરણ મુદિત કરી રહ્યું હતું! આજે અહીં આવવા નીકળ્યા તે પહેલાં તેમની આવજા કરતી નર્સે કેટલી ના પાડી હતી!

આવી તબીયતમાં, અને છેલ્લી માંદગીની નિર્બળતા પછી તો તદ્દન આરામ લેવાની ડોક્ટરે પણ ઉપરાછાપરી સલાહ આપી હતી અને પોતે કેવો જવાબ આપ્યો હતો–ગયા વિના છૂટકો જ ન હતો. તેમને પણ એક કુટુંબ હતું–કુટુંબના સંબંધો હતા–આટલા વર્ષો જાળવ્યા પછી હવે કાંઈ મૂકી દેવાય? અને આજે તો તેમની રાહ જોવાતી હશે–તેમને

જોઇને જ. ભર્ગજો રમેશ, એની વહુ અલકા ઓછા.ઓછાં થઇ જશે.........

કાકાનો વિચારમાળા બેઠક ખંડમાં આગળ વધી રહી હતી ત્યાં રમેશના છ વર્ષની પુત્રી ઇલાએ અચાનક ઓરડામાં પ્રવેશ કર્યો. તેના નાનકડા હાથમાં એક ઢીંગલી પકડી હતી અને ઢીંગલીની કાચની આંખો ચળકતી હતી! કાકાને જોઈને ઇલા ખમચાઇને ઊભી રહી-કાંઇક ભોળીલી પડી ગઇ-થોડીક શરમાઇ.

કાકા સામે તે જોઈ રહી--પીળી ચામડી, કરચલીવાળો ચહેરો--ધોળા સફેદ વાળ. બાલિકાની મુંઝવણ કળી જઈ કાકાએ પૂછયું: 'આ ઢીંગલી તારી છે, બેટા?'

પણ ઇલા જવાબ દેવાને બદલે શાંત ઊભી રહી. તેણે ઢીંગલીને હાથ પાછળ નાખી, સંતાડી દીધી. અને કાકાની છેક પાસે જઈ ઊભી રહી અને તેમના તરફ તાકીને બોલી:

'તમે બહુ બુઢા થયા છો, ખરું દાદા?'

'હા, બેટા!'

'ખરેખર બહુ જ બુઢા?

'હા, બેટા બહુ જ બુઢો થયો છું!'

'તો દાદા, હવે તમે ભગવાનની પાસે જવાના!'

'હા બેટા, હવે તો એમ જ' એટલું કહી મનમાં વિષાદ અને આંખમાં રમૂજ લાવી, કાકા બાલિકાનું નિરીક્ષણ કરી રહ્યા! કેટલી નિર્દોષ આંખો-કેટલું નિષ્પાપ મન-ખરેખર બાળકો વહાલા લાગવાનું કારણ આ છે! મનમાં હોય તે બોલી નાખે! કાંઇ જ છુપાવવાનું નહિ!

'હવે દાદા, તમારે મરવા આડે બેજ વર્ષ છે!'

'એમ? બે વર્ષ?'

'પંચાંગમાં બધું જ જ્યોતિષ લખ્યું છે!'

કાકા વિચારે ચડી ગયા-જ્યોતિષ-પંચાંગ.. બે વર્ષ!

'હા, મમ્મી પંચાંગ વાંચીને બધી જ વાતો કરે છે!'

કાકાને થયું કે પોતાની ઉમરની અને મૃત્યુની ઉપાધિ કોઇએ શા માટે કરવી જોઇએ? આ ઘરના કોઇ રુચ્યે તો નહીં જ. બાલિકાનું ધ્યાન આ વાતમાંથી બીજે દોરવા તેમણે કહ્યું: 'અરે તારી ઢીંગલીનું નામ તો મને કહ્યું નહિ!'

દરમ્યાનમાં રમેશ તથા અલકા બેઠકમાં આવી ચડયાં. બંનેની મુખમુદ્રા ઉપર અણગમો દેખાઇ આવતો હતો. કાકા ખાતર થઈને તેમની વચ્ચેનો કલહ તેમને પણ પસંદ ન હતો. શિષ્ટાચાર ખાતર બન્ને હસ્યાં. અલકાએ જ શરૂઆત કરી:

'વાત એમ છે કાકા, મારી એક બહેનપણી એકાએક બીમાર પડી ગયાનો હમણાં જ, હમણાં જ ફોન આવ્યો. તમને ખોટું ન લાગે તો અમે હમણાં જ આવ્યા સમજો-અર્ધાથી એક કલાકમાં હા તમારે એકલું ન હોય અને કાલે આવવાનું રાખો તો તો ખૂબખૂબ મઝા પડશે. માંદગીના સમાચાર આવ્યા પછી ન જઇએ તે પણ ખરાબ લાગે; વળી ત્યાં ગયા પછી એકદમ નીકળાય પણ નહિ!'

કાકા વિચાર કરતા રહ્યા-થોડી પળ વિચારીને કહ્યું: 'મને લાગે છે હું આજે કાંઇક વહેલો આવ્યો છું! ખરું કે નહિ!'

રમેશ ડોળા ફાડીને અલકા તરફ જોઇ રહ્યો. કહેતો ન હોય-'મેં તો કહ્યું જ હતું કે ડોસો અવળો અર્થ કરશે! અલકાએ પણ હોઠના ખુણા બગાડીને જાણે પ્રત્યુત્તર આપ્યો'હું પણ કહેતી હતી કે બુઢ્ઢો રંગમાં ભંગ પાડશે જ!' બંનેને અસ્વસ્થ પરિસ્થિતિમાં જોઇને કાકાએ જ કહ્યું:

'મારી ચિંતા હરગીઝ કરશો નહિ-હું તો

અહીં સો મણની 'તળાઈમાં પડયો છું'!'

ઇલા અત્યાર સુધી ચૂપ હતી તેને લાગ્યું કે તેણે પણ બોલવું જોઇએ. પોતાની અગાઉની વાત પકડી રાખી.

'બુઢિયા કાકા હવે બે જ વરસ છે–પછી ભગવાનના દરબારમાં!'

રમેશ–અલકા સાંભળીને દિંગ થઈ ગયા. રમેશના મુખ ઉપર લાલી ધસી આવી અને ધૂંઆપૂંઆ થતો બોલ્યો: 'મૂર્ખ છોકરી, તું પણ......'

અલકાએ ઇલાનો હાથ પકડી એકતરફ લઈ જઈ કહ્યું: 'તું કેટલી ડાહી છે. હવે ઉપર મેડી ઉપર જઈ તારે સૂઈ જવું જોઈએ.' અને જતાં જતાં બુઢિયા કાકા તરફ દૃષ્ટિ ફેંકી–જાણે કહેતી ન હોય–'આ બધો વાંક તમારો જ વાંક છે. કાકા!'

ઇલાએ હાથ છોડાવવા, અલકાના હાથમાંથી. ઝાટકો માર્યો અને 'મારે નથી સૂવું' એમ બુમરાણ કરી મૂક્યું. કાકાએ તેનો પક્ષ લઇ, તેને રીઝવવા કહ્યું: 'વાહરે મારી દીકરી, હજુ પણ ઢીંગલી મને જોવા આપી નહિ ને?'

ઇલા બોલતી રહી: 'બુઢિયા કાકા બે વરસ! બુઢિયાકાકા બે વરસ!'

રમેશ તેના તરફ ધસી ગયો; ઇલા અલકાની પાછળ સંતાઇ ગઈ અને બે હાથ વડે માના કટિપ્રદેશને વળગી રહી. રમેશ અને ઇલાની વચ્ચે અલકા આડે ઊભી રહી!

બુઢિયા કાકા આ દૃશ્ય જોઇ રહ્યા. તેમના મનમાં તરંગો ગોઠવાતા હતા.

'કેવા કેનાળ છે આ લોકો! હું ન આવ્યો હોત તો આવુ કૌટુંબિક મીઠા કલહનું દૃશ્ય જોવા મળત ખરૂં? બીજા દિવસો તો ઠીક, પણ અહીં આવું છું તે દિવસ તો યાદગાર બની રહે છે!'

*

મહાન અમેરિકન વૈજ્ઞાનિક ટોમસ આલ્વા એડિસન સંશોધનોમાં ખૂબ રત રહેતા.

મુલાકાતીઓ તેમનો સમય ન બગાડે તે માટે તેમણે ચતુર નોકરો રાખ્યા હતા. તે જ મુલાકાતીઓ સાથે માથાકૂટ કરી, સમજાવી તેમને વિદાય કરી દેતા.

એક વખત એક સજ્જન આવ્યા. તેમને નોકરે રોક્યા. ત્યારે તે કહે:

"અરે! હું તો તેમનો લંગોટિયો સાથી છું. અમારે તો ગાઢ દોસ્તી છે. અમારો સંબંધ તું શું જાણે? જા પૂછ એડિસન સાહેબને."

નોકર મૂંઝાયો. તે એડિસનને પૂછવા ગયો. એડિસને સમજાવ્યું:

"મારી પત્ની પણ આ સમયે આવે તો તે મને મળી શકે નહીં, તે તું જાણે છે ને? તો પછી તેમને પૂછ કે તેમનો સંબંધ મારી પત્ની કરતાં પણ વધુ ગાઢ છે?"

નોકરે આબેહૂબ પેલા સજ્જનને પૂછ્યું. સજ્જન મિત્ર ઢીલા પડયા. શરમાઇ ગયા. ચૂપચાપ વિદાય થઈ ગયા.

*

'ગાજદારી મજાશે' ને ગુનો ગણતો કાયદો ચીનમાં પસાર થયો હતો.

તે વખતે રાહુલ સાંકૃત્યાયન ચીનમાં ફરતા હતા.

ત્યારે તેમણે બે યુવાનો વચ્ચે થયેલ વાર્તાલાપ આ પ્રમાણે સાંભળ્યો હતો.

"લીન, જો સરહદો મુક્ત કરવામાં આવે તો તું અહીં રહેવું પસંદ કરે?"

"ના વાન, મારે એકલાએ ચીનમાં શા માટે રહેવું?"

—હરિભાઈ પટેલ

# ચિંતન નહીં–દર્શન

મધુ શાહ

જબલપુર શહેર, મોતીલાલ નહેરૂ પાર્ક, નેપિયર ટાઉન, મકાન નં. ૧૧૫. અહીં હું તમને એક એવી વ્યક્તિ સાથે મેળવવા માંગું છું. જેમને મળવું એક અવિસ્મરણીય ઘટના બની જાય છે. એમને મળીને પાછાં તમે ત્યાં નથી જતાં જ્યાંથી આવ્યાં હતાં. તમારામાં કંઇક બદલાઈ જાય છે. અને તમે બીજી વ્યક્તિ બની જઓ છો. આવો અનુભવ ઘણાં લોકોને થયો છે. બહુ લોકોએ એમનાં આ જાદુને પ્રત્યક્ષ જોયો છે. આ જાદુને મેં પણ અનુભવ્યો છે. એ ભ્રમ નથી. બહુજ સત્ય છે. અને એમની પ્રભાવરેખાઓ જીવનને ચોક્કસ જ પરિવર્તિત કરે છે.

આવાં લોકોને જાણવાથી વધારે કીંમતી બીજું શું છે. જેમનું સાનિધ્ય સત્સંગ જ નહિ પરિવર્તિન પણ છે.

મોતીલાલ નહેરૂ પાર્ક ને જેવું આપ પગલા મૂકો છો કે એક નાનો બગીચો અને મોટાં મોટાં વૃક્ષોથી ઘેરાયેલું આચાર્ય શ્રી રજનીશનું મકાન આવી જાય છે. મકાનનું નામ છે "યોગેશ ભવન." 'આ નામ પણ સાર્થક જ છે. યોગ જ એમનું જીવન છે. અને એજ એમનું કાર્ય છે. એજ ખાવું-પીવું-હરવું ફરવું ઇત્યાદિ. ને માત્ર ચર્ચા જ નથી કરતાં–"તેને" જીવે પણ છે

તે કહે છેઃ "સત્ય વિચાર નથી અનુભવ છે. તે માત્ર બુદ્ધિથી નહીં સમગ્ર જીવનથી ઉપલબ્ધ થાય છે."

એમના વિચાર જ્યારે પણ સાંભળીએ છીએ ત્યારે લાગે છે કે એમના વિચાર વિચાર જ નહીં બલ્કે પ્રાણ છે. અને એટલાં જ આ તે અંતરમાં પ્રવેશ કરી જાય છે.

બગીચાની સીમામાં આપ પ્રવેશ કરશો તો ફૂલોની દુનિયામાં પહોંચી જશો. બસ ફૂલ જ ફૂલ!... અને પાસે જ મકાનનું દ્વાર. અંદર પ્રવેશતાં જ પાટ ઉપર બેઠેલા એક અત્યંત શાંત અને સમતાભાવ કેળવેલ વ્યકિત આપનું સ્વાગત કરશે. એમનાં હાસ્યમાં પણ ફૂલ જ ફૂલ નજરે ચઢશે. અને પહેલી જ વાર તે ફૂલ તમને જીતી લેશે!

એ ફૂલોથી કોણ નહીં હારે! એ હારમાં પણ આનંદ છે. કાંટાઓને જીતવામાં જે આનંદ નથી એ ફૂલોથી હારી જવામાં છે.

આવી વ્યક્તિ કોણ છે?......આચાર્ય શ્રી રજનીશ!

આ અજાણ્યું નામ ધીરે ધીરે અનેક હોઠો ઉપર ફરકી રહ્યું છે. અને ધીમે ધીમે બધાનું પરિચિત બનતું જાય છે. એક એકદમ અજાણ્યા ખુણામાંથી ઉઠતી આ સુગંધ બહુ દૂર દૂરના કિનારા પર જઇ રહી છે.

તે કોઇ સંપ્રદાય, કોઈ મત, કોઈ પક્ષમાં માનતા જ નથી પણ ધીમે ધીમે બધાં જ સંપ્રદાયો–બધા જ પક્ષો–મતો એમને માનવાં લાગ્યા છે. એમની વાતો ઉપર વિચાર કરતાં થયા છે.

જે કોઇ એકનું નથી હોતું, સ્હેજે બધાનું થઇ જાય છે. અને જે બધાનો નથી તે પરમાત્માનો નથી થઇ શકતો.

એમનો ભાર શૂન્ય થવા ઉપર છે અને આજ બધાને એ શીખવે પણ છે. આને જ તે સાચો યોગ કહે છે. વ્યક્તિ જ્યારે અંદરથી પરિપૂર્ણ શૂન્ય થાય છે ત્યારે પૂર્ણ એને જ ભરી દે છે. પૂર્ણની વર્ષા તો નિરંતર છે જ પણ આપણે ખાલી નથી. ચોમાસામાં જ્યારે વાદળમાંથી પાણી વરસે છે ત્યારે તે ટેકરીઓ

ઉપર નહિ પણ ખાડાઓમાં જ ભરાઇ જાય છે. જે સ્વયંથી-'હું' થી- ભરેલા છે તે ખાલી રહી જાય છે અને જે ખાલી હતાં તે ભરાઇ જાય છે. તે દરેકને આજ કહે છે "ખાલી થઇ જાઓ અને જુઓ શું થાય છે? વિચારથી તમે ભરાયેલાં છો. અને જ્યારે કોઇ એને વિસર્જીત કરવામાં સફળ થઈ જાય છે ત્યારે તે 'એને' મેળવે છે કે જે ખરેખર "પોતે" જ (Very baing) હોય છે.'

એક રાત્રિ અમે સહુ બેઠાં હતાં એક યુવક આવ્યો અને પૂછયુ: "ખાલી થવાનો ઉપાય શું છે?"

એમણે કહ્યું: "વિચારોનું નિરિક્ષણ." એ વિચાર પ્રક્રિયાને દબાવવાનું નહીં પણ જોવાનું (માત્ર Observation) કહે છે.

વિચારોના પ્રતિ સમ્યક જાગરણ અને સાક્ષીભાવ (Watchfulness) કેળવવાથી વિચારો ધીમે ધીમે વિસર્જીત થાય છે. વિચારને અગર કોઈ સંગ્રહે જ નહિ, ન તેની સાથે લડે, પણ માત્ર સાક્ષીભાવ રાખે તો એક અભુતપૂર્વ ઘટના થાય છે અને જ્ઞાનનો જન્મ થાય છે. આચાર્યશ્રીના શબ્દોમાં આવા જ્ઞાનનો જન્મ જ એક માત્ર ક્રાંતિ છે. એને જે મેળવે તે બધાને મેળવી લે છે. આ જ્ઞાન દરેકમાં છે. બસ તેને ઉઘાડવાની જરૂર માત્ર છે. એકવાર આ જ્ઞાનનું કિરણ ફૂટી જશે તો પછી જ્ઞાનનો ધોધ નિરંતર છે જ તેથી જ જીવત સંગીતમય અને આનંદીત બની જશે. અંદર આનંદ. બહાર પ્રેમ.

આવો આનંદ અને સંગીત જેના પ્રતિ તેઓ નિરંતર ઇશારો કર્યા જ કરે છે તે તેમની આંખોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

એમની આંખોની તેજસ્વિતા અસાધારણ છે. આવી આખો જોવા મળવી મુશ્કેલ છે.

અને જ્યારે તે પરમાત્માની વાતો કરવા લાગે છે. ત્યારે એક અલૌકિક જ્યોતિ એમાં પ્રકાશવા લાગે છે. પછી તો એ આંખો તરફ જોવું પણ કઠિન બની જાય છે. એમ જ કહોને કે એ વખતે એમની બધી જ શક્તિ જાણે આંખોમાં જ આવી જાય છે.

"તે" બસ "આંખો" જ થઇ જાય છે.........અને એજ એ શીખડાવે છે. એ કહે છે કે જે કરતાં હો તે થઇ જાઓ.

કર્મ જ હોય ને કર્તા ન હોય! આવું કર્મ જ ધ્યાન છે. કર્મમાં સમગ્રરૂપ થઇ જવું એ જ સાધના છે.

મેં એમને પૂછયું: "આપકે અર્થમેં અહિંસા કયા હૈ?"

થોડીકવાર ધ્યાનથી મારી સામું જોઈ રહ્યા અને એકદમ બોલ્યા: "અહિંસા એવા હૃદયમા વાસ કરે છે જે એટલું મોટું હોય કે આખી દુનિયાના ફૂલ એમાં સમાઈ જાય પણ જેમાં એટલી જગ્યા ન હોય કે એક નાનો સરખો કાંટો પણ ત્યાં નિવાસ બનાવી શકે. અહિંસા એટલે નિરઅંહકાર જીવન. અંહકારમાં જ બધી હિંસા છુપાઈ છે. "અહ્મ" કેન્દ્રિત જીવન જ હિંસક જીવન છે. એટલા માટે મારી દ્રષ્ટિમાં અહિંસા મુળત: અહંકારના-વિસર્જનથી જ ફલિત થાય છે. "અહ્મ" જેટલો ક્ષીણ થાય છે તેટલો પ્રેમ વિકસિત થાય છે. અહંશૂન્ય થઇ જાય છે ત્યારે પ્રેમપૂર્ણ બની જાય છે. પૂર્ણપ્રેમ અહિંસા છે. પૂર્ણપ્રેમ વ્યક્તિના માધ્યમ દ્વારા ખૂદ પરમાત્માનો પ્રવાહ છે."

આચાર્ય શ્રી રજનીશને હું ઘણીવાર મળ્યો છું અને દરેક રીતે એમને જોવા ઇચ્છા હતી. પણ જેમ સમુદ્રનું પાણી તથા સ્વાદ બધાંજ સમયે સરખાં હોય એમ એમનું છે. તે સાચા અર્થમાં વ્યક્તિ (Individual) છે. કોઈ સનાતન, અને શાશ્વત સત્તાનો સંબંધ

એમને છે. એમને સમજવા બહુ જ ઊંડાણથી જોવા જરૂરી છે. બાહ્યદ્રષ્ટિએ કશું જ ઉપલબ્ધ નથી. આમ એમની પાસે કોઇ સંપત્તિ નથી, કૉલેજમાં એક શિક્ષક તરીકે માત્ર નોકરી કરે છે. પણ એમની પાસે બેસીને એક અત્યંત સમૃદ્ધ વ્યક્તિનો અનુભવ થાય છે. એમની મહિમાનો સ્પર્શ થતાં જ આપણી આંતરિક સત્તાને અસર થાય છે.

મેં એમને પૂછ્યું. "અપરિગ્રહ કા અર્થ આપકી દ્રષ્ટિ મેં ક્યા હૈ?" તે બોલ્યા, "બહુજ મહત્ત્વનો સવાલ તેં પૂછ્યો. કારણ કે આ પૃથ્વી ઉપર ઘણાં ઓછાં એવાં હોય છે જે "અપરિગ્રહી" હોય. ઘણાંને અપરિગ્રહ શું તેની ખબર જ નથી અને બધાં માને છે કે પરિગ્રહ છુટતો જાય છે. એ યાદ રહે કે પરિગ્રહની વૃત્તિ પરમાત્મા, સ્વર્ગ કે મોક્ષ મેળવવા માટે રહેજ છોડી દેવાય છે. પણ તે વાસ્તવિક અપરિગ્રહ નથી. જ્યાં કંઇક મેળવવાની કામના છે–ભલેને મોક્ષનીજ કેમ ન હોય, ત્યાં વાસના છે, પરિગ્રહ છે, આસક્તિ છે. આ લોભનો અંત નથી–માત્ર રૂપાંતરણ છે.

"વાસના જ્યાં છે–ત્યાં સંસાર છે. એટલા માટે મોક્ષને ચાહવો તો ન જોઇએ–કારણ કે "ચાહવાથી" મોક્ષ, મોક્ષ નથી રહેતો.

જે ચિત્ત મોક્ષને ચાહી રહ્યો છે તે સંસારને પણ ચાહી રહ્યો છે. વસ્તુત: "ચાહમાંજ" સંસારનું બીજ છે.

મોક્ષ પ્રતિ ચાહથી ભરેલાં ચિત્તમાં હજી સ્વયની બહાર જવાને દ્વાર ખુલેલુ છે. એની વાસનાના સ્વપ્નનો હજી અંત આવ્યો નથી. તે સ્વપ્નનો ભંગ કરી હજી સ્વયમાં પ્રતિષ્ઠિત થવા સમર્થ નથી થયો. અને સ્વયંની સત્તા સ્વયંમાં જે પૂર્ણ અને પ્રર્યાપ્ત છે. એ સત્યની હજી પ્રતિતિ નથી થયેલી. હજી એ નવા નાચોથી જુનીજ વાતોમાં દોડે છે. એનાં ચિત્તની મદિરા જુની જ છે. માત્ર શીશા જ એણે નવા લીધાં છે. જ્યારે કે વાસ્તવિક અપરિગ્રહ તો ત્યારે ફલીત થાય છે જ્યારે સ્વયંનું સ્વયંમાં હોવું પ્રર્યાપ્ત અને પૂર્ણ થાય છે. અને એ અનુભૂતિ જ વાસ્તવિક "મોક્ષ" છે.

માટે મોક્ષને ચાહી તો નથી શકાતો પણ ચિત્તમાં જ્યારે કોઇ ચાહ હોતી જ નથી ત્યારે તેને મેળવી અવશ્ય શકાય છે. એ સ્વયંની બહાર કોઈ ઉપલબ્ધ નથી પણ સ્વયંની અંદર "જે છે" એનું જ અનાવરણ અને અનુભૂતિ છે."

આ બધું સાંભળવું બહુજ આનંદ અને અર્થ આપે છે. કારણ કે તેમણે અનુભવેલ એક સત્ય છે.

આ એમની જાણકારી જ નહીં પણ જ્ઞાન છે. એ જ્યારે કહે છે ત્યારે એવું નથી લાગતું કે તે વિચારીને કહે છે. એવું જ લાગે છે જાણે જોઇનેજ કહેતાં ન હોય! ચિંતન નહીં દર્શન એમની સાધનાનો મુખ્ય પાયો છે પ્રકાશને સમજવાનો નહિ–પણ જોવાનો હોય છે. પ્રકાશ તો બધે છે. બસ આંખો ખુલેલી જોઈએ.

પૂર્ણિમાની રાત્રિએ અમે સૌ એમના નિકટ બેઠા હતાં. ત્યાં એક સાધુએ પૂછ્યું "હમે કૈસા જીવન જીના ચાહિયે"?

ઘણીવાર ચંદ્રમા સામુ જોઇ રહ્યા બાદ તે બોલ્યા "દર્પણની માફક સ્વાગત બધાનું સંગ્રહ કોઇનો નહીં."

*

જ્યારે ધનિકો ગરીબો વિષે પંચાત કરવા બેઠા થાય, ત્યારે તે દયાધર્મ કહેવાય; પરંતુ જ્યારે ગરીબો ધનિકો વિષે વિચાર કરવા બેઠા થાય, ત્યારે તે બંડખોરી કહેવાય. —પોલ રિશાર

# પરમ શ્રાવક

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

કચ્છના ભદ્રાવતી નગરીના શાહ સોદાગર જગડુશાહ તેની હવેલીમાં બેઠા બેઠા તાજા જ ઈરાનની સફરેથી આવેલ પોતાના વાણોતર જેતસી, માલને બદલે એક ચળકતો પથ્થર લાવેલા તેના તરફ જોઈ રહ્યા છે.

'અરે જેતસી! તને કાંઈ નહિને આ પાણો લેવાનું સૂઝ્યું?'

'શું કરું ન લઉં તો, એમાં આપનું પાણી જતું હતું.'

'એ કેવી રીતે'

'રત્નસતીર્થના તુર્ક શેઠના ચાકર ને મેં બેઉએ એકી સાથે પાણો જોયો. એ કહે હું લઉં.'

'પણ તમે બેઉ એકી સાથે એમ ક્યાં ભટકાઈ પડ્યા!'

'હોર્મઝ ટાપુ પરની આપણી વખાર બહાર ઊભો હતો. તુર્ક પણ, આપણી જોડા જોડની તેની વખારે ઊભો'તો.'

'પછી!'

મેં કહ્યું: 'ભાઈ, આ પાણા પર પહેલી મારી નજર ગઈ છે માટે હું લઈશ. એ કહે ના: નહિ લેવા દઉં; લઈશ તો આદંપુર (ઈરાન)ના રાજાને કહીશ.'

'હાં પછી?'

મેં કહ્યું: 'તું તારે કહી આવ્ય, બાકી અમે કચ્છી. અમે લીધી વાત ન મૂકીએ. ને હું કાંઈ જેવા તેવાનો ચાકર નથી, કોટ્યાધિપતિ જગડુશાહ જેવા મારા શેઠ છે. પાણો લેવા દઉં તો એની આબરૂ જાય.'

ખડખડાટ હસતા જગડુશાહ બોલ્યા:

'આંડા પરભોમકામાં આવું કરાય? હાં પછી શું થયું?'

'એ દુષ્ટ તો ઈરાનના રાજાને તેડી આવ્યો. રાજા કહે: જે વધુ દીનાર આપે તે આ પાણો લઈ જાય. રત્નસતીર્થના તુર્કનો ચાકર આરાથી વધુ દીનાર (એક દીનાર બરાબર ૭ રૂપિયા) બોલતો ગયો ને આખરે મેં ત્રણ લાખ દીનાર રાજાને આપી આ પાણો લીધો.'

'સારું. જે થયું તે થયું, ચાકરનું કર્યું શેઠથી ના ઓળંગાય. હવે તું તારે ત્રણ લાખ દીનાર લઈ ઈરાનથી માલ ભરી આવ્ય.'

કહી જગડુશાહે રજા આપતાં જેતસી ગયો.

ત્યાંજ ફળીમાં પરમદેવસૂરી નામે જૈન આચાર્ય ભીક્ષા માગવા આવ્યા.

સૂરીજીએ 'ધર્મલાભ' આપ્યા.

જગડુના નાનાભાઈ રાજની પત્ની સલજલદેવી ભીક્ષા લેવા ઘરમાં ગયાં.

ત્યાં સૂરીની નજર પેલા ઈરાનથી આવેલા પથ્થર પર પડીને ક્યાંય સુધી એ પથ્થર એકાગ્રચિત્તે જોઈ રહ્યા.

પછી થોડી વારે બોલ્યા:

'જગડુશાહ! તમારી સમીપ આ જે પથ્થર પડ્યો છે એ શું છે તે તમે જાણો છો?'

'ના દેવ! આ, તો એક સામાન્ય પથ્થર ગણી જેતસી ઈરાનથી લાવ્યો છે.'

'તમારા પર ભગવાન જિનેશ્વરની કૃપા થઈ છે. એ પથ્થર એ સામાન્ય પથ્થર નથી પણ અંદર પૃથ્વી પર ક્યાંય ન હોય તેવા અણમોલા રત્નોની હાર છે.'

'હેં આપે શું કહ્યું?'

'મને જે જ્ઞાન છે તે વડે હું કહું છું કે તેમાં વિશ્વના સૌથી અંજ રત્નો છે, માટે તેના આ જે સાંધા છે તે તોડી તેમાંથી રત્નો બહાર કાઢો.'

ત્યાં સજ્જલદેવી ભીક્ષા લઈ આવી ગયાં હતાં તે લઈ લેતા ફરી બોલ્યા :

"ને તમે જાણો છો ને દ્રવ્ય એ, સત્કર્મ ધર્મપ્રસારણ માર્ગે મળે છે. આ દ્રવ્યથી તમે પૃથ્વી-પરના જૈન દેવાલયો બંધાવવાનો ઉદ્ધારવાનો, વાવ-કૂવા – તળાવો બાંધવાનો – દાનશાળાઓ અને અન્નદાન દેવાનો સંકલ્પ કરી પછી જ તોડજો. ભગવાન જિનેશ્વર તમારું કલ્યાણ કરો.

સૂરીજી ગયા.

પાછળથી જગડુએ સૂરીજીની આજ્ઞા મુજબ પથ્થરની સાંધમાં ઢાંકણું ભરાવી તે પર હથોડા વતી ઘા કરતા, મોટા કડાકા સાથે પથ્થરના બે ભાગ થયા અને અને અંદર એક દિવ્ય રત્નોની હાર નજરે પડી.

આખું ઘર તેનાથી પ્રકાશિત થઈ ગયું.

જગડુએ એ બે સાંધાની વચમાં એક નાનું શું તામ્રપત્ર જોયું.

તે હાથમાં લઈ જોયું તો અંદર એક શ્લોક લખ્યો હતો.

રત્ના ન્યમુ ન્યત્ર મનોહરાણિ
ન્યવી વિશદ ભૂમિપતિ દિલીપ : !

પૃથ્વીપતિ દિલીપે આ મનોહર રત્નો અહીં રાખ્યા છે.

જગડુશાહે રત્નો ઘરમાં મૂક્યા.

તે રત્નોથી તેની પાસે એટલું દ્રવ્ય થયું કે પૃથ્વીપર તેની બરોબરીમાં દિલ્હીનો તે વખતનો ભલો સુલતાન નાસીરૂદ્દીન, ગુજરાતનો વાઘેલો રાજા લવણપ્રસાદ, કચ્છનો પીઠદેવ કે ગજનનો સુલતાન કોઈ આવે તેમ ન હતા.

આ દ્રવ્યથી જગડુએ પ્રથમ ભદ્રાવતીને ફરતો મજબુત કીલ્લો બાંધવી તેમાં મોટું જૈન દેવાલય બાંધવા નક્કી કર્યું. તે અનુકાર્યની અનુમતી માટે તેણે કચ્છના રાજા પીઠદેવની આજ્ઞા માગી.

પીઠદેવે ના કહી.

જગડુશાહ કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત પર આધીપત્ય ભોગવતા લવણપ્રસાદ વાઘેલા પાસે અણહીલપુર પાટણ ગયા.

તેની સભામાં જઈ પુષ્કળ નજરાણું ધરી બોલ્યા :

'યવનોના આક્રમણથી સુરક્ષિત રહે - એ સારૂં ભદ્રાવતીમાં જૈનમંદિરની રક્ષા કાજે તેને ફરતો કીલ્લો ચણવા પીઠદેવ અનુમતી આપતા નથી.'

'ધર્મનું અને ધર્મકાર્યનું રક્ષણ કરવું એ શાસકોનો પરમધર્મ છે. તમારા એ ધર્મકાર્યને પીઠદેવ ન રોકે તે સારૂં અહીંથી કેટલું સૈન્ય લઈ જાવ.'

લવણપ્રસાદે ત્યાંજ આજ્ઞા આપી થોડું સૈન્ય જગડુ સાથે કચ્છ મોકલ્યું.

તેની સહાયથી જગડુએ કિલ્લો અને ભવ્ય મંદિર ચણાવ્યું.

તે પછી બીજું ધર્મકાર્ય કર્યું : સંઘ કાઢવાનું,

ભારતના ગામેગામ અને નગરેનગર ખેપિયા મોકલી સૌને કહેવડાવ્યું : ભગવાન જિનેશ્વરની આજ્ઞાથી એક જાત્રાનો સંઘ કચ્છના ભદ્રાવતી નગરીથી નીકળશે જેને આ સંઘમાં સામીલ થવું હોય તે સૌ સ્ત્રી, પુરુષ, બાળક ને વૃદ્ધ આવવું. સૌના જમવાની, વાહનની, પાણીની ને દેવદર્શનની વ્યવસ્થા પરમ શ્રાવક જગડુશાહ તરફથી થશે.'

ભારતના ખૂણે ખૂણેથી જૈન અને જૈનેતર પ્રજા આવી.

પરમદેવ સૂરીએ શુભ મુહૂર્ત જોઈ સંઘને પ્રસ્થાન કરવા રજા આપીને જગડુને સંઘના અધિપતિ તરીકે સુંદર તિલક કર્યું.

હાથી, ઘોડા, રથ, સુખપાલ ને ગાડાં નીકળ્યાં.

પાણીની મશકોવાળા પાડા નીકળ્યા.

અનાજની પોઠો નીકળી.

સંઘમાં આજારીની માવજત સારુ વૈદો નીકળ્યા.

મનોરંજન સારુ મલ્લો નીકળ્યા.

કવિતા અને વિનોદ સારુ કવિઓ નીકળ્યા.

ઘોડાઓના પગની રજથી એટલી તો ધૂળ ઊડી કે સૂર્ય ઢંકાઈ ગયો.

હાથીઓની ચીસથી, રથના પૈડાના અવાજથી, સંઘના સ્ત્રી પુરુષોના કોલાહલથી તથા મલ્લોની સાથળ પરની થપાટોના અવાજથી દિશાઓ ગાજી રહી.

જગડુ પગલે પગલે, સોનાના, વસ્ત્રોના દાન યાચકોને આપ્યે જતા હતા.

માર્ગમાં આવતા તમામ જૈનમંદિરો પર ધ્વજાઓ ચડાવી.

સંઘના અસંખ્ય લોકો સાથે શેત્રુંજા અને ગીરનારની યાત્રા કરી પાછા ભદ્રાવતી આવ્યા.

યાત્રા કરી આવ્યા પછી પરમદેવસૂરીએ કહ્યું:

'જગડુ! ધન, ધર્મ માટે છે, એ ન ભૂલતા.'

ને જગડુશાહે, ભદ્રેશ્વરના, વીરનાથના મંદિર ઉપર ચારે બાજુ વિશાળ જગ્યામાં સોનાનો મોટો કળશ તથા સોનાનો દંડ બનાવ્યા.

પોતાની પુત્રીના કલ્યાણ અર્થે આરસ-પહાણની ત્રણ દેરીઓ તથા ચોવીસ તિર્થંકરોની મૂર્તિવાળું દેરું બનાવ્યું.

પછી પોતાની બીજી પુત્રી પ્રીતિમતીના શ્રેય માટે અત્યંત તેજસ્વી નિખંડ પાર્શ્વનાથની મૂર્તિ ઉપર સોનાનું પતરું ચડાવ્યું.

કુમારપાળ અને મૂળરાજના તળાવનો ઉદ્ધાર કર્યો.

કર્ણદેવ સોલંકીની બનાવેલ 'કર્ણવાપીકા' વાવનો ઊદ્ધાર કરાવ્યો.

જિનમૂર્તિઓની પૂજા માટે ભદ્રાવતીમાં ઘણાં ફૂલો ઉતારે તેવી ફૂલવાડી બનાવી.

સોરાષ્ટ્રની પુરાતન, રસસિદ્ધ નાગાર્જુનના નામથી પ્રસિદ્ધ થયેલ ઢાંક નગરીમાં એક સુંદર નવું આદિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું.

વઢવાણમાં ચોવીશ તિર્થંકરનું પર્યંત જેવડું મોટું મંદિર બંધાવ્યું ને તેમાં અંબાણીક (વવાણિયા-મોરબી)ના પત્થરની બનાવેલ વીર-નાથની મૂર્તિ ભવ્ય મહોત્સવ સાથે પધરાવી.

સતવાટી નગરીમાં બાવન જિનમૂર્તિના સ્થાનવાળું ઋષભદેવનું ઉત્તમ મંદિર કરાવ્યું.

ઋષભદેવથી પવિત્ર થયેલા શેત્રુંજા પર્વતના શિખર ઉપર સાત દેરીઓ બંધાવી.

સુલક્ષણપુરની નજીક, દેવકુલ નામના ગામમાં ભગવાન શાંતિનાથનું મંદિર બંધાવ્યું.

ભદ્રેશ્વરમાં એક પૌષધશાળા બંધાવી તેમાં પરમદેવસૂરીના સૂવા માટે ત્રાંબાની એક પાટ બનાવ્યો.

ભારતના નગરેનગર અને ગામેગામ અમૃત જેવાં મીઠાં પાણીની વાવો બંધાવી.

આટલું કર્યા પછી એક દિવસ પરમદેવ સૂરીએ જગડુને કહ્યું:

'હે પરમશ્રાવક! વિક્રમ સંવત ૧૩૧૨ની સાલ પછી ત્રણ વરસ સુધી કારમો દુષ્કાળ પડવાનો છે માટે દ્રવ્યના સુયોગ્ય વ્યયનું આવું ટાણું ફરી સાંપડશે નહિ જેથી તારા માણસોને મોકલી બધી જાતના ધાન્યનો સંગ્રહ કરાવ.'

જગડુએ તુરત પોતાના માણસોને દેશ-દેશાવર રવાના કર્યા ને ઘણાં મૂડા ધાનની વખારો ભરાવી તે સડે નહિ તેવા દ્રવ્યો તેમાં સમ્મીલીત કર્યા.

પછી પરમદેવસૂરીના કહ્યા મુજબ વિક્રમ સંવત ૧૩૧૩માં વરસાદ ન થયો ને દુકાળ પડ્યો.

દુકાળના પ્રથમ વર્ષે જગડુએ ભારત સિવાય એશીઆના બીજા દેશોમાં પોતાના માણસો મોકલી ભૂખ્યાંઓને અનાજ આપ્યું.

બીજા વરસે ભારતના રાજાઓ સમેત જગડુએ પોતાના કોઠારોમાંથી અનાજ આપ્યું.

ત્રીજા વરસે એક દ્રમ્મતી (ચાર આની બરાબર એક દ્રમ્મ) તેર ચણા મળવા લાગ્યા.

તે વખતના અણહીલપુર પાટણના ચાલુક્ય રાજા વિશળદેવનો અન્નભંડાર ખૂટી ગયો.

અણહીલપુરમાં આ વખતે જગડુની અનાજની સાતસો વખારો ભરી હતી.

આ વખારોમાંથી ભૂખ્યાઓને અનાજ આપવા વિશળદેવે પોતાના મંત્રી નાગડને કચ્છ મોકલી, જગડુને પાટણ બોલાવ્યા.

ને કહ્યું:

'જગડુશાહ અહીંની તમારી સાતસો અનાજની વખારોના જેટલા દ્રમ્મ જોઈએ તેટલા લે.'

'મહારાજ! અન્ન એ દાન કરવા યોગ્ય વસ્તુ છે તેના મૂલ્ય ન હોય માટે આપ આ સાતસોય વખારોનું અનાજ ભૂખ્યાઓને આપો. મારે કશું દ્રવ્ય લેવું નથી.'

'કેમ!'

'જે દિવસે આ અન્નભંડારો મેં ભર્યા તે દીવસે જ તે ભૂખ્યાઓ માટે સમર્પણ કરી દીધું છે. મહારાજને ખાત્રી ન થતી હોય તો ચાલો ત્યાં'.

બધા તે વખારો પર આવ્યા.

ઉઘાડી જૂએ છે તો વખારે વખારે એક એક તામ્રપત્ર પડ્યું છે.

તેમાં લખ્યું હતું: 'જગડુએ આ દાણો રંકને માટે કલ્પેલો છે.'

પછી જગડુએ કહ્યું:

'હે ચૌલુક્યવંશ ભૂષણ! હવે જો લોકો દુકાળથી પીડાઈને મરી જાય તો તેનું પાપ મને લાગે માટે આ બધું અનાજ ભૂખ્યાઓ માટે છે.'

અન્નદાનનો આ ભવ્ય અભિલાષ જોઈ રાજા દંગ થયો.

ને કવિઓએ જગડુના ગુણગાન ગાયા.

"પાતાળમાં બલિને ચાંપી દીધો તેમાં એ વિષ્ણુએ શું સારું કર્યું? અને શિવે પણ કામદેવને બાળી નાખ્યો તેમાં શું કીર્તિ મેળવી? પણ દુર્ભિક્ષનો નાશ કરનાર દુકાળને ખુલ્લેજ સહજપણે બેદી નાખતો અને મોટાં દાન કરવામાં તત્પર એવો એક્કો જગડુ જ હમણા વખાણવા યોગ્ય છે."

"ઇન્દ્ર વગેરે દેવતાઓ લોકપાલનું નામ ધરાવે છે. પણ તે નામના જ છે. ખરું જોતાં તો જગડુથી લોકોનું પાલન બરાબર થાય છે. તેથી તે લોકપાળ કહેવાવો જોઈએ."

આવા જગડુની એકસોને બાર દાનશાળાઓ ભારતમાં હતી.

રેવાકાંઠા, સોરઠ અને ગુજરાતમાં ૩૪
મારવાડ, ઘાટ અને કચ્છમાં [illegible]
મેવાડ અને માળવામાં ૪૦
ઉત્તર પ્રદેશમાં ૧૨

૧૧૨ સદાવ્રત માંડ્યા જેમાં દરરોજ પાંચ લાખ માણસો જમતાં.

દુષ્કાળના ત્રીજા વરસે જગડુએ પોતાની પાસેનું અનાજ ગુર્જરપતિ વિશળદેવને આઠ હજાર મૂડા, સિંધના હમીરને બાર હજાર, દિલ્હીના નાસીરૂદ્દીનને એકવીસ હજાર, માળવાના રાજાને અઢાર હજાર, મેવાડના રાજાને બત્રીસ હજાર, કાશીના રાજા પ્રતાપસિંહને બત્રીસ હજાર, કંધાર દેશના રાજાને બાર હજાર ને છેક ગઝનીનો સુલતાન અનાજ લેવા આવ્યો તેને એકવીશ હજાર મુડા અનાજ મફત આપ્યું.

પરમદેવસૂરીની પ્રેરણાથી જગડુશાહે અગીઆર દ્રમ્મનો ધર્મ કાર્યમાં વ્યય કર્યો.

જગડુશાહનો સ્થુલદેહ આજે નથી પણ તેણે કરેલ સત્કાર્યો તો યુગો પર્યંત અમર રહેવાના છે.

*

જ્યારે ગોરાઓ આફ્રિકામાં આવ્યા ત્યારે તેમના હાથમાં બાઇબલ હતું, અને અમારા હાથમાં મુલક હતો; હવે તેમના હાથમાં મુલક આવ્યો છે અને અમારા હાથમાં બાઇબલ! — આફ્રિકન કહેવત

# કયું ગણિત સાચું ?

'પ્રવાસી'

શોભા અને રૂપા, બે ટચૂકડી બહેનો.

નિશાળે જવાનો સમય થવા આવ્યો એટલે બાએ સાદ પાડીને બન્ને બહેનોને જમવા બેસાડી.

બા વહાલપૂર્વક પીરસતી જાય છે અને બન્ને બાળાઓ ગેલ કરતી કરતી જમતી જાય છે.

"શોભા તને ભાખરી આપું ?" રમતે ચડેલી બાળાઓને વારતાં, બાએ પૂછ્યું.

"અરધી આપો." શોભાએ કહ્યું.

બાએ એક ભાખરીના બે ટૂકડા કર્યા અને અરધાથી જરાક મોટો એવો ટૂકડો શોભાની થાળીમાં મૂક્યો.

"તને રૂપલાં ?"

"આપણને તો પા થી વધુ ન ખપે." રૂપાએ લાડ કરતાં કરતાં કહ્યું.

બાએ બાકી રહેલો અરધાથી નાનેરો એવો ભાખરીનો બીજો ટૂકડો રૂપાની થાળીમાં મૂક્યો.

"બા ! તારો દાખલો ખો......ટો !" આગલે જ દિવસે વર્ગમાં આણુપાણુના સરવાળા બાદબાકીના દાખલા શીખીને આવેલી નાનકડી શોભા ભાખરીનું બટકું મોંમાં મૂકતાં મૂકતાં તાનમાં આવીને બોલી ઊઠી,

"તમારે તો જમતાં જમતાંયે શાં રમત અને શાં દાખલા !" બાએ ઠપકાના ભાવથી કહ્યું.

"પણ બા ! ગઈ કાલે અમારા બહેને વર્ગમાં આણુપાણુના સરવાળા કરાવ્યા એમાં તો અર્ધું અને પા પોણું થાય એમ શીખડાવ્યું. અને તેં તો અરધું અને પા એક કરી નાખ્યું." શોભાએ હસતાં હસતાં કહ્યું.

"હું ક્યાં દાખલા ગણવા બેઠી છું ?" બાએ સવાલ કર્યો.

"જો બા ! મેં અરધી ભાખરી માગી. રૂપાએ પા. અરધી અને પા પોણી ભાખરી થાય, પણ અમને અરધી અને પા ભાખરી આપવામાં તારી તો આખી ભાખરી વરી ગઈ. બોલ ! તારો દાખલો ખોટો પડ્યો ને !" શોભાએ દાખલો ગણી બતાવ્યો.

"નિશાળના સરવાળામાં અર્ધું અને પા પોણું થાય. મા બાળકોને જમાડતી હોય ત્યારે અર્ધું અને પા એક થાય." બાએ શોભાને વહાલપૂર્વક ટાપલી મારતાં મારતાં કહ્યું.

"પણ એમાં સાચું શું ?" નાનકડી રૂપા બોલી ઊઠી.

"એક છે નિશાળનું ગણિત. અને બીજું છે. માનું ગણિત. બેય ગણિત સાચ ." બાએ હસતાં હસતાં જવાબ આપ્યો.

દફતર લઈને રૂપાની આંગળી પકડી શોભા નિશાળે જવા ઉપડી. પણ એના મનમાં કોયડો ઘોળાતો રહ્યો કે અરધું અને પા પોણું ? કે અરધું ને પા એક ? નિશાળનું ગણિત સાચું ! કે માનું ગણિત સાચું ?

●

અબ્રહમ લિંકનના પત્ની ખુબ કર્કશા અને વાચાળ હતાં. એકવાર લિંકનના સચિવ એમને મળવા આવ્યા. શ્રીમતી લિંકન વારે વારે વચમાં બોલતાં હતાં તે જોઈને તેમણે પુછ્યું : 'આ વાચાળ બાઈ કોણ છે, પ્રમુખશ્રી ?'

'એ મારાં પત્ની છે.'

'ક્ષમાં કરજો. સાહેબ, મારાથી ભૂલ થઈ ગઈ.'

'ભૂલ તો મારાથી થઇ ગઈ છે, તમે શા સારુ ક્ષમાં માગો છો !'

# અવલોકન

શિ.

"મોરલીના મૂંગા સૂર"

(લેખકઃ શ્રી. પન્નાલાલ પટેલ,
પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય,
ટાવર રોડ, સુરત,
પાના ૨૪૪, કિંમત રૂ. ૫-૦૦)

એકવીસ વાર્તાઓનો આ સંગ્રહ શ્રી પન્નાલાલ પટેલની વિશિષ્ટ શૈલી અને દ્રષ્ટિનો દ્યોતક બન્યો છે. ગ્રામ્ય જીવનના રંગો આલેખવા હોય તો પન્નાલાલની શૈલી સોળે કળાએ ખીલી ઊઠે છે. પ્રથમ વાર્તા 'મોરલીના મૂંગા સૂર' જેના ઉપરથી વાર્તાગ્રંથનું નામકરણ થયું છે, તેને અન્ય શહેરી વાતાવરણવાળી નવલિકાઓ સાથે સરખાવતાં તફાવત આપોઆપ દેખાઇ આવે છે. 'અધૂરીયાત્રા'નો વાગડ, અને 'પગચંપી'નો લખો આખા વાર્તાસંગ્રહમાં મેદાન મારી જાય છે, અને શહેરી નાયકોની પાછળ ઝળાંહળાં ઝગારી રહે છે. અહીં કેવળ મોરલીના સૂર મૂંગા રહેતા નથી, હાસ્ય રસનાપૂર પણ વહે છે. 'સ્ટેન્ડી બસ'માં શહેરી જીવનની કરુણતા દર્શાવવા, ભારે વ્યંગ પૂરો પાડે તેવી પરિસ્થિતિ વચ્ચે પણ માનવતાનું મોતી ચમકાવતા લેખક ભૂલ્યા નથી. સગુણની બા ઉંમરલાયક છે, પણ ઓળખીતાની ખબર કાઢવા હોસ્પિટલમાં જતાં, બસની ભીડમાં, પોતાની સીટ, મહામુસીબતે બેલેન્સ જાળવવા પ્રયત્ન કરતી સગર્ભા બાઇને આપે છે અને પોતે બેભાન બની જવાની અણી ઉપર હોય છે ત્યાં તેમને સાજાસારા રિક્ષામાં નાખી હોસ્પિટલમાં લઇ જવાય છે. પણ આખરે નઠારી સ્ટેન્ડીબાનો જીવ લે છે. આધુનિક સ્ત્રીના માનસનું વિશ્લેષણ 'કૂકડીનું ઇંડું' 'અપર્ણા', તથા 'બીજી વારનું' ભઝર'માં અચ્છી રીતે થયું છે. આધુનિકતાનો શ્રેષ્ઠ નમૂનો 'ચસકેલી' છે જેમાં નાયિકા છેવટ લગી પુરુષને હંફાવવામાં વિજયી નીવડે છે. અને પુરુષ પાસે એક સિવાય બીજી વાત નથી તેવો આડતરો પ્રહાર પણ કરી લે છે. ભારત-પાકિસ્તાન વચ્ચે થયેલ સંઘર્ષનું પ્રતિબિંબ ઝીલતી ચારેક વાર્તાઓમાં હિંદુઓની ખોટી મર્દાનગી ઉપર કટાક્ષ વેરાયો છે. 'કબરમેં દેંગે હિંદુસ્તાન,' 'પાકિસ્તાની કસમ,' 'બીજું ધર્મયુધ્ધ,' અને 'પરબડી' આ પ્રકારની વાર્તાઓ છે જેમાં કલાતત્વ પાંખુ રહ્યું છે.

'માંદલું' મન'માં ભગવત્ કથાના વાતાવરણ આસપાસ રચાયેલ દંપતીના માનસિક સંઘર્ષને ભારે કુશળતાપૂર્વક અને લાગણભરી વાચા આપી છે. તેમજ 'પેટ્રોલ' વાર્તામાં પણ છોકરાં પ્રત્યે સુગાળવી દ્દષ્ટિ ધરાવતા આજના એકલપેટા પુરુષને ઠીક છંછેડયો છે. અને છેવટે તેની પાસે દત્તક લેવડાવ્યો છે. 'સંસ્કાર કેન્દ્ર'માં કલાના પ્રદર્શનમાં પોતાના જ્ઞાનનું કઢંગું દર્શન કરાવતાં સ્ત્રીપુરુષોના સંવાદને ઝીલીને જ કટાક્ષ ઊભો કર્યો છે. છેલ્લી બે વાર્તાઓ 'થરમોસ' અને 'સેનેટોરિયમ બોધપ્રધાન બની જાય છે જો કે 'પ્રમાણિકતા'માં પણ એવું જ બને છે. લેખક પોતાને વિચારોને ઝટપટ વ્યક્ત કરી દેવા કલાતત્વને બાજુએ મૂકી દે છે. પણ એ જ લેખક 'ભાઇભાઇ ચાખણી'માં એટલીજ સચોટતાથી પંડિતના પાત્ર દ્વારા અત્યારે પ્રવર્તી રહેલી નિર્બળતા અને અસહિષ્ણુતા ઉપર આખા જગતની જેમ ચાબખા માર્યા છે.

શ્રી પન્નાલાલને ગ્રામ્ય પાત્રો આલેખવામાં તળપદીશૈલીનો સથવારો સહજ પ્રાપ્ય છે. મોરલીના સૂર મૂંગા કઇ રીતે હોઇ શકે? લેખક ચોકકસપણે માને છે કે ભારતીય નારીમાં રહેલી વફાદારીને અલાવમાન કરવી સહેલી નથી. પરંતુ આજ નારી શહેરની હોય છે ત્યારે લેખકના ચશ્માને રંગ લાગી જાય છે. ગ્રામ્ય અને શહેરી પાત્રાલેખનમાં લેખકનો પક્ષપાત દેખાઇ આવે છે.

## અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ-૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી-ગુરુ — — ૧-૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહના બંદાઓ — ૦-૩૭
મસ્તીની પળોમાં — — ૦-૯૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦-૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦-૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦-૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા — ૦-૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦-૧૫
રામતીર્થની રત્નમાળા — ૦-૩૧

# વૈષ્ણવજન

વર્ષ : ૬ | સપ્ટેમ્બર : ૧૯૬૭ | અંક : ૬

## અનુક્રમણિકા





સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૪ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"

૨, રામકૃષ્ણનગર

રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

# પાપનું પહેલું પગથિયું

સ્વામી ઇન્દ્રાનંદ

ચાંદની રાત હતી. હોડી કલકત્તાથી નારાયણગંજ તરફ સરકી રહી હતી.

આખી રાતની મુસાફરી પછી મોં-સૂઝણે એક અજાણ્યા કિનારે હોડીવાળાએ થાકને ઉતારવા હોડીને લંગારી.

મુસાફરો ગાઢ નિંદ્રામાં હતા. એક મુસાફર જાગતો હતો તે પગ છૂટો કરવા કિનારે ઊતર્યો અને જ્યાં થોડા કદમ દૂર ગયો કે તરત જ પાછો ફર્યો અને કંપતે સ્વરે હોડીવાળાને કહ્યું :

"ભાઇ ! જલદી હોડીને અહીંથી ઉપાડ જો તું થાકી ગયો હો તો થોડે દૂર હોડીને પાછી લંગારજે પણ અહીં તો એક ક્ષણ ઊભા રહેવા જેવું નથી."

હોડીવાળો નિરાંતથી હુક્કો ગગડાવતો હતો. તે લાપરવાહીથી બોલ્યો : "અરે બાબુ ! આટલા બધા ગભરાયેલા કેમ છો ! શું વાઘ દીપડો ભટકાયો ?"

"વાઘ-દીપડાથી યે વધુ ભયંકર આ કિનારો છે. માટે જલદી હોડીનું લંગર ઉપાડ."

"અરે બાબુ સાહેબ વાત તો કરો શું છે ?"

"વાત પછી કરીશ પહેલા હુક્કો બાજુએ મૂકીને હોડીને જલદી વહેતી કર. વખત બગાડ મા."

અને હોડીવાળાએ હુક્કો પડતો મૂકી હોડી હંકારી.

થોડે દૂર ગયા પછી હોડીવાળાથી રહે-વાયું નહીં. પૂછયું : "બાબુ ! સાચું કહેજો. તમે શું જોયું ? શાનો ભય લાગ્યો ?"

ધીર-ગંભીર સ્વરે બાબુ સાહેબ બોલ્યા : "જો ભાઇ, હું જેવો હોડીમાંથી નીચે ઊતર્યો અને થોડા પગલાં ગયો હઇશ ત્યાં મેં સોનાના ઘરેણાંથી ભરેલું મોટું પોટકું વિખ-રાયેલું જોયુ. પહેલાં તો તે લઇ લેવાનું મન થયું પણ મારા મન પરનો કાબૂ ગુમાવું તે પહેલાં જ ત્યાંથી ભાગ્યો. હવે જો વધુ અહીં રોકાઉં તો મારું મન ચળે અને હું પાપમાં પડું.

"વગર મહેનતની કંઇ પણ વસ્તુ લેવાનો વિચાર સરખોય પાપમાં પડવાનું પહેલું પગ-થિયું છે."

હોડીવાળો તો આ સાંભળી ગદ્ ગદ્ થઇ ગયો અને બાબુને વંદી રહ્યો.

આપણા જીવનમાં જ્યારે આવા પ્રસંગો આવે ત્યારે આપણે આ બંગાળના બાબુ દીન-દયાળ મહાશયને યાદ કરીને મન પરનો કાબૂ ન ગુમાવીએ.

# પરિભ્રમણ

'આશુતોષ'

## એકોઽહમ્ બહુસ્યામ્

ભગવાને કીધું છે કે હું એકમાંથી અનંત રૂપો ધારણ કરી શકું છું. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનો દાખલો તાજો છે. આ પ્રદેશમાં હતું ત્યારે કાંઈ ન હતું– સમજાવવા વડોદરામાં સયાજીરાવ યુનિ. હતી બાકી છેક મુંબઈ સુધીમાં યુનિવર્સિટીનું ચકલું યે ફરકે નહિ. તેમાંયે રાજકોટ અને ભાવનગર વચ્ચેની રસાકસીએ કેર કસુંબલ આણી દીધો. અત્યારે ભાવનગર રાજી થયું છે પણ રાજકોટ શું કરી બેસે તે કહેવાય નહિ. હવે સુરેન્દ્રનગર, અમરેલી, જામનગર અને પોરબંદરે કાંઈ ગુનો કર્યો નથી. આલિયાબાડા અને સણોસરામાં લોકભારતી છે તો પછી ત્રાકુડા અને નાની મેણપરી કાંઈ ગામડાં નથી? અને ઉત્તર ગુજરાત એમ કહે કે ખેતીવાડી માટે, તેમને ત્યાં એક યુનિ. હોવી જોઈએ તો દુનિયા આખીમાં જેનું નામ જાણીતું છે તે જૂનાગઢ ક્યાં જશે? અને કચ્છને તો પોતાની આગવી સંસ્કૃતિ, ભાષા, ભૂગોળ, ઇતિહાસ, બોલી અને સાહિત્ય છે. તેનો હક્ક નકારી શકાય જ નહિ. આમ સૌરાષ્ટ્રમાં એકમાંથી અનેક યુનિવર્સિટીઓ ઊભી થવાની શક્યતા જન્મી છે. જ્ઞાન એ પણ ઈશ્વરનું સ્વરૂપ છે. આટલી બધી યુનિવર્સિટીઓ ચલાવવાની કળા કોઈપણ પંતપ્રધાનને માટે મુશ્કેલી ઊભી કરશે નહિ કેમ કે ભણતરનો, ભણવાનો કે ભણાવવાનો સવાલ હાલને તબક્કે અપ્રસ્તુત છે. ભાવનગરે અધ્યયન અને અભ્યાસની જે અપૂર્વ નિષ્ઠા બતાવી, અને ફેકલ્ટી તથા રેક્ટરની જગા માટે યોગ્યતાનો પુરાવો આપ્યો તે પછી રાજકોટની અગ્નિપરીક્ષા અને લંકાકાંડ બાકી છે. તેવી જ રીતે બીજાં શહેરો એક દાયકા સુધી જ્ઞાનના હોમ-હવનમાં ઇંધણ પૂરાં પાડયા કરશે. દરમ્યાન સત્તાપલટો થઈ પણ જાય. પણ એક વાત નિર્વિવાદ છે – એકમાંથી અનેક યુનિ. આકાશ-દેવવાણી મિથ્યા હોય નહિ– પણ ભણનાર ક્યાંથી લાવવા? અને જ્ઞાનપ્રાપ્તિ સાથે જેને આડવેર છે તેવી વર્તમાન પેઢી જ્ઞાનમંદિરોમાં કરશે શું?

## સંયુક્તવિધાતક દળ

ચોથી ચૂંટણીમાં ભાદરવાના ભીંડાની જેમ જે અનેક પક્ષો અસ્તિત્વમાં આવ્યા તેમનો ગજ એકલા વાગતો નથી. કાગડાના ટોળામાં હંસની જેમ જુદો તરી આવે એવો દીપ્તિમાન કોઈ પક્ષ નથી. એટલે સત્તા ઉપરના પક્ષને હટાવવા સર્વદલીય અને સંયુક્ત મોરચા ઠેરઠેર મંડાય છે. જ્યાં જ્યાં આવી સરકાર અસ્તિત્વમાં આવી છે ત્યાં પરિસ્થિતિ સુધરી નથી પણ બગાડનાં ચિહ્નો દૃષ્ટિગોચર થયાં છે. સવાલ એ છે કે આવું કોઈ વિધાતક દળ પોતાને ઝબ્બે કરે એવી રાહ સત્તા પરના પક્ષે શા માટે જોવી જોઈએ? બીજા વિશ્વયુદ્ધના વિજેતા વિન્સ્ટન ચર્ચિલને ત્યાંની પ્રજાએ વિજય પછી તરત ફેંકી દીધો હતો અને તેણે પરાજય સ્વીકારી લીધો હતો તે જાણીતી વાત છે. તાજેતરમાં આરબ પ્રજાસત્તાકના અબ્દુલ જમાલ નાસરે, ઇઝરાઇલને હાથે પરાજય ખાધા પછી, રાજીનામું ધરી દીધું હતું. સત્તાને ચીટકી રહેવાનો આગ્રહ એવું દૂષિત વાતાવરણ પેદા કરે છે તેમજ વિરોધીઓને બળ પૂરું પાડી રહે છે કે તેના કરતાં સત્તાનો ત્યાગ ઇચ્છાપૂર્વક બતાવવામાં આવે તો એનાથી પ્રજાને આંચકો લાગવા સંભવ છે. એક વહેલી સવારે ઊઠીને ઇન્દિરાજી એવી જાહેરાત કરે કે તેઓ વર્તમાન સરકારનું રાજીનામું ધરી દેવા માગે છે કેમ કે લોકોના પ્રાણપ્રશ્નો ઉકેલવામાં તે નિષ્ફળ ગઈ છે...... તો? લોકો ચોંકી ઊઠવાના! દરેક પોતાની જાતને પ્રશ્ન પૂછશે–હવે કોને બેસાડશું? જેને બેસાડશું તે નૌકાને હેમખેમ પહોંચાડશે? કાંટાળો તાજ પહેરનાર પણ દર્પણમાં બે વાર પોતાનું પ્રતિબિંબ જોશે. બાકી વામણાઓ અને ઠીંગુજીઓ, જૂનાં ખંડેરોમાં રાત્રિએ દોડાદોડી કરતા ઉંદરડાઓની પેઠે, આ પાટલીથી તે પાટલી ઉપર કૂદકા મારે, તેઓ કદીપણ સાચા અર્થમાં વિધાયક દળ રચી

શકવાના નથી. જેણે કદી ભોગ આપ્યો નથી તેને સત્તાનો નૈતિક અધિકાર નથી. આઝાદી તો સરતામાં મળી ગઈ એટલે ગુલામીને પથે જવાની સ્ફૂરણા થતી નથી ને? નહીંતર પચાસ કરોડમાંથી એકાદ પ્રખર પ્રતિભા ન સાંપડે એ કેવડી મોટી કરુણા?

## ભાષાનું ભુત

માતૃભાષામાં જ કેળવણીનું માધ્યમ રાખવાનો પ્રસ્તાવ મૂકીને ત્રિગુણ સેને ઊભરી રહેલા ચરુ નીચે બળતણ પૂરું પાડયું છે? ત્રણભાષાનું કોકડું ત્રિ-ગુણ વડે જ ઉકેલાય એવું થોડું છે? ચોમેરથી વાદવિવાદ શરૂ થતા, રીતસરની જાહેરાત અટકી પડી છે એ સારું થયું. ભાષાવાર રાજ્યોની રચનાએ દેશની એકતાને ભારે હાનિ પહોંચાડી છે અને એમાં જો ભાષા પણ પ્રાંતવાર રાખવામાં આવે તો ભારત નામના દેશનું અસ્તિત્વ ટકી શકે તેમ નથી. આમાં મદ્રાસમાં સત્તાપર આવેલા ડી. એમ. કે પક્ષે જે ભાગ દક્ષિણ ભારતની ભાષાઓને મોખરે રાખી, હિંદી સામે મોરચો માંડવા માટે લીધો છે તેની નોંધ લેવી ઘટે. ભારતના કમનસીબે તેને જે કેળવણી પ્રધાનો અત્યાર સુધી મળ્યા છે તે બધા જ તદ્દન સામાન્યકક્ષ નીવડ્યા છે છેલ્લા મહારથી શ્રી ત્રિગુણસેને ચૌદ ભાષાઓનું ભૂત જગાવી વાતને પ્રાંતવાદના ઝેરનો પુટ આપ્યો છે. ખરી રીતે તો અંગ્રેજી અને હિંદી ઉપરાંત માતૃભાષા એ ત્રિમથી કેળવણીને અડપવુ કરવાની કોઈ જરૂર ઊભી થઈ નથી. વળી હિંદી જો દાખલ કરવી હોય તો નાહક હોબાળો થાય તેમ ઢોલ પીટવાની, અને દક્ષિણવાસીઓને ઉત્તેજન કરવાની કઈ જરૂર છે? બોલપટો હિંદીમાંજ હોય છે પણ ત્યાં કોઈ મુશ્કેલી ઊભી થતી નથી. કેમ કે તે ચૂપચાપ લોક સમક્ષ રજૂ થઈ જાય છે. પત્ર વ્યવહાર હિંદીમાં કરવાનો સરકારનો આદેશ કેટલે અંશે સફળ થયો છે? તાર પણ અંગ્રેજીને બદલે દેવનાગરીમાં કરવાની સુવિધા ઉપલબ્ધ છે તેનો લાભ કેટલા ટકા લે છે? દીવાલપત્રો ચોડવાથી આ બધું હાંસલ થઈ શકશે? સરકારી તંત્ર એટલું જડ છે, અને કલ્પના વિહોણું છે કે લોકો સમક્ષ ઉપસ્થિત થતા પહેલા તે એમ જ માની બેસે છે કે તેના આદેશને વેદવાક્ય સમજી લોકો આચરણ કરવા માંડશે. ઘણીવાર યોગ્ય વ્યક્તિને યોગ્ય કામ સોંપાતુ નથી તેનો દાખલો મુનશીજી છે. તેઓને કેળવણી સોંપવામાં આવી હોત —અનાજ ખાતાને બદલે— તો વનમહોત્સવની નિષ્ફળતાને ઠેકાણે ભારતીય વિદ્યાભુવન જેવા જ્ઞાનપર્વો તેમણે સફળતાથી આયોજ્યા હોત ભાષાના પ્રશ્ને હજુ ભૂલ થાય છે.

## હાથીના દાંત

પ્રમુખ અય્યુબ ખાને ઉપરા ઉપર બે વાર બોલ્યો છે કે તેઓ શાંતિથી દરેક પ્રશ્નનો ઉકેલ ઇચ્છે છે અને ભારત સાથે યુદ્ધની વાતોમાં તેમને રસ નથી આવી વાતો કાંઈ પહેલી વાર નથી થતી—ભૂતકાળમાં પણ થઈ છે તુર્કી, ઇરાન અને પાકિસ્તાન એક જબરજસ્ત ઇસ્લામી સામ્રાજ્ય ઊભુ કરવા માગે છે, જેની આણ યુરોપથી ઇન્ડોનેશિયા સુધી પ્રવર્તતી હોય. વિરાટ મુસ્લિમ સામ્રાજ્યના સિકંદર બનવાની પાકિસ્તાનના સરમુખત્યારની ખ્વાહેશ હવે જગજાહેર બની ચૂકી છે. તાજેતરમાં જે જંગી શસ્ત્રસામગ્રી પાકિસ્તાને ખરીદી છે, તેમજ રશિયા પાસેથી હેલિકોપ્ટર અને ફ્રાન્સ પાસેથી 'માઈરેજ' વિમાનો ખરીદ્યા છે, અને ઇરાનમાં પોતાનો હવાઈ અડ્ડો જમાવ્યો છે તેની પાછળ દાનત શું હોઈ શકે? 'મુસ્લીમ બ્રધરહુડ'ના નામે, ધર્મના ઝનૂનના ઓઠા હેઠળ મહત્પૂર્ણના આરંભ જગતમાં પાકિસ્તાન પોતાની સ્થિતિ સંગીન કરવા માગે છે. ઇઝરાઇલ પાસેથી આપણે કાંઈ શીખ્યા નથી પણ પાકિસ્તાને પોતાના લશ્કરી તંત્ર અને યંત્રની પુનર્રચના શરૂ કરી દીધી છે કાશ્મીર ઉપર તો આક્રમણ થશે જ પશ્ચિમમાં પંજાબ અને રાજસ્થાનનો મોરચો, કાશ્મીરની હદ સુધી લંબાવીએ તો અતિશયોક્તિ લાગે છે આવી સ્થિતિમાં હાથીના જે દાંત અય્યુબખાં બતા

વે છે તેનો જવાબ કચ્છમાં આપી શકાય. ચીન જેવું એક દુશ્મન ભારતને ભારે પડી જાય તે પાકિસ્તાન જાણે છે. અમેરિકા અને બ્રિટનને, કાશ્મીર પ્રત્યે આપણે અખત્યાર કરેલું વલણ બહુ ખૂંચે છે અને અંતરથી તેઓ કાશ્મીર પાકિસ્તાનને અપાવવા આતુર છે. ભવિષ્યના કોઈ સંઘર્ષમાં ભારતને, પશ્ચિમી રાષ્ટ્રો અથવા રશિયા કોઈ મદદ નહિ કરે. જ્યારે ઇઝરાયલને જેવી આડકતરી મદદ કરી તેમ પાકિસ્તાનને કરશે. વળી ભારતને અતિ લાંબા સાગર કાંઠાનું રક્ષણ કરવાનું છે. આવડી વિરાટ સંરક્ષણ વ્યવસ્થાને બબ્બે દુશ્મનો સામે અકબંધ રાખવી, રાષ્ટ્રના ગજા બહારની વાત છે. પશ્ચિમ પાકિસ્તાનને સાણસામાં લેવા, કચ્છનો પ્રદેશ ભારે અનુકૂળતા પૂરી પાડે છે. પાકિસ્તાને આવી કોઈ શક્યતાને ટાળવા માટે જ પ્રથમ આક્રમણ કચ્છ ઉપર કર્યું, જેથી તેની દક્ષિણ સીમા સલામત રહે. હવે તો કચ્છને ભારતની મુખ્યભૂમિ સાથે જોડતો 'હાઇવે' રેલવેમાર્ગની રેન્જ કંડલાના મહાબંદરની સવલતો છે તેથી લશ્કરી દૃષ્ટિએ તેનો વિકાસ કરવામાં કોઈ મુશ્કેલી નથી. ગુજરાતમાં ભારતના સ-૬૫ તેલ ક્ષેત્રોનો વિસ્તાર આવેલો છે અને કોઈપણ લશ્કરી આક્રમણમાં તેનો નાશ કરવાનું દુશ્મન તરફથી સૌ પ્રથમ વિચારવામાં આવે. કચ્છ ટ્રીબ્યુનલનો ચુકાદો હવે ગણતરીના દિવસોમાં બહાર પડશે. જેમ પૂર્વમાં આંદામાન ખાતે તેમ ભારતના પશ્ચિમ સાગરકાંઠે એક બીજું નૌકામથક અતિ આવશ્યક છે, અને સૌરાષ્ટ્રના સાગરકાંઠાની રખેવાળી કરવા એક નાનું થાણું ભાવનગર, જામનગર, વેરાવળ કે કંડલા ગમે ત્યાં સ્થપાય-તેની આંખ તો કચ્છમાં જ રહી શકે. વળી કચ્છની સંરક્ષણ વ્યવસ્થાને, હવાઈ છત્રી આપવા સૌરાષ્ટ્રમાં કોઈ સ્થળ પસંદ કરી શકાય નહિ ? એ ભૂલવું ન જોઈએ કે દુશ્મનના ઝાંપા સુધી ખબરદારી રાખી શકે એવી સંરક્ષણ હરોળ જ કાર્યક્ષમ નીવડે-નહીંતર શા માટે રશિયાએ હજારો માઈલ દૂર ક્યુબામાં અમેરિકાની છાતી ઉપર બેસવું જોઈએ ! તેવી જ રીતે અમેરિકાએ શા માટે ફોર્મોસામાં લખલૂટ ખર્ચે લશ્કરી થાણું રાખવું જોઈએ. કચ્છનો લશ્કરી ઉપયોગ તાબડતોબ થવો જોઈએ. તો જ અયુબખાનની શાંતિની વાતોનો કંઈ કસેજે જવાબ આપી શકાય.

## નમતું પલ્લું?

તેર આરબ રાષ્ટ્રોનું તેલ પશ્ચિમને મળતું બંધ થાય તો વિશ્વની આર્થિક તુલાનું પલ્લું જે અત્યાર સુધી પશ્ચિમના મૂડીવાદી રાષ્ટ્રોની તરફેણમાં છે તે સમાજવાદી અને પછાત રાષ્ટ્રોની તરફેણમાં નમે તેવી શક્યતા છે. ખાર્ટુમ ખાતે જે નિર્ણય, આરબનેતાઓ લેશે તેની દૂરગામી અસર ઇતિહાસનું પણ સીમાચિહ્ન બની રહેશે. અમેરિકાનું અને યુરોપના કેટલાક દેશોનું જીવનધોરણ ઉચ્ચ હોવાનું કારણ આ તેલ છે. તે ન મળે તો તેમની વૈજ્ઞાનિક આગેકૂચ પણ થંભી જાય તેમ છે. બીજી બાજુ, આ તેલ જે રાષ્ટ્રોને મળે તેમને ત્યાં આબાદીના શ્રીગણેશ શરૂ થાય તેમ છે. છેલ્લા આરબ-ઇઝરાઇલ સંઘર્ષમાં પશ્ચિમી રાષ્ટ્રોએ યહુદીઓને ટેકો આપ્યો તેના વિરોધ તરીકે આવું પગલું ભરવાનું સૂચન ઇરાકના પ્રમુખ આરિફે કર્યું છે. આવી ખોફનાક પરિસ્થિતિ પશ્ચિમને મંજૂર ન હોય તે સ્વાભાવિક છે. છાબડું પશ્ચિમમાં નમતું હતું તે પૂર્વબાજુ ઢળવા માંડ્યું છે.

## શિવસેના

મહારાષ્ટ્રીયન ઝનૂનથી ખદબદતી શિવસેના હમણાં હમણાં ખૂબ ઝળકી છે. પરદેશોના અખબારોમાં પણ તેના વિષે ઇંતેજારી રખાય છે. પાર્લામેન્ટમાં આ પ્રશ્ને ઘણા સવાલો કરવામાં આવ્યા હતા. ગૃહપ્રધાન શ્રી. ચવાણને પણ તેની સાથે કોઈ જ સબંધ ન હોવાનું, અને તેની ઝાટકણી કાઢતું નિવેદન કરવું પડ્યું છે. મુંબઈ શહેર વર્ષોથી પચરંગી રહ્યું છે અને તેની આબાદી તેના પચરંગીપણાને ફાળે જાય છે. 'આમચી મુંબઈ' નો નારો અલગ મહારાષ્ટ્રની માગણી વખતે ગાજ્યો હતો. પરંતુ હવે તો બીન-મરાઠી લોકોએ મુંબઈ છોડી જવું ત્યાંસુધી વાત ગઈ છે.

[અનુસંધાન પૃ. ૧૭૩ મે

# હઠ કરો.... દર્શન દેશે

**શ્રીરામકૃષ્ણ પરમહંસ**

ગુરુ-વાક્યમાં શ્રદ્ધા રાખવી જોઈએ. ગુરુ જ સચ્ચિદાનંદ, સચ્ચિદાનંદ જ ગુરુ. એમની વાતમાં શ્રદ્ધા રાખ્યે, બાળકના જેવો વિશ્વાસ રાખ્યે ઈશ્વર-પ્રાપ્તિ થાય. બાળકનો કેવો વિશ્વાસ! માએ કહ્યું કે 'એ તારા મામા થાય' તો તરત બાળકે માની લીધું કે 'એ મારા મામા.' એકદમ એક રૂપિયો ને સવા'પાંચ આના વિશ્વાસ!

પછી એ બાળક ભલે ને બ્રાહ્મણનું છોકરું હોય ને મામો કાં તો જાતનો કુંભાર હોય. મા કહેશે કે પેલા ઓરડામાં હાઉ છે, તો બાળક પાકું સમજી રાખે કે એ ઓરડામાં હાઉ છે.

આ જે બાળકનો વિશ્વાસ, એવો વિશ્વાસ ગુરુ-વાક્યમાં જોઈએ. બહુ ચતુરાઈ, ગણતરીબાજપણું, તર્ક-દલીલો કર્યે ઈશ્વરને પામી શકાય નહિ. શ્રદ્ધાવાન અને સરલ થવું. કપટ રાખ્યે બને નહિ. સરલની પાસે ઈશ્વર ખૂબ સહેલા. કપટીથી એ ખૂબ દૂર.

પરંતુ બાળક જેમ માને ન જુએ તો આંધળું ભીંત થઈ જાય; પેંડો, મીઠાઈ તેના હાથમાં દઈને ભુલાવવા જાઓ તોય એ કંઈ લે નહિ કશાથીયે ભૂલે નહિ; અને કહે કે 'ના, મારે બા આગળ જાવું છે.' એવી વ્યાકુળતા ઈશ્વરને માટે જોઈએ. આહા! શી અવસ્થા! બાળક જેમ 'મા' 'મા' કરીને આતુર થાય, કશાથીએ ભૂલે નહિ! જેને સંસારમાં આ બધો 'સુખ'નો ભોગ ફિક્કો લાગે; જેને બીજું કંઈ જ ગમે નહિ; પૈસોટકો, માન-પ્રતિષ્ઠા, દેહનું સુખ, ઇન્દ્રિયોનાં સુખ જેને જરાય ગમે નહિ, એ જ અંતરથી 'મા, મા' કરીને આતુર થાય. એને જ માટે માને બધાં કામ પડતાં મૂકીને દોડી આવવું પડે!

આવી આતુરતા જોઈએ. પછી ગમે તે રસ્તેથી જાઓ. હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, શાક્ત, બ્રાહ્મ-સમાજી -ગમે તે માર્ગે જાઓ, આ આતુરતા જ ખરી વસ્તુ. ઈશ્વર તો અંતર્યામી. કદાચ ભૂલભરેલે રસ્તે જઈ પડો તોય વાંધો નહિ. જો આતુરતા હોય તો ઈશ્વર જ પાછા સાચે રસ્તે વાળી દે.

અને કંઈક ને કંઈક ભૂલ બધાય પંથોમાં છે. સહુ માને કે મારી ઘડિયાળ બરાબર છે, પરન્તુ કોઈની ઘડિયાળ બરાબર નથી હોતી. પણ એથી કંઈ કોઈનું કામ અટકતું નથી. અંતરમાં આતુરતા હોય તો સાધુસંગ મળી આવે. સાધુસંગથી પોતાની ઘડિયાળ મેળવીને ઘણીખરી બરાબર કરી લેવાય.

○ ○ ○

વ્યાકુળ થઈને માને બોલાવો. માનાં દર્શન થતાં વિષયરસ સુકાઈ જશે. કામ-કાંચન પરની આસક્તિ બધી દૂર ચાલી જશે. જગ-માતા પોતાની સગી મા છે, એવી ભાવના થાય તો અબઘડી દર્શન થાય. એ કંઈ કહેવાની મા નથી. એ તો આપણી સગી મા છે વ્યાકુળ થઈને તેની પાસે હઠ કરો. નાનો છોકરો જ્યારે પતંગ લેવા સારુ માનો છેડો પકડીને પૈસો માગે ત્યારે મા બીજાં બૈરાં સાથે વાતો કરતી હોય એટલે પહેલાં તો મા કોઈ રીતે પૈસો આપે નહિ. કહેશે: 'ના, એ ના કહી ગયા છે, આવશે તો કહી દઈશ. પતંગ લીધા ભેગો જ હમણાં પડીશ આખડીશ.' છતાં છોકરો રોવાનું શરૂ કરે ને કોઈ રીતે માને નહિ, ત્યારે મા બીજાં બૈરાંને કહે: 'બેન, જરા ખમજો. આ રોવાનું એકવાર પતાવી આવું!' એમ કહીને કેડેથી ચાવી લઈને કડાક કડાક કરતી પેટી ઉઘાડીને એક પૈસો ફેંકી દે. તેમ તમે પણ માની પાસે હઠ કરો. તે જરૂર દર્શન દેશે.

મેં શીઓનેય આ વાત કરી હતી. એ લોકો દક્ષિણેશ્વર કાળીમંદિરે દર્શન કરવા આવ્યા હતા.

મા કાલીના મંદિરની સામે બેસીને વાત થયેલી. તેઓ કહે કે ઇશ્વર દયામય. મેં કહ્યું, શેનો દયામય? એટલે તેમણે કહ્યું કે કેમ મહારાજ! ઇશ્વર હંમેશાં આપણને સંભાળે છે, આપણને ધર્મ-અર્થ એ બધું આપે છે, ભરણપોષણ કરે છે.

મેં કહ્યું, એ કેઇને છોકરાંછૈયાં થાય તો તેમને સંભાળવાનો, તેમને ખવડાવવાનો પીવડાવવાનો ભાર બાપ ન લે તો શું સામી શેરીના માણસો આવીને લે?

ત્યારે શું ઇશ્વર દયામય નથી?

'નથી શું કરવા? આ તો એક વાત કહી. કહેવાનો મતલબ એ કે ઇશ્વર આપણો અતિ નિકટનો, આપણો પોતાનો તેના ઉપર આપણું જોર ચાલે. આપણા પોતાના માણસને એવું પણ કહી શકાય કે, "નહિ કેમ દે, સાલા!"

o o o

જ્યાં સુધી ચર્ચા કરે, ત્યાં સુધી ઇશ્વર-પ્રાપ્તિ થઇ નથી.

જમણવારમાં અવાજ ક્યાં સુધી સાંભળવામા આવે? જ્યાં સુધી માણસો જમવા ન બેઠા હોય ત્યાં સુધી. જેવા શાક, પુરી વગેરે પતરાળામા પડવાં માંડે એટલે બાર આના અવાજ ઓછો થઇ જાય. બીજી ચીજો પડે એટલે તો એથીયે ઓછો થઇ જાય. છેવટે દાળભાત આવી જાય એટલે માત્ર સુપસુપ-સબડકા. અને ભોજન પૂરું થઇ ગયું એટલે નિદ્રા!

તેમ ઇશ્વરનો જેમ જેમ અનુભવ થતો આવે તેમ તેમ ચર્ચા, વાદવિવાદ ઓછાં થતાં જાય; અને ઇશ્વર-પ્રાપ્તિ થયે અવાજ, ચર્ચા રહે જ નહિ. એ પછી નિદ્રા, સમાધિ!

o o o

ઇશ્વર-પ્રાપ્તિ થયે પાંચ વરસના બાળક જેવો સ્વભાવ થઇ જાય. બાળકનો પાકો અહં. 'બાળક કોઇ ગુણને વશ નહિ. ત્રિગુણાતીત; સત્વ, રજસ કે રજસ કોઇ ગુણને વશ નહિ,

જુઓ, છોકરું તમો ગુણને વશ પણ નહિ. એક ઘડી પહેલાં ઝઘડો મારામારી કરી હોય, પણ તરત જ જેની સાથે લડયું હોય તે જ છોકરાને ખભે હાથ નાખીને કેટલો પ્રેમ, કેટલી રમત કરે!

બાળક રજોગુણ પણ વશ નહિ. એક ઘડી પહેલા માટીનો કૂબો બનાવ્યો હોય, તેની કેટલી સંભાળ ને કાળજી! પણ થોડીવારમાં એ બધું પડતું મૂકીને માની પાસે દોડી જાય! કયારેક એક કાદું કિંમતી કપડું પહેરીને ફરતું હોય, થોડીવાર પછી કપડું નીકળી પડયું? એ કપડું ત્યાં જ પડયું રહે એ કપડાં વિષે તદ્દન બેપરવા, ને કાં તો બગલમાં નાખીને ફરતું હોય?

એ એ બાળકને કહો કે 'વાહ, આ તો બહુ મઝાનુ કપડું! અલ્યા કોનું કપડું છે?'

તો કહેશે કે 'મારું છે! મારા બાપુએ આપ્યું છે!'

એ કહો કે 'ડાહ્યો દીકરો! મને કપડું આપી દે ને?'

તો કહે કે 'ના, મારું કપડું છે. મારા બાપુએ આપ્યું છે; ના, હું નહિ દઉં!'

પણ ત્યાર પછી તેને ભુલાવીને એ પુતળી કે એકાદ સિસોટી તેના હાથમાં આપો તો એ પાંચ રૂપિયાની કિંમતનું કપડું તમને આપીને ચાલતું જાય,

વળી પાંચ વરસના બાળકમાં સત્વગુણનું પણ જોર નહિ. જ્યાં રહેતું હોય ત્યાંજ ભાઇબંધો સાથે કેટલો પ્રેમ. એક ઘડિયે અળગા ન રહી શકે પરંતુ માબાપની સાથે જ્યારે બીજી જગ્યાએ ચાલ્યું ગયું, ત્યારે નવા ભાઇબંધો થાય. તેમની ઉપર બધો પ્રેમ ઢળે. જૂના ગોઠિયાઓને એક રીતે સાવ ભૂલી જ જાય.

# કૂતરાની કથા

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

એક માણસને પોતાના દેશનો રાજા પસંદ નહોતો. તેથી તે વનમાં જઇને તપ કરવા લાગ્યો. તે ભગવાનને રોજ એવી પ્રાર્થના કરતો કે, તેના દેશનો દુષ્ટ રાજા જાય અને એની જગાએ કોઈ નેક રાજા આવે.

એ જ વનમાં એક બીજો પણ માણસ આવી પહોંચ્યો. તે ઘણો ગરીબ હતો. તે પણ ઇશ્વરનું ધ્યાન કરવા લાગ્યો. તેની એવી માગણી હતી કે, હે 'પ્રભો ! હું જેને મારો મિત્ર સમજતો હતો તે ભારે દગાબાજ નીકળ્યો. મને એક એવો મિત્ર આપો જે કદી વિશ્વાસઘાત ન કરે.'

કોઇ એક શ્રીમંતનો નોકર પણ ત્યાં આવી પહોંચ્યો. એનો માલિક એના કોઇ પણ કામથી સંતોષ પામતો ન હતો. તેથી એ પણ જીવ પર આવી જઇને ત્યાં પ્રભુનું ધ્યાન કરવા લાગ્યો.

એક ચોથો માણસ હતો એનો બાપ જ એનો દુશ્મન બન્યો હતો. તેથી ઘેરથી નાસી છૂટીને તે ત્યાં આવી તપ કરવા લાગ્યો હતો.

એક પાંચમી વ્યક્તિ પણ ત્યાં આવીને આ લોકોમાં સામેલ થઈ હતી. એ માણસ પોતાની માથી રિસાઇ ગયો હતો.

છઠ્ઠા આદમીને દુનિયાથી, ઇશ્વરથી, અથવા કહો કે સંસારની દરેક ચીજથી નારાજી થઈ હતી. તેથી તે ઘરબાર છોડીને જંગલમાં આવ્યો હતો. તે ત્યાં આવ્યો તો ખરો, પરંતુ તેની સમજમાં ન આવ્યું કે, એ ત્યાં શું કરે ? પછી એ પણ ત્યાં બીજા તપસ્વીઓની માફક તપ કરવા બેસી ગયો !

જ્યારે એ છ જણા ધ્યાનસ્થ થઇ ને બેઠા હતા, ત્યારે ત્યાં એક ભીલ આવ્યો. એની સાથે એનો એક શિકારી કૂતરો પણ હતો. એ કૂતરો આ તપસ્વીઓને જોઇને જોરથી હસી પડયો અને કહેવા લાગ્યો : "અરે મૂરખાઓ, તમને બધાને શું થઇ ગયું છે ? તમે જો મારી માફક કૂતરાનો જન્મ લીધો હોત, તો તમારી આવી દશા કદી ન થાત; તમે બધા ખુશીમાં રહેત."

"એવું તે શી રીતે બને ?" જે માણસને ભગવાન પ્રિય ન હતો તેણે સવાલ પૂછયો.

બીજાઓએ પણ કૂતરાને સવાલો પૂછયા. તેઓ બધા કૂતરાને ઘેરી વળ્યા.

"જુઓ " કૂતરો કહેવા લાગ્યો, "આ જે મારી પાસે ઊભો છે એ મારો માલિક છે. એ ભીલ જ મારે મન માતા, પિતા, બંધુ, બાંધવ, રાજા જે કહો તે છે. મારે માટે એ જ ભગવાન છે. મારે કોઇ વાતની પરવા નથી. હું તો તમને કહું છું કે, તમે બધા પણ કૂતરાનો જન્મ લઇ લો, અને પોતાને માટે સ્વામી શોધી કાઢો અને તેની ભક્તિમાં મગ્ન રહો ! પછી તમારા જીવનમાં કદી અસંતોષ રહેશે નહીં. ભક્તિમાં જ સુખ છે. બુદ્ધિથી જ બધી ચિંતાઓ કે પંચાતો ઊભી થાય છે. ભક્તિ જ શ્રેયસ્કર છે. "

ખરી રીતે ભીલના રૂપમાં ભગવાન શંકર જ તેઓની સામે આવ્યા હતા. તે એક તુચ્છ કૂતરા દ્વારા એ લોકોને સમજાવવા આવ્યા હતા.

વાચકોમાંથી કેટલાક પોતાને ઘેર કૂતરો પાળતા હશે. આ મૂક પ્રાણીને બરોબર ધ્યાનથી નિહાળીશું તો એક વાત આપણા ખ્યાલમાં આવશે : કૂતરાની આંખની ભીતરમાં ખૂબ જ ભક્તિ અને ભોળા શિશુનું દર્શન થશે.

કૂતરો એ ખૂબ વફાદાર પ્રાણી છે. એના ઉપર આપણે પૂરેપૂરો ભરોસો રાખી શકીએ

છીએ. જરૂર પડે તો આપણે માટે તે પોતાનો પ્રાણ પણ ખુશીની સાથે આપી દે.

કૂતરાને સારી રીતે પ્યારથી પાળવો જોઇએ. એના સ્વાસ્થ્યની પણ કાળજી રાખવી જોઇએ. જ્યારે કૂતરો બિમાર પડે છે, ત્યારે તે ખૂબ જ કષ્ટ પામે છે. એનું દુઃખ જોવું, આપણને અસહ્ય થઇ પડે છે.

અંગ્રેજ લોકો પોતાના કૂતરાને ઘણી સારી રીતે રાખે છે. આપણે એમની પાસેથી એ કળા શીખવી જોઇએ. એ લોકોમાં કૂતરા વિષે ઘણી વાર્તાઓ પ્રચલિત છે. આપણે ત્યાં એવી વાર્તાઓની કમી છે.

હાં, એક વાર્તા છે ખરી. યુધિષ્ઠિર પાંચ પાંડવોમાં સૌથી મોટા હતા, જીવનની અંતિમ વેળાએ તે પોતાના ચાર ભાઇઓની સાથે સદેહે સ્વર્ગારોહણ કરવા લાગ્યા. એમના માર્ગે કેટલાય દુર્ગમ પહાડ હતા.

ચઢતાં ચઢતાં એમના ચારે ભાઇઓ અને દ્રૌપદી પોતાની શારીરિક શક્તિ ગુમાવી બેઠાં અને એક પછી એક પડી ગયાં અને અવસાન પામ્યાં. તેમનો આત્મા સ્વર્ગે પહોંચ્યો. પરંતુ એક કૂતરો યુધિષ્ઠિરની સાથે છેવટ લગી રહ્યો.

યુધિષ્ઠિર સદેહે સ્વર્ગે પહોંચ્યા. સ્વર્ગના દ્વાર પર એમનું સ્વાગત કરવાનું માટે ઇંદ્રદેવ પોતે રથ લઇ ને ઊભા હતા.

યુધિષ્ઠિરે ઇંદ્રને કહ્યું કે, "આ કૂતરાને પણ અંદર આવવાની રજા આપો. એને છોડીને હું સ્વર્ગમાં એકલો નહીં પ્રવેશું."

ઇંદ્રદેવ યુધિષ્ઠિરની ભાવના જોઇને ચકિત થયા. તેમણે એમની ખૂબ પ્રશંસા કરી. પાછળથી યુધિષ્ઠિરને ખબર પડી કે, એમની પરીક્ષા કરવા માટે ધર્મરાજ પોતે કૂતરાનું રૂપ ધાર કરીને એમની સાથે યાત્રા કરતા હતા.

આ કથા કંઈ કૂતરાને લગતી નથી. પરંતુ મૂળે યુધિષ્ઠિરના સ્વર્ગારોહણની કથા છે. પણ એટલું તો ધ્યાનમાં લેવા જેવું તો છે જ કે, આપણાં પુરાણોમાં આવી રીતે કૂતરાને ધર્મરાજના રૂપમાં નિરૂપેલો છે.

ગાયની આપણે પૂજા કરીએ છીએ; કારણ કે તે આપણને દૂધ આપે છે પરંતુ કૂતરો પણ ભક્તિરૂપી દૂધની વર્ષા કરીને આપણા પર કંઇ ઓછો ઉપકાર નથી કરતો.

*

એક વેળા એક એંશી વર્ષની ડોશી વગર બીમારીએ મરણ પામી ત્યારે બીજી દુનિયામાં તે પ્રભુને દોષ દેવા લાગી કે એક ઘડીની પણ ચેતવણી આપ્યા વિના મને બોલાવી લીધી! પ્રભુએ કહ્યું: 'એંશી વર્ષની લાંબી મુદ્દત દરમ્યાન તને કેટલી ચેતવણીઓની જરૂર હતી? તારા દાંત ગયા, આંખોએ ઝાંખપ આવી, કાને બહેરાશ પડી, કપાળે કરચલી વળી, પગ લથડયા, હાથ ધ્રૂજ્યા અને બરડો બેવડ વળ્યો, તારા કરતાં નાના એવા અનેકને તો તેં સ્મશાને વળાવી દીધા, ખુદ તારા ઘરમાં તું તને પોતાને અને તારાં વહાલાંઓને બોજારૂપ થઈ પડી. આંધળાની પણ આંખ ખૂલે અને ઘેલાની પણ અક્કલ ઉઘડે એવી એક પછી એક આ ચેતવણીઓ મેં મોકલાવી અને હજી તને કઈ ચેતવણીની જરૂર હતી?'

ખચીત, જગતની ક્ષણભંગુરતા અને અચોક્કસતા પ્રત્યેની આપણી બેપરવાઇથી આપણે પુષ્કળ હેરાન થઈએ છીએ. મોતના અંધકાર કરતાં આપણી બેફિકરાઇ અને આપણા અજ્ઞાનનો અંધકાર વધુ ઘેરો અને ઘટ્ટ છે. આપણા અજ્ઞાન અને પાપથી આપણી આ નાપાયાદાર જિંદગી એક કરુણ રસપ્રધાન નાટક સમાન થઇ પડી છે.

—ફીરોઝ કાવસજી દાવર

આસામી વાર્તા

# ભદરી

ગો.

શિશુરામ હમણાં જ ખેતરેથી આવ્યો હતો. તેણે ઝટપટ હળને ખડકીમાં એક બાજુએ કરી દીધું; અને પછી ઉતાવળે બે લોટા પાણી શરીર ઉપર રેડી લઈ, પંચિયું બદલી નાખ્યું. પછી ચોકામાં જ્યાં તેની બૈરી ભદરી રાંધતી હતી ત્યાં આવીને તે ઊભો રહ્યો.

પણ, રસોડામાં ચોખા હજુ ઉછાળે નહોતા આવ્યા; અને કઢી તો ચૂલે જ ચડી નહોતી! શાક-તરકારીનું પણ અર્ધું'પર્ધું' સમારેલું બધું આમ તેમ પડેલું હતું અને જેનાથી તે બધું કાપ્યું તે લોઢાનું વાંકિયું પણ કેળના પાના ઉપર સમારેલી ચીજો ભેગું દેખાતું હતું. ભદરી ધૂણી ભરેલી આંખોએ ચૂલામાં ફૂંકો મારતી બેવડી વળી ગઈ હતી.

ખાવાનું તૈયાર થયેલું ન જોઈ, શિશુરામ ગુસ્સાથી સળગી ઊઠયા. આજ વહેલી સવારથી જ તેનો મિજાજ ગરમ થયેલો હતો; ત્યાર બાદ એક પછી એક કારણો પણ એવાં બનતાં ગયાં કે તેના મગજનો પારો ઊંચે જ ચડતો ગયો. આગલે દિવસે તેને ખેડકામ બંધ રાખવું પડયું હતું, કારણ કે કૃષ્ણ-એકાદશી હતી. આજ સવારે બળદોએ તેને ખેતરમાં સારી પેઠે પજવ્યો હતો. તે ઓછું હોય તેમ, ખેતરમાં જમીન દબાવ્યા બદલ તેને તેના પડોશી બૌઆ જોડે તકરાર થઈ હતી. તકરાર બહુ આગળ વધી ગઈ અને ભડાકો જ થવાનો હતો; પરંતુ બૌઆએ વખત વિચારી, ભાગી છૂટવામાં જ શાણપણ માન્યું! અને એ તો જૂની કહેવત છે જ કે, વીફરેલો ધણી પોતાનો કાળ બૈરી ઉપર જ કાઢે! પહેલાં પણ એક વાર બૌઆને કારણે શિશુરામ સારી પેઠે છંછેડાયો હતો, ત્યારે તેણે બધો ગુસ્સો ભદરી ઉપર જ કાઢયો હતો: કારણ, તેણે બળદોને વખતસર ખાણ મૂકયું ન હતું!

ભદરી તો ધરતીમાતાની જેમ પોતાના પતિના આ બધા ધોલ-ધપાટા, જરા પણ ઊંહકારો કર્યા વિના કે બડબડાટ કર્યા વિના, સહન કરી લેતી. વસ્તુતાએ ભદરી એમ જ માનતી હતી કે, કોઈ કોઈ દહાડ'ની આવી મારપીટ એ તો ઊંઘ અને ભૂખની જેમ પરણેતરની જિંદગીનાં અનિવાર્ય અંગો જ છે. શિશુરામની સેવાભક્તિમાં જ તે પોતાનું કલ્યાણ માનતી

પણ દરેક વસ્તુને હદ હોય છે. ધરતીમાતા પણ સહનશક્તિનો અવતાર હોવા છતાં કોઇ કોઇ વાર કંપી ઊઠે છે. એટલે વસ્તુસ્થિતિ અસહ્ય બની જાય ત્યારે બિચારી ભદરી પણ માથું ઊંચકી બેસે, તો તેમાં શી નવાઈ?

ભદરી ધૂમાડો ફૂંકી ફૂંકીને થાકી ગઈ હતી. શિશુરામ થોડીવાર તો કાતરિયાં ખાતો તેની સામે દૂરથી જોઈ રહ્યો પછી ત્રાડ નાખીને બોલ્યો 'કુલાણીની બેટી, તેં હજુ રાંધ્યું કેમ નથી? મોડું થઇ ગયું છે તેની ખબર પડે છે?"

ચૂલાના ધૂમાડામાંથી મોં ફેરવીને ભદરીએ રૂખા સ્વરે જવાબ આપ્યો, "મોડું થયું તે હું શું કરું? ચૂલામાં હું શું મારું માથું ઘાલું? ઘરમાં એક લાકડું તો છે નહિ. ભીનાં છોડિયાં સળગાવવા કયારની ધમણની પેઠે ફૂંકી મરું છે, તે તો જોવું નહિ અને માત્ર રાડો પાડી એટલે જાણે બધું રંધાઇ ગયું!"

"શું બોલી, ડાકણ?" શિશુરામ ગર્જ્યો અને ભાન ભૂલી ભદરી તરફ દોડયો. જમીન ઉપર પડેલું વાંકિયું ઉઠાવી તેણે તરત તેના બરડામાં ફટકારી દીધું. પછી પાછો હાથ ઉગામી બીજો ઘા કરે, તેટલામાં તો ભદરીની

ચીસો સાંભળી શિશુરામનો ભાઈ કિનારામ ત્યાં દોડતો આવી પહોંચ્યો અને શિશુરામનો હાથ પકડી તેને બહાર ખેંચી ગયો. બિચારી ભદરી લોહીના ખાબોચિયામાં બેભાન થઇને ગબડી પડી.

થોડા વખત બાદ ભદરીને ઇસ્પિતાલ પહોંચાડવામાં આવી. ત્રીજે દિવસે જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે તે ઓરડાની ચોતરફ આંખો ફેરવીને જાણે કોઇને શોધવા લાગી. બરદાસી તેની પાસે આવ્યો અને તેના તરફ જોઇ રહ્યો. ભદરીએ ધીમા અવાજે ઇંતેજારીથી પૂછ્યું, 'તે કયાં છે ?'

'કોને બોલાવે છે ?' બરદાસીએ પૂછ્યું. જરા છોભીલી પડીને ભદરીએ કહ્યું, 'મારા ધણીને, સાહેબ !'

'એ બદમાશને ? એને તો કયારનો જેલની કોટડી ભેગો કરી દીધો છે !'

'એને અહીં બોલાવો, સાહેબ !' ભદરીએ દયાજનક સ્વરે આજીજી કરી.

'એને શી રીત બોલાવીએ ? એ તો જેલમાં છે. એનો વિચાર જ ન કરીશ; નહિ તો તારી તબિયત વધુ બગડશે.'

ભદરીની આંખો બરદાસીની એટલી વાત સાંભળતાં સાંભળતાં જ બંધ પડવા લાગી અને પછીની ક્ષણે તો તે ફરી બેભાન થઇ ગઈ. ડોકટરને તરત બોલાવવામાં આવ્યો. બનેલી બધી હકીકત બરદાસીએ કહી સંભળાવી.

ડોકટર તરત સમજી ગયો કે, શિશુરામને અહીં નહીં લાવવામાં આવે, તો દરદીની તબીયત હાથમાંથી જશે. તેમણે શિશુરામને ભદરીના ખાટલા પાસે તુરત હાજર રાખવાની વ્યવસ્થા કરી, જેથી તે ભાનમાં આવે ત્યારે તેનો પતિ તેની નજરે પડે.

બીજી સવારે ભદરી જ્યારે ભાનમાં આવી, ત્યારે તેણે શિશુરામને પોતાનું માથું વહાલથી પંપાળતો તથા વાળમાં આંગળીઓ ફેરવતો જોયો. તેને જોઈને તેના ચહેરા ઉપર સંતોષની લાગણી છવાઇ ગઇ, જાણે અર્ધું દરદ ઓછું થઈ ગયું !

તેણે ધીમેથી હસીને પૂછ્યું, 'મેંકુ, તમારી શી ખબરો છે ? બે ટંક ખાઓ છો કે નહીં ? હું જાણું છું કે તમને રાંધવાનો ભારે કંટાળો છે. પણ ફિકર ના કરશો; હું એક બે દહાડામાં જ સાજી થઇ જઈશ. મને અહીંથી જલદી ઘેર લઇ જજો. હું તમને સૂતી સૂતી થોડી ઘણી મદદ કરવા લાગીશ.'

શિશુરામની આંખોમાંથી આંસુની બે ધારાઓ નીકળી આવી અને તેના ગાલ ઉપરથી વહેવા લાગી.

ભદરીએ ડોકટરને પોતાની પથારી પાસે આવેલા જોઈને આજીજી કરવા માંડી, "મારા માલિક, મા-બાપ, આમનો જરાય વાંક નથી. તેમણે કશો ગુનો કર્યો નથી. તેમને જલદી જેલમાંથી છોડાવો, તેમને માફ કરો. હું તમારા પગે પડું છું ! હું જ મૂઇ ઠોકર ખાઈને વાંકિયા ઉપર ગબડી પડી હતી ને મને વાગ્યું હતું." તેની આંખો આંસુથી છલકાઈ રહી.

ડોકટર, બરદાસી અને શિશુરામ સૌ ભદરીના શબ્દો સાંભળી સ્તબ્ધ થઇ ગયા. શિશુરામ પોતાના અંતરમાંથી ઊછળી આવેલા ડૂમાને વધુ વખત દબાવી શકયો નહીં. તે બાળકની પેઠે મોટેથી રોઇ પડયો.

"ના સાહેબ, એ ખોટી વાત છે. મેં જ તેને વાંકિયું બરડામાં માર્યું હતું. મને ફાંસીએ ચડાવો સાહેબ ! હું પાપિયો છું. મેં મારી બૈરીને વિના વાંકે કતલ કરી નાખી છે." તે જુસ્સાભેર બોલી ગયો.

થોડાં અઠવાડિયામાં ભદરીના ઘા ભરાઈ ગયા અને તેને ઇસ્પિતાલમાંથી રજા આપ-

વામાં આવી. તેણે શિશુરામને બિનગુનેગાર ઠરાવવા ઘણુંય ફાંફાં માર્યાં, પણ કાયદાએ પોતાનો માર્ગ લીધો અને શિશુરામને ત્રણ મહિના સખત કેદની સજા થઈ. શિશુરામ હસતો હસતો જેલમાં સિધાવ્યો: તેને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જ હતું!

ભદરી પોતાની જાત માથે શાપ ઉપર શાપ વરસાવવા લાગી. પોતાના પતિને આવી સજા અને બદનામીમાં ધકેલવા બદલ તે પોતાની જાતને જેટલી ધિક્કારતી હતી, તેટલી તેનું જીવલેણ દુશ્મન પણ તેને ધિક્કારી શક્યું હોત ખરું? (નવજીવન)

*

આજે કેટલાક યુવાનો મળવા આવ્યા હતા તે કહેતા હતા કે જે ગામોમાં ભણેલાગણેલા લોકો નથી તેઓ ભૂદાન–ગ્રામદાનની ઊંચી વાતો કેમ સમજશે? આ આપણી ખોટી ધારણા છે. વાંચતાં લખતાં આવડયું એ જ્ઞાન ન કહેવાય. એનાથી જ્ઞાન પ્રાપ્ત થઇ શકે તે અલગ વાત છે. પરંતુ વાંચતાં–લખતાં આવડયું એટલે જ્ઞાન પ્રાપ્ત થઇ ગયું એમ નથી. અને કોઇને વાંચતાં–લખતાં ન આવડતું હોય એટલે એને જ્ઞાન નથી એમ પણ ન કહેવાય.

કુરાનમાં મહમદ પયગમ્બરની એક વાત આવે છે. તેઓ ભણેલા ગણેલા નહોતા. કુરાનમાં તેઓ કહે છે કે પહેલી વાર જ્યારે ઇશ્વર મારી પાસે આવ્યા ત્યારે પોતાનું રૂપ એમણે મારી સામે પ્રગટ કર્યું નહીં. અવ્યક્ત રૂપે ઊભા રહ્યા અને મારી સામે ઉપદેશરૂપે એક ચિઠ્ઠી ફેંકી એમાં કંઇક લખેલું. મેં ઇશ્વરને કહ્યું કે, 'ભગવાન, મને તો વાંચતાં–લખતાં આવડતું નથી એટલે મારે માટે તમારી ચિઠ્ઠી નકામી છે.' ત્યારે ભગવાને મને દર્શન દીધાં અને ઉપદેશ આપ્યો.' મહમદ પયગમ્બરને વાંચતાં–લખતાં આવડતું નહોતું તેથી એમની પાસે જ્ઞાન ઓછું હતું શું? રામકૃષ્ણ પરમહંસને પણ લખતાં–વાંચતાં બહુ ઓછું આવડતું; પરંતુ તેઓયે મોટા જ્ઞાની હતા.

આપણી સમક્ષ સૃષ્ટિનું આ બહુ મોટું પુસ્તક પડયું છે. એને તમે જુઓ છો, સાંભળો છો, અનુભવો છો. એમાથી શું તમને જ્ઞાન નથી મળતું? જ્ઞાન મેળવવા વાંચતાં–લખતાં આવડવું જ જોઇએ એવું થોડું છે? ગોળ મીઠો હોય છે એમ તમે વાંચ્યું નથી પણ એ ખાધો છે તો ગોળની મીઠાશનું જ્ઞાન તમને થઇ ગયું. તમે લોકોને સમજાવી શકો છો કે ભાઇ ગોળ મીઠો હોય છે. આ અનુભવનું જ્ઞાન છે. માટે વાંચતાં–લખતાં આવડયા વિના જ્ઞાન ન મળે એ એક ખોટો ખ્યાલ છે.

સાક્ષરતાની સાથોસાથ બેકારી પણ વધતી જાય એ એક સમસ્યા છે. એ સમસ્યાના ઉકેલ સારુ જ ગાંધીજીએ જ્ઞાન સાથે કર્મને જોડી દેતી પાયાની કેળવણીનો વિચાર આપ્યો. કર્મ અને જ્ઞાન એકમેક સાથે ઓતપ્રોત હોય તો પછી બેકારી નહીં આવે. કેવળ સાક્ષરતા વધતી જશે તો એ કર્મ શૂન્ય જ્ઞાન બેકારી વધારશે. અને સાક્ષરતા નહીં હોય તો લોકો અજ્ઞાનમાં સબડશે. આજે આવી જ ભયાનક અવસ્થા છે. તેથી વિદ્યાર્થીઓના જીવનમાં ઉદ્યોગ અને જ્ઞાનનું મિશ્રણ થવું જોઇએ. જ્ઞાન વિનાનું કર્મ જડ બનશે ને કર્મ વિનાનું જ્ઞાન નિષ્ક્રિય, નિર્જીવ બનશે.

ખૂબ વાંચ–વાંચ કરવાથીયે જ્ઞાન સંપાદન થતું નથી. ખરી રીતે વાચન એકગણું, ચિંતન બેગણું અને આચરણ ચારગણું થવું જોઇએ. બહુ ઝાઝું વાંચીએ છીએ તો ભૂલીએ પણ છીએ. એટલે વાંચીએ ઓછું ને ચિંતન વધુ કરીએ. વળી કામની સાથે જે જ્ઞાન આપવામાં આવે છે તે ભુલાતું નથી. પાયાની કેળવણીમાં આ દૃષ્ટિ છે. — વિનોબાજી

# મેઘનાદની પિતૃભક્તિ

**પિંગળશી મેઘાણંદ ગઢવી**

મેઘનાદની પિતૃભક્તિનો દાખલો રામાયણમાંથી જ મળી આવે છે.

રાવણ કપટી વેશ ધારણ કરીને પંચવટીમાં આવ્યો. જનકપુરીમાં થયેલા અપમાનનો બદલો વાળવા સીતાનું હરણ કરી લંકા નગરીમાં લઈ ગયો.

રાવણના આવાં દુષ્કૃત્યથી રાણી મંદોદરી તેમજ અમાત્ય વર્ગ અને આપ્તજનોને ભારે દુઃખ થયું.

મંદોદરી વારે વારે ઠપકો આપે છે.

"હે નાથ! સીતાનું હરણ કરીને તમે મહાન અપરાધ કર્યો છે. મને ઘોર સ્વપ્નાં આવે છે. જાણે લંકા નગરીનું પતન થઈ ગયું. સીતામાંથી ચીતા થઈ ગઈ ને આખી સુવર્ણનગરીને બાળીને ભસ્મીભૂત કરી નાખી. રામના સૈન્યે અનેક રાક્ષસોનો સંહાર કરી નાખ્યો. લંકાને કાંગરે કાંગરે વાનર સેના હુંકાર કરી રહી છે. આવાં ભયાનક સ્વપ્નાંથી હું કાંપી ઊઠી છું માટે હજુ પણ સમજીને શ્રી રામ સાથે સંધી કરી લેવામાં આપણું હિત છે.

કંત સમજ તજહુ કુમતિ હી,
સોહત સમર તુમી ન રઘુપતિ હી.'

'હે નાથ! હજુ પણ સમજો. આવી કુબુદ્ધિ સુઝી ક્યાંથી? આટલો આટલો વૈભવ મળ્યો છતાં સંતોષ થયો નહિ! અનેક દેવકન્યાનાં હરણ કર્યાં, વાસના તૃપ્ત થઈ નહિ! થવા શું બેઠું છે. તમારી ઉમરનો તો વિચાર કરો. અરે મેઘનાદ જેવા પુત્ર ને સુલોચના જેવી પુત્રવધુની તો શરમ રાખવી હતી! માથાના વાળ કાળા મટીને સફેદ થઈ ગયા તો પણ મનની કાળપ મટતી નથી!"

માલ્યવાન જેવા જ્ઞાની અને વયોવૃદ્ધ મંત્રીએ પણ ઘણો ઘણો ઠપકો આપ્યો.

"હે લંકેશ! પરદારાના મોહમાં પડનારની બહુ જ બુરી દશા થઈ છે. એને સુખ શાંતિની આશા નકામી છે. એ ઠંડી અગ્નિ તારી વંશવેલીને બાળીને સાફ કરી નાખશે. વળી સ્ત્રીનું હરણ કરવું એ કાંઈ બહાદુરીનું કામ નથી. તારા જેવા બળવાન માણસના સામર્થ્યને તેં લાંછન આપ્યું છે."

વિભિષણે પણ એમની રીતે નીતિની વાતો કરી ખૂબ ખૂબ કહી દીધું.

"કામ ક્રોધ મદ લોભ સબ,
નાથ નરક કે પંથ;
સબ પરિહરિ રઘુવીર ભજહુ,
ભજહિ હિ જેહી સંત."

(રામાયણ)

"હે ભાઈ! હજુ પણ ભૂલને સુધારી લ્યો. સીતાને પાછી સોંપી દો. તેમાં જ તમારું કલ્યાણ છે. રામ તો કૃપાળુ છે એ તમારો અપરાધ ક્ષમા કરશે. કામ ક્રોધનો ત્યાગ કરી નર્કના પંથેથી પાછા વળો."

પુત્ર મહરતે કહ્યું, "હે પિતા, જેણે રમતની વાતમાં આખો સમુદ્ર બાંધી લીધો એવા રામને જીતવાની આશા નકામી છે માટે એમની સાથે સંધી કરી લેવામાં આપણું હિત છે નહિતર સર્વનાશ છે. અને એ જોવા માટે તમારે સહુની પાછળ રહેવાનું છે.

કુંભકરણ જેવું તો બીજો કોણ કહી શકે.

"સુનિ દસ કંધર બચન તબ,
કુંભકરન બિલખાન;
જગદંબા હરિ આનિ જબ,
શઠ ચાહત કલ્યાન."

(રામાયણ)

"હે મુર્ખ રાવણ! જગદંબા સીતાનું હરણ કરીને તું કલ્યાણની આશા રાખે છે? તારા પાપમાં

રાક્ષસ કુળ સાફ થઈ ગયું. લંકા શ્મશાન બની ગઈ.

આજ મોરી આઈ જગાવતી કે કાહા.

"અત્યારે મને જગાડવાથી શું વળવાનું છે. કાંઈક વેળાસર તો વાત કરવી હતી. રોગ, અગ્નિ અને રાજ્ય એને શરૂઆતમાં જ ડાંભી દેવા પ્રયત્ન કરવો જોઈએ. વધી ગયા પછી રોકવું કઠીન છે.

આમ રાવણને ઘણાએ ઠપકો આપ્યો.

એક શબ્દ પણ ન બોલ્યો હોય તો પાટવી પુત્ર મેઘનાદ. તે સમજતો હતો કે મારા પિતાએ અપરાધ તો કર્યો છે. એના પરિણામે રાક્ષસ કૂળનો સર્વનાશ સરજાય ચૂક્યો છે. પરંતુ એણે મારી ભૂજાના જોરે આ વેર બાંધ્યું છે. એમને અભિમાન છે કે મારે ચૌદભુવનને ધ્રુજાવનાર ઇંદ્રને પણ જીતી લેનાર મેઘનાદ જેવો બળવાન પુત્ર છે. એને આધારે આવું સાહસ ખેડ્યું એમને ઠપકો આપીને મહાત ન થાય. એ તો મેં મારે હાથે જ પિતૃહત્યા કરી ગણાય. ભૂલ તો થઈ ગઈ છે. સીતાનું હરણ થઈ ચૂક્યું છે. રામ સાથે દુશ્મનાવટ થઈ ગઈ છે. હવે ઠપકો આપવાથી કશું વળવાનું નથી. મારે તો સામી છાતીએ લડીને આત્મસમર્પણ કરવાનું જ રહ્યું.

મેઘનાદે રાવણને કાંય ઠપકો ન આપતાં હિંમત આપી કહ્યું, "ભાર શું છે ? હું કેવો બેઠો છું, દુશ્મનોને હમણાં ગણીગણીને વીણી લઉં છું."

મેઘનાદે ઘોર યુદ્ધ કર્યું. અનેકનો સંહાર કર્યો. દેવલોકમાં હાહાકાર મચી ગઇ. છેવટે પિતાની ખાતર આત્મસમર્પણ કરી પિતૃભક્તિનો અજય દાખલો બેસાડયો.

શરદબાબુના નાના મામાનું નામ હતું-વિપ્રદાસ ગંગોપાધ્યાય.

તેઓ વ્યાકરણના ભારે પ્રેમી હતા.

એકવાર એમણે એક પત્ર શરદબાબુના નામ પર મોકલી એમને 'શ્રીમત' અને 'શરદચંદ્ર'ને એક સાથે મેળવીને (સમાસ કરીને) સરનામું લખ્યું : શ્રી મચ્છરન્દ્ર ચટ્ટોપાધ્યાય.'

બિચારો ટપાલી !

આ પત્ર લઇને ચારે બાજુ ભટકી, એ પત્રના અધિકારી મહાશયને શોધી રહ્યો હતો. સંયોગવશ શરદબાબુ અને સામાં મળી ગયા, તો ટપાલીએ એમને પૂછયું:

'કેમ બાબુજી, આપના મહોલ્લામાં 'મચ્છર' બાબુ' કોઈ આવ્યા છે ? બે કલાકથી પરેશાન છું, પણ મળતા નથી'!'

'મચ્છરબાબુ નામનો કોઈ આદમી આ મહોલ્લામાં નથી રહેતો. કોઈ બીજા મહોલ્લામાં તપાસ કરો... લોકો પણ માળા કેવાં હોય છે. એમને નામ રાખતાં પણ આવડતાં નથી !' શરદબાબુએ કહ્યું.

"પરંતુ બાબુજી ! તેઓ બંગાળી જ છે !' ટપાલીએ જણાવ્યું

ત્યારે, શરદબાબુએ એ ટપાલી પાસેથી પત્ર લઇ, સરનામું વાંચી જોતાં તેઓ ઝંખવાઈ ગયા. બોલ્યા :

'અરે ભાઇ, આ તો મારો છે !'

'તો શું આમ જ મચ્છરચંદ્ર ચટ્ટોપાધ્યાય છો ? હમણાં તો કહી રહ્યાં'તા કે એ આપનો છે નહિ!'

'અરે ભાઈ, આ સમાસનો [વ્યાકરણનો] મામલો છે તમે એ નહિ સમજી શકશો ?

-ધ્રુવકુમાર

# જીજાઓ પ્રગટો

દેવેન્દ્રકુમાર પંડિત

ઉપાધ્યાયાન્દશાચાર્ય આચાર્યાણાં શતં પિતા;
સહસ્ત્રં તુ પિતૄન્માતા ગૌરવેણાતિરિચ્યતે.

(એક આચાર્ય ગૌરવમાં દશ ઉપાધ્યાયોથી ચઢિયાતો છે, એક પિતા સો આચાર્યોથી ઉત્તમ છે. અને એક માતા સહસ્ત્ર પિતાઓથી શ્રેષ્ઠ છે.)

શિવાજીની વિજય-કાળ તો કેસરીસિંહ સમી હતી. પણ એક સિંહગઢનો કિલ્લો, મોગલો પાસેથી લેવાય નહિ. જીજાબાઈને આ વાત ખટકે.

એમણે એક દિવસ શિવાજીને બોલાવી કહ્યું: "શીવુ! સિંહગઢ કાલે લઈ લો."

શિવાજી બોલ્યાઃ "મા! હમણાં એ લઈ શકાય એમ નથી. થોડા દિવસો પછી એના પર હલ્લો લઈ જવો છે."

ને જીજાની આંખમાં સંધ્યાની રતાશ પ્રગટી આવી. એણે રોષ ભરી નજર શિવાજી તરફ નાખી કહ્યું: 'મે આ બોલ સાંભળવા તને નથી બોલાવ્યો; શીવુ!'

શિવરાજ માની આટલી ઉમતા જોઈ ઝૂજી ઉઠ્યા. આટલા બોલ તો એ માંડ સાંભળી શક્યા ને ચરણરજ માથા પર ચડાવી બોલ્યા, "મા! કાલ સાંજ સુધીમાં સિંહગઢ જીતી ને તમને મોં બતાવીશ.

અને શિવાજીએ બીજા દિવસની સાંજ પહેલા સિંહગઢ હાથ કર્યો.

પણ જીજા કેવી હતી! આ રહી એની ઇતિહાસ ભાખી ઘટના.

શાહુ રાજા એની જાગીરમાંથી વિજાપુરના સુલ્તાનની નોકરીએ જાય છે. ડુંગરાળ ચઢાણ ઉતરાણ વાળો મારગ, અંગ પર પૂરા હથિયાર.

શાહુ રાજા જે માર્ગ પરથી જતા હતા એ માર્ગની ડાબી બાજુથી એક પગદંડી આડ-બીડ ડુંગરાઓમાંથી જમણી બાજુ ચડી વિજાપુર જતી હતી જે પગદંડી પરથી વિજાપુર વહેલું આવે પણ એ કેડી પરથી ભાગ્યે જ કોઈ જતું આવતું.

આજ સમયે નાની જીજાને વિજાપુર જવું. અને એ આ કઠણ પગદંડી પર ચાલી. ને શાહુ રાજા ચાલતા હતા તે ધોરી માર્ગ પર થઈ જમણી બાજુની પગદંડી પર વળી.

બરાબર આજ સમયે એક ડણક સંભળાઈ. આ...હ. ઊં...હ. આં...હ. ઊં...હ.

કાલામથ્થા કેસરી સિંહની એ ડણક હતી. ડુંગરમાળ આ ત્રાડે ડોલી ઉઠી.

શાહજીને થયું: પગદંડી પર જનારી બાઈને સિંહ હમણાં લેઈ જવાનો-મારે કરી.

ત્યાં તો સામેજ પગદંડી પર, જીજાની સામેજ, જરા છેટે પાંચ હાથ પૂરો કેસરી સિંહ ડણાયો. વીસ વીસ ભેંસોની જાણે ગોળીમાં ઘૂમતી ગાજતી હોય એવી એની છાતી ગાજતી આવે છે. મશાલ જેવી સળગતી બે આંખો, ભૂરી લટો વચ્ચે તગતગાવતો પાછળ પૂંછડાનો ઝૂડો ઉછાળતો વનરાજ દેખાયો.

શાહુ રાજાને થયું બાઈ હમણાં બચાવો બચાવોની ચીસ પાડી ઉઠશે. પણ જીજા તો પૂરી સ્વસ્થતાથી, ખુમારીથી, ગૌરવભેર, આગળ ચાલતી જાય છે, જાણે કશું છે જ નહિ.

શાહુ રાજા એક ઝાડ ઓથે છૂપાયા ને સિંહ જીજાની લગોલગ આવી ગયો.

પગદંડી પરનું એ દ્રશ્ય ભવ્ય હતું. બેઉ નિર્ભય હતાં. બેઉમાંથી ગૌરવની ને શૌર્યની જાણે ખુમારી પ્રગટતી હતી. બેઉ હિમાલય શા અડગ ને અણનમ હતાં.

પણ જીજાની ખુમારી પાસે વનરાજ નમ્યો. એણે એનો થાળી જેવડો એક પગ ઉંચે ઉપાડવા પ્રયાસ કર્યો પણ એ થતો ન હતો.

શાહુરાજાએ આ જોયું. ભલભલા મર્દોની

છાતી એની એક ત્રાડ માત્રથી બેસી જાય તે સિંહ-
ના પંજો જીજાએ બે હાથે પકડી ઊંચો કર્યો કે
વનરાજ તેના ખભા પર માથું રાખી શાંત બની
ગયો.

જીજાએ પંજામાં જોયું તો લોઢાના સુયા
જેવડો અંદર કાંટો દેખાયો, ને જરાય વિલંબ
કર્યો વિના દાંત ભરાવી કાંટો ખેંચી કાઢયો. પીડાથી
સિંહે એટલી ગજવતી ખીજ ત્રાડ નાખી, એ ત્રાડે
જાણે દખ્ખણના ડુંગરા હલમલી ઉઠયા. પગ નીચે
મૂકી સિંહ જીજાના પગ ચાટવા માંડયો, ને સિંહ-
ના માથાથી પીઠ સુધી હાથ પસવારતી જીજા
આગળ ચાલી નીકળી. વનરાજ ઝાડીમાં ઉતરી
ગયો.

શાહુ રાજાને થયું: અહોહો! આને પેટ પાકે
ઇ ફરજંદ કેવા થાય!

ને એ ઝપાટાબંધ આગળ જઇ જીજાના મા
બાપની પુછ કરી માગું નાખ્યું. શાહુ રાજાના
જીજા જોડે લગ્ન થયા ને એને પેટ ભારતના
નીલા આભમાં ભગવો ઝંડો લહેરાવનાર શિવાજી
પાકયા.

*

# મારવાડી લોકો પૈસાદાર કેવી રીતે બને છે!

સ્વ. શેઠ શ્રીજમનાલાલજી બજાજને કોઇ એક પ્રાંતના ભાઇએ પૂછયું :

"તમે મારવાડી લોકો આટલા પૈસાદાર બની જાઓ છો, અને અમે ગમે તેટલી મહેનત કરીએ તોય અમારો દહાડો વળતો નથી, તેનું કારણ શું ?"

શેઠ શ્રીજમનાલાલજીએ કહ્યું: "તમે લોકો મહેનતુ અને પ્રમાણિક છો તેની ના નહિ. પણ એક મારવાડી જુવાનના હૃદયમાં જે મહત્વાકાંક્ષા હોય છે તે તમારામાં કયાં છે? તમે જ્યાં નોકરી કરો છો, ત્યાં પ્રમાણિકતાથી કામ તો કરો છો, પણ માત્ર પગાર વધારાથી સંતોષ માની લો છો. તમારા મનમાં એવો વિચાર કદી નથી આવતો કે જે માલિકને ત્યાં હું કામ કરું છું એના ધંધામાં હું ભાગીદાર બનું, અથવા આવો ધંધો હું પણ શરૂ કરું. એનાથી ઊલટું, મારવાડી દૂરદૂરના ગામડેથી આવે છે. તે ઝાઝું ભણેલગણેલો હોતો નથી. એને ઝાડુ વાળવાનું કામ મળે કે વાસણ માંજવાનું. તે ઉત્સાહથી કરે છે, અને સાથે સાથે નજર પણ રાખતો જાય છે કે અવસર મળે તો પેઢીમાં ભાગીદાર થવું. પોતાનું કામ તત્પરતાપૂર્વક કર્યા પછી બચેલા વખતમાં તે મુનીમ પાસે બેસીને નામું લખતાં શીખવાનો પ્રયત્ન કરે છે. થોડા દિવસમાં તે પોતે જ હિસાબી કામ કરવા લાગે છે અને થોડાં વર્ષોમાં તે ખરેખર જ એ પેઢીનો ભાગીદાર બની જાય છે. માલિકનો એ એટલો વિશ્વાસુ માણસ બની જાય છે કે માલિક નિશ્ચિંત થઇને બધો કારભાર એને ભરોસે છોડી દે છે. પણ એટલી વાત તે ધ્યાનમાં રાખે છે કે માલિકને જે મળતું હતું તેથી ઓછું ન મળે. માલિકને તેના ધંધા સહિત હજમ કરી જવાની ઇચ્છા તે રાખતો નથી. પણ તમારામાં માલિક તરફ વિરોધભાવ જાગે ત્યારે તેનાં જડમૂળ ઉખાડી નાખવાના પ્રયાસો કરો છો. મારવાડીમાં અને તમારામાં આ ફરક છે. તેઓ ઓછું ભણેલા હોય છે, પ્રમાણિકતાની તમે જે વ્યાખ્યા કરો તેથી તેઓ કદાચ ઊણા પણ ઉતરે, તો પણ તેઓ બીજાઓને નુકસાન પહોંચાડયા વગર કમાવામાં આગળ હોય છે."

—ઋષભદાસ રાંકા

# અમી–છાંટણાં

કાળુભાઈ ત્રિવેદી

કોઇ વખત હૃદયને સંતાપે એવું કદી બની રહ્યું હોય, તારા આત્માને પરિતાપ આપે એવું કંઈ દેખાય

છતાંપિ

તું તો શાંત બની બધા કડવા દુઃખદર્દો પી જજે.

ધીમી ત્હોયે મક્કમ ગતિયે,

ક્રાંતિના ઝણકારે,

તું ન્યાય માટે, સમાનતા માટે, ઝઝુમતો રહેજે.

કસોટી વિના કિંમત નથી, તપશ્ચર્યા વિના સિદ્ધિ નથી એ તું કદી ના ભૂલજે.

સાથોસાથ તારે તો એ સહુની વચ્ચે તારો બહાર છેડવાનો છે, તારે તારું પ્રયાણ ચાલુ રાખવાનું છે.

ત્યારે તુ તો વિઘ્નોને ગણકાર્યા વિના આગે ધપ્યે જજે.

o o o o

પૃથ્વી પર હિંસાનું સામ્રાજ્ય ચાલી રહ્યું હોય કે ચોતરફ સંહાર ચાલી રહ્યો હોય, ચોતરફ રંગભેદ અને મતભેદ નજરે પડતાં હોય કે ચોતરફ પ્રાંતવાદ, જ્ઞાતિવાદ, પક્ષાપક્ષી, અજ્ઞાન, સંકુચિતતા અને અસહિષ્ણુતા નજરે પડતાં હોય,

અને એમાંથી

ગરીબી અને ગુલામી,

પાયમાલી અને બરબાદી જન્મી રહ્યા હોય,

ત્હોયે તું ત્યારે નિરાશ ના થજે.

એ ટાણે,

તારી પાસે જગતના ઝખમો રૂઝ માગે છે, ઘાવ પડેલું હોય તારી પાસે મલમ માગે છે

ત્યારે તું

પ્રેમ અને અહિંસાના શસ્ત્રવડે એ સહુની વહારે ધાજે.

સહુને વિશ્વતંત્ર, વિશ્વબંધુત્વભાવનાનો મહિમા સમજાવજે, ત્યાગ અને વિશ્વકલ્યાણનો સંદેશ દેજે, ઐક્ય અને માનવતાનો મર્મ સમજાવજે.

અસત્ સતનાં દર્શન કરાવે છે અને સાચને આંચ નથી.

પાપનું સાક્ષી બનવું એ પાપ છે એ કદી ના ભૂલજે.

o o o o

તારા આદર્શોની મશ્કરી થતી લાગે કે તારી શુભભાવનાઓનો જવાબ દમદાટીથી મળતો લાગે, તારો અહિંસાનો સંદેશ કાયરતાની નબળાઈમાં ખપતો લાગે કે તારા શાંતિ સદેશનો જવાબ ધાકધમકીથી મળતો લાગે,

તોયે તું જરાયે ગભરાયા વિના તારું પ્રયાણ ચાલુ જ રાખજે. તું હૃદયને ક્યાંય નિર્બળ બનવા દેજે નહિ, તું ક્યાંય ભયને સ્થાન આપજે નહિ.

અસતને તાબે થવું એ અસતને સ્વીકારવા બરાબર છે, હિંસાને તાબે થવું એ અહિંસાની મશ્કરી છે.

તારું સ્વપ્ન એ તો માનવતાના મૂલ્યોનું જતન છે અને તારું મુક્ત જીવન એ તો લોકશાહીનો અર્ક છે.

પાપીઓના પાપ હણવા કાજે જરૂર પડતાં તું દ્વેષથી દૂર રહી નાછૂટકે શસ્ત્રોને હાથમાં લેતા જરાયે અચકાઇશ ના.

માનવતાનો મહામંત્ર તો અહિંસા જ હો, સ્વીકારેલી હિંસા તો માત્ર આક્રમણનો પ્રતિકાર જ હો.

o o o o

માર્ગમાં દેવાલયને પાપ સ્પર્શી ગયા હોય કે ઉદ્યાનો કાવત્રાના સ્થાન બની ચૂક્યા હોય, જગતની સરાઇમાં જીવનના જુગારની મહેફિલ મણાય રહી હોય કે લાંચ, લાગવગ, રૂશ્વત, વેરઝેર, પ્રમાદ, દાણચોરી, વેપાર, ગુંડાગીરી, ચોરી, લુચ્ચાઈ કે એવી બદબો ફેલાય રહી હોય,

ત્હોયે તું નિરાશ ના થજે.

જરાયે ખચકાયા વિના એ સહુને સમારવા પ્રયત્ન કરજે, સહુને પ્રયત્નનો મર્મ સમજાવજે.

એ કાળે તને તારો માર્ગ વેરાન લાગે કે કોઇ ભોમિયો પણ ન હોય કે વનાન્તે સહુ પોઢી ગયા હોય,

ત્હોયે તું નિરાશ ના થજે.

પરિશ્રમ એ જ પ્રારબ્ધ છે. સંગઠન એ જ સિદ્ધિ છે એ તું કદી ના વિસરજે.

સંગઠિત મજબૂત માનવીઓનો પ્રતિકાર મહામંત્ર બની જશે એ યાદ રાખજે.

o o o o

કુદરત પોતાનો ભંડાર ટૂંકી દષ્ટિવાળાઓને સોંપતી જણાય કે ઋતુઓ ફરી બેઠી જણાય, ગઇકાલના સ્થિરો આજે ચાલત થયા જણાય કે યુદ્ધથી અસ્તિત્વ સ્વીકારાતું જણાય, નાશથી સર્જન થયું કહેવાય કે ખોટાનું સાચું મનાય રહ્યું હોય, અનર્થનો અર્થ થઇ રહ્યો હોય કે ચોતરફ દંભનો કાળાનળ દેખાઇ રહ્યો હોય,

ત્યારે પણ તું તો ઓર ઉત્સાહથી ખીલી ઉઠજે.

ગુલાબ કાંટાની મહોબત માણે છે,

કમળ જળ અને કાદવ વચ્ચે વિહરે છે,

તારાઓ અંધકારની મહેફિલ છે એ ના ભૂલજે.

તું આવા વિચિત્ર સમય વચ્ચે પણ ખડેપગે રહેજે ભયભીત બન્યા વિના એ સહુ સામે જરૂર પડયે તારી જાત પણ ધરી દેજે.

સ્વાર્પણ એજ મહત્તા છે.

શાંતિ એ જ માનવપુરુષાર્થનું નિશાન છે.

મુશ્કેલીઓનો સામનો કરતો રહેજે અને સદ્‌વિચારોનો પ્રસાર કરતો રહેજે.

o o o o

દુષ્કાળ, અતિવૃષ્ટિ, ભૂકંપ...કે એવી કુદરતે સર્જેલી કોઇને કોઈ આફતો આવ્યા જ કરતી હોય અને ત્યારે માનવપુરુષાર્થ પાંગળો લાગતો હોય,

તો ત્યારે તું

શાંત ચિત્તે ચોપાસ નજર કરીને પૃથ્વી પરનું માત્ર આક્રંદ સાંભળવાને બદલે કોઇ અગમ્ય દિશામાં તારું મન પરોવીને તું એક મૂક પ્રાર્થના કરી લેજે.

ત્યારે મહાશકિત તારી વહારે ધાશે.

અને ત્યારબાદ તું હૈયે અચલ શ્રદ્ધા ધરી તારા કર્તવ્યમાં મગ્ન બની જજે.

પ્રકાશના પુંજ સામે ગ્રહણ મિથ્યા છે.

*

જો તમારે અન્નનો સ્વાદ માણવો હોય, તો તે ખાતા પહેલાં તે માટે મજૂરી કરો; જો તમારે કપડાંની મજા માણવી હોય, તો તે પહેરતા પહેલાં તેની કિંમત ચૂકવો; જો તમારે ગાઢ નિદ્રા માણવી હોય, તો પથારીમાં તમારી સાથે સાફ અંતરાત્મા લઈને જાઓ. —બેન્જામિન ફ્રેંકલિન

# રાજકુમાર

'શિવપ્રકાશ'

સાગરતટ પર સુવર્ણરેણુનો મખમલી ગાલીચો પથરાઈ ગયો હતો અને સૂર્યના પ્રકાશમાં, તેજપુંજ બની, ઝળાહળાં પ્રકાશતો હતો. પોતાનાં નાનકડાં પગલાં પાડતો રાજકુમાર પાણીની કિનાર સુધી પહોંચી ગયો. સૂર્યના તાપથી તપેલી કિનારાની ગરમ રેતીની સરખામણીમાં, સમુદ્રજલનો શીતલ સ્પર્શ આહ્લાદક લાગ્યો. આયાનું ધ્યાન પોતાના તરફ નથી તેની ખાત્રી કરવા, એક ક્ષણ તેણે પાછળ જોયું. આયાએ કાંઠે બેઠાં, હાથ હલાવી, દૂર ન જવા સૂચના કરી. આયા ઉપરાંત મનહર પત્ની પણ રાજકુમારનું ધ્યાન રાખવા આવ્યો હતો, તેથી જો, આયા તેની સાથે વાતે વળગે તો પોતે દરિયામાં છૂ થઈ જાય. થોડે દૂર એક ડુબેલી નૌકાના અવશેષો સમુદ્રમાં ડોકિયું કરતા પડયા હતા ત્યાં જવાની રાજકુમારની ઈચ્છા હતી. ફરીથી તેણે પાછળ જોયું. આયા તથા પત્ની વાતો કરવામાં તલ્લીન હતાં.

"કેમ માજી, આજે ભારમાં છો ! બોલતા નથી !" પત્નીએ આયાને પૂછ્યું.

'ખબરદાર મને 'માજી' કહી તો ! મારૂં નામ કેસર છે, મને કેસર કહીને બોલાવવી, સમજ્યો !"

"ઠીક ચાલો, કેસરબાઈ, રાણીસાહેબના શા ખબર છે ? કંઈ નવીન બહાર પડયા ?"

"ભગવાન કરે અને દીકરો આવે તો સારૂં ! બિચારો રાજકુમાર–એનું કોણ ?"

હું તો કહું છું–દીકરો જ આવશે ! રાજાનો વારસદાર ! પછી તમારા કુમારનો ભાવ નહીં પૂછાય"

"આવી મશ્કરી હોતી હશે ? બિચારા જુવાનજોધ મા અને બાપ–ભવિષ્યનાં રાજા અને રાણી–એક સાથે મોટર અકસ્માતમાં મર્યાં અને એનો સાઠ વર્ષનો દાદો રખાત રાખીને બેઠો છે અને આ ઉંમરે દીકરો આવે–કેટલું વિચિત્ર ?"

"આમાં વિચિત્ર કંઈ નથી. દુનિયાનો ચાલુ શિરસ્તો છે ! દીકરી કરતાં દીકરો આવે તો સારૂં ને ?" પત્નીએ મશ્કરી ચાલુ રાખી કેસરે છણકો કર્યો.

"મને આવી વાત પસંદ નથી." અને રાજકુમાર યાદ આવતાં, તેણે જોયું કે તે પાણીમાં દૂર નીકળી ગયો છે ! તેણે બુમ પાડી :

"કુમાર, પાછા આવો ; ત્યાં પાણી ઊંડું છે !"

રાજકુમાર નૌકાસુધી પહોંચી ગયો હતો. તેણે ખડખડાટ હાસ્યથી જવાબ વાળ્યો. થોડીવારમાં વહાણનું પાટીયું પકડી, તે ઉપર પહોંચી ગયો – જાણે સ્ટીમરનું તૂતક હોય અને પોતે કેપ્ટન હોય એવું તેને લાગ્યું. વહાણની તૂટેલી કાચરમાં જોયું તો એક કરચલો બેઠો હતો. બન્ને એક બીજાને તાકી રહ્યાં. એટલીવારમાં વહાણની બીજી બાજુથી કાંઈક અવાજ થયો. હબસી જેવો લાગતો, પોતાની જ ઉંમરનો ખારવાનો છોકરો, તદ્દન નગ્ન હાલતમાં વહાણ ઉપર ચડતો હતો.

રાજકુમાર પહેલા તો ખચકાયો. પછી સ્હેજ સ્મિત સાથે આગંતુકને આવકારી, જાણે દોસ્તી હોય તેમ કહ્યું.

"અહીં જો - એક કરચલો ફસાયો છે !" દરિયાલાલના પુત્રે આંગળાનો ઘોદો મારી, કરચલાને ખસેડવા પ્રયત્ન કર્યો. રાજકુમારે તરત વિરોધ કર્યો :

"અરે એમ નહીં કર; કદાચ તે મરી જાય !" બીજો બાળક ખડખડાટ હસી પડયો :

"કરચલો એમ સ્હેજે મરે નહીં, હોં કે !"

"મને તેની સાથે રમવું ગમે છે – જીવતો કરચલો એક રમકડા જેવો લાગે છે !"

"તમારે તેની સાથે ન રમાય. તમારે બીજાં કિંમતી ઘણાં રમકડાં – અને સાચાં રમકડાં હોય તેની સાથે રમવાનું!" [ગોરડું કહી પેલો નગ્ન બાળક દૂર ઊભો રહી ગયો.

"નહીં, નહીં – હું પણ ગરીબ છું – મને કરચલાની રમત બહુ ગમે છે!" રાજકુમારે ચાલુ રાખ્યું.

પેલો છોકરો વધુ દૂર ખસ્યો. કિનારે સ્નાન કરતાં બીજાં લોકો તરફ આંગળી ચીંધી તેણે કહ્યું :

"મને બધી ખબર છે! આ લોકો પાસેથી પણ મેં સાંભળ્યું છે. તમે રાજાના દીકરા છો. એક દિવસ તમે પણ રાજા થશો......"

"એવી વાતમાં મને મઝા નથી આવતી. ચાલો આપણે બંને આ વહાણ ઉપર રમીએ!"

"નહીં – નહીં – જુઓ કિનારેથી તમને બોલાવતા હોય તેવું લાગે છે!" એટલું બોલીને તેણે પાણીમાં કૂદકો માર્યો અને કિનારા તરફ જવા લાગ્યો. રાજકુમારે પણ તેમજ કર્યું. થોડીવારમાં બંને જણ કિનારે પહોંચી ગયા. પહોંચતા જ, પેલો છોકરો, ચિંથરેહાલ કપડાં પહેરી, તેમની સાની નજરમાંથી અદૃશ્ય થઇ ગયો! – રખે રાજકુમાર સાથે રમવા માટે શિક્ષા સહન કરવી પડે તો!

કિનારાની સુંવાળી રેતીમાં, રાજકુમારે લંબાવ્યું. આયાએ આખું શરીર લૂછી દીધું. સામે સમુદ્રનાં નીલ ભૂરાં પાણી સ્વચ્છ સૂર્યપ્રકાશમાં ચમકતાં હતાં, અને મોજાંની એકસરખી ચઢઉતર સપાટીથી વધુ મનોહર લાગતાં હતાં. દૂર ક્ષિતિજમાં, એક હોડી ચાલી જતી અને તેનું ધોળું સઢ, આકાશની વાદળી પાર્શ્વભૂમાં જુદું તરી આવતું હતું. તેના તરફ તાકીને, રાજકુમાર બોલી ઊઠયો :

"મારી પાસે કાગળ નથી – નહીંતર હું પણ આવી જ હોડી બનાવીને તરતી મૂકી દઉં!"

"જીવી પતંગિયા જેવી લાગે છે. નહીં!" આયાએ કહ્યું અને ઉમેર્યું : "હવેથી હું પણ તરતાં શીખી લઈશ અને આવતે વર્ષે, હું પણ તમારી સાથે ત્યાં હોડી સુધી આવી શકીશ."

"આવું તમે દરવખતે બોલો છો – ગયે વર્ષે પણ આવી જ વાત કરી હતી!" રાજકુમારે સચોટ રદિયો આપ્યો, 'અને અચાનક પોતાના હાથમાં રાખેલી વસ્તુ બતાવતાં કહ્યું :

"જુઓ, આ મારા હાથમાં શું છે?"

"અરે આ તો શંખ–છીપલું લાગે છે–ફેંકી દો, અંદર જીવડું હોય તો કરડી જાય!"

"નહીં, નહીં–આને તો હું મારી પાસે જ રાખીશ–કેટલો નાજુક શંખ છે–લીસો–ચકિચકિત, અને છ–સાત તો રંગ દેખાય છે!"

"દરિયાના પાણીમાં તો આવા અનેક હોય, અહીં એની કાંઇ જ કિંમત નથી!"

"મને આ બહુજ ગમે છે! તેની ઉપરની રંગ–ગૂંથણી કેટલી સરસ છે!"

આમ વાતો કરતાં, તેઓ થોડી વારે બંગલા પર પહોંચી ગયાં. સામેજ બીજી પરિચારિકા મળી. તેના ચહેરા ઉપર ઉદાસી છવાઈ હતી. તેણે બહુ જ ધીમેથી કહ્યું

"મારા સમાચાર છે. વૃદ્ધ રાજવીને પુત્રજન્મ!"

આયાની આંખમાં આંસુ આવી ગયાં, તે જોઇ પરિચારિકાએ આશ્વાસન આપ્યું.

"દીકરો આવ્યો તેથી શું? આ રાજકુમાર તેથી કાંઈ થોડો મરી જવાનો છે?"

તારી ભૂલ થાય છે, બહેન! હવે તો થાય તે ખરું!" આ બન્ને બાઇઓની ગંભીર મુખમુદ્રા તથા ન સમજાય તેવી વાતચીત સાંભળી, રાજકુમારે સહજ ભાવે પૂછ્યું :

"શી બાબત છે? મારા દાદાની તબિયત તો સારી છે ને?"

આયાને કહેવાનું મન થઇ આવ્યું કે તબિયત

છે એની જ મોકાણ છે. દેવના દીકરા જેવા પૌત્રને છોડી આ ઉંમરે રખાત રાખીને બેઠો છે, અને કોંકના સે બાપુ બાળકને, રખાનને વળગાડી, પુત્રજન્મ મનાવે છે—એવો દાદો મરી ગયો હોત તો પણ સારૂં હતું! તેણે સ્વસ્થાપૂર્વક કહ્યું:

"સૌની તબિયત સારી છે, રાજકુમાર! ચાલો હવે ભોજનનો સમય થઇ ગયો છે!"

ભોજન કરતી વખતે પણ રાજકુમારે પેલા લાંબા લીસા શંખને બાજુમાં જ રાખ્યો હતો.

શયનખંડમાં આયા તેને લઇ આવી. હવે રાજકુમારે સૂઇ જવું જોઇએ. સૂતાં પહેલાં હંમેશા આયા પ્રાર્થના બોલાવતી.

"મને રાજા થવાની લાયકાત અને બળ આપજે, પ્રભુ!" પરંતુ આજે આયાએ શબ્દો ફેરવી નાખ્યા: "રાજાને વફાદાર રહેતા મને પ્રેરણા આપજે!"

આ ફેરફારની રાજકુમાર ઉપર કાંઇજ અસર ન થઇ. અથવા કહો, એ ફેરફારનું મહત્ત્વ તેને કંઈ જ નહીં હોય. તેનો એક હાથ ઓશીકા નીચે હતો અને તેમાં કાંઇક લીસી વસ્તુ રાખી હતી તેનો સ્પર્શ તેનો આહ્લાદક લાગતો હતો. આયાને એ વાતની ખબર ન પડવી જોઇએ. તે એમ પણ કહે "આવા શંખલા, સૂતી વખતે પાસે ન રખાય; લાવો, સાચવું: સવારે આપીશ." અને તો એ આપી દેવો પડે. તેણે હાથ ઓશીકા નીચે જ રાખ્યો.

જાણે પોતાનો જ પુત્ર હોય, અને તેને વહાલ કરતી હોય, તેમ આયાએ, રાજકુમારને માથે હાથ ફેરવી, ચાદર ઓઢાડી, પ્રેમથી કહ્યું:

"હવે પોઢી જાઓ, મારા નાનકડા મહારાજા!" અને તે ઓરડામાંથી ચાલી ગઇ.

શાંતિ ચોતરફ વ્યાપી રહી. રાત્રિના ઘેરા અંધકારમાં સૃષ્ટિ નાની થતી ગઈ. બાળમાનસ પર આખા દિવસના પ્રસંગો ચિત્રપટની જેમ ઉપસવા લાગ્યા. સામે જ જાણે જળરાશિ ઘૂઘવે છે – થોડી દૂર પેલી ભાંગેલી નૌકા અર્ધડૂબેલી હાલતમાં પોતાની રાહ જોતી ઊભી છે – દરિયાલાલનો પેલો નગ્ન બાળક હાથ હલાવી પોતાને બોલાવી રહ્યો છે – આવું મીઠું આમંત્રણ – આયાની નજર ચૂકવીને પણ જવા જેવું ખરું! ઓ હા, એ પેલા બબૂચક પગી જોડે વાતે વળગી છે ત્યાં જ ઝંપલાવું! વાહ રે – સમુદ્રના તરંગોમાં તરવાની કેવી મઝા! આ આવી પેલી નૌકા! નાવિકપુત્ર હાથ લાંબો કરી, પોતાને ઉપર ખેંચી લે છે!

બંગલામાં હલચલ મચી ગઈ હતી તેની રાજકુમારને કશીજ પડી નહોતી. પરિચારિકાઓ અને નોકરોનું ટોળું ફાવે તેમ ટીકાઓ કરતું હતું. કોઇ રખાતને ધન્યવાદ આપતું, તો કોઇ રાજાની મુર્ખાઇ ઉપર હસતું હતું. પગીએ તો સૌના અટ્ટહાસ્ય વચ્ચે હળવી રમૂજ પણ કરી:

"આપણી કેસરબાઇને તો બહુજ ખોટું લાગ્યું છે! જાણે પંડનો દીકરો હોય, અને રાજપટ ચાલ્યું જતું હોય તેમ રોવા બેઠાં છે! રાજકુમારના માબાપ જીવતા હોત, તો પણ આટલું ખોટું તેમને ન લાગત!" બધાંજ ખડખડાટ હસી પડયા!

કેસરે પણ આ ટીકા સાંભળી. તેની આંખમાં આંસુ આવ્યાં. પોતે રાજકુમારની માતા ન હતી તેથી શું? તે દોડીને રાજકુમારના ખંડમાં ગઈ. નજીકથી જોયું.

રાજકુમાર મીઠી તંદ્રામાં સ્વસ્થપણે ઊંઘતો હતો. તેના મુખ ઉપર આછું હાસ્ય પથરાઇ ગયું હતું. તેનું સ્વપ્ન હજુ ચાલુ જ હતું.

વહાણ ઉપરથી ખારવાનો પેલો નગ્ન બાળક તથા પોતે સમુદ્રના નિર્મળ જળ તરફ તાકી રહ્યા છે. છોકરો કહે છે:

"જુઓ, કુમાર પેલી સોનેરી માછલી!"

રાજકુમાર ત્યાં જુએ છે તો એક હાથ નીચેજ, પેલી સોનેરી માછલી પાણીમાં આમથી તેમ, ત્વરાથી નાચતી-કૂદતી, જાણે કે પોતાની પાસેજ આવવા મથી રહી છે! તેણે માછલીને પક-

ડવા હાથ લાંબો કર્યો અને તેજ ક્ષણે હાથમાં પકડી રાખેલો શંખ, નીચે સરકી પડ્યો. વધુ ગાઢ નિદ્રાએ રાજકુમારની આંખોને ઘેરી લીધી, અને તે ઘસઘસાટ ઊંઘી ગયો.

કેસરે શંખ ઉપાડી લીધો. સ્નેહ નીતરતો હાથ રાજકુમારના માથા ઉપર ધીરેથી ફેરવતાં તે સ્વગત બબડી.

"દુનિયા કહે તેથી શું? રાજપાટની જેને કાંઈ પડી નથી–ખરો રાજકુમાર જ આ છે. હું શંખ તેને સવારે પાછો આપીશ!"

..........

# ગાડું અને ગાંધી

રસ્તા પરથી ગાડું જઈ રહ્યું છે. સામે આકરું ચઢાણ આવે છે. ઉપર ચઢવું છે અને બળદને ઉપર જવાઈની ઇચ્છા જ નથી. ગાડું જોખમમાં છે. બળદને ધોલવા પડે છે, જોર કરવું પડે છે. ગાડીવાળાએ સાવધાન રહેવું પડે છે.

રસ્તા પરથી ગાડું જઈ રહ્યું છે, સામે ઢાળ ઉતારવાનો આવે છે. બળદને જોરથી દોડવું છે. ઊથલી પડે એવું જોખમ છે. ગાડું જોખમમાં છે. બળદને સંયમમાં રાખવા પડે છે. ગાડાવાળાએ ખૂબ સાવધાન રહેવું પડે છે.

ગાડું રસ્તા પરથી જઈ રહ્યું છે. સીધો સપાટ રસ્તો છે. નથી ચઢાણ કે નથી ઉતરાણ, હવે ગાડું સલામત છે. હવે ગાડું જોખમમાં નથી. ગાડાવાળાને અત્યારે ઝોકું ખાઈ લેવું હોય તો ભલે ખાઈ લે. બળદ પોતાની મેળે હીંડે છે.

માણસને જ્યારે સુખનો મેરો થાય છે, એ છે ઉતરાણ. તે જીવન જોખમમાં હોય છે. ચારે બાજુ સુખભોગ છે. ઇન્દ્રિયો દોટમદોટ કરવા કૂદતી હોય છે...પણ સાવધાન! ઉતરાણ છે, એટલે બળદને રોકવા જોઈએ. ખૂબ સાવચેતી રાખવી જોઈએ.

માણસને દુઃખનો મેરો થાય છે. એ છે ચઢાણ. પગ આગળ વધવાની ના પાડે છે, મનની આગળ વધવાની હિંમત નથી ચાલતી. ઇંદ્રિયો તો કહીને ઊભી છે. આગળ વધની જ નથી. કેમકે સામે આફત છે. ચઢવાનું છે....પણ સાવધાન! ચઢાણ છે એટલે બળદના પૂછડાં મરડવાં પડશે. હિંમતથી આગળ વધવું જ પડશે.

સમાજની હાલત હમેશા આવી જ હોય છે કદી સુખ હોય તો કદી દુઃખ, કદી ઉન્નતિ હોય કે કદિ અવનતિ બધું સમાન હોય એવો તો ભાગ્યે જ થોડો સમો આવે છે. માટે સત્પુરુષોએ સુખ વખતે સંયમ શીખવ્યો અને દુઃખ વખતે ધીરજ ધરવા કહ્યું.

આવો આપત્તિમાંથી ઉગારનારો, દુઃખમાં હિંમત બાંધનારો, નિર્ભયતા શીખવનારો એક મહાન સંતપુરુષ મહાત્મા ગાંધીને રૂપે પરમેશ્વરે આપણી આગળ મોકલી આપ્યો. એણે આપણને જે કેળવણી આપી એ પ્રમાણે શું આજે આપણે ચાલીએ છીએ ખરા? આજનો દિવસ આ વિચાર કરી લેવાનો દિવસ છે. આજે દુનિયામાંથી જોખમ પરવાર્યાં નથી. હિંદુસ્તાન સંકટમાંથી પસાર થઈ રહ્યું છે. ક્યારે દુનિયામાં લડાઈ ફાટી નીકળે અને માનવ જાતિના વિનાશની ઘડી આવી જાય એ કોઈ કહી શકે એમ નથી. મોટા મોટાં શસ્ત્રાસ્ત્રો બનાવ્યાં છે. અને દુનિયામાં અનેક પ્રશ્નો, ઝઘડાઓ અને રકઝક ચાલી રહી છે. એ બધાનુ નિરાકરણ હિંસાથી થઈ નહીં શકે. —વિનોબાજી

# કોણ મુર્ખ

તુર્ગનેવ

એ ખરેખર એક મહાન મૂર્ખ હતો. ધન-સંપત્તિ બાપદાદાની હતી તેથી શાંતિથી અને આરામથી જીવન વીતાવી રહ્યો હતો.

લોકોથી આ કેમ સહન થાય! જાહેર રીતે તેને ગમાર, બુધ્ધુ અને મુર્ખનો સરદાર કહેવા લાગ્યાં. અને ધીમે ધીમે વાત પ્રસરતી તેને કાને આવી.

સાંભળતાં જ તેના દિલમાં ક્રોધ વ્યાપી ઊઠયો અને લોકોને પોતાની વિષેની માન્યતા બદલવાનો તેણે વિચાર કર્યો.

મગજને ખુબ કસીને તેણે એક યુક્તિ શોધી કાઢી. તેનો અમલ કરવા બનીઠનીને બહાર નીકળ્યો.

શહેરમાં સુંદર પ્રદર્શન ચાલતું હતું ત્યાં પહોંચ્યો. લોકો ચિત્રો અને ચિત્રકારના વખાણ કરતાં હતાં ત્યાં વચ્ચે આવી બોલી ઊઠયો: "અરે! તમને એટલી એ ખબર નથી કે આની ચિત્રકળા તો તદ્દન જૂની પદ્ધતિની છે. આ યુગ તો ક્યારનો ય આથમી ગયો. ચિત્રકળા વિષે કંઇ સમજો કે નહિ! તમે બધા કયા જમાનામાં વસી રહ્યા છો!"

આ સાંભળી લોકો જરા હેબતાઈ ગયા અને ભોંઠા પડી ગયા. અને આપસમાં કહેવા લાગ્યા. વાત તો સાચી છે. કળા જૂની ખરી! અને તે મૂર્ખની વાતમાં હા પૂરવા લાગ્યા.

ત્યાં એક બીજા માણસે રસ્તામાં એક પુસ્તકની વાત કાઢી તેની પ્રશંસા કરી તો તે મુર્ખ નિસાસો નાખતો બોલ્યો: "અરે મારા રામ! ખરેખર તમારે તમારી જાત પર શરમાવું જોઇએ. તે પુસ્તક તો તદ્દન નકામું છે. મને દુઃખ તો એ વાતનું થાય છે કે તમે કયા જમાનામાં વસો છો? એ પુસ્તક પરનું અવલોકન વાંચ્યું? તમે કઇ દુનિયામાં વસો છો?"

અને સાચે પેલા ભાઇએ શરમિંદા બની નીચું જોઇ ચાલવા માંડયું.

વળી રસ્તામાં આગળ ચાલતાં એક બીજા મિત્ર મળી ગયા અને મૂર્ખને કહ્યું: "તમારે પેલા ભાઇની ઓળખાણ રાખવી જોઇએ. ખૂબ સારો અને આગળ પડતો માણસ છે."

"ઓ મારા પ્રભુ!" મૂર્ખે વળી નિસાસો નાંખતા કહ્યું: "એ શ્રીમાન તો ગામનો ઉતાર છે. તેણે તો પોતાના કુટુંબ અને મિત્રોને પાયમાલ કરી નાખ્યા છે. શું તમે એ નથી જાણતા? તમે તે કયા યુગના વાસી છો? જો જો તેની મિત્રાચારી બાંધતા!"

અને સાચે પેલો મિત્ર મૂંઝાયો જ બની ગયો અને મૂર્ખની વાત સાચી માનીને તે શ્રીમાનની સંગત છોડવાનો નિશ્ચય કરી નાખ્યો.

આમ તે મૂર્ખ બધાની વાત કાપતો જ રહેતો અને કોઇની પણ પ્રશંસાને નિંદામાં ગરકાવી દેતો.

અને પછી બધા લોકો કહેવા લાગ્યા: "એ મિજાજનો કડેલો તો છે પણ શું તેનું જ્ઞાન! કેટલો તેના અભ્યાસ!"

ત્યાં કોઇક બોલી ઊઠયું. "સાચે જ તેની જીભ પર તો સરસ્વતીનો વાસ લાગે છે."

આમ લોકમતનો વાયરો ઊલટી દિશામાં વહેવા લાગ્યો અને તે મૂર્ખ ભાઇને એક પત્રના સંપાદકે પોતાના પત્રનો કલા-વિવેચક બનાવી દીધો.

અને પછી તો મૂર્ખ તો બધી દિશામાં બધા વિષયો પર એક જ ઢબે જરાય સંકોચ રાખ્યા વગર પોતાની આગવી શૈલીથી કટાક્ષો કરવા

માંડયા — અને આ રીતે લોકોની સમક્ષ સત્તાધીશો સામે વિરોધ જગાવી, પોતે જ સત્તાને સ્થાને બિરાજ્યો.

અને નવજુવાનો એના પડતા બોલને ઝીલતા, તેની સામે કશું બોલતા નહિ અને તેના પ્રત્યે પૂજ્ય ભાવની નજરે જોવા લાગ્યા.

અને કોની મજાલ છે કે હવે તેનો કોઈ વિરોધ કરી શકે! કદાચ જો તેની વાતનો કોઈ વિરોધ કરે તો તે જૂના જમાનામાં ખપતો!

આમ મૂર્ખ માણસ પણ નબળા પોચા મનોબળવાળા પર પોતાનું સામ્રાજ્ય જમાવી શકે છે.

*

# માબાપ શું ભૂલે છે?

"સામાન્ય માણસની સ્થિતિમાં સુધારો થવાથી તથા તેની આવકમાં વધારો થવાથી, માબાપોના પોતાનાં સંતાનો પ્રત્યેના વલણમાં મજબૂત ફેરફાર થઇ ગયો છે, એ વાતમાં લવલેશ શંકા કરાય તેમ નથી. તેઓમાંનાં ઘણાં ભૂલી જાય છે કે, કડક શિસ્ત, બહુ નજીવું ખીસાખર્ચ અને કઠણ પરિશ્રમે પોતાના નૈતિક તથા શારીરિક ઘડતરમાં કેવો અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેને બદલે તેઓ તો પોતાને જે નહોતું મળ્યું તે પોતાનાં છોકરાંઓને આપી દેવા અધીરાં બની જાય છે. તેઓ તેમને માટે વધુ સારાં કપડાં ખરીદે; તેમને મોટું ખીસાખર્ચ પૂરું પાડે છે; તેમને જુદી જુદી રમતગમતમાં ભાગ લેવાનું, સિનેમાઓ જોવાનું, ઉનાળાની છૂટીઓ માણવાનું તથા બીજું જે કંઇ કરવાથી જીવન સુખમય બને એ વધુ કરવાનું તેઓ શક્ય કરી આપે છે. છોકરાંઓને પહેલાં ઘરમાં વાળઝૂડ વગેરે નાનાંમોટાં કામકાજ કરવાં પડતાં તેમાંથી તેઓ તેમને મુક્ત કરી દે છે; એટલું જ નહીં પણ, કોઇ જાતના શારીરિક શ્રમવાળું કામકાજ—ખાસ કરીને તે પૈસા માટે કરાતું હોય તો—પોતાનો છોકરો કરે, એ વાત તેઓ હરગિજ પસંદ નથી કરતાં. જે ઉદ્યમને એક વખત જુવાનોમાં સદ્‌ગુણ તરીકે ઉત્તેજવામાં આવતો, તે ઉદ્યમને હવે જીવન માણવાના હકમાં આડખીલીરૂપ માનવામાં આવે છે!

"માબાપો તરફથી દાખવવામાં આવતી આ ઉદારતાએ, જે પેઢી ઉપર તે વરસાવવામાં આવે છે તેના ઘડતર ઉપર અનિષ્ટ અસર પહોંચાડી છે. પહેલાં જુવાનોને જે નાની નાની બક્ષિસો વધુ આજ્ઞાપાલક અને ઉદ્યમી બનાવવામાં પ્રેરણારૂપ બનતી, તેમની તો હવે કશી અસર જ રહી નથી. પહેલાં માબાપ તરફથી મહેરબાની અને ઉદારતા તરીકે જેની રાહ જોવાતી, તેની આજે છોકરાં તરફથી હક તરીકે માગણી કરવામાં આવે છે! અને માબાપની જે માયાળુતા અવારનવાર કામકાજ કરવાનું છોકરાં માટે અનાવશ્યક બનાવે છે, તેણે જુવાનિયાંઓમાં શારીરિક શ્રમ અને જાતમહેનત તરફ ચોખ્ખો અણગમો ઊભો છે."

—જ્યૉ એલિજા એડલો



# કોણ ચાંડાલ ! કોણ બ્રાહ્મણ !

કાળીદાસ મહારાજ

લોક કલ્યાણના હેતુથી પરીભ્રમણ કરતા, ભગવાન તથાગત શ્રાવસ્તી નગરીમાં ભીક્ષા અર્થે ગયા. હિંસામય યજ્ઞોનો હજુ લોપ થયો ન હતો. લોકોમાંથી ધર્મને સાચી રીતે ઓળખવાની દ્રષ્ટિ ન હતી તેવે વખતે ભગવાન જે ઘેર ભીક્ષા અર્થે ગયા તે ઘેર ભારદ્વાજ નામે બ્રાહ્મણ યજ્ઞનો અગ્નિ પ્રગટાવી બલી હોમતો હતો.

ભારદ્વાજે કાષાય વસ્ત્રધારી, કેશ રહિત ભગવાન તથાગતને જોતાં અવાજ કર્યો: "અરે ઓ ચાંડાલ ! અહીં યજ્ઞનું કાર્ય ચાલી રહ્યું છે ને શું ધસ્યો આવે છે. આ બ્રાહ્મણનુ ઘર છે."

મોં પર શરદના ચંદ્ર જેવી શીતળતા, આંખોમાં અમી તથા વાણીમા મધુરતા લાવી ભગવાન બોલ્યા: "હે ભાઇ ! ચાંડાલ શું અને ચાંડાલના ગુણધર્મ શું એ તમે જાણો છો ?"

પરમ શાંતિદાતા આ વાણી સાંભળી ભારદ્વાજે કહ્યું: "ના."

"તો સાંભળો કહું.

'જે માણસ ક્રોધી, દ્વેષી, પાપી, દંભી, કપટી તથા ખરાબ બુદ્ધિવાળો છે તે ચાંડાલ છે.'

'જે માણસ પ્રાણીની હિંસા કરે છે, જેને પ્રાણી પર દયા નથી, તેને ચાંડાલ જાણવો.'

'જે માણસ પોતાને અર્થે, બીજાને અર્થે, અને ધનને અર્થે ખોટું બોલે તેને ચાંડાલ જાણવો.'

'જે માણસ પરાઈ સ્રી પર કુદૃષ્ટિ કરે છે, તેને ચાંડાલ જાણવો.'

'જે ઘરડાં માવતરને પાળવાની શક્તિ છતાં પાળતો નથી તેને ચાંડાલ જાણવો.'

'જે પોતાની બડાઈ અને બીજાની અવજ્ઞા કરે છે, મિથ્યાભિમાનથી ભરેલ છે એને ચાંડાલ જાણવો.'

'જાતિએ (જન્મ)થી માણસ ચાંડાલ ન થાય, જાતિએ કરીને માણસ બ્રાહ્મણ ન થાય. કરણી પ્રમાણે માણસ ચાંડાલ થાય છે ને કરણી પ્રમાણે માણસ બ્રાહ્મણ થાય છે.'



વીણાના ઝંકાર સમી, મન બુદ્ધિને વશીભૂત કરનાર ભગવાનની વાણી સાંભળી ભારદ્વાજ બહાર આવ્યો અને બોલ્યો: "આપે જેમ ચાંડાલના લક્ષણ કહ્યા તેમ કૃપા કરી બ્રાહ્મણના લક્ષણ કહો."

આથી અનુગ્રહ કરી ભગવાન બોલ્યા:

'મન વચન કાયાથી જે નિષ્પાપ તથા સંયમી છે, એને હું બ્રાહ્મણ કહું છું.'

'જે નિર્ગ્રંથ અને આસક્તિ રહિત છે, એને હું બ્રાહ્મણ કહું છું.'

'જેનામાં સત્ય તથા ધર્મ છે. તેને જ પવિત્ર છે. અને તે જ બ્રાહ્મણ છે.'

'જે નષ્કિચન તથા નિર્લોભ છે, એને હું બ્રાહ્મણ કહું છું.'

'અપરાધી નહિ છતાં જે તિરસ્કાર, માર તથા બંધન સહન કરે છે, ક્ષમા જ જેની શક્તિ છે અને આ શક્તિ જ જેનું સૈન્ય છે તેને હું બ્રાહ્મણ કહું છું.'

'ક્ષમાવાન સત્પુરૂષ જે વિજય મેળવે છે તે ગમે એવી પ્રચંડ રાજસેના પણ નથી મેળવતી. ક્ષમા જેનું બળ–શક્તિ–સેના છે, તે બ્રાહ્મણ છે.

'પાણી કમળપત્ર ઉપર અને સરસવ સોયની અણી ઉપર ટેરે નહિ, તેમ જે વિષયવાસનાથી નિવૃત્ત છે, તેને હું બ્રાહ્મણ કહું છું.'

'જે જીવને હણે નહિ, તેને હું બ્રાહ્મણ કહું છું'

'વિરૂધ્ધનો પણ જે વિરોધ ન કરે, ધોકાપંથી સાથે પણ જે શાંત ભાવે વર્તે, લોભીઓની વચ્ચે જે નિર્લોભ રહે, એને હું બ્રાહ્મણ કહું છું.'

'જે સાચી, કોમળ, બોધક, તથા અમાર્મિક વાણી બોલે તેને હું બ્રહ્મણ કહું છું.'

આ દિવ્યતા ભરી વાણી સાંભળી ભારદ્વાજનો ક્રોધ તથા અહભાવ ઓસરી ગયો અને તથાગત પ્રત્યે બે હાથ જોડી બોલ્યો: "હે શ્રમણ શ્રેષ્ઠ! તમે જે કહ્યું તે જ સત્ય છે. તે જ સનાતન છે."

*

શ્રી. બ. ક. ઠાકોરને એક સંમેલનના મુખ્ય મહેમાન તરીકે નિમંત્રવામાં આવ્યા હતા.

સમેલન પૂરું થયું. સહુ વિખરાવા લાગ્યા. ત્યારે તેના વ્યવસ્થાપક ઠાકોર સાહેબને આપવાની રકમના વાઉચર પર સહી લેવા આવ્યા.

વાઉચરની રકમ વાંચી ઠાકોર સાહેબને આશ્ચર્ય થયું. પહેલેથી નક્કી કર્યા કરતાં તે આંકડો ઓછો હતો, તેથી ઠાકોર સાહેબે કઠોર થઇને કહ્યુ :

" આ પર હું સહી નથી કરી શકતો. "

તે સાંભળી પાસે ઊભેલા એક કવિએ આંખ ઉલાળી સૂચવ્યું :

" ઠાકોર સાહેબ સહી ન કરી શકતા હોય તો કંઈ વાંધો નહીં, અંગૂઠો પડાવી લો. અંગૂઠા–છાપ ચાલશે. "

આ માર્મિક ઉદ્ગારથી ઠાકોર સાહેબની હાજરીમાં સૌ ખડખડાટ તો ન હસી શક્યા. પણ કેટલાકે મો ફેરવીને તો કેટલાકે મૂછોમાંય મલકી લીધું.

*

આઈન્સ્ટાઇન ભારે ભૂલકકડ હતા.

મિત્રો તેમના આ સદ્ગુણથી પરિચિત હતા. તેથી તેમના ખિસ્સામાં ત્રણ ચશ્મા જોઈ એક મિત્રને આશ્ચર્ય થયું.

આઈન્સ્ટાઇન એક પછી એક ચશ્માને હાથમા લઇ હસતાં હસતાં બોલ્યા :

" આ દૂરની વસ્તુઓ જોવા માટે. "

" આ નજીકની ચીજો માટે."

" અને આ એ બનેને શોધવા માટે. "

–હરિભાઇ પટેલ

*

# સાચી માણસાઈ

ઓઘડદાસ ભા. પામાર

મોતીચંદ શેઠનો હરખ આજે ક્યાંય માતો નથી બોલે છે ત્યાં હસી પડાય છે. હરખમાંને હરખમાં ઘડીક ઘરમાં તો ઘડીક ઘરની ખડકીએ ઊભા રહી સહુની સાથે હસી ખુશીને વાતચીત કરે છે. અને હરખ કરવા આવનારને ઘરમાં પરાણે બેસાડીને ચા નાસ્તો કરાવે છે. ને તેની સાથે અરધા અરધા થઈને વાતચીત કરે છે.

આજે શેઠને ઘેર જાને જન્મારે પારણું બંધાણું અને વળી તેય દેવના છત્તર જેવો દીકરો આવ્યો તેથી સહુના હરખનો પાર નહોતો. આખી શેરીમાં અને સગાસંબંધીમાં શેઠની સુવાસેય સારી હતી, સહુના દુ:ખે દુઃખી ને સુખેસુખી થતાં હોવાથી શેરીના તેમજ સગાવહાલાં સહુ માણસો આજે શેઠને ઘેર દીકરો જન્મ્યો તે સાંભળીને હરખભર્યો આનંદ વ્યક્ત કરવા આવતા હતા. શેઠ સહુને રૂડીપેરે આવકારતા હતા, અને અછો અછો વાના કરતા હતા.

અને પછી તો સવા મહિના પછી ઓળી ઝોળી કરીને ફૈબાએય શત્રીજાતું નામ જીવણ રાખ્યું. છોકરો હાડેતો અને આંખે નાકે નમણો હતો. અને માબાપની લાડભરી સંભાળમાં ઉછરવા લાગ્યો. પાંચ વરસનો થયો ત્યારે નિશાળે બેસાડયો, જીવણ ભણવામાં પણ ઠીક ઠીક હતો, વળી સુશીલમાતાના સંસ્કારે વિનય, વિવેક, ધીરજ એવા બધા ગુણો પણ જીવણમાં આપોઆપ વિકસતા જતા હતા. જીવણ ૧૪થી૧૫ વરસનો થયો ત્યાં તો બાબાપે તેને શાળામાંથી ઉઠાડી લીધો અને પોતાની કરિયાણાની દુકાને જ બેસાડી દીધો.

જીવણને તો આગળ ભણવું હતું પણ તેના પિતાએ તેને સમજાવ્યો, "ભાઈ, અમે તો ખર્યું પાન કેંવાઈએ, આજ છીએ ને કાલ્ય નથી, આપણે રહ્યા વાણિયા વેપારી, આપણે બહુ ભણીને શું કરવું છે? વાંચતા લખતા આવડે એટલું બે ચોપડી ભણ્યા એટલે બસ. આપણે તો ભલો આપણો વેપાર ને હાટડી". આમ કહી, સમજાવીને દુકાનમાં પોતે પોતાની સાથે બેસાડી, જીવણને પલોટવા માંડયા. જીવણ પણ ડાહ્યો, સમજુ ને સંસ્કારી હોવાથી પિતા સાથે બહુ રકઝક ન કરી અને પિતા સાથે દુકાને બેસીને ધંધામાં કાળજીથી ધ્યાન રાખવા માંડયો.

બે ત્રણ વરસમાં તો જીવણ પાકો વેપારી થઈ ગયો. દુકાનનો બધો જ ભાર પોતે માથે લઈ લીધો અને તેના બાપુજીને હવે આરામ કરવા કહ્યું.

જુવાનજોધ જીવણ દુકાનનો વેપાર બહુ જ કુશળતાથી કરતો હતો- હવે તેના માબાપને એક ચિંતા હતી, તે જીવણના લગ્નની. અને એક દિવસ તો જીવણની માતાએ તેના બાપને જીવણના વેશવાળ માટે ખૂબ જ ભાર દઈને કહ્યું, "સાંભળ્યું? આ જીવણ હવે ૧૮, ૧૯ વરસનો થયો, આપણી જીંદગીનો હવે કેટલો ભરોસો? તેને હવે આપણે ક્યાંય સુશીલ કન્યા સાથે પરણાવી દેવો જોઈએ. ઘરમાં વહુ આવે, તો હું તો મારો ભાર હળવો કરીને શાંતિથી ભગવાનનું નામ લઉં. પછી તો આપણને બેયને નવ નિરાંત."

અને ગોતતા ગોતતા ભાવનગરમાંથી જ રૂપાળી, સુશીલ અને સંસ્કારી કુટુંબની એક

કન્યા મોતીચંદ શેઠને નજરમાં આવી ગઇ. શેઠાણીને પણ કન્યા ગમી ગઇ, લીલાવંતી નામ, રૂપે, ગુણે ને કામેકાજે સારી હોવાથી જીવણનું વેવિશાળ તેની સાથે જ નકકી કરી નાખ્યું, અને એજ વરસમાં મહા મહિનામાં લગ્ન ઉકેલી દીધા.

૨૦ વરસની જુવાન લીલી ઘરમાં આવી, ઘરનું બધું જ કામકાજ માથે ઉપાડી લીધું. રાંધવુંચીંધવું, વ્યવહાર બધી બાબતમાં લીલી નિપુણ થઇ ગઇ. શેઠશેઠાણીને તો નિરાંત થઇ ગઇ. સારા પગલાંની લીલી ઘરમાં આવી તેથી ધંધામાં પણ બરકત વધી તેમ સાસુસસરા લીલીના સહુને મોઢે વખાણ કરવા લાગ્યા.

વળી એક દોઢ વરસમાં જ લીલીને ભગવાને સારા દા'ડા દેખાડયા ત્યારે સાસુસસરાને ખૂબ જ આનંદ થયો. સાતમે મહિને રૂડીપેરે સીમંત કરીને લીલાવંતીને પ્રથમ સુવાવડ માટે પિયર મોકલી. લીલીને પૂરા માસે દીકરો આવીને વળી ગયો. સહુને ખૂબ જ દુઃખ થયું પણ ઈશ્વર-પાસે કોનો ઉપાય છે ? પણ આ પછી સુવાવડમાંથી જ લીલીની તબિયત બગડી, તેના મગજ ઉપર આની અસર થઈ, લીલી મગજ ગુમાવી બેઠી. તેને માનસિક રોગ લાગુ પડયો. માત્ર એકલી એકલી સૂનમુન બેસી રહે, ધીમે ધીમે બોલ્યા કરે, તો વળી કોઇવાર હસ્યા જ કરે. ખૂબ ખૂબ દવાદારૂ કર્યા, ત્યારે એકાદ વર્ષે કંઈક મગજ ઠેકાણે આવ્યું, એટલે મોતીચંદ શેઠ લીલીને પોતાને ઘેર તેડી લાવ્યા.

પેલાની લીલીમાં હવે થોડો ફેર પડી ગયો હતો. તે હવે થોડીક ટોકરી ને ધ્યાનબેરી થઇ ગઇ હતી, મગજ ઉપર થોડી થોડી અસર તો હતી જ. તેની સાસુ તેને કામકાજ ચીંધતા નહિ, તો તે બેસી રહેતી, ચીંધ્યા પ્રમાણે કામ કર્યા કરતી, પણ હૈયા ઉકલતથી કશું કામ કરતી નહિ, કે નો'તી જરીકેય હુશ. સૂનમૂન કામ કર્યા કરતી.

ત્યારપછી તો લીલીને બે સુવાવડો આવી અને તે બંને વખતે દીકરો દીકરી અવતરીને મરી ગયાં. અને પછી તો લીલી મગજનો કાબૂ પહેલાંની જેમ સાવ ખોઇ બેઠી. પહેલાંની જેમ જ સૂનમૂન બેસી રહે, ગણગણે ને હસ્યા કરે. ખૂબ ખૂબ દવાદારૂ કર્યાં પણ સારું થયું નહિ, તે નો'જ થયું.

આખો દિવસ લીલી બેઠી હોય ત્યાં બેસી રહે. જમવા બોલાવે તો મનમાં આવે તો ઊઠે નહિતો જવાબ જ ન દે. સાસુનેય બિચારીને જાતીજીંદગીએ વહુનું આવું દુઃખ દેખવાનું અને દાઝવાનું આવ્યું. ઘરડે ઘડપણ કામ બને ન બને પણ વહુને કદી ઉંચે સાદે ન બોલાવે, રાંધીચીંધીને સૌને ખવરાવે, વહુને પણ ફોસલાવી પટાવીને ખવરાવે પણ કોઇ દિ' તે ઉતાતાતા ન થાય.

આમને આમ બે વરસ ગયા ત્યારે મોતીચંદ શેઠે એક દિવસ જીવણને કહ્યું, "ભાઈ આવી સ્ત્રી પાછળ હવે જીંદગી ન વેડફાય, તું હા, પાડે તો હવે કયાંય બીજું કરીએ" જીવણ માત્ર નીચું જોઇ ગયો, કશુંય બોલ્યો નહિ, ઊઠીને દુકાને ચાલ્યો ગયો. મોતીચંદ શેઠ પણ સમજી ગયા કે આ કાંઈ માનશે નહિ.

લીલીની તબિયત સુધારા પર આવશે તેમ હવે લાગતું નહોતું. હવે તો તે બબે દિવસ કશુંય ખાતીપીતી નહિ, તેની સાસુથી પણ હવે તો ઘરનું કામ બનતું ન્હોતું, વળી રાંધવાવાળી ને કામવાળી બાઈ પોસાય તેમ નહોતું, તેથી ડોશી કામનો ઢસરડો કરીને સાંજે થાકી જતી. આ બધું બંને બાપ દીકરો જોતા, માને દીકરો કામમાં સવારસાંજ મદદ કરતો પણ અમુક કામ તો ડોશી દીકરાને ન

જ કરવા દેતી. આ બધું જોઈ મોતીચંદ શેઠે વળી એક દિવસ જીવણને અને તેની માને પાસે બેસાડીને વાત ઉચ્ચારી. "જો ભાઈ, તારી બાથી હવે કામ બનતું નથી, વળી કામવાળાનો ખરચ આપણને પોસાય તેમ નથી, એ બધું તો ઠીક પણ હવે વહુની તબિયત બીલકુલ સારી નહિ થાય, તેના માટે વૈદડોક્ટરોએ હાથ ખંખેરી નાખ્યા છે અને તો તારી જીંદગીનું લાગી આવે છે. જો તું માત્ર હા જ પાડે તો ક્યાંય સારું ઠેકાણું ગોતીને બીજું કરીએ. હવે આ તલમાં તેલ નથી, અને સ્ત્રી ગાંડી હોય તો સહુ બીજું ત્રીજુંય કરે છે. જોહ્યા નેમચંદ શેઠ, આટલી અવસ્થાએ એક ઉપર બીજી કયાં નથી લાવ્યા? ત્યારે તું, તો હજી નાનો બાળક છો ને આપણે લીલાવતીને પણ પહેલાની જેમ જ હથેળીમાં રાખશું તેથી તેને પણ દુઃખ નહિ પડે. વળી આ તારી બાના ઘડપણ સામે તો જો, એનેય જાતી જીંદગીએ કેટલા ઢસરડા કરવા પડે છે? કાંક તો વિચાર કર્ય, તારી આ મરડી જનેતાની તો સામુ જો?"

જીવણે આજે તો બરોબર પિતાના મોં સામે નજર નોંધી અને કૂટ દેતાક ને કહ્યું, "બાપુ ઇ' બધીય સાચી વાત, પણ જો હું જ ગાંડો થઇ ગયો હોત તો આ બાઈ તો મને ધણી તરીકે નીભાવતને? કે બીજે કયાંય ચાલી ગઈ હોત? તમે જ આનો ઉત્તર આપો, મારે તો ઇ' ગાંડી સોના જેવી છે." આટલું કહી જીવણ ઊભો થઈ ચાલ્યો ગયો. મા-બાપ ઊંડો નિસાસો નાખી એકબીજા સામે જોઈ ઊભા થઇ ગયા. અને પછી મોતીચંદ શેઠે આ વાત કોઇ દિ' ઉચ્ચારી નહિ.

લીલીને ચોથી સુવાવડે દીકરો જન્મ્યો. તે બચી ગયો, પણ લીલીની તબિયત તો એવી જ રહી. વૃદ્ધ માતાપિતાના લાલનપાલનથી દીકરો કિરણ મોટો થઇ ગયો. તે સાત-આઠ વર્ષનો થયો ત્યાં તો દાદા અને દાદી બન્નેએ થોડાં થોડાં સમયને અંતે મોટું ગામતરું કર્યું.

હવે તો જીવણના ઘરમાં કોઇ નહિ, દીકરો તો નિશાળે જાય ત્યારે લીલી ઘેર એકલી રહે તે જીવણને ન ગમ્યું, તેથી દુકાને આવે ત્યારે તેની પત્નીને પણ સાથે દુકાને તેડી લાવે. દુકાનમાં ગાદી પાથરીને એક બાજુ લીલીને બેસારે, તે જે માગે તે તેને રાંધાવે, ખવરાવે પીવરાવે. અને લીલી પણ દુકાનમાં કશુંય બોલ્યા સિવાય શાંતિથી બેસી રહે. ને સહુની સામે જોયાં કરે.

જીવણનો દીકરો પરણીને ઘેર વહુ લાવ્યો ત્યારે સસરા જીવણલાલે નવવધૂને પણ કહ્યું, "જો બાપુ, હવે આ તમારા સાસુની સારસંભાળ તમારે માથે છે, તેને દુભવશો નહિ." અને કિરણ અને તેની વહુ તેની માતાને રૂડી પેરે સાચવતા.

અત્યારે તો કિરણને ઘેર પણ બે ત્રણ બાળકો છે. લીલી હજીય કોઈ કોઈવાર બાપ દીકરાની સાથે દુકાને જઈને બેસે છે. જીવણલાલ અને કિરણ હજીય તેને શાંતિથી દુકાનમાં બેસાડે છે. વળી આજે તો ઊંડી વખારની તેની દુકાન ધમધોકાર ચાલે છે. જીવણલાલ તો માને છે કે આ બધીય લીલીવાડી આ બાઈના પરતાપે જ છે.

* × *

(શ્રીમતી અંબાબેન ચંદુલાલ ભટ્ટની પાસેથી સાંભળેલી વાત ઉપરથી.)

*

[પૃ. ૧૪૮ થી ચાલુ]
મુંબઇના એરણુરપરામાં ઘણાઓને શિવસેનાની વિઘાતક પ્રવૃત્તિથી સહન કરવું પડયું છે. તાજેતરમાં વળી બેરોજગારીના બહાના હેઠળ આ પ્રવૃત્તિને વિશેષ ઝોક આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે શ્રી. બાળ ઠાકરે આ સઘળી પ્રવૃત્તિના મૂળમાં પ્રેરણા આપી રહ્યા છે. તેઓ ત્રિવેદનો કરીને, નિર્દોષ હોવાનો ડોળ કરી રહ્યા છે. પરંતુ તાજો ઇતિહાસ એવો છે કે વિદેશોમાં તેમણે 'શિવસેના' વિષે પ્રચાર કરીને વિદેશીઓની દિલચસ્પી વધારી મૂકી છે. સવાલ એ છે કે થતા રોગને શરૂઆતમાં જ ડામી ન શકાય? જો આ બધી હકીકતનો પુરાવો હોય તો જવાબદાર વ્યક્તિને નશ્યત પહોંચાડવામાં શો વાંધો છે? અથવા આવાં તત્વોને ગિરફતાર કરવામાં શું નડતર આવે છે?

## ચા કેમ પીશો?

કર્મયોગી, રાજયોગી, જ્ઞાનયોગીની પેઠે હમણાં એક નવા યોગી ઇન્ગ્લેન્ડના રેનીગ્ગે ગામમાં ઝળકયા હતા. તેમનું ટૂંકું નામ શ્રી. માર્ક. તેમણે તાજેતરમાં એક સોફા પર શિર્ષાસને ઊભા રહી, ધડાકો ભરીને પાણી પી બતાવ્યું હતું. પછી ટટ્ટાર ઊભા રહી, એક કલાકમાં ૨૪ કપ ચા ગટગટાવી ગયા હતા. બ્રિટનની ચા કાઉન્સીલના આ ચા-યોગીએ સાડાપાંચ કલાકમાં ૮૧ કપ ચા પીને રેકર્ડ તોડયો છે અને ૧૦૦ કપ પીવાનો વિક્રમ આ માસમાં જ તોડવાના છે. એમ તો ભારતમાં લોકો ચા ખૂબ પીએ છે; ચાનો વપરાશ પણ ઘણો છે-ત્યાં સુધી કે ભારતની ખાનગી કંપનીઓમાં મૂડીનો રોકાણની દૃષ્ટિએ બ્રુકબોન્ડનો નંબર સૌથી પહેલો છે અને તાતાનું સામ્રાજ્ય પણ પછી આવે છે. કડક-મીઠી અને બહુ ઉકાળેલી ચા પીવા સિવાય આપણા ચા શોખીનો વિશેષ કરી બતાવતા નથી. નુકસાન ન કરે એવી ચા હોય તો સો કપ પીવામાં વાંધો નથી. કવિઓ અને લેખકોએ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. શા માટે એક જ બેઠકે, કાંઈ પણ આઘાપાછા વિના, કેવળ ચાના પ્યાલા ઉપર એક નવલકથા પૂરી ન થાય? પ્રકાશક ઓછા પૈસા આપે તો પણ ખોટ તો નહિ જ જાય!

## એકસ્પો-૬૭

કેનેડાએ રાષ્ટ્ર તરીકેની જન્મ શતાબ્દી એક વિશ્વમેળો યોજીને કરી. કેનેડાનો ઇતિહાસ પચરંગી છે, યુરોપના વસાહતીઓએ તે વસાવ્યું છે. પાટનગર મોન્ટ્રીઅલમા ૬૦ ટકા લોકો ફ્રેન્ચ ભાષા બોલે છે. અમેરિકાનું વર્ચસ્વ ઘણું છે. બ્રિટિશ અને ફ્રેન્ચ વસાહતીઓ સારી સંખ્યામાં છે. એક રાષ્ટ્ર તરીકે કેનેડાએ જીવવું હોય તો તેની આગવી સંસ્કૃતિ હોવી જોઈએ. અમેરિકાની શેહમાં રહેવાનું કેનેડિયનો પસંદ કરતા નથી. અને તેથી જ આ મેળો યોજવાની પાછળનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યના વિકાસનો ઉત્તરોત્તર ખ્યાલ આપીને, વિશ્વની ઉત્ક્રાંતિમાં મનુષ્યે, અને વિશ્વના વિકાસમા દરેક રાષ્ટ્રે શું હિસ્સો આપ્યો છે તે ખ્યાલ રંજનાર્થીઓને આપવાનો છે.

જે રાષ્ટ્રોએ આ મેળામાં ભાગ લીધો છે તેમની વચ્ચે એક તંદુરસ્ત હરીફાઇની ભાવનાએ અવનવા શિલ્પ વિધાન અને બુદ્ધિચાતુર્ય રજૂ કર્યા છે, અને ઇજનેરી વિદ્યામાં કોણ કોનાથી આગળ છે તે બતાવી આપ્યું છે. ફ્રાન્સ, રશિયા, અમેરિકા, ઇટલી, કેનેડા, બ્રિટન, ભારત, જપાન, આફ્રિકન રાજ્યો, ઓસ્ટ્રેલિયા, ડેન્માર્ક, ઝેકોસ્લોવેકિયા, એમ કઝનબંધ રાષ્ટ્રોની નિજી અસ્મિતાએ મેળાને ભારે વૈવિધ્ય અર્પ્યું છે. ભારતનો પેવેલિયન સારૂં આકર્ષણ જમાવી શકયો. તેના કારણમાં આપણે હાથકારીગરીની કળા અને પ્રાચીન મૂલ્યોને કુશળતાપુર્વક રજૂ કરવાની આવડત બતાવી હતી કેમ કે ટેકનોલોજી, વિજ્ઞાન અને ઇજનેરી બાબતોમાં પશ્ચિમની હરીફાઇ કરવાનું હાસ્યાસ્પદ બનત.

એકસ્પો-૬૭ને તૈયાર કરતાં, ત્રણ વર્ષથી વધુ સમય લાગ્યો હતો. પ્રેક્ષકોના ધસારાને પહોંચી વળવા એક ખૂબસૂરત રેલવે યોજના તૈયાર કરવામાં આવી હતી જે હવે મોન્ટ્રીઅલ શહેરને કાયમી

સંભારણા તરીકે રહેશે. અમને ડૉલરનું ખર્ચ થઇ ગયું. દરેક રાષ્ટ્રના પેવિલિયનોમાં અનેક વિભાગો, સિનેમાગૃહો, ભોજનાલયો, નાટ્યગૃહો ઇત્યાદિ હોવાથી કોઇપણ પ્રેક્ષક દિવસોના દિવસો ગાળ્યા સિવાય Expo-67ને સંપૂર્ણ નીરખ્યાનો સંતોષ લઇ શકે નહિ. અહીં આખી દુનિયા છે– દરેક રાષ્ટ્ર છે– દરેક સંસ્કૃતિ છે– અને દરેક ભાષા છે– મહાત્મા ગાંધીની સેવાગ્રામની ઝૂંપડી· ફ્રાન્સનું લુવ્ર છે–અમોના પેગોડા છે. દુનિયાના બહુ જ થોડા નસીબદાર લોક આ મેળો જોઇ શકશે –મોટા ભાગનાએ છાપામાં અહેવાલો વાંચીને તૃપ્તિ અનુભવવાની રહી. આવો મેળો યોજવો એ એક ભગીરથ કામ છે અને અમેરિકા જેવા ધનિક રાષ્ટ્રોને પણ માંડ પોસાય તેવી બાબત છે. કેનેડાએ આ મેળો યોજીને, શતાબ્દીનો ઉત્સવ રંગેચંગે ઉજવી બતાવ્યો.

## વો દિન........

મોંઘવારી ભથ્થાની ચૂકવણી માટે તાજે· તરમાં મોરારજીભાઇને બીજીવાર કસોટીએ ચડવું પડયું. પ્રથમવાર સુવર્ણ નિયંત્રણધારા વખતે તેમને અભૂતપૂર્વ વિરોધનો સામનો કરવો પડયો, તેનું પુનરાવર્તન થતું લાગ્યું. અવમૂલ્યન પછી દેશની આર્થિક સ્થિતિ ઉત્તરોત્તર બગડતી રહી છે. જીવન ધોરણના આંકને સ્થિર કરવા માટે નાણા· પ્રધાન અથાક પ્રયત્નો કરી રહ્યા છે. રાષ્ટ્રના પુનરુત્થાન કાર્યમાં પ્રજાના દરેક વર્ગે હિસ્સો આપવાનો હોય છે. ઘણીવાર આત્મભોગ પણ આપવાનો હોય છે. આ કિસ્સામાં તો ચૂકવણી આવતા માર્ચ માસમાં કર્મચારીઓના પ્રોવિડન્ટ ફંડમાં કરી આપવાનું વચન સરકારે આપ્યું હતું. જતાં રોકડ માટેનો દુરાગ્રહ નૈતિક દૃષ્ટિએ ટકી શકતો નથી. પણ એ દૃષ્ટિએ જ્વા બેસીએ તો ગુલામી તરફ ધસી જતી પ્રજાની આજની મનો· દશાને કેમ રોકી શકાય? લોકોના મત ઉપર ચૂંટાઇ આવેલા પ્રતિનિધિઓ મતદાતાને છેહ દઇ, પક્ષ પલટો કરે છે. ભાવો નીચા ન આવે તે માટે વેપારીઓ તેમજ બેફામ કેટલાક સંગ્રહખોરી કરે છે, જાણે કે સોનાના વંશજોને બેફામ આચરણ કરવાની છૂટ મળી હોય તેમ સમાજ જીવનના કોઇ તબક્કે કોઇ આચારસંહિતા રહી નથી. શું મોરારજીભાઇએ એવી આશા રાખી હતી કે કેન્દ્રના કર્મચારીઓના પુનર્મહથી પીડાતા નેતાઓ સામેથી એમ કહેશે–'તમારા ભાવનિયમ· નના પગલાં અમને મંજૂર છે–એટલું જ નહિ, અમે મોંઘવારીમાં ઘટાડો સ્વીકારવા તૈયાર છીએ – જો સમસ્ત પ્રજાનું કલ્યાણ તેથી થતું હોય તો!' હજુ પણ આવા દિવસની શકયતા મોરારજીભાઇને જ શા માટે જેમનો અંતરાત્મા દુભાય છે તે સહુ રાખી રહ્યા છે?

## આવતી કાલનું સ્વપ્ન

સૂચિત ગીરનાર રોપ-વે યોજના સૌરાષ્ટ્રનું એક જબરજસ્ત કામણગારું આકર્ષણ થઇ પડે તેમ છે. કારણ કે ભારતભરમાં તે એક નવીનતા છે અને સહેલાણીઓથી આ યાત્રાધામ કાયમને માટે ભરપૂર રહેવાનું. અત્યારે પરદેશીઓ સિંહ જેવા સાસણ આવે છે, તેમને પણ ઊંચો ગઢ ગિરનાર આકર્ષી શકશે. પછી તો ભારતના એક જોવા લાયક સ્થળમાં જૂનાગઢની ગણતરી થશે અને વધતાજતા ધસારાને પહોંચી વળવા શહેરની કાયાપલટ થશે પણ સાથે સાથે પર્વતમાળાનું ભાવિ પણ બદલાતું રહેશે. સંભવ છે કે આગળ જતાં, ભવિષ્યની પેઢીના સ્વપ્ન શિલ્પીઓ, ઉપર જવા માટે દાર્જિલીંગની પેઠે નાનકડી રેલવે યોજના પણ અમલમાં મૂકે અને ઠેરઠેર વિહાર· ધામો પણ સ્થપાય રાણકદેવી અને રાખેંગાર અને સિદ્ધરાજ દેશદેશાવરમાં જાણીતા થાય, અને ચોસલાને ચડાવનાર કોઇ પ્રતિભા પણ દેહ ધારણ કરે. અત્યારે માથે લાકડાના ભારા બાંધી ગુજારો કરતા કઠિયારાની વણઝારને બદલે મોટરગાડીમાં સરી જતા ધાનેકો દૃષ્ટિએ પડે. પણ આ બધું એવી પ્રજા માટે છે જેને પોતાનું સ્વપ્ન હોય અને સ્વપ્ન માટે જીવતી હોય. રોપ-વે કાંઇ ગળાફાંસો ખાવા માટે ઉપયોગમાં આવે નહિ.

# 'આવરણ'

'શિ.'

લેખક : શ્રી. રઘુવીર ચૌધરી

પ્રકાશક : આર. આર. શેઠની કું. મુંબઈ-૨

પાન ૨૫૧ રૂા. ૫.૨૫

'પૂર્વરાગ' તથા 'અમૃતા' પછીની શ્રી. રઘુવીર ચૌધરીની આ ત્રીજી નવલકથા છે. પ્રણયત્રિકોણ જેવી સામાન્ય વાતની આસપાસ વાર્તાનો વિષય ચકરાવો લે છે. રાત્રિના છેલ્લા પ્રહરના આછેરા ઉજાસ અને અંધકારમાં, પીઠ પાછળ પોતાના હાથમાં હાથ પકડીને, નળ સરોવરના દર્શનાશિલાપી નાયક સચીનને ઊભો રાખી, લેખકે જીવનનાં ઊંડાણનો નિર્દેશ પહેલા પાનાથી જ આપી દીધો છે, અને અગમ્ય જેવી વાતાવરણથી વિષયને ઉપાડયો છે. ઉષાના પ્રાકટ્યથી સંધ્યાના આથમતાં અજવાળાં સુધીની કાળમર્યાદામાં જ વાત પૂરી થાય છે છતાં લેખકે ભારે ખૂબીથી વ્યક્તિનાં જીવનપંથ વણી લેવા જેટલી નિરૂપણશક્તિ, વાર્તાલાપની ચાતુરી, શૈલીની નવીનતા તથા પાત્રોનાં સૂક્ષ્મતમ મનોવ્યાપાર વડે ૨૫૦ પાનની આ દીર્ઘકથાને એક આશ્ચર્યજનક કલાપ્રકાર બનાવ્યો છે.

વાત જેટલી સીધી તેટલી જ સાદી છે. સચીનને કોલેજકાળ દરમ્યાન માયા સાથે સ્નેહ, પ્રીત અને પ્રેમ થાય છે. તેને પિતા તરફથી વારસામાં અલૌકિક વસ્તુ મળી હોય છે—જીવનને 'એસ્થેટીક સેન્સ'થી જોવાની. માયા સાથે કાશ્મિરના પ્રવાસ દરમ્યાન એક વેળાના નૈતિક સ્ખલનથી તેનું સંવેદનશીલ માનસ ભારે આઘાત અનુભવે છે. તે એમ માને છે કે આવા આચરણની તેને શિક્ષા થવી જોઇએ અને પોતાની જાતને માયાથી અલિપ્ત રાખે છે, અને બંગાળી ચિત્રકાર સેન પાસેથી ગુરુજ્ઞાન મેળવી કલાની આરાધના કરે છે. ચાર વર્ષ બાદ, તેના ભાઇ નરેનને નળ સરોવર ઉપર નોકરી હોય છે ત્યાં આવી ચડે છે. અને અકસ્માત માયા તેના પતિ નંદન તેમજ ભાઈબહેનો રેખા, માલવ, અંકુશ સાથે આવી ચડે છે. નળ સરોવરનું પ્રકૃતિરમ્ય વાતાવરણ પહેલેથી છેલ્લે સુધી માનવ પાત્રોના ઊર્મિતંત્રને સહારો આપી રહે છે. વાર્તાના બુદ્ધિગમ્ય અને તર્કશુદ્ધ વાતાવરણને હળવું કરવા અંગ્રેસંગ. માલવ અને અંકુશ નોંધપાત્ર ફાળો આપી રહે છે અને સંવાદની ચમત્કૃતિ દીલહર બની રહે છે.

માયા અને સચીનની મુલાકાત એ જ કથાનું મધ્યબિંદુ છે. જો સચીન હા પાડે તો માયા, નંદનને સમજાવી, તેની સાથે જીવન જોડવા તૈયારી બતાવે છે. પરંતુ સચીન, ઊર્મિના પ્રબળ આવેગમાં ઘસડાવા છતાં અજબ સ્વસ્થતા દર્શાવે છે. જ્યારે નંદનને આખી પરિસ્થિતિ સમજાય છે, અને સચીન તથા માયાના માર્ગમાંથી ખસી જવા ઉધુક્ત થાય છે ત્યારે સચીન જ તેને ના પાડે છે. થોડાક ઉદાહરણો ઠીક બનશે.

'મારી સાથ રહેવું માયા માટે ફરજરૂપ બની જાય એમ હોય તો એના ભવિષ્યપર એવો ભાર લાદવાનું હું પસંદ ન કરું.'—નંદન

'કેમ કંઇ બોલ્યા નહિ?'

'પતિ પત્નીના પવિત્ર રહસ્યમાં ઇતરજનની સલાહને સ્થાન ન હોઇ શકે'.- સચીન

'તમે બોલ્યા એમાંથી કશો અર્થ તારવી શકતો નથી. તો તમારે શું એમ કહેવું છે કે તમારે અને માયાને કશો સંબંધ હતો જ નહિ?' —નંદન.

'તમે બહુ મુશ્કેલ પ્રશ્ન પૂછો છો, નંદન કુમાર! ચાર વર્ષ પછી હું આજે માયાને જોઉં

છું. જેને હું ઓળખતો હતો તે કન્યા હતી, કોઈની પત્ની ન હતી. હવે માયાદેવી આપનાં પત્ની છે. હું જે કમેળને ચાહતો હતો તે મારા સ્મરણમાં સુરક્ષિત છે—એજ મારી પ્રાપ્તિ છે.'

હવે જરા માયાનું પાત્ર જોઈએ. તેણે લાચારીથી નંદન સાથે લગ્ન કર્યું હોય છે—અને સચીનનાં કાંઈ જ સમાચાર ન મળ્યા ત્યારે, નંદન તેનો પૂર્વ ઇતિહાસ જાણવા ખૂબ પ્રયત્નો કરે છે ત્યારે કહે છે :

'મારે ય સ્મરણો છે, પણ હું એ તને કહેવાની નથી. કારણ કે એ મારી અંગત સંપત્તિ છે. મારા એ અંગત રહસ્યના કિનારા સુધી હું તને આવવા દેવાની નથી'.

'માયા, શું મને કહે. મારી સાથેય આમ?'

(સચીન માટે) 'એ નથી ગમતો એવું પણ નથી. તો આ જે ખૂંચ્યા કરે છે એ શું છે? કદાચ શરીર અને મનથી પર એવું કંઈક હશે જે સચીન પાસે જ રહી ગયું. સચીન જ નંદનનો વેશ લઈને આવ્યો હોત તો કેવું સારુ!'

આ વાર્તાનો પ્રણયત્રિકોણ સામાન્ય નથી પણ અસામાન્ય છે કેમકે ત્રણે પાત્રોની ખેલદીલી અને ભોગ આપવાની ત્રણેની તૈયારી ભારે વિષય પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે.

નંદન: 'તમારાં બન્નેનાં દર્દ મળીને આનંદમાં પરિણમતાં હોય તો એ આનંદ મારો પણ માનજો. માયા, તારો ખોવાઈ ગયેલા સચીનદાસ એ તારી સમક્ષ ઊભા છે. બે હાથ સંભાવ તો મળી શકે, એટલું જ વચ્ચે અંતર છે, એ અંતર દૂર થાઓ હું તમારો બન્નેનો શુભેચ્છક રહી શકીશ'

સચીન : 'અમારા સંબંધની ભૂમિકાએ હવે અમે પાછાં પહોંચી શકીએ નહીં. અને રચાઈ રહેલા સંબંધને તોડીને, વચ્ચે વિસ્તરેલાં ચાર વર્ષ પાર કરીને, પૂર્વનો કોઈક અભાવ સંતોષવા તમારા વિશ્વાસની માયા અવહેલના ન કરી શકે— હું માયાને ઓળખતો હોઉં તો હું સાચો પડીશ.'

ગુજરાતી સાહિત્યની આધુનિક નવલકથામાં ખાસ કરીને રઘુવીર ચૌધરી, ચંદ્રકાન્ત બક્ષી, મધુરાય અને મોહમ્મદ માંકડ પણ વિષયમાં અને ગૂંથાવટમાં પોતપોતાની પ્રતિભાનું મૌલિક પ્રદાન કરી શક્યા છે. ઇતર પ્રાંતોમાં બેધડક રજૂ કરી શકાય એવી આ સાહિત્ય સમૃદ્ધિ છે. ઘડીભર થાય કે 'આવરણ' જેવી બુદ્ધિગમ્ય નવલકથા વાંચીને માણી શકનાર વર્ગ આ ગણો ત્યાં કેટલો?

અને છતાં આ કથાની હળવી બાજુ પણ છે અને તે સચીનનો ભાઈ નરેન. બન્નેભાઈઓને પાસેપાસે મૂકીને, લેખકે ધ્રુવના બે છેડાને જાણે ભેગા કર્યા છે. નરેન ભુલકણો છે, ભોળો છે અને પટાવાળા અભેસંગ તેનું ગાડું સરસ રીતે ચલાવે છે. તેની પત્ની સુવાવડ માટે ગઈ હોય છે. માટે એ કહે છે :

'ના, હું એકલો રહેવામાં માનતો નથી. કારણ કે મારામાં એકલા રહેવાની શક્તિ નથી આ સરોવર છે, પંખીઓ છે, ઘાસ છે, આકાશ છે. એ બધાંને સાથે રાખું છું એટલે કે એ બધાંની સાથે રહું છું. મારી પત્ની પણ અહીં રહે છે—કમેણું થોડા સમયથી એ વેકેશન પર ગઈ છે—આઈ મીન——'

ગૌણપાત્રોમાં અભેસંગ પટાવાળો મોખરે રહે છે. તે ઘણો જ વફાદાર છે. આખું નળ સરોવર, અને તેની રજેરજ બાતમી, પાણીનું ઊંડાણ, ટાપુઓના વિસ્તાર, અંતર ઈત્યાદિનો તે જાણકાર છે. સચીન સાથેનો તેનો વર્તાવ અને રીતભાત કુશળતાથી આલેખાયાં છે. અંકુશ, માલતી અને રેખા પોતાની રીતે વાર્તાના કથનમાં હિસ્સો આપે છે.

નીતર્યાં નીર શાંત અને સ્વસ્થપણે વહી જતાં હોય એવી મનોહર સરિતાના દર્શને જેટલો આનંદ ચિત્તને થાય તેટલો આ કથાના સ્વસ્થ વાચનથી થાય છે. વચ્ચે વચ્ચે પ્રકૃતિનાં દૃશ્યો આહ્લાદ આપી જાય છે, અને ગુજરાતનું નળ સરોવર આ કથામાં જાણે એક ચિરસ્મરણીય પાત્ર બની રહે છે અને તેનાં મનોહર પક્ષીઓ પણ સાથ આપી રહે છે. શ્રી ચૌધરીએ વિષયને કલાત્મક ન્યાય આપી જાણ્યો છે અને ગુજરાતી નવલકથાની ક્ષિતિજને વિસ્તારી બનાવી છે.

# અમારાં પ્રકાશનો

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક, ઓક્ટોબર,–૧૯૯૭

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક, ઓક્ટોબર,–૧૯૬૭

# વૈષ્ણવજન

વર્ષ : ૧ ઓક્ટોબર : ૧૯૬૭ અંક : ૭

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

•

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, ટાંકું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૮ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

૨, રામકૃષ્ણનગર

રાજકોટ-૨

પ્રકાશક મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ

[illegible]

## ઉત્સાહની પરાકાષ્ઠા

**સ્વામીશ્રી ઈન્દ્રાનંદજી**

એક ફાંકડો તરવરિયો યુવાન યુનિવર્સિટીની એન્જિનીયરીંગની છેલ્લી પરીક્ષા પસાર કરીને નોકરીની શોધમાં ફાંફાં મારતો હતો.

ત્યાં ઉડતા સમાચાર સાંભળ્યા કે ફલાણા શહેરમાં ફલાણી કંપનીમાં એન્જિનિયરની જગા ખાલી છે.

સાંભળતાં જ યુવાન પત્ર ધૈલો નાખનારોહ ને ઉપડયો. પહોંચ્યો કંપનીમાં.

કંપનીના મેનેજરે કહ્યું : "જગા એક ખાલી છે પણ એન્જિનિયરની નહીં પણ ટાઇપીસ્ટની."

યુવાન બેધડક પણે ખૂબ આત્મશ્રદ્ધાના રણકારથી બોલ્યો : "કાંઈ વાંધો નહીં. એ કામ પણ કરી શકીશ."

યુવાનના વાક્ચાતુર્યથી અંજાઇ મેનેજરે કહ્યું : "તો તમારી નિમણૂક કરું છું. ત્રણ દિવસ પછી હાજર થઇ જજો."

અને નિયત દિવસે યુવાને પૂરા વિશ્વાસ સાથે પોતાનું કામ સંભાળી લીધું.

બે દિવસ પછી મેનેજર તપાસણી અંગે ઓફિસમાં ફરી રહ્યા હતા. ફરતાં ફરતાં યુવાનના ટેબલ પાસે આવ્યા. યુવાનની ટાઇપરાઇટર પર નાચતી આંગળીઓ જોઇ આશ્ચર્યસહ બોલ્યા : "અરે, તમે એન્જિનિયર છો કે ટાઈપીસ્ટ ! આટલી ટૂંકી મુદતમાં આટલું સરસ ટાઇપ કરતા આવડી ગયું ?"

"સાહેબ, હજુ પણ હું એન્જિનિયર છું અને રહીશ. પરંતુ સંજોગોવશાત મારે આ ટાઇપીસ્ટની નોકરી સ્વીકાર લેવી પડી છે. આપે મને બે ત્રણ દિવસની મુદત નોકરીમાં દાખલ થતાં પહેલાં આપેલી તે દરમિયાન ભાડેથી ટાઇપરાઇટર લાવ્યો, અને બસ.... દિવસ રાત મચી પડયો"

મેનેજરે યુવાનની પીઠ થાબડી.

આ મારા હિંદના યુવાનો !

આટલી ધગશ, તમન્ના અને આત્મશ્રદ્ધા આપણામાં છે ? આ કેળવવા જે યુવાન પછી અમેરિકાનો પ્રમુખ બન્યો તે હર્બર્ટ હુવરને યાદ કરો.

# પરિભ્રમણ

આશુતોષ

## વન્યપશુ સપ્તાહ

આજે તેર વર્ષોથી આ સપ્તાહ આપણે ઉજવીએ છીએ. વન, વનસ્પતિ અને વનેચર વિના મનુષ્યજાતને ચાલ્યું નથી. રામચંદ્રને ચૌદ વર્ષ વનમાં રહેવું પડેલું. આપણી વર્ણાશ્રમ વ્યવસ્થામાં છેલ્લે વનપ્રવેશ આવે છે; જો કે કોઈ ખરેખર વનમાં જતું નથી. ગૃહસ્થાશ્રમ કરીને માણસ વનમાં ચાલ્યો જાય તેમાં અજુગતું કાંઈ નથી. વાઘ, સિંહ કે વરુ તેને ફાડી નાખવાના નથી. વન્ય પશુઓને માનવી સાથે વેર નથી. સર્વદમન તો સિંહનું મોઢું ખોલીને, દાંત ગણવાની રમત ખેલતાં શીખી ગયો હતો. લવ અને કુશનો જન્મ સીતાજીને વનવાસ દરમ્યાન થયો હતો અને તેમણે જે વિદ્યા આશ્રમમાં રહીને પ્રાપ્ત કરી હતી તે આજે યુનિવર્સિટીઓ પણ આપી શકતી નથી. Wild life વન્યપશુ પ્રજાનું આગવું ભૂષણ છે એમ કહેવાય છે કે મનુષ્યના વસવાટની ભૂપૃષ્ઠનો ત્રીજો ભાગ જંગલોથી સમૃદ્ધ હોવો જોઈએ પરંતુ વસ્તીની જમીનમાં સતત વધારો થતો હોવાથી તેમજ ખેતી નીચે વધુ અને વધુ જમીન ફાળવવાની માગ હંમેશા રહેવાથી, જંગલોનો વિસ્તાર ક્રમશઃ સંકોચન પામતો જાય છે. લાકડા માટે વૃક્ષો કપાય છે; કોલસા માટે વૃક્ષો બાળવામાં આવે છે. કાગળ, દિવાસળી અને ઇમારતી લાકડાનો તો ઔદ્યોગિક ઉપયોગ હંમેશા રહે છે. એટલે વન્ય પશુઓના આવાસ સમું આ રહેઠાણ નષ્ટ પામતા, પશુઓની કેટલીક ઓલાદ નષ્ટપ્રાયઃ બની છે. શિકાર તેમજ ચામડા અને હાડકાના વ્યાપારી વધારાથી પણ કેટલાક પ્રાણીઓનો અવિચારી નાશ થતો રહ્યો છે. માંસાહારી લોકોની જીભના સ્વાદને સંતોષવા પશુપંખીની અમુક જાતો અલ્પ બની છે. આસામનો એકશૃંગી ગેંડો બહુ દુર્લભ છે; હરણ અને સાબરની વસતિ પાંખી થતી રહી છે; હિમાલયનું રીંછ ક્વચિત્ દેખા દે છે; સિંહ માટે હવે એ જ કે ધ્યાન અપાય છે. વાંદરાની તો આપણે નિકાસ કરી શકીએ છીએ અને ગજરાજ માટે ભીતિ સેવવાનું કારણ નથી. ખરી રીતે ભારત જેવડા વિશાળ દેશ માટે, જ્યાં જુદા જુદા પ્રદેશોમાં જુદા જુદા હવામાન પ્રવર્તે છે, અને જંગલોના વિસ્તાર લગભગ દરેક રાજ્યને હિસ્સે આવે છે ત્યાં એક મધ્યવર્તી સંચાલન જરૂરી લાગે છે. આને માટે ખાસ અલગ પ્રધાન અથવા અલગ ખાતું પણ હોઈ શકે તો જ ગુજરાતના પાટનગર જેવી 'બાલવાટિકા' અથવા 'વન વાટિકા' દરેક રાજ્યમાં અને દરેક વનવિસ્તારમાં રચી શકાય. ગિરના સિંહ પ્રવાસીઓને જેમ આકર્ષી શકે છે તેવી જ રીતે આવી Sanctuary ચૌદે રાજ્યોમાં હોય તો પ્રધાનનું ખર્ચ માથે નહિ પડે એટલું જ નહિ વનસંપત્તિ વડે આવકના સાધનો ઊભા કરવાનું પણ વિચારી શકાય

## મહાયાત્રા

વડાપ્રધાનની ગુજરાતની આ વખતની મુલાકાત તેમને માટે ઉપયોગી નીવડી તેમ ગુજરાતની પ્રજાને માટે પણ જ્ઞાનવર્ધક બની તેમ કહી શકાય. સામાન્ય રીતે વડા પ્રધાન મોટાં શહેરોની મુલાકાત લઈ ચાલ્યા જાય છે પણ આ વખતે કંડલા, મીઠાપુર, દ્વારકા, પોરબંદર, રાજકોટ, પારડી જેવા ગામોને તેમની મુલાકાતનો લાભ મળ્યો. તેનાથી મધ્યવિસ્તારમાં નવી હવા ઊભી થઈ. કંડલા જેવા મહા બંદરનો વિકાસ જે ગતિથી થવો જોઈએ તે નથી થતો તે વડાપ્રધાનના ધ્યાન ઉપર આવ્યું; બીજી બાજુ તાતાએ રાસાયણિક ખાતરના કારખાનાની એ જગ્યા રશિયાની યોજના તેમને સમજાવી તેમાં ખાનગી ક્ષેત્રની તાકાતનું દર્શન રહેલું હતું. દ્વારકાના પંડાઓએ જ્યારે તેમને સ્વરૂપરાણીની ૪૦ વર્ષ પૂર્વેની મુલાકાતની નોંધ ચોપડામાં બતાવી હશે ત્યારે વડાપ્રધાનના હૃદય-

મંત્રી પણ એમાં આંગળા ચાલી ગયા હશે! અને ધરાર નહેરુ કુટુંબના ગોર થઇને પંડાજીએ દક્ષિણા ખિસ્સામાં સેરવી દીધી હશે! કેટલીક વાતો ઇન્દિરાજીએ પણ અસરકારક રીતે કહી. જેમ કે દેશમાં જે પ્રગતિ થઇ રહી છે તેનો સાચો ખ્યાલ છાપાંઓના અહેવાલ વાંચવાથી આવતો નથી. તેવી જ રીતે પચીસ કરોડ લોકોની સ્નુહયાત્રાની વાત પણ વચ્ચે મૂકી દીધી, કે યાત્રામાં તો મુશ્કેલીઓ અને અગવડો વેઠીને પણ આગળ જવાનું હોય છે. ભારતની પ્રજાએ મહાપ્રસ્થાન તો વીસ વર્ષ પૂર્વે શરૂ કર્યું છે, અને હવે તેનો અંત ક્યારે આવે તેની સૌ ઉત્કંઠાપૂર્વક રાહ જોઇ રહ્યા છે. શ્રદ્ધા એ મોટું બળ છે. સરકાર તો જ સફળ કહેવાય જે તે પ્રજામાં શ્રદ્ધા જાગૃત કરી શકે.

## યોગેશ્વર બીટલ્સ

ગીતાજીના અઢારમા અધ્યાયનો છેલ્લો શ્લોક કહે છે કે "યત્ર યોગેશ્વર: કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધર:" ત્યાં શ્રી અને વિજય નિશ્ચિત છે. ભારતવાસીઓને આમાં શ્રદ્ધા હોય કે ન હોય પણ લંડનના ચાર બીટલ્સોએ (ગુ૦– સંગીતભ્રમરો?) મહેશ યોગીનું શરણ શોધ્યું છે અને ઋષીકેશમાં આવીને યોગવિદ્યા શીખવાની ઇચ્છા દર્શાવી છે. સંગીતની પાછળ જીવનની ન્યોચ્છાવરી કરનારા આ ગીત–બિરાદરો આધુનિક ખ્યાલોથી પીડાતા નથી તેમ જૂનાં મૂલ્યોને ધિક્કારતા નથી. તેમનો મિજાજ પરિવર્તનશીલ છે. જ્યાંથી નવું જાણવા મળે ત્યાં દોડી જવા તેઓ હંમેશા કુતૂહલ રાખે છે. તેમની સંખ્યા માત્ર ચારની છે પણ તેમનો અનુયાયી વર્ગ વિસ્તરે તેવી દરેક શક્યતા છે. ભારતમાં તેઓ આવી વસે તો ઘણા શિષ્યો તેમને મળી રહેશે. એવો દિવસ પણ આવે જ્યારે યોગની પરમ સાધના પામી પોતાની જાતને યોગેશ્વરમાં ખપાવે.

## કુટુંબ નિયોજન

કૂદકે–ભૂસકે વધાતા વસતિવધારાથી સરકારની મૂંઝવણ દરેક રીતે વધી ગઇ છે. બીજી તરફ અનાજનું સ્વાવલંબન દૂર રહ્યું છે, અને આકાશી દયા ઉપર આધારિત રહ્યું છે. શક્ય તેટલા ઉપાયો ડૉ. ચંદ્રશેખર અજમાવી રહ્યા છે. શસ્ત્રક્રિયા અને આંકડી મૂકાવવાની શિબિરો તો ચાલુ જ છે. રેડિયો ઉપર અને અન્યથા સેમિનાર યોજીને તેમજ સામયિકોએ પૂર્તિ કાઢીને હમણાં જ આ પ્રચારને વેગ આપ્યો. હવે તો ઠેરઠેર પોસ્ટરો મૂકાઇ ગયા છે, અને બે બાળકોથી વિશેષ અપેક્ષા કોઇ ન રાખે તેવું દર્શાવવા જોરદાર પ્રયત્નો ચાલે છે. આ ઉપરાંત મોઢેથી લઈ શકાય તેવી ગોળીઓની શોધ અને પ્રયોગો ચાલુ જ છે. એક એવું સૂચન થઇ રહ્યું છે કે લગ્નની ઉંમર વધારી દેવી. સ્ત્રી માટે ૧૮ થી ૨૦ રખાય અને પુરુષ માટે ૨૫ ઉમર રખાય તો કોઇ અનિષ્ટ કાલવાનું નથી. તે જ યોગ્ય ઉમર છે. નાની વયના લગ્નોથી જે ઉલ્કાપાત મચે છે તે સમજદારીની વયમાં ઓછા થશે. ઘણા કિસ્સાઓમાં માતાપિતા બનતા સ્ત્રી–પુરુષો નાની વયને કારણે બાળઉછેરની લાયકાતોથી વંચિત તો હોય છે પણ કમાણીનું સાધન પણ હજુ હાથવગું હોતું નથી અને સમાજ ઉપર પોતાનો ભાર લાદે છે.

આવી વિકટ પરિસ્થિતિમાં જ્યાં સુધી કડકપણે કોઇ વિકલ્પ ન અમલી બને અને બધું જ વ્યક્તિઓની ઇચ્છા ઉપર છોડી દેવામાં આવે તો આવતી કાલનું ચિત્ર કદરૂપું જ રહેવાનું. લોકશાહીની નિર્બળતાનો ચેપ આ પ્રશ્નને ન લાગે તેવી રીતે, દૃઢતાથી અને મજબૂત પકડથી રાષ્ટ્રીય ધોરણે જ તેને હલ કરવાનો રહ્યો. ઊછરતી પેઢી માટે અભ્યાસક્રમમાં આ વાતને સ્થાન આપવું જોઇએ જેથી આવતીકાલના માબાપો એટલા સુશિક્ષિત અને તૈયાર હોય કે તેમને શસ્ત્રક્રિયા અથવા આંકડીની જરૂર ન રહે હવે પ્રશ્ન રહ્યો પરિણીત અઢારોનો. તેમને શોધી શોધીને વંધ્યીકરણની દિશામાં લઇ જવાના રહ્યા. નોકરી માટેની લાયકાતોમાં પણ જેમ વયમર્યાદા નાખી હોય છે તેમ કુંવારાપણું મૂકી શકાય; પગાર વધારા માટે કુટુંબમાં વધારો નહિ કરતા નોકરીયાતોને Incentive (લાલચ?)

અપાય તો પણ મોંઘું નહિ પડે. કુટુંબ નિયોજનનો પ્રશ્ન એ માનસ કેળવવાનો પ્રશ્ન છે અને તેથી જ સ્ત્રીપુરુષોનું વર્ગીકરણ કરીને, જેવો દરદી તેવો ઉપચાર કરવો રહ્યો.

## ચીભડાનો ચોર

ચીભડાના ચોરને ફાંસીની સજા ન હોય તેમ ન્યાયશાસ્ત્ર કહે છે. સૌરાષ્ટ્રના એક ગામના ન્યાત-પટેલે તાજેતરમાં ન્યાયાધીશ તરીકે અપરાધીને કેટલી શિક્ષા કરવી તેનો વિક્રમ સ્થાપીને સુપ્રિમ કોર્ટને માટે પણ દાખલો બેસાડ્યો છે. ન્યાય મોંઘો છે એવી બૂમ ઘણા પાડે છે અને સોંઘો કરવાની દલીલો કરે છે. વકીલોની ફી પણ તેમની ખ્યાતિ પ્રમાણે હોય છે. એક ગરીબ વિધવાના એક કીલો પેંડા ખાઇ જનાર અપરાધીને મુખી પાસે રજૂ કરવામાં આવ્યો ત્યારે એક હજાર રૂપિયા દંડ કર્યો અને આવી આકરી શિક્ષા ન કરવાની સલાહ દેનાર તેના ભાઇઓને બસો રૂપિયા ફટકાર્યા. નાત પટેલ ઉપર કોઇ કોર્ટ કે બીજો પટેલ હોતો નથી. એટલે આ દંડની વસૂલાત નક્કર હકીકત બની ચૂકી. આજે તો ખુન કેસમાં આરોપી છૂટી જાય છે અને તેના તરફથી કયા ધારાશાસ્ત્રી ઊભા હતા તેનું નામ છાપામાં ધજાગરાની પેઠે ચમકે છે! આમાં સવાલ તો એક કીલો પેંડા અથવા દસ રૂપિયાનો હતો. ધાર્યું હોત તો દસ ગણી શિક્ષા કરીને, સો રૂપિયાનો દંડ કર્યો હોત તો પણ ચાલત. પણ ન્યાયમૂર્તિના સ્વાંગમાં બેઠેલ નાતના મુખીની બુદ્ધિમતા માટે સૌને માન થાય તેવું છે એક ગરીબ વિધવા, જેનું કોઇ નથી, અને એક કીલો પેંડા જેની સમસ્ત મિલકત છે, તેની નિરાધાર બાઇની લાગણીને જે દુઃખ થયું અને આઘાત પહોંચ્યો તેનું માપ પણ કાઢવું જોઇએ.

આ બનાવો ઘણું ઘણું ચીંધી જાય છે. સામાન્ય રીતે વાદી અને પ્રતિવાદી વતી કોર્ટમાં વકીલો જ દલીલબાજી કરતા હોય છે. શા માટે નામદાર ન્યાયમૂર્તિ સીધી રીતે પક્ષોને જ સાંભળી ન્યાયનો માર્ગ પસંદ ન કરે? જો એક નાતનો પટેલ એવો દાખલો બેસાડી શકે કે ચોરાઉ પેંડા ચોરવા સહેલા નથી તો બેફામ ખુનામરકીના આ જમાનામાં ન્યાયાલયો નાહક શબ્દોની માયાજાળમાં ગૂંચવાઇ માત્ર વકીલોનું મહત્ત્વ વધારવાની કામગીરી બજાવે છે તેને બદલે કડક બોધપાઠ અને અલ્લાઉદ્દીન ખીલજી જેવો શિક્ષાત્મક ન્યાય આપે તો ? 'મી લોર્ડ' પાસે અવશ્ય માથું નમે છે પણ સૌરાષ્ટ્રના નાતપટેલને લાખલાખ સલામ છે!

## નાળિયેરીનું વાવેતર

ગુજરાત અને સૌરાષ્ટ્રને પ્રભુકૃપાથી વિશાળ સાગરકાંઠો મળ્યો છે પરંતુ કમનસીબે જેટલો લાભ તેનો મળવો જોઇએ તેટલો મળતો નથી. કેરળમાં સમુદ્રકાંઠે નાળિયેરનું વાવેતર એટલા પ્રમાણમાં થાય છે અને નાળિયેર તેમજ આડપેદાશમાંથી વળતર પણ એટલું મળે છે કે તે રાજ્યની સમૃદ્ધિમાં તેનો હિસ્સો ગણનાપાત્ર બની રહ્યો છે. સૌરાષ્ટ્રમાં પ્રભાસકાંઠે, મહુવા પાસે અન્યત્ર નાળિયેર ઉછેર-પ્રયાસો થઇ રહ્યા છે. નાળિયેર એક કિંમતી ફળ છે. તેના રેસા, કોચલું તેમજ કોપરું દરેક ભાગની ઔદ્યોગિક કિંમત છે. લીલા નાળિયેરનો પાણી પીવા માટે ઉપયોગ થાય છે અને મોટા પ્રમાણમાં કાચા નાળિયેર તોડી લેવાય છે તે હવે અટકવું જોઇએ, સિવાય કે દરદીઓને જરૂર હોય અને તે સગવડ લબ્ધ કરી દેવી જોઇએ. જેમ નારંગી-મુસંબી કોઇ શોખ ખાતર લેતું નથી (શ્રીમંતોને બાદ કરતાં) તેવું જ લીલા નાળિયેરનું થવું જોઇએ. મુંબઇમાં ચોપાટી ઉપર દરરોજ કેટલાં નાળિયેર ખપતાં હશે ? ગુજરાત સૌરાષ્ટ્રના કાંઠા ઉપર નાળિયેરીનાં ઝૂંડ જો દેખા દે તો આ રાજ્યની સમૃદ્ધિમાં ગણનાપાત્ર વધારો થાય; કોપરાની નિકાસ થાય; અને રેસાઓમાંથી ગૃહઉદ્યોગ નિર્માણ થાય. પ્રભાસનો દરિયાકાંઠો આજે દક્ષિણામણો લાગે છે કેમકે તેમને માટે, આજથી બે દાયકાનો પુરુષાર્થ, મૂળમાં રહેલો છે.

[ અનુસંધાન પાન ૨૦૬ પર ]

# કુળની ટેક નહીં છોડું

સ્વામીશ્રી સેવાનંદજી

એક ચાતક પંખી હતું. તે તેની મા સાથે એક વૃક્ષ પર રહે. આપણે જાણીએ છીએ કે ચાતક પંખી વરસાદનું વરસતું પાણી જ પીએ. તરસ લાગે છતાંય નદી–નાળાં કે કૂવા-તળાવનું પાણી ન પીએ.

ઘણાં ઘણાં વર્ષ જૂની આ વાત છે. તડકાં ખૂબ પડતા હતા. વરસાદની સહુ રાહ જોતા હતા. અષાઢ મહિનાનો પહેલો દિવસ થયો તોયે વરસાદની કાંઈ નિશાની આકાશમાં ન દેખાણી. પેલું ચાતક બચ્ચું તરસથી અકળાવા લાગ્યું. તેને ખૂબ તરસ લાગી હતી. તેનાથી તરસ્યા રહેવાતું નહોતું. તેથી મા તરફ દયામણે ચહેરે બોલ્યું :

"મા, મારે પાણી પીવું છે, ખૂબ તરસ લાગી છે હવે મારાથી રહેવાતું નથી"

માએ ખૂબ જ શાંતિથી આકાશ તરફ મીંટ માંડીને કહ્યું:

"બેટા, આકાશમાંથી હમણાં જ પાણી ટપકશે તે પાણી તું પીજે."

બાળક એ તો બાળક. તેનું ગળું પાણી વગર સુકાવા લાગ્યું. તરડાતે અવાજે બોલ્યું :

"મા, તો તો હું મરી જઈશ. શું આ સામે ખાબોચિયામાં ને તળાવમાં પાણી છે તે ન પીવાય !"

માએ કંપતે સ્વરે કહ્યું : 'બેટા! રઘુકુળ રીત સદા ચલી આઈ. આપણા કોઈ પૂર્વજોએ વરસાદના પાણી સિવાય બીજું પાણી પીધું નથી. અને પીવાય પણ નહિ ભલે મરી જવાય. આપણાથી આપણા કુળની રીત ન છોડાય."

ચાતક બચ્ચું ગુસ્સાથી બોલ્યું : "તો શું મારે તરસે મરી જવું એમને ! તારે ન પીવું હોય તો ન પીતી. પણ અમે નવા જમાનાના જુવાનીઆ, તરસે મરવા માગતા નથી. હા આ ખાબોચિયાનું કે તળાવનું ગંદું પાણી પીવાની ના પાડે તો નહિ પીઉં પણ ગંગાજીનું પવિત્ર પાણી પીવામાં શો વાંધો ! તે તો પી શકું ને ?"

મા નારાજીથી બોલી : "જો તું માનવાનો જ ન હોય તો ગંગાજીનું પાણી પી."

અને બચ્ચું ખુશખુશાલ થતું ઊડયું. ગંગાજી તો દૂર હતાં. બપોર થઈ, સાંજ પડી, ને રાત આવી. ત્યાં એક નાનકડું ગામ આવ્યું. તે ગામના એક ઘરનાં ફળિયામાં પીપળાનું ઝાડ હતું. તેના પર રાત વીતાવવાનું નક્કી કર્યું.

ઝાડની નીચે એક ભાંગ્યો તૂટ્યો ખાટલો હતો, તેમાં એક જર્જરિત ડોસો સૂતો હતો. તે જિંદગીની છેલ્લી ઘડી ગણી રહ્યો હતો. અંધારું વધુ ઘેરું થતું જતું હતું. છતાં તેનો દીકરો મજૂરીએથી પાછો ઘરે આવ્યો નહોતો.

દીકરો ખૂબ મોડો આવ્યો ત્યારે ડોસાએ પૂછ્યું : "બેટા! કેમ મોડું થયું?"

દીકરાએ ખાટલાની એક કોરે સાચવીને બેસતાં કહ્યું : "બાપા, રોજ તનતોડ મહેનત કરું છું પણ દવા સારું પૈસા બચતા નથી. આજે શેઠની પાસે થોડા પૈસા માગ્યા. પણ ન આપ્યા. નિરાશ થઈ આવતો હતો ત્યાં રસ્તામાં એક ગાડું પસાર થયું. તેમાંથી એક થેલી પડી. તે થેલીમાં જોયું તો પૈસા જ પૈસા. પહેલાં તો વિચાર આવ્યો કે ન લઉં. પણ બાપા ! સાચું કહું ? તમારો માંદલો ચહેરો મારી આંખ સામે તરવરી રહ્યો ને મન લોભાયું.

વિપરીત દશાનાં કારણો છે. આપણામાં આ દોષ ન હોત અને રાષ્ટ્રભાવ હોત-માનવતા હોત તો આજના પ્રાંતીય ઝગડા-ભાષાના ઝગડા-ક્યાંથી નિર્માણ થાત? આપણામાં પરસ્પર બંધુભાવ હોત, પરસ્પર પ્રેમ અને ઐક્યભાવ હોત તો કોણ આવા કાળા બજાર કરત? કોણ બીજા પાસેથી લાંચરૂશ્વત લેત? પરંતુ વર્ષોજૂની આપણી ગુલામી અને પરતંત્રતાને લીધે આપણામાં રહેલા સર્વ નૈતિક ગુણો નાશ પામ્યા છે. આજની સ્થિતિ એનું જ પરિણામ છે. આ સ્થિતિ જો આમ જ ચાલશે તો થોડા જ દિવસોમાં આપણી અને આપણી ભાવિ પેઢીની કેવી દુર્દશા થશે, તેની કલ્પના પણ આપણે નથી કરી શકતા.

મેં પહેલાં જ લખ્યું છે કે સમયાનુસાર માણસને વિશિષ્ટ કર્તવ્ય પર ભાર મૂકવો પડે છે. આજ આપણી જે સ્થિતિ નજરે પડે છે તેના જવાબદાર આપણે જ છીએ. આમ સમજીને આપણે આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણામાં રાષ્ટ્રભક્તિ ન હોવાને લીધે આજે આપણે જ પરસ્પર એક બીજાના દુશ્મન બન્યા છીએ. આપણે જ એક બીજાને લૂંટી રહ્યા છીએ, ફસાવીએ છીએ. આ રાષ્ટ્રદ્રોહ, માનવદ્રોહ છે. આ બધાં મહાન પાપ છે. આજે જે ઘાતકી ચક્ર-પાપચક્ર ચાલુ છે તેને આપણે સર્વેએ ચાલુ કર્યું છે. આપણે જ એને ગતિ આપી રહ્યા છીએ. અને આપણે જ એના શિકાર બની રહ્યા છીએ દરેક મનુષ્ય આજની પરિસ્થિતિથી હેરાન થઈને કંટાળી ગયો છે, ત્રાસ પામ્યો છે. આવી સ્થિતિમાં આપણે કંઈક સુખ પણ માની લઈએ છીએ. કાળાબજારથી પૈસા કમાવાવાળા એ પૈસામાં પણ કંઈક સંતોષ માને છે, પણ એટલામાં થોડા જ દિવસોમાં એ અથવા તેનો પુત્ર કોઈ ફંદામાં ફસાઈ જાય છે અને સઘળો પૈસો ચાલ્યો જાય છે ત્યારે ઉદ્વેગ, શોક અને સંતાપ જ બાકી રહે છે. દ્રોહથી જે પૈસા કમાય છે એ દુઃખનાં જ બીજ વાવે છે, પણ દ્રવ્યલોભ અને તૃષ્ણાને લીધે આ વસ્તુ આપણા ધ્યાનમાં આવતી નથી. આપણે વિચાર કરતા નથી કે આ વર્તનનું આગળ શું પરિણામ આવશે. આજે આપણે આ પ્રકારનો વ્યવહાર કરીને કઈ જાતની પરિસ્થિતિ નિર્માણ કરી રહ્યા છીએ? નીતિનું સત્યાનાશ કરીને કયા પ્રકારની સૃષ્ટિ સર્જવા માગીએ છીએ? જેમ શરાબી શરાબના વ્યસનમાં પોતાનું તથા પોતાના બાળકોનું શું થશે, તેનો જરા પણ વિચાર નથી કરતો તેમ અનીતિથી પૈસા કમાવાવાળા, લાંચરૂશ્વત લેનારા ને સમાજદ્રોહી પોતાના વ્યવહારનો વિચાર કરતા નથી; પરંતુ જો તેઓ થોડો પણ વિચાર કરશે, દીર્ઘદૃષ્ટિથી જોશે તો તેમનું ધ્યાન દોરાશે કે તેઓ પોતાના સંતાન માટે – ભાવિ પેઢી માટે–કયા પ્રકારનાં બીજ વાવી રહ્યા છે. અસત્ય, કપટ અને વિશ્વાસઘાતથી પૈસા મેળવનાર, સમાજદ્રોહ કરીને દ્રવ્ય સંચય કરનાર આજે ભલે લાખો કે કરોડપતિ બની જાય, પણ તેમને આ વાતની ચોક્કસ ખાતરી થવી જોઈએ કે તેઓ પોતાની દ્રવ્યતૃષ્ણાને લીધે સમાજને ડુબાવી રહ્યાં છે. સમાજનું ગળું કાપી રહ્યા છે, અને તેમનાં પાપનું પરિણામ-દ્રોહનું પરિણામ તેમને અને તેમના સંતાનોને ભોગવવું પડશે એ નિશ્ચિત વાત છે. દ્રોહ અને દુર્ગુણોથી સમાજમાં અધિકાધિક દ્રોહ અને દુર્ગુણો જ પેદા થાય છે. પરિસ્થિતિ પણ એવી વિકટ આવવા માંડી છે કે દ્રોહ વિના માણસ પોતાનો જીવનવ્યવહાર ચલાવી જ શકતો નથી. આવી સ્થિતિમાં માણસને દ્રોહ અને દુર્ગુણોની માત્રા દિવસે દિવસે વધારવી પડે છે. આવે વખતે સમાજમાં પરસ્પર વિશ્વાસ ઉડી જાય છે, ત્યારે માણસને પોતાની કાર્યસિદ્ધિ માટે વધારે દક્ષ ને વધારે હોંશિયારીથી કામ કરવું પડે છે. આવી સ્થિતિ ઉત્તરોત્તર વધારે ખરાબ બનતી જાય છે. સમાજમાં દ્રોહ કપટ આદિ દુર્ગુણોની જ વૃદ્ધિ થતી જાય છે. આવી સ્થિતિમાં સમાજ ટકી શકતો નથી અને બધી રીતે છિન્નભિન્ન થતો જાય છે રોજનો વ્યવહાર અને પોતાની જીવનયાત્રા ચલાવવી પણ કઠણ થઈ પડે છે. ભાવિ

પેઢીને માટે આપણે આ પરિસ્થિતિ નિર્માણ કરી રહ્યા છીએ. પ્રેમાળ અને કલ્યાણેચ્છુ માતપિતા પોતાના સંતાનના સુખને માટે ધર્મમાર્ગ ગ્રહણ કરીને હરેક પ્રકારે સહન કરે છે, પણ તેમને દુઃખમાં નાખતાં નથી. આપણે આજે જે આચરણ કરીએ છીએ તે દ્વારા આપણાં સંતાન માટે એક એવી ભયંકર દુનિયા રચી રહ્યા છીએ જે દુનિયામાં કોઈનો કોઈપર વિશ્વાસ નહિ હોય, જે દુનિયામાં પ્રેમ, વિશ્વાસ, ઉદારતા, પ્રામાણિકતા, સત્ય આદિ ગુણોનું નામ નિશાન નહિ હોય, જ્યાં મનુષ્ય મનુષ્યનો ભયંકર દુશ્મન હશે. વળી આવી દુનિયામાં આપણે આપણા સંતાનને-ભવિ પેઢીને-મૂકીને આપણે અને તેઓ સુખી થશે એવી આશા રાખીએ છીએ એ આથી અધિક મૂર્ખતાની વાત બીજી કઈ હશે? આપણે આજે જે દ્રોહ અને પાપ કરી રહ્યા છીએ એથી વિષે વ્યાપક રીતથી દુઃખ અને કલેશ વધારનાર બીજા દોષ મળવા અસંભવિત લાગે છે. સમાજદ્રોહ, માનવદ્રોહ અને રાષ્ટ્રદ્રોહ કરીને આપણે અને આપણી ભાવિ પેઢી સુખી થશે એવી આશા રાખવી નિરર્થક છે એ વાત દરેક વિચારવાન અને ધર્મનિષ્ઠ મનુષ્ય જાણે છે.

આજે વર્તમાન સ્થિતિનું આપણને દુઃખ હોય, ભવિ સ્થિતિનું ભીષણ ચિત્ર આપણી નજર સમક્ષ આવતું હોય, તો આપણે આજથી જ આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણી સર્વ શક્તિ ઉપયોગમાં લઈને આ સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો એ આપણું આજનું પ્રથમ કર્તવ્ય છે. આપણે જાણવું જોઈએ કે આજના પાપચક્રનું બળ આપણા દ્રવ્યલોભ પર જ અવલંબિત છે. એને છોડવાથી જ આ ચક્ર તોડી શકાય છે. દ્રવ્યલોભને મજબૂત બનાવીને બીજા હજારો ઉપાય કરવા છતાં આ ચક્ર કદી નહિ તૂટે લોભ રાખીને ચક્ર તોડવાનો ઉપાય કરવો એ ઢોંગ છે. કોઈ પણ સજ્જન આવા ઉપાયો પર વિશ્વાસ રાખતો નથી. આ પાપ આપણા દેશમાંથી નીકળી જવું જોઈએ એવું જેને ખરેખર લાગે છે તેણે મનથી ધનની કિંમત ઓછી કરી નાખવી જોઈએ. કેવળ ધનથી મનુષ્ય સુખી થાય છે એ માટે કોઈપણ ઉપાયે મનુષ્યે વિપુલ ધન પ્રાપ્ત કરવું આ ભ્રાંતિયુક્ત કલ્પના મનુષ્યે છોડી દેવી જોઈએ. ધનવાન માટે આપણા મનમાં જે શ્રેષ્ઠભાવ હોય છે તેનું કારણ છે આ ભ્રાંતિયુક્ત કલ્પના. આ કલ્પનાને લીધે જ આપણા મનમાં પણ ધનની લાલચ જન્મતી હોય છે. આ લાલચ નષ્ટ થશે તો ધનવાન જેવો દુઃખી, અસંતુષ્ટ અને પાતકી બીજો કોઈ નથી એવી ખાત્રી થશે. જ્યાં પાપ સિવાય ધન એકઠું કરવાનો રસ્તો જ નથી ત્યાં આપણે ધનવાનને શું સમજવો જોઈએ? આજ પાપના માલિક કેવળ ધનપતિ હોવાને લીધે જ્યાં સભ્ય મનાય છે એ સમાજ સર્વ જાતના પાપથી ભરેલો છે અને પાપથી જ જીવે છે એમ સમજવું જોઈએ. ધનવાનને શ્રેષ્ઠ સમજીને આપણે એમને માન દઈએ છીએ એ જ સર્વ અનર્થોનું મૂળ છે દરેક માણસ સન્માન માગે છે. દ્રવ્યના બળ પર જ્યાં સુધી સન્માન મળશે ત્યાંસુધી મનુષ્યના હૃદયમાંથી દ્રવ્યલોભ ઓછો થશે નહિ. તે ઓછો કરવાનો ઉપાય એક જ છે, અને તે એ કે ધનની સહાયથી સુખેચ્છાની ભ્રાંતિ આપણે પોતાના મનમાંથી કાઢી નાખવી જોઈએ. તે નીકળી જવાથી આપણી પોતાની શુદ્ધિ થઈ જશે. આજની અનીતિનું મુખ્ય કારણ ધનની અભિલાષા જ છે. ધન પર આપણી જે શ્રદ્ધા છે તે દૂર કરી ધર્મ પર, શીલ પર, માનવતા પર શ્રદ્ધા કેળવવી જોઈએ. જેને ધર્મ અને શીલ પ્રિય છે તે ધનને અયોગ્ય મહત્ત્વ આપી શકતો નથી.. વ્યવહાર ચલાવવાને માટે પૈસા એ તો માત્ર માધ્યમ છે. તેની કિંમત અને તેનું મહત્ત્વ આટલું જ છે. આથી તેને અધિક મહત્ત્વ આપીને જીવનભર તેની જ પાછળ લાગવું, તેની પ્રાપ્તિ માટે ધર્મ અધર્મનો વિચાર પણ ન કરવો. દેશદ્રોહ, સમાજદ્રોહ, માનવદ્રોહ કરવામાં જરા પણ ન ડરવું-આ બધા આપણા અવનતિના લક્ષણ છે. કેટલાક માણસોને પૈસા કમાવા

વિપરીત દશાનાં કારણો છે. આપણામાં આ દોષ ન હોત અને રાષ્ટ્રભાવ હોત-માનવતા હોત તો આજના પ્રાંતીય ઝગડા-ભાષાના ઝગડા-કયાંથી નિર્માણ થાત ? આપણામાં પરસ્પર બંધુભાવ હોત, પરસ્પર પ્રેમ અને ઐક્યભાવ હોત તો કોણ આવા કાળા બજાર કરત ! કોણ બીજા પાસેથી લાંચરૂશ્વત લેત ? પરંતુ વર્ષોજૂની આપણી ગુલામી અને પરતંત્રતાને લીધે આપણામાં રહેલા સર્વ નૈતિક ગુણો નાશ પામ્યા છે. આજની સ્થિતિ એનું જ પરિણામ છે. આ સ્થિતિ જો આમ જ ચાલશે તો થોડા જ દિવસોમાં આપણી અને આપણી ભાવિ પેઢીની કેવી દુર્દશા થશે, તેની કલ્પના પણ આપણે નથી કરી શકતા.

મેં પહેલાં જ લખ્યું છે કે સમયાનુસાર માણસને વિશિષ્ટ કર્તવ્ય પર ભાર મૂકવો પડે છે. આજ આપણી જે સ્થિતિ નજરે પડે છે તેના જવાબદાર આપણે જ છીએ. આમ સમજીને આપણે આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણામાં રાષ્ટ્રભક્તિ ન હોવાને લીધે આજે આપણે જ પરસ્પર એક બીજાના દુશ્મન બન્યા છીએ. આપણે જ એક બીજાને લૂંટી રહ્યા છીએ, ફસાવીએ છીએ. આ રાષ્ટ્રદ્રોહ, માનવદ્રોહ છે. આ બધાં મહાન પાપ છે. આજે જે ઘાતકી ચક્ર-પાપચક્ર ચાલુ છે તેને આપણે સર્વેએ ચાલુ કર્યું છે. આપણે જ એને ગતિ આપી રહ્યા છીએ. અને આપણે જ એના શિકાર બની રહ્યા છીએ દરેક મનુષ્ય આજની પરિસ્થિતિથી હેરાન થઈને કંટાળી ગયો છે, ત્રાસ પામ્યો છે. આવી સ્થિતિમાં આપણે કંઈક સુખ પણ માની લઈએ છીએ. કાળાબજારથી પૈસા કમાવાવાળા એ પૈસામાં પણ કંઈક સંતોષ માને છે, પણ એટલામાં થોડા જ દિવસોમાં એ અથવા એનો પુત્ર કોઈ ફંદામાં ફસાઈ જાય છે અને સઘળો પૈસો ચાલ્યો જાય છે ત્યારે ઉદ્વેગ, શોક અને સંતાપ જ બચી રહે છે. દ્રોહથી જે પૈસા કમાય છે એ દુઃખનાં જ બીજ વાવે છે, પણ દ્રવ્યલોભ અને તૃષ્ણાને લીધે આ વસ્તુ આપણા ધ્યાનમાં આવતી નથી. આપણે વિચાર કરતા નથી કે આ વર્તનનું આગળ શું પરિણામ આવશે. આજે આપણે આ પ્રકારનો વ્યવહાર કરીને કઈ જાતની પરિસ્થિતિ નિર્માણ કરી રહ્યા છીએ ? નીતિનું સત્યાનાશ કરીને કયા પ્રકારની સૃષ્ટિ સર્જવા માગીએ છીએ ? જેમ શરાબી શરાબના વ્યસનમાં પોતાનું તથા પોતાના સ્ત્રીબાળકોનું શું થશે, તેનો જરા પણ વિચાર નથી કરતો તેમ અનીતિથી પૈસા કમાવાવાળા, લાંચરૂશ્વત લેનારા ને સમાજદ્રોહી પોતાના વ્યવહારનો વિચાર કરતા નથી; પરંતુ જો તેઓ થોડો પણ વિચાર કરશે, દીર્ઘદૃષ્ટિથી જોશે તો તેમનું ધ્યાન દોરાશે કે તેઓ પોતાના સંતાન માટે – ભાવિ પેઢી માટે–કયા પ્રકારનાં બીજ વાવી રહ્યા છે. અસત્ય, કપટ અને વિશ્વાસઘાતથી પૈસા મેળવનાર, સમાજદ્રોહ કરીને દ્રવ્ય સંચય કરનાર આજે ભલે લાખો કે કરોડોપતિ બની જાય, પણ તેમને આ વાતની ચોકકસ ખાતરી થવી જોઈએ કે તેઓ પોતાની દ્રવ્યતૃષ્ણાને લીધે સમાજને ડુબાવી રહ્યાં છે. સમાજનું ગળું કાપી રહ્યા છે, અને તેમનાં પાપનું પરિણામ-દ્રોહનું પરિણામ તેમને અને તેમના સંતાનોને ભોગવવું પડશે એ નિશ્ચિત વાત છે. દ્રોહ અને દુર્ગુણોથી સમાજમાં અધિકાધિક દ્રોહ અને દુર્ગુણો જ પેદા થાય છે. પરિસ્થિતિ પણ એવી વિકટ આવવા માંડી છે કે દ્રોહ વિના માણસ પોતાનો જીવનવ્યવહાર ચલાવી જ શકતો નથી. આવી સ્થિતિમાં માણસને દ્રોહ અને દુર્ગુણોની માત્રા દિવસે દિવસે વધારવી પડે છે. આવે વખતે સમાજમાં પરસ્પર વિશ્વાસ ઉડી જાય છે, ત્યારે માણસને પોતાની કાર્યસિદ્ધિ માટે વધારે દંભ ને વધારે હોશિયારીથી કામ કરવું પડે છે. આવી સ્થિતિ ઉત્તરોત્તર વધારે ખરાબ બનતી જાય છે. સમાજમાં દ્રોહ કપટ આદિ દુર્ગુણોની જ વૃદ્ધિ થતી જાય છે. આવી સ્થિતિમાં સમાજ ટકી શકતો નથી અને બધી રીતે છિન્નભિન્ન થતો જાય છે રોજનો વ્યવહાર અને પોતાની જીવનયાત્રા ચલાવવી પણ કઠણ થઈ પડે છે. ભાવિ

એ વ્યસન જેવું બની જાય છે. તેઓ પૈસા શા માટે કમાય છે તેનો તેમને પણ ખ્યાલ નથી હોતો. વ્યસની મનુષ્ય જેમ ચોવીશે કલાક વ્યસન અથવા વ્યસનના વિચારમાં જ મગ્ન રહે છે તેમ જ આ લોકો પણ ધન કમાવામાં દિવસ ભર મગ્ન રહે છે માનવજન્મ આ માટે નથી. આ તો માનવતાનો નાશ છે, સમાજનો વિનાશ છે. આપણે આમાંથી છૂટવું હોય તો આ વ્યસનનો નિષેધ કરવો જોઈએ, ખોટું કર્મ કરીને પૈસા કમાવાનું છોડી દેવું જોઈએ. જીવનશુદ્ધિના પ્રયત્નો કરવા જોઈએ. લોકોમાં રાષ્ટ્રપ્રેમ, મનુષ્યપ્રેમ ન હોય, ધર્મનિષ્ઠા ન હોય તો આપણું કર્તવ્ય છે કે આપણે આ પ્રેમ–આ નિષ્ઠા–ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સમાજમાં ફેલાયેલી આશા, તૃષ્ણા, કર્તવ્યલોભ, ભોગલાલસા ને સ્વચ્છંદ સર્વને દૂર કરવાનો પ્રયત્ન આપણી તરફથી થવો જોઈએ. જે ધર્મ સમાજને કર્તવ્યનું ભાન કરાવે છે, જે સમાજમાં ન્યાય, સત્યપ્રમાણિકતા, પરસ્પર સહકાર, બંધુતા, ઐક્ય, પ્રેમ, સખ્ય, વિશ્વાસ નિર્માણ કરે છે, જે આપણને ઉદારતા, નિસ્વાર્થતા શિખવાડે છે એ ધર્મનો પ્રચાર કરવો જોઈએ. એ ધર્મને જાગૃત કરીને અધર્મનો નાશ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ. જેના હૃદયમાં ન્યાયબુદ્ધિ છે, જેનું હૃદય નિર્મળ છે, જે ઈશ્વરનિષ્ઠ છે, દુનિયાનું ભલું ચાહે છે, સ્વાર્થી નથી અને જેના હૃદયમાં રાષ્ટ્રપ્રેમ છે, તેને આજની સ્થિતિ ખૂબ જ દુઃખદ લાગતી હશે. આજના પાપમાંથી મુક્ત રહીને બીજાઓને પણ એમાંથી મુક્ત કરવા એ આજનો ધર્મ છે, આજનું કર્તવ્ય છે આ કર્તવ્ય પર જ આપણે ભાર દેવો જોઈએ આપણી સર્વ શક્તિ ને બુદ્ધિનો ઉપયોગ આપણે આ કર્તવ્ય માટે જ કરવો જોઈએ. જે પાપનું નિર્માણ આપણે કર્યું છે, તેનો નાશ આપણે જ કરવો જોઈએ. આ ઘાતકી ચક્ર આપણે જ ચાલુ કર્યું છે, એને આપણે જ તોડવું પડશે. આમાં જ આપણું, આપણા રાષ્ટ્રનું અને ભાવિ પેઢીનું કલ્યાણ છે. આપણે સમયસર જાગૃત નહિ થઈએ તો ચાલુ અધર્મથી આપણા જેવી દરેક પ્રકારે દીન, દુર્બળ અને છિન્નભિન્ન બનેલી પ્રજાને બહારની કોઈપણ સંગઠિત અને સુસજ્જ પ્રજા ગુલામ બનાવવામાં સહેજે સફળ થાય તો એમાં આશ્ચર્ય નથી. છતાં પણ હું માનું છું કે રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, નાનક અને કબીર, પ્રતાપ અને શિવાજી જેવા મહાપુરુષોની ભૂમિ કદી પરતંત્ર નહિ થાય. આપણે આપણા ધર્મને જાગૃત કરીશું; રાષ્ટ્રપ્રેમને વધારીશું, આપણા સર્વ પાપોનો નાશ કરીશું, તો આપણને જે સ્વતંત્રતા મળી છે તે આપણને સર્વ પ્રકારે ઉન્નત કરવામાં પરમ ઉપયોગી થશે. પરમાત્માને આપણી સહભાવપૂર્વક આ જ પ્રાર્થના છે કે ધર્મમાર્ગ પર ચાલવા માટે તે આપણને પરિપૂર્ણ બળ આપે.

*

જ્યારે તમે કોઈ સખત મુશ્કેલીમાં સપડાઓ અને બધું તમારી સામે જ જતું લાગે—અરે, એટલે સુધી કે, હવે એક મિનિટ પણ વધુ ટકી રહેવું અશક્ય થાય, ત્યારે તો ખાસ વળગી રહેજો; કારણ કે એ જ સ્થળે અને એ જ ઘડીએ કદાચ તમારા કમનસીબની ઓટ શરૂ થવા લાગશે.

—હેરિયટ બીચર સ્ટો

# નસીબ કોણ જાણે છે ?

આનંદ

સંસ્કૃતમાં એક સરસ મજાનો શ્લોક છે. તેનો અર્થ થાય છે કે મનુષ્યના નસીબમાં શું છે તે દેવતાઓ પણ નથી જાણતા તો મનુષ્ય તે શું જાણે ધૂળ ?

આ શ્લોકના ઉદાહરણરૂપે બંગાળમાં બનેલી એક વાત યાદ આવે છે તે પરથી સ્પષ્ટ ખ્યાલ આવશે.

બંગાળના વીરભૂમ જિલ્લામાં ચાંદપાડા કરીને એક નાનકડું ગામ છે. માત્ર એક જ આનાની ખંડણી ભરીને કોઈએ એ લઈ લીધું હતું.

આજથી લગભગ પાંચસો વરસ પહેલાં બળબળતાં ઉનાળાની બપોરે આ ગામના પાદરેથી એક મુસલમાન ભાઈ એના પુત્ર સાથે ચાલ્યો જતો હતો.

તે બહુ મોટા અને આબરૂદાર કુટુંબનો હતો. આરબ દેશનો એ રહેવાસી હતો. એનું નામ હતું શૈયદ અશરફ. ખાનદાન વંશનો હોવા છતાં સંજોગોએ તેને બેહાલ કરી મૂક્યો હતો. તેથી તે ગૌડદેશના સુલતાનના દરબારમાં નોકરી શોધવા જતો હતો. પગે ચાલતાં ચાલતાં તે અને તેનો પુત્ર ભવિષ્યના સ્વપ્નાં ઘડતાં ચાલ્યા જતા હતા.

લૂ ઝરતી હતી. રસ્તામાં ક્યાંય ઝાડપાનનું નામ નહીં. આરામ ક્યાં કરવો ! ક્યાંય છાંયો દેખાય તો ઘડીક શ્વાસ તો લેવાય. છોકરો તો બિચારો ભૂખ્યો તરસ્યો નંખાઈ ગયો હતો. છેવટે માંડમાંડ ગામમાં આવ્યા.

પણ ગામમાં કોને ત્યાં જવું ! ચારેબાજુ રખડ્યા પણ ક્યાય આશ્રય મળે નહીં. કારણ કે સૈયદનું નામ પડતા બધા આશ્રય આપવાની હિંમત કરે નહિ. સૈયદને થોડા ગારા માટીના ઝૂંપડામાં આશ્રય અપાય તો તો આબરૂ જાય. છેવટે એક વૃદ્ધ બોલ્યો.

ભાઈ, તમને અમારા આવા ઝૂંપડામાં આશ્રય આપતા જીવ કચવાય છે. તમારા જેવા ઉચ્ચ ખાનદાન કુટુંબને કંઈ આવા ઉતારા શોભે ! એમ કરો અહીં એક કાજી સાહેબનો બંગલો છે. તેમને ત્યાં ઉતારો રાખો"

લથડાતા, અથડાતા બંને બાપ દીકરો કાજી સાહેબને બંગલે પહોંચ્યા. હિંદુ જેમ બ્રાહ્મણને માન આપે તેમ મુસલમાનો સૈયદ ને માન આપે. કાજીને ખબર પડયા કે કોઈ સૈયદ તેને બંગલે આવે છે કે તરત તેમનું સ્વાગત કરવા બહાર દોડયા અને ખૂબ પ્રેમથી બંનેનું સ્વાગત કર્યું

આમ ત્રણ ચાર દિવસો પસાર થઈ ગયા. કાજી સાહેબ બાપ દીકરાની પ્રેમથી સરભરા કરે છે. અને એક દિવસે સૈયદે કહ્યું : "કાજી સાહેબ હવે અમે આગળ જઈએ. આપે અમારી ખૂબ ખાતર બરદાસી કરી. જીંદગીભર આપને નહીં ભુલીએ."

પણ કાજી સાહેબ એના જવા દે. સૈયદનો દીકરો મનમાં વસી ગયો હતો. કાજી સાહેબને એક જ દીકરી હતી. ખૂબ સ્વરૂપવાન અને વિદ્વાન સૈયદનો દીકરો પણ ખૂબ સોહામણો અને તેજદાર. આગળ જતા આ છોકરો ખૂબ જ ઉન્નતિ કરશે એમ લાગ્યું. તેથી તેમણે સીધું સટ સૈયદને કહ્યું :

" જુઓ સૈયદ સાહેબ, મારી દીકરીના લગ્ન તમારા દીકરા સાથે કરીને મને કૃતાર્થ કરો મારી તમામ જાયદાદ આપી દઈશ. મારે કશી વાતની કમી નથી. "

સૈયદ તો ખુશ થયો. અને બંનેના લગ્ન ખૂબ ધામધૂમથી થઈ ગયાં.

હવે ખરી મઝાની વાત તો આ છે :

વરરાજા દેખાવે રૂડારૂપાળા અને તેજસ્વી પણ લખતા વાંચતા જરાય આવડે નહીં. કન્યા ભારે વિદુષી અને વિદ્વાન. ઉંમરમાં ય થોડી મોટી.

એટલે વરરાજા બિચારો બહુ ગભરાઈ ગયો.

પણ કન્યા બહુ સમજુ અને વિવેકી. તેણે રાતે કહ્યું " જરાય ગભરાવાની જરૂર નથી. તમે લખતાં વાંચતા શીખી જાવ. હું રોજ તમને રાતે શીખવીશ. "

વરને જરા માનહાની જેવું લાગ્યું કે શું મારે સ્ત્રી પાસે ભણવું ?

કન્યા ચતુર હતી. તે વરનું મન કળી ગઇ. બોલી. "એમાં જરાય વાંધો નહીં. વિદ્યા શીખવામાં કોઇથી શરમાવું નહીં"

અને આમ રોજ કન્યા વરને લખતાં વાંચતાં શીખવતી. ખાલી લખતાં વાંચતાં નહીં સાથે સાથે તેને પ્રેરણા અને ઉત્સાહ પણ આપવા લાગી.

એક દિવસ કન્યાએ કહ્યું : જુઓ, તમે ગૌડદેશમાં જાઓ. મારી બધી મિલકત મેળવીને સંતોષ ન માનો. તમારામાં અસાધારણ બુદ્ધિ અને શક્તિ છે. એ જોતાં મને લાગે છે કે તમે ખૂબ મહાન થવા સરજાયા છો. માટે તમને કહું છું કે તમે ગૌડના સુલતાન પાસે જાઓ. રાજદરબારમાં ગયા વિના કોઇની શક્તિની કિંમત નહીં થાય."

વરને વાત જચી ગઇ. તે ગૌડની દેશની સિક્કરે ઉપડયો.

સાવ એકલો, અપરિચિત એટલે તરત તો કોઇ સારી જગા રાજદરબારમાં ન મળે એ સ્વાભાવિક છે. તેથી તેણે હસતે મુખે સામાન્ય સિપાઇની નોકરી સ્વીકારી લીધી.

તે હતાશ ન થયો. તેને ખાત્રી હતી કે આગ રાખથી ક્યારે ય ઢંકાઇ રહેતી નથી. ધીરજ અને ઉદ્યમ હોય તો ગમે તે કામમાં ઉન્નતિ થવાની જ. સાચે જ તે જોતજોતામાં સામાન્ય સિપાઈમાંથી સરસેનાપતિને પદે પહોંચી ગયો.

એ વખતે ગૌડનાં સિંહાસન પર ઇલિયાસ રાજવંશનું રાજ્ય પરવારી ગયું હતું. અને સીદીબહેર યાને શમશુદ્દિન મુજફ્ફર હબસીનું રાજ તપતું હતું.

ધીરે ધીરે આ યુવાન સુલતાનનો માનીતો અને પ્રિયપાત્ર બની ગયો.

જ્યારે મુજફ્ફર હબસીનું નિર્વંશ મરણ પામ્યો ત્યારે દરબારના બધા સરદારોએ આ યુવાનને સિંહાસન પર બેસવા વિનંતી કરી.

હવે તમે જાણી ગયા હશો જો ઇતિહાસ ભણ્યા અને યાદ રાખ્યો હશે તો ! કે આ કોણ છે !

એ હતા પ્રખ્યાત સુલતાન હુસેન શાહ. તેઓ ચૈતન્યદેવના સમયમાં થઇ ગયા. હુસેન શાહ જેવા પ્રખર વિદ્વાન અને સારા શાસક સુલતાન ગૌડના રાજ્ય પર બીજા કોઈ થયા નથી.



# વિચારવા જેવી શિખામણો

વિલિયમ જેમ્સ

કોઈ પણ લાગણીને અનુરૂપ શારીરિક ચેષ્ટાઓથી તે લાગણી ખરેખર ઊભી થાય છે તથા તેની તીવ્રતામાં વધારો થાય છે.

તમે તમારી લાગણીને વ્યક્ત કરવા કર્મેન્દ્રિયો વડે જે કંઈ ચેષ્ટાઓ કરો છો, તેનાથી તે લાગણી ઉપર પણ અસર થાય છે. તમે ગુસ્સે થાઓ છો, તેનું આંશિક કારણ એ હોય છે કે, તમે ઘાંટા પાડો છો અને પ્રહાર કરવા મંડી જાઓ છો ! તમે ખિન્ન થાઓ છો તેનું આંશિક કારણ એ પણ છે કે, તમે મૂઠીઓવાળી ભાગવા માંડો છો !

તેથી ઊલટું તમારે જો ખુશમિજાજ બનવું હોય, તો મોઢું વકાસીને બેસવાને બદલે ટટ્ટાર થાઓ. મોં વડે હસવા માંડી સહેજ કૂદવા માંડો ! તમારે હિંમત ધારણ કરવી હોય, તો તમે બહાદુર હો તે રીતની ચેષ્ટાઓ જ ખરેખર આદરી દો !

તમારી થાકવાની હદ હંમેશ આગળ ધકેલતા રહો !

આ વસ્તુ પણ ઉપરના નિયમ અનુસાર જ છે. માણસો ઘણી વાર ઑફિસ બંધ થવાની થાય એટલે જાણે પોતે પણ પોતાની શક્તિને છેડે આવી ગયા હોય એમ માનીને થાકની વાતો કરવા માંડે છે. અને થાક્યાની ચેષ્ટાઓ કરવા માંડે છે. પરંતુ ખરી રીતે આપણી શક્તિની ખરી હદ આપણે જાણતા જ નથી હોતા. આપણે કલ્પનાથી અને રૂઢિથી આપણી થાકની હદ ઊભી કરીએ છીએ.

વસ્તુતાએ તો જ્યારે આપણે પૂરેપૂરા થાકી ગયા હોઈએ છીએ ત્યાર પછી પણ શક્તિનું બીજું મોજું ઉભું કરી શકીએ છીએ. હબસી ગુલામોને જંગલમાંથી પકડી, ભારે સાંકળોએ બાંધી, ઘાયલ અવસ્થામાં કે ભૂખી-તરસી હાલતમાં બંદરે માઈલોના માઈલ ચલાવીને વહાણમાં લાવવા, ત્યારે ઘણા તો રસ્તામાં ઉંક જ થાકી જઈ ગબડી પડતા. પરંતુ જ્યારે તેમની સામે બંદૂક ધરવામાં આવતી અને તેમને મરવા કે ચાલવા વચ્ચે પસંદગી કરવાની આવતી, ત્યારે તેમાંના મોટા ભાગના, કોણ જાણે ક્યાંથી શક્તિ પુનઃપ્રાપ્ત કરી, માઈલો સુધી હેમખેમ બધાની સાથે ઝડપથી ચાલ્યા આવતા. આપણામાં દરેકમાં એ રીતે શક્તિનું બીજું, ત્રીજું અને ચોથું મોજું પણ ઊભું કરી શકાય છે. માટે કદી થાકી ગયાની કબૂલત કરશો નહીં, તથા હંમેશ તમારી શક્તિની હદને આગળ ધપાવ્યે રાખજો.

## કામકાજથી શક્તિ ઊભી થાય છે !

કોઈ પણ બાબતમાં સખત પરિશ્રમ કરવાથી, આપણી શક્તિના ભંડારની ચાવી ખૂલી જાય છે, અને જીવનની બીજી બાબતોમાં જ્યાં આપણે શક્તિને અભાવે બેસી પડયા જેવું લાગતું હોય છે, ત્યાં પણ આપણે માર્ગ કાઢી શકીએ છીએ એટલે કોઈ પણ પ્રવૃત્તિમાં કઠોર તીવ્ર પરિશ્રમથી મંડવું, એ આપણને એવા શક્તિભંડાર પાસે લઈ જાય છે, કે જે આપણને જીવનનાં બીજાં જરૂરી ક્ષેત્રોમાં પણ કામ દે છે. એટલે આપણી શક્તિનો ભંડાર ખોલવાની ચાવી સખત તીવ્ર પરિશ્રમ જ છે. કદી હાર્યા કરીને બેસી ન જતા, એક બાબતમાં કંઈક અટવાઓ, તો પછી બીજી કોઈ બાબતમાં—મહેનતની કે રમતગમત કે બાગકામ જેવું કામ હોય તેમાં—એકદમ તીવ્રપણે મંડી જાઓ. થોડી વારમાં તમે જોશો કે, તમે જ્યાં અટવાઈ ગયા હતા તે ક્ષેત્રમાં પણ તમે નવી શક્તિ—નવા જોશથી કામ કરતા થઈ જશો.

આપણે જે કાંઈ એક વાર કરીએ છીએ, તે ફરી કરવાનું આપણે માટે સહેલું બની જાય છે.

આપણાં મગજનાં કેન્દ્રોની રચના એવી જાત-

છું કે, કાગળની ગડીની જેમ એક વાર વાળીએ ત્યાં એક જાતનો સળ પડી જાય છે. એક કામ આપણે કરીએ તે પછી મગજનાં કેન્દ્રોમાં તેની એવી છાપ કે સળ પડી જાય છે કે જેથી તે કામ ફરી કરવાનું આવે ત્યારે આપણે માટે તે વધુ સહેલું બન્યું હોય છે.

તેથી હમેશ જરૂરી અને સારાં કામો જ કરવાની ટેવ પાડો! આપણે સારાં કામ જ કરીએ, તો સારાં કામ કરવાનું આપણે માટે રોજ વધુ સહેલું થતું જાય છે; અને ખરાબ કામ કરીએ તો ખરાબ કામ કરવાનું સહેલું બનતું જાય છે!

## પડેલી ટેવ તોડવી શી રીતે?

જે ટેવ તોડવી હોય તે એકદમ જ તોડવાની શરૂ કરી દો—ફેસલિયાં કરીને જ! પરિણામની કે બીજી ગડમાંજ કર્યા વિના, તથા ચારે બાજુ સૌ નિકટનાં માણસોને તમારા એ ઇરાદાની—તમે કરવા ધારેલા હુમલાની તરત મોટેથી જાણ કરી દો.

પડેલી ટેવને કે સળને સુધારવાનો એક જ રસ્તો છે—સામી ટેવ કે સળ તરત પાડી દો, જેથી ફરી વાર તમે તે જ રસ્તે સહેલાઇથી વળી શકો! ઉપર ચોથા ફકરામાં બતાવેલ કાયદાનો જ અમલ આ બાબતમાં પણ કરવાનો છે પડેલી ટેવને રટવી મારાથી—છૂટશે કે નહીં એવા સવાલજવાબ કર્યા કરવા—એ ભારે ભૂલ છે. તેના કરતાં તેનાથી જુદી સામી ટેવ એકદમ અચાનક ઊભી કરી દો. પછી તે માર્ગે જવાનું સહેલું ને સહેલું બનતું જશે.

આપણા જીવનતંત્રમાં શક્તિની કરકસર માટે એવી ગોઠવણી છે કે જે વસ્તુ જરૂરી હોય તે આપોઆપ બનતી જાય છે આંખમાં કંઇ પડવાનું થાય, તો આંખ આપોઆપ મીંચાઇ જાય છે. તે માટે મગજને નિર્ણય કરી ચુકાદો આપવા બેસવું પડતું નથી. સાઇકલ ચલાવનાર પણ વધુ અભ્યાસ પછી આપોઆપ અમુક દિશા તરફ વળવું, ધીમા પડવું, વેગ પકડવો વગેરે ક્રિયાઓ કરતો થઇ જાય છે આપણી સારી ટેવો પણ એ પ્રમાણે આપોઆપ બનતા થઈ જાય છે, માત્ર તે સારી છે કે નહીં એ જોયાં કરવું. જીવનમાં એ પ્રમાણે કોઇ પણ ક્રિયાને આપોઆપ બનતી કરી શકાય છે.

રોજ કશુંક કઠોર કરતા રહેવાની ટેવ પાડો. ભલે રોજ આપણે કશુંક અપૂર્વ કે અનોખું કરી નાખવાનું હોતું નથી; પણ એવા સખત પરિશ્રમની ટેવ પડતી રહે તેવી કોઇક કસરત ધ્યાન કે એકાગ્રતાની—રોજ નિયમિત કરતા રહેવું જોઇએ. (આ બાબતમાં શ્રી. જેમ્સની સલાહ આપણા દેશની ધ્યાન-ભક્તિ ઉપાસનાની રોજની ધાર્મિક ક્રિયાની પદ્ધતિની નજીક આવી જાય છે)

કોઈ પણ લાગણીને કેવળ ઊભરાઇને ઊડી જવા ન દો. તેને લગતું કોઇ સ્થૂલ કાર્ય થોડું પણ અવશ્ય કરો. જો તમારી લાગણીઓને ઊભરાઇને વ્યર્થ ઊડી જવાની ટેવ પડશે, તો તે લાગણીઓને કાર્યમાં પરિણત કરવાની આવડત જ ઊડી બેસશો.

દયાની લાગણી થઇ આવે, તો કોઇને મદદ કરવા જેવું નાનું મોટું થોડું કામ પણ તરત કરી લેવું જોઇએ. લાગણીનો ઉકાળો હંમેશાં કોઇ કાર્ય સાથે જોડાવો જ જોઇએ. (ગાંધીજી આ પ્રમાણે સ્વદેશાભિમાન, ગરીબો પ્રત્યે દયા કે જાતમહેનતની લાગણીઓને કાર્યમાં પરિણત કરવાના પ્રતીક તરીકે રોજ ૦॥ કલાક પણ કાંતવાની સલાહ આપતા, તે યાદ કરવા જેવી છે.)

થોડીઘણી ચિંતા રહેવી એ આવશ્યક છે. તદ્દન ચિંતામુક્ત બનવાની વૃત્તિ ન રાખશો. થોડી ચિંતા રહે તો જ મગજ અને તેની ક્રિયાઓ સચેત રહે છે. ચિંતામુક્ત થવું એટલે જડતા તરફ પ્રયાણ આદરવું! માણસને તો પોતાની શક્તિઓને તીવ્ર અને કસાયેલી રાખવા માટે થોડીક કટોકટીની જરૂર છે.

અલબત્ત, આ ચિંતા એટલે વ્યર્થપણે બળતરા ઊભી કરી, પોતાને જ ખાઇ જનારી ચિંતા નહીં. આ તો પુરુષાર્થમાં પ્રેરનારા એક નિર્દોષ અસંતોષની વાત છે—મહત્ત્વાકાંક્ષારૂપ ચિંતાની વાત છે. પેલી ગભરામણ ઊભી કરનાર ચિંતા તો ઊલટું આપણી ક્રિયા-પ્રક્રિયાઓને અવરોધે છે, રૂંધે છે

અને વણસાડે છે. સાચા અર્થમાં તે ઊંધનો દુશ્મન છે.

કોઈડ બાળકો ઉપર કશું નિયંત્રણ ન રાખવું, દરકાર ન રાખવી, એવું ભૂત ઘણી માતાઓના મનમાં ઊભું કર્યું છે. હું એ બાબતમાં જુદો પડું છું. આગળના ફકરાઓમાં જણાવ્યા પ્રમાણે, આપણું ચારિત્ર્ય આપણે પાડેલી ટેવોની બારીરૂપ જ મોટે ભાગે બની રહેવું હોય, તો પછી નાનપણથી સારી ટેવો પાડવી–સારી ક્રિયાઓ કરતાં થવું–એ બાળકોના ચારિત્ર ઘડતરનું એક આવશ્યક અંગ બની રહે. તેથી તો બાળકો સારાં કૃત્યો કરતાં, સારી ટેવો પાડતાં થઈ જાય, તે જોવાની ફરજ માબાપ ઉપર છે.

ભણતર એ અઘરી વાત છે–કપરી વાત છે; રસ ભરી વાત નથી! બાળકને રસ પડે તે કરવા દેવું એ એનો વિનાશ કરવા જેવું છે. બાળકને તો પડકારનો સામનો કરવું–સામે આવતી મુશ્કેલીઓને દાંત ઉપર દાંત ભિડાવી પડકારવું–કરવાની જરૂર છે. તેનું સ્વમાન ઉત્તેજિત કરો; મુશ્કેલીઓથી ડઘાઈ જવું એ શરમભરેલું છે, એમ તેને લાગવા દો. તેને પુણ્યપ્રકોપભર્યું કરી મૂકો.

બધા માણસો ઉન્નતિની કોઈ પણ કક્ષાએ પહોંચી શકે તેમ છે–દૈવી સંપત્તિથી ભરેલાં છે. એમ માનીને વર્તવાનું. બીજાઓ સારા છે એમ માનીને તમે તેમની સાથે વર્તશો, તો તમે કલ્પેલું સારાપણું તમે ખરેખર તેમનામાં ગણ્યું કરતા જશો.

('નવજીવન' માંથી–ગો.)

ફિલસૂફ યાંગ ત્ઝેના પડોશીનું ઘેટું એક વખત ખોવાયું ઘરનાં બધાં માણસો તેની શોધખોળ કરવા નીકળી પડયાં પડોશીએ યાંગ ત્ઝેના નોકરને પણ મદદે માગ્યો.

યાંગ ત્ઝે બોલ્યા : 'અરે ભાઇ, એક ઘેટા માટે આટલી બધી ધમાલ શી ? થોડાં માણસો પણ બસ થશે.'

પડોશી કહેવા લાગ્યો : 'એ તરફ ઘણી ગલીકૂંચીઓ છે. થોડાં માણસો હોય, તો ઘેટું એકમાંથી બીજી કેડીમાં પેસતું રહે અને માણસો આગળ પાછળ અટવાયા કરે પરંતુ ઘણાં માણસો હોય, તો એકસાથે ઘણી બાજુએ તપાસ થઈ શકે.'

યાંગ ત્ઝેએ પોતાના નોકરને મોકલ્યો. ઘણી તપાસ પછી પણ ઘેટાનો કયંય પત્તો લાગ્યો નહિ. બધા ખાલી હાથે પાછા આવ્યા.

'આમ કેમ બન્યું ?' ફિલસૂફે પૂછયું.

પડોશી બોલ્યો : 'એ બાજુ એવી આડીઅવળી અને અટપટી આગલીકૂંચીઓ છે કે, અમારો પત્તો જ ન ખાધો. ઘેટું કઇ કેડીએ ચડી ગયું તેની સમજ જ ન પડી. છેવટે કંટાળીને અમે પાછા ફર્યા. સીધો રસ્તો હોય, તો શોધતા પણ ફાવે. આવી આડી-અવળી ભુલભુલામણીમાં તો આપના જેવા ડાહ્યા માણસ પણ અટવાઈ જાય !

જવાબ સાંભળી યાંગ ત્ઝે ઊંડા વિચારમાં પડી ગયા.

શિષ્યો તેમને પૂછવા લાગ્યા : 'ઘેટા જેવી સામાન્ય વસ્તુ, અને તેય આપણી નહિ; તેને માટે આપ આટલી બધી ચિંતામાં શા માટે પડયા ?'

યાંગ ત્ઝે બોલ્યા : 'એક ઘેટું પણ અટપટી ગલીકૂંચીમાં અટવાઈ ને ખોવાઇ જાય, તો ભણનાર જુવાન વિદ્યાર્થી આગળ એકમેક સાથે હરીફાઈ કરતી શિક્ષણપદ્ધતિઓનો અને વિચારણીઓનો ખડકલો કરવામાં આવે, તો તે બાપડો પોતાના જીવનનું લક્ષ્ય ચૂકી જાય, એમાં શી નવાઈ ?'

# અમી–છાંટણાં

લાભુભાઇ ત્રિવેદી

તારો માર્ગ જેટલો વિકટ છે તેટલું જ મહાન તારું કાર્ય છે.

વિજય તારું ક્ષિતિજ છે,

હાર તારો પંથ છે.

જો કદિક નિરાશા તને ઘેરી વળે કે પંથના દીપોને અનિલો બુઝવી નાખે તો પણ તું તો એ સહુનો વિચાર કર્યા વિના સહુને પ્રયત્નનો જ મહિમા કહેજે.

શંકારહિત પ્રયત્ન એ જ તારી જીત છે.

અલભ્ય આકાશોની ઝંખના એ જ તારું સુંબન છે.

સ્વધર્મ એ જ તારું શાસ્ત્ર છે અને

આત્મા એ જ તારો મિત્ર છે.

હૃદયની પામરતા કે નિર્બળતા કયય તને દેખાય તો તું એને ત્યાગી એને ખંખેરી તારું પ્રયાણ ચાલુ જ રાખજે.

o o o

ચોપાસ ડામાડોળ વાતાવરણ નજરે પડે કે એક અસત્ય બીજા અસત્ય સામે લડતું લાગે, દુનિયા માત્ર વિજ્ઞાનના પ્રવાહમાં તણાતી લાગે કે વિજ્ઞાનની આગેકુચમાં કૃત્રિમ સંસ્કૃતિનાં દર્શન થતા લાગે, વિજ્ઞાનની સ્પર્ધા મોતને નોતરતી લાગે કે વિજ્ઞાનની અતૂટ શક્તિ માનવીની મહત્વાકાંક્ષાની માનવીની સત્તાલાલસાની સાધન બની ગયેલ લાગે;

ત્યારે તું શું કરશે!

તું સાત્વિક બુદ્ધિથી અનુભવસિદ્ધ અંતરાત્માની પાસેથી, શાસ્ત્ર પાસેથી કાર્યઅકાર્યનું પ્રમાણ મેળવી અડગ બનીને જગત પાસે શાંતિનો સંદેશ લઇ જજે.

પવિત્ર વાતાવરણ એ જ જગતનો સાચો ખોરાક છે.

તું શાંતિદૂત બની માનવતાની જીવન દૃષ્ટિ બનજે.

સ્થૂળ પર સૂક્ષ્મનો અને જડ પર ચેતનનો વિજય છે. અને ત્યાગ એ જ ભોગ છે અને કર્મ એ જ ફળ છે એ તું યાદ રાખજે.

વિજ્ઞાન અને વિનાશ, કે વિજ્ઞાન અને વિકાસ, એ તું વિવેકબુદ્ધથી વિચારી એક પસંદ કરી લેજે.

o o o o o

સમાજ છિન્નભિન્ન થઇ રહ્યો હોય કે સમાજની રચના લથડી રહી હોય, આર્થિક આંધી આવી રહી હોય કે રાજકીય લાભાલાભોમાં સમાજ ચૂસાય રહ્યો હોય, સામાજિક અસમાનતા ઘરઘાલી ગઈ હોય કે વેરઝેર, ગુંડાગીર, બળાત્કાર, ચોરી, લૂંટફાટ ખુનામરકી અને ધર્મલોપ નજરે પડતો હોય;

ત્યારે તું સાચી ક્રાંતિનો મશાલચી બની નૂતન વ્યવસ્થા સ્થાપવામાં મગ્ન બની જજે.

તું સંતોષ અને સંયમની પાંખે જગતને ઉડાવવા તારા દિલની વાણીથી જગતને સચેત કરજે.

અને લોકજાગૃતિ એ જ લોકશાહીનો પાયો છે એ કદી ના ભૂલજે.

યોજના અને સહકાર આ યુગમાં યોગ છે એ પણ ખ્યાલ રાખજે.

o o o

તું ઘરદીવડો છે.

રજસ અને તમસથી સત્વ દબાયું હોય કે મંથન અને વ્યથાથી સાધુઓ વ્યગ્રતા અનુભવતા હોય,

ત્યારે તું તારા દિલનો પ્રકાશ પાથરજે.

સંપૂર્ણતાને પામવા મથતાં જગતને ક્ષણે ક્ષણે અપૂર્ણતાના દર્શન થતાં રહે છે એ તું કદી ના ભૂલજે.

જગત તો પ્રયોગશાળા છે.

અને એ પ્રયોગશાળામાં સત્ય એ જ સાચો વ્યવહાર છે અને એ જ સિદ્ધ થતું રહે છે એ તું કદી ના વિસરજે.

o o o

એકબાજુ તું ગરીબ પેખે અને બીજી-બાજુ તું વિલાસ અને સમૃદ્ધિના છોળો ઉડતી પેખે, એકબાજુ તું યંત્રવત્ માનવીને જુએ અને બીજીબાજુ બેકારી જુએ, એકબાજુ તું સૌંદર્ય સજાવટો થતી જુએ અને બીજી બાજુ તું ચીથરેહાલ રખડતા માનવોને જુએ;

ત્યારે તું શું કરશે ?

જીવન સાદાઈથી સભર છે અને સમાજ-વ્યવસ્થા પુરુષાર્થથી સભર છે એ તું કદી ના ભૂલજે.

કુદરતી જીવન અને કુદરતાની સાથે ચાલવું એ એક જીવનની કળા છે એ પણ તું કદી ના ભૂલજે.

યંત્રોનો તું ઉપયોગ કરજે પણ યંત્રોના ગુલામ થઈને નહિ, હસ્તઉદ્યોગના ભોગે નહિ.

સમૃદ્ધિને ભેટવા તું દોડજે પણ ગરીબોને ભૂલીને નહિ, સમાનતાના ભોગે નહિ

સમાનતા એજ મંત્ર હો અંગતમાલિકીની ભાવનાને તું છિન્ન કરી દેજે. સમાજનો પાયો સમાનતા પર નિર્ભર હો અને માનવજીવન-નો પાયો સંસ્કૃતિ પર નિર્ભર હો.

o o o o

વસુંધરા તો રત્નથી ભરેલી છે. બીજીબાજુ સાથોસાથ માયાની પેલી પાર સાચુ જગત છૂપાયેલું પડયું છે.

માનવતાના પૂજારીઓ પૃથ્વીને કેટકેટલી પુણ્યવંતી કરી રહ્યા છે. એ બધું પણ તું જોતો ખરો !

સંતો કેટકેટલી તપશ્ચર્યા પરકાજે કરી રહ્યા છે. પરોપકારી માનવીઓ પોતાના પુરુષાર્થવડે પૃથ્વીને કેવી સરસ રીતે જિંદગી જીવવાની સાચી રીત બતાવી રહ્યા છે. મહાન તત્ત્વવેતાઓ, સાહિત્ય-કારો, વિજ્ઞાનીઓ જગતની સંસ્કૃતિને કેટ-કેટલી ઉમદી રીતે પોષી રહ્યા છે.

પૃથ્વીને ખૂણેખૂણે છૂપાયેલા સેવકો પડયા છે. એ સહુ કેટકેટલા નમ્ર છે, ઉદાર છે.

તું સાંભળ તો ખરો જગતના એ જોગં-દરો શું કહી રહ્યા છે ! તું ત્યારે જગતને સત્સંગનો મહિમા સમજાવજે, જગતને આદર્શ જીવન જીવવાની રીત શીખવજે.

જિંદગી લેવા માટે નહિ પણ દેવા માટે છે એ તું કદી ના ભૂલજે.

o o o

જગત તો નાશને આરે ઊભેલું પણ કાદક લાગે છે. છતાં,

વિનાશક શસ્ત્રોથી સજ્જ થયેલું જગત કેવું નજીક આવવા પ્રયત્નો કરી રહ્યુ છે. 'સહુ મિત્રો, સહુ સ્વતંત્ર એવી મીઠીમીઠી આદર્શ વાતો કેવી સરસ રીતે સહુ કરી રહ્યા છે. જગત શાંતિ માગી રહ્યુ છે.

ત્યારે તું તારા પ્રયત્નો જારી રાખજે.

આકાશની આનીકોરથી પેલી કોર સુધી તું શાંતિનુ ગીત ગાતો ફર્યા જ કરજે.

સર્વભૂતોમાં એક આત્મા વસે છે અને પંચશીલ એ જ સાચો સિદ્ધાંત છે એ તું કદી ના ભૂલજે. તું તો એનો પ્રચાર કાજે ચાલ્યા જ કરજે. અને ત્યારે

સરળતા અને તટસ્થતા,

વિશ્વાસ અને શ્રદ્ધા,

સંપર્ક અને સ્પષ્ટતા,

એ તારા જીવનના મંત્ર હો.

# અમર અર્ધાંગના

કનૈયાલાલ મનજીલાલ વાઘાણી



શ્રી વાચસ્પતિ મિશ્ર હતા સંસ્કૃત સાહિત્યના પ્રખર વિદ્વાન.

વાચસ્પતિ મિશ્રને એક જ ધૂન હતી વેદાધ્યયન કરવું અને ટીપ્પણ લખવી. ઘર બારની કશી પરવાહ નહિ. ઘરમાં કોણ છે કે કોણ નહિ એનું પણ લક્ષ નહિ.

વાચસ્પતિજીના લગ્ન બાળવયમાં જ થયા હતા. પત્ની પિયર હતાં. ઘરમાં વૃદ્ધ માતા હતાં. માતા બીમાર પડયાં. મરણ પામ્યાં પણ મિશ્રજીને કશું ભાન નહિ, એક જ ધૂન લખવું વાંચવું.

સાસુના સ્વર્ગવાસ થયાના સમાચાર સાંભળી વાચસ્પતિજીના પત્ની પતિગૃહે આવ્યા.

આવીને જુએ છે તો ઘરમાં કશું ઠેકાણું નહિ. બધું વેરવીખેર અને અસ્તવ્યસ્ત. પોતાને પત્ની છે કે નહિ તેનું પણ મિશ્રજીને ભાન ન હતું.

વાચસ્પતિજી વાંચે અને લખે. પોતાના ધૂનમાં રચ્યા પચ્યા રહેતા. મિશ્રજીના પત્નીએ ઘરને ઘર બનાવ્યું. પતિના કાર્યમા જરા પણ વિક્ષેપ ન થાય તેની પુરેપૂરી કાળજી રાખતા હતાં.

જમવાનો સમય થાય ત્યારે જમાડે. જમતી વખતે પણ વાચસ્પતિજીના વિચારો ચાલતા હોય. પત્ની કાળજી પૂર્વક જમાડે.

કોણ જમાડે છે! કોણ રસોઇ કરે છે! શું જમાડે છે! કશું ભાન નહિ. તર્ક વિતર્કો ચાલુ જ હોય.

વાચસ્પતિજીના પત્ની આદર્શ ગૃહિણી હતાં. કુશળ આર્યનારી હતાં. પતિના મનની ભાવના પૂરેપૂરી સમજી ગયા હતાં. પતિના આ મહાન કાર્યમાં જરા પણ ડખલ ન થાય તેની પૂરેપૂરી કાળજી રાખતા હતાં.

સવારમાં વહેલા ઉઠવું. સ્નાનાદિકથી પરવારી તુલસી ક્યારે દીપ કરવો, ધૂપ કરવો પાણી ભરવું કપડાં ધોવાં અને ઘર સાફસુફ રાખવું આ બધું જરાપણ ગ્લાની વગર કરી રહ્યા હતા.

પતિના વતન અને બેદરકારી માટે જરાપણ રંજ કરતા નહિ.

ઘરમાં પતિ અને પત્ની બે જ જણ હતાં. પત્ની પોતાના પતિ માટે સંપૂર્ણ ચીવટ રાખતી હતી ત્યારે પતિને ઘરમાં પોતાની પત્ની છે કે નહિ તેનો ખ્યાલ પણ ન હતો.

આર્ય સન્નારી અજબ હતી. કદિ પણ પોતાની મનોભાવના કળાવા દીધી ન હતી. ઘરનું કામકાજ અને પતિ સેવા એ હતો આર્ય નારીનો ઉદ્દેશ.

આમ વીસ વીસ વર્ષોના વહાણાં વાયા પરન્તુ એ આર્યનારી કદિ પણ સેવામાં ઢગી નહિ.

વાચસ્પતિજીનો ગ્રંથ પૂરો થવા

આખરે હવે થોડુંક લેખન-બાકી હતું.

એક રાત્રે તે ગ્રંથનો છેલ્લો ભાગ લખી રહ્યા હતા ત્યારે દીવીની વાટનો મોરો મેશથી ભરાઈ ગયો. દીપક ઠરી જવાની તૈયારીમાં હતો ત્યારે વાચસ્પતિજીના પત્ની એ દીવીની વાટ સમી કરવા પતિના, ખંડમાં ગયાં. દીવીની વાટ સમી કરી. પ્રકાશ ફેલાયો.

વાચસ્પતિજીએ ગ્રંથ પૂરો કર્યો. તેના આનંદની સીમા ન હતી.

દીવાની વાટ સમી કરવા આવનાર સ્ત્રી તરફ વાચસ્પતિજીની નજર પડી. વાચસ્પતિજીનો ગ્રંથ પૂરો થયો હતો, મગજની ધૂન ઓછી થઈ હતી. સ્ત્રીને જોઈને ચમક્યા.

સ્ત્રીને જોઈને વિચાર થયો કે અહિ આ નારી કોણ!

વાચસ્પતિજી એ સ્ત્રી પાસે ગયા અને પૂછ્યું

"દેવી! આપ કોણ છો! અહિ કેમ આવ્યાં છો!"

"નાથ! મને ભૂલી ગયા! હું આપની અર્ધાંગના છું"

"મારી અર્ધાંગના!"

"હા, નાથ! આપની અર્ધાંગના. કેમ આપણા લગ્ન ભૂલી ગયા!"

વાચસ્પતિ મિશ્રને બાળપણમાં થયેલા લગ્નની યાદ આવી ગઈ. ખડખડાટ હસી પડયા.

"દેવી! તો મને અત્યાર સુધી કેમ અજાણ્યો રાખ્યો!"

"નાથ! આપ આપના લેખન કાર્યમાં એટલા બધા લીન હતા કે આપને અડચણ ન કરવી એ દૃષ્ટિએ જ. આપને અગવડ કરવી એ મને ઉચિત લાગ્યું નહિ."

"આ ક્યાં છે!"

"આ! આ તો સ્વર્ગે સીધાવી ગયાં."

"એની પણ મને ખબર ન પડી! હું કેવો મૂઢ!"

"આપના કાર્યમાં આપ એટલા બધા મશગુલ હતા એટલે ક્યાંથી ખબર પડે!"

"દેવી! આમ કેટલો સમય થયો!"

"નાથ! વીસ વર્ષ વહી ગયાં."

"દેવી! શું વીસ વર્ષ?"

"હા, પ્રભુ! પુરા વીસ વર્ષ."

"દેવી! ઘર વ્યવસ્થાનું મને કેમ ન કહ્યું!"

"નાથ! હું આપની અર્ધાંગના છું. આપનું કાર્ય એ મારૂં કાર્ય. આપના કાર્યમાં કશી અગવડ ન પડે માટે."

વાચસ્પતિજીના મન ઉપર પોતાની પત્નીના ત્યાગની મહાન અસર થઈ.

"દેવી! હું તમારો ઋણી બન્યો છું. દેવી! હું તમારૂં નામ પણ ભૂલી ગયો છું."

નાથ! આપની ચરણ રજ 'ભામતિ'"

વાચસ્પતિ મિશ્રે ગ્રંથ પૂરો કર્યો હતો. ગ્રંથનું નામાભિકરણ કર્યું ન હતું. વાચસ્પતિજીએ ગ્રંથનું નામાભિકરણ કરતા એ ગ્રંથ ઉપર લખ્યું "ભામતિ"

ભામતિ આર્ય સન્નારીની વીસ વીસ વર્ષની તપ સાધના ફળી. ભામતિ પતિના ચરણોમાં ઢળી પડી.

વીસ વીસ વર્ષ બાદ પતિપત્નીનું પ્રથમ મિલન થયું. વાચસ્પતિજીએ એ આર્યનારીને પોતાના હૃદય સરસી ચાંપી.

આજ પણ વાચસ્પતિજીનો ગ્રંથ 'ભામતિ' નામે પ્રખ્યાત છે.

તપની સાધના કરનાર એ આર્યનારીનું નામ આજ પણ એ ગ્રંથ સાથે અમર બન્યું છે. ભામતિ અમર અર્ધાંગના બની રહી છે.

# આતમનાં અજવાળાં

અરવિન્દ મ. પોળડિયા

જન્મથી આરંભ થતી અને મૃત્યુએ અંત પામતી આ માનવ જીવનની ઘટમાળ એટલે પ્રસંગોની પરંપરા... કેઈ યાદગાર બની રહે તો કોઈ તરફ દૃષ્ટિ પણ ન જાય... છતાં... એ પ્રસંગોનું ચક્ર તો અવિરત ઘુમ્યા જ કરે છે.

આ ઉપરાંત માનવીનું મન... માનવીના સંસ્કાર, માનવીની ઉછેર.... જો ઉચ્ચ પ્રકારની હોય... સાત્વિક હોય... આદર્શ હોય... તો તેના જીવનના યાદગાર પ્રસંગો પણ.... માનવી-સમાજને કાંઈક ઉપદેશ આપે તેવા હોય.... એવું જ પ્રસંગોનું... કોઈ એક પ્રસંગ... કોઈને માટે કદાચ ધન્યતાનો અનુભવ કરાવે.... તો તે જ પ્રસંગ.... કોઈને નોંધ લેવા લાયક પણ ન લાગે... ઘરદેવીને રત્નહાસુશોલીથી પ્રાપ્ત થયો હાર.... એ પ્રસંગ જીવનમાં મહાન લાગે... તો... કોઈ એક સજ્જનને બે તોલાં માટીનાં ઠીબડાંને સાથે મૂકી... તેમાં ખોબો એક પાણી મૂકી.... પંખીડા-ની તરસ મીટાવવાનો પ્રસંગ લાગે... ટુંકમાં એક જ વાતને જુદી જુદી નજરેથી જુદી જુદી ભાવનાથી... જુદા જુદા ખુણાથી જોઈએ ત્યારે દરેક વખતે તેમાં કંઈક ભિન્નતા જ દેખાયા કરે તેવું છે... માનવ જીવનમાં બનતા પ્રસંગોનું....

વાત બહુ જ સામાન્ય છે... એક નાનકડા માનવીનાં મહાન દિલની વાત છે... એક મહાન માનવીનાં ક્ષુદ્ર દિલની વાત છે...

મારા એક મિત્રની કાંડા ઘડિયાળમાં કંઈક વાંધો આવ્યો.... શહેરની પ્રતિષ્ઠિત કહેવાય તેની દુકાને જવાનું અમે નક્કી કર્યું.... ગયા.... ઘડિયાળ બતાવી... જેમ તત્વજ્ઞાની.... વેદાંતી... ગહન પ્રશ્ન પર ખુબ જ સુક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરે.... તે રીતે ઘડિયાળીએ ઘડિયાળને ફેરવી ફેરવીને...... જોઈ.... ગંભીરતાથી કહ્યું,....

'બે-દિવસ લાગે... અને ૧૨ રૂા. થશે....

મારા મિત્ર તો વિચારમાં પડી ગયા... ૩ થી ૪ રૂપિયાની ધારણા સાથે આવેલા મારા મિત્રને મેં કહ્યું,.... "ચાલો... વિચાર કરીને કાલે આવશું"... મારાં આ કથનથી મિત્રના ચહેરા પરથી જાણે કોઈ ચિંતાનો મોટો ભાર ઉતરી ગયો હોય તેવું લાગ્યું... અને ચાલવા માંડ્યું... મગજમાં વિચારોએ ચાલવા માંડ્યું... પણ ઘડિયાળના કાંટા ન ચાલ્યા તે ન ચાલ્યા.... એના વિચાર કરતાં... ઓચિંતા એક કાચના નાનકડા કબાટમાં ગોઠવેલા... બે ત્રણ એલાર્મ ઘડિયાળ.... એક બે ખોલેલી નાની ઘડિયાળો.... ને એની પાસે સૌમ્ય-મુખવાળા... એક ઘડિયાળીને જોયા... મને થયું કે "ચાલો તો ખરા આ ભાઈને ઘડિયાળ બતાવીએ..." ઘડિયાળ આપતાં મારા મિત્રે કહ્યું... 'જરા જોઈ આપો તો!' પેલા ભાઈએ... ઘડિયાળ જોઈ...."કહે કાલે આવશો ? જોઈ રાખીશ..." 'ભલે' એમ કહીને વિદાય લીધી... બીજે દિવસ... પહોંચ્યા... ઘડિયાળી કહે કે 'લ્યો' ઘડિયાળ'... અમે જોયું ઘડિયાળ ચાલતી હતી.... મારા મિત્ર કહે "કેટલા પૈસા આપું ?"... ઉદાર સ્મિત કરતાં ઘડિયાળી કહે... "અરે ! પૈસા શાના ? જરાક ઘાસલેટથી સાફ કરી ત્યાં ચાલવા માંડી.... મેં કાંઈ કર્યું જ નથી !.... વળી હું કાંઈ તમારી ઘડિયાળ માટે તેલ લાવ્યો ન હતો... મેં કંઈ કર્યું જ નથી..."

મારા મિત્રે અને મેં.... ખુબ વિવેક કર્યો પરંતુ આ ઉદાર-ચરિત નાનકડા માનવીએ.... પોતાના સંસ્કારને જરાયે ઝાંખો ન પડવા દીધો.

અમને થયું કે ક્યાં પેલો ભભકાવાળી દુકાન ! ને ક્યાં આ નાનકડો કબાટ !... ક્યાં શ્રેષ્ઠ કહેવાતા... લક્ષ્મી-લોભી આત્મા.... ને ક્યાં આ ઉદાર ચરિત... આત્મા !.... જ્યાં લક્ષ્મીનો લોભ.... ત્યાં માનવતાનું મોત !... જ્યાં માનવતાના દિપક ત્યાં લક્ષ્મી ભલે ન હોય તો પણ... સંસ્કારીતાનાં... માનવતાનાં ઉદારતાનાં અજવાળાં... અજવાળાં......

# વતનપરસ્ત નારીઓ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

ભારતના આઝાદી જંગમાં, ભારતનાં કલ્યાણ ક્ષેત્રમાં, ભારતીય નારીઓનો ફાળો કાંઈ નાનો સૂનો નથી. મહાત્મા ગાંધીના સત્યાગ્રહ સંગ્રામમાં દારૂના પીઠાં પર જઈ સવિનય ભંગ આચરતી, પરદેશી કાપડની દુકાને પીકેટીંગ કરતી, પોલીસોની લાઠી ખાતી વીરાંગનાની વાતો તો ગઈ કાલની છે.

પૌરાણિક યુગથી આજ પર્યંત ભારતના મુક્તિ-યજ્ઞમાં નારીઓએ કુટુંબભાવનાને, સ્વામિને, બચ્ચાંઓને પ્રિય ગણ્યા નથી. રાષ્ટ્રહિતની પ્રથમ ભાવના કદાચ કોઈ નારીનાં હૈયેજ ઊઠી હશે. રાષ્ટ્રના કલ્યાણ માટે નારી સમશેરની તીખી ધારથીએ નથી ડરી, તોપના મોંએ તે હસતાં હસતાં બંધાઈ ગઈ છે.

એની ઊજળી તવારીખ નિહાળીએ.

જુઓ! સહ્યાદ્રીના ડુંગરાઓમાં શિવાજીના તેજી તોખાર હણહણે છે. એ નરશાર્દૂલની ડણકથી આખી મોગલ શહેનશાહત કંપે છે. દક્ષિણ ભારતના નીલા આભમાં એનો ભગવો ઝંડો ફરકાટ મારી રહ્યો છે. શિવાજીના નામથી મોગલોની ઊંઘ ઊડી જાય છે પણ આ પહાડોની ટોચ પર વસેલ બલ્લારીનો દુર્ગ અને એની નાની રિયાસત સ્વાધીન છે. શી એની ખુમારી!

એની સામ્રાજ્ઞી છે. વીરાંગના મલબાઈ.

શિવરાજ સોચે છેઃ મોટા મોગલો ને બીજાપુરના સુલતાન પાસેથી હું આવડું મોટું રાજ્ય જીતી શક્યો ને વચમાં આ બોરા જેવડી રિયાસત આઝાદ! એનો કેસરિયો બલ્લારી પર ફરકે! સોનાની થાળીમાં લોઢાની મેખ!

ને એક દિવસ શિવાજીની કસાયેલી સેના ઔરંગ સમા ઔરંગને શીકસ્ત દેનારી, શાહસ્તખાં, અફજલખાં, અને મીરઝા પીતામ્બરધારી કૈંક મોગલ સેનાપતિઓને મહાત કરનારી અડીખમ મરાઠા સેના બલ્લારીનો દુર્ગ જીતવા ઉપડે છે.

પણ આ એની અધિશ્વર મલબાઈ નોખી માટીની માનવી છે. એને ખબર થયા. કશા જ કારણ વિના શિવાજી બલ્લારીની રિયાસતનું સ્વાતંત્ર્ય છીનવી લેવા સૈન્ય મોકલે છે.

શિવાજીની સૈન્ય તાકાતની એને પૂરી જાણ હતી. છતાંય એ જરાય ન ચડકી, ન ગભરાઈ. સુલેહ માટે એણે કોઈ વાટાઘાટ ન ચલાવી. અસીધાર સમી એ દુર્ગના દ્વાર ઉઘાડા ફટાક મૂકી મુકાબલો કરવા પોતના સુધીર સૈનિકો સાથે બહાર આવી ઊભી.

શિવાજીના સેનાનીઓએ ધાર્યું કે, રાણી તો ગભરાઈ કિલ્લામાં ભરાઈ બેઠી હશે કાં તો સમાધાનના સંદેશા ચલાવશે. પણ એ બદલે એણે તો મલબાઈને બલ્લારીનો કેસરિયો ફરકાવતી સમશેરધારી દુર્ગ બહાર મેદાનમાં ઊભેલ જોઈ.

મલબાઈએ વિલંબ લગાડ્યા વિનાય પોતાના સૈનિકો સાથે શિવાજીની સેના પર પ્રતીઆક્રમણ કર્યું. તીવ્ર સામનો કર્યો પણ ખુવારીમાં પોતાના વધુ સૈનિકો કપાતા જોઈ. રાણી દુર્ગમાં ભરાઈ જઈ દુર્ગના દ્વાર બંધ કરી દીધા.

શિવાજીની સેનાએ બલ્લારીનાં દુર્ગ સામે તોપોના રેકડા લાવી ગોઠવ્યા ને રાણીને યુદ્ધ બંધ કરવા કહેણ મોકલ્યું.

જવાબમાં મલબાઈએ કહાવ્યુંઃ 'તોપોના ગોળાથી હું ડરતી નથી, દુર્ગ તૂટશે તો તૂટેલ ભાગમાં મારો એક એક સૈનિક પત્થર બની જીવંત ઊભો રહેશે. પણ મોતથી ડરી સ્વાધીનતા વેચનાર હું નથી. બલ્લારીની સ્વાધીનતા એટલી સસ્તી નથી કે તોપના ગોળા સારુ વેચાઈ જાય.'

ઢડુડુડુ ઢમમમ ઢડુડુ ઢમમમ બ'નારીના દુર્ગ પર મરાઠાઓ તોપ ગોળા ઝીકવા માંડયા. પણ વજ્ર જેવા કિલ્લાની કાંકરીએ ખરતી નથી.

માત્ર એક દિવસમાં લેવા ધારેલ બલ્લારીનો દુર્ગ આજ સતાવીશ સતાવીશ દીવસ થય અણનમ ને અડગ ઊભો હીશે. મરાઠા સેનાની જાણે હાંસી ઊડાવી રહ્યો છે.

શિવાજીને ખબર થયા. બલ્લારીનો દુર્ગ અને રાણી મનબાઇ હિમાલય શા અચળ ઊભાં છે. એ જાતે અશ્વારોહી બની આ વીરતાના દર્શન કરવા બલ્લારી આવ્યો.

શિવરાજના આગમન પછી સેનાધ્યક્ષે તોપમારો વધુ ભીષણ બનાવ્યો ને એક સ્થળે કિલ્લામા ગાબડુ પડયુ ને તૂટેલ ભાગવાળી જગ્યાએ ઝપાટા બધ સૈનિકો જીવતા દીવાલ બની ઊભા. પણ તોપગોળાએ અન્ય વધુ ભાગ પણ કિલ્લાનો તોડયો. બુદ્ધ મલબાઇ એ સ્થળે તલવાર પકડી આવી ઊભી. ધમસાણમા એમના એક હાથનુ કાંડુ કપાઈ દૂર પડયું. ને એ કમનસીબ ક્ષણે મરાઠાઓએ બીજા હાથમાં પકડેલ તલવાર સહિત એમને બંદી બનાવી દીધા. તલવાર ઊઠાવવા કોઈની હિમત ન ચલી

એજ પળે એમને તબુમા શિવાજી પાસે લાવવામા આવ્યાં. અને દુર્ગ પરથી બલ્લારીનો ધ્વજ ઊતારી લઇ ભગવો ઝડો ચડાવી દીધો.

એકીટશે શિવરાજ આ નારી શક્તિને દષ્ટિથી વદી રહ્યો. વીરો, વીરતાને પીછાની શકે છે.

એણે પુછયુ 'મા ! તમને છોડી મૂકવામા આવે તો શું કરો ?'

'અમારી સ્વાધીનતા નષ્ટ કરવા આવનાર શિવાજીનું માથું આ તલવારથી ઉડાવી દઉ.'

'સેનાપતિ ! એમના બંધન છોડી નાખો ! શિવાજીએ આજ્ઞા આપી

'તો તો મહારાજ' ગર્જી ફરી બીજુ યુદ્ધ શરૂ થશે. આપે રાણીજીનો સગ્રામ જોયો નથી !'

'નારી તો પ્રચંડ શક્તિનો અવતાર છે. એમના બળનું પૂછવું શું ? સાથે એ મા છે, અને એમને બાળકો પર કરવુ હય તે કરે'

સેનાપતિએ બધન છોડયા કે શિવાજી આસન પરથી ઊઠી દોડી મલબાઈના પગમાં પડી ગયો

શુ થશે ને શું થયું એ જોવા સૌની આંખો મલબાઇ પર ચોંટી હતી પણ આ શું ! શિવાજી શું બોલ્યા !

'મા ! નારી જાતનું સન્માન કરવું એ પુરુષની ફરજ નહિ ધર્મ છે. એ ધર્મ હું ચૂકયો છુ. એ અપરાધ બદલ ખૂશીથી તમારી તલવાર આ ગરદન પર ચલાવો.'

બીજી જ ક્ષણે મલબાઇએ હાથની તલવારનો દૂર દૂર ઘા કરી દીધો ને એનો ખણીગ અવાજ કિલ્લાની દીવાલમા પડઘા પાડી રહ્યો

શિવાજીએ એ પછી તુરત પોતાનો ધ્વજ બલ્લારીના દુર્ગ પરથી ઉતારી લીધો ને બલ્લારીનો રાજ્યનો ધ્વજ પાછો હતો ત્યા ને ત્યા હવામા લહેરાવા માંડયો.

શિવરાજે એમનુ રાજ કશી એ શરત વગર પાછુ સોંપ્યુ'

० ० ०

ને ત્યાથી ચાલો, પંચ સિંધુઓના પ્રદેશે. વીરતાથી છલોછલ થતા, સત, અકાલ અને અલખ નિરંજનના નાદથી ગાજતા પંજાબ ભણી આવીએ.

જુઓ, આંખોમાથી અને જીભમાથી માધુર્ય વરસાવતા ગુરુ ગોવિંદસિંહ ધર્મપત્ની 'સુંદરી'ને કહી રહ્યા છે.

'મેં તમારો અપરાધ કર્યો છે, તમારા

ચારે ચાર દીકરા પંજાબના મુક્તિ-યજ્ઞમાં બલિ થયા છે '

'દીકરાઓ જનેતા શા સારૂ જણે છે સ્વામિન્! સ્વદેશ કાજે, સ્વધર્મ કાજે. ખાઈ પી મોજ મઝા કરવા દેવા નહિ. મારી કુંખ ઉજળી છે પણ એકેય જો પારોઢના પગલા ભરી મોતને વહાલું ગણી પાછો ફર્યો હોત તો હું તમને મોં બતાવવા આજ અહીં અજ્ઞાતવાસમાંથી આવી ઊભી ન રહેત.'

'નહિ રે! તમારું ધાવણ ધાવેલ પોતરા તો સાચા અર્થમાં સિંહ સરખા હતા. નાના 'અજીત' અને 'ફતેહ' ચમકૌડના દુર્ગ બહાર મોગલ સેના પર ટચુકડા હાથે ટચુકડી તલવાર પકડી સાગર સમા મોગલ દળના વચ્ચે ઝુઝી મૃત્યુ પામ્યા. સૌથી નાના તેર વરસના 'જુહાર' ને તો મેં યુધ્ધમાં જતાં પહેલા મખમલની આંગડી ને જરિયાની સાફો પહેરાવ્યા, મારા હાથે કમરે તલવાર લટકાવી. એ વેળા જુહાર શું બોલ્યો હતો જાણો છો?'

'ના. ના, કહો નાથ જલદી કહો.'

'એણે કહ્યું. બાપુ! તમારી આશિષ મળી. મારી મા મળે ત્યારે કહેજો. મરા આ યુદ્ધગમન પર આશીર્વાદ આપે કે, મૃત્યુ થયા પછી મારા આત્માને શાંતિ મળે.'

'આશિષ છે મારી નાથ! એ તમારા કુળ-દીપક પર, એના કીર્તિ દીગંતમા પ્રસરી રહો. પણ ફતેહસિંહ ને જોરાવરસિંહ?'

- એને નવાબી વાજીદખાંએ દીવાલમાં જીવતા ચણી લીધા.'

'અલખ નિરંજન. શીદ?'

'કહે ધર્મપરિવર્તન કરો. બેઉ તમારા સિંહોએ નવાબને શું કહ્યું જાણો છો? કહ્યું: જે નક્કી જ છે એવા મૃત્યુથી. ડરી સ્વધર્મ મુકી પરધર્મ અંગીકાર કરીએ તો તો અમારી જનેતાએ નવ માસ અમારો વ્યર્થ જ ભાર ઉપાડયો ને! અમારી જન્મદાત્રીએ અમને ભણાવ્યું છે નવાબ! સ્વધર્મે નિધનં શ્રેય પરધર્મો ભયાવહઃ ની સંસ્કૃત પદાવલી ઉચ્ચારી બેઉ ભાઇ તમને પ્રણિપાત કરી હસતાં હસતાં દીવાલમાં જીવતા ચણાઈ ગયા.'

'રે રે સ્વામિન્! મેં જ એમને પાસે બેસાડી આ સંસ્કૃત સુભાષિત શીખવેલું. સ્વધર્મના ગૌરવ ગાન મેં જ એમને સંભળાવેલા. આવા પુત્રોની માતા હોવા બદલ હું ભાગ્યવંત છું કે જેવું ભાગ્ય જગતની કોઈક જ માતાને પ્રાપ્ત થાય છે.'

રૂદન નહિ. નિશ્વાસ નહિ. પણ પુત્રોની શહિદી સાંભળી ગુરૂપત્ની 'સુંદરણુ'ની માનસિક અવસ્થા દીવ્ય બની રહી.

° ° °

ને જુઓ એ પ્રકાશ પુંજ આપણને કચ્છમા દોરી જાય છે. મોગલ સુબો શેર બુલંદખાન પચાસ પચાસ હજારની સેના લઈ દિલ્હીથી કચ્છને મોગલ શહેનશાહતનું ખડિયું બનાવવા આવે છે. ગામડા લૂંટતો, બાળતો ઉજ્જડ કરતો.

કચ્છી પ્રજા હબક ખાઈ ગઈ છે. કચ્છનો જાડેજો રાજવી રા'દેશળ યુદ્ધે ચડવા ઘણી ઘણી હાકલ દે છે પણ કચ્છી પ્રજા ઘર બહાર નીકળતી નથી. આઠો આઠો ગણગણાટ કચ્છ ભોમકા પર ગાજે છે. 'આખર લોહી વહાવીને કચ્છ સોંપવું છે તો રા'દેશળના હાથમાંજ ને! એક દસ્યુ આપખુદ શાસનના મૂળ વધુ ઊંડા ઉતારવા સારૂ જ લોહી વહાવવાને!'

ગઝબ થાય છે મેરૂની જેમ ઉન્નત મસ્તકે રહેલ અઝાદ કચ્છ પર નક્કી જ હવે મોગલોનું શાસન આસાનીથી સ્થપાઈ જવાનું.

પણ, આ મુંઝવણ ટાણે એ જાડેજા

રાજવીના રાણી માનકુંવરબા ભુજના ચોકમાં આવી ઊભા રહ્યાં ને કચ્છી નારીઓને સાદ દઈ કહ્યું: કચ્છ અમારું નથ, જાડેજા ભાયાતોનું નથી, કચ્છ દરેક કચ્છવાસીનું છે એ કચ્છ ને બચાવવા બહાર આવો કચ્છની એ સેનાનો સેનાપતિ કચ્છી પ્રજા ચૂંટે તે બનશે કચ્છના રા' બીને નહિ નીમે. કચ્છ કચ્છવાસીઓનું છે બીજા કોઈનું નથી.'

કચ્છી નારીઓએ, પુરુષોને આ નવું સૂત્ર આપ્યું 'કચ્છ કચ્છવાસીઓનું; બીજા કોઈનું નહિ' આ સૂત્રે સહિયારાપણાની ભાવનાનો દીપક પ્રગટાવ્યો.

કચ્છ આળસ મરડી બેઠો થયો. ને એની વીરશ્રી ભુજમાં ઉભરાવા માંડી.

રાણી માનબાએ બીજું જાદુ કર્યું. કચ્છી મહાજનો પાસે પોતાના અંગના અલંકારો સહિત પોતાના અંગત વપરાશની કોરીનું કોથળા ભરી ભરી મોકલી આપી ને કહાવ્યું 'પહેલા કચ્છ પછી સોનું ને ધન'

કચ્છી નારીઓએ, રાણી માનબાની ન્યોછાવરી જાણી અને એ એના પગલે ચાલી. તમામ કચ્છી નારીઓએ અંગપરથી ઘરેણા ઉતારી પ્રજા-ફોજના આગેવાનોની સમક્ષ ધરી દીધા સમર્પણની ગંગા વહી નીકળી.

કચ્છ રાજ્યની તિજોરી પ્રજા-ફોજના સેનાધ્યક્ષો માટે ખૂલ્લી મુકાઈ લોક-રાજની મંગળ વાયુ લહર જાણે એ દિવસે કદાચ પ્રથમ કચ્છની ધરતી પર વાઈ અને એની પ્રેરક અને પ્રણેતા એક નારી હતી.

રણમોરચે જતી કચ્છી પ્રજા ફોજને વિદાય આપતા કચ્છી નારીઓને લઈ રાણી માનબાએ તેઓને ફૂલડે વધાવ્યા, કપાળે ચાંદલા કર્યાં ને મંગળ ગીત ગાયાં.

ને એ વિદાય લઈ આવેલ કચ્છી સેનાએ કચ્છના આજના મધાપર ગામ પાસે શેરબુલંદ ખાનની સેના પર આક્રમણ કર્યું ને મોગલ ફોજ ને હરાવી કચ્છના સિમાડા બહાર તગડી કચ્છના સ્વાધીનતાની મશાલ જલતી રાખી

° ° °

ચાલો એ પ્રકાશને પગલે પગલે આપણે મેવાડની ધરતી પર આવીએ અહીં એક મોહ ગણુ હાથની હથેળીમા રૂપાળું મો ટેકવી મહેલની ગોખ મા બેસી આગળ ચાલ્યા જતા અશ્વારોહીઓના એક જૂથને જોયા કરે છે.

કેમ ન જુએ? એનો સૌભાગ્યનાથ પણ સ્વદેશ કાજે એ જૂથમા દેશના દુશ્મનોને મારી હઠાવવા જાય છે આજ એ વીર પતિની પત્ની છે એ ખ્યાલે હરખાય છે.

ત્યા તે. દાસીએ ખબર આપ્યા·

'બા' સરદાર પધારે છે.'

'એ તો યુદ્ધે ગયા છે ને!'

'કોણ જાણે જુઓ આ આવ્યા'

અને સાથે કટ કટ કટ. કટ· અવાજ કરતો ચંદાવત સરદાર મહાલયમા એ નવપરિણીત હાડા રાણી સમક્ષ આવી ઊભો રહ્યો ને બોલ્યો

'જુઓ રાણીજી વાત એવી છે કે, આ યુદ્ધ છે ને યુદ્ધમા વખતે હું કામ આવી જાઉં તો તમે તમારો ધર્મ... ..'

'હા. હા સ્વામિનાથ મારા ધર્મની મને ખબર છે. હું તમારી પછવાડે જ ચાલી નીકળીશ કે!' કહી બાળપણમાં માણ્યું બાલકાળી રાણી મીઠું હસી

ચંદાવત સરદાર પાછો વળ્યે. કટ કટ કટ કટ પગથિયાં ઉતરી પાછો અશ્વારોહી બન્યો

હાડા રાણીએ ફરી ગોખમા આવી અશ્વ

ને પ્રધાન કરના સ્વામીને જોઈ ધૈંધા ને પાછી ઓરડે આવી.

સહેજ સમય ગયો ને વળી પાછો મહેલના પટાંગણમા તોખાર હણહણ્યો ને ફરી કટઃ કટ· કટ કટઃ પગથિયાં પર અવાજ કરતો સરદાર 'કયાં ગયા છે' રાણી તમે?' ના સાદ દેતો ઓરડે આવી ઊભો.

રાણી ઊભી થઇ સામે આવીને બોલી·

'કેમ સ્વામી વળી પાછા આવ્યા?

'એ તો, એ તો જરા તમને ફરી કહેવા આવ્યો કે તમે તમારો ધર્મ ......'

'સાચવીશ જના, સાચવીશ. તમે નચિંત પણે, દુશ્મનોને નસાડો, કાંઇ થશે તો હુ તમારી પાછળ જ ચિતાએ ચડી આવીશ. અદેશો ના રાખો.'

'અદેશો કાંઇ નથી પણ આ તો થયુ લગ્ન બરાબર જેમ મણ કરતો જાઉં, તમારી ઉંમર નાની છે.'

'સારુ હવે પધારો.'

ચંદાવત સરદાર ગયો ને રાણી પાછા ઓરડામાં આવી ને ઘણીવાર જોયા કર્યું. પણ યોદ્ધાઓની વટમા ક્યાય એના સ્વામિનો અશ્વ કળ તો નથી

એને ચિંતા થઇ ત્યા તો દાસીએ ત્રીજી વાર ખબર આપ્યા.

'બા! સરદાર પાછા પધારે છે.'

'અરે પણ એમને આ થયું છે શું! આમ વારંવાર પાછા આવે છે ને યુદ્ધની વાટે જતા નથી. એમના મનને આજ થયુ છે શું! હું તો એમને કંઇક થયાના અશુભ સમાચાર મળતા જ ચિતા પર ચડી જવાની છુ. નારી ના ધર્મ પ્રત્યે પુરુષ જાતને આવડા શો અદેશો!'

'પુરુષના સ્વભાવ પણ આ!'

'એક થાળ લઇ આવ.' રાણીએ દાસીને આજ્ઞા આપી.

દાસી થાળ લઇ આવી કે રાણીએ ઝપાટા બંધ ખીંટીએથી તલવાર ઊતારી મ્યાન બહાર કાઢી બોલી:

'જો સરદાર આવે તો મારું માથું સોંપી, કહેજે. રાણી એનો ધર્મ સાચવવા, તમારાથી આગળ ગયા છે હવે સ્વદેશની રક્ષા કાજે મન મૂકી લડો.'

દાસી હેબત ખાતી થાળ લઇ આવી મુકયો ને જાણે સહજ રમત રમતી હોય તેમ હાડા રાણીએ બે હાથે ગરદન પર તલવાર દાબી માથુ ઊતારી નાખ્યુ. તે બરાબર થાળમા જ પડ્યુ

ત્યા સરદાર આવ્યો·

'કયા ગયા રાણી?' મહેલમા એના મોટા બોલના પડઘા ઊઠયા.

દાસી એમની સમક્ષ પેલો થાળ ઢાંકી લઇ આવી ને બોલી:

'સરદાર! આ લો?'

રૂમાલ હટાવી સરદારે થાળમા જોયુ તો લાલમ લાલ હોઠ ને રૂપ ભર્યો મોં, રાણી રેશમ સરખા વાળ લહેરાવતુ રાણીનું મસ્તક.

બે ડગલાં પાછા હટી એ બોલ્યા:

'આ, આ શું?'

'સરદાર' એ રાણીજીનું મસ્તક' એનો ધર્મ સાચવવા એ તમારાથીએ આગળ ગયા. હવે તમે દેશના દુશ્મનને ભગાડવાનો ધર્મ બજાવો એવુ એ તમને કહી ગયા. છે.'

એક ને બીજી પળે રાણીના એ મસ્તકના વાળની ડોકે ગાંઠ વાળી છાતીએ લટકાવી ચંદાવત સરદાર ફરી અશ્વારોહી થયો ને રણવાટ

સીધી યુદ્ધના મેદાનમાં જઇ તલવારથી દુશ્મનોને ઘાસની જેમ કાપી એ ધવાઇ દેશ કાજે શહીદીને વર્યો.

o o o

ને ચાલો રે એ અનોખાં તેજે પારેલ પગદંડી પર સોરઠની ભોમકા પર. જુઓ જુઓ. રંગમતીના કાંઠે વસેલ નવાનગરમાં રાજમહેલમાં. શરણાઇ મીઠા મીઠા રણ ઘુટે છે. નોબત ગડેડે છે. સપ્તપદીના મંગલ શ્લોકોનું ઉચ્ચારણ થાય છે. માનુનીઓ કોયલ જેવા કંઠે મંગલ ગીતો ગાય છે. નવાનગરના જાડેજા રાજવી સતાજામના કુંવર અજાજીના લગ્ન લેવાય છે.

બરાબર આજ સમયે ઘોડાની પડઘી લગ્ન મંડપમાં કાં બોલી! અરે આ તો ખુદ સતા જામ. ગુજરાતના ભાગેડુ સુલતાન મુઝફ્ફરશાહને આશરો આપ્યાની કીમત રૂપે દિલ્હીપતિ અકબરનો મોકલ્યો. અઝીઝ કોકાને ધ્રોળ પાસેના ભૂચર મોરીના મેદાનમાં યુદ્ધ આપવા ગયેલા તે સતજામ અહીં?'

મીંઢોળબંધો કુંવર અજોજી બોલે છે.

'બાપુ! કેમ આવવું થયું! વિજય તો આપણો થયો છે ને?'

'અરે બેટા! શો વિજય ને શી વાત. આગલી હરોળમાં રહી લડતા ખરેડીના લોમા ખુમાણે અને જૂનાગઢના અમીનખાન ઘોરીએ દગો દીધો ને બેઉ અઝીઝ કોકાને મળી ગયા. આપણા સૈન્યમાં ભંગાણ પડયું આથી હું મુઝફ્ફરશાહને ઓખા બાજુ રવાના કરી દેવા આવ્યો છું.'

'અરરરર! ગઝબ કર્યો બાપુ! ક્ષત્રિય રણાંગણમાંથી કદી પાછો ન ફરે. કાં મૃત્યુની ને કાં વિજયની વાટ લે. તમે મોતથી બિના બાપુ! હવે તો દુશ્મનો ઘડી બે ઘડીમાં ધ્રોળથી અહીં આવશે.'

કુંવર અજાજીના મો પર વિચારની—વિષાદની વાદળીઓ દોડવા માંડી. પાનેતર ઓઢી બેઠેલ કન્યા સ્વામીના મોં પર ધસી આવતા ગ્લાનિના પૂર નીહાળે છે.

ઝમ' ઝમઃ ઝમ ઝમઃ સમય ભાગ્યો જાય છે.

'કુમાર! શું સોચો છો! દુશ્મનને નવાનગર પર ચડી આવવા દઇ સોરઠને કાયમ ગુલામ બનાવી રાખવો છે!'

'હેં!' શબ્દો સાંભળી વિચાર તંદ્રામાંથી જાગતો કુંવર અજોજી શોચે છેઃ 'આ કોણ બોલ્યું!'

ત્યાં ફરી એ જ કોયલ શા મીઠા બોલ આવ્યા: 'તમારી પરણેતર બોલું છું રાજ! વિચાર કરવાનો સમય છે ખરો?'

'ના, નથી. સાચું બોલ્યા તમે!'

'તો ઉઠો, ઘોડે પલાણો. હું રથ જોડી પાછળ ભૂચર મોરીના મેદાનમાં આવું છુ. જીતતા હોઇશું તો ત્યાં નહીતર સરગાપુરીના મારગે અધૂરો વિવાહ પૂરો ઊજવશું નાથ! પહેલો ધર્મ જન્મભોમકા પ્રત્યે. પછી બીજા પ્રત્યે. મારામાં મોહ ન રાખશો. હું તમારી ભેળી જ છું આ લોક કે પછી પરલોકમાં.'

ફટ દઇ છેડાછેડીની ગાંઠ્‌વાળું ઉત્તરિય ફગાવી અજોજી ઊઠયા. હાથરો હં હં કરતો રહ્યો. ને કુંવરે ઝબ દઇ પિતાના અશ્વ પર પલાણ્યું.

ઘોડાને જાણે પાંખો આવી હોય એમ એ ઉપડયો. એના ડાબડા લગ્નમંડપમાં સંભળાયા ન સંભળાયાને વીરમી ગયા કે પાનેતર ઓઢી રાજકન્યા એ સતાજામને પાયે પડી કહ્યું:

'મને રથ જોડાવી દો. મારે ભૂચર મોરીના મેદાને જવું છે, જીવતા હોઇશું તો આજ લગ્ન મંડપમાં અધૂરા ફેરા પૂરા કરશું નહીંતર મારા સ્વામિની સંગાથે હું ય સ્વર્ગે ગમન કરીશ.'

રથ આવ્યો. નવપરણિત રાજકન્યા તેમાં બેઠી ને રથ ચાલ્યો. ઢોળ તરફ ઘરઘરાટ કરતો યુદ્ધના મેદાન પાસે આવી ઊભો રહ્યો.

પડદો હટાવી જોયું તો મેદાન શબોથી ભર્યું છે એ જોયું નહીં. ક્ષત્રિયની કન્યા હતી ન ડરી, ન ડગી, ન થડકી.

મેદાનમાંથી મીંઢોળબંધ સ્વામિનું શબ ખોળી કાઢ્યું. ને એનું મસ્તક ખોળામાં લઈ અનુચરોને આજ્ઞા આપી ચિતા સળગાવો, શરણાઈને નોબત બજાવો, મંગલ ગીત ગવડાવો, મારે અધૂરા ફેરા પૂરા કરવા છે.'

સાચે જ એમની આજ્ઞા પ્રમાણે બધું જ થયું : શરણાઈ ફરી વાગી નોબત ફરી ગગડી. શરણાઈએ લગનના રાગ હૈયામાં ઘૂંટયા, ચિતામાં સ્વામિનું શબ ખોળામાં લઈ રાજકન્યા અધૂરો વિવાહ પૂરો કરવા બેઠી.

થોડી જ વારે ચિતા સળગી ને એની જ્વાળાઓએ નવદંપતીને ઘેરી જરા વારમાં જ ભસ્મસાત બનાવી દીધાં.

આજ એ ભૂચર મોરીના ઢોળ પાસેના મેદાનમાં આ ગાથા જીવત રાખતી કુંવર અજા જામ અને પતિ સાથે સહગમન કરનાર એ રાજકન્યાની ખાંભીઓ–દેરીઓ ત્યાં મોજૂદ છે.

વતન કાજે શહાદત અને સમર્પણની પ્રેરણા આપનાર આ ભારતીય નારીઓ જ રાષ્ટ્રની સાચી રખેવાળ છે. પૌરાણિક કાળની અર્વાચીન યુગ પર્યંત ભારતીય નારીઓએ એનો આ ધર્મ બજાવ્યો છે.

*

એક વખત ભગવાન બુદ્ધના શિષ્યોમાં ચર્ચા ચાલી :

"સુરા, સુંદરી કે શ્રી એ ત્રણમાંથી કોણ માનવીને ઝટ પતીત કરે છે?"

શિષ્યોમાં દલીલબાજી ચાલી તો માથાં એટલા મત થયા. આખરે કંટાળી તેઓ ભગવાન બુદ્ધદેવ પાસે આવ્યા. સવિનય પોતાની શંકા જણાવી.

પ્રશ્નનું શમન પ્રતિપ્રશ્ન છે ને? તેથી ભગવાને પૂછ્યું:

"બોલો, એક સૂકા-સાજા તુંબડાને સરોવરમાં ડૂબવાનો ભય લાગે?"

"ના ગુરુદેવ! એ ને તે ભય શેનો?"

"પણ એ તુંબડમાં સહેજ સૂરાખ પડે તો!"

"તો તો પ્રભુ તે પાણીના પેટાળમાં જ ડૂબી જાય."

"પણ એ તુંબડાને ડીંટથી, નીચેથી કે આજુબાજુમાં ક્યાંક થીંકાણું પડે તો પણ ને બચે?"

"ના, ભગવાન્ કાણું ગમે ત્યાં પડ્યું કે તે ડૂબવાનું જ."

"તો પ્યારા શિષ્યો, સુરા, સુંદરી કે શ્રી ગમે તેણે પ્રથમ માનવીના ચારિત્ર્યના ગઢમાં ગાબડું પાડ્યું કે તે આ ભવસાગરમાં શી રીતે બચવાનો?"

"કોણે કઈ બાજુથી કાણું પાડ્યું તે મહત્ત્વનું નથી, પણ માણસનું મન બગડ્યું તેનું બધું બગડ્યું. કાદવ ભરેલ હોય તો જ શરીરરૂપી તુંબડમાં મન ઝટ-કાણું પાડી શકે. જેનું મન સારું છે, તેના શીલરૂપી ગઢ અખંડ રહેવાનો."

"નાનકડો દુર્ગુણ દેહમાં ધરશો કે તે શરીર સાથે આત્માને ભવસાગરમાં ડૂબકાં જ ખવડાવવાનો. માટે આત્મશક્તિથી તરવું હોય તો તન-મન સાફ રાખો, શુદ્ધ રાખો. –વિનોબાજી

# પ્રેરણાદાયી વાક્યો

(મહાત્મા ગાંધી અને અબ્રાહમ લિંકનના આ શબ્દો દુનિયાભરના સ્વતંત્રતાપ્રિય લોકોને આજે પણ પ્રેરણા આપશે. આ અવતરણો 'નવજીવન' માંથી સાભાર લીધા છે.)

૧

લિંકન : પ્રત્યેક માનવીને પોતાની વિશિષ્ટ પ્રકારની મહત્ત્વાકાંક્ષા હોય છે એમ કહેવામાં આવે છે. મારી વાત કરું તો, મારા માનવબંધુઓના આદરને પાત્ર બનીને હું તેમનો આદર પ્રાપ્ત કરું, એ મારી સૌથી મોટી મહત્ત્વાકાંક્ષા છે.

ગાંધી : તરવારને પડતી મૂકયા પછી, મારા વિરોધીઓને આપવા માટે પ્રેમના પ્યાલા સિવાય મારી પાસે બીજું કશું જ નથી. એ પ્રેમનો પ્યાલો તેમની આગળ ધરીને જ હું તેમને મારી સમીપ લાવવા ચાહું છું.

૨

લિંકન : કોઇ પણ માણસ, બીજા માણસની સંમતિ વિના, તેના ઉપર શાસન કરવા જેટલો યોગ્ય નથી.

ગાંધી : હું માનું છું કે, બળજબરીનાં પગલાં દ્વારા લોકશાહી ખીલવી શકાતી નથી. લોકશાહીની ભાવના બહારથી લાદી શકાતી નથી; તે અંદરથી ઊગવી જોઇએ.

૩

લિંકન : આ વિશાળ વ્હાઈટ હાઉસમાં અમુક સમય રહેવાનો મોકો મને મળ્યો છે. મારા પિતાના આ છોકરાની જેમ જ તમારું કોઇ બાળક પણ અહીં આવવાની અપેક્ષા રખી શકે છે, એનું જીવતુંજાગતું ઉદાહરણ હું છું.

ગાંધી : આપણે સૌ સર્વથા સમાન છીએ. પણ એ સમાનતા આત્માની છે, દેહની નહિ. કોઇ પણ વ્યકિત પોતાને બીજાઓના કરતાં ચડિયાતી લેખે, એ ઇશ્વર તેમ જ મનુષ્ય સામેનો ગુનો છે.

૪

લિંકન : જેઓ બીજાઓની સ્વતંત્રતા નકારે છે, તેઓ પોતે સ્વતંત્રતાના અધિકારી નથી; અને ઇશ્વરના ન્યાયી શાસન નીચે તેઓ એ ઝાઝો વખત સુધી ટકાવી રાખી શકતા નથી.

ગાંધી : હિંદી સંસ્કૃતિ સર્વાંશે નથી હિંદુ, નથી ઇસ્લામી કે નથી બીજી કોઈ. તે સઘળી સંસ્કૃતિઓનો સુમેળ છે. સઘળા દેશોની સંસ્કૃતિના પ્રવાહો મુક્તપણે મારી આસપાસ વહેતા રહે એમ હું ઇચ્છું; પણ એમાંના કોઇ-નાથીયે ઘસડાઇ જવાનો હું ઇન્કાર કરું છું.

૫

લિંકન : ઇશ્વર છે એ હું જાણું છું. તે અન્યાયને તથા ગુલામીની પ્રથાને ધિક્કારે છે એ પણ હું જાણું છું. હું જોઉં છું કે, તોફાન આવી રહ્યું છે. અને હું જાણું છું કે, એમાં ઇશ્વરનો હાથ છે. તેણે મારે માટે કોઈ સ્થાન અને કોઈ કામ નિયત કરી રાખ્યું હોય અને મને લાગે છે કે, તેણે એ નક્કી કરી રાખ્યું છે—તો મને લાગે છે કે, એને માટે હું તૈયાર છું. હું તો શૂન્યવત્ છું પણ સત્ય સર્વસ્વ છે.

ગાંધી : સત્યરૂપી ઇશ્વરને વિષેની મારી શ્રદ્ધાને લઇને માનભંગ, કહેવાતી હાર તથા તોફાનોથી ભરેલા જીવનમાં હું મારી સ્વસ્થતા જાળવી રાખવી શકું છું.

૬

લિંકન : મારી પોતાની તાકાત ખૂટશે તો હું આખરે જનતાનો આશરો લઇશ. હું માનું છું કે, તેની તાકાત કોઇ પણ સંજોગોમાં ખૂટવાની નથી

ગાંધી : સત્તા તો જનતામાં રહેલી છે. અને જેમને તે પોતાના પ્રતિનિધિઓ તરીકે પસંદ કરે છે તેમને અમુક સમય પૂરતી તે સોંપવામાં આવે છે.

૭

લિંકન : પોતાનું જીવન તકરારોમાં ખરચી નાખવા માટે માણસ પાસે સમય હોતો નથી. કોઇ પણ માણસ મારા પર હુમલો કરતો અટકે તો તેની વિરૂદ્ધ હું ભૂતકાળ કદીયે યાદ કરતો નથી.

ગાંધી : વ્યક્તિઓને વિષે જે સાચું છે તે રાષ્ટ્રોને વિષે પણ સાચું છે. ક્ષમાને કશી સીમા હોતી નથી. દુર્બળ કદી પણ ક્ષમા આપી ન શકે. ક્ષમાશીલતા એ સબળાનો ગુણ છે.

૮

લિંકન : આંતરિક પક્ષાપક્ષી અને ભાગલા બરદાસ કરનાર રાષ્ટ્ર પરદેશોમાં અનાદરને પાત્ર બને છે.

ગાંધી : શિસ્તપરાયણ અને સંસ્કારી લોકશાહી આ દુનિયામાં શ્રેષ્ઠ વસ્તુ છે. પૂર્વગ્રહવાળી, અજ્ઞાન અને વહેમમાં ડૂબેલી લોકશાહી અરાજકતા પેદા કરશે અને કદાચ પોતાને હાથે જ નાશ પામે.

૯

લિંકન : કોઈના પણ પ્રત્યે દ્વેષ રાખ્યા વિના અને સૌના પ્રત્યે સમભાવપૂર્વક—

ગાંધી : આપણે એકમાત્ર પ્રેમથી જ વિરોધીને જીતી લઈ શકીએ, દ્વેષથી કદી નહિ.

૧૦

લિંકન : જનતાની અંતિમ ન્યાયપરાયણતાને વિષે આપણે ધીરજપૂર્વકનો વિશ્વાસ શાને ન રાખીએ ? દુનિયામાં એથી વધુ સારી અથવા એટલી સારી બીજી કોઈ આશાસ્પદ વસ્તુ છે ખરી ?

ગાંધી : મારે મન સ્વરાજ એટલે સમગ્ર પ્રજાનું શાસન, ન્યાયનું શાસન છે.

લિંકન : સમગ્ર પ્રજાએ, પોતાના સિવાય બીજા કોઇના પણ હાથમાં કદી પણ ન સોંપવા જેવી એ કોઈ વસ્તુ હોય તો, તે પોતાની સ્વતંત્રતાઓની તથા સંસ્થાઓની જાળવણી તથા તેમને સદૈવ ટકાવી રાખવી એ છે.

ગાંધી : સ્વરાજ સંપૂર્ણપણે આપણી પોતાની આંતરિક તાકાત પર, ભારેમાં ભારે મુશ્કેલીઓની પણ સામે ઝૂઝવાની આપણી શક્તિ પર અવલંબે છે. સાચે જ, જે સ્વરાજ પ્રાપ્ત કરવાને તથા તે ટકાવી રાખવાને માટે સતત મથતા રહેવાની જરૂર ન હોય, તે સ્વરાજ નામને પાત્ર જ નથી.

✯

" મને પૂરેપૂરી ખાતરી થઇ છે કે, દુનિયાની કોઇ પણ સંપત્તિ માનવજાતને આગળ વધવામાં મદદ કરી શકે નહીં–ભલેને પછી તે સંપત્તિ એ ક્ષેત્રના કોઇ એકનિષ્ઠ સેવકના હાથમાં મૂકાઇ હોય. મહાન અને પવિત્ર વ્યક્તિઓનું દૃષ્ટાંત જ આપણને ઉમદા વિચારો અને કૃત્યો તરફ દોરી શકે. પૈસા તો માત્ર સ્વાર્થવૃત્તિને જ ઉદ્દીપે અને અચૂકપણે ગેરઉપયોગને આમંત્રે. મૂસા, જિસસ, કે ગાંધીને કાર્નેગીના ધનના ઢગલાઓથી સુસજ્જ થઇને આવેલા કોઇ કલ્પી શકે ? "

—આલ્બર્ટ આઈન્સ્ટાઇન

જો આપણાં દરેકનાં દુઃખો અને કમનસીબીઓનાં પોટલાં બાંધી ઢગલો કરવામાં આવે અને પછી તેમાંથી બધાને સરખે ભાગે વહેંચી લેવાનાં થાય, તો મોટા ભાગના લોકો પોતાનું જ પોટલું ઉપાડીને ચાલતા થવા રાજી થાય !

—સોક્રેટિસ

[ પૃષ્ઠ ૧૮૦ થી ચાલુ ]

## સ્વપ્ન સાકાર થયું

પારડી ખાતે વડાપ્રધાન ઇન્દિરાબહેનને હાથે ગાંધી જયંતિના દિવસે આદિવાસી ભૂમિવિહિનોને ભૂદાન થયું તે પ્રસંગની મહત્તા એક દૃષ્ટિએ ઘણી છે. હિંસા, ઘેરાઓ ભાંગફોડ અને હડતાલના આ યુગમાં પારડીનો પ્રશ્ન છેલ્લા ચૌદ વર્ષથી સંપૂર્ણ અહિંસક રીતે લડાતો હતો અને સદગત ઇશ્વરભાઈ દેસાઇ આ લડતના સેનાની હતી. સ્વ. 'પંત પ્રધાન બળવંતરાયના વખતમાં જ ઘાસિયા જમીનનો પ્રશ્ન ઉકલાયો હતો પરંતુ બારડોલી, વલસાડ અને બીજા ગામોના જમીનદારોએ કાયદાનો આશ્રય લઇને ઉકેલ વિલંબમાં નાખ્યો હતો. એકરીતે જોઇએ તો આ આખી ક્રિયા ભૂદાનનું ગૌરવનું સ્થાન લે છે અને જે મહાનુભાવ પુરુષે નિઃસ્વાર્થ ભાવે આદિવાસીઓ માટે પોતાના જીવનની શ્રેષ્ઠ શક્તિઓ ખર્ચી તેનો આત્મા સ્વર્ગમાં સંપૂર્ણપણે તુષ્ટ થયો હશે. જીવનમા ઘણીવાર એવુ બનતું હોય છે સ્વપ્ના મૂકી જાય છે કોઇ અને ભોગવે છે અન્ય કોઇ.

## પ્રગતિનો આંક

ગુજરાતના પ્રવાસ દરમ્યાન તાજેતરમા વડાપ્રધાને ટકોર કરી હતી કે છાપાએ વાચનારાથી સામાન્ય લોકોને દેશની કેટલીક સાચી પ્રગતિનો ખ્યાલ આવતો નથી. વાત ખોટી પણ નથી. આજકાલ રાજકારણની વાતો ખૂબ થાય છે, અને સરકારની વર્તમાન નીતિની વગોવણીપણ ઠીક થાય છે. પરંતુ દુનિયાની બજારમાં ભારત પોતાનું નામ ગાજતું કરે ત્યારે કોઇ પણ દેશવાસીની છાતી ગજગજ ફુલે તે નિઃશંક છે, હમણાંસુધી તો આપણે સીવવાના સંચા અને સાયકલો નિકાસ કરતા. પરંતુ છેલ્લા વર્ષોમાં ઇલેકટ્રીક અને 'એન્જિનિયરીંગ સામાન પણ વિદેશોમાં જાય છે. રેલવેના વેગનો આપણે ઘણા દેશોને પુરા પાડીએ છીએ. અણુશસ્રો માટેનું Heavy water અને થોરિયમ યુક્ત રેતી ભારત જેટલાં કોઇપાસે નથી. ટેલિફોનના સંધરોમાં દેશની જરૂરિયાત પુરી પાડવા ઉપરાંત અન્ય દેશોને આપણે મોકલીએ છીએ. બેંગલોર ખાતે હિંદુસ્તાન એરોનોટીકસ લિમિ. વિમાનો બનાવવાના પ્રશસ્ય કામગીરી બજાવે છે. તાજેતરમાં બ્રિટનની રોલસ રોઈસ જેવી ખ્યાતનામ જગમશહુર પેઢીએ એર એન્જિનના ભાગો માટે વરદી આપી છે. અવાજથી વધુ ઝડપે ધરાવનારા વિમાનનું ઉત્પાદન આરબ પ્રજાસત્તાક સાથે રહીને કરી રહ્યા છીએ. કાનપુરના Avro વિમાનો લશ્કરમાં પણ વપરાય છે. સ્ટીલ પ્લાન્ટ તેમજ તેલ માટેની રિફાઇનરીઓ હવે આપણે બાહુબળથી ઊભી કરી શકવાની સ્થિતિમા છીએ. લશ્કર માટેની સામગ્રીઓ બાબતમાં સ્વાવલંબન પ્રાપ્ત કરવામાં લગભગ સફળતા મળી છે. આમ ઘણાં ક્ષેત્રોમાં દેશની સુંદર પ્રગતિ, રાજકારણના ધુમ્મસમાં ઢંકાઇ ગઇ છે.

---

એક માણસ ભૂખથી મરવા પડયો. શેતાન તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "તું જો તારો ધર્મ મને વેચે, તો હુ તને ખાવાનું આપુ." ભુખ્યો માણસ કબૂલ થયો. તે ધરાઇને ખાઇ રહ્યો ત્યારે તે નામુકકર ગયો અને કહેવા લાગ્યો, "હું ભુખ્યો હતો ત્યારે જે વસ્તુ મેં તને વેચી હતી, તે મૂળે હતી જ નહીં; કારણ કે ભુખ્યા માણસને વળી ધર્મ કેવો!"

ઇરાની દંતકથા

જેની સિદ્ધિનો આધાર બીજા ઉપર છે, તેવું કર્મ કદી ન આરંભો. પણ જેની સિદ્ધિનો આધાર પોતાનો જાત ઉપર જ છે, તે કર્મ અવશ્ય આરંભો. પરાવલંબનવાળું જે કંઇ છે, તે જ દુઃખ; અને સ્વાવલંબન વાળું જે કંઇ છે, તે જ સુખ. સુખ અને દુઃખની એ ટુંકમાં વ્યાખ્યા છે.

—મનુ

# અવલોકન

## "પ્રભુને નામે"

રૂપાંતર: શ્રી ઇશ્વરભાઇ પટેલ, ઉપકુલપતિ, સરદાર પટેલ યુનિ. વલ્લભવિદ્યાનગર પ્રકાશક આલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ અમદાવાદ

મૂલ્ય રૂ. ૪ પાન ૨૩૬

રેવરેન્ડ ડેવીડ વિલ્કરસનના મૂળ અંગ્રેજી પુસ્તક 'The cross & the Switchblade' નું ગુજરાતી રૂપાંતર શ્રી ઇશ્વરભાઇ પટેલે સહેતુક કર્યું છે. 'મને આ કેમ સૂઝ્યું?' એ શીર્ષક નીચે તેમણે પોતે લખ્યું છે:

"પ્રેમહીનતા અને એકલવાયાપણાની હૃદય કોરી ખાતી દુઃખભાવનાને ભુલવા મથતાં કિશોર અને કિશોરીઓ, નશો, અફીણસેવન, સજાતીય-વિજાતીય વ્યભિચાર, ખૂન, ગુના અને જૂથો રચતાં, આ પાદરીએ નિહાળ્યાં વિના પૈસે, વિના ઓથે એકલે હાથે આ કિશોરોને સર્વપ્રકારની નરાધમતામાંથી બચાવવા એ પ્રભુને નામે લાગ્યો ...... ડેવીડ વિલ્કરસન અને એની મંડળીની આ ભગવદ્કથા એટલી પ્રોત્સાહક અને રોમાંચક નીવડી કે એને ગુજરાતીમાં ઉતારી વાચકોને સહભાગી બનાવવાનું મન હું રોકી શક્યો નહિ"

કાકાસાહેબ કાલેલકર 'પાપપુંજહારી' શીર્ષક નીચે લખે છે: "આણંદમા રહી વરસો સુધી લોકસેવા કરનાર ડૉ. વિલિયમ રુધરફોર્ડની અને શ્રી ઇશ્વરભાઇની ઓળખાણ અને દોસ્તી થઇ, ભાઇ રુધરફોર્ડે એમને ખુબ ગમેલી એક ચોપડી ઉપકુલપતિ ઇશ્વરભાઇને વાંચવા આપી; એમને એ એટલી ગમી કે ગુજરાતીમાં રૂપાંતર કર્યું.....

"સામાન્ય લોકો પાપીઓનો, ગુનેગારોનો અને વંઠેલાઓનો તિરસ્કાર કરી ત્યાગ કરે છે. કેટલાક લોકો એમની વચ્ચે જઇ ધર્મોપદેશ કરી પાછા આવે છે. કેટલાક એથીય આગળ જઇ, એમના ઉદ્ધારાર્થે ઇશ્વરની પ્રાર્થના કરે છે. પણ એવા દુર્દૈવી લોકોના દોષો પી જઇ પ્રેમ અને સેવાથી એમને નવડાવી, કેવળ આત્મીયતાને જોરે એમના હૃદયનું પરિવર્તન કરવાની હામ ભીડનાર લોકો ઇસાઇ ધર્મમાં જેટલા છે તેટલા બીજા ધર્મમાં હોય તો આપણે જાણતા નથી."

આવી રસપ્રદ આ પુસ્તકની પૂર્વભૂમિકા છે.

એક પાદરીના અનુભવનો નિખાલસ અને કરુણા ભરપૂર એકરાર સત્તર પ્રકરણમાં અહીં આપ્યો છે. 'પંથ ભૂલેલાંને સદ્‌માર્ગે વાળવા ભગવદ્ ભક્તિની સતત સરવાણી' આ પુસ્તકના પાને પાને વહેતી રહી છે. શ્રદ્ધા એ કોઇપણ ધર્મનો મૂળભૂત પાયો છે. ઇશુખ્રિસ્તમાં અનન્ય શ્રધ્ધા મૂકવાથી સર્જાતા અનેક ચમત્કારો ઠેરઠેર જોવા મળે છે. જાતીય વિકૃતિ, અફીણી નશો, અને ખૂનામરકીમાં ફસાઇ પડેલી કિશોર ટોળકીઓના રુશ્યોને વીણી વીણીને, તેમને સાચા પથ, અને તે પણ ઇશુચીંધ્યા માનવતાના પથ ઉપર લઇ જવાનો વિરાટ પ્રયાસ કેટલો સાફળ થાય છે તેની —આત્મશ્રદ્ધા—ની આ કથા છે. નહીતર એક સામાન્ય ગામડાનો પાદરી ન્યૂયોર્ક જેવડા સાગર વિશાળ શહેરમાં પોતાની પ્રવૃત્તિઓનું કેન્દ્ર સ્થાપી, શકે અને તેના પ્રેમધરનો પરિવાર ફૂલેફાલે તે બને કેમ?

અનુવાદમાં કેટલાક ગુજરાતી શબ્દપ્રયોગો કૃત્રિમ લાગે છે. તે નિવારી શકાયા હોત. જેમ કે 'પછી' શબ્દને બદલે 'પશ્ચાત્' દા. તરીકે ક્ષણ-પશ્ચાત-પ્રસંગ પશ્ચાત્ જરા વિચિત્ર લાગે છે. એવી જ રીતે અંગ્રેજી શબ્દ પ્રયોગને વફાદાર રહી ગુજરાતીમાં ઉતારતાં ભાવની અપર મારી જાય છે.

ભારત સંતોનો દેશ છે. આપણે ત્યાં પણ સંતોના જીવનમાં ચમત્કારોએ ભાગ ભજવ્યો છે એટલે આ પુસ્તક વાંચતા કોઈ પ્રશ્ચર્ય નડતો નથી. ફાધર વાલેસના લખાણો વાંચ્યા બાદ અને આણંદના રેવરન્ડ રુધરફોર્ડની સેવાઓ જાણ્યા

બાદ, આ પ્રકારના પુસ્તકના વાચનથી બે દેશોની ધર્મભાવના એકબીજાની કેટલી સમીપ છે તેનો તાગ મળી રહે છે.

## 'ધૂમકેતુ'નાં વાર્તારત્નો

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
મૂલ્ય રૂ. ૪.૫૦; પાન ૨૫૬

સંપાદનની દૃષ્ટિએ વિશિષ્ટ કહી શકાય તેવા આ વાર્તા સંગ્રહમાં સ્વર્ગસ્થની વાર્તાકલાની ઉત્તમ પ્રતિનિધિરૂપ અને પાણીદાર મોતી જેવી વાર્તાઓ ચૂંટીને મૂકવામાં આવી છે. 'ધૂમકેતુની શ્રેષ્ઠ વાર્તાઓ' નામનો એક સંગ્રહ તેમની હયાતીમાં જ પ્રગટ થયો હતો. પરંતુ તેમણે લખેલી પાંચસો જેટલી નવલિકાઓને એક સંગ્રહ ભાગ્યે જ ન્યાય આપી શકે. આ સંગ્રહમાં કુલ પચીસ વાર્તાઓ આપવામાં આવી છે અને પુસ્તકને અંતે શ્રી અનંતરાય રાવળે દરેક વાર્તાનું 'મિતાક્ષરી રસદર્શન રત્નપ્રભા' શીર્ષક નીચે આપ્યું છે તેનાથી વાચકને રસાનુભવ ઉપરાંત એક સમર્થ વિવેચકની કલમ પ્રસાદી આપોઆપ સાંપડી રહે છે. પ્રસ્તુત વાર્તાસંગ્રહમાં, પરિશિષ્ટ રૂપે જ એક વિદ્વાન વિવેચકના મંતવ્યો ગ્રંથસ્થ થયા હોવાથી વિશેષ ચર્ચાને સ્થાન નથી; પણ એટલું અવશ્ય કહી શકાય કે ગુજરાતી નવલિકાનો સાચો આવિષ્કાર જેમની પ્રતિભા વડે થયો હતો તેવા સમર્થ સાહિત્યકારને સમજવા આ પુસ્તક માર્ગદર્શક સ્તંભ બની રહે છે અહીં, 'ભૈયા દાદા', 'સોનેરી પંખી', 'દેરાના', 'માછીમારનું ગીત', 'કેરાલેદળનો નાયક', જેવી તણખા મંડળની પ્રખ્યાત વાર્તાઓ તો છે જ પરંતુ અન્ય વાર્તા સંગ્રહોમાંથી બહુ પરિચિત નહીં તેવી 'ગોપન', 'મૂંગોમૂંગો', 'ત્રિકોણ', 'પરિવર્તન', 'તિલકા,' 'સવાર અને સાંજ' જેવી વાર્તાઓ લેખકના 'લાઘવગુણ અને લખાવટની' બીજી બાજુ વાચકને દેખાડી આપે છે તદુપરાંત બે હળવીશૈલીની વાર્તાઓ 'હતા ત્યાં ને ત્યાં' અને 'મનુ' મારે માવજીભાઈ' હર્મિ અને કરુણાની રસાનુભૂતિમાં સમૂળ પીરસે છે અને શ્રી ધૂમકેતુની વિનોદી શૈલીનો પરિચય પણ આપે છે.

દિવંગત સાહિત્યકારોનું સર્જન હવે આપણને મળવાનું નથી, એટલે તેમની જે સંપત્તિ છે તેની જાળવણીનો લોભ જતો કરી શકાય તેમ નથી. આજે નવલિકાનું સ્વરૂપ બદલાઈ રહ્યું છે અને તેના કલેવરમાં ક્રાંતિકારી ફેરફારો થઈ રહ્યો છે; પણ આવું તો દરેક યુગમાં બનતું જ રહેવાનું. જીવનનાં મૂલ્યો પણ બદલાતાં રહે છે. કાલિદાસ અને ભવભૂતિ, અથવા રામાયણ અને મહાભારત આજે આનંદ આપે છે કેમકે કવિનું કથિતવ્ય આજે પણ આમ જનતાના હૃદયમાં પડઘો પાડી શકે છે અને એ જ સ્પંદનો જાગૃત કરી શકે છે જે સદીઓ પહેલાં થતાં. ટાગોર કે શરદચંદ્ર અથવા ગોવર્ધનરામ કે ધૂમકેતુનું સાહિત્ય વાંચતી વખતે સમયનું પંચાગ સામે રાખવાની જરૂર પડતી નથી કેમકે તેમનું સાહિત્ય સર્જન પોતે જ તવારીખ બનીને વાચકની દૃષ્ટિ સમક્ષ ઝઝૂમી રહે છે.

શ્રી અનંતરાય રાવળે એક વાર્તાની મૂલવણીમાં પૂછ્યું છેઃ "વાર્તામાં તમને શું ગમ્યું? પહેલા ખંડનું જગતચિત્ર? બીજા ખંડમાંના કવિનું અને એના ગાનનું વર્ણન? ત્રીજા ખંડમાંનું ચંદ્રલોકની સુંદરીનું કાવ્યોલ્લાસી વર્ણન! ચોથા ખંડમાનું લોકોની જાણી જોઈને સૌંદર્ય-કલા-પિપાસાનું વર્ણન? એ જ ખંડમાં ઉદ્‌ઘોષાતું વાર્તાકારનું ઉદ્દિષ્ટ? કે, આ બધાની અન્વીતિથી સિદ્ધ થતી વાર્તા?"

આવું જ કાંઈક આ સમગ્ર વાર્તા સંગ્રહ માટે પૂછી શકાય. સમર્થ વાર્તાકારની અનેક કૃતિઓમાંથી શ્રેષ્ઠની પસંદગી કરવી ભારે મુશ્કેલ કસોટી છે. સમુદ્રના વિશાળ કિનારા ઉપર રંગબેરંગી અગણિત શંખલામાંથી કોઈ બાળકને એક સુંદર છીપ ઉપાડી લેવાનું કહીએ અને જેવી મુંઝવણ અનુભવે એવું જ કાંઈક અહીં બને છે. "ધૂમકેતુનાં વાર્તારત્નો" આપણા નવલિકા સાહિત્યમાં અગત્યનો ઉમેરો બને છે. -શિ.

## અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| આવા હતા બાપુ–૧-૨-૩-૪ | ૨-૦૦ |
| ગાંધી-ગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧-૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં | ૦–૯૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાળા | ૦–૩૫ |

# વૈષ્ણવજન

વર્ષ : ૧ | ૧૨, નવેમ્બર : ૧૯૬૭ | અંક : ૮

## અનુક્રમણિકા





### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, ધર્મ, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, ટાંકું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફ્પ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે

લવાજમ
દેશમાં (વરસનું) ૯ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક મુદ્રક, માલિક : ધીરેન ગાંધી, સંપાદક: નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સરસ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ.


Boots

## ત્યાગ ક્યારે !

**શ્રી રામકૃષ્ણ પરમહંસ**

જ્યાં સુધી સંસારના ભોગ ભોગવવાની ઇચ્છા રહે ત્યાં સુધી કર્મ ત્યાગ કરી શકાય નહિ જ. જ્યાં સુધી ભોગની આશા હોય ત્યાં સુધી કર્મ છે જ !

"એક પક્ષી એક વહાણના કૂવાથંભ ઉપર બેધ્યાન થઇને બેઠું હતુ. વહાણ ગંગાની અંદર ઊભું હતુ તે ક્રમે ક્રમે ચાલતું મધદરિયે આવી પડયુ એ વખતે પછી પેલા પક્ષીની ચમક ભાંગી. અને તેણે જોયું તો ચારે બાજુ ક્યાય કિનારો દેખાય નહિ. એટલે કાંઠે જવા સારુ ઉત્તર બાજુએ ઊડી ગયું. ખૂબ દૂર સુધી ઊડી ઊડીને થાકી ગયું તોય કિનારો મળ્યો નહિ પછી શું કરે ? પાછું આવીને વહાણના કૂવાથંભ ઉપર બેઠુ. ઘણીવાર પછી પંખી વળી ઊડયું. આ વખતે એ પૂર્વ બાજુએ ગયું. એ બાજુએ પણ બીજુ કંઈ જોવામા આવ્યું નહિ, ચારે બાજુ માત્ર અફાટ સાગર એટલે ખૂબ થાકી જઇને વળી પાછું વહાણ પર આવીને કૂવાથંભ ઉપર બેઠું. થોડીવાર આરામ લઇને વળી દક્ષિણ બાજુએ ગયું. તે જ પ્રમાણે વળી પશ્ચિમ બાજુએ ગયું. આખરે જ્યારે જોયું કે ક્યાંય પણ કિનારો નથી, ત્યારે પાછું આવીને વહાણના કૂવાથંભ ઉપર બેસી ગયું. પછી ઊડયું જ નહિ. નચિંત થઇને બેસી રહ્યું પછી મનમાં બીજી કશી વ્યગ્રતા કે અશાંતિ રહી નહિ નિશ્ચિંત થઇ ગયુ. કશી પ્રવૃત્તિ જ નહિ "

સંસારી માણસો જ્યારે સુખ સારુ ચારે બાજુ ભટકી ભટકીને હેરાન થાય છતા સુખ મળે નહિ અને છેવટે થાકે, જ્યારે કામ-કાંચનમા આસક્ત થઇને કેવળ દુઃખ પામે ત્યારે જ વૈરાગ્ય આવે, ત્યાગ આવે.



# પરિભ્રમણ

'આશુતોષ'

## ૨૪મું અધિવેશન

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૪મું અધિવેશન ભારતના પાટનગર દિલ્હીને આંગણે ૮,૯,૧૦ ઑક્ટોબરના ભરાઈને પૂર્ણ થયું. ઉદ્‌ઘાટનવિધિ ડૉ. ઝાકિરહુસેને કરી. એક તો ગુજરાતીભાષાનું અધિવેશન, અને તે દિલ્હીમાં ભરાય અને રાષ્ટ્રપ્રમુખ તેનું ઉદ્‌ઘાટન કરે તે આખી બાબત આ ગૌરવાન્વિત બને છે. સ્વાગતાધ્યક્ષ તરીકે કાકા કાલેલકર હતા. પરિષદની ટીકાઓ પણ ખૂબ થઈ છે. કોઈને આમાં લોકમેળા જેવું લાગ્યું. દિલ્હી જોવાશે, તાજમહાલ જોવાશે, અને બધું સસ્તામાં પતી જશે એમ માની કુટુંબ કબીલા સહિત ઘણા પહોંચી ગયેલાં. વિભાગીય પ્રમુખોના ભાષણમાં હાજરી કંગાળ હોય એમાં વાંક કોનો? ડેલિગેટોની કાંઈ જવાબદારી ખરી કે નહિ? દિલ્હીના ગુજરાતી સમાજે બાદશાહી સ્વાગત કર્યું; વ્યવસ્થા પ્રમાણમાં સારી રહી; 'જસમા ઓડણે' સહુનાં મન હરી લીધાં અને મુંબઈ–અમદાવાદનો ગર્વ ઓગાળી નાખ્યો. એકંદરે બધાં જ પ્રવચનો સાહિત્ય સમારંભને દીપાવી ગયાં. શ્રી ઉમાશંકર તથા શ્રી અનંતરાય રાવળ મોખરે રહ્યા. પરિષદની જમા બાજુ, ઉધાર બાજુ કરતાં ઉજળી છે. દિલ્હીમાં ઈતરપ્રાંતીય સાહિત્યકારોને પ્રથમવાર ગુજરાતની સાહિત્ય અસ્મિતાનો ખ્યાલ આવ્યો. આંતરપ્રાંતિય સહિષ્ણુતા તથા સહકારની આજે તાતી જરૂર છે ત્યારે ઇતર પ્રાંતમાં પરપ્રાંતીય ભાષાનું સંમેલન રાષ્ટ્રીય આરોહવાને સ્વચ્છ બનાવે છે. એટલું તો ખરું કે સાહિત્ય પરિષદની કાર્યવાહી ગંભીર બને અને સાહિત્યકારો, કવિઓ, વિદ્વાનો તેમજ શ્રોતાઓ આ પ્રસંગને જ્ઞાનપર્વ માની પ્રેરણા મેળવવા ભાગ્યશાળી બને તે માટે આવા સમારંભો શહેરથી દૂર શાંત, પ્રકૃતિરમ્ય વાતાવરણમાં રખાય તો વધુ ઇષ્ટ. સાધનામાં એકાગ્રતા જરૂરી છે. લોકોની રુચિ સાહિત્યાભિમુખ બને તે મુખ્ય હેતુ છે. આગામી વર્ષે ગાંધી શતાબ્દીની શરૂઆત થતી હોવાથી તેમની જન્મભૂમિ પોરબંદર ખાતે અધિવેશન રાખવાનું સૂચન ઠીક છે–ગાંધીજીને વધુ બદનામ કરવાની હવે જરૂર છે ખરી?

## ભાઈસા'બ ખાદી લ્યો

જે નિર્માલ્ય પ્રજા મહાન નેતાનો સંદેશો ઝીલી શકતી નથી તે એક બાજુથી ભલે ટેરેલિન તથા નાઇલોન વણેલું કાપડ પહેરે અને બીજા હાથમાં શકોરું રાખીને અનાજની ભીખ માગે. ગાંધીજીએ જ્યારે શ્રમનો મહિમા સમજાવવા રેંટિયો કાંતવાની એક બહુ જ સીધી, સાદી પ્રક્રિયા અપનાવવા ભારતવાસીઓને અનુરોધ કર્યો ત્યારે એવી મઝાની ભાવના હતી કે જે લોકો પોતા પૂરતું કાંતીને પહેરશે તે આવતીકાલે ખાવા પૂરતું અન્ન પણ પોતે જ પેદા કરશે. સ્વાવલંબનની એક ભાવના લોહીમાં જાગી જશે તો આ ગરીબ દેશ પોતાનું રોડવતાં શીખી જશે–છેવટે ભિખારીની પેઠે તેને માગવું નહિ પડે પણ ગાંધીજી નિષ્ફળ ગયા, સૂતરનું સ્થાન ટેરેલિન અને નાઇલોને લીધું. ગાંધીજીના પ્રચાર કરતાં સિનેમાનો પ્રચાર વધુ કારગત નીવડ્યો. સવાલ એ છે કે તેમનો સિદ્ધાંત કોઈને ખપતો નથી, ખાદી કોઈને પહેરવી નથી ત્યારે તે મહાપુરુષની જન્મતિથિ નિમિત્તે આડંબર શા માટે કરવો જોઈએ? અને ખાદી ખરીદવા લોકોના બારણાં પકડીને શા માટે શરમાવવા જોઈએ? જીલ્લે જીલ્લે ખાદી ભંડારોમાં જે આત્મવંચના ચાલી રહી છે તેથી પચાસ કરોડ લોકોમાં હૃદય-પરિવર્તન થવાનું ? પાયાના પથ્થરનું ગાંધીનું સુચકૃત્ય તેમના આકસ્મિક મૃત્યુથી અધૂરું રહ્યું–હવે ઇમારત કેમ ચણાય? આજે ગાંધીજી હયાત હોત અને કોઈએ ખાદીના ભરાવાની વાત તેમને કરી હોત તો તેમનો જવાબ બહુ જ સ્પષ્ટ હોત–લોકોને જો પહેરવી ન હોય તો બહેતર છે કે હોળી પ્રગટાવો! પણ આવી લાચારી અને આરજુથી...પ્રભુ બચાવે!

## સ્વ. લોહિયા

ડૉ. રામમનોહર લોહિયા ૧૨-૧૦-૬૭ના રોજ અમરત્વ પામ્યા. કોંગ્રેસની બહાર રહીને તેની પરમ સેવા કરનાર આ વિદ્વાન ફિલસૂફ એક કર્મયોગી હઠયોગી હતા. સમાધાન જેવી વસ્તુને તેમણે જીવનભર દાદ આપી નહિ. સ્વમતનો તેમનો આગ્રહ હઠયોગી જેવી ઉમના ધારણ કરીને ભલભલાને દઝાડતો. બર્લિન યુનિવર્સિટીના આ ડૉકટર એક વાર નહેરુજીની બહુ જ નિકટ હતા મૃત્યુ સુધી અપરિણીત રહ્યા. ૧૯૪૮માં તેમણે કોંગ્રેસ છોડી. સમાજવાદની તેમની વ્યાખ્યામાં બંધ બેસતા નાહ થનારાઓ પણ તેમને છોડી ગયા, અને પ્રજા સમાજવાદી તેમજ સંયુકત સમાજવાદી એમ બે ફાંટા પડયા અને બન્ને નિર્બળ રહ્યા. સમાજવાદી બળોને એક જ ઝંડા નીચે એકઠા કરવાના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા. લોહિયા તડજોડ કરવામાં માનતા નહિ. શાસકપક્ષના ભલભલા ચમરબંધીઓને અરદનેથી પકડીને હચમચાવનાર લોહિયા પાર્લામેન્ટમાં અનેરો રંગ જમાવતા અને તેમની હાજરીવાળી બેઠકો યાદગાર બની રહેતી. તેમની કક્ષાના બીજા બે યોદ્ધાઓ આચાર્ય કૃપલાણી અને મધુ લિમયે. કેટલાક લોકોનું માનવું છે કે લોહિયા જીવતા રહ્યા હોત તો હવેની ચૂંટણીમાં દેશની નાવનું સુકાન તેમના હાથમાં આવ્યું હોત. પણ આમાં મતભેદ હોઇ શકે છે મૌલિકતા, વિદ્વતા અને સ્મૃજી સ્વભાવ તેમના આગવાં લક્ષણો હતાં. કોઇનું મોઢું તોડી લેવા તેમની પાસે શબ્દભંડોળ ખૂટતા નહિ. લોહિયાના મૃત્યુથી ભારતની લોકશાહી નિર્બળ બની છે.

## ભારતના મિત્ર એટલી

અખા ભગતે તિલક કરતાં ત્રેપનનું ગયું છે. પણ કાળ ધર્મે કરીને સરકારી પ્રધાનો તેમજ વડા પ્રધાનોને દેશપરદેશની જાત્રાઓ કરવામાં જ સમય ચાલ્યો જાય છે. દુનિયાનો કોઇ એવો દેશ કે ખૂણો નહિ હોય જ્યાં ભારત સરકારનો કોઇ પ્રતિનિધિ પગ મૂકતાં ચૂકયો હોય! અને આ તીરથયાત્રાનું ખર્ચ કોને માથે ચડતું હશે? તેના બદલામાં શું મળતું હશે? દેશ દેશના લોકોની શુભેચ્છા તો આપણને મળી ચૂકી છે. તાજેતરમાં વડાપ્રધાન ઇન્દિરાજી પૂર્વ યુરોપના દેશોની મુલાકાત લઇ આવ્યાં. તેમાં પોલેન્ડ, રૂમાનિયા, ઝેકોસ્લોવેકિયા, બલ્ગેરિયા, ઉપરાંત મોરક્કો તથા કેરો તો ખરા જ. સમાન હિતના બધા જ પ્રશ્નો ચર્ચાય અને સંયુકત યાદીમાં ભાષાના કરામત એવી હોય કે મતભેદનું નામનિશાન કયાંય જોવા ન મળે. ઈંદીરાજીની અગાઉ મોરારજીભાઇ પણ અરધી દુનિયાનો પ્રવાસ કરી આવ્યા. જેઓ પરદેશોમાં ન જાય તેઓ માટે દેશની અંદર ઘણા અગત્યના રસ્તા છે. તાજેતરમાં ઈંદીરાજી ગુજરાતમાં ઉડતી મુલાકાતે આવ્યાં ત્યારે બે દિવસમાં બાર ગામ પતાવી દીધા—છોકરાવ પેઠું ગાય છે — રા વા વંટોળિયો – એવું કાંઇક! અને આ વંટોળિયો પસાર થાય ત્યા લાખો રૂપિયાનું આંધણુ થઇ ગયું હોય! દરેક પ્રધાનના પ્રવાસનું આવુ જ આંધણુ ખર્ચ. પરિણામ તો પંચવર્ષીય યોજના પૂરી થયે ખબર પડે! ઘર આંગણે એટલું બધું કરવાનું છે કે ગરીબ પ્રજાના પૈસાનો આ દુર્વ્યય હવે બંધ થવો જોઇએ. પાટિલ કહે છે તેમ આપણે વિયેટનામ અને ઇઝરાઇલમાં માથું મારવા કરતાં ઘઉં, ચોખા, તેલ, બાજરો, ખાંડ, ઇત્યાદિ પ્રશ્નો પતાવી સામાન્ય જનતાને રાહત આપવી જરૂરી છે.

## તીરથ કરતાં ત્રેવન વેઠ્યાં!

બીજું વિશ્વયુદ્ધ સમાપ્ત થયું અને તેમાં મિત્રરાજ્યોને વિજયી બનાવવામાં જેમનો મુખ્ય હિસ્સો હતો તે શ્રી ચર્ચિલને બ્રિટનની પ્રજાએ શાંતિકાળમાં વડાપ્રધાન તરીકે ચૂંટયા નહિ કેમકે ત્યાંના શાણા મતદારોને ખબર હતી યુદ્ધમાં જે તારે છે તે શાંતિ સમય માટે નકામા છે એટલે સત્તાનો દોર મજૂરપક્ષના એટલીના હાથમાં મૂકયો. શાસ્ત્રીજી જેવા નમ્ર અને નાનકડા આ માણસે યુદ્ધોત્તર કાળમાં પોતાની પ્રતિભાનું દર્શન જગતને વિલક્ષણ રીતે કરાવ્યું. બ્રિટિશ સામ્રાજ્યને સાચવવું બ્રિટન-

નો ગણ્ય બહાનાની વાત હતી. ભારત, લંકા તથા બ્રહ્મદેશને આઝાદી આપવાની દિશામાં એટલીએ કુનેહ બતાવી. સત્તા છોડવી સહેલી નથી. છતાં સત્તા કેમ છોડવી તેનો ઇતિહાસમાં એક દાખલો અર્લ એટલીએ પૂરો પાડ્યો. ભારતને સત્તાની સોંપણી એટલી શિસ્તબદ્ધ રીતે થઈ કે ત્યારપછી બીજી વિદેશી સત્તાઓએ તેનું અનુકરણ કરી તેમના સંસ્થાનોને આઝાદી આપવા તેવી જ રીતે સફળ-નિષ્ફળ પ્રયત્ન અવશ્ય કર્યો. ફ્રાન્સે સફળ રીતે, પોર્ટુગલે નિષ્ફળ રીતે. ચર્ચિલ પછીના બ્રિટિશ સામ્રાજ્યના વડાપ્રધાન તરીકે એટલી માથે અતિગંભીર જવાબદારીઓ આવી પડી જે તેમણે ઘર આંગણે તેમજ વિદેશમાં ક્રાંતિકારક પગલાં ભરીને અદા કરી. ભારતના ઘણા વિદેશી સાથી મિત્રોમાં મહાનુભાવ એટલી મોખરાનું સ્થાન હંમેશને માટે પામશે.

## ટકેશેર ભાજી....

કહેવત પ્રમાણે બનશે તેવી આશા તેના ઘડવૈયાએ પણ રાખી નહોતી. થોડા સમય પૂર્વે મોરારજીભાઈ કહેતા હતા કે ચીજવસ્તુ-અનાજ બાબતમાં ભાવ ન વધે તે માટે પ્રજાની આકરી જોગવાઈ કરતો વટહુકમ રાષ્ટ્રપતિ બહાર પાડશે. પછી આવો કોઈ વટહુકમ બહાર પડ્યો કે નહિ તેની ખબર કાળા બજારને ધમારોને પડી નહીં. પણ તેઓ એક વાત શીખી ગયા કે સરકારના વટહુકમની ચબરખી ભલે હવામાં પતંગની જેમ ચગ્યા કરે—આમજનતાની જરૂરીયાતોની એકેએક વસ્તુ સાથે ચેડા કરવાનો મોકો ફરીથી ક્યારેય મળવાનો નથી. અનાજ, તેલ અને ખાંડ પછી કઠોળ પરચૂરણ અનાજ, ગોળ, હીંગ હળદર, ગરમ મસાલા—દરેક વસ્તુમાં ભાવનું ધોરણ ઊંચામાં ઊંચું સ્થાપવું કેમ? કાળા બજારને ઉત્તેજન આપવા માટે મદદ તો સરકાર જ કરવાની છે. ઘઉંનો બજાર ક૦ રૂપિયાથી નીચે ન જાય માટે રેશનકાર્ડ ઉપર વ્યક્તિ દીઠ મહિને અડધો કિલોગ્રામ ઘઉં, સો ગ્રામ સડેલો જંતુનાશક ચણાનો લોટ, અને વર્ષે ત્રણ-ચાર વાર પાગણું તેલ આપીને ઊભી બજારે છડે ચોક આમજનતાને લૂંટવાનો પરવાનો નીચેના અમલદારો આપવાના જ છે. જો ખાંડનો ભાવ કિલોના ૭ રૂપિયા હોય તો ગોળના પાંચ રૂપિયા સંભવી જ કેમ શકે? અને કાછીઆઓ શા માટે સસ્તું શાક વેચે? રીંગણાનો ભાવ પણ તેમ અને ગોળની અધવચ્ચે રહેવો જોઈએ. અને કાતણની સોટી પાવલાની ન વેચે તો વાઘરીઓ તેલ અને મરચું કઈ રીતે ખરીદે? ટકે શેર ભાજી ટકે શેર ખાજાની પાછળ એક મોટું રહસ્ય છે. આપણી પ્રજા કુટુંબ નિયોજનમાં માનતી નથી. દિવસ ઉગ્યે ખાનારાં મોઢાં રોજ વધતાં જાય છે. હવે જો ભાવ નીચા ઉતરે તો લોકોને ફાવતું શું તે ભેગું ચીજવસ્તુ-કુટુંબમાં ભળને ગોઠણિયું મઝા કરે! પણ જો કાળાં બજાર હોય તો સંતતિનિયમની ઝુંબેશને વેગ મળે. માટે તો મૂકે તાલ દઈને મોં માગ્યો ભાવ લેવાની સૌને છૂટ છે.

## ઈરાનની તાજપોશી

છવ્વીસ વર્ષસુધી રાજ્ય કર્યા પછી ઈરાનના ૪૮ વર્ષના મહમ્મદ રેઝા પહેલવીએ ૨૬મી ઓક્ટોબરે દબદબાભરી વિધિમાં મસ્તક ઉપર તાજ ધારણ કર્યો તે બનાવ રાજાશાહીના આથમતા યુગમાં નવું પ્રકરણ ઉમેરે છે. વર્તમાન રાજવી પહેલાનો ઈરાનનો ઇતિહાસ રોચક નથી. પરંતુ વર્તમાન શહેનશાહ વિચક્ષણ મુત્સદ્દી અને અગ્રદૃષ્ટિવાળા રાજપુરુષ છે. પશ્ચિમની મદદ લઈને તેમણે તુર્કીની પેઠે ઈરાનને સુસજ્જ બનાવ્યું છે. ખેત સુધારા દાખલ કરવા ઉપરાંત, ઈરાનમાં ઉદ્યોગનું સામ્રાજ્ય પણ રચ્યું છે. તેલ અને પેટ્રોલની અઢળક દોલત તેમની તિજોરીમાં ઠલવાય છે. મધ્યપૂર્વમાં રાજાશાહીના વિરોધી નાસર તરફ તેમને અનુરાગ નથી. માટે જ આરબ પ્રજાસત્તાના જીગરજાન દોસ્ત ભારત કરતાં પાકિસ્તાનના પ્રમુખ સાથે તેમનો સંબંધ ગાઢ અને લોહીના ભાઈ જેવો છે. અયુબખાં પણ મુસ્લીમ ભાઈચારાને નામે તુર્કી, ઈરાન અને પાકિસ્તાનનું સમવાય તંત્ર રચી આખા જગતમાં ઈસ્લામનો ઝંડો ફરકાવવાનું સ્વપ્ન સેવી રહ્યા છે. ભારતે ઈરાનની દોસ્તી કેળવવી જ પડશે — પાકિસ્તાનનું જીગરદોસ્ત ભલે હોય."

# સૌરાષ્ટ્રની લોકકળામાં વલોણાનું ચિત્રપ્રતીક

જોડીદાસ ભા. પરમાર

સૌરાષ્ટ્રને ભીની છાળો છાંટતો રૂડો સાગર કાંઠો પણ છે ને જયાંના ઘમ્મર વલોણાની ઝીણી જેર સંભળાય છે તેવી અડાબીડ જામેલી લીલી ગીર પણ ત્યાં જ છે. જેના ભરપટ્ટે સચવાયેલ ઘેઘૂર ઝૂંડમાં સાવજ ડણકે છે તો ડુંગરાની ટૂંક જેવી કૂંઢી ભેંશુય ડોકા હલાવતી, ચીરેલાં કાન ફફડાવતી, ગીરના લીલુડાં ચરાણમાં અલમસ્ત ઘૂમે છે આ સેંજળિયા સૌરાષ્ટ્રમાં ગોપજીવનની શરૂઆત થયાને આશરે ચારેક હજાર વર્ષ થયા હશે તેમ કહી શકાય. જે ગોપસંસ્કૃતિએ ગાયો ને ભેંશોના દૂધમાંથી જ ઘી ને દૂધદહીંની નદીઓ વહાવી છે તે આ ધીંગો સોરઠ દેશ છે. ને આ રસાળા સૌરાષ્ટ્રના ધીંગા હાડને હૈયાબળુકા નરનારી આ ઘી દૂધ સિંચ્યા જ ઉઝર્યાપાઝર્યા હતા, જેણે ગીરના ગરજતા સાવજ સામે



[ભીંત ચિત્રમાં આળેખેલું વલોણું]



[લોકભરતમાં કાનગોપીનું વલોણું]

બાથ ભરી છે, ને આજનેય ટેકો દે તેવા નરનારીની કવિઓએ રૂડી પેરે પ્રશંસા કરી છે.

"સોરઠિયો દૂહો ભલો, ભલી મરવણરી રીત,
જોબન છાઈ ધણય ભલી, ને તારા છાઈ રાત."

આજથી ૩૦થી૪૦ વરસ પહેલાં જ સૌરાષ્ટ્રભરના દરેક ગામડાં ઘંટીના ઘોર રવે ને છાશના ઘમ્મર ઘમવલોણે વહેલી સવારથી જ ધમકી ઊઠતા. દરેક ઘરની ઓશરીમાં, થાંભલી પાસે ત્રાંબાની કે પછી ઠીંકરાની રીઢી ગોળી માંડીને ઘરનારીઓ તેમજ પુરુષ કે સ્ત્રીઓ વહેલી પરોઢે છાશ વલોતા ઝેરતા સાથે ગાણાંનીય રંગત જમાવતા.

કાનદેવ જલમ્યા તારે વાસુદેવ કળ દીવો રે.
ગોકળ સામી ગોળી મારે ઘૂમતા વલોણારે,
ઘૂમતા વલોણારે,
કાનદેવ જલમ્યા તારે વાસુદેવ કળ દીવો રે.
મહીંડા વલોવી મારે કાનદેવની માતારે,
કાનદેવની માતારે,
પહેરણ પટોળા ઓઢણ ઘાટડી રે.



[વલોણું ભીંતપર આળેખેલા ચિત્રમાં]

આમ ઘેરઘેરથી વહેલી પરોઢના આ છાશવલોણાના ધમકારા સંભળાતા. વલોણું એ આમજીવનનું એક નિત્યક્રમનું પ્રથમ સોપાન

હતું. જેમાંથી ઘરમાં નવનિત નીપજતું ને હાડાળા માનવીના હાડચામના માળખાને સીંચીને વજ્જરની જેમ જ ટકાવી રાખતું.



[અપભ્રંશ ચિત્રકળાનો વલોણાનો નમૂનો]
૧૫ મી કે ૧૬ મી સદી

એ દૂધ ઘીએ ઉછર્યાં બાવનબેટડા ને ધીંગી ઘેડીઓ ત્રણ ઘેરાવા કામમાં પણ કદીય પાછી પાની ન કરતા ને આંગળી તૂટતું કામ પણ રમતવાતમાં ઉકેલી દેતા.

પણ અત્યારે આ ગામડાંના ધીંગા માનવીના હાડ ગાળી નાખ્યા શહેરી ચાએ. ગામડાના નજીકના શહેરોમાં જ્યારથી હોટેલો થઈ, ત્યાર પછી દૂધના પૈસાના પ્રલોભને ધીમે ધીમે ગામડાંઓનું દૂધ શહેરોમાં આવવા લાગ્યું. અને એ રોકડા દૂધને ચાના રાતા-ચોળ ઉકાળામાં નાખીને મફક બધોય પછી તો કડક ને મીઠી ચા પીવા લાગ્યો. ચાનો સ્વાદ લીધા પછી ગામડાના ચરડું લોકોએ ઘરમાં ચા શરૂ કરીને દૂઝાણાનું દૂધ રોકડા પૈસે વેચવાનું શરૂ કર્યું, જેથી વલોવાની પંચાત ગઈ તેમ તેઓ માનવા લાગ્યા આ બધું જોઈને કોઈ લોકકવિએ સાચું જ કહ્યું છે :–

'ચાએ ટાળ્યું શીરામણ ને બાળીએ ટાળ્યો રોટો,
હો, ચાકય ચાશ મેરબાન ચાનો આપદ કેવો
થાય છે ?'

આમ આસ્તે આસ્તે શહેરી ચા ગામડાં-ગામના ઝૂંપડા સુધી પહોંચી ગઈ, ને સાથે દૂઝાણાવાળાણાવાળાએ રોકડ રકમ પટ દઈને હાથમાં મળે તેથી જરીએ જરી લૂંછીસાટીને દૂધને હોટલમાં ને બીજે એવા સ્થળોએ ભરવા માંડયું તે સમયથી જ ઘરના સર્વ માણસો બાળકો એ દૂધ છોડીને ચા ગરમનો આશરો લીધો આમ ગામડાના લોકો પણ ચાના હરેડ બંધાણી થઈ ગયા ને તેના પોઢા હાડ ઉતરીને પૂણી જેવા થઈ ગયા.

આ ગામડાંમાંથી ગોરસ ગયા. તે સાથે છાશમાં ઘમ્મર વલોણાના ગીતો, ચીતર બાકી રહી ગયાં છે. ગામડાઓમાં વલોણું તો હવે કોક ભાગ્યશાળીને ઘેર જ ઘૂમાતું હશે, શહેરની આસપાસના ૧૫ થી ૨૦ ગાઉ સુધીના ગામડાંના દૂધ સવારે ને સાંજે રેલગાડી ને હવે તો એસ ટી ની બસમાં શહેરમાં આવવા લાગ્યા છે. નાના ને મોટા માલધારી ભરવાડો-થી માંડીને ખેડૂતવરણના ઘરમાંથી પણ છાશનું વલોણું બંધ કરી રવૈયાને આડી સાથે બાંધી દીધો છે. આમ ગામડાનું દૂધ શહેરોની બજારમાં ઠેર ઠેર ઉભરાવા લાગ્યું છે.

ગીરના જંગલમા પણ નેહડાના માલ-ધારીઓ જો લગતું પડતું શહેર કે કસબો હોય તો ત્યાં દૂધ પહોંચાડે છે, હવે માત્ર ઊંડાણના નેહડામાં જ વલોણા ઘૂમે છે. આમ ગામડાંનું ઘમ્મર વલોણું તે તો "સાપ ગયા ને લીસોટા રહ્યા" તેમ થયું. સાચું વલોણું તો વિલાઈ ગયું, હવે તો લોક કલાકારોએ ને લોકનારીઓએ વલોણાના ચિત્રો આળેખ્યા છે, તે મોજુદ રહ્યા છે.

બબ્બે ગોળીની છાશ ઘુમાવનાર સૌરાષ્ટ્ર-ની માલધારી ભરવાડણોની ધાબળીના છેડે

ભરેલા વલોણાનું ચીતર જ દેખવાનું રહ્યું, ઘરમાં તો હવે તે પણ માગી કે વેચાતી છાશ લાવીને ખાય છે. આ સિવાય વલોણાનું ચીતર તો કાઠી ગઢગલેઢરાના ભરતમા,



[મોતીના પરોણામાં વલોણું]

મોતીના પરોણામા તેમજ ગ્રામસ્ત્રીઓના લોક ભરતમા જ જોવાનું રહ્યુ છે તો વળી ગામના ચોરાની ભીત પર દોરેલા લોકકલાકારના ચીતરમા કવચિત તે દ્રષ્ટિગોચર થાય છે. વલોણું તો ધીમે ધીમે વિલાઈ ગયુ પણ વલોણાના ચિત્રનો સૌરાષ્ટ્રભરમા ખૂબ જ મહિમા છે. લોકજીવનમા વલોણુ એ તો રિદ્ધિસિદ્ધિ નું સુંદર પ્રતીક છે, જે દ્વારા લોકોના ઘરમા નવનિધ નવપ્રકારની સાગર લક્ષ્મીની છોળો ઉછળે છે. નવનિત જે નિત્યે નીત અવનવું થાય છે ને ભર્યું ભાદર્યું રાખે છે. તેથી જ લોકનારીઓ વલોણાનુ ચીતર ઘેર ઘેર આળેખે છે. તેમજ રાસડે રમતા ગીતોમા ય ગાય જ છે ને ?

માતા જશોદા કુંવર કા'નને જગાડો,
ગો'ડા વલોવા મારે રે લોલ,
આજ મારે વલોણે વ્હાર છે રે લોલ
અમારો કા'ન ગોપી બાળાને સોળો,
ગ્રે'ડાની વાત ન જાણે રે લોલ,
આજ મારે વલોણે વ્હાર છે રે લોલ."

અથવા

હેઠવે તે નેતરે કાનોજી કાળા
ઉપલે રાધાજી ગોરા રે લોલ.

આમ નેતરા વડે છાશ ધમકાવતા કાનોજી કાળા ને રાધાજી ગોરાના બે રૂડા પ્રતીકોની જોડી લઈને ,લોકનારીઓએ આ અખંડ જોડીને હળવે હાથે ને મોકળે મને ઘેર ઘેર છૂટથી રૂડી પેરે ચીતરી, આળેખી છે. સૌરાષ્ટ્ર મોટા ભાગે ખેડૂતને ઢોરરખા માલધારીનો દેશ હોવાથી ગ્રામનારીઓએ કાળા કરશનજીને ગોપીને વલોણું વલોતા, પોતાની મનઉદ્‌ભિજ કલ્પનાથી સાદી ને સરળ રીતે આળેખ્યા છે. જે સૌરાષ્ટ્રના મોટાભાગના ગામોમા જોવા મળશે. ઘરમાં ને બહાર, ભરતમા મે ગારના લીંપણ ઉપર કરેલા આળેખમા, મોતી ભરતના ચાકળામાંને, ટોડમા ,પહેરવાના ગૂમણાના ચગદામા, ઠેર ઠેર કાનગોપીનુ વલોણું ઘૂમી રહ્યુ હશે આ જ તેની લોકપ્રિયતા દેખાડે છે ને ?

ગોપસંસ્કૃતિ અને ગૌચર–ગાયોનો ઉલ્લેખ તો ઋગ્વેદકાળથી મળે છે ઉપનિષદમા પણ કૃષ્ણ વાસુદેવનો ઉલ્લેખ મળે છે. પ્રભુ કૃષ્ણ મહાભારતમા સ્પષ્ટ રીતે રજૂ થયા છે



[મોચી ભરતશૈલીમાં વલોણું]
("એમ્બ્રોઈડરી ઓફ સૌરાષ્ટ્ર કચ્છ પુરાતત્વ ખાતામાંથી")

અને ત્યાર પછી ભાગવતમા તો કૃષ્ણ ભકિત અનન્ય રીતે વર્ણવાય છે, ને ત્યારથી જ કૃષ્ણ ભકિતનો બહોળી રીતે પ્રસાર

થયેલા સર્વત્ર દેખાય છે. આમ ઐતિહાસિક કૃષ્ણ વાસુદેવ તે લગભગ ૧૩મી સદીમાં તો સર્વત્ર ભારતવર્ષમાં દેવ બની પૂજાવા લાગ્યા છે. આમ 'કૃષ્ણ ને તેની લીલાનું સાહિત્ય ઘણું ઘણું મળશે. તેમાં ગોપાલકૃષ્ણનું વલોણું તે આપણને દશમસ્કંધમાંથી વર્ણીત મળે છે, તો વલોણાનું સુંદર રીતે કંડારેલું શિલ્પ ઇ. સ ના બીજા કે ત્રીજા શૈકાનું કુશાણ સમયનું મળે છે, (બનારસ સંગ્રહાલય.) વલોણાનું કદાચ આ સૌથી જૂનું શિલ્પ છે. જેમાં જશોદામાતા છાશ વલોવે છે, ને બાળો કાંનો ગોળીમાં હાથ નાખીને માખણ લઈને ખાય છે. પડખે જ બાજુમા બે ગોપીઓ ઊભી છે. વલોણાનું આ કાળનું ચિત્ર તો કયાય જોવા મળતું નથી. પણ ઇ. સ.ની ૧૫મી સદીમાં ચિત્રિત બાળગોપાલ સ્તુતિ અપભ્રંશશૈલીમાં ચીતરાએલ તેનું એક વલોણાનું ચિત્ર મળે છે. તેમાંય માતા જશોદા છાશ જેરે છે. એક ગોપી મહીની મટુકી લઈને ચાલી જાય છે, વલોણાના ચિત્રનો આ પ્રથમ નમૂનો છે. જે અપભ્રંશ શૈલીનું હોવાથી લોકકળાની ખૂબ જ નજદીકનું હોય તેવુ લાગે છે. રંગો પણ તમાં સાદા જ છે. આ પછી રાજપૂતશૈલીમાં, મુઘલશૈલીમાં તેમજ પહાડીશૈલીમા વલોણાના ચિત્રો ઘણા થયા છે. તેના ઉપર ભાગવત પુરાણની મહદ્ અંશે અસર છે. પણ આ બધા ઉપરાંત તળપદ લોકશૈલીમાં વલોણાના ચિત્રો ઢેર ઢેર ને અવનવી રીતે થયા છે. ગ્રામનારીઓએ પોતુકા વલોણાની જગ્યાએ કાનગોપીના કે કોઇ કોઈ સ્થળે બે ગોપીઓના જોડી મૂકીને વલોણાને તો ન ભૂલાય તેવું બનાવી દીધું છે.

લોકકળામાં આળેખાયેલા વલોણાના ચિત્રો તો સૌરાષ્ટ્રના ગામેગામ સૌને જોવા મળશે જ. કાનુડો ને ગોપી છાશ ઘુમાવે છે તેવા, તો કોક સ્થળે બે ગોપીઓ જ છાશ વલોવે છે તેવા. આ પ્રતીક હવે તો ગામલોકોએ હૈયે ને હાથેય ત્રોફાવી લીધું છે. આમ એક વલોણાનું જ પ્રતીક લઈને ગામેગામ સ્રીઓએ પોતપોતાની રીતે તે ભર્યું આળેખ્યું, પરોવ્યું, અરે હાથે ત્રોફાવ્યું પણ છે. ગામેગામની નારીઓએ વલોણાના અનેક ચિત્રો કર્યા છતાંય તે સર્વ અનેકતામાં એકતાનો એક અખંડ તંતુ સચવાયો છે, તનું કારણ સૌના હૃદયધબકારા આ એકજ લોકકળાની શૈલીથી પલ્લીપ્લાવિત થયો છે, તેથી પોતપોતાની સૂઝ પ્રમાણે સૌ નોખનરાળી રીતે ભરે, ગૂથે કે ચીતરે પણ તેમાં લઢણ, માંડણી, રચના ને અલંકારિતા લગભગ થોડે ઠેકાણે હળતી ભળતી આવે છે. છતા અભિજાત કલ્પનાના શોભનશૈલીથી અલંકૃત કરેલા આકારે તે પ્રાકૃત જેવા હોવા છતાં સૌને તે જોવા ગમે છે. અને ઘર, દિવાલ, ભરતચીતરને લોકનારીનું હૃદય પણ આજ કાનગોપી અલંકૃત રાખે છ. અને આને આ વારંવાર ચીતર્યા જ, ભર્યા જ કરવુ તે જ તેના હૃદયની પ્રેમભક્તિનો સાચો ઉમળકો નથી શું ? તેથી જ કાંનને તે ઠપકો આપીને ય છાશ વલોણાનું શીખવે છે ન ?



[ભરવાડણની પાંખળીના છેડે ભરેલું વલોણુ]

" છટાક નેતરું તાણયમાં કાંના,
ગોળી નંદવાશે મારી રે લોલ "!

# ઘણ વિણ ઘડયા

જયમલ્લ પરમાર

ગાંધીજીની હાકે જ્યારે સત્યાગ્રહમાં જોડાયો ત્યારે આગળ પાછળની બહુ સમજ નહિ. એક તો ઊગતી જુવાની, ભાવનાની આગ અને વિપ્લવનો મિજાજ.

૨૭ થી ૩૦ વચ્ચે જ મેં તો ગાંધી સાહિત્ય વાંચ્યું. મન મરજીવા થઈ ઊઠ્યું. સમાજ જીવનમાં પડેલાં મહામાનવોનો તો મહાવરો જ ક્યાંથી હોય!

૧૯૩૨માં ૧૯-૨ વર્ષની ઉંમર, દેશના બહુવિધ એવા બુઝર્ગ આગેવાનો વચ્ચે જ રહેવું પડે હું મને નાનો જ લાગ્યા કરું. અમારા ઘડતરનો એ કાળ. એ ઘડતર પણ એવું કે જ્ઞાન અને ગુણની પિપાસાને કારણે પણ ઉદ્દામ કે અવિનયી બનવાની તો કલ્પના જ કરી શકતા નહિ. એનું બીજું કારણ સ્વાધીનતાના રણજંગના સૈનિકોની સ્વયં શિસ્તથી જીવન આકાર લેતું જતું હતું

'૩૨ ની સાલ. અમે સાબરમતી જેલમાં સજા કાપીએ. વઢવાણના કર્મવીર ફૂલચંદભાઈ પણ અમારી સાથે જ 'સી' ક્લાસમાં સજા ભોગવે. ગ્રેજ્યુએટ હોવાને કારણે પાછળથી એમને 'બી' ક્લાસ મળેલો, પણ એમણે 'સી' ક્લાસમાં જ રહેવાનું પસંદ કરેલું.

એમનો આત્મા પ્રચંડ પણ દેહથી ઘણા દુર્બળ એટલે જેલના હિસાબે એમને હળવું કામ આપેલું. ૧૯૧૩થી સત્યાગ્રહ ખેડતા આવેલા ફૂલચંદભાઈનું જોગી જીવન સત્યાગ્રહોમાં જ વિકસ્યું.

પ્રકૃતિ અગ્નિ સમી પણ સ્નેહાળ; દોષ માટે દાહક પણ, કલ્યાણ પોષક. એવું જ એમનું દેહ દર્શન અગ્નિ સમું પ્રકાશમાન–નીતર્યું પારદર્શક. બોલી સ્નેહાળ પણ તદ્દન ઝાલાવાડી, સચ્ચાઈના ગજવેલના રણકા સમી. એમના જેવું નિખાલસ હાસ્ય બીજે ભાગ્યે જ સાંભળ્યું હશે.

સાબરમતી જેલમાંથી મારી બદલી વિસાપુર જેલમાં નહોતી થઈ ત્યાં સુધી ફૂલચંદભાઈ પાસે જ રહીને દિવસ બધો વિતાવતો. નાનું મોટું કામ કરું, બંગાળી શીખું ને ન આવડે ત્યાં ફૂલચંદભાઈ શીખતા જાય ને મને શીખવતા જાય.

એ પરાધીન દેશની જેલોનો હેતુ જ કેદીઓને હરકત કરીને ત્રાસ આપવાનો. જેલમાં કેદીઓ પાસે બાજખો વણાવે. એની લાંબી ઢુંગી દોરીઓ વણે એને ન ગુંચાયેલી હોય ત્યાં ગુંચવી નાખે અને હળવા કામના કેદીને તે ગુંચળાં ઉકેલવાને દડા કરવા આપે.

જોખી જોખીને આ ગુંચળાં આપે, સાંજે જોખીને પાછાં લે. સોંપેલું કામ ઓછું કર્યું હોય તો દાટી–ધમકી આપે ને કામની સજા વધારે.

મેં તે વળી કયે દિવસે આવાં ગુંચાયેલાં કોકડાં ઉકેલ્યાં હોય! એટલું યાદ ખરું કે અમે નાના હતા ને કોઈની જાનમાં જઈએ ત્યારે 'મા માટ' ને રથ, વેલ કે ગાડાના ઉપરાં સાથે બાંધવા ગુંચવીને આપેલું સૂતર જાનને માંડવા તરફથી એટલે કે કન્યા પક્ષ તરફથી આપવામાં આવતું. એ કાંઈક ગલઢેરા સૂતરના ફાળકા ઢીંચણે ચડાવીને કોકડાં ઉકેલીને દડા કરતા એવું યાદ છે.

જેલમાં આખો દિવસ આ જ કંટાળા ભરેલું કામ ફૂલચંદભાઈ સામે જોયા કરું ને કોકડાંની ગુંચ કાઢવા મથામણ કર્યા કરું. પણ જુવાનીની અધીરાઈથી-કંટાળીને થાકું ત્યારે પછી ધડ દઈને દોરી તોડી નાખી બીજો છેડો ગોતું.

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ પાંચ સાત દિવસ સુધી ફૂલચંદભાઈ બેઠા બેઠા જોયા કરતા હશે. એ પછીના એક દિવસે ગુંચવાયેલી દોરી ન ઉકલતાં મેં જોર દઈને તોડી નાખી કે તરત જ ફૂલચંદભાઈએ ત્રાડ નાખી "શું ધડ ધડ

દોરી તોડયા કરે છે? તને ઉકેલવા બેસાડયો છે કે તોડવા?"

મારા તો મગજમાં ભડકો બોલી ગયો. આજુ બાજુ કામ કરતા કેદીઓ પણ ઝબકી ગયા. એક બાજુ ફૂલચંદભાઈનો તાપ અને મારા મગજમાં વલોણાના કાંઠલાના ખટકા મંડયા બોલવા–"તને ઉકેલવા બેસાડયો છે કે તોડવા?" – "તને ઉકેલવા બેસાડયો છે કે તોડવા?"

આ એક જ ગુરુવાકય મારા જીવનમાં અસાધારણ ભાગ ભજવતું આવ્યું છે. પ્રકૃતિથી હું ઊર્મિલ અને ઉગ્ર, પણ પરિસ્થિતિ જયાં ગુંચવાયેલી સામે આવે ત્યાં ફૂલચંદભાઈ હાજર જ થઈ ગયા હોય, "તને ઉકેલવા બેસાડયો છે કે તોડવા?" અને પ્રકૃતિને ફોસલાવી ફોસલાવીને મારા અંગે થતી ગેરસમજને ભોગે પણ સદાય ગમ ખાતો રહ્યો છું. સિવાય કે સ્વમાનનો પ્રશ્ન લાગે. એ પછી ગલટેલા જનોયાને ગુંચવેલા સુતરના ફાળકા ઉકેલવા અપાતા એનો મર્મ સમજાયેલો.

જયાં કાંઈક અસહ્ય બની ગયું હોય, જીરવી શકાતું ન હોય ત્યાં મુ. શ્રી. હરભાઈએ અમને જણાવતાં જણાવતા એક બીજી ચાવી બતાવેલી તે પ્રમાણે કાગળ લખવા બેસી જાઉં. રોષ બધો કાગળમાં ઠલવાતો જતાં સંતપ્ત મગજ કાંઈક શાંત બને, અને બાર કે ૨૪ કલાક બાદ એ કાગળ ફાડી નાખું. સમયનું એ અંતર જ અસહ્યતાનો ઈલાજ બની જાય.

દિશા શૂન્ય અને રઝળું જીવનનું અણઘડ લોઢું પ્રથમ આમ ફૂલચંદભાઈની અગન જ્વાળાએ તપાવાયેલું. સત્યાગ્રહના કાર્યક્રમથી એરણ ઉપર જીવનના આ અણઘડ લોઢા ઉપર ઘણના ઘા પડયા જ કરેલા.

જેલમાં માણસનો બાહ્યાચાર બહુ ટકતો નથી. અનેકરીતે મહાન ગણાતા માણસોની વૃત્તિઓ જેલમાં બહુ ચંચળ થઈ જાય છે. જેલ જીવનની કઠોરતા જેમને મોટપ.માં ઓછી સહન કરવી પડી છે તેવા મહાનુભાવોને મેં જેલમાં ભાંગી પડતા જોયાં છે. સમાજ અને કુટુંબ સાથેનો વિચ્છેદ એમને જીવનના વિચ્છેદ સમો વસમો થઈ પડતો.

આકળ વિકળ થઈને દિવસ રાત વિતાવે, કામ થાય નહિ, ખાવું ભાવે નહિ અને ઇન્દ્રિયોની અપસરા બધી આભામંડળ ગાંડું કરે. જેમ કામની દિલ ચોરી પેદા થાય તેમ જીભમાં સ્વાદના ચટાકા ઉપડે.

જેટલા વધુ અંકુશો તેટલા વધુ ઉછાળા. અને આ તો બધા શિક્ષિતોના, સંસ્કારીઓના અને જ્ઞાનીઓના ઉછાળા. સંયમ નિયમનાં ઓઢણાં જેલમાં નિમિષ માત્રમાં ફંગોળાઈ જતાં જોયા.

જેલ બહાર ખલક બધી જેમને ખમકારા દે એવ ખાનખાનાનોને ચપટી ખાંડ, ટીપું દૂધ, કાંકરી ગોળ, મુઠી ભાત, પાવલું તેલ, બે ચાર તણખલાં કોથમીર કે રોટલીનાં બટકાં ચોરીને ખાતાં જોયા ત્યારે હું બહુ આઘાત પામ્યો. એ બધાને માટે બાંધેલા મારા ઊંચા ખ્યાલોને કારણે હું ખૂબ દુઃખ પામું. એને પાછા મોજથી 'તીકડમ્' કે 'ગુટલી' મારવી કહે ને આનંદ ઉઠાવે.

જેમ જેમ આ બધાને જોઉં તેમ તેમ એક બાજુથી ખૂબ દુઃખ પામું ને બીજી બાજુથી ફૂલચંદભાઈ જેવા સત્યાગ્રહીઓ પ્રત્યેનું મારું માન વધતું જાય. ફૂલચંદભાઈ જેવા જ યમ નિયમના આગ્રહી કેટલાક હતા જ. પણ એની કાંઈ ગણના ન હતી. જેલના સત્તાવાળાઓ પણ પેલા 'મોટા' માણસોને જ ગણતા.

શિક્ષણ એમના ઊંચાં, વાચન મહાન ગ્રંથોનું, ચર્ચા સિદ્ધાંતોની અને એમનાં જ્ઞાન ગુંજન અપાર. દીંગ થઈ જઈએ.

મારે તો હજી પહેલ જ પડતા આવતા હતા. તે દિવસે વાચન થોડું હતાં એ ગાંધીજીનું જ અને તાજું, એટલે આ માયાવી સૃષ્ટિ અસહ્ય બનતાં રહી ન શકયો, માંડયો બોલવા. ફૂલચંદભાઈ પાસે બેઠા બેઠા બોલવા માંડયો કે "કાંઈ આ બધાને પાણો પખાડયો હતો કે આવે જેલમાં?"

હજી થોડું સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં તો ફૂલચંદભાઈ એકદમ તપી ગયા 'શું મંડ્યો છો એમ આવે તેમ બોલવા ?"

હું તો ડઘાઈ જ ગયો. મને થયું કે ફૂલચંદભાઈ પણ આ બધું જુએ છે તો ખરા, અને 'બી' ક્લાસ મળતો હતો છતાં 'સી' ક્લાસને વળગી રહ્યા એ ફૂલચંદભાઈ સાચી વાત કાં ન કરવા દે ?

કળ વળતાં મેં થોડી બોલવાની હિંમત કરી નાખી. "આવડા મોટા માણસોથી આવી ચોરીઓ થાય ? એમાં મોટાની મોટપ ક્યાં રહી?"

ફૂલચંદભાઈ તરત જ કહે "તને એ બધાએ કહ્યું છે કે તું અમને મોટા માન ?"

"એમ કોઈ કહે તો નહિ જ, પણ એ બધા મોટા તો ખરા જ ને?" મેં હિંમત કરી નાખી

"પણ તેં માનેલાને ? એમણે તો તને મોટા નથી મનાવ્યાને ?" ફૂલચંદભાઈએ કહ્યું.

"ના !" મે જવાબમાં કહ્યું, 'એ કાંઈ એમ થોડું કહે ?' 'તો તું શીદને મોટા માનીને બેઠો છો ?' ફૂલચંદભાઈ એ પૂછ્યું.

"ત્યારે શું કરવું ?" મે સામે પૂછ્યું,

'આ તો તેં મોટા માન્યા ને તું ને તું પાછું એનું દુઃખ લગાડે છે.' ફૂલચંદભાઈએ કહ્યું'.

હું તો મુંઝાયો. આનો તો કોઈ તર્ક પણ નહિ ઠરેલો. હું પોતે જ એક મૂંગો પ્રશ્ન બનીને ફૂલચંદભાઈ સામે જોઈ રહ્યો ત્યારે નિરાંતે કાંકરી ઉકેલતાં ઉકેલતાં કહે: "કોઈ માણસ આપણા અનુભવમાં ન આવ્યો હોય ત્યાં સુધી એના વિષે સાચો કે ખોટો ખ્યાલ બાંધવો જ નહિ."

"ત્યારે શું કરવું ?" મેં પૂછ્યું.

"એના નામનો ચોકડો જ મારવો. પછી અનુભવમાં આવતાં ટકા માંડવા જેવા લાગે તો પછી એક પછી એક ટકા માંડતા જવા. સામટો આંકડો ન ચડાવી દેવો, અને ટકા માંડવા જેવું ન લાગે તો એના નામનો ચોકડો જ રાખવો સારો, એટલે આપણને સારુંમાઠું લાગે જ નહિ. અને લાગે તો ય એના જવાબદાર આપણે જ કહો ને ?"

ફૂલચંદભાઈનું આ અનુભવ દર્શન મારા માટે જીવનભરનું પાથેય બની રહ્યું છે.

એમ તો કેમ કહી શકું કે હું પૂર્વગ્રહરહિત જ જીવ્યે જાઉં છું ! પણ માનવીના અને પરિસ્થિતિના મૂલ્યાંકનમાં મારા માટે એ સુવર્ણ કસોટી બની રહેલ છે. અલબત્ત, તુલના કરવામાં મારા માનસિક વલણના આઘાત પ્રત્યાઘાતો ભાગ ભજવતા જ રહ્યા હશે.

આજે ૩૫ વર્ષ બાદ પણ એમનો તપઃપુંજ દેહ મારી આંખો સામે એવો જ દીપ્તિમાન છે.

"જયાં દીઠો ત્યાં એકરંગી જ દીઠો
હેરંગાને સદા વંદનીય."

---

## માનવી

ખુદ બ્રહ્માની બનાવટ ફરી જાય માનવી !
આપી અને વચન ફરી જાય માનવી. !

બેસાડે હાથ ઝાલી, પહેલાં પરાણે નાવે
તરછોડીને વમળમાં તરી જાય માનવી !

સ્વારથને સિધ્ધ કરવા, એ પ્રેમથી પૂકારે,
સ્વારથ સરી જતાં એ, સરી જાય માનવી!

જમણેથી ઘાવ કરતાં તલવાર ને ઉપાડી,
ડાબેથી ઢાલ આડે ધરી જાય માનવી !

ના અન્યનું ખપે કંઈ, ઉપદેશ દે બીજાને,
પણ બાગ ખુદ પરાયાં, ચરી જાય માનવી!

અમૃત બીજાનું લુંટી, પોતે ધરાઈ પીવે,
બદલામાં વિષ પ્યાલી ભરી જાય માનવી!

સમય મળે તો માનવી, રાવણ બનીને આવી
દે રામની સીતાને, હરી જાય માનવી !

જીવે જીવી જીવીને છતાં 'પથિક' ના જીવે,
હદ્દપાર થઈને અંતે, મરી જાય માનવી !

[ પથિક ]

# માનસસરનો મહાલ

'સત્યમ'

મોગલ સમ્રાટ શાહજહાં! ભારત પર જેની આણ વર્તે એને જ કારાગૃહમાં પુરવાનો વખત આવ્યો.

કોઈ શત્રુના હાથે નહી, કોઈ પ્રતિસ્પર્ધી બાદશાહને હાથે નહીં પણ પોતાના સગા પુત્રને હાથે-ઔરંગઝેબના હાથે. સત્તા પ્રિય ઔરંગઝેબને મન પિતાને કેદમાં નાખવાનું કાર્ય અનુચિત માર્યું નહોતું. એણે પોતાના સગા હાથે શાહજહાંને લોખંડી કડીઓ પહેરાવી.

પણ આ ઔરંગઝેબે માત્ર પિતાને જ કારાવાસમાં નહોતા પૂર્યા—સાહિત્ય, સંગીત, નૃત્ય, ચિત્રકલા, ગીતવાદન આદિ લલિતકળાઓને પણ એણે એક રીતે કારાવાસમાં જ પૂરી દીધી હતી. આ કલાઓને એણે જાણે દૂધ પીતી બનાવી દીધી હતી.

કલાની આવી કુંઠીત સ્થિતિમાં રસકવિ જગન્નાથ પંડિત કેમ રહી શકે?

કલા, સાહિત્ય અને સંગીતથી વંચિત બનેલો મોગલ દરબાર વેરાન જેવો નીરસ બની ગયો હતો. અકબરશાહના સમયમાં સોળે કળાએ ખીલેલી કળાઓ કરમાઈને અસ્ત પામવા લાગી હતી. કવિના દિલને આથી મોટો આઘાત લાગ્યો હતો.

કવિના દિલના આ આઘાતની વાત ઊડતી ઊડતી એક હિંદુ રાજાને કાને આવી.

રાજાએ જગન્નાથને પોતાના દરબારમાં આવીને વસવાનું ઇજન મોકલ્યું.

કવિની ઉપસ્થિતિથી પોતાનો રાજદરબાર શોભી ઊઠશે એવું એ રાજાને મનમાં લાગ્યું હતું

કવિના પ્રત્યુત્તરની પ્રતિક્ષા એ રાજા કરવા લાગ્યો.

એક દિવસ એને કવિનો પ્રત્યુત્તર મળી પણ ગયો.

પ્રત્યુત્તરમાં કવિએ લખ્યું હતું : આપના ઇજનનો સ્વીકાર મારાથી થઈ શકે નહીં. એની પાછળ જે કારણ છે તે આપને હું જણાવું : પૂર્ણપણે વિકસિત કમળોની પરાગથી સુગંધિત બનેલ માનસ સરોવરમાં આનંદસહ વિહાર કરતા રાજહંસ કોઈ અન્ય જળના ખાબોચિયામાં આવવાની ઇચ્છા કેમ કરીને કરી શકે? અને એવા જળ ખાબોચિયામાં ઉત્તમ અને અનવદ્ય રાજહંસો તો હોય જ ક્યાંથી? એમાં તો હોય ડ્રાંઉં ડ્રાંઉં કરતા મંડુકો! એટલે માનસ સરોવર છોડીને હું એવા ખાબોચિયામાં આવી શકું નહિ, અને આવું તો જીવિત રહી શકું નહીં. વળી કમલ પરાગની સુગંધિત જળમાં જેની યુવાવસ્થા વ્યતિત થઈ છે એવા મરાલ હંસ જેવો હું દેડકા અને મત્સ્યથી ખદબદતાં મલિન જળાશયનાં ગંધાતા જળમાં તો કઈ રીતે રહી શકું કે કઈ રીતે જીવી શકું. એને અન્ય સ્થાને જવું ગમે નહિ કે એવી વસ્તુની એ ઇચ્છા પણ કરે નહીં.

કવિના આ પ્રત્યુત્તરની રાજાને કવિના દિલની સાચી ભાવના સમજાઈ ગઈ.

પ્રત્યુત્તરમાં કવિએ છેલ્લું લખ્યું હતું : મારી કવિતા કાં તો દિલ્હીશ્વરને અને નહિ તો પછી જગદીશ્વરને ત્યાં જ રહેશે, બીજથી અને ત્રિજથી અન્ય કોઈ પણ સ્થાનમાં એની ઉપસ્થિતિ હશે નહીં.

---

માણસ જાત ઉપર રાજ્ય ચલાવવાની કળાનો વિચાર જેમણે કર્યો છે, તે બધાને ખાતરી થઈ છે કે, યુવાનોની કેળવણી ઉપર સામ્રાજ્યોનું ભાવી અવલંબે છે. —એરિસ્ટોટલ

જો તમે કોઈ પુરુષ આગળ ખોટા પડો, તો હંમેશ માફી માગવા તત્પર રહેજો; પણ કોઈ સ્ત્રી આગળ તો સાચા પડો ત્યારે માફી માગવા તત્પર રહેજો —ઈન્ડિયા ડાયજેસ્ટ

# ધુપ – સુગંધ

કાલિદાસ મહારાજ

ગુર્જર નારીઓમાં ત્યાગ, જૌહર, વતન-પરસ્તી, અને ધર્મપરાયણતાની ગાથાઓ તો યુગાંતરો સુધી પૃથ્વિના પગથારે ગુંજતી રહેવાની છે. રાજપૂત વીરાંગનાઓ અનોપમાઓ એ માણેકમેતીઓ અને મીનળદેવીઓના યશોજ્જ્વલ પ્રેરક કથાનો તો કાળાંતરો સુધીમાં ભૂંસાવાનાં નથી એ ચરિત્રો તો આ પવિત્ર દેશની શોભા છે.

એવી જ એક ગુર્જર મહિલાની પુણ્યમયી આ ગાથા છે.

એનું નામ વારણાસી: વિધાતાએ કપાળે દુઃખ લખી આ અવની પર મોકલેલાં પણ વારણાસીએ નિસીમ દુઃખમાય પ્રભુકૃપા નિહાળી.

વિવાહ પછી થોડા જ અરે થોડા જ સમયે પતિનો પરલોકવાસ થયો આટલું જ બસ નહિ પણ સાસરા ઘરનાં બધાજ અંતેવાસીઓ મરણને શરણ થયાં.

આવા વિષમ કાળમાં હિંદુ વિધવાના દુઃખની કલ્પના પણ ના થઇ શકે. બુદ્ધિ બહેર મારી જાય. પણ એ કાળે, માનવ જીવોનો સાચો સહારો હતો ધર્મ: અને ધર્મ ગ્રંથો. આજની જેમ અગ્રેજી નવલકથાઓ અને શૃંગાર પ્રધાન સામયીકોનાં વાંચન ન હતા સિનેમાનું વિષ ત્યારે દેશની ધરતી પર રેલાયું ન હતું. પણ તે કાળે ગીતા, યોગવશિષ્ટ, વેદ, રામાયણ ને ઉપનિષદોનાં વાચન અધ્યયન ને શ્રવણ થતાં, તેમાય બ્રાહ્મણ કુટુબો માટે તો આ ખાસ હતું. વારણાસી બ્રાહ્મણ હતાં એટલે પિતાને ઘેર બચપણથી જ 'પ્રભુની મદદ હમ્બા' ગણી જીવન ધર્મને સમર્પણ કર્યું.

આ વેળા તેઓ વડોદરાના પૂર્વ તરફના ભાગમાં આજે જેને 'જેતલી વાડી' કહે છે તે લતામાં આવેલ પોતાના મકાનમાં રહેતાં હતાં. ત્યાં દરરોજ ભજન કીર્તન અને સત્સંગ થવા લાગ્યો. નાનું શું મંદિર બનાવી ઘેર તેની સેવા પૂજા કરના માંડયાં. વડોદરાની ઘણી બહેન તેમને ત્યાં સત્સંગનો લાભ લેવા લાગી.

વડોદરામાં આ વખતે મહારાજા ખંડેરાવ ગાયકવાડનાં રાજ. અંગ્રેજોની સત્તા દેશમાં જામી ગયેલ. ભારતનો નકશો ઝડપથી લાલ રંગે રંગાતો જતો હતો. નાનાભાઇ મલ્હારરાવને દેશના સ્વાતંત્ર્ય જંગમાં પરોક્ષ ભાગ લેવા બદલ. અંગ્રેજ સત્તાધીશોની આજ્ઞાથી ખંડેરાવે કેદમાં નજરકેદ રાખેલા. આંતર કલહથી દેશની બધી રિયાસતો પીડાતી હતી.

સૌરાષ્ટ્રમાં એ કપરા કાળે માનવ ધર્મના પૂજારી સંત મહાત્માઓનો ઉદ્‌ભવ થયો હતો. સેવા અન્નદાનની જબરી હોડ આ સંતો વચ્ચે સૌરાષ્ટ્રમાં ચાલતી. આવા સૌરાષ્ટ્રનાં જામખંભાળિયાના સંત મોરારસાહેબ અન્નદાનના પ્રચાર અર્થે ઘુમતા ઘુમતા વડોદરા આવ્યા. તેમના કાને વારણાસીની આ ભક્તિપરાયણતાની વાતો ગઇ.

વારણાસીએ પણ આ સોરઠી સંતના વડોદરા આગમનના સમાચાર સાભળ્યા અને તેમને પોતાની મઢુલીએ આવવા વિનંતી કરી.

મોરારસાહેબ એમને ત્યાં આવ્યા. વારણાસીની નિત્યપ્રતિની ભગવદ્‌સેવા, ભજન, કીર્તન, ધુન, આદિની સંલગ્નતા નીહાળી અને વિચાર્યું કે આવી માતાઓ જો અન્નદાનના માર્ગે પળે તો દેશનું અર્ધું સંકટ ઓછું થઇ જાય.

એમણે બે હાથ જોડી વારણાસી માને કહ્યું:

'મા! મારી બાળકની એક વિનંતી સ્વીકારશો?'

'કેમ નહિ સ્વીકારૂં? ઇશ્વર સેવાર્થે જાત સમર્પણ કરનાર દેવદૂતની માગણી એ તો જીવતરનું મોટું કલ્યાણ છે. ખુશીથી કહો.'

'આપની આ દેવસેવા, સત્સંગ, ભજન, ધૂન બધું તો ઉત્તમ છે. પરંતુ આપ જાણો છો કે દેશમાં આજ માનવતા મરતી જાય છે. એનો પુનરોદ્ધાર કરવો. એના સમું મોટું કોઈ ધર્મ કાર્ય નથી.'

'આપ સમજાવો.'

'પરદેશી શાસકોને, આ દેશવાસીઓનાં સુખ દુ:ખની દરકાર પડી નથી. આપણાં દેશવાસીઓ અંદર અંદરના કલહમાં ગળાડૂબ છે. અને ભૌતિક સુખસગવડો ભોગવવા લોહી વહાવે છે. ખેતી થતી નથી. વેપાર નામનો જ છે. અનાજની કારમી ખેંચ છે. લોકો વગર દુકાળે અનાજ વગર ટપોટપ મરે છે. આથી આપ વડોદરામાંથી ભૂખ્યાંઓને અન્નદાન આપવાનું ભગીરથ કાર્ય ઉપાડી લો. આપ તો જાણો જ છો કે, માનવ સેવા એ પ્રભુસેવા છે.'

'હું સ્ત્રી છું મારાથી એ બની શકશે? તમે પુરૂષ: ઘર ઘર ફરી અન્ન માગી ભેળું કરી શકો છો.'

'તમે તો મા, અન્નપૂર્ણાનો અવતાર છો. તમે જે કરી શકશો એ કોઈથી નહિ થઈ શકે. નારાયણ સર્જનાર મા, તમે નારીશક્તિ: તમારાથી શું શક્ય નથી?'

'સારું, તમારી આજ્ઞા માની હવે પછી જીવતરનું પહેલું મુખ્ય કર્તવ્ય અન્નદાનને ગણી તેને જીવનની પ્રતિ ક્ષણ એમાં ખર્ચીશ.'

'તમારા એ પુણ્યકાર્યમાં ઇશ્વરનાં આશીર્વાદ હશે.'

મોરારસાહેબ, વારણાસીમાના અંતઃકરણમાં ગીતાકારના નિષ્કામ કર્મયોગનું પ્રતિષ્ઠાપન કરી ગયા ને વારણાસીએ તે પછીથી અન્નદાન આપવાને જીવનધ્યેય બનાવ્યું.

**પણ કેવી રીતે?**

પ્રથમ તો પોતાની વડોદરાની તમામ સ્થાવર જંગમ મિલકત વેચી તે ધનમાંથી અનાજ ખરીદી ભૂખ્યાંઓને બોલાવી બોલાવી અન્નદાન આપવા માંડયું.

સત્સંગમાં આવતી બહેનોએ વારણાસીનો આ અન્ન-યજ્ઞ જોયો ને તે ગુર્જર મહિલાઓએ જ્યારે સત્સંગમાં આવતી ત્યારે આવેતુ સંત મહાત્માઓ તથા ભૂખ્યાંઓ સારૂં રાંધેલ અનાજ થાળ ભરી લાવવાનો અભંગ નિયમ રાખ્યો. દીવે દીવો પેટાય તે આનું નામ.

વારણાસીએ આ પછી નિયમ કર્યો કે, પોતાની મઢુલીએ દરરોજ બે અભ્યાગતોને મિષ્ટાન્ન જમાડી ભૂખ્યાઓને પંગતમાં બેસાડવા ને છેવટ પોતે જમવું.

વારણામીનું ઘર અન્નદાનની યજ્ઞશાળા બની ગઈ. એ યજ્ઞની મધુર ધૂપ-સુગંધ વડોદરાની દરેક ગૃહનારી પાસે પહોંચી ગઈ. દરેક ગુર્જરનારી પછીથી દરરોજ વારણાસીનાં આવાસે રાંધેલ અન્નદાન જાતે ઉપાડી ત્યાં મૂકી આવવા લાગી

ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં જતા આવતા પગપાળા ઘૂમતા તીર્થવાસીઓ, સંતો, મહાત્માઓ, અભ્યાગતોનાં કાને વારણાસીની આ અન્નદાનની વાત ગઈ. અને ત્યાં રાત દિવસ ભૂખ્યાંઓ ઊભરવા લાગ્યા. 'અન્ન સમો નહિ દેવના'નો બુલંદ નાદ ત્યારથી આખા ગુજરાતમાં છાઈ ગયો.

વડોદરાની ગાદીએ એ વેળા ખંડેરાવ મહારાજ: એ બીમાર પડયા. બીમારી હટતી નથી.

મહારાણીના કાને વારણાસીની આ ભક્તિ અને ભૂખ્યાઓને અન્નદાન આપવાની વાત પહોંચી ગયેલી. એમને થયું કે, 'વારણાસીમા જો મહારાજાને આશીર્વાદ આપે તો તેમનું કલ્યાણ થાય.'

મહારાણીએ, વારણાસીમાને રાજમહેલે આવી રોગ ગ્રસ્ત ખંડેરાવ મહારાજને આશીર્વાદ આપી જવા વીનવણી મોકલી.

માનવ કલ્યાણનાં સતતવાંછુ વારણાસીમા શુભ, સાદાં વસ્ત્રો પહેરી પગે ચાલી રાજમહેલે આવ્યા. તેમનાં આગમનનાં ખબર સાંભળી રાણી તેમને મહેલના દરવાજા સુધી સામે લેવા આવ્યાં ને સંમાનપૂર્વક ખંડેરાવ મહારાજ જ્યાં સૂતા હતા તે ખંડમાં લઈ ગયાં

વારણાસીમા એ જોયું કે, રાજવી એવા રોગે ઘેરાએલા છે કે, કોઇ ઔષધથી તે મટે તેમ ન હતું.

મહારાણીએ કહ્યું: 'મા! મહારાજાને આશીર્વાદ આપો કે, તે સાજા તાજા થઇ ઉઠે.'

'મહારાણી! તમે કોઈ સામાન્ય નારી જેવાં નથી. રાજરાણી છો. સમજુ છો. તમે જોઈ શકો છો કે, શ્રીમંત સરકાર કેવા રોગે ઘેરાએલા છે.'

'હા. એથી તો દેશપરદેશથી, વૈદો, હકીમો અને ડોકટરો આવ્યા છે. પણ કોઇ ઔષધ કરામત નીવડતું નથી. જેથી છેલ્લે, આપની દુવા લેવા છે.'

'મહારાણી! મારી દુવા કરતાય ચોડયાની દુવા અપાવું તો!'

'તો તમે મારા સૌભાગ્યનાં સાચા રક્ષક, જન્મ જન્માંતરો સુધી તમારો પડ નહિ ભૂલુ

'જુઓ. બધી દવાઓથી શ્રેષ્ઠ દવા છે. ગરીબોની–ભૂખ્યાઓની દુવા.'

'એ કેમ મળે.'

'તેવ ઓને અન્નદાન આપીને.'

'બસ!'

'બસ મહારાણીજી! એનાથી કોઇ ચડિયતી દવા કે ચડિયાતી આશિષ નથી. આપ જાતે, આપનાં હાથે ગરીબોને–ભૂખ્યાઓને, મિષ્ટાન્ન પીરસી જમાડો. એની દુવાથી કલ્યાણનો વરસાદ વરસશે!'

'સાચે જ!'

'સાચે જ મહારાણી! વિધાતાના અફર આશા–બંધ આ ભૂખ્યાઓની દુવાથી તૂટી જાય છે.'

વડોદરાની મહારાણીએ એ આજ્ઞા માથે ચડાવી. વારણાસીમાને, પાછા છેક રાજમહાલયનાં, દરવાજા સુધી, મૂકી પાછા ફર્યાં ને બીજા જ દિવસથી રાજઆજ્ઞા પ્રગટી કે, "ગુજરાતનાં તમામ દેવમંદિરોમાં, કે ધર્મશાળાઓમાં, આવી વસેલા સાધુ, સંત, મહાત્મા કે ભૂખ્યાઓનો ભોજન પ્રબંધ શ્રીમંત સરકારની તિજોરીમાંથી ચૂકવાશે."

વડોદરા રાજમહેલનાં પટાંગણમાં, મહારાણી જાતે, ભૂખ્યાંઓને. ભોજન પ્રબંધ કરાવવા બેઠાં રહ્યાં

વડોદરા નરેશ એ પછી સાજા થયા. ગરીબોની દુવા ફળી.

ગુજરાતની ધરતી પર, અન્નદાનની મહત્તા ઓર દૃઢ બની. ગીતાકારનો નિષ્કામ કર્મયોગ જાણે ગુર્જર ભૂમિ પર સાકાર બન્યો,

સાજા થયા પછી પણ ખંડેરાવ મહારાજ પર પરદેશી સલ્તનતે એક મોટી દેશી રિયાસત મીટાવવા ઘણી ઘણી જહેમત અને હોબાળો ઊભા કર્યો. તે તે વેળા મહારાણી, વારણાસીમાની સલાહ લેતા ને, વારણાસીમા બુભુક્ષિતોને વધુ ને વધુ અન્નદાન આપતા હતાં.

વારણાસીને પૂરા સો વર્ષનું આયુષ્ય મળ્યું, સો શરદ જીવી એ કાળધર્મને પામ્યાં,

આજે વડોદરામાં, તેમનાં સ્થાપ્યાં સ્થાનકમાં તેમની આજ્ઞા મુજબ દરરોજ બે અભ્યાગતોને મિષ્ટાન્ન જમાડી લીધા પછી જ અન્ય સૌ હરિહરની પંગત પડે છે.

અન્નદાનની મહત્તા પ્રગટાવવા આજના સક્રાંતિકાળે દેશમાં આજે આવી નારી શક્તિ પ્રગટો.

*

આશાવાદી માણસ હંમેશ બધે લીલી બત્તી જ જુએ છે. નિરાશાવાદી બધે થોભી જવા માટેની લાલ બત્તી દેખે છે. પરંતુ ખરેખરો ડાહ્યો માણસ તો રંગો દેખી ન શકે તેવો અંધ હોય છે.

– ડૉ. આલ્બર્ટ શ્વાઈટ્ઝર

નાણાંમંત્રીનું કામ ભરવાડની પેઠે ઘેટાંનું ઊન કાતરી લેવાનું છે – ગમનું ઊન ઊતરડી લેવાનું નહિ.

– લીયહોટ એમરી

# અમી–છાંટણાં

લાભુભાઇ ત્રિવેદી

કોઈ મધ્યાહ્‌ને,
તારા અંતરમાં આંધી આવી લાગે,
તારા અંતરમાં યુદ્ધ ફાટી નિકળે,
તારા અંતરમાં મનોવ્યથા જાગી ઊઠે, કે
તારા અંતરમાં તર્કવિતર્કો જાગી ઊઠે,
ત્યારે તું હોશિયાર રહેજે. તું તારો માર્ગ ત્યારે અંતરમાંથી જ શોધી લેજે.

તું જ તારો દીપ છો.

શુભ આશીર્વાદ તારી સાથે રહેશે

કલ્યાણમાર્ગે જનારાએ. કાજે અવગતિ નથી. અને હું તો શિવપથે ચાલ્યા જ કરજે.

આત્મા જ આત્માનો શત્રુ છે અને મિત્ર પણ; એ તું કદી ના ભૂલજે.

o o o

નિધાનો ખજાનો તારી અગાડી ઠલવાય જાય કે અન્નના ભંડારો તારી પાસે ઠલવાય ગયા હોય કે લક્ષ્મીની રેલમછેલ તારી અગાડી પથરાય ગઇ હોય;

ત્હોયે તું લલચાજે ના.

મન મનોરથો ઘડવા લાગે કે કલ્પના સઘાને સર કરવા મંથનો માણી રહે;

ત્હોયે તું છેતરાઇશ ના.

તું તો અપરિગ્રહ અને પ્રમાણુનો મંત્ર ફૂંકતો જ રહેજે.

મનને જીતવુ એ જ મનના સાચા મનોરથો છે.

o o o

પ્રવાસના થાકથી તરી યાત્રા શું અધૂરી રહેશે !

સવારની લાલી જેવાં તારાં આલોચિય ળાની ઠડી જેવા ભરછટ બની જાય કે વસંતમાં ખીલેલી વેલી જેવા તારા વાળ પાનખર જેવા રૂક્ષ બની જાય, શરદમાં ખીલેલા કમળ જેવા તારા નેત્રો આષાઢના પૂરમાં ચીમળાયેલાં પુષ્પો જેવા થઇ જાય કે વૈશાખના મોગરા જેવી તારી વાણી ગ્રીષ્મના કરમાયેલાં ફૂલો જેવી થઈ જાય; તારા પગના તળિયા આષાઢી મેઘલી રાતની શ્યામલતા પકડતા થઇ જાય કે આત્માના રંગ રંગાયેલા, યૌવન ઝીલતો તારો દેહ પાનખરના ઠુંઠા વૃક્ષ સમો બની જાય તો પણ તું તો આત્માને ઓજસે જ ઊડતો રહેજે.

તુ જાણે છે કે તારો આત્મા તો તેજ ઘડયો છે, સ્ફૂર્તિ એ એનું રૂપ છે અને અહર્નિશ પ્રેરણા એ જ એનું કર્તવ્ય છે.

દેહ ક્ષણિક છે અને આત્મા અમર છે. પુનર્જન્મ અને મોક્ષ એ પ્રભુની અણઉકેલાયેલી રચના છે

આત્મન્ પાંખે તું ઊડયા જ કરજે.

o o o

તારા હાથની બાજી તને સરકતી લાગે કે તારા જ મિત્રો, તારા જ સ્નેહીઓ, તારા પર હસતા લાગે ત્હોયે તું નિરાશ ના થજે.

તારો દેહ થાકથી લથડી પડેલો લાગે કે તારુ કાર્ય તને ભુલભરેલું લાગે ત્હોયે તું ગભરાઇશ ના.

તું તો તારા શુભપથે અચળ અને અટલ શ્રદ્ધા ધરી, અનેરા ઉત્સાહ સાથે એકલો ત્હોયે ચાલતો રહેજે.

તારી મંજિલ તારા બલિદાન સુધી ચાલુ રાખજે.

તારી સાથે એક વાત કરતા તારા જ મિત્રોને બીજી પળે બીજી રીતે વાતો કરતા કે બીજી રીતે વર્તતા દેખે ત્હોયે તું તો એ જરાયે મનમાં લાવીશ ના.

o o o

જનતા જનાર્દન છે

તારી જ જનતા તને કદી ઠુકરાવતી લાગે ત્યારે જનતા જનાર્દન છે એ ના ભૂલજે.

જનતાને સદા પ્રણામ કરજે.

જનતાને કદી છેતરીશ ના.

તારા આત્માને છેતરીશ ના.

જનતા જનાર્દન છે ત્યારે તું બધું સહન કરી તારો શાંતિ પ્રવાસ ચાલુ જ રાખજે.

કસોટીથી છેતરાઈશ ના, સત્ છોડજે ના.

માનવીને માનવી તરીકે જોજે: ઉપયોગના માત્ર સાધન તરીકે નહિ. અને તું તારી જાતને નજર સમક્ષ રાખી કદી ના વિચારજે, દરિદ્રનારાયણને નજર સમક્ષ રાખીને વિચારજે, લોકકલ્યાણને નજર સમક્ષ રાખીને વિચારજે.

o o o

શું તું જ તારી ચિંતા કરશે,

શું તું જ તારી કથા કહેશે,

શું તું જ તારો ન્યાય તોળશે,

કદાપિ નહિ.

તું તારી જાતને કદી આગળ ધરજે ના, તું કદી તારી જાતને આગળ ધકેલવા પ્રયત્ન કરજે ના.

તું તો તારી જાત સમર્પી તારું કાર્ય કર્યે જ જજે અને ત્યારે,

બધી ચિંતા કરનારો તારી ચિંતાની જવાબદારી સંભાળી લેશે.

તું તારી ચિંતા કરતો ના,

તું તારામાં અટવાય જતો ના.

તું તો મૂક સેવક છો.

નિષ્કામ સેવા એ જ તારા જીવનનો મંત્ર હો.

o o o

તારું કાર્ય તને સફળ થયું જણાય કે વિજય ઊડતો આવી લાગે; તારો જયજયકાર બોલાય કે તારા પર પુષ્પની વૃષ્ટિ થાય;

તો પણ તું ત્યારે દર્પમાં મદ બની અટકશે ના.

તારી મંજિલ તું નમ્ર બની, નિમિત્ત બની ચાલુ જ રાખજે.

તું તારું કાર્ય કરે છે એ મનમાં કદી ના લાવજે, પ્રકૃતિના ગુણો ગુણોને વિષે વર્તે છે એ ના ભૂલજે.

તારું કાર્ય કદી કીર્તિનું સાધન ના બનો.

તું તો ચાલતો જ રહેજે.

o o o

તારા મિત્રોનું માન રાખવા જતાં તું બીજાને અન્યાય તો નથી કરી બેસતો ને! તારા જ સાથીઓને સાચવવા જતાં તું ધ્યેય તો ચૂકી જતો નથી ને!

તું તો સહુનો છો અને એ જ ખ્યાલમાં લઈ આગે ધપ્યે જ જજે.

ખુશામતખોરો કે હાજી હા કરનારાઓની જમાતમાં તું કદી બંધાય ન જતો. સ્વાર્થીઓની કે સત્તાલાલચુઓની ઇચ્છાઓનો ભોગ તું કદી ન બની જતો.

જૂથબંધી એ જ સર્વ કુકર્મોનું મૂળ છે. મારું તારુંની ભાવના એ જ મહાભારતનું પ્રથમ સોપાન છે એ તું કદી ના ભૂલજે.

તું તારું પ્રયાણ ચાલુ જ રાખજે.

ન્યાય અને નિષ્પક્ષતા એ જ તારું સૂત્ર હો.

o o o

તું તારા કાર્યને સૂર્યનારાયણની પેઠે સોળે શણગારે સજી દેજે.

અને ત્યારે તને

પૃથ્વીનું સોણલું સત્યની કથા બનેલું લાગશે અને સ્વર્ગની ઝંખના પૃથ્વીમાં જ ફોરતી લાગશે.

સૌંદર્ય અને સ્વચ્છતા એ તો પૃથ્વીનો પમરાટ છે.

તારું પ્રયાણ સ્વચ્છ હો.

તારું જીવન સ્વચ્છ હો.

તારું ધ્યેય સ્વચ્છ હો.

તું તો સૂર્યને સાક્ષીમાં રાખીને ચાલ્યા જ રાખજે.

# તમારે આગળ આવવું છે! તો આટલું કરો

થોમસ જે. શિપ

"તમારામાં ગમે તેટલી આવડત હોય કે તાકાત હોય, પણ જો તમે પ્રમાણિક નહિ રહો, તો તે નકામી જવાની છે, એટલું યાદ રાખજો."

હું લીગ-બોલ ટીમમાં તાલીમ લેતો હતો. હું ત્રીજા મથકને અડયા વિના જ સીધો આગળ આવી ગયો. મારો એક 'રન' ગણાયો. પરંતુ મારા તાલીમશિક્ષક એ જોઈ ગયા હતા. તેમણે તરત મને ત્રીજા મથકે પાછા ફરવા કહ્યું. મેં કહ્યું 'કોઇ જાણતું નથી !' પણ તેમણે મને કહ્યું બીજા કોઇ જાણે છે કે નહિ એની મને દરકાર નથી; તું જાણે છે કે તું ત્રીજા મથકને અડયો નથી. અને હું જાણું છું કે, તું ત્રીજા મથકને અડયો નથી. આપણે નિયમ અનુસાર આ રમત રમવી જોઈએ. કોઈક વખત જ્યારે ખરી જરૂર હોય ત્યારે તું આ પ્રમાણે જ ત્રીજા મથકને અડવાનું ભૂલી જાય અને ખરેખર તું ત્યાં અડી શકે તેમ હોય.'

હું તરત ત્રીજા મથકે પાછો ફર્યો અને મને 'આઉટ' જાહેર કરવામાં આવ્યો. મારા તાલીમશિક્ષકે મને કહ્યું 'હું તને એક વાત કહું છું,' તે યાદ રાખજે : જીવનમાં જે કાંઇ સારું કામ તું કરે તેનાથી કદી શરમાતો નહિ; પરંતુ તેં કાંઇ ખોટું કામ કર્યું હોય તો તેને કદી છાવરવા પ્રયત્ન ન કરતો. કારણ કે તું તેને કદી છાવરી રાખી નહિ શકે–તે છાપરે ચડીને કોક વાર બોલશે જ, અને તે પણ જ્યારે તું નહિ ઇચ્છતો હોય ત્યારે !'

o o o o

"તમારે જો આગળ આવવું હોય તો તમારી પાછળનાને તમારા જેટલો આગળ આવવા મદદ કરો !"

એક દિવસ ઓલિમ્પિક હરીફાઈમાં ડૂબકી મારવાની શરતમાં પ્રથમ આવનાર વિજેતા બાનુને પોતાની છેક નજીકની હરીફ બીજી બાનુને પાસેના હોજમાં લઇ જઇને તેને શીખવવામાં ત્રણ કલાક મહેનત કરતી મેં જોઇ. તેને એક નવો દાવ શીખવી રહ્યા પછી તેણે તેને કહ્યું, "મને લાગે છે કે આ દાવ જો તેં કાલે અજમાવ્યો હોત, તો મને તે ઓલિમ્પિકમાં હરાવી હોત."

મને જ્યારે તેની સાથે વાત કરવાનો પ્રસંગ મળ્યો, ત્યારે મેં તેને પોતાના નજીકના હરીફને પોતાનો ખાસ દાવ શીખવી દેવાનું કારણ પૂછ્યું. તેણે જવાબ આપ્યો, "મને ઘણા વખતથી માલુમ પડયું છે કે જો તમારે હરીફાઈમાં પ્રથમ નંબરે રહેવું હોય તો તમારે બીજાઓને પણ તમારા જેવા પ્રથમ નંબરના ખેલાડી બનાવવા પ્રયત્ન કરવો જોઈએ. કારણ, કાલે જ્યારે હું ફરી હરીફાઇમાં ઊતરીશ, ત્યારે આજ કરતાં મારે વધુ સારા હરીફ થવા પ્રયત્ન કરવો જ રહ્યો ! કારણ કે, હું આજે જેટલું જાણું છું, તેટલું જાણનાર બીજું એક જણ થઈ ગયું છે ! મેં પોતે જ તેને શીખવી દીધું છે !"

o o o o

અમેરિકાના યુવાનો વિશ્વના બીજા યુવાનો સાથે હરીફાઇમાં ઘણા ઊતરે છે. પણ "સાચા ખેલાડી થવા માટે પોતાનું શરીર કસાય તે સારુ આપણે આખું જીવન એવાં કઠણ કામો કરતા રહેવામાં જ ગાળવું જોઇએ."

બીજા દેશના એક યુવાનને મેં પૂછયું 'તું તારે દેશ પાછો ફરશે ત્યારે તારું સામાન્ય જીવન કેવું હશે ?'

તેણે જવાબ આપ્યો, "હું ૪૦ ગાયો દોહું છું, અને પછી સાત માઇલ ચાલી

નિશાળે જાઉં છું. પછી અખાડામાં જાઉં છું. ત્યાંથી સાત માઈલ ચાલી પાછો ઘેર આવું છું; અને પાછો ૪૦ માઈલ દોડું છું. પછી પાછો કસરત કરું છું."

આ જુવાનિયાને હિસાબે સામાન્ય અમેરિકન જુવાનનું જીવન હરગિજ કસનારું કહી શકાય ? અરે, સધર્ન મેથડિસ્ટ યુનિવર્સિટીમાં એક વખત મેં જોયું કે, એક છોકરો 'સ્ટુડન્ટ યુનિયન' ના મકાનને ઉત્તર દરવાજેથી નીકળ્યો, પોતાની મોટરમાં બેઠો, અને ચકરાવો લઈ તે જ મકાનની દક્ષિણ બાજુએ ! ગયો; જેથી તેને ૧૦ પગથિયાં ચડવાનાં બચે ! આપણામાંના ઘણા મોટરમાં જવાનું હોય તો થોડાં મકાન જેટલું અંતર પણ ભાગ્યે જ ચાલવા પ્રયત્ન કરીએ. પરિણામે આપણે નીરોગી, કમાયેલા શરીરવાળી પ્રજા મટતા જઈએ છીએ તેમાં નવાઈ છે ?

એક દિવસ હું એક ભાઈને ત્યાં ગયો. તે નિવૃત્ત જીવન ગાળતો હતો. તે આખો વખત ખુરશીમાં બેસી રહી ટેલિવિઝન જોયા કરતો. એક વખત હું તેને ઘેર ગયો ત્યારે તેના સેટમાં સ્ટેશન ખસી ગયું. મેં ઈશ્વરનો આભાર માન્યો કે, સેટમાં સ્ટેશન આમ ખસતાં રહે તે સારું છે; જેથી તેને જોનાર બેસનારને ઊભા થઈ, સેટ પાસે જઈ સ્ટેશન બરોબર ગોઠવવા જેટલું તો ચાલવું પડે છે !

પરંતુ થોડા દિવસ બાદ જ્યારે હું પાછો તેને ઘેર ગયો, ત્યારે તેના હાથમાં દૂર રહ્યાં રહ્યાં સ્ટેશન ગોઠવવા માટેની ગોઠવણનું યંત્ર હતું. તે દૂર ખુરશી ઉપર બેઠો બેઠો જ હવે ટેલિવિઝન-સેટનાં સ્ટેશન આઘાં પાછાં કરી શકતો હતો !

"તમારે જો નીરોગી રહેવું હોય, તો તમારે કાંઈ ને કાંઈ સર્જક કામ કરતા રહેવાનું ચાલુ રાખવું જ જોઈએ !" નિવૃત્ત થયા હો તો પણ !

° ° ° °

સાત વર્ષ ઉપર ઓલિમ્પિક હરીફાઈમાં મેં એક નાના હંગેરિયન યુવાનને પિસ્તોલથી નિશાન તાકવામાં જીતતો જોયો હતો. છ મહિના બાદ તે એક મોટર અકસ્માતમાં આવી ગયો અને તેનો જમણો હાથ કોણી ઉપરથી કાપી નાખવો પડ્યો.

થોડા વખત ઉપર મેં તેને કેનેડામાં જોયો ત્યારે તે પોતાના ડાબા હાથથી પિસ્તોલ તાકીને હરીફાઈમાં જીતી ગયો હતો !

"જીવનમાં કોઈ પણ મુશ્કેલીથી હઠાઈ ગયા વિના તેના પર જીત મેળવવા મથવામાં જ માણસાઈ છે !"

હું થોડા દિવસ ઉપર એક હૉસ્પિટલમાં ગયો હતો, ત્યાં એક બાઈ દરદી હતી. હું તેને જોઈને નીકળ્યો એટલે તેનો પતિ મારી પાછળ પાછળ આવ્યો અને કહેવા લાગ્યો, "હવે હું મારી આ બીમાર પત્નીથી છુટાછેડા લેવા માગું છું."

"શા માટે ?" મેં પૂછ્યું.

"હવે હું તેને ચાહતો નથી. તે મારા કુટુંબની કે મારી કશી કાળજી રાખી શકતી નથી. તે માંદલી છે. અને હવે તો કદરૂપી પણ બની ગઈ છે."

દુઃખી થઈને હું આગળ ચાલ્યો. તે જ હૉસ્પિટલની ઓસરીમાં એક ઓરડાના બારણા આગળ એક બાઈ ઊભી હતી. તેનો દીકરો હૉસ્પિટલમાં પડ્યો હતો.

તેણે મને કહ્યું, "હું મારા દીકરા માટે ગમે તે કરી છૂટવા તૈયાર છું."

જો કે, બે દિવસ પહેલાં તે છોકરાએ તેના પતિને અને પિતાને ઠાર કર્યો હતો. તેમ છતાં તે કહેતી હતી કે, "હું તેને માટે કાંઈ પણ કરી છૂટવા માગું છું."

# તમારી આંખમાં આંસુ કેમ?

ઘણા વર્ષો પહેલાંની આ વાત છે. ચીન દેશના એક ગામમાં સો–પો–તાઊ નામનો એક વયોવૃદ્ધ પંડિત રહેતો હતો. તે બહુ વિદ્વાન હતો. પરંતુ તેની પંડિતાઈની કદર કરનાર કોઈ રાજા આસપાસના પ્રદેશમાં ન હતો. તેથી તેણે એક દિવસ વિચાર કર્યો : ' હવે મારી જીંદગીનાં બહુ જ ઓછાં વર્ષ બાકી રહ્યાં છે. આમ ને આમ ઘરને ખૂણે મરવા કરતાં મારી થોડી ઘણી વિદ્વત્તાનો કંઈક લાભ દુનિયાને આપીને મરું, તો મારા જીવને શાંતિ વળે. ચૂ પ્રદેશનો રાજા મોટો પંડિત છે. વળી તે વિદ્વાનોની કદર કરી શકે એવો છે. માટે તેના રાજ્યમાં આશ્રય લઉં,તો તે જરૂર મારી વિદ્વત્તાનું બહુમાન કરશે.'

આમ વિચાર કરીને સો–પો–તાઊએ ત્યાં જવાનો નિશ્ચય કર્યો. તેના મિત્રોએ પણ તેને પ્રોત્સાહન આપ્યું. તે સમયમાં વાહન–વ્યવહારની કશી સગવડ ન હતી. એટલે જરૂરી સામાન સાથે લઈને તે પગપાળો ચૂ પ્રદેશ ભણી જવા લાગ્યો.

ચૂ પ્રદેશ બહુ દૂર હતો. સેંકડો માઈલનો રસ્તો કાપવાનો હતો. પહાડ, જંગલ, નદી નાળાં વગેરેમાંથી પસાર થવાનું હતું. ઠંડી પણ સખત પડતી હતી. પરંતુ તાઊ ધીમે ધીમે આગળ ચાલ્યો જતો હતો.

એવામાં રસ્તે એક નાનકડું ગામ આવ્યું, એ ગામમાં તેણે યા–ગ–ચિયાઊ–આચી નામના એક જુવાન માણસને ત્યાં રાતવાસો કર્યો. આચીએ ખૂબ પ્રેમભાવથી વૃદ્ધ તાઊની આગતા-સ્વાગતા કરી. જ્યારે તેને ખબર પડી કે તાઊ બહુ મોટા પંડિત છે, ત્યારે તેને અનહદ આનંદ થયો. આચી પણ પંડિત હતો. તેની પાસે કેટલાક જૂના ગ્રંથોનો સંગ્રહ હતો. એ બધું તેણે તાઊને બતાવ્યું.

તાઊ પણ જુવાન આચીની વિનમ્રશીલ વિદ્વત્તા જોઈને અત્યંત પ્રસન્ન થયો. તેણે પ્રેમભર્યા અવાજે આચીને કહ્યું : "બેટા, ચૂ પ્રદેશનો રાજા મહાન પંડિત છે અને તે પંડિતોનું સન્માન કરે છે. એટલે હું આટલે દૂરથી આટલી ઉંમરે પણ ત્યાં જવા નીકળ્યો છું. જો તું મારી સાથે આવે, તો તારી વિદ્વત્તાની પણ યોગ્ય કદર થશે અને મને પણ ગમશે બોલ, આવવાની મરજી હોયતો તૈયાર થઈ જા."

આચીને થયું, 'તાઊ જેવા વયોવૃદ્ધ માણસ- ઉત્સાહ દાખવી આટલે દૂરથી ચૂ પ્રદેશમાં જવાનું સાહસ ખેડે છે, તો પછી મારે શા માટે અહીં પડયા રહેવું ? વળી રસ્તામાં આવા મહાન પંડિતનો સાથ મળશે, એ કંઈ નાનોસૂનો લાભ છે!' આમ વિચાર કરી તે તરત જ તાઊ સાથે જવા તૈયાર થયો.

પછી બંને જણા વાતો કરતા કરતા આગળ ચાલ્યા. થોડા દિવસ બાદ એકાએક મોટું વાવાઝોડું શરૂ થયું. લિયાંગ પર્વતની હારમાળામાં તેઓ બરફના ભારે તોફાનમાં ફસાઈ પડયા! ચૂ પ્રદેશ સુધી પહોંચવા માટે હવે ફકત ચાર જ દિવસનો સવાલ હતો. પરંતુ બરફનું તોફાન એટલું તો ભયંકર હતું કે, એક ડગલું પણ આગળ ભરવું ખૂબ મુશ્કેલ હતું. છેવટે બરફની સખત ઠંડીમાં ઠરી જઈને મરવાનો વખત આવી પહોંચ્યો. વૃદ્ધ તાઊની સ્થિતિ તો ઘણી જ ખરાબ થઈ ગઈ હતી. તેણે ધીમે અવાજે હાંફતા હાંફતા કહ્યું : " બેટા આચી, મારો અંતકાળ હવે નજીક આવી લાગ્યો છે. કોઈ પણ હિસાબે હવે મારાથી ચૂ પ્રદેશ સુધી જઈ શકાશે નહિ. તું મારા ગરમ કપડાં પહેરી લે અને એકલો આગળ જા."

આ સાંભળીને આયી ગળગળો થઇ જઇ બોલ્યો: "અરે તાઊબાબા, એવું તે કદી થતું હશે? તમને આવા ભયંકર તોફાન વખતે મોતના મોંમાં એકલા છોડીને જાઉં, તો ભગવાન પણ મને માફ ન કરે. જો ચૂ રાજા પાસે જવું જ છે, તો આપણે બંને સાથે જ જઈશું; નહીં તો એકે નહીં!"

તાઊ બોલ્યો: "બેટા, તું હજી જુવાન છે; મારો તો એક પગ કબરનો કબરમાં છે, માટે મને મરવા દે અને તું એકલો મારાં કપડાં વડે આગળ ચાલતો થા"

પરંતુ કોઈ પણ રીતે આયીએ તાઊનું કહેલું માન્યું નહિ. છેવટે બરફના તોફાનમાંથી બચવા માટે બંને જણાએ ગુફાનો આશરો લીધો.

તાઊ વધારે ને વધારે નબળો પડતો જતો હતો. એ લોક પાસે ખોરાક પણ ખૂટી ગયો હતો. જો તોફાન લાંબું ચાલે તો એ ગુફામાં જ બંનેનું મોત થાય એવી ગંભીર સ્થિતિ આવી ગઈ હતી. તાઊએ ઠંડીથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: 'બેટા, ક્યાંકથી બે ચાર લાકડાં મળી આવે તો કેવું સારું! તાપણું કરીએ તો આપણને જરા આરામ મળે. તું બહાર જઈને આજુબાજુ તપાસ કરી આવને!"

આયી બોલ્યો: 'બાબા, તમે જરાયે ફિકર કરશો મા અબઘડી હું લાકડાં લઈ આવું છું" એમ કહીને આયી બહાર ગયો.

થોડીવાર પછી આયી થોડાં લાકડાં લઈને પાછો ફર્યો. ગુફામાં જુએ છે તો ત્યાં તાઊનાં ગરમ કપડાં પડેલાં હતાં! આયી બેબાકળો બની જઈને મોટેથી સાદ પાડવા લાગ્યો: "બાબા, બાબા, તમે ક્યાં છો?"

આયી ગુફાની બહાર જઈ ને તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં તેણે જોયું કે તાઊ નીચેની ખીણમાં પડેલો હતો! આયી મહામુશ્કેલીએ નીચે ઊતર્યો અને તાઊના દેહ પાસે જઈ પહોંચ્યો. પરંતુ તાઊનું પ્રાણપંખેરું ક્યારનું ઊડી ગયું હતું. આયીની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તે ધ્રૂસકે ધ્રૂસકે રડતાં બોલ્યો: "અરે બાબા, તમે આ શું કર્યું? મારી જિંદગી બચાવવા તમે તમારી જિંદગીનો અંત આણ્યો!"

થોડી વાર પછી આયી જરા સ્વસ્થ થયો. તેણે તાઊના નિષ્પ્રાણ દેહને જતનથી ઉપાડયો અને ગુફામાં લાવી એક ચોખ્ખી જગ્યાએ મૂકયો. આયી રડતો રડતો તાઊના દેહને ભક્તિભાવથી નમ્યો અને પછી તેનાં ગરમ કપડાં પહેરી લઈ ગુફાની બહાર નીકળ્યો. કોઇ હિંસક પ્રાણી તાઊના દેહને ફાડી ન ખાય એ સારુ તેણે ગુફાને બહારથી પથરાઓ વડે બંધ કરી દીધી.

ધીમે ધીમે બરફનું તોફાન શાંત થતું જતું હતું. આયી ઝડપભેર ચૂ પ્રદેશ તરફ જવા લાગ્યો. તે ત્રણ દિવસમાં ચૂની રાજધાનીમાં દાખલ થયો.

આયીએ રાજા તેમ જ તેના પંડિતો સમક્ષ પોતાની પંડિતાઇનો પરચો ટૂંક સમયમાં જ બતાવ્યો. તેના પાંડિત્ય ઉપર રાજા મુગ્ધ થઈ ગયો. તેણે તેને પોતાના દરબારના મુખ્ય પંડિત-રત્ન તરીકે સ્થાપ્યો. અને તે પ્રસંગે મોટો સમારંભ યોજ્યો.

સમારંભમાં વળી આયીએ પોતાની પંડિતાઇને સોળે કળાએ પ્રગટ કરી. રાજાએ તેની પ્રશંસા કરતું પ્રવચન કર્યું, અને તેને મુખ્ય પંડિતનું આસન સ્વીકારવા કહ્યું.

આયી ઊભો થયો અને રાજાનો આભાર માનવા લાગ્યો. પરંતુ અચાનક તેની આંખમા આંસુ ઊભરાઇ આવ્યાં. રાજાએ આશ્ચર્ય પામી તેને પૂછયું: "અત્યારે તમારું સન્માન

કરવા આખા રાજ્યના પંડિતો ભેગા થયા છે. અને તમને સર્વશ્રેષ્ઠ પંડિતનું અપૂર્વ માન પ્રાપ્ત થયું છે; તે વખતે તમારી આંખમાં આંસુ કેમ ?"

આચી બોલ્યો: "મહારાજ, મારા પાંડિત્યની આપે ભારે કદર કરી છે. અહીંના સૌ વિદ્વાનોએ પણ મુક્ત કંઠે તેમાં સાથ પૂર્યો છે. પરંતુ અત્યારે મને મહા પંડિત તાઊ યાદ આવે છે. હું તેમના કહેવાથી જ તેમની સાથે આપને ત્યાં આવવા નીકળ્યો હતો. મારા કરતાં તો તે ઘણુંય મોટા પંડિત હતા. આપને હાથે તેમનું મારા કરતાં પણ મોટું સન્માન થાત, એમાં શંકા નથી. પરંતુ તેમણે પોતાની મોટી પંડિતાઈને ભુલાવે એવું સૌજન્ય દાખવીને, મને જીવલેણ ઠંડીમાં મરતો બચાવવા પોતાની જાતનો ભોગ આપ્યો ન હોત, તો મારી આ અલ્પ પંડિતાઈ પણ આ અપૂર્વ સન્માન પામવા ભાગ્યશાળી થાત નહિ." એમ કહીને આચીએ રાજાને એ બધી વાત કહી સંભળાવી.

તાઊના આત્મસમર્પણની વાત સાંભળીને રાજા આશ્ચર્ય પામ્યો. તે તરત જ આચીની સાથે પેલી ગુફા પાસે ગયો. ત્યાં તાઊના મૃત દેહનો ધૂમ ધામથી અંતિમ સંસ્કાર કરવામાં આવ્યો અને તે જગ્યાએ સ્મારક ઊભું કરવામાં આવ્યું.

પછી તો તાઊની એ સમાધિ ચીનના પંડિતો માટે તીર્થધામ બની ગઇ.

*

અણુયુદ્ધ પછી પૃથ્વી પર જાણે પ્રલય સ્થાઇ ગયો. માનવી નામશેષ થઇ ગયો. આ મહાસંહારમાંથી ઉગરી ગયેલો એક વાનર ગુફામાંથી બહાર આવ્યો અને આંખો ચોળીને એણે આસપાસ ટગરટગર જોયા કર્યું.

થોડીવાર પછી સામેની ગુફામાંથી એક વાંદરી બહાર નીકળી. એ પણ વાનર સામે આંખો ફાડી ને જોઇ રહી.

'તારી પાસે કંઇ ખાવાનું છે ?' વાનરે પૂછ્યું.

વાંદરી મૂંગી મૂંગી ગુફામાં ગઇ અને એક સફરજન લઇને બહાર આવી.

'ખાઇશ નહિ! એ ફળને ખાઇશ નહિ!' વાનર ચિત્કાર કરી ઊઠયો, 'ફેંકી દે એ ફળ નહિતર એ ભૂલમાંથી વળી પાછી સરજાશે આદમ અને ઈવની પેલી ભયાનક સૃષ્ટિ! એના કરતાં તો ભૂખે મરી જઈએ એ જ બહેતર છે!'

*

શ્રી. ભુલાભાઈ દેસાઇની વકીલાતના પ્રારંભિક દિવસોની વાત છે.

તેઓ એક કેસની સુનાવણી વખતે દલીલ કરી રહ્યા હતા. ત્યારે જજ સાહેબને આ નાના નમણા નવજવાનને જોઇ મજાક કરવાનું મન થયુ:

"મિ. ભુલાભાઈ! યુ આર એ ચાઇલ્ડ ઇન લૉ."

ચાલાક ભુલાભાઈએ જવાબ આપ્યો:

"યુ આર રાઇટ માય લૉર્ડ! યુ આર ફાધર ઇન લૉ."

જજ માર્મિક વિનોદ સમજ્યો પણ શું કરે? ગુસ્સે થાય તો ભુલાભાઇ 'ફાધર ઇન લૉ'નો 'પિતા-તુલ્ય' અર્થ કરી બતાવે! ને ચૂપ રહે તો સૌ તેમને જમાઇ માને!

બીચારા જજ! કરવા ગયા કંસાર ને કરી બેઠા થુલી!

# વેરનો બદલો હોય ?

ગો.

("નવજીવન' માંથી)

– શહેરના પરાના ખૂણામાં નાતાલની સવારે વિચિત્ર ધમાલ મચી રહી હતી. રાત્રે શ્વેત હિમ-વર્ષા થઈ હતી, અને વહેલી સવાર એ છવાયેલા બરફમાં ચમકતી ઊભી પણ હતી. પરંતુ મેસર્સ હોલિસ્ટરના બંગલાની આસપાસ ભેગી થયેલી મેદનીની ગુસપુસ કંઈક કાળી આગાહી જ કરતી હતી.

એ કલાક અગાઉ સાદાં કપડાંમાં આવેલા પોલીસ અમલદારે નીચેની માહિતી ભેગી કરી હતીઃ મેસર્સ હોલિસ્ટર એક પ્રમાણિક વેપારી હતો. મોડી રાતે પોતાના ઓરડા બહાર કંઈક વિચિત્ર અવાજ સાંભળી તે ઊંઘમાંથી જાગી ઊઠ્યો અને તપાસ કરવા બહાર આવ્યો. જોયું તો દાદરા પાસે પેટા-વેશો અને ચોરેલો માલ લઈને કેટલાક આકારો બિલાડીની પેઠે નીચે સરકતા હતા. તેમના રક્ષણ માટે દાદર પાસે જ બુકાનીથી મોં ઢાંકીને એક માણસ પિસ્તોલ ધરીને ઊભો હતો. એ માણસ ઉપર હોલિસ્ટર કશા શસ્ત્ર વિના જ છલંગ મારી. ધમાચકડીમાં પેલાની બુકાની નીકળી પડી. એક હાથ છૂટો કરી તેણે તરત પિસ્તોલની એક નળી હોલિસ્ટરના પડખામાં ઠાલવી દીધી. હોલિ-સ્ટર લથડિયું ખાઈને પડ્યો કે તરત જ તેને હંમેશને પોતાનું ઓળખાણ ભુલાવવા પેલે એ બીજો બાર પણ કરી દીધો.

પરંતુ હજુ હોલિસ્ટરમાં થોડો જીવ બાકી રહ્યો હતો; જો કે તેની આયુષ્યની અવધ આવી રહી હતી, ઘરનાં તથા બહારના સૌ આ પ્રમાણિક અને માનવંત માણસના આવા અંજામથી શોકમાં ડૂબી, ચૂપ ઊભા હતાં.

આ ભલા માણસમાં એક જ દોષ હતો; અને તે દોષ તેના નિકટના મિત્ર ડૉ. ગ્રાંટે તરત જ જોરથી કહી બતાવ્યો – 'હોલિસ્ટર ખરેખર બાપો કહેવાય તેટલી હદે ભલો માણસ છે. જાન-વરોમાં – માનવપશુઓમાં પણ – આત્મા હોય છે એવું માનનાર પાસેથી વળી બીજી શાની આશા રાખી શકો! પોતાની પિસ્તોલ પેલા પશુના પડખામાં ન ઠાલવવા ઇચ્છનારને, પેલાની જ પિસ્તોલ પોતાના પડખામાં ખાવાની થાય, એ તો ઉઘાડું જ છે ને ?'

આટલું કહી, ડૉ. ગ્રાંટ આ કુટુંબ પ્રત્યેની પોતાની લાગણી, જોરથી દાદરાનાં પગથિયાં ઉપર પગ પછાડી વ્યક્ત કરતા નીચે ઊતરી આવ્યા, કે તરત જ ડિટેક્ટિવ અમલદાર કેપ્ટન રોસ્ફિલ્ડે તેમની સામે આવી પૂછ્યું –

'ડૉક્ટર, શી સ્થિતિ છે ?'

'જલદી બધું ખતમ થવા ઉપર, વળી.'

'ભાન છે ?'

'હા, છે; તેનું મન તો ઘંટ જેવું રણકે છે!'

'વારુ!' રોસ્ફિલ્ડે સંતોષની હાશ પોકારી.

'કેમ ?'

'અમે પેલાને પકડી લાવ્યા છીએ.'

'જેણે ગોળી મારી હતી તેને ?'

'ઘણું કરીને તે જ છે.'

'તો ભગવાનને ખાતર, જરા ઉતાવળ કરો, બાપ! હોલિસ્ટર હજુ તેને ઓળખી શકે તેવી સ્થિ-તિમાં છે!'

'અમે તૈયાર છીએ! તમે તમારા દરદીને તૈયાર કરો તેટલી જ વાર! એનું નામ ટૉમ હોગન છે. મને ચોરી કરવાની રીત ઉપરથી તેની ટોળી ઉપર જ વહેમ આવ્યો હતો; એટલે હું તેના રહેઠાણે જ દોડી ગયો.

બાઈસાહેબ ઘસઘસાટ ઊંઘવાનો ઢોંગ કરતાં હતા પણ આવી બરફની રાતે પથારીમાં પડેલા તેમના ભીના બૂટ તેમની ચાડી ખાઈ ગયા! અહીંથી મળેલી પેલી બુકાની પણ તેમના મોઢાને બરાબર બંધબેસતી આવી ગઈ! હવે તો મિ. હોલિસ્ટર એને ઓળખી આપે એટલે બસ!'

'ખરી વાત,' ડૉક્ટરે કહ્યું 'તમે દોડાદોડ કરીને બધું ઝપાટાબંધ પકડી પણ પાડ્યું! હું પણ હવે મારા દરદીને તમારે માટે તૈયાર કરી આપું' આમ કહેતાં ડૉ. માંટ દાદરા ભરતા પાછા દાદર ઉપર ચડ્યા. બારણું ઉઘાડતાં જ દરદીનો જે ફીકો ચહેરો તેમની નજરે પડ્યો, તેનાથી તેમને બહુ આશા ન બંધાઈ. છતાં એ ફીકા ચહેરાના આંખોનો ચમકારો અદ્‌ભુત હતો. એક સુંદર જુવાન સ્ત્રી ખાટલાની બાજુએ ઘૂંટણિયે બેઠેલી હતી. તેના મોં ઉપર પતિના આખરી ઘડી જોઈને ઊભી થયેલી બધી જ વેદનાઓ કોતરાયેલી હતી. તેના હાથમાંનું ધાવણું બાળક કિકિયારીઓ કરતું, પિતા તરફ હાથ લાંબા કરી તેમને વળગવા જતું હતું. પિતા તેના તરફ જોઈ જરા હસ્યો, માએ પછી તેને આયાને સોંપી દીધું. હવે પિતા પોતાના ચાર વર્ષના પુત્રના નિર્દોષ સવાલો સાંભળી રહ્યો હતો.

'બાપુજી, અહીં બહુ વાસ આવે છે. મમ્મી કેમ રડે છે? ગઈ રાતે સાંતાક્લોઝ *તેને માટે કંઈ લાવ્યા નથી એ માટે? પણ મારે માટે એ શું લાવ્યા હતા, તે બનાવોને!'

પિતાએ છેવટે ફીકું હસીને કહ્યું, 'જા બેટા, પેલા ઓરડામાં જરૂર તારે માટે કાંઈ મૂકી ગયા હશે. પરંતુ, ઊભો રહે; પપ્પાને પહેલાં ચુંબન કરતો જા; અને જો બેટા રૉબિ, આટલું યાદ રાખજે.' આટલું બોલી તેણે એકવાર છોકરાના તાજગીભર્યા ગુલાબી મુખનું દર્શન કરી લીધું અને પછી ધીમેથી ઉમેર્યું, 'બેટા હમેશાં સારો થવા પ્રયત્ન કરજે!'

દાક્તરે દાખલ થતાં જ હુકમ ફરમાવ્યો, 'હૉલિસ્ટર, તમે વધારે પડતો શ્રમ લઈ રહ્યા છો.'

'હવે ઓછું કે વધારે બોલવાનો કંઈ અર્થ છે ખરો, દાક્તર? પણ તમારે લોકોએ છેવટ સુધી દરદીને ધમકાવવો જ જોઈએ, ખરું ને?'

'હા ભાઈ હા, હજુ 'અર્થ' છે. મિસિસ હૉલિસ્ટર, તમારા પતિએ પોતાની શક્તિ જાળવી રાખવાની ખૂબ જ જરૂર છે. તમે થોડો વખત બહાર જાઓ તો સારું.'

પેલી તરત જ ચોંકીને ઊભી થઈ ગઈ. 'હેં દાક્તર! તો તમને આશા છે ખરી?' હૉલિસ્ટર અને દાક્તરે એકબીજા સામે કરુણાભરી નજર કરી લીધી. દાક્તરે કશો જવાબ ન આપ્યો, તે પરથી સમજી જઈને પત્ની બોલી, 'તો પછી હવે શું કામ તેમનાથી છૂટી પડું?'

દાક્તરને ઉતાવળ હતી. તેણે દરદીની નાડી પકડીને કંઈક અધીરતાથી કહ્યું, 'ડિટેક્ટિવ રૉક્ફિલ્ડ તેમની સાથે વાત કરવા માગે છે.'

'પણ એ તો મારી હાજરીમાં પણ કરી શકશે! તમે કંઈક મારાથી છુપાવો છો.' પત્નીની અધીરતા જોઈ હૉલિસ્ટરે તેનો હાથ પોતાના હાથમાં લીધો.

દાક્તરે કહ્યું, 'રૉક્ફિલ્ડે એક માણસ પકડી આણ્યો છે; તે એમ માને છે કે—'

પત્ની બંદૂકની ગોળી વાગી હોય તેમ તરત ચોંકીને ઊભી થઈ. 'મારા પતિને તેણે ગોળી મારી હતી, એમ ને?'

'હા; એ માણસ એ રોગીનો કદાચ હોય અને તેણે કદાચ—'

'અરે જલદી તેને અહીં લાવો; એક મિનિટ પણ ન ખોશો. મારા પતિ હજુ તેને ઓળખી શકશે. અરે, ઉતાવળ કરો, ઉતાવળ કરો!' તે જાણે દાક્તરને ઓરડા બહાર ધકેલતી હોય તેમ કરવા માંડી.

હૉલિસ્ટર પણ આ સમાચારથી કંઈક ઉત્તેજનામાં આવી ગયો હોય એમ લાગ્યું. તેના મોં ઉપરનો ભૂખરો રંગ જાણે ખસવા લાગ્યો. તેણે પોતાની પત્ની અને દાક્તરને મના કરવાની નિશાની કરીને ધીમા અવાજે કહ્યું, 'તેને અહીં ન લાવતા!'

* નાતાલની રાતે ડાહ્યાં છોકરાં માટે સાંતાક્લોઝ આવીને ભેટ મૂકી જાય છે, એવી ખ્રિસ્તી બાળકોની માન્યતા છે. માબાપ જ છોકરાંએ ભરવી રાખેલી ઝોળી કે મોજાંમાં છાનામાના ભેટ મૂકી આવે છે.

ગભરી ઊઠીને પત્ની બોલી, 'નહિ નહિ, તમે હજી ઓળખી શકો તેમ છો. મારે ખાતર તમે એટલો પ્રયત્ન કરો. એ બદમાશ જીવતો છટકી જવો ન જોઈએ.' એમ બોલતી તે પોતે જ બારણા બહાર ડિટેક્ટિવને બોલાવવા તૈયાર થઈ.

'કેટ! અહીં આવ.' પતિએ જાણે તાકીદનો હુકમ કર્યો.

પત્ની તરત પતિ પાસે આવી. પતિએ પોતાનો બરફ જેવો ઠંડો હાથ તેના હાથમાં મૂક્યો અને કહ્યું, 'મારે સૌ સાથે સદ્‌ભાવ રાખીને જવું છે.'

'ના, ના,! આ તો તમે મને વધેરવા જેવું કરો છો. તમે નહિ હો, ત્યારે મારો એકમાત્ર આધાર—'

'વેરનો બદલો હશે? વહાલી કેટ તું શું બોલે છે?'

'વેરનો બદલો નહિ, પણ ન્યાય! અરે તમારે જે શબ્દ વાપરવો હોય તે વાપરો. પણ તેને અહીં આવવા દો. અત્યારે તમારી બુદ્ધિ ઠેકાણે નથી—'

આટલું બોલ્યા પછી, આવા શબ્દો વાપરવા બદલ પસ્તાતી હોય તેમ, તેણે કહ્યું, 'પ્રિય, મને ક્ષમા આપો; પરંતુ તેને તો બોલાવવા જ દો. તમારો ખૂની છટકી ગયો એ જાણીને આખી જિંદગી મને નિરાંત નહિ રહે.'

પતિએ કરુણાભરી આંખોએ વહાલી પત્ની તરફ નજર કરી; અને પછી પેલાને બોલાવવા સંમતિ આપતી નિશાની કરી.

બે કોન્સ્ટેબલોની વચ્ચે પકડાયેલો હોગન ઓરડામાં દાખલ થયો કે તરત જ કેટ તેને જાણે પોલીસોના હાથમાંથી આંચકી લેવા તેના તરફ ધસી ગઈ અને બોલી, 'અરે આ જ છે; હું તેને ઓળખું છું!'

રોફિલ્ડે પૂછ્યું, 'બાનુ તમે સોગંદપૂર્વક એમ કહો ખરાં?'

'ના, ના; મેં તો તેને ફાનસ ઊતરીને ભાગતો માંડ જોયો હતો. પણ મારા પતિએ તો તેને મોઢામોઢ જોયો હતો, એટલે તે જરૂર તેને ઓળખી શકશે. તેને પાસે લાવો અને ફાનસ જરા ખસેડો, જેથી તેનું મોં મારા પતિ બરાબર જોઈ શકે.'

હોગન આ સ્ત્રીની આંખમાં અને આકૃતિમાં પોતાને ફાંસીને માંચડે ચડાવનાર યમદૂતની આકૃતિ સાક્ષાત નિહાળી રહ્યો. તેણે હૉલિસ્ટર તરફ ગાભરી નજર નાખી. હૉલિસ્ટર તેના તરફ તાકીને સ્થિર નજરે જોઈ રહ્યા હતા. તેમની આંખોમાં હોગન વેરની આગ જોવાની જ અપેક્ષા રાખતો હતો; તેને બદલે તેને એ આંખોમાં કંઈક બીજું જ દેખાયું. તે એ નજરને ઓળખી જ ન શક્યો. કારણ કે, એ નજર શત્રુ ઉપર પણ પ્રેમ વરસાવતી સ્વર્ગીય નજર હતી!

'એનું મોં જરા વધુ પ્રકાશ તરફ લાવો.' હૉલિસ્ટરે કહ્યું. કોન્સ્ટેબલોએ તરત હોગનની ગરદન પકડીને તેનું મોં બરાબર પ્રકાશમાં આણ્યું. દરેક જણનો શ્વાસ થંભી ગયો. હોગન ઉપર ચારે તરફથી ધિક્કાર અને તુચ્છકારની નજરો તોળાઈ રહી; અને તે પણ સામી તેવી જ નજર સૌની સામે મિલાવતો, છેવટે હૉલિસ્ટરની નજર સાથે પણ મિલાવવા ગયો. પણ આ શું? હૉલિસ્ટરની નજર જાણે હોગનના અંતર સુધી પહોંચી ગઈ. એ દૃષ્ટિ તે વધુ વાર ઝીલી શક્યો નહિ.

હૉલિસ્ટરે ધીમે અવાજે જણાવ્યું, 'હું આ માણસને ઓળખતો નથી.'

હોગને પોતાની તીણી નજર હૉલિસ્ટર ઉપર ફેરવી, અને મનમાં જ તે બોલ્યો, 'સાલો ગધેડો!'

કેટ તો હૉલિસ્ટરના શબ્દો સાંભળી એકદમ ચીસ પાડી ઊઠી, 'નહિ, નહિ, તમે બરાબર નિહાળીને જુઓ. જરા વધુ અજવાળું કરો તો! દાક્તર, તમે જોતા નથી કે, આમને બોલવાનું ભાન જ નથી રહ્યું? મને ખાતરી છે કે, આ એ જ માણસ છે. પ્રિય! તમારે પગે પડું છું, તમે ફરી એક વાર બરાબર જોઈને કહો!'

હૉલિસ્ટરે તેના કહ્યા પ્રમાણે જોયું પણ ખરું. પછી તેણે ઓરડામાં ઊભેલા સૌની તરફ શાંત નજર ફેરવી લીધી અને ફરી વાર કહ્યું: 'કેટ સાંભળી લે! હું આ માણસને નથી ઓળખતો.' પછી સૌ જોનારનો સંશય દૂર કરતો હોય તેમ

તેણે હોગન સાથે હાથ મિલાવવા પોતાનો હાથ જરા લંબાવ્યો. સૌના સંશય દૂર થયો; માત્ર એક જણ સિવાય,–અને તે તરત દાક્તર તરફ બેભાન થઈને ગબડી પડી.

'ભાઈ, મારી સાથે હાથ મિલાવ. આપણી વચ્ચે કશી દુશ્મનાવટ નથી.' 'કૉન્સ્ટેબલે હોગનને જરા આગળ ધકેલ્યો. બંનેના હાથ મળ્યા. હોલિસ્ટરની શાંત પ્રેમાળ દૃષ્ટિ સાથે હોગનની નજર ફરી એકવાર મળતાં જ તેના અંતરમાં અચાનક કશુંક થઈ આવ્યું.

'ભાઈ, તારા જીવનનો કંઈક સદુપયોગ કરવા પ્રયત્ન કરજે; જ્યારે માણસ મારી પેઠે મરણપથારીએ પડે છે, ત્યારે તેને એમ લાગ્યા વગર નથી રહેતું કે 'મેં મારા જીવનનો સદુપયોગ કર્યો હોત તો કેવું સારું!' તરત જ તેના હાથની પકડ ઢીલી પડી ગઈ. હોગન બંને હાથના પંજાની સખત મૂઠીઓ વાળી ઓરડામાંથી બહાર ભાગ્યો. પાછળ માત્ર ગળાની ખરેરીનો અવાજ તેને સંભળાયો – એક ધબાકો, અને પછી સ્ત્રીના ગળાની એક ચીસ.

નદીકિનારે ભેજ અને ધૂમસમાં હોગન ખાબોચિયાં ડહોળતો ઘેર છેક ઉપરના માળે પોતાની ઓરડીમાં આવ્યો, ત્યારે 'તે ધબ દઈને પોતાની ખાટલીમાં તૂટી પડયો. તરત જ ઉંદરડા જેવું એક બાળક ખાટલીના એક ખૂણા નીચેથી સરકી ગયું, અને ઓરડીના ખૂણામાં લપાઈ ગયું. એક છોલાયેલા અને ફૂલેલા ચહેરાવાળી બાઈ પાછળ પાછળ તરત અંદર આવી અને હોગન તરફ તાકીને નવાઈથી જોઈ રહી. પછી પેલા છોકરા તરફ જોઈને બોલી, 'અલ્યા, આ તો તને નહિ મારે !' અને પછી હોગન તરફ જોઈને બોલી, 'એના શેઠે માર્યો છે એટલે અહીં સંતાઈ ગયો છે. પણ મને તો જીમ, અહીં તને પાછો જોવાની આશા નહોતી !' બાઈના અવાજમાં કઈંશ રીતે પણ માયાળુતાનો ભાવ પ્રગટ થતો હતો.

હોગને કંઈ જવાબ ન આપ્યો. પેલીએ ડરથી આમ તેમ નજર કરીને તરત બારણું બંધ કર્યું. અને પછી પથારી પાસે આવીને તે ધીમે અવાજે બોલી, 'તું ભાગી આવ્યો છે કે શું !' છતાં કશો જવાબ ન મળ્યો. પેલીએ તેનો હાથ બહાર ખેંચ્યો તેની આંખ ભીની થઈ ગઈ હતી. 'આ શું ? પીધેલી અવસ્થામાં પણ જીમને મેં કદી રડતો જોયો નથી.'

'અને અત્યારે કયો તારો બાપ રડે છે ! પણ રાંડ તું મને જરા જંપવા દઈશ ?'

જીમ તેની જાત ઉપર ગયો એટલે પેલાને જરા શાંતિ થઈ. પછી ધીમેથી તે બોલી, 'તો પછી મને કહે કે, તું છૂટયો શી રીતે !'

'પેલા ડોસલાએ મને ઓળખ્યો નહિ, એટલે વળી.'

'તને ન ઓળખ્યો ? તો શું તે ભાનમાં જ આવ્યો નહિ, ખરું ?'

હોગન ગુસ્સાથી ફાટી પડતો બેઠો થઈ ગયો. 'કૂતરી, તારો બાપ તો બરાબર ભાનમાં જ હતો. અને જો, તું એને માટે એક પણ ખરાબ શબ્દ બોલી; તો તારું માથું જ ભાંગી નાખીશ.' આમ કહી તેણે એક મુક્કી પેલીના માથા ઉપર ઉગામી.

'મને ચોક્કસ ખાતરી છે કે, તેણે મને ઓળખ્યો જ હતો. મારી તો છાતી જ ધબકતી બંધ પડવા આવી'તી, પછી તે બોલ્યો, 'હું આ માણસને ઓળખતો નથી,'–જાણે કોઈ 'બાદશાહ' બોલતો હોય એમ !'

'તારાથી બીનીને એણે આમ કહેલું' ત્યારે,

'લે, આ કૂતરીની અક્કલ તો જુઓ ! અરે તારો બાપ તો આખરની ઘડીએ હતો. પછી એને મારાથી ડરવાનું શું રહ્યું'તું ? અરે એ ડુક્કરે તો સાથે હાથ મિલાવ્યા; એનું સત્યાનાશ જાય...'

'તો તો તેને સનેપાત જેવું થઈ ગયું હશે !'

'સનેપાત ? તારા બાપને...તારી માને સનેપાત ભલે થાય ! જો દેડકી, એણે હાથ મિલાવતી વખતે મને શું આપી દીધું તે–' આમ કહી હોગને ઝપાઝપીમાં પોતાના કોટ ઉપરના કાપલા ઉપર લગાડેલું બટન હોલિસ્ટરના હાથમાં રહી ગયેલું, તે કાઢી બતાવ્યું.

પેલી તો જોઈને આભી જ થઈ ગઈ. 'તારી સામેની ઓળખની સાબિતી જ તને આપી દીધી ! તો એ ગાંડોબાંડો હતો કે શું ?'

'જો તને કહું છું કે, એ તારા બાપને ગાળ ન ભાંડીશ. પાછો તે મને કહે છે, 'અલ્યા, તારી

જિંદગીનું કંઇ ભલું કરજે.! એની તો આખર ઘડી જ આવી ગઇ હતી, અને એની બાયડી તો મને કાચો ને કાચો ખાવા જ તલપાપડ થઇ ગઇ હતી. એ તો એને પાણી જ ચડાવ્યા કરતી'તી કે, ઓળખો છો એમ કહી દેને.!' પણ પેલાએ તો મને કહ્યું, 'ભાઇલા, મારી સાથે હાથ મિલાવ! આપણે દુશ્મન નથી.' બસ, હું તો એનું એ સાંભળીને ઠંડો જ થઇ ગયો છું' થોડી વાર રહી અચાનક પેલી સામે નજર પડતાંજ તે પાછો બોલી ઊઠ્યો,

લે, તું શું કામ રડે છે વળી? તારું ભરો. ળિયું મરી ગયું પછી મેં તને કદી રડતી જોઇ નથી!'

'એ તો અમથી, જીમ હું તો મૂરખ છું– મૂરખ. મારી વાત જવા દે. પણ જીમ મને તો તારા બચવાની ખાતરી જ ન હતી; આ વખતે તો જાણે તું લાકડે લટકયો જ હતો!'

'તારી જિંદગીનું કંઇ ભલું કરજે' એમ એ બોલ્યો હતો. અને જો મોની, તારે જે કહેવું હોય તે કહે, પણ હું કંઇક કરવાનો છું. એ નક્કી.'

'શું કરવાનો છે વળી?'

'એણે કહ્યું'તું તેમ કંઇ ભલું કરવાનો જ. અને નહીં કરું એમ! જોજે કરું છું કે નહિ હું કદી ના કરું તો એનું મો મારાથી ભુલાય જ નહિ. એની આંખો! મારી સામે ટગરટગર જોતી હજુ હું ભાળું છું. પણ મોલી, શું કરવું એ મને કંઇ સમજાતું નથી.'

'જો, જીમ, હું કહું!' આમ કહી, તે જરા આનાકાની કરતી ચૂપ થઇ ગઇ; પછી બોલી પડી, 'તું મારાથી જ શરૂ કરને!'

'એટલે શું?' પેલો એની સામે તાકી રહ્યો. પેલી શરમાઇને મોં નીચું કરી ગઇ. પછી પોતાની શરમથી પણ શરમાતી હોય એમ બોલી, 'હા, મને જ–મારો ઉદ્ધાર કર. મને તારી....' પણ એથી વધુ શબ્દ તેના ગળામાથી નીકળી શકયા નહિ.

'મોલી નાખ, મોલી, તને મારી પરણેતર બનાવું એમ ને?' પેલીએ હકારમાં ડોકું હલાવ્યું.

'તું ગાંડી તો નથી થઇને? મારા જેવા સાથે? તારું પણ ચસકયું છે કે શું? તને આ શો વિચાર આવ્યો, મોલી? પણ...તારું મોં જ મને કંઇ બદલાયેલું લાગે છે!'

'જેવું તારું મો અત્યારે બદલાયું છે, જીમ.'

મોલીનું આ વાક્ય સાંભળી હોગન ચૂપ થઇ ગયો. પછી ધીમેથી બોલ્યો, 'લે ત્યારે: આ મારો હાથ મૂકું છું. હું જરૂર તને પરણીશ જેમ બને તેમ જલદી, બસ!'

પેલી તરત ડૂસકે ચઢીને હોગનને ખભે વળગી પડી. હોગન પણ ઓછો જડું માણસ ઓછો ડૂસકે નહોતો ચડ્યો. આ ઘોલકામાં માણસ હૃદય બારીને ગડે, એ પહેલો બનાવ હતો! નવી પ્રગટેલી માનવતા બનેનાં હૈયાને તેમ જ બંનેના ચહેરાને ઊજાળી રહી હતી. નવ-જુવાન, નવાં આદમી બની રહ્યાં હતાં.

'તું કામ શોધવા કયાંક બહાર જ જઇશ, ખરું ને? તો મને તું સાથે જ લેતો જજે. મારો શેઠ તો મને મારી જ નાખશે.'

'ભલે, તારે આવવાનું મન હોય તો મારી સાથે આવજે. પણ મોલી, આપણે મૂરખ જ છીએ આપણે કયાં જવાના? આપણને કોણ ઊભું ય રહેવા દે?'

'જીમ, જીમ, હવે તું વિચારને રવાડે ચડી, પાછી પાની ન કરીશ.'

'પણ, હું વિચાર ન કરું તો શું કરું? છતાં હું પ્રયત્ન કરીશ. આપણે ભલે ભૂખ્યાં મરીશું પણ હવે હું કાંઇ કામે જ લાગીશ. મારા આ બધા ધંધા તો આજથી બંધ, બસ?'

'અને હું તમને લોકોને મદદ કરીશ,' એક નવો આવનાર બોલી ઊઠ્યો. 'અલ્યા, જીમ હોગન, તારી મુકકી ખોલી નાખ જોઉં, પહેલી વાત તો તારે એજ શીખવાની છે કે, કોઇ સારો માણસ તારી સાથે વાત કરવા માંડે કે તેના મોં ઉપર ફેંટ લગાવવા તૈયાર ન થઇ જવું!' ડોકટર ગ્રાન્ટે આટલું કહી, હોગન પાસે જઇ, તેના ખભા ઉપર હાથ મૂકયો, અને કહ્યું, 'હું જોસફ હોલિસ્ટરને ૨૦ વર્ષથી ઓળખતો હતો–પણ આજે મેં તેને ઓળખ્યો એવો કદી નહોતો ઓળખ્યો. જો તારે માટે સારી જિંદગી જીવવાનો કોઇ રસ્તો હશે– અને હું માનું છું કે છે, તો તે શોધવામાં હું તને મદદ કરીશ. મારા સદ્ગત મિત્ર હોલિસ્ટરને એ મારી નાતાલની ભેટ હશે

આ પ્રમાણે મૃત હોલિસ્ટરની માનવ આત્મા પ્રત્યેની શ્રદ્ધાએ રાજ્યને એકને સ્થાને ત્રણ ભલા નાગરિકો મેળવી આપ્યા: કેટ હોલિસ્ટર શાંતિ અને ક્ષમાનો પાઠ શીખી; ડૉ. ગ્રાન્ટ શીખ્યા કે, દરેક માનવ હૃદયમાં એક ચેતન દીવો કયાંક છુપાઇને રહેલો છે જ, અને છેલ્લે હોગન કે જેના કુટુંબે અધમતાના કીચડમાંથી બહાર નીકળવાની ધીમી પણ મક્કમ મજલ આરંભી.

# હમીદનું રમકડું

**પ્રેમચંદ**

રમજાનના પૂરાં દિવસ કેડે આજે ઈદ આવી હતી. કેવું જાદુઈ અને મોહક મળસ્કું હતું! વૃક્ષોએ નવી જ લીલીમા ધારી હતી. ખેતરોએ ય કોઈ વિચિત્ર આભા ઓઢી લીધી હતી. વાદળી-ભૂરું આકાશ ક્યાંક વળી રાતાચોળ છાંટણાઓથી ઓપી રહ્યું હતું. સૂરજ પણ આજે સુંદર શીતળ ઊગ્યો – જાણે દુનિયાને ઈદ મુબારક કહેવા જ! ગામ આખું પ્રવૃત્તિથી ઉપરતળે થઈ ગયું હતું. લોકો ઈદગાહ જવાની તૈયારી કરી રહ્યા હતા. કોઈકના પહેરણને એકાદું બટન ખૂટે છે, તો તે સોય-દોરો લઈને દોડધામ કરી મૂકે છે. કોઈના વળી જોડા સૂકા-કઠ થઈ ગયા હોય તો તે તેલીને ત્યાં જઈને તેને કુણાં કરવા તેલમાં ઝબોળે છે.

ઉતાવળે ઉતાવળે લોક ઢોરાં પાણી પાય. ઈદગાહથી પાછા વળતાં વળતાં ય બપોર થઈ જવાનાં. ત્યાં છ આખા માઈલ પગપાળા ચાલવાનું અને પછી લોકોને મળવા-ભેટવાનું. સેંકડો લોકો એકઠા મળે. બપોર પહેલાં તો પાછું આવવાનું અશક્ય જ! સૌથી મોટો આનંદ તો છોકરાંઓને છે. કોઈકે વળી ઉપવાસ પણ કર્યા છે – પણ તે બપોર સુધી જ. બાકી બીજાઓએ તો મૂળ્ય ઉપવાસ કર્યા જ નથી અને તો યે તેઓ ઈદગાહ જવાના વિચાર માત્રથી આનંદ અનુભવે છે.

મોટેરાઓ ઉપવાસ કરી શકે. છોકરાંઓને મન તો ઈદ જ. રોજે તેઓ પોપટ-જીભે ઈદનું નામ રટયા કરતાં અને આજે, આખરે, ઈદ આવી પહોંચી હતી. હવે એ લોકોને એમ થવા લાગ્યું કે ઈદગાહ જવા માટે નીકળવાની કોઈ ઉતાવળ કેમ નથી કરતું. ઘર-ખટલાની એમને પડી નથી, તેની તેમને ભાળ પણ નથી. સેવ માટે ઘરમાં પૂરતું દૂધ અને સાકર છે કે નહિ તેની ચિંતા તેમને નથી, અલબત્ત, ખાવા માટે તો તેમને જોઈશે ખરું. એમને કયાં ખબર છે કે અબ્બા ચૌધરી કયુમઅલીને ત્યાં શાને ધોડા કરે છે? અને આજે ચૌધરી ગુસ્સે થઈ જાય તો યે તેમને શી પડી છે? ઈદ કાંઈ મહોરમ થોડી થઈ જવાની છે?

સઘળી સમૃદ્ધિ જાણે, આજે તેમના ખિસ્સામાં જ છલકાઈ રહી છે. ખિસ્સામાંના પૈસા તેઓ વારંવાર ગણ્યા કરે છે. મહંમદ તેના ગણે છે: એક…બે…દશ…બાર! તેની કને બાર પૈસા છે. મોહસીન પાસે એક…બે…દશ…પંદર પૈસા છે. આટલા પૈસામાંથી તેઓ ચાહે તે ખરીદી શકે– રમકડાં, મીઠાઈ, પીપુડાં, દડા, ગમે તે! હમીદને તો વળી ઘણો આનંદ છે. નીમાણા ચહેરાનો અને દુબળો-પાતળો આ છોકરો છ સાતનો હશે. તેના બાપ કોલેરાથી ગયે વરસે જ મુઆ. અને એની વાંસોવાસ, કોણ જાણે પણ શાથી, તેની મા દિવસે દિવસે ફીક્કી-ફસ્સ પડવા લાગી. શો રોગ છે કોઈ કળી શકયું નહિ. વળી એને શું થયું છે એમ તે કહે પણ, તો સાંભળનારું કોણ હતું? મૂંગે મોઢે બધું સહન કર્યું અને જ્યારે સહન કરવાની શકિત માત્ર ખરચાઈ ગઈ ત્યારે પછી તે ખુદ આ ફાની દુનિયા છોડીને ચાલી ગઈ.

હમીદ હવે તેની ઘરડી દાદીમા અમીનાના ખોળામાં સૂએ છે. તે તો એટલો જ રાજી છે. બાપ એના પૈસા કમાવા ગયા છે. થેલીઓ ભરીને તે લાવશે. મા અલ્લાહ પાસે હમીદ માટે સારી સારી ચીજો લેવા ગઈ છે; અને તેથી હમીદ રાજીના રેડ છે. આશા કેવડી મોટી ચીજ છે! અને તેમાં ય, ખાસ તો બાળકોની આશાઓ! બાળકની કલ્પના જેમ કદાચિત્–ક્યારેક વિચિત્ર પણ હોય છે તેમ સુંદર પણ હોય છે, અને ક્યારેક તેઓ નકામી-ઠાલી વસ્તુઓને ય ભવ્ય – અલૌકિક પરિવેશમાં જુએ છે. હમીદને પગમાં પહેરવા જોડા નહોતા, જૂની જરી-પુરાણી ટોપી માથે પહેરવા છે. પણ તો ય તેને મજા છે તે તેના અબ્બા જ્યારે થેલીઓ ભરીને નાણું લઈને અને અમ્મા અલ્લાહના આશીર્વાદ કમાઈને આવી પહોંચશે ત્યારે પોતાનાં

સઘળાં અરમાન પૂરાં કરશે! ત્યારે પછી આપણે જોવાનું રહેશે કે મહમદ, મોહસીન, નૂર અને શમ્મી કેવી રીતે અને ક્યાંથી પૈસો લઇ આવે છે.

અભાગી અમીના ઘરમાં બેઠી બેઠી રડે છે. આજે ઇદ છે અને તેના ઘરમાં અનાજનો એકે ય દાણો નથી. આજે આબિદ જીવતો હોત તો ઇદ આટલી અકળામણી ન જાત. હતાશા, ગમગીની અને નાખુશી તેને વ્યાપી વળે છે. આરી ઇદ આવે એમ કોણ ઝંખે? તેના ઘરમાં તેનું કશું જ મહત્ત્વ નહોતું. પણ બીચારો હમીદ, તેને કોઇના જીવન કે મરણની શી કામ છે? તેને તો આશા-આકાંક્ષા અંદરે ભર્યાં છે. વિપત્તિના વાદળ ચાહે તેટલા જોશમાં ચડી આવે તોયે, હમીદની આશા એને આજી આખ તેને ક્યાંયે ઊડાવી દેવાની.

હમીદ ઘરમાં દોડતો'ક જઇને દાદીમાને કહે છે 'દાદીમા તમે ફીકર ન કરતાં હું સાથી વહેલો વહેલો પાછો આવી પહોંચીશ. તમારે કોઇ વાતે ચિંતા ન રાખવી.'

અમીનાનું હૃદય દુઃખે ભરાયું છે. ગામનું બાળ ગોપાળ પોતાના બાપ-કાકા સાથે ઇદગાહ જઇ રહ્યું છે. હમીદના બાપ કોણ? અમીના સિવાય તેનું કોઇ નહેતું. તેને સાવ એકલો-અટુલો કેમ કરીને જવા દેવાય? ઇદગાહના ભીંસભર્યા મેળામાં છોકરો ખોવાઇ જાય તો? ના, એમ એને જવા દેવાય જ નહિ. આવો નરમ-નમણો છોકરો, બીચારો કેમ કરીને ત્રણ માઇલનો પલ્લો પગપાળો ચાલી શકવાનો? તેના પગે ફોલ્લા જ ઊઠે તો! તેને પગરખાં ય નથી. અરધે રસ્તા લગી દાદી છોકરાને તેડીને જાય ખરી, પણ તો પછી અહીં ઘેર સેવ કોણ રાંધે? ઘરમાં પૈસો હોત તો તો માલ-સામાન લઇ આવીને રાંધી તૈયાર રાખત. પણ એ બધાનો જોગ મેળવતાં ને ગોઠવણ કરતાં તો કલાકો વીતવાના. ઉછી-ઉધારાં કરવા સિવાય તો બીજો કોઇ ઇલાજ હતો જ નહિ.

એમ તો હજી હમણાં જ ફાતમાનાં કપડાં સાંધીને આઠ આનાની કમાણી કરી હતી. કોઇ કંજૂસની જેમ એણે આ આઠ આની આ દિવસ માટે સંઘરી રાખી હતી. પણ ગઇ કાલે જ દૂધવાળીએ લેણા પૈસાનો ખૂબ તકાદો કર્યો, ને પૈસા આપવા પડ્યા. હમીદ માટે બીજું કશું ખાસ ન કરે તો યે, બે પૈસાનું દૂધ તો જરૂરી હતું જ. હવે એની પાસે માત્ર બે આના બાકી બચ્યા હતા, અને તેમાંથી ત્રણ પૈસા હમીદના ખિસ્સામાં પડ્યા અને બાકી અમીનાની મૂડી રહી પાંચ પૈસા. આ એની અસ્કયામત, અને આજે હતી ઇદ!

અલ્લાહ જ માત્ર એનો મદદગાર રહ્યો હતો. ધોબણ, હજામડી, ઝાપડી – આ સઘપરમાં પરબે તે સૌ ઘેર આવશે. સૌને ખાવા સેવ દેવી પડવાની અને જો ઓછી આપીએ તો બધીઓના મોઢાં ચડવાનાં! કોને કેમ કરીને ટાળી શકાય? અને કોઇને ટાળવાનો વિચાર પણ કેમ કરી શકાય? વરસે ઇદ તો એક જ વાર આવે છે ને! બનાનું ભલું થજો, કારણ એ બાધાના ય નસીબ એના પોતાના નસીબ સાથે સંકળાયેલા હતા ને? ખુદા છોકરાને સલામત રાખે, પોતે તો ગમે તે ખમી ખાવા તૈયાર હતી.

• • •

તહેવારની ઉજવણી કરનારા ગામલોકનું ટોળું ગામ છોડીને ઇદગાહ ભણી ચાલ્યું. હમી પણ બીજા છોકરાઓની સંગાથે નીકળી પડ્યો. ક્યારેક બધા ય દોડીને આગળ નીકળી જતાં, અને બીજાઓની વાટ જોતાં ઝાડ તળે ઊભા રહેતા. આ બધા લોકો આટલા ધીમા ધીમા શાથી ચાલતા હશે? હમીદને તો પગે જાણે પાંખો ફૂટી હતી. થાક તો તેને લાગતો જ નહિ. હવે તો તેઓ શહેરની લગોલગ આવી ગયા હતાં. રસ્તાની બન્ને બાજુ, પૈસાદાર લોકોના બગીચા હતા. બગીચા ફરતી પાકી વાડો બાંધેલી હતી. ઝાડ તો ફળથી લચી પડ્યાં'તાં. છોકરાઓ કો'ક કો'ક વાર આંબામાં પથરો ઝીંકતા. માળી બાગમાંથી પડકારો કરતો. પણ એ દરમિયાન છોકરાઓ તો ફર્લાંગ આઘા નીકળીને ઠીકઠાક કરતાં હોય એમ નિરાંતે માળીને કેવો મૂરખ બનાવ્યો!

હવે મોટાં મોટાં મકાનો નજીક આવવા લાગ્યા. આ કોર્ટ છે; અને આ કોલેજ. આ વળી કલબ હાઉસ છે. આવડી મોટી કોલેજમાં કેટલાએ છોકરાંઓ ભણતા હશે. પણ તેમા કાય બધા છોકરાઓ નહિ હોય કેટલાક મોટા મૂછાળા મોટિયાર પણ હોવાના. આવડા ઢાંગા થયા તોય તેઓ ભણતા'તા. ખુદા જાણે કયાં સુધી તેઓ આમ ભણ્યા કરવાના ને પછી ભણીને શુ કરવાના. હમીદની નિશાળમાં ય આવા બે-ત્રણ મોટિયાર હતા. સાવ નકામા માણસો દિવસમાં બે-ત્રણ વાર માર ખાય ને તોય પાછા ભૂલો કર્યા કરે. આ કોલેજ પણ એવા માણસોથી જ ઉભરાતી હશેને?

કલબ હાઉસમા તો અજાયબ જેવુ બન્યા કરતું વાયકા તો એવી હતી કે અહીમડદાની ખોપરીઓ ઉછળતી અને તેઓ બધી જ મોટી મોટી રમતો રમતા પણ બીજા કોઇને અદર ઘૂસવા દેતા નહિ સાજે સાહેબો આવીને રમતા. તેઓ બધા મોટા મોટા હતા, દાઢી મૂછવાળા. તેઓની ઘરવાળીઓ પણ રમતી એમ વાતો થતી: 'શું કહેવાય એને? હં, રેકેટ મારી આ તો બાપડી તે ઉપાડે ત્યાં જ ગબડી પડે!'

'ખુદા કસમ, મારી અમ્માનાં તો હાથ ધ્રૂજવા જ લાગે!' મહમૂદે કહ્યુ.

'અબે તું શુ વાત કરે છે! હવે તારી અમ્મા તો આટલા મણ રોજનો દાણો પીસે છે ને આ અમથું રેકેટ પકડતા એનો હાથ ધ્રૂજવાનો' રોજ તો એ બેડાં ભરી ભરીને કૂવેથી પાણી ભરી આપે છે. પાંચ બેડાં તો તમારી ભેંસ જ પી જાય એકલી. આ 'મેમ'માંથી કોઇ એકાદી એક ઘડો પાણી ય સીંચે, તો તો બેહોશ થઇ જાય.' મોહસીને રદિયો દીધો.

પણ એ કાંઇ દોડી કે કૂદી થોડી શકે નહી?' મહમૂદે કહ્યું.

'શુ વાત કરે છે તું? દોડી કે કૂદી ન શકે?' મોહસીન કહેવા લાગ્યો: 'હજી કાલનીજ વાત છે. અમારી ગાય છૂટી થઇને ચૌધરીના ખેતરમાં ચરવા ઘૂસી ગઇ તેને પકડવા મારી અમ્મા જે દોડી છે.. હું ય હારીને વાંસે રહી ગયો તો!'

○ ○ ○

તેઓ આગળ વધી ગયાં હતાં મેળામાં કેટલીએ મીઠાઇની દુકાનો હતી. બધી જ સરસ શણગારેલી હતી. મીઠાઇ આટલી બધી કોણ ખાતું હશે? દરેક દુકાનમા મણબધ મીઠાઇઓ મૂકી હતી. કહેવાય છે કે રાત વખતે જીનાત આવીને સઘળી મીઠાઇ ખરીદી લે છે. અબ્બા કહે છે કે અધરાત-મધરાત વેળાએ જીનાત બહાર પડે અને તમામ દુકાનો ફરી વળી મીઠાઇ ખરીદી પૈસા ચૂકવી દે—પૈસા એટલે? પૈસા જ વળી. આપણા પૈસા જેવા જ પૈસા.

હમીદ આ વાત માની શકે તેમ નહોતો: 'જીનાત પાસે વળી આપણા જેવુ નાણું કયાંથી હોય?'

'જીનાતને ત્યાં પૈસાની તો કોઇની ખોટ ન હોય, ભાઈ. ચાહે તે તિજોરી કે ખજાનો તેઓ ખોલી શકે. લોઢાના બારણાંય એને ન અટકાવી શકે તું તારા મનમા જીનાતને તે વળી શું સમજે છે? એની પાસે તો હીરા માણેક-ઝવેરાત બધુ જ હોય. કોઇ માણસ પર જો જીનાત રાજી થઇ જાય તો તેનું ઊઘડી જ ગયુ. ટોપલી ભરીને તેને હીરા આપે જીનાતની વાત નહિ, ભાઇ. આ પળે અહી બેઠું હોય તો પાચ મિનિટમા કલકત્તા જઇને બેસે,?' મોહસીને જવાબ આપ્યો.

'જીનાત ખૂબ મોટા હોતા હશે?' હમીદને કુતૂહલ થયું.

'જીનાત તો હોય આભ ઊંચા. ધરતી પર ઊભું રહે તો માથું અડે આકાશને! વળી ચાહે તો નાના દોચકામાય સમાઇ જાય. જીનાતની શી વાત, ભાઈ!' મોહસીને જવાબ આપ્યો

'લોક એને રાજી કરવા કૈક વાના કરતા હશે, કેમ? મનેય જો કોઇક એને રાજી કરવાની રીત બતાવી દે ને, હું એક જીનાતને રાજી કરી દઉં.' હમીદે કહ્યું.

'બસ એક એ વાતની મને ખબર નથી.' મોહસીને કબૂલ કર્યું. 'પણ ચોધરી સાહેબે કેટલાયે જીનાતને જીતી લીધા છે ખરા. કંઈ ચીજ જો ચોરાય તો ચૌધરી સાહેબ તરત ચોરનાં નામ ઠામ કહી શકે જુમેરાતીનું વાછડું તે દી' નો'તું ખોવાઇ ગયું? કોઇ પત્તો નો'તો મળતો. ત્રણ દિવસ શોધાશોધ માથાકુટ છેલ્લે ચૌધરી સાહેબ પાસે ગયા. એમણે કહી દીધું કે તળાવડી પાસે છે. જડી ગયું. જીનાત જઈ જઈને દુનિયા આખીની ઝીણી મોટી બધીજ ખબર એમને આપી દે છે!'

હવે તેને ખબર પડી ખરી કે ચૌધરી પાસે આટ આટલી દોલત કેમ કરીને ભેગી થઈ છે અને લોકોમાં એનો માનમરતબો આટલો શાથી છે!

○ ○ ○

તેઓએ ચાલ્યા કર્યું. આ હવે આવી પોલિસ-લાઇન. સઘળા કોન્સ્ટેબલો અહીં પરેડ કરતા. 'રાઇટ ટર્ન!' - બીચારા, રાત આખી ઉજાગરો વેઠીને તેઓએ સ્થળાનું રક્ષણ કરવાનું. ન કરે તો ચોરી થાય. મોહસીને વાંધો ઉઠાવ્યો. 'આ પોલિસવાળાઓ રાતવરત શહેરની ચોકી ભરે છે! બસ, આટલી જ ખબર છે તમને! વાત, સાચે જ, સાવ ઉલટી છે. એ લોકો જ સાથે રહીને ચોરીઓ કરાવે છે. શહેર આખાના ડાકુઓ અને ચોર લોકો એ લોકોના મળતિયા હોય છે. રાત વખતે એ લોકો જ ચોરોને ચોરી કરવાનું કહે છે અને પોતે બીજા જ લત્તામાં જઇને પોકારે છે: 'જાગતા રે'જો' આ રસ્તે જ તેઓ પૈસા ભેગા કરે છે. મારા મામુ પોલિસ છે. મહિને પચ્ચાસ રૂપિયા એમને પગાર મળે છે. ઘેર મોકલે છે દર મહિને પચ્ચાસ પૂરા! ખુદા કસમ, એક રોજ મેં પૂછ્યું કે આ બધું નાણું ક્યાંથી? એણે હસીને કહ્યું: દીકરા, અલ્લાની સોગાદ આ તો! એ તો કહે છે કે એને જરૂર હોય તો એ લોકો શહેરમાંથી લાખ રૂપિયા મેળવી શકે પણ એ લોકો પોતાની આબરૂ -- નોકરીની સલામતી વગતીને જ ચાલતા હોય છે.'

હમીદે પૂછ્યું: 'પણ જો તે લોકો ચોરી બાબતમાં આંખ આડા કાન કરે, તો તેમને જેલમાં ન બેસાડી શકે કોઈ?'

મોહસીનને તેની અજ્ઞાન પર દયા છૂટી. તેણે કહ્યું: 'અરે બુધ્ધુ! એ લોકોને કોણ પકડે? એ તો બીજાઓને પકડનારા છે તો! ખુદા તાલા જ આવા લોકોને સજા કરી શકે છે. અવળે હાથે આવેલો પૈસો પૂરા હાલ કરે છે ને એમ જ જાય ચાલ્યો! થોડા રોજ પહેલાં જ મારા મામુના ઘરમાં આગ લાગી ઘરવખરી તમામ રાખ થઇ ગઇ. એક કહેતાં એક ય ચીજ બચી નહિ. દિવસો સુધી એ લોકોને ઝાડ તળે ઊંઘી રહેવું પડ્યું -- ખુદા કસમ, ઝાડ તળે જ! પછી સો એક રૂપિયાનો કાળો કરીને ઠામ વાસણનો બંદોબસ્ત થયો.'

'સો પચ્ચાસથી ઝાઝા કહેવાય?' હમીદે પૂછ્યું.

'પચ્ચાસ! અને સો! પચાસ એટલે એક થેલી ભરેલી, પણ સો માટે તો બે થેલીઓ ઓછી!'

હવે તે લોકો ભીડ વિસ્તારમાં પ્રવેશી રહ્યા હતા લોકોના સમૂહોના સમૂહ, ઝૂંડના ઝૂંડ એવા મળતા. સુંદર કપડામાં, બધા ઇદગાહ ભણી જઇ રહ્યા હતા. કોઈ ઘોડાગાડીમાં, કોઇ વળી મોટરોમાં. અત્તરગુલાબથી બધા મઘમઘી રહ્યા હતા. સૌના હૈયામાં આનંદ ઉલ્લાસની છોળો ઊડતી. ગામડિયાઓનું આ ટોળું, એને પોતાની ગરીબાઇનો ખ્યાલ સુદ્ધાં નો'તો. સંતોષમાં, આનંદમાં તેઓ આગળને આગળ ધપતા રહ્યા. છોકરાઓને તો શહેરમાં સઘળું જ નવું અને મનોહર હતું! મનગમતી ચીજ પરથી આંખ ઉઠાવી લેવાનું તેઓને ભારે પડતું-પાછળ વાગતાં મોટરના હોર્ન તેઓ સાંભળતાં નહિ, હમીદ મોટરમાં આવી જતાં માંડ બચી ગયો.

અને હવે તો સામે બરાબર ઇદગાહ લાગવા માંડી. ઝાડનો છાયો હતો, સિમેન્ટની ફરસબંધી પર સાદડીઓ બિછાવેલી હતી. નમાજીઓની હારની

હાર ઊભી હતી. એકની પાછળ એક, ન માની શકાય એટલી લાંબી આ હરોળો હતી. સિમેન્ટની ફરસબંધીને ય તે વળોટી ગઈ હતી. ત્યાં તો સાદડીઓ યે નહોતી બીછાવી. નવા આવનારાઓ આવી આવીને હરોળમાં પાછળ જોડાઈ જતા હતા જગ્યા પ્રમાણે. આગળતો મુદ્દલ જગ્યા નહોતી રહી. અહીં કોઈ માણસની દોલતનો કે હોદ્દાનો ખ્યાલ ન કરતો. ઇસ્લામની નિગાહમાં તો સઘળા એક-સરખાં.

ગામડિયાઓ પણ ખુદાની બંદગી માટે નમાજીઓની હરોળમાં જોડાઈ ગયા. અહીં વ્યવસ્થા અને સગવડ કેટલાં સુંદર હતાં! એકી સાથે લાખો માથાં ખુદાની દયા પામવા માનથી નીચે ઝૂકી પડતાં અને પછી પાછાં બધા જ અદબપૂર્વક બેઠાં થતા, તેઓ પાછા લળી પડયા અને પછી ફરી ગુજારવા ઘુંટણિયે પડયા. આખી ક્રિયા એક સમવાયમા વારે વારે થયા કરી, જાણે એકી સાથે લાખ લાખ વીજળી દીવા સળગાવવામાં અને બુઝાવવામા આવતા હતા. ઘણાં વખત સુધી આ ચાલ્યું. આ દૃશ્ય કેટલું અદ્‌ભુત હતું! તેની સામૂહિક હીલચાલ, વિશાળતા, વ્યવસ્થા-બધાથી હૃદય સન્માન અને ગૌરવ તથા પુર્ણ આનંદથી છલકાઈ જતું. જાણે એમ જણાતું કે આ સઘળા આત્માઓ ભાઈચારાની એક ગાંઠે ગંઠાયેલા હોય!

○ ○ ○

નમાજ પૂરી થઈ. લોકો એકબીજાને ભેટી રહ્યા હતા. પછી તેઓએ મીઠાઈ અને રમકડાંની દુકાનો પર હલ્લો કર્યો. ગામડિયા છોકરાઓ પણ બીજાઓથી કોઈ વાતે ગાંજ્યાં જાય એવા નહોતા. તેઓએ ય મારસલ્લો બેલાવ્યો. આ અહીં રહ્યું ઊભું ચકડોળ. એક પૈસામાં ઉપર-નીચે ઝૂલો. એકવાર એમ લાગે કે આપણે આકાશમાં ઊડી રહ્યાં છીએ, બીજી જ પળે નીચે જમીન ભેગાં. આ છે બીજું ચકડોળ. લાકડાના હાથી, ઘોડા ઊંટ ઉપરથી સળિયા સાથે લટકાવેલા હતા. એક પૈસા પાંચ્ચીસ ફેરાં. 'મહેમૂદ અને મોહસીન, નૂર અને શમ્મી ઘોડા-ઊંટની સવારી કરવા લાગ્યા, હમી છે હટે ઊભો રહ્યા. તેની પાસે માત્ર ત્રણપૈસા જ છે. માત્ર ચક્કર ચકર ફેરવાની મજા ખાતર જ તે કાંઈ પોતાની મૂડીમાંથી એક તૃતિયાંસ ભાગ જવા દેવાના મતનો નો'તો.

સૌ ચકડોળ પરથી ઉતર્યું. હવે તેઓ રમકડાં ખરીદશે. ભાતભાતનાં રમકડાં છે: સૈનિક છે, પનિહારી છે, મહારાજ કુમાર છે, તો વકીલ સાહેબ પણ છે. પાણી પાનારો છે તો ધોબણ અને મુલ્લાજી ય છે. કેવા સુંદર અને હૂબહૂ રમકડાં છે. એવાં લાગે છે કે જાણે હમણાં જ બોલી ઊઠશે. મેહમૂદે ખાખી ગણવેશવાળો સૈનિક ખરિદ્યો-સૈનિકને માથે લાલ રંગનો ફેંટો ને હાથમાં રાઈફલ-જાણે પરેડમાંથી જ સીધો ન ચાલ્યો આવ્યો હોય. મોહસીનને ગમ્યો પાણી સીંચનારો. કેડેથી નમેલો, પખાલ આખી પાણી ભરેલો. પખાલીના હાથમ પખાલનું મોઢું છે અને તે ખૂબજ આનંદી જણાય છે કદાચ એ ગીત ગાઈ રહ્યા છે અને હમણાં જ જ પાણી પીવાનું શરૂ કરવાનો....

નૂરને વકીલ સાહેબ ગોઠી ગયા. ભારોભાર ડહાપણ મોં પર દેખાડતા વકીલે કાળો ઝભ્ભો પહેર્યો છે નીચે છે સફેદ અચકન. સોનાના અછોડા સાથે ખિસ્સા ઘડિયાળ છે. એક હાથમાં છે કાયદાની કિતાબ. કોરટના કજિયામાં ફતેહ મેળવીને જાણે તેઓ સીધા ચાલ્યા આવે છે. દરેક રમકડું બે પૈસાનું એક જ ભાવે વેંચાય છે હમીદ પાસે તો માત્ર ત્રણ પૈસા જ છે. આવાં મોંઘાદાટ રમકડાં ખરીદવાનું તેને કેમ પોસાય? હાથમાથી જોતે પડે તો તેના ભૂકકા બોલી જાય. જરીક અમથું પાણી અડાડો કે એનો સઘળો રંગ ધોવાય જાય. આવાં રમકડાને તે શું કરે? એની કશી જ કિંમત નથી—નકામાં.

'મારો પખાલી તો રોજ, સવાર-સાંજ પાણી ભરવાનો! મોહસીન બોલ્યો.

'અને મારા સૈનિકજી તો રાતે ઘરની ચોકી ને દિવસે પહેરો ભરશે. ચોરને ભાળ્યો કે તરત

મંદો ફોડશે!' મહેમૂદે જણાવ્યું.

નૂરે ઉમેર્યું : 'મારો વકીલ તો કોરટના કેસ લડશે, કેસ.'

'મારી ધોબણ રોજ કપડાં ધોશે.' શમ્મીએ સમાપન કર્યું.

હમીદને રમકડાની નફરત છે; આખરે એ બનાવ્યાં હોય છે માટીમાંથી. પડયા ભેગા ભૂકો-ભૂકકા. સાથોસાથ તે લોભી નજરે તેને જોયા ય કરે છે તેને થાય છે કે એકાદ મિનિટ પણ તે તેને હાથમાં ઝાલી શકે તો કેવું સારું! ઇચ્છા બળવાન છે, તેના હાથ રમકડા ઝાલવા લાંબા ય થઈ જતા, પણ છોકરાઓ ભાગ્યે જ એવો ભોગ આપવા તૈયાર થાય—ખાસ તો જ્યારે તાજા જ ખરીદ્યા હોય. હમીદને વધુને વધુ લાલચ-લોભ થાય છે.

રમકડા પછી સૌ વળ્યા મીઠાઈ ભણી. એકે રેવડી લીધી. બીજાએ ગુલાબજાંબુ. ત્રીજાએ સોહન હલવો પસંદ કર્યો તેઓ પોતાની મીઠાઈ ભારે હોંશથી પટકારવા લાગ્યા. હમીદ બીજાઓથી અલાયદો ઊભો રહ્યો. બીચારો છોકરો! તેની પાસે માત્ર ત્રણ પૈસા તો છે! શા માટે જઈને તે કશુંક ખાવાનું નથી ખરીદતો? બીજાઓ ભણી એ તો જોયા જ કરે છે.

'હમીદ, આવ, આ રેવડી લે જો કેવી સરસ છે!' મોહસીન કહે છે.

હમીદને શંકા તો જાગે છે કે આ માત્ર ક્રૂર મશ્કરી છે મોહસીન કોઈ દિવસ ઉદાર કયા હતો? છતા તે તેની પાસે ગયો મોહસીન પડીકાના પડિયામાથી રેવડી ઉઠાવે છે અને હમીદની સામે ધરે છે. હમીદ તે લેવા હાથ લબાવે છે, પણ મોહસીન તો તે પોતાના જ મોંમા પધરાવી દે છે મેહમૂદ, નૂર અને શમ્મી બધા તાળીઓ પાડવા લાગે છે અને મજેથી હસે છે, હમીદ નારાજ થાય છે.

'ખુદા કસમ, હમીદ, આ વખતે તો હું તને જરૂર આપીશ આવ અને લે.' મોહસીન ફરીવાર કહે છે.

'તે રાખ તારી પાસે મારી પાસે શું પૈસા નથી!' હમીદ જવાબ આપે છે.

'હવે તારી પાસે તો છે ત્રણ પૈસા ફક્ત. એમાં તું તે વળી કેટલું'ક લેવાનો હતો?' શમ્મી બોલી ઊઠે છે.

'હમીદ, આરામ થી ગુલાબજાંબુ લે. મોહસીન તો દુષ્ટ માણસ છે.' મેહમૂદ સૂચવે છે.

'મીઠાઈ એ કંઈ ખૂબ સારી ચીજ નથી.' ચોપડીમાં તેની ખરાબી વિશે ઘણું ય લખ્યુ છે.'

હમીદ જવાબ આપે છે.

'બસ કર હવે, મીઠાઈનો મોટેરો થા મા. મને ખબર છે, પૈસા હોય તો તું ય લઈને ઝાપટે. તારા પૈસા શું કામ નથી કાઢતો!' મોહસીને ઉધડો લીધો.

'મને ખબર છે એના મનની. જ્યારે આપણા બધા પૈસા ખરચાઈ જશે ત્યારે તે ચીજ-વસ્તુઓ લઈને ખાવા લાગશે. અને ત્યારે લોભેટગર ટગર જોવાનો આપણો વારો આવશે.' મહેમૂદે કહ્યુ.

o • o

મીઠાઈની દુકાનો પછી આવે છે કંસારાની, લોઢાંના વાસણ-સાધનોની, અને નીકલનો ઢોળ ચઢાવેલા નકલી ઘરેણાની દુકાનો. છોકરાઓને એમા કંઈ રસ ન પડયો. એ બધા આગળ ધપ્યા. હમીદ એક દુકાન પાસે અટકી ગયો. દુકાનમા લોઢાના ચીપિયા હારબંધ ગોઠવેલા હતા. તેને યાદ આવ્યું કે દાદીમા પાસે ઘેર એકે ચીપિયો નથી. તવામાંથી રોટી કાઢતી વેળા તેની આંગળીએ ડામ પડે છે. દાદી કેવા રાજી થાય જો એક ચીપિયો એમને આપ્યો હોય તો! પછી એના આંગળા કોઈ દિવસ દાઝે નહિ. ઘરમાં એક ઘણી ઉપયોગી જણસનો ઉમેરો થયો ગણાશે પેલા રમકડાનો શો ઉપયોગ હતો? ઠાલા મફતના નકામી ચીજો પાછળ પૈસા ખરચવાનો કાંઈ જ અરથ નથી વળી રમકડે રમવાનો આનંદ પણ ટૂંક જીવી છે. થોડા વખત પછી તેના ભાગી

કોઈ જોવાનું ય નથી. ઘરે પહોંચતાં સુધીનાં જ કદાચ તે ભાંગી જવાનાં.

ચીપિયો તો ઘણી જરૂરની ચીજ છે. તવામાંથી રોટી ઉપાડી શકાય, ભઠ્ઠીમાં રોટી શેકી શકાય–એ ચીપિયાની મદદથી જ. કોઈ અંગારા લેવા આવે તો તે ય ચીપિયા વતી ભઠ્ઠીમાંથી કાઢીને તરત સહેલાઈથી આપી શકાય. દાદીમાને બજારમાં જવાનો વખત જ ક્યાં રહે છે? વખત હોય તો ય પૈસા ક્યાં હતા? અને રોજ એના હાથે ફોલ્લા પડે છે. હમીદના મિત્રો આગળ નીકળી ગયા છે. તેઓ એક દુકાન આગળ ઊભા શરબત પીએ છે. આ બધા કેવા કંજૂસ છોકરાંઓ છે? એ લોકોએ આટઆટલી મીઠાઈ લીધી પણ તેને વિવેક ખાતર પણ આપવાની કોઈએ પરવા કરી નહિ. અને આ જ બધા પાછા રમવા માટે ગરજ કરતા આવવાના ને કાં કંઈક કામકાજમાં ય તેને સાથે લેવાના. હવે કોઈ તેને કાંઈ કામ ચીંધે તો તેનો શો જવાબ દેવો તેની હવે હમીદને પૂરી ખબર પડી ગઈ હતી. ભલે ખાતાં બધા મીઠાઈઓ–એ લોકો પોતાના મોઢાં બગાડશે, ગડ-ગુમડ એ લોકોને નીકળશે અને વધારે ને વધારે ભૂખલ્યા થશે બધા, ઘરમાંથી પૈસા ચોરશે ને માર ખાશે. આખરે, ચોપડીઓમાં શું કહ્યું છે? એ કાંઈ અમસ્થું થોડું લખ્યું હશે? પોતે આવા ખરાબ લોકોની સંગતથી બગડવા તૈયાર નથી.

દાદીમા ચીપિયો જોશે, જોઈને પોતાના ભણી દોડશે અને ચીપિયો લઈને કહેશે: 'બેટા મારા, દાદીમા માટે ચીપિયો લાવ્યો?' કેટલી દુવા ગુજારશે દાદી! આડોશપાડોશની સઘળી સ્ત્રીઓને તે ચીપિયો બતાવશે, ગામ આખું હમીદ ચીપિયો લઈ આવ્યાની વાત કરશે. સારા છોકરા તરીકે તે મશહૂર થશે, પણ આ છોકરાઓને રમકડાં લાવવા માટે કોઈ આશીર્વાદ આપવાનું નથી. મોટેરાંઓના આશીર્વાદ ખુદા તાલાના દરબારમાં તરતો તરત પહોંચી જશે. તેની પાસે પૈસા નો'તા એટલે મોહસીન અને મેહમૂદે તેની હાંસી કરીને? તે લોકો સાથે તો જેવા સાથે તેવાવાળો જ હોય. ભલે ખાતા બધા મીઠાઈઓ. ભલે રમે બધા રમકડે.

o o o

એને એ લોકોના રમકડાંથી ક્યાં રમવું હતું? તો પછી શા માટે એ લોકોનું અભિમાન સાંખવું? એ ગરીબ હતો, પણ એ કાંઈ કોઈ પાસેથી કશું ભીખવા ગયો નહોતો. એને ખબર છે એક દિવસે એના બાપુ પાછા આવશે. અમ્મા પણ પાછી આવી જવાની છે. પછી એનો વારો આવશે પેલાઓને પૂછવાનો, કે ભાઈ, કેટલાં રમકડાં જોઈશે? પણ એ તો દરેકને ટોપલી ટોપલી રમકડાં આપશે અને શીખવશે કે મિત્ર સાથે કેમ વર્તવું? આ કંઈ દોસ્તીની રીત કહેવાય? પૈસા એકની રેવડી લેવી અને દોસ્તને ટગવી ટગવીને ખાવી! ચીપિયો ખરીદવા માટે બધા હસવાના, પણ એને એમના હસવાથી કશી જ હાણ થવાની નથી.

તેણે દુકાનદારને પૂછ્યું: આ ચીપિયો કેમ કર્યો?' દુકાનદારે તેની સામે જોયું, એ એકલો હતો, મોટેરું કોઈ સાથે નહોતું, તેથી કહ્યું: 'આ ચીપિયો તારે શું કામનો?'

'એ વેચવા સારુ છે ને?'

'હા જરૂર. વેચવાનો ન હોય તો અહીં સુધી ઊંચકી શાને લાવું!'

'તો પછી એનો ભાવ કહો ને!'

'છ પૈસા.'

હમીદનું હૃદય ઠુંગાર થઈ ગયું: 'ભલામાણસ, મહેરબાની કરીને સાચો ભાવ કહી દો ને!'

'ભલે, જા, તારી પાસેથી પાંચ પૈસા લઈશ. તારે જોઈએ તો લે નહિતર રસ્તો પકડ–'

હમીદે સઘળી શક્તિ એકઠી કરીને કહ્યું: 'ત્રણ પૈસામાં દેવો છે?'

આમ કહેતાં'ક ને તે આગળ ચાલવાનું કરવા લાગ્યો, રખેને દુકાનદાર કશું સંભળાવે કે કદાચ લગાવી પણ દે. પણ દુકાનદાર તેના પર ગુસ્સે ન થયો. તેણે તેને બોલાવ્યો અને ચીપિયો આપી

લીધો. હમીદે ચીપિયો ખભે નાખ્યો અને પોતાના મિત્રો ભણી મારી મૂકી–એ લોકો શું બોલે છે તે સાંભળવા સારુ.

'અબે, બુધ્ધુ! તેં આ ચીપિયો શું કામ લીધો? તારે એનો શો ખપ?' મોહસીને પૂછ્યું.

હમીદે ચીપિયો જમીન પર ફેંક્યો અને કહ્યું : 'તું તારા પખાલીને ફેંકી જો જોઉં! હાડકાં પાંસળાં એનાં ખલાસ થઈ જવાનાં!'

'આ નવી નવાઈનું રમકડું છે શું?' મેહમૂદે પૂછ્યું.

'શા સારુ નહિ? ખભે રાખો અને બંદૂક માનીને ચાલો. હાથમાં ઝાલો ને ફકીરબાબાનો ચીપિયો સમજો. કાંસી–જોડા પેઠે વગાડી પણ શકો. અને એક વાર જ જો ઝીંકું, તો તમારાં સૌનાં રમકડાં ભૂક્કો. તમારાં રમકડાંનું આ ચીપિયા પાસે કંઈ ન ચાલે. આ તો છે મોટો સાવજ – ચીપિયો મારો.' હમીદ બોલ્યો.

શમ્મીએ રમકડાં – નગારું લીધું હતું. તે ચીપિયો જોઈને મોહી પડ્યો. તેણે પૂછ્યું : મારા નગારાં સાથે અદલા–બદલા કરવા છે! મેં બે આનાનું લીધું છે.'

'મારો ચીપિયો તારા નગારાનું પેટ પંચર કરીને ચીરી શકે. માથે બાંધેલી ચામડીનો જ તો અવાજ છે ને? પાણીનો છાંટો અડતાં જ સૌ તે બગડી જવાનું. મારો બહાદુરિયો ચીપિયો તો આગથી ય ન ડરે – પાણી, તોફાન કશાથી નહિ ને!' હમીદે કહ્યું અને નગારા તરફ લોભભરી નજર નાખી.

ચીપિયાએ બધાને જીતી લીધા હતા, પણ હવે કોઈ પાસે પૈસા બચ્યા નહોતા. અને વધારેમાં હવે મેળો તો ક્યાંય છેટો પડી ગયો હતો. નવ તો ક્યારના વગી ગયા હતા અને સૂરજનો તાપ વધતો જતો હતો. લોકો ઘરભણી ઉતાવળી ચાલે માંડ્યા હતા ચાલવા. બાપુ પાસે જઈને વેન કરે તો ય હવે ચીપિયો મળવાનો સંભવ નહોતો. સાચે જ, હમીદ હોશિયાર છોકરો હતો. પૈસા ક્યારનો આ કારણે સાચવ્યા કરેલા હતો.

હવે છોકરાંઓના બે પક્ષ પડી ગયા. મોહસીન, મેહમૂદ, નૂર અને શમ્મી એક બાજુ હતા. હમીદ એકલો બીજા પક્ષે. એ લોકો જોર – શોરથી ચર્ચા કરવા લાગ્યા. શમ્મીએ પાઘડી બદલી નાખી હતી અને સામાવાળાઓમાં ભળી ગયો હતો. પણ મોહસીન, મેહમૂદ અને નૂર હમીદથી એક બે વરસ મોટાં હોવાં છતાં હમીદથી ગભરાતા હતા. હમીદની શક્તિ ન્યાયની હતી. એની તર્કશક્તિ અદ્ભુત હતી. એક બાજુ હતી ધૂળ – માટી – બીજી બાજુ લોઢું : જોરદાર, કદી ન હારનારું અને સદાય વિજયી તેમજ જીવલેણ. સિંહ આવે તો પખાલીની તો રાડ ફાટી જાય, સૈનિક માટીની બંદૂક ફેંકીને ભાગે, વકીલના તો બીચારાના છક્કા છૂટી જાય અને બેહોશ થઈ પડે – મોં ભરિયા જમીન ઉપર! પણ આ ચીપિયો, કેટલો મજબૂત છે – રુસ્તમે હિંદ જ તો. એ તો સીધો ઠેકડો મારીને સિંહની પીઠ પર ચડી બેસે અને એની આંખો જ હામૂકી ઉતરડી લે.

'પણ એ પાણી ભરી આવી શકે?' મોહસીને પોતાની દલીલશક્તિનો છેલ્લો દાવ અજમાવ્યો.

'તારા પખાલીને એક જ વાર ચીપિયાનો સ્વાદ ચખાડે ને, પછી પખાલિયો દોડંદોડા કરતો ઘરનું બધું પાણી તાબડતોબ ભરી આપે કે નહિ?' હમીદે ચીપિયો ઉગાર્યો.

મોહસીન હાર્યો હતો. મેહમૂદ તેની મદદે ધાયો; કહે : 'પણ તોફાન કરતા ચીપિયો પકડાયો ને, તો પછી જો મજા. ગિરફતાર થઈને કોરટ ભેગો કરી દઈશું અને પછી વકીલના પગમાં આળોટવું પડશે?'

આ જોરદાર દલીલનો હમીદ પાસે કોઈ જવાબ નહોતો તોયે તેણે પૂછ્યું, 'પણ કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે, કે આવીને પકડવાની હિંમત સરખી ય કરે?'

'આ બંદૂકવાળો સૈનિક.' નૂરે સૈનિક આગળ ધર્યો

'બીચારો આ સૈનિકડો આ બહાદુરિયાને, ગિરફતાર કરવા આવશે?' હમીદે પડકાર કર્યો, આવવા

દો, આગળ આવો. અને એ લોકોને મુકાબલો કરવા દો એ બીચારો તો આ 'રૂસ્તમે હિન્દ' ને ને જોતાં વેંત ફાટીને ફેં થઈ જશે. પકડવાની વાત જ ક્યાં રહી ?'

'ચીપિયાનું' મોઢું તો રોજ આગમાં દાઝવાનું' ને ?' મોહસીનને નવો જ વિચાર આવ્યો.

તેણે ધાર્યું હતું કે આ બાબતનો જવાબ તો હમીદ આપી જ શકવાનો નથી પણ હમીદ કાંઈ ગાંજ્યો જાય એવો નહોતો : 'માત્ર બહાદુર લોકો જ આગમાં કૂદી શકે છે. તમારા વકીલ સૈનિક કે પખાલીના ચેતાં નહિ તો ! બીચારા આગ જોઈને ઘરમાં ઘુસી જવાના. આગમાં ઝંપલાવવું એ કાયરનું કામ નથી. 'રૂસ્તમે હિંદ' સાચો હોય એનું જ કામ.'

'વકીલ તો ખુરશીમાં બેસશે. તારો ચીપિયો તે રસોડામાં રાખ પર આળોટશે.' મોહસીને નવો તુકકો ધર્યો.

આ દલીલે શમ્મી અને નૂરમાં હિંમત ભરી દીધી. કેવી ચોટદૂક દલીલ. રસોડામા પડયા રહેવા સિવાય ચીપિયો શું કરી શકવાનો હતો ?

હમીદને આનો કોઈ જવાબ ન સૂઝ્યો, ત્યારે તે તરડાયેલા અવાજે બોલ્યો : 'મારો ચીપિયો રસોડામાં પડી રહેનારો નથી. વકીલ ખુરશી ઉપર બેસશે તો તેને ચીપિયો ઉપાડીને નાખી દેશે જમીન પર અને એનો કાયદો જ એના પેટમાં ખોસી ઘાલશે'.

આ વાતનો કોઈ અર્થ નહોતો. એ તો કેવળ ગાળાગાળી જ હતી. પણ કાયદો જ પેટમાં ઘાલી દેવાની વાતે ત્રણે ચર્ચા કરનારાઓને મૂઝવણમાં મૂકી દીધા. કાયદો મોં મોંથી બહાર પડે છે, પણ જો તેને પેટમાં જ પાછો નાખી દેવામાં આવે-આ વિચાર, અસંગત પણ નવો હતો. હમીદની જીત થઈ હતી, તેનો ચીપિયો 'રૂસ્તમે હિન્દ' તરીકે સ્થાપિત થયો. હવે મોહસીન, મેહમૂદ, નર કે શમ્મી પણ કશા જ વાંધા ઊભો કરી શકે તેમ નહોતા.

° ° °

હમીદને એક વિજેતાને મળે તેવાં માન-અકરામ હારેલા મિત્રો તરફથી મળવા લાગ્યાં. એના સિવાયના હરેક જણે ત્રણ-ત્રણ ચાર-ચાર આના વાપર્યા હતા પણ તેઓ કશું ઉપયોગી ખરીદી શકયા નહોતા. હમીદ માત્ર ત્રણ પૈસામાં તરીને રોચે આવી ગયો હતો. વાત સાવ સાચી હતી. રમકડાં ધૂળ-ઢેફાનાં હતાં અને ક્ષણભંગૂર તેમ જ ગેરજરૂરી પણ હતાં જ. હમીદનો ચીપિયો વરસો વેઠી ખાવાનો...

સમાધાનની ભૂમિકા રચાવા લાગી : 'વારૂ, તારો ચીપિયો જોવા દે. એટલો વખત તું મારો પખાલી રાખજે.' મોહસીને કહ્યું. મેહમૂદે અને નૂરે પણ પોતાના રમકડાં ધીર્યાં. હમીદને આ વાત મંજૂર જ હતી. એનો ચીપિયો એક પછી એક જણ પાસે પસાર થવા લાગ્યો અને એક પછી એકનું રમકડું પણ હમીદ જોવા -- તપાસવા અને ઝાલવા લાગ્યો. રમકડા કેટલા સુંદર હતાં !

'સાચે જ, હું તો તમને ચીડવતો હતો, હમદે હારેલાઓને સ્વસ્થતા બક્ષવા કહ્યું' : 'આ લોઢાનો ચીપિયો કયા અને ક્યાં આ સુંદર મજાનાં રમકડાં. તેની સરખામણી ન હોય. રમકડાં તો હમણાં બોલી ઉઠશે એમ લાગે એટલા હુબહુ છે.'

પણ મોહસીનની પાર્ટીને તેથી મુદ્દલ આશ્વાસન ન મળ્યું. ચીપિયની કામગીરી અને ઉપયોગથી તેઓ ખૂબ જ પ્રભાવિત થયા હતા. પેટદૂક ચોંટી ગયેલી ટિકિટ ટાઢે પાણીએ સહેલાઈથી ઉખડતી નથી.

'પણ આ રમકડાં માટે અમને કોઈની દુઆ તો મળવાની નહિ ને....' મોહસીને કહ્યું.

'તમે દુવા-આશીર્વાદની વાત કરો છો, પણ મને તો બીક છે કે આપણને સૌને ઘેર અમ્મા ફટકારશે—મૂર્ખાઓ, મેળામાંથી મળ્યા મળ્યાં તે માટીનાં રમકડાં ?' મેહમૂદે જણાવ્યું.

હમીદને કબૂલ કરવું જ પડયું કે કોઈની આ આ રમકડાં જોઈને રાજી નહિ થાય, જ્યારે તેની દાદીમા આ ચીપિયો જોતાં જ રાજી રાજીના રેડ

થઈ જવાની. તેની પાસે ખર્ચવા-ખાવા માત્ર ત્રણ પૈસા જ હતા અને તેનો એવો ઉપયોગ કરવા તૈયાર નહોતો જ જેના માટે તેને પાછળથી પસ્તાવા વારો આવે અને હવે તો આ ચીપિયો હતો 'રૂસ્તમે હિન્દ', રમકડાંઓનો રાજા.

મેહમૂદ રસ્તે ભૂખ્યો થયો. તેના અબ્બાએ તેને કેળાં આપ્યાં. તેણે તેમાં હમીદને ભાગીદાર બનાવ્યો, બીજા બધા દોસ્તોએ હોઠ પર જીભ ફેરવ્યા કરી.

અગિયાર વાગતામાં તો આખું ય ગામ તળે-ઉપર થઇ ગયું. મેળે ગયેલું લોક પાછું આવી પહોંચ્યું હતું. મોહસીનની નાની બહેને તેના હાથમાંથી પખાલી ઝૂંટવી લીધી અને આનંદથી તેને ઉડાવવા ગઇ. તેમાં જ તે જમીન પર પડી ગયો અને ભૂકકા બોલી ગયા. ભાઇ-બહેન વચ્ચે આનો મોટો ઝઘડો થયો અને બંને રડયાં. તેમની અમ્મા પણ તેમને રડતાં સાંભળી વધુ નારાજ થઇ અને વળી બંનેને સારી પેઠે ઢીબ્યાં.

નૂરના વકીલનો અંત આનાથી જરા વધારી યશસ્વી રીતે આવ્યો, એના મોભ્ભા પ્રમાણેનો જ તો! વકીલને તે કાંઇ ભોંય તળિયે કે અભેરાઇએ બેસાડાય? કાયદાનું સાક્ષાત સ્વરૂપ વકીલ, એનું માન તો જાળવવુ જોઇએ ને? દીવાલમાં બે ખીલ્લા ખોડવામાં આવ્યા. તેના ઉપર લાકડાની એક તકતી ફીટ કરવામાં આવી. પછી તેના પર રાજા ભોજની જેમ વકીલનો ગજ્યાભિષેક કરવામાં આવ્યો. નૂર તેના પર પંખાં વતી હવા નાખવા લાગ્યો. કોરટમાં વીજળી પંખા અને ખસ-ટટ્ટી હોય છે ને? અહીં મામૂલી પંખા વગર તો કેમ કરીને ચાલવાનું હતું? કાયદાની ગરમી વકીલના મગજમાં ચડી જાય ને! વાંસનો પંખો લાવવામાં આવ્યો અને નૂર તેનાથી હવા વીંઝવા લાગ્યો, પણ, હવાના જોરથી, કોણ જાણે શાથી, પણ વકીલ સાહેબ એમના સ્વર્ગમાંથી પરકાઇને નરકમાં આવી પડયા અને એમનું માટીનું ખોળિયું નીચેની માટી ભેળે ભળી ગયું. ભારે રોકકળ સાથે વકીલના અસ્થિ કચરા પેટીમાં પધરાવવામાં આવ્યાં.

મહમૂદનો સૈનિક હવે બચ્યો હતો. તેની તો તરતો તરત ગામનું રક્ષણ કરવા માટે નિમણૂક થઇ. પણ આ પદ્માવતો કે સામાન્ય સિપાઇ નહોતો કે પાળો પહેરો ભરે. પાલખીમાં બેસીને તેની સવારી નીકળવાની. ટોપલીમાં રાતા-પીળાં ચીંથરાંની બિછાત કરી દેરામાં આવી, સૈનિક સરખાઇથી તેના પર બેસી શકે ને? ટોપલી માથા પર મૂકીને મહેમૂદે પોતાના ઘરની કેટલી પ્રદક્ષિણા કરી. તેના નાના બે ભાઈઓ પોકરતા: 'જાગતા રેજો!' સૈનિકને બદલે જ તો! પણ, રાત અંધારી હતી-હોય જ ને? મેહમૂદ લથડી પડયો ને ટોપલી ગબડી પડી તેના માથા પરથી જમીન ઉપર. સૈનિક પોતાની બંદૂક સાથે પડયો ને તેનો એક પગ ભાંગી ગયો.

મેહમૂદને તે દિવસે જ ખબર પડી કે તે એક સારો ડૉક્ટર પણ હતો. તેને એક એવા મલમનું જ્ઞાન હતું જે વડે ભાંગેલો પગ સાંધી શકાય. જરૂર હતી માત્ર બાવળના ગુંદરની, તે લાવવામાં આવ્યો પગ સાંધવામાં આવ્યો. પણ જેવો સૈનિકને બે પગ પર ઊભો રાખવામાં આવ્યો કે પાછો તે સરકી પડયો, ઓપરેશન નિષ્ફળ ગયું હતું, તેથી તેનો બીજો પગ પણ કાપી લેવામાં આવ્યો. પણ પછીથી તે નિરાંતે સરખાઇથી બેસી શકવા લાગ્યો. એક પગે ન તો તે બેસી શકે, ન તો ચાલી શકે. સૈનિક હવે સંત થઇ ગયો. એક ઠામે બેઠો બેઠો તે બધું જોયા કરે. પછી એકવાર તે ભગવાન બની ગયો. તેનો ફેંટો દૂર કરવામાં આવ્યો તો જોવા મળ્યું કે તેને જે રૂપ આપવું હોય તે આપી શકાય તેવી સગવડ હતી. એક જમાનામાં એનો ઉપયોગ ચીજ વસ્તુ જોખવાના તોલા લેખે થવા લાગ્યો હતો.

° ° °

હમીદનો અવાજ સાંભળીને જ અમીના બહાર ધસી આવી. અમીનાએ છોકરાને પ્રેમપૂર્વક છાતી સરસો ચાંપ્યો. ત્યાં તો એકાએક તેણે છોકરાના હાથમાં ચીપિયો જોયો. તે આશ્ચર્યચકિત થઇ ગઇ.

'આ ચીપિયો કયાંથી કાઢયો?'

'મેં ખરીદ્યો.'

'કેટલામાં?'

'ત્રણ પૈસા.'

અમીના આભી થઈ ગઈ. આ કેવો નમણો ને નિર્દોષ છોકરો હતો. બપોરવેળા થઈ જતાં તેણે કાંઈ ખાધું પીધું ન હોતું. અને તેણે ખરીદી શું કરી? લોઢાનો ચીપિયો! 'એટલા આખા મેળામાંથી બીજું તને કાંઈ ન મળ્યું તે તું આ ચીપિયો ઉપાડી આવ્યો?'

'તારી આંગળીઓ તવે દાઝી જતી હતી તેથી મેં લીધો છે.' હમીદે બીતાં બીતાં કહ્યું.

ઘરડી અમીનો ગુસ્સો લાગણીમાં પલટાઈ ગયો. આ સ્નેહ શબ્દોમાં ન વર્ણવી શકાય એવો હતો. આ મૂંગી લાગણી હતી– મધુરપથી ભરી બાદરી અને નક્કર. આ છોકરામાં ત્યાગ, સમજણ અને ડહાપણ કેટલાં હતાં? બીજાઓને રમકડાં ખરીદતાં કે મીઠાઈ ખાતા જોઈને તેને કેવી–કેટલી લાલચ જાગી હશે? એ બધીને તે કેમ કરીને વશ કરી શક્યો હશે? મેળામાંય એને તો એની દાદી જ સાંભરી. અમીનાના હૈયામાં હેતની સરવાણી ફૂટી.

હવે બીજી અજાયબ જેવી વાત બની– હમીદાના ચીપિયા કરતાંય તે અજાયબ. બાળક હમીદે મોટેરાનો પાઠ ભજવ્યો હતો. અને હવે બુઢ્ઢી અમીના બાળ સ્વરૂપે રજૂ થઈ. તે રડવા લાગી. પાલવથી આંસુ લૂછતાં લૂછતાં તેણે હમીદ પર આશીર્વાદ વરસાવ્યા. બોર બોર જેવડાં આંસુ તેની આંખમાંથી ટપકવા લાગ્યા. આ અજાયબી હમીદ કઈ રીતે સમજી શકે?

*

## ગઢમાં ગાબડું

એક વખત ભગવાન બુદ્ધના શિષ્યોમાં ચર્ચા ચાલી:

"સુરા, સુંદરી કે શ્રી એ ત્રણમાંથી કોણ માનવીને ઝટ પ્રતીત કરે છે?"

શિષ્યોમાં દલીલબાજી ચાલી તો માથાં એટલા મત થયા. આખરે કંટાળી તેઓ ભગવાન બુદ્ધદેવ પાસે આવ્યા. સવિનય પોતાની શંકા જણાવી.

પ્રશ્નનું શમન પ્રતિપ્રશ્ન છે ને? તેથી ભગવાને પૂછ્યું:

"બોલો. એક સૂકા-સાજા તુંબડાને સરોવરમાં ડૂબવાનો ભય લાગે?"

"ના ગુરુદેવ! એને તે ભય શેનો?"

"પણ એ તુમ્બડામાં સહેજ કાણું પડે તો?"

'તો તો પ્રભુ તે પાણીના પેટાળમાં જ ડૂબી જાય."

"પણ એ તુંબડાને ડીંટેથી, નીચેથી કે આજુબાજુમાં કયાંકથી કાણું પડે તો પણ તે બચે"

"ના, ભગવાન્ કાણું ગમે ત્યાં પડયું કે તે ડૂબવાનું જ."

"તો પ્યારા શિષ્યો, સુરા, સુંદરી કે શ્રી ગમે તેણે પ્રથમ માનવીના ચારિત્ર્યના ગઢમાં ગાબડું પાડયું કે તે આ ભવસાગરમાં શી રીતે બચવાનો?"

"કોણે કઈ બાજુથી કાણું પાડયું તે મહત્ત્વનું નથી, પણ માણસનું મન બગાડયું તેનું બધું બગડયું. કાદવ ભરેલ હોય તો જ શરીરરૂપી તુંબડામાં મન ઝટ કાણું પાડી શકે. જેનું મન-તન સારું છે, તેનો શીલરૂપી ગઢ અખંડ રહેવાનો."

"નાનકડો દુર્ગુણ દેહમાં ઘૂસ્યો કે તે શરીર સાથે આત્માને ભવસાગરમાં ડૂબકાં જ ખવડાવવાનો. માટે આત્મશક્તિથી તરવું હોય તો તન-મન સાફ રાખો, શુદ્ધ રાખો.

–વિનોબાજી

# ઘર—મૃત્યુઘર !

માણસનું ઘર તેના સંરક્ષણ માટેના કિલ્લા રૂપ મનાતું આવ્યું છે. પરંતુ આજના જમાનાનું ઘર અને વસ્તુઓ હવે એ માન્યતાને જૂઠી પાડતાં જાય છે.

એવી ગણતરી છે કે, અમેરિકામાં દર આઠ સેકંડે એક ગંભીર અકસ્માત ઘરની અંદર જ થાય છે. દર વર્ષે ઘરમાં થતા અકસ્માતોમાં ત્યાં ૩૪,૦૦૦ માણસો માર્યા જાય છે.

આમ તો ઘરની અંદર દર વર્ષે ૫૨ લાખ, ૫૦ હજાર અપ્રાણઘાતક અકસ્માતો થાય છે. તેમાંના ૧ લાખ, ૪૦ હજાર કિસ્સાઓમાં કંઈ ને કંઈ કાયમી ખોડ શરીરને આવી દેય છે. ૧૯૫૪ના વર્ષમાં અકસ્માતો પાછળ ૯ અબજ, ૮૦ કરોડ ડૉલર ખર્ચ અમેરિકાને થયું હતું; અર્થાત્ કેળવણી પાછળ થતા ખર્ચથી અરધું !

ઘરમાં થતા અકસ્માતોમાં ૫૫ અને ૬૫ વર્ષની ઉંમરના માણસોને જે અકસ્માતો થાય છે, તેઓમાં હાડકાં જલદી ભાંગે છે અને મોડા સંધાય છે. એમાંના ઘણા પ્રાણઘાતક નીવડે છે.

ગણતરી છે કે દર વર્ષે ૧૮,૦૦૦ મૃત્યુ ઘરમાં લપસી પડવાથી કે ગબડી પડવાથી થાય છે.

લોકો ફરસબંધી સુંવાળી કરે છે, અને તેને ચળકતી કરવા બહુ સુંવાળી પોલિશો વાપરે છે. ટેલિફોનની ઘંટડી ખખડી, અને જુવાન બાઈ રસોડામાંથી ટેલિફોન તરફ દોડવા ગઈ. બસ ખેલ ખલાસ ! આવા પોલિશવાળી ફરસબંધી ખાસ કરીને રસોડામાં, બાથરૂમમાં અને ભોંયરામાં ભોંય-તળ ઉપર ન રાખવી જોઈએ. શેતરંજીઓ પણ શોભાની હોય છે અને સુંવાળી ફરસબંધી ઉપર ઝટ સરકીને કે ફરવાથી વળીને ઠોકર ખવડાવે છે; તથા સરસામાન ઉપર માથું અફાળી હાડી ખોપ-રીઓ ફાડી નાખે છે.

જૂની ખુરશીઓ કે ટેબલ ઉપર ઊભા થઈ ઊંચેથી વસ્તુઓ લેવા જતાં ઘણા મરી જાય છે; દાદરા ઊતરવા જતાં પડીને ઘણા માર્યા જાય છે; અને ખાસ કરીને ઊંચી એડીવાળી સ્ત્રીઓ! સ્ત્રીઓ થોડાં ઇંચ ઊંચી કે પાતળી દેખાવા માટે એડીઓને ઊંચી કરાવતી જાય છે; પણ તે એડીઓ દાદર ઊતરતાં તેમના મોતનું કારણ બને છે.

બે ફોકસવાળાં ચશ્માં હોય પણ દાદર ઊતરતાં ઘણી ગરબડમાં નાખી દે છે અને અકસ્માત-નું કારણ બને છે.

રાતે અપૂરતા પથારીમાંથી ઊઠતાં વચ્ચે અટવાતા બૂટ કે તારની દોરી સાથે ભેરવાઈ ઘણા પડી જાય છે. રસોડું અને તેનાં સાધનો ઘણાંને અને ખાસ કરીને સ્ત્રીઓને ભારે ઈજાઓ પહોં-ચાડે છે. રસોડાની ભીની અને ચીકણી ફરસબંધી ઉપર ઘણાં સરકે છે ત્યાંની ગેસ-સગડીઓ, વીજ-ળીની મોટરો, અને ઝેરી વસ્તુઓ ખતરનાક નીવડે છે.

બાથરૂમ ઘણાં મૃત્યુનું કારણ થાય છે: અને તેમાંય ત્યાંનાં વીજળીનાં સાધનો. ઘરોમાં થતાં ૨૦૦ માંથી ૨૫ મૃત્યુ બાથરૂમમાં વીજળીનો આંચકો લાગવાથી થાય છે. આજકાલ બાથરૂમમાં વાળને સૂંઘવાનાં વાળવાનાં અને વાળ સૂકવવાનાં સાધનો, વીજળીના અસ્ત્રા, તથા માલિશ કરવાનાં સાધનો વધી ગયાં છે. ભીના શરીરે વીજળીનાં સાધનોને અડકવામાં જોખમ છે. પાણીનાં ઊભેલો કે ભીની ફરસબંધી ઉપર ઊભો રહેનારો માણસ વીજળીનું સાધન વાપરવામાં મૃત્યુ સાથે જ ખેલ ખેલતો હોય છે. બાથરૂમમાં કશું વીજળીનું સાધન જ ન રાખો!

વીજળી એ જોખમકારક સાધન છે. અમેરિકા-માં રોજ ૪૦ આગો ઈસ્ત્રી ચાલુ રાખીને જવાથી થાય છે. ઈસ્ત્રી કરતાં કરતાં ટેલિફોન આવવાથી કે બીજું કાંઈ કામ કરવા વીજળી ચાલુ રાખીને જાય; અને પાછાં આવે ત્યારે ઓરડામાં આગ લાગી હોય.

અમેરિકામાં રોજ ૮૫ કરોડ દીવાસળીઓ સળગાવય છે: અર્થાત્ દર મિનિટે ૬ લાખ. તે વસ્તુ ઘણી આગોનું કારણ બને છે. દીવાસળી પૂરી ઓલવાયા વિના કદી ન ફેંકવી. પેટ્રોલ (ગેસોલીન)થી કપડાં ઘેર સાફ કરતાં દર વર્ષે ૩૦૦ સ્ત્રીઓના મરણ થાય છે.

ખેતીમા હવે યંત્રો પેસવાથી દર વર્ષે ૧૪૦૦૦ મૃત્યુ અને ૯૨ લાખ ઈજાઓ ત્યાં નીપજે છે

અમેરિકામાં માતાઓ બાળકોને પથારીમાં ધવરાવવા લાગતાં ૧૫૦ થી ૨૦૦ બાળકોને દર વર્ષે મારી નાખે છે! ટાઢમા ઓઢવાનું ખૂબ જોઈએ જ; પણ બાળક આખુ એ આચ્છાદન નીચે આવી ગયું હોય અને મા ઊંઘી જાય, એટલે બાળક ગૂંગળાઈને મરણ પામે. [નવજીવન]

બરટ્રાન્ડ રસેલ માનવતાવાદી મહાન તત્ત્વજ્ઞાની છે. તેમના પુસ્તકોથી પ્રભાવિત થઇ એક આયરીશ તેમને ખૂબ ચાહવા લાગ્યો. તે પોતાને ત્યાં પધારવા વારવાર આમંત્રણ આપવા લાગ્યો. પણ 'ક્યારેક જરૂર આવીશ' કહી રસેલ તેના આમંત્રણને ટાળતા રહ્યા. આખરે એક દિવસ વાયદો પૂરો કરવા ઓચિંતા તેને ઘેર ગયા.

ત્યારે શું જુએ છે? મિત્ર તો આકંઠ સુરા-પાન કરીને બેહોશ બની રહ્યો હતો! પણ રસેલ માનવતાવાદી રહ્યા. એટલે હોશમાં લાવવા માટે હાથ લંબાવ્યો. રસેલને એકાએક જોતા મિત્ર ચમક્યો. આવકારવા ઊભો થવા ગયો. પરંતુ હસ્તધૂનન કરે તે પહેલાં તો લથડીયું ખાઇ ગબડી પડ્યો.

રસેલે ચાર ચાર વખત હાથ લબાવ્યો. પોતાના આગમનનું ભાન કરાવવા, પણ ચારેય વખત તે હાથ મિલાવી ન શક્યો. ને આખરે બેહોશ બની ઢળી પડ્યો.

" ચાલો ત્યારે, આજે તો આપણી મૈત્રીનુ પારખું અને અલ્પકાલીન મૃત્યુ બંનેય થયાં!" એમ દર્દભર્યે સ્વરે બોલી રસેલ ચાલતા થયા.

ધીમે સાદે બોલાયેલા એ અણમોલ બોલ મિત્રપત્ની સાંભળી ગઇ હતી. શરાબી પતિ જ્યારે હોશમાં આવ્યો ત્યારે પત્નીએ ખૂબ દર્દ ભર્યે દિલે રસેલના આવવાની, ચાર ચાર વાર હાથ મિલાવવાની મથામણની, સરિયામ નિષ્ફળતાની રસેલને થયેલ આઘાતની, વગેરે વાત કરી તથા વિદાય વેળાના તેમના મર્મભેદી શબ્દો કહ્યાં

તે સાભળી પતિએ માથુ કૂટયુ તેને પારાવાર દુઃખ થયું ભારે હૈયે તે બોલી ઊઠ્યો:

"અરેરે! જ્યારે તે શાંતિનો ફિરસ્તો સામે ચાલીને ઘેર મળવા આવ્યો ત્યારે હાથ ! હિમ તો શું પણ હું એક વાર હાથેય ન મિલાવી શક્યો? તે આ પતિત શરાબને કારણે?"

તે ક્ષણે તે એટલો બધો દુ:ખી થયો કે તેણે કીમતી શરાબના બધા જ શીશા જડાજડ ગટરમાં ગબડાવી દીધા!

ને પત્નીની સાક્ષીએ રસેલના ફોટા સામે શરાબ કદી નહીં પીવાની ત્રણ વાર પ્રતિજ્ઞા લીધી.

તે વખતે પત્નીની આંખોમાથી હર્ષના આંસુ ઊભરાઇ રહ્યા હતા તે પણ પતિની પાછળ ઊભી ઊભી ભગવાન સમક્ષ રસેલનો મનોમન ખૂબ આભાર માની રહી હતી, અને તેમના ફોટાને વારંવાર વંદી રહી હતી!

જાણે રસેલ તેના પતિને હેવાનિયતમાથી મુક્ત કરનાર ઇશ્વરદૂત-સાક્ષાત ભગવાન ઇશુ ન હોય!

—વિનોબાજી

# જીવન જ્યોત જલે !

ગિરિજાશંકર કે. વ્યાસ

ઉનાળાનો ધોમ તડકો પડી રહ્યો છે. પંખી પશુ પણ "નિજરો" શોધી આરામ કરે બેસી ગયા છે. સર્વત્ર શાંતિ છે છતાં લૂ તો ઉની લાય ફેલાવતી વહી રહી છે!

એવા વખતે બપોરનાં જાણે એક છાયા વાળું ગાડું આવી રહ્યું છે. બળદો પણ હવે તો ગરમીને લઈ તથા થાકનાં માર્યાં હાંફી રહ્યા છે. ગાડા ખેડુ પણ જો રસ્તામાં કોઈ સારું વૃક્ષ મળે તો ત્યાં ગાડું છોડવા વિચારી રહ્યો છે. અને ત્યાં તો સંત દેવીદાસની જગ્યા દૂરથી દેખાણી. ગાડા ખેડુને ત્યાં જવા ઘડીભર મુંઝવણ કરી. પણ ગાડામાં બેઠેલ યુવાન કાઠિયાણી માટે તેને વિચાર થઈ આવ્યો. ત્યાં ગાડું છોડું કે ન છોડું એમ એનું મન દ્વિધા કરવા માંડ્યુ. આખરે જગ્યાથી દૂર એકાદ ખેતરને છેડે આવેલા એક લીમડાનાં ઝાડ નીચે ગાડું છોડી ગાડા ખેડુ બળદને પાણી પીવરાવવા સંત દેવીદાસની જગ્યાના અવેડા તરફ લઈ ગયો.

ગાડું છૂટું થતાં છાયામાં બેઠેલી યુવાન કાઠિયાણી કમરી બાઈએ પણ છાયાનો પડદો ઊંચો કરી આજુ બાજુ જોવા માંડ્યું. કોઈ કરતાં કોઈ માનવી દેખાતું નથી. ઝાડ પરનાં પંખીઓ પણ હાંફતાં ઉનાળાની લૂથી બચવા ઝાડની ડાળીઓમાં ભરાઈ બેઠા છે.

ત્યાં તો ગાડા ખેડુ બળદોને પાણી પીવરાવી આવ્યો. તેણે બળદોને ધૂંસરા સાથે બાંધી ત્યાંજ નીરણ પુળા નાખ્યો. બળદો પણ નિરાંતથી ખાવા માંડ્યા.

ગાડા ખેડુએ ઝાડની છાયા નીચે જ પછેડી પાથરી લંબાવ્યું. અને સુતા સુતા કહ્યું: "બાઈ કમરી બાઈ! તમે પણ ઘડીક ગાડાનાં છાયામાં જ લાંબા થઈ જાવ."

"અરે ના રે ભાઈ, હું તો આમ જાગતી બેઠી છું" કમરીએ કહ્યું.

"તો તમારી મરજી. આતો ઘડીક તડકામાં બળદ આરામ કરે; અને આપણે થોડી શાંતિ મેળવીએ" ગાડાખેડુએ બગાસું ખાતાં ખાતાં કહ્યું.

"તમતમારે વીરા! ઘડીક નીરાંતથી સૂઈ જાવ. હું તો આમ બેઠી છું." કમરીબાઈએ કહ્યું.

આમ થોડો સમય ગયો. પણ કમરીબાઈને જરાયે ઉંઘ ન આવી. ગાડા ખેડુ તો નસકોરા બોલાવવા માંડ્યો બળદો પણ હવે ખડપૂળાની નીરણ ખાઈ જમીન ઉપર બેસી નીરાંતથી વાગોળી રહ્યા હતાં.

કમરીબાઈનું મન ઘડીક ગાડું છોડી નીચે ઉતરવા તલપાપડ થવા માંડ્યુ પણ ઉતરીને જાય ક્યાં? ચારે કોર ઉની લાય બળતી હતી! છતાં કમરીબાઈ તો ગાડામાંથી ઉતરી ઘડીક ઝાડનાં છાંયે ઊભી. પણ ત્યાં તો દૂરથી સંત દેવીદાસની જગ્યા જોઈ! અને કોણ જાણે એના અંતરમાં કોઈ કહી રહ્યું હતું કે પછી એને ત્યાં જવાનું મન થઈ આવ્યું? અરે બાઈ! આવા ઉનાળામાં ત્યાં જતાં પણ તારી કોમળ કાયા કરમાઈ જશે! પણ કમરીબાઈને તો જાણે અંતરમાંથી કોઈ તેને ત્યાં જવા ધકેલી રહ્યું હોય તેમ લાગ્યું. અને તેણે પછી તો ઉની ધગધગતી જમીનનો અને લૂનો પણ વિચાર ન કર્યો. અને તે તો ઉપડી જગ્યા તરફ!

પોતે આણુંવળાને આજે પતિને ઘેર જતી હતી. પોતાને જુવાની છે: જીવનની જુગતિ હજુ માણવાની છે! આજે તો તેનો કાઠી પણ મળવાનો છે! પણ જ્યાં કાઠી – તેનાં ધણીનું નામ આવ્યું ત્યાંતો કમરીબાઈ વગર લૂ લાગ્યે જાણે કે ફળફળતી ઉડી હોય તેમ હાયકારો મનમાં રાખી વસવસી રહી!

પોતે જુવાન હતી, રૂપાળી હતી. દેહે ને દેખાવે નમણી હતી. પણ પોતાનો કાઠી જોકે તે પણ યુવાન હતો, રૂપાળો હતો અને રંગીલો હતો છતાં 'બહારચલો' હતો! તે કમરીબાઈ પાસે આવતો, પણ

તેનાં એવાં કુછંદથી પછી થાકયો પાકયો પડી રહેતો ! જાણે તેને કમરીબાઇની જરા પણ પડી ન હોય ! અને આમ કમરીબાઇ મનમાં વસવસી રહેતી ! એ જ કાઠીને ઘણું સમજાવ્યો છતાં સમજતો નહોતો ! તેની પાસે પાછું એમ જ જીવનને ઢસડવું રહ્યું !

આવા આગ વિચારમાં તો કમરીબાઇને લૂની જરાપણ ખબર ન પડી. અને તે સંત દેવીદાસની જગ્યા પાસે આવી પણ પરોઢી જગ્યામાં જઇને જૂએ છે તો ભગત બાપા લૂલા, લંગડા, કોઢિયા, અને રકતપીતિયા વગેરેની સેવા કરી રહ્યા છે ! તેમને લૂની કે ઉનાળાની ગરમીની જરા પણ ઉપાધિ નથી ! તેતો દુઃખી, રીબાતા, કકળતા, દુઃખીઆઓ પાસે જઇ હસીને તેમનાં દુઃખ દૂર કરી રહ્યા હતા ! તેમને રકતપિતિયાની દુર્ગંધની પણ ચીડ ન હતી ! દરેકે દરેક પોતાનાં જ પરિવારનાં હોય તેમ આનંદથી અને હોંશથી નવરાવી રહ્યા હતા. તેમનો ઘા રૂઝાવતા હતા; તેમને પાટાપીંડી કરી રહ્યા હતા ! અને તેમ કરતાં સ્નેહાળભાવે મમતાથી અને ભાવનાથી તેમને જરા પણ દુઃખ ન થાય તેની કાળજી રાખી રહ્યા હતા ! તેમની મદદમાં પણ તેવા બીજા માણસો સંતદેવીદાસનાં શિષ્યો કે ભકતો– સેવા કરવામાં તત્પર હતા ! તેમને કોઇને ઉનાળો કે બપોરનો ભાગ જણાતો ન હતો !

સતત કાર્યમય રહેવું. દીનદુઃખિયાના દુ:ખ દૂર કરવા અને તેમની સુશ્રુષા કરવી એ જ જાણે કે તેમનો જાગતો ધર્મ જણાતો હતો ! આમ તેમની સેવા–ચાકરી કરી સવાર સાંજ આજુબાજુનાં ગામડામાથી બટકું બટકું રોટલો મેળવી આપી આ દરેકને હોંશથી ખવરાવતા હતા, અને પોતે તથા પોતાના શિષ્યો પણ એમની જ સાથે જ આ બટકાં જમી લેતા હતા ! ન ભેદભાવ ન ભિન્નતા ! સમભાવ; સમાન સ્નેહ અને સમભાવ ભરી કેવળ આત્મીયતા એજ એમના મંત્રો હતાં. અને આવા રકતપિતિયા દુઃખી લોકો માટે દવા પણ કેવી ? આંકડો, લીમડો, આવળ અને એવી દેશી જંગલી દવાઓ ! ન દાંપ ખર્ચ ન કોઇને કાકલુદી કરવાની કે ન કદાપિ મદદ માટે હાથ લંબાવવાનો !

સંત દેવીદાસ તો ફકત આમ સત્યના આધારે આવા દુઃખી દાનત્યકતને માણસોની સેવા કરી રહ્યા હતાં !

આ જોઇ કમરીબાઇ પણ જાણે કે કોઇ પરાપુરવના સંબંધથી કે એવા કોઇ સંસ્કારથી ખેંચાતી હોય તેમ તે પણ માંડી સંત દેવીદાસની સાથે આવાં દીન દુખિયાની સેવા કરવા !

આવી યુવાન, રૂપાળી, રોડસરી સ્ત્રીને આમ સેવા કરતાં જોઇ સંત બોલી ઊઠયા. "બેન ! બેટી ! બાપુ તારૂં એ કામ નથી,"

"ના, બાપુ ! મને તો આમ કામ કરવામાં મઝા પડે છે.' કમરીબાઇએ કહ્યું.

"પણ બેટા ! તારે હજી સંસારમા રહેવું છે છે. આતો ચેપી રોગનાં જંતુઓ છે, તને કયાંક એની અસર થાય; ને તારી આ નમણી કાયા કુબડી થઇ જાશે." સંતે કહ્યું.

"બાપુ ! તમને કાંઇ નથી થાતું તે મને શું થવાનું !" કમરી મકકમ રહી.

"પણ બેનાં ! તારે હજુ આવું કામ કરકરવાની વાર છે બે એકવાર સંસાર પુરો માણી લે. મોટી ઉમર થાય; છૈયા છોકરાવ મોટા થઇ જાય, પછી જો મન થાય તો આવજે."

પણ કમરી તો હોંશથી સેવાનાં કામમાં સાથ આપવા માંડી.

ત્યાંનો ગાડા ખેડુ પણ જગ્યામાં આવી પહોંચ્યો, તેણે કમરીબાઇને કહ્યું : "બાઇ કમરીબાઇ ! હવે હાલો, આપણે જાવાનું ટાણું થઇ ગયું છે."

સેવાનાં કામમાં જ મગન રહેતા કમરીબાઇએ કહ્યું. "હવે તો ભાઇ ! તું તારે એકલો જ જા."

"કેમ ?"

"હું નથી આવવાની."

"અરે ! એમ તે કાંઇ બને ?"

"હું કહું છું ને કે તું જા."

"પણ મને રાણીંગભાઇ (કમરીનો વર) ઠપકો આપે"

"તું તારે કાઢીને મારા નામથી જ કહેજે કે હવે તો કમરીબાઈએ રામરામ કહેવરાવી દીધા છે."

સંત દેવીદાસ વચ્ચે પડયા. તેણે પાછી કમરીબાઈને ખૂબ સમજાવી. ગાડાખેડુ સાથે જવા કહ્યું. પણ કમરીબાઈએ તો પોતાની મક્કમતા પકડી રાખી કહ્યું: "બાપુ! હવે તો ઈ કાઠી મારે ભાઈ સમાન છે! હું મારા જીવનમાં એની સાથે જરાપણ સંતોષ નથી પામી. આમે પહેલેથી જ મારા તરફ અળગો હતો તે હવે કાયમને માટે જ હું તેને અળગો રાખું છું."

સંત દેવીદાસની તથા ગાડાખેડુની ઘણી સમજાવટ થઈ છતાં કમરીબાઈ તો એકની બે ન જ થઈ! સંત દેવીદાસે તેને દયા આમ સેવા કરવા માટે રહે તો કેવાં કેવાં દુઃખ ત્રાસ વેઠી, જીવનને કેટલી તપશ્ચર્યા આપવી પડશે, કેવાં કેવાં સંજોગો વટાવવા પડશે. વગેરે બાબત પર પણ ખૂબ સમજણ આપી તેને પોતાને ઘેર જવા સમજાવી.

આ છતાં કમરીબાઈએ એમને ચરણે પડી કહ્યું, 'બાપુ! હવે તમારો જ આશરો. જગતમાં હવે મારે બીજા પુરુષો ભાઈ બાપ! મારે સંસારનો લા'વો લેવો જ નથી! મારું મન અહીં રોકાવા ઈચ્છે છે. હવે તો હું તમારી દીકરી અને તમે મારા બાપ! હું તમારી સેવા કરવામાં સાથ આપતી જીંદગી આખી અહિંજ રહીશ."

જ્યારે સંત દેવીદાસને લાગ્યું કે બાઈ કમરીબાઈને તો ખરેખરી લગની લાગી ગઈ છે ત્યારે તેમણે પછી પેલા ગાડાખેડુને એકલા જ જવા કહી દીધું!

કમરીબાઈએ તો પછી સાધ્વીનો પુરો સ્વાંગ ધરી લીધો. સંત દેવીદાસના આશિષ મેળવી તેણે તો રાતને દિવસ આ અપંગ, લૂલા, કોઢિયા નિરાધાર જીવોની સેવા ખંતપૂર્વક કરવા માંડી. કમરીબાઈએ આમ પોતાનું જીવન સર્વસ્વ આવી અદ્‌ભુત સેવામાં જ સમર્પી દીધું! તેણે તો આમ પોતાનાં જીવનની જ્યોત ઝગહળતી કરી મૂકી

*

કોઈ માણસ પોતાની પત્નીના ખોરાકમાં ભેળવવા ઝેર તૈયાર કરવા લાગે, તો આખો સમાજ ચોંકી ઊઠે છે અને સત્તાવાળાઓ તે ગુનો રોકવા દોડી આવે છે. પરંતુ આપણી નૈતિકતા કેટલી છીછરી છે? તે જ માણસ બીજા દેશના લોકોને મારી નાખવા ઝેર તૈયાર કરતો હોય, તો તેની કુશળતા માટે તેની ભારે પ્રશંસા થાય છે અને તેના એ સ્વદેશાભિમાન બદલ તેને ખૂબ વેતન-પુરસ્કાર મળે તે જુદાં! પોતાની જાતને ખ્રિસ્તી કહેવડાવનારો દેશ જંતુનાશક છાંટણાંથી છંટાયેલાં ક્રેનબેરી ફળોથી ઉંદરાઓને કેન્સર થતું જોઈ, પોતાના નાગરિકોના આરોગ્ય માટે રાતોપીળો થઈ જાય છે, તે જ દેશ પોતાની સાથે ન ભળતી પરદેશી પ્રજાની આખી વસતી નાબૂદ કરે તેવા રોગ-જંતુઓ (ફોર્ટ-ડેરિકની પ્રયોગશાળા તથા કારખાનમાં) તૈયાર કરતાં કે સંઘરતાં સહેજે ખચકાય નહીં, એ કેવી કરુણતા છે? એના કરતાં તો હિંમત કરીને ગેરિસનના 'લિબરેટર'ની દરેક નકલ ઉપર મોટે અક્ષરે જાહેર કરી દો કે, 'અમારો દેશ જ અમારે માટે દુનિયા છે; તથા અમારા દેશબંધુઓ એ જ આખી માનવજાત છે."

—વોલ્ટર રસીશ

# અજાણ્યા દેશમાં

સમરસેટ મોમ

[ અંગ્રેજી સાહિત્યમાં મોમની વાર્તાઓનું વિશિષ્ટ સ્થાન છે. વિશ્વપ્રવાસી મોમની ઇચ્છા જગતના કોઇપણ ખૂણામાં સામાન્ય માનવીના મિલનની હતી. અહીં એક અંગ્રેજ નારીનું ચિત્ર રજૂ થાય છે તેમાં ખૂબી તો ત્યાં છે કે તેની સ્વાગતભાવના વાંચીને, ભારતના વાચકને તે જાણે આર્યનારીની લગોલગ ઊભું હોય તેવું લાગે છે...! ]

રખડવા રઝળવાની મને આદત પડી ગઇ છે પણ એક વાત છે કે પ્રવાસમાં ભવ્ય શિલ્પી મહાલયો કે કુદરતી સૌંદર્યના દૃશ્યોથી હવે તો કંટાળી જાઉં છું. મુખ્યત્વે માણસને જ જોવા અને પામવા ખાતર હું પ્રવાસ ખેડું છું. તેમાં પણ મોટા ખ્યાતનામ માનવી તો નહીં જ. ગમે તેવો મહાન લેખક હોય, તેનું પુસ્તક હાથે આવે એટલે બસ, તેવીજ રીતે કોઇ પ્રખ્યાત ચિતારાને તેના શ્રેષ્ઠ ચિત્રમાં મળી શકાય! મને તેવું લાગે છે સામાન્ય માનવીનું–કોઇ રડ્યોખડ્યો પાદરી જેના વિષે અવનવું જાણવા મળે, તો પછી હું ભોજનના ભોજન છોડું! રમત ગમતના કોઇ બાદશાહ કોઇ હોટલમાં આવી ચડ્યો હોય તો તેની સાથે ઓળખાણ પાકી કરવા હું પણ તે જ હોટલના પગ વાળિયુ ખેંચી કાઢું. ખાસ કરીને એક વર્ગ મને અવારનવાર ભટકાઇ જાય છે અને તેનાથી કુતૂહલ મિશ્રિત આશ્ચર્ય પણ થાય છે. આ છે આપેડનપની સાધનસંપન્ન–નારી તે પણ અંગ્રેજનારી, જેનું દર્શન અણધારેલી ભૂમિમાં એકાકી સ્થિતિમાં અચૂક થાય છે. ઇટાલીના કોઇ ગામડાની રડીખડી ટેકરી પર કોઇ એકાંત વીલામા સાવ એકલી રહેતી અંગ્રેજ-બાનુ મળી આવશે. અને ખરી નવાઇ ત્યારે લાગશે કે ચીનના કોઇ ગામડામાં ધોળી ચામડી, પરદેશી પાદરીની નહીં પણ અંગ્રેજબાનુની જોવા મળશે. અને તેવી જ તેની કોઇ બહેન દક્ષિણ સમુદ્રના એકાદ ટાપુમાં મળી આવશે. અને તમારી તપાસ ચાલુ રાખશો તો કોઇ ત્રીજી જાવાના મધ્ય ભાગના એકાદ ગામમાં, ગામને પાદર આવેલ બંગલામાં, અવશ્ય મળી આવશે. તેનું જીવન એકાકી હશે; મિત્રમંડળ પણ ઓછું; અજાણ્યાને ખાસ આવકાર નહીં આપે; પોતાનાજ દેશનો નાગરિક રસ્તે ચાલતા અકસ્માત વરસને વચલે દિવસે મળશે તો પણ તેને બોલાવશે નહી. પણ સામેથી જો તે ન છૂટકે બોલાવશે, તો વળી ચા માટે કદાચ આમંત્રે અને રૂપાની ચાદાનીમાં ચા પઇ, વિવેકભરી મીઠી વાતો કરી વળાવી દેશે, બસ વિશેષ કાંઇ નહિ. ઘણીવાર સવાલ થાય કે પોતાના દેશથી, સ્વજનોથી એટલે દૂર આમ એકાકી દિવસો ગાળવાની વૃત્તિ કેમ થતી હશે?

અત્યાર સુધીમાં જે અંગ્રેજ બાનુઓને હું મળ્યો છું અથવા જેમના વિષે સાંભળ્યું છે (મે અગાઉ જ કીધું કે તેઓ મુલાકાતોને મોટે ભાગે ટાળે છે) તેમાંના એક આવેડ બાનુ યાદદાસ્તમાં રહી ગયાં છે. જે દેશમાં મળેલાં તેનું નામ છે એશિયા માઇનોર. લાંબી અને કંટાળાજનક મુસાફરી પછી હું એકવાર નાનકડા ગામમાં આવી પહોંચ્યો. ત્યાંથી પર્વત ઉપર ચઢવાનો રસ્તો જતો હતો. ટેકરીની તળેટીમાં એક હોટલમાં રાત્રે પહોંચ્યો અને રજીસ્ટરમાં મારૂં નામ લખાવ્યું. મને એક રૂમ આપવામાં આવ્યો. અંદર જઇ કપડાં બદલતાં લાગ્યું કે ઠંડી તીવ્ર છે. થોડીવારે બારણે ટકોરા થયા અને હોટેલના ચાકરે આવી કહ્યું :

'સીનોરા નિકોલિનીના અભિવાદન!' એટલું કહી એક ગરમ પાણીની બાટલી મને આપી જેનો સહર્ષ સ્વીકાર કર્યો, અને પૂછ્યું :

'કોણ છે આ સીનોરા?'

'હોટેલના સંચાલિકા!'

મેં આભારના શબ્દ છોકરા સાથે કહેવડાવ્યા. મને ખરેખર નવાઇ લાગી. એશિયા માઇનોર

એક ઉજ્જડ ગામમાં એક વયોવૃદ્ધ બ્રિટાનિયન હોટેલ સંચાલક ગરમ પાણીની બાટલી મોકલે તે સુખદ અનુભવ આશ્ચર્યકારક પણ હતો, કેમકે આ રિવાજ અંગ્રેજી છે. બીજી સવારે રૂબરૂ આભાર માનવા સીનોરાને મળવા મેં સ્પૃહા બતાવી. મારી આ ઇચ્છાની જાણ તેમને નોકરે કરી હશે કેમકે થોડીજ વારમાં તેઓ મારી રૂમમાં આવી પહોંચ્યાં અને પૂછ્યું :

'મને કાંઇ કહેવા આપે ઇચ્છા કરેલી કે ?'

ઘંટડીના રણકાર જેવી તેની સ્પષ્ટ અંગ્રેજી ભાષાથી હું સમજી ગયો કે બાનુ અંગ્રેજી છે. સુદૃઢ બાંધો અને વ્યક્તિત્વની આભાથી તેમનો દેખાવ કોઇને પણ માન ઉપજાવે તેવો હતો. બન્ને હાથ એકમેકની ઉપર ચોકડીની ઢબે રાખી તે ઊભાં હતાં.

'મારે આપનો આભાર માનવો હતો — ગરમપાણીની બાટલી મોકલવા બદલ !' મેં કાંઇક ક્ષોભ અનુભવતાં કહ્યું.

'વિઝિટર બુકમાં આપની સહી વાંચીને જ હું સમજી શકી કે આપ અંગ્રેજ છો. અને કોઇપણ અંગ્રેજને ગરમ બાટલી હું સહુ પ્રથમ મોકલું છું !'

'મને તો જાહેરખાતની દૃષ્ટિએ સ્વર્ગની ભેટ જેવી લાગી !'

'મેં કેટલાક વર્ષ સ્વ. લોર્ડ બ્રાન્સફર્ડને ત્યાં નોકરી કરેલી. તેઓ હંમેશા મુસાફરીમાં ગરમ પાણીની બોટલ રાખતા, તે મને યાદ રહી ગયું છે. બોલો બીજી કાંઇ સેવા !'

'જરૂર કહીશ. ઘણો જ આભાર !'

તેમના ગયા પછી મેં વિચાર કર્યો કે શા માટે આ બાઇ અહીં એશિયા માઇનોરમાં રહેતી હશે ? હવે તો તે પ્રૌઢ બની ગઇ હતી અને અહીં હોટલ ચલાવવાનું કેમ ફાવતું હશે ? તેની સાથે પરિચય સાધવો સહેલ ન હતું કેમકે તે સૌનાથી સલામત અંતરે રહેતી. બહુજ ઓછાબોલી હતી. મેં પણ એટલી જ ધીરજ રાખી હું—પણ અંગ્રેજ ખરો ને ! છેવટે તેના રહેઠાણ ઉપર તેણે એક દિવસ મને ચા માટે નિમંત્ર્યો. વાતચીત ઉપરથી હું જાણી શક્યો કે પ્રથમ તે લેડી બ્રાન્સફર્ડની પરિચારિકા હતી. ત્યારબાદ સીનોર નિકોલિનીને ત્યાં મુખ્ય પરિચારિકા તરીકે રહી હતી. સીનોર મનમોહક દેખાવના પુરુષ હતા અને ત્યાં તે બન્ને વચ્ચે મનમેળ જેવું થઇ ગયેલું. બન્ને પાસે મૂડી થતાં તેમનાં લગ્ન થઇ ગયાં. તેમણે બન્નેએ આ હોટેલ શરૂ કરી. ત્રીશ વર્ષ વીત્યાં આ વાતને; સીનોર મૃત્યુ પામ્યાને પણ પંદર વર્ષ થયાં. આ સઘળા સમય દરમ્યાન આ બાનુને વતન જવાનો વિચાર કેમ આવ્યો નહિ હોય તે જાણવાના ઇરાદાથી મેં પૂછ્યું :

'પોતાના વતન જવાનું સૌને ગમે; ઘણીવાર વતનમા પાછા ફરવાની બીમારી ઘણાને લાગુ પડી જાય છે !'

'સાચ તો એવું નહીં; પણ વતનમાં જવાની ઇચ્છા થતી નથી. કેમકે સગાંવહાલાંની ઉપરવટ જઇને હું અહીં એક પરદેશીને પરણી છું તે તેમને ગમ્યું નહિ હોય. વળી દેશ સાથે મારે સંબંધ બહુ રહ્યો નથી. જો કે ત્યાં જે કાંઇ છે તેમાંનું ઘણું અહીં નથી. માનવસ્વભાવ જ એવો છે કે પછી તો ટેવ પડી જાય છે અને આપણને જ આપણી નવાઇ લાગે છે. લંડનના ધમાલિયા વાતાવરણ કરતાં અહીં બહુ મઝાનું છે !'

તેમની વાત સાંભળી મને હસવું આવ્યું. આ બાનુ સભ્યતા અને શિષ્ટ સમાજના નમૂના રૂપ હતી, છતા અહીં જંગલી અને સુધરેલા જગતથી દૂર ત્રીશ ત્રીશ વર્ષોથી રહી શકી હતી. વળી ટર્કીશ ભાષા ઉપરનું તેમનું પ્રભુત્વ માતૃભાષા જેટલું જ હતું. જીવનની અનેક લીલીસૂકી વચ્ચે તેણે પોતાનું 'અંગ્રેજપણું' અદ્ભુત રીતે જાળવી રાખ્યું હતું; દરેક સાથેના વ્યવહારમાં પોતાના સ્થાન અને મોભા વિષે સતત જાગૃતિ રાખી હતી; નોકર—ચાકર સાથે કામ પાડવામાં કડકાઇ આચરતી પણ મેં તેને જોઇ હતી. વાતચીતને અંતે,

હોટેલના આવા સુંદર સંચાલન બદલ મેં અભિનંદન આપ્યા ત્યારે સનોરાએ કહ્યું :

'મારાથી બની શકે, થઈ શકે એટલું કરું છું. મને એક વાક્ય યાદ રહી ગયું છે – સીનોર નિકોલિની કહેતા – જીવનમાં જો કાંઇ કરવા જેવું હોય તો આ છે : આપણા પોતામાં જે સત્ત્વ હોય તેનો શ્રેષ્ઠ ઉપયોગ કેમ કરવો તે.'

ત્યાંથી વિદાય થવાનું હતું તેની છેલ્લી પળે આ બાનુએ મારા માટે એક વધુ આશ્ચર્ય અનામત રાખ્યું હતું, તે ખબર પાછળથી પડી. એક દિવસે તેમણે મને અચાનક પૂછ્યું :

'મારા બે પુત્રોને જોયા વિના તમે અહીંથી વિદાય નહીં થાઓ એમ હું માનું છું.'

'અરે, તમારા પુત્રો બાબત મને તો ખબર જ નથી!'

'વેપારના કામકાજ અંગે તેમને દૂર રહેવાનું હોય છે. પણ આજે આવ્યા છે. તેમને જોઇને તમને ચોક્કસ આનંદ થશે. મેં મારા હાથે જ તેમને સઘળી કેળવણી આપી છે. અને હું જ્યારે વિદાય લઇશ ત્યારે આ હોટલને તેઓ એટલી જ સરસ સંભાળશે!'

ત્યાં તો બે તરવરિયા, ઊંચા સશક્ત યુવાનોએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેમને જોઇને જ તે બાનુની આંખો નાચી ઊઠી. તે બન્ને માતા પાસે ગયા અને વહાલથી બાથ ભરી. મારા તરફ ફરીને સીનોરાએ કહ્યું : 'આ બન્ને અંગ્રેજીમાં બોલી શકતા નથી, જો કે થોડું થોડું સમજે છે ખરા. બાકી તેમની ભાષા છે ટકોરાબંધ ઇટાલિયન.'

મેં બન્ને યુવકો સાથે હાથ મિલાવ્યા. ત્યારબાદ સનોરાએ તેમને કાંઇ કહ્યું અને તે બન્ને ચાલ્યા ગયા. મેં કહ્યું :

'બન્ને છોકરા ખરેખર સુંદર લાગે છે. તમારે તેને માટે માટે ગૌરવ લેવું જોઇએ!'

'મને ખરેખર તેનું અભિમાન છે. જન્મ્યા ત્યારથી આજ દિન સુધી તેમણે મને કોઇ દિવસ જરા જેટલી તકલીફ આપી નથી. તે બન્ને સીનોર નિકોલિનીનાં જીવતાજાગતા પ્રતિબિંબ છે!' અને અને પછી ઉમેર્યું :

'અને હું તો ત્યાંસુધી કહીશ કે તેમની માતા એ અંગ્રેજ છે તેવું કોઇ સ્વપ્ને પણ ન ધારે!'

મારા મુખ ઉપર આશ્ચર્ય જોઇ તે બાનુએ વાતને લંબાવી : 'મારે કબૂલ કરી લેવું જોઇએ, કે વાસ્તવમાં હું ખરેખર તેમની માતા નથી. મેં હમણાં જ તેમની માતા પણ તેમને મોકલ્યા!' સીનોરાએ છેલ્લું સ્પષ્ટિકરણ કર્યું ત્યારે હું એટલો બધો ગૂંચવાઇ ગયો કે વધુ ખુલાસા તરીકે તેમને કહેવું પડ્યું :

'અહીં હોટેલમાં કામ કરતી એક ગ્રીક યુવતીથી સીનોર નિકોલિનીને આ પુત્રો થએલા. મારે કાંઇ સંતતિ હતી નહિ તેથી મેં તેમને દત્તક લીધા. પણ દીકરા જેવા દીકરા છે!'

વજ્રઘાત થયા હોય તેમ વાત સાંભળીને હું સડક થઇ ગયો. શું બોલવું અને આગળ શું પૂછવું તે કાંઇ મને સમજ્યું નહિ. સીનોરા મારી સામે ટટ્ટાર ઊભા રહ્યાં. ગૌરવથી, સંતોષથી અને પ્રસન્નવદને બે હાથની ચોકડીની અમર વાણી તેમણે કહ્યું :

'હું ધારું છું સીનોર નિકોલિની વિષે તમે અઘટિત દોષારોપણ વિચારતા નથી. તમારે એ રીતે વિચારવું પણ ન જોઇએ. હું પ્રતિજ્ઞા ઉપર સાચું જ કહું છું સીનોર એક ખાનદાન માણસ હતા સાહેબ!'

---

"જે એમ માને છે કે, પોતે દુનિયા વિના ચલાવી શકશે, તે ભીંત ભૂલે છે; પરંતુ જે એમ માને છે કે, દુનિયાને તેના વિના નહીં ચાલે, તે તેથી પણ વધુ ભીંત ભૂલેલો છે."

—લા રોશેફુકોલ્ડ

# ગાંધીજી પાસે સમય છે: આપણી પાસે સમય નથી

છગનલાલ જોષી

ગાંધીજી સાથે લગાતાર હું ૧૯૨૦થી૩૪ સુધી રહ્યો છું તેમ કહી શકાય. પણ એ દરમ્યાન મને એકેય એવો પ્રસંગ યાદ નથી આવતો કે જ્યારે ગાંધીજીએ કોઈને એમ કહ્યું હોય કે હું બહુ કામમાં છું અને આ કામ કરવા માટે કે અમુક ફરજ બજાવવા માટે મને વખત નહિ મળે.

ગાંધીજીને આમ તો ચાર દીકરા હતા પણ ગાંધીજીનો પરિવાર એ લગભગ આખો ભારત દેશ થઈ ગયો હતો. કેરળથી કાશ્મીર અને કાઠિયાવાડથી ઉત્કલ પ્રદેશમાં ગાંધીજીના, આદેશાનુસાર આશ્રમો સ્થપાયાં હતા અને તેનું સંચાલન પરોક્ષ રીતે ગાંધીજી કરતા હોય એ રીતેજ સંચાલકોને ગાંધીજી નાની મોટી બાબતોમાં રોજબરોજ માર્ગદર્શન આપતા હતા.

ગાંધીજીની ટપાલ આજના કોઈ મુખ્ય પ્રધાન કરતાં જરાય ઓછી નહિ હોય. આમ છતાં નાના છોકરાથી માંડીને કોઈ પ્રવૃત્તિના મોવડીએ લખેલ દરેક પત્રોનો જવાબ વળતી ટપાલે મળ્યો ન હોય તેવું ભાગ્યે જ બનતું.

મારા જેવા અંતેવાસીને માટે રાતના બે વાગ્યે ઉઠીને પણ ઝીણા ઝીણા નાના મોટા પત્રોનો હાથે લખીને જવાબ આપ્યા છે અને એ રીતે દરેકને સંતોષવા તેઓ પ્રયત્ન કરતા તે મારા અનુભવની વાત છે.

ગાંધીજી કહેતા કે માનવીને કોઈ કામનો બોજો લાગતો જ નથી. જો જીવન વ્યવસ્થિત ગોઠવાયું હોય તો નાનામોટા દરેક કામો સરસ રીતે પાર પડી શકે એવી રીતે રોજીંદુ કામ ગોઠવી શકાય.

આથી જ આશ્રમમાં જાતમહેનતનો મહિમા વધારવા માટે સંયુક્ત રસોડામાં રોજ સવારે નાસ્તો કર્યા પહેલાં શાક સમારવાનું કામ ગાંધીજી પોતે અચુક કરતા હતા.

કોઈ નાનો કે મોટો માણસ આશ્રમમાં માંદો પડે તો તેની ખબરખત પૂછવા માટે તથા તેની સારવારની વ્યવસ્થા કરવા માટે તેઓ પોતે જાતે જ ગયા વિના રહેતા નહિ.

પ્રવાસમાં તેમને જાણવા મળે કે કોઈ ઓળખીતા માંદા પડયા છે તો તેમને મળવા જવાનું કદી ચૂકતા નહિ. એક વાર મુંબઈમાં કામની અપરંપાર ધમાલમાં રોકાયેલા હતા છતાં પોતાના ભાણેજ અને એક વખતના મુંબઈ મ્યુનિસીપલ કોર્પોરેશનના મેયર શ્રી મથુરાદાસ ત્રિકમજી જ્યારે ક્ષયને લીધે પથારીવશ થઈ ગયા હતા તો ગાંધીજી તેમને મળવાનો સમય કાઢયા વિના રહ્યા નહોતા.

ગાંધીજીને માંદાની માવજત કરવા માટે અંતરથી સૂર છુટતો હતો. આથી જ તેઓ જ્યારે વાઈસરોયને મળવા માટે ખાસ સિમલા ગયા હતા ત્યારે કામ પૂરું થયું કે તરતજ સેવાગ્રામમાં કે જ્યાં આશ્રમવાસી લીલાવતી બેન પથારીવશ હતા તેમની સુશ્રુષા કરવા જવા માટે સિમલાથી કાલકા સુધી ખાસ મોટર દ્વારા પહોંચ્યા હતા.

એવી જ રીતે પોતાને જ્ઞાન વિકાસ માટે અમુક વાચન કે ખાસ અભ્યાસ આવશ્યક છે તેમ ખાત્રી થાય તો એ માટે પોતાની પાસે સમય નથી ફરિયાદ એવી તેમણે કદી કરી નહોતી.

અમે સૌ જેલમાં સાથે હતા ત્યારે કેટલાક મિત્રોએ અને પંડિતજી સુદ્ધાંએ ગાંધીજી સમક્ષ એવી ફરિયાદ કરી કે તેમણે હજુ રશિયન સામ્યવાદી સાહિત્ય વાંચ્યું નથી. આથી જેલમાં સોમવારના મૌન-

ના દિવસે, જમતી વખતે, પપૈયું ખાતા ખાતા કે ખજુરની પેશી ચાવતા પણ તેમણે "હ્યુમેનીટી અપરૂટેડ" અને "રેડ ફ્રેંડ" વિગેરે પુસ્તકો મનનપૂર્વક વાચતા મેં જોયા છે.'

જેલમાં એકવાર લીલાવતી મુનશી મળવા આવ્યાં હતાં. આ વખતે તેમણે એવી પ્રેમપૂર્વક માંગણી કરી કે ગાંધીજીએ મુનશી-ના પુસ્તકો 'ગુજરાતનો નાથ' 'પાટણની પ્રભુતા' વિ. પુસ્તકો વાંચવા જોઇએ. આ પુસ્તકો વાચવા તેમણે લાયબ્રેરીમાં એટલે કે શૌચાલયમાં મારી પાસે મુકાવ્યા હતા જેથી ત્યાં જેટલો વખત મળે એ દરમ્યાન તે વાચી શકાય. આ રીતે તેમણે તે પુસ્તકો ત્યાં વાચી પણ કાઢયા હતા.

દક્ષિણ આફ્રિકામાં પોતાના સાથીઓ મદ્રાસી છે એટલે પોતે પણ તામીલ શીખવું જોઇએ તેમ માનીને તેઓ તામીલ પણ શીખ્યા. બંગાળામાં, નોઆખલીમા ગામડા-માં કામ કરવું પડેલું ત્યારે બંગાળીઓ સાથે આત્મીયતા કેળવવા ખાતર બંગાળી શીખવું જોઇએ એવું અંતઃસ્ફૂરણ થતાં ૮૦ વરસની ઉંમરે તેઓ બંગાળી કક્કો ઘુંટવા લાગ્યા અને બંગાળી બાળપોથી કે પાઠયપુસ્તક વાંચવામાં પણ રસ લેતા હતા.

જીવનની શરૂઆતમાં ગાંધીજીને સમય-ની તાણ નહોતી ત્યારે સમયનો સદ્ઉપયોગ કરવાનું તેઓ ચુકતા નહોતા. કોઇ ઓળખીતા વાણિક કે વ્યાપારીને અંગ્રેજી ભણાવવા માટે કાંઇપણ ટયુશન ફી લીધા વિના પગે ચાલીને તેઓ જતા હતા. હોસ્પિટલમા ખાટલે પડેલા કોઇ દરદીની પાસે પુસ્તક વાંચવા કે જરૂરી વસ્તુ ખરીદી આપવા કે એના પત્રો લખી આપવા જેવું કામ કરવામાં તેઓ બેરીસ્ટર થયા પછી પણ તેમને એક જાતનું શૂર ચડતું હતું.

એક વખત આ કામ કરવું છે એવી મનમાં ગાંઠ બંધાઇ એટલે તે ગમે તેવું અઘરૂં કામ હોય તો પણ પૂરૂં કરવા માટે તેઓ હંમેશા તૈયાર રહેતા હતા. રોજ ૧૬૦ તાર કાંતવા છે કે સવારે ચાર વાગ્યે પ્રાર્થના કરવી છે કે સવારસાંજ પોણો કલાક ફરવામાં ગાળવો છે એવો સંકલ્પ કર્યો તો એ સંકલ્પને તેઓ ઝોકની જેમ વળગી રહેતા હતા. કાંતણયજ્ઞમાં કે પ્રાર્થનાના ક્રમમાં કે શારીરિક વ્યાયામમાં ગાંધીજીએ કદી પણ પ્રમાદ સેવ્યો નહોતો.

૧૯૨૮, ૨૯ માં હેલેન સાડી, ફીનલેંડ-માં વિશ્વશાંતિ ફેલાવવા અર્થે જવાનું ગાંધીજી-નું નક્કી થયું એ વખતે તેમને અટલી બધી મુલાકાતો આપવાની રહેતી હતી કે એક મિનિટ પણ ફાજલ પાડવાનું તેમને માટે સાવ અશક્ય જેવુ હતુ. આ સમયે અચિંતા કાકા સાહબ કાલેલકર ગાંધીજીને મળવા આવ્યા અને સમય માગ્યો ત્યારે ગાંધીજીએ કહ્યુ કે હુ બધો સમય સુધી ભરાયેલો છું. છતા જો અનિવાર્ય કામ હોય તો હુ શૌચ જઉં છુ એ દરમ્યાન તમે બહાર ઊભા રહીને જે કાંઇ વાત કહેવાની હાય તે કહશો. હું તે સાભળીશ અને મારે જે કહેવાનુ હશે તે તુરત જ જણાવીશ

જેમણે ગાંધીજીની આત્મકથા વાંચી હશે તેઓ જાણતા જ હશે કે ગાંધીજીએ હજા-મત કરતાં કરતા કપડા ધોતા ધોતા અને સ્નાન કરતાં કરતાં ગીતાજીના ૧૩ અધ્યાય તેમણે કંઠસ્થ કર્યા હતા.

ગાંધીજીએ જેટલા વર્ષ "ઇન્ડીયન ઓપીનીયન" "યંગ ઇન્ડીયા" "નવજીવન" કે "હરિજન" નું તંત્રીપદ સંભાળ્યું એમા એક પણ દિવસ એવો ખાલી ગયા નથી કે જ્યારે આ સાપ્તાહિકોમાં તેઓ પોતે પોતા-ની ધારણા પ્રમાણે લેખ લખી શકયા ન હોય કે લખાવી શકયા ન હોય.

'ઉત્તમ કરણી કરે તે નર કા નારાયણ બને' તે કહેવતને ધ્યાનમાં રાખી તેમણે કેટલાક વ્રતો લીધા અને એ પ્રમાણે તેઓ પોતાનું જીવન પણ ઘડી શકયા તથા સતત જાગૃત રહીને પોતાને અને સાથોસાથ દેશને પણ ઘડી શકયા હતા.

ગીતાજીનું ભાષાંતર તમારે કરી આપવું જોઈએ એમ સ્વામી આનંદે કહ્યુ ને ગાંધીજીએ તે માની લીધું. તુરત જ રોજ એક શ્લોકનું સવારના પ્રાર્થના પૂરી થયા પછી ભાષાંતર કરવાનુ તેમણે વ્રત લઇ લીધું. અને આમાથી જ આપણને "અનાસક્ત યોગ" મળ્યું.

'મહાભારત' સળંગ વાચ્યા સિવાય હિંદુ ધર્મનું હાર્દ સમજાય નહિ એવું એક વખત તેમને સમજાતા ૧૯૨૨મા યરવડા જેલમાં ગયા કે તુરત જ ૧૮ પર્વો પૂરેપૂરા મહાભારતના તેઓ ધ્યાન પૂર્વક વાચી ગયા હતા.

જીવનમા પોતાને જે સારૂ લાગે તે પોતાના સાથીઓને પણ આપવા તેઓ તૈયાર રહેતા હતા. પોતે બેરીસ્ટર થયા તો પોતાના કારકુન પોલાકને કે પોતાના ભત્રીજા છગનલાલ ગાધીને બેરીસ્ટર બનાવવા માટે તેઓ મથ્યા હતા. આ જ પ્રમાણે અક્ષર સારા હોવા જોઇએ તેવુ લાગતા પોતાના સાથીઓના અક્ષરો સુધારવા માટે પણ તેમણે મહેનત કરી હતી, જેનો હું સાક્ષી છું. મારા અક્ષર સારા ન હોવાને કારણે ગાંધીજીએ યરવડા જેલમાં મને બત્રીસ વરસની ઉમરે એમ. એ થયા પછી દશ વર્ષ કલમકિત્તા વાપરવા માટે કહ્યું હતુ અને યરવડાના ઉપવાસ પછી હજુ ગાધીજી પૂરાં સાજા થયા નહોતા ત્યારે પણ સમય કાઢીને કિત્તો ઘડીને, કિત્તામા કાપ મુકીને મને કલમ આપી હતી તે હું ભુલી શકતો નથી.

ટુકમાં ગાંધીજી પાસે કોઈ હલકું કે બીજા નંબરનુ કામ ગણાતુ નહીં. જે કામ જરૂરી છે તે કામને પાર પાડવા માટે સમય અને શકિતનો ભડાર તેમની પાસે અખૂટ હતો.

આવા અનેક દષ્ટાંતો ગાંધીજીના રોજબરોજના જીવનમા આપણને મળે છે. ગાધીજીને જો આ નાના મોટા કામ જેવાકે પાયખાના સફાઇ, રકતપીતિયાના ઘા ધોવા, સાથીઓને પ્રેમ પત્રો લખવા, મોટા રાજ રમતોના વ્યુહ ગોઠવવા, કે ભગીરથ પુસ્તકો મનન કરવાનો જરૂર પડે તો તેમને સમય મળી શકતો, ત્યારે આપણા જેવા સામાન્ય માણસને હું કામમા છુ એમ કહેવું કેવું બેહૂદુ ગણાય ?

*

## 'આવી વાતોને માટે—'

વર્ધામાં એક આશ્રમવાસીભાઈ પોતાના એક મિત્રને લઇને બાપુને મળ્યા. એમના મિત્રે બાપુ સાથે તત્ત્વજ્ઞાનની વાતો કરવા માંડી એટલે બાપુએ કહ્યું: 'તે કામ તો ઈશ્વરનુ છે. તેનો ઇજારો તમે કેમ લો છો? તમે કરોડોમાના એક શા માટે બનો છો? કરોડોમા જ રહો. તત્ત્વજ્ઞાન અનુભવગમ્ય છે. અને પોતાના અનુભવથી આવનારી અવસ્થા છે. તમે તો સેવા કરો. લોકોને સારો ગોળ, સારો લોટ, સારુ તેલ, સારું ચામડુ, સારા ચોખા અને સારુ દૂધ પીવડાવો. જો એમાં કંઇ પાપ હોય તો તે મારે માટે રાખો, અને પુણ્ય હોય તો તમે લઈ લો.'

પછી આશ્રમવાસી તરફ જોઇને બાપુ બોલ્યા: 'મારી પાસે આવી વાતોને માટે સમય જ ક્યા છે?'

# હીરા–કુણી

અવનીંદ્રનાથ ઠાકુર

ગોવાલણનું નામ હતું હીરા અને ગાયનું નામ હતું કુણી. હીરાનો એક મહિનાનો દીકરો હતો. ગાયની પણ હતી એક મહિનાની વાછરડી. હીરા રાયગઢનો ડુંગર ઓળંગીને મરાઠી રાજાને દૂધ આપવા જતી. રાજા દરરોજ કુણી ગાયનું મજાનું તાજું દૂધ પીતો. વછરડી આંસુડાં સારતી રહેતી. કોઈ પણ દિવસ હીરાના મનમાં ગરીબડી વછરડી માટે નહોતી જાગી વેદના—કે દયાની લાગણી. દૂધ દોહવાને ટાણે કુણી ગાય પોતાની વાછરડીને ટગરટગર જોઈને મૂક વચામાં બોલાવતી અને વાછરડી પણ ઉમંગભેર ગેલ સાથે દૂધના આંચળો માટે તલસતી; પણ હીરા તેને વાળી લેતી અને તેને ખૂંટે બાંધી રાખતી. બિચારી વાછરડી પોતાની માની સોડવિહોણી જ રહેતી. દૂધના આંચળો તરફ ટીકીટીકીને જોઈ રહેતી અને આંસુ સાર્યા જ કરતી. હીરા તે તરફ શાનું ધ્યાન આપે? સવારસાંજ દૂધ દોહીને કિલ્લા તરફ ચાલી નીકળતી. સાંજ પહેલાં ત્યાંથી પાછી ફરતી. પહેલાં પોતાના વહાલસોયા દીકરાને ધવડાવતી અને પછી મધુરાં–મીઠાં હાલરડાં ગાઈને સુવાડી દેતી ત્યાર પછી વાછરડીને પકડી કુણી પાસે લઈ જતી. વાછરડી પોતાની વહાલી માની સોડમાં ઊછળી–કૂદીને જતી, પણ ફક્ત ટીપું જ દૂધ પામતી. કુણી પણ વહાલપૂર્વક તેના કુમળા દેહ પર જીભ ફેરવીફેરવી સુવાડી દેતી. બિચારી વાછરડી ઉપવાસી જ રહી જતી. રાજા તાજું મજાનું દૂધ પીને મોજ માણતો.. ને આમ દિવસો વહી જતા.

એક દિવસ હીરા કિલ્લા ઉપર દૂધ વેચવા માટે ગઈ. ત્યાં રાજાના ખજાનચીએ દૂધના નાણાં ચૂકવવામાં વાર કરી. સાંજનો ઘંટ વાગ્યો અને તેની સાથે જ કિલ્લાનો દરવાજો બંધ થઈ ગયો. હીરા બોલી ઊઠી – 'દરવાજો તો ઉઘાડો.' સિપાહીએ કડકાઈથી ઉત્તર વાળ્યો : 'હુકમ નથી.' હીરાના માતૃહૃદયમાં દીકરા માટે વેદના ભભૂકી ઊઠી. તે વ્યાકુળ થઈને રુદન કરવા માંડી. આજીજી કરી તે બોલી : 'મારો વહાલો દીકરો બિચારો ક્યા પથ્થરનો ભૂખ્યો છે : તમારે પગે પડું છું મહેરબાની કરી આજનો દિવસ દરવાજો ખોલો.' પથ્થર દિલના રાજાના ચોકીદારે દરવાજો ન ખોલ્યો તે ન જ ખોલ્યો. પોતાના જીવસોયા દીકરાને ધવડાવવા હીરાની છાતી વેદનાથી ફાટી જવા લાગી. મજબૂતી સાથે દરવાજાની સાંકળ ખખડાવી તે બોલી :

'ફક્ત એક જ વાર દરવાજો ઉઘાડી આપો.' એના શબ્દો આકાશમાં વિલીન થઈ ગયાં. લોઢાનું તાળું ન ખૂલ્યું તે ન જ ખૂલ્યું. ખણખણતા અવાજ સાથે જવાબ આવ્યો : 'કહું છું રાજાસાહેબનો હુકમ નથી'

સૂરજ આથમી ગયો. સાંજનો તારો કિલ્લાની મધ્યમાં આવેલા દેવમંદિર પર ડોકિયાં કરવા લાગ્યો. પંખીઓ પોતાની પાંખો ફફડાવીફફડાવીને માળા તરફ ઊડી જતાં હતાં. હીરા તે નિહાળી રહી. તે રડીને બોલી ઊઠી : 'અરે, મને પણ જો પાંખ હોત તો કેવું સારું! હું પણ આમ ઊડીને મારા દીકરા પાસે પહોંચી જાત. દૂધ પીધા વગર તે ટળવળી રહ્યો હશે'

ડુંગરની નીચે જ હીરા ગોવાલણીનું ઘર હતું. કુણી ગાય પોતાની વાછરડીને હાંક મારી રહી છે. તે તેને કાને અથડાઈ. હીરા ગોવાલણ દૂધની દોણીને જમીન પર પછાડી ઊભી થઈ ગઈ. તે નિર્ભય થઈને કોઈ રસ્તાની ગડમથલમાં ખોવાઈ ગઈ.

રાયગઢના કિલ્લાની ભીંતો બહુ જૂની હતી. તેના કિનારા ડુંગરા તરફ ધસી પડયા હતા અને પીપળાનું ઝાડ પણ તે તરફ જ નમી પડયું હતું. તે જ સ્થળે મધરાતનું ચાંદરણું પથરાઈ રહ્યું હતું. હીરાએ જોયું તો મગરના અણિયાળા દાંતોની જેમ પથ્થર ચમકી રહ્યા હતા. એકએક પથ્થર ઉપર પગ રાખીને તે ધીમેધીમે ઊતરવા લાગી અને એક પગદંડીની વાટે તે ઘરે પહોંચી ગઇ. તે ટાણે આખું રાયગઢ મીઠી ઘેરી નિંદરમાં પોઢયું હતું. હીરા ગોવાલણનો નાનકડો દીકરો રડીરડીને નિંદરની સોડમાં લપાઈ ગયો હતો. હીરા પોઢેલા બાળકને છાતી સરસો ચાંપી ધવડાવવા લાગી. નિર્દય અને વ્યાકુલ કરનારા રાતના બંધન ફગાવી કુણીની વાછરડી પણ દૂધ પીવા લાગી. હીરા ગોવાલણ તે નીરખી રહી—અનિમેષ નયને. તેના ગુલાબી ગાલો પર દડદડ કરતાં બે આંસુ સરી પડયાં. તે દિવસે ન તો તેણે ઢોરને બાંધી કે ન તો તેની મા પાસેથી દૂર હડસેલી મૂકી આજે આકાશમાં તારલીઓ વધુ ચમકીને હાસ્ય વેરતી હતી

સવાર થયું, સૂર્ય ભગવાન આભે ચઢવા લાગ્યા. રાયગઢના રાજાની ગુલાબી નિંદરડી ઊડી ગઈ. ઊઠતાની સાથે જ તેણે દૂધ માગ્યું. આજે હીરાની દૂધવાળી માટલી ખાલી જ પડી હતી.

સિપાહી દોડયો દોડયો આવી પહોંચ્યો હીરાની પાસેથી દૂધ લાવવા. હીરા તાડૂકી ઊઠીઃ 'મારે ત્યાં દૂધ નથી. રાજા સાહેબને કહેજો કે દૂધ તો ઊડી ગયું છે' પણ તે, તે રહ્યો રાજાનો સિપાહી. એ કેમ કરીને માને? તે સીધો હીરા ગોવાલણને ઘસડી લાવ્યો કિલ્લામાં. રાજાએ ગોવાલણની આખી કથની ધ્યાનથી સાંભળી તે ખુશ થયો. રાજાએ ગોવાલણને એક ગામ બક્ષિસમાં આપ્યું. હીરા દૂધ વેચવાનો ધંધો છોડી હવે ખેતીવાડી કરવા લાગી

હીરા જે કેડીએથી પોતાના જીવને સંકટમાં મૂકી પોતાના દીકરા પાસે દોડી આવી હતી તે કેડીને રાજાએ 'હીરાકુણી'નું નામ આપ્યું.

---

જહાંગીરના મરણ બાદ નૂરજહાંએ બાકીનું જીવન એકાંતવાસમાં જ વ્યતીત કર્યું હતું. લાહોરમાં નૂરજહાંની કબર જહાંગીરની કબર જોડે જ આવેલ છે. નૂરજહાંની કબર પર નીચેનો શેર લખેલ છે

'બર મઝારે માં ગરીબા; નય ચીરાગે નય ગુલે;
નય પરે પરવાને ચાબી; નય સદા યે બુલબુલે.'

અર્થાત: 'અમારા જેવા ગરીબોની કબર પર ન દીપક હજો, ન કોઈ પંખી કે પતંગ હજો કે ન કોઈ બુલબુલનો અવાજ હજો.'

શાહજહાની અને મુમતાજની વહાલી બેટી 'જહાનઆરા'ની આરામગાહ પર નીચેના નમ્ર શબ્દો કોતરાયેલા છે.

'મારી કબર પર લીલા ઘાસ સિવાયનું કાંઇ આચ્છાદાન ન હજો; કારણ કે એનું જ એક માત્ર આચ્છાદાન એક નમ્ર આત્માની આરામગાહને માટે યોગ્ય છે.'

ટીપૂ સુલ્તાનની આરામગાહ પર નીચેના શબ્દો અંકિત થયેલ છે.

'ચુઆ મર્દ ગેદાની લાં ગુદલ દુનિયા,
યકે ગુફત તારીખ શમશીર ગુમશુદ.'

અર્થાત્ : 'આ જગત પરથી જ્યારે વીર પુરુષ વિદાય થયો ત્યારે એક માણસે કહ્યું કે આ જગતમાંથી ઇતિહાસ અને તલવાર ગાયબ થઇ ગયા.'

—પૃથ્વીસિંહ ઝાલા

# અવલોકન

શિ.

## દગાનિયા

લેખક: યુસુફ બારાત્સ

અનુ: સરલાબેન વિ. શાહ અને સુધાબહેન ર. પાઠક

બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ

પાન-૨૧૦ કિંમત રૂ. ૪.૫૦

સ્વ. વૈકુંઠભાઈ મહેતાએ જે પુસ્તકનો આમુખ લખ્યો છે તેના વિષે જાગેલી કુતૂહલતા પુસ્તક વાંચી લીધા પછી પરમતૃપ્તિમાં પરિણમે છે. માત્ર ગુજરાતની નહિ, પણ ગાંધીજીના ભારતના (માફ કરજો, ગાંધીનું નામ હવે લેવું ન જોઈએ) દરેક નરનારીએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ. આમાં કેવળ શ્રમનો મહિમા નથી. ઝાઝા હાથ રળિયામણા– એ ન્યાયે એક સહજીવી ગામનો આ પ્રયોગ રણમાંથી જે સૃષ્ટિનું સર્જન થાય છે તેનો હૂબહૂ ચિતાર આપવા ઉપરાંત વ્યક્તિએ સમાજમાટે શું કરવાનું છે તે ચીંધી જાય છે. પુસ્તકમાં આવતા એક પાત્ર ડૉ. રૂપીનના શબ્દોમાં

"માત્ર પોતાને માટે મહેનત કરનારો અને સમાજને માટે કંઈ જ કામ ન કરનારો આદર્શવિહોણો માણસ પુષ્પાવનાના છોડ જેવો અથવા ફળ વિનાના વૃક્ષ જેવો છે."

ઇઝરાઇલનું નામ આજે જગતના દરેક દેશમાં હરકોઈ આદમીને મુખે સાંભળવા મળે છે. પણ સદીની શરૂઆતમાં તેનું અસ્તિત્વ નહોતું. યહુદીઓ વિશ્વના જુદા જુદા પ્રદેશોમાં ફેંટાઈ ગયા હતા, અને જ્યાં દેશો વસતા ત્યાં તેમનાં તરફ ઓરમાયું વર્તન રખાતું. પેલેસ્ટાઇનને પોતાનો દેશ અને જન્મભૂમિ બનાવવાની ઈચ્છા દરેક યહૂદીના હૃદયમાં ઘર કરી બેઠી હતી. 'રશિયા યુક્રેન પ્રાંત અને બેસઅરેબિયાની રાજ્યાની ટ્રિનિયમા ઘણા યહુદીઓ વસતા હતા. તેમનાં પહેરવેશ, રહેણીકરણી, રીતરિવાજ અને ભાષા રશિયનોથી જુદા પ્રકારના હતાં. યહુદીઓ ઉપર ઘણાં નિયમનો રહેતા અને લાંચિયા રશિયન અમલદારોની દયા ઉપર નભવાનું હતું. ગૂંગળામણ અનુભવતા હજારો યહૂદીઓ રશિયા છોડીને પશ્ચિમ યુરોપ તથા અમેરિકા જઈને વસ્યા હતા. કેટલાક ૧૮૮૧માં ઝિયોનિસ્ટ ચળવળ સ્થાપવાના ઇરાદાથી ખાસ કરીને પેલેસ્ટાઇન જઈ વસ્યા; ૧૮૯૭માં અખિલ જગત ઝિયોનિસ્ટ સંઘની સ્થાપના થઈ, ૧૯૦૧માં યહૂદી રાષ્ટ્રીય નિધિની શરૂઆત થઈ, અને પેલેસ્ટાઈનનો પ્રદેશ તુર્કી પાસેથી ખરીદી લેવાની યોજના વિચારાઈ. (બ્રિટિશ સરકારે યુગાન્ડાનો પ્રદેશ યહુદીઓને વસવાટ માટે આપવા ઓફર કરી પરંતુ ખાઇમ વાઇઝમેને (ઇઝરાઇલના પ્રથમ રાષ્ટ્રપતિ) પેલેસ્ટાઈન માટેનું યહુદી દૃષ્ટિબિંદુ અસરકારક રીતે રજૂ કર્યું.

યુસુફ બારાત્સ બચપણથી જ ઝિયોનિસ્ટ આંદોલનના રંગે રંગાયા. ૧૩ વર્ષની ઉંમરે ખાઇમ ગ્રીનબર્ગના સંસર્ગમાં આવ્યા. ગ્રીનબર્ગ એક વિદ્વાન, સુંદર, બુદ્ધિશાળી, અત્યંત નમ્ર અને ઇશ્વરભક્ત વ્યક્તિ હતી. તેઓ એટલા સાદા હતા કે ચારેબાજુ કાગળો અને પુસ્તકોથી વિંટળાએલા ગાશાળામાં બેસી રહેતા. પાછળથી ખ્યાતનામ લેખક અને વક્તા બન્યા હતા. ૧૯૫૩માં ન્યુયોર્કમાં તેમનું અવસાન થયું. બાળવયથી જ યુસુફ બારાત્સ ઝિયોનીસ્ટ ચળવળના નેતાઓના સહવાસથી, ખાનગી બેઠકો અને ગેરકાયદે જાહેરનામાં તૈયાર કરવામાં ભાગ લેતા. ચૌદ વર્ષની ઉંમરે પેલેસ્ટાઇનમાં જઈ ખેડૂતનું જીવન ગાળવાની ઇચ્છા થાય છે, અને ૧૬મે વર્ષે તેને અમલમાં મૂકે છે. માબાપની ઇચ્છા પુત્રને વિખૂટો પાડવાની નથી. પણ બારાત્સ એક મિત્રની સાથે ટ્રેન દ્વારા

ઓડેસા અને ત્યાંથી સ્ટીમરમાં નવમે દિવસે જાફા પહોંચે છે. પેલેસ્ટાઇનમાં પ્રથમ વસવાટ કરનારને 'ખાલુત્સિમ' કહે છે. આવા ખાલુત્સિમોનો પ્રવાહ રશિયામાંથી અને ચારેકોરથી આવ્યા કરતો.

બારાત્સે જોયું કે યહૂદીઓ બેરન રોથ્શિલ્ડની મદદથી ચાલતી રિશોનની વસાહત હતી પણ તેમાં આરબો મજૂરી કરતા અને યહૂદીઓ મોટે ભાગે વ્યવસ્થા સંભાળતા અને દોરવણી આપતા. આ જોઈને યુવક બારાત્સને આઘાત થાય છે અને મનમાં વિચાર થાય છે 'જેને માટે અમે અહીં આવ્યા તે આ જીવન નથી!' ત્યાર બાદ રેહોવોત વસાહતમાં કાંઈક જુદી પરિસ્થિતિ લાગી, યહૂદીઓ જુદી આબોહવામાંથી આવતા હોવાથી તેમને મજૂર તરીકે રાખવા કોઈ તૈયાર ન હતું. બારાત્સ લખે છે; 'જ્યારે પહેલે દિવસે હું કામ પર ગયો ત્યારે હું તે કેવી રીતે કરી શકીશ તેની સમજ હતી નહિ; અમારાં ઓજારો ઘણાં જૂનાં હતાં. સારી કોદાળી પણ હતી નહિ; અમે મોટે ભાગે ઊભા પાવડા વાપરતા; મારા હાથમાં બળતરા થવા લાગી. પણ ધીમે ધીમે ટેવાઈ ગયા; સ્નાયુઓ મજબૂત બન્યા, હથેળીઓ કઠણ થઈ.' ડેવિડ બેન ગુરિયોન પણ આજ અરસામાં ત્યાં વસેલા. ત્રણેક માસ અહીં ગાળ્યા બાદ, બારાત્સ જેરૂસાલેમ ગયા. ત્યાં નવું શહેર બંધાતું હતું અને તેમાં યહૂદી છાત્રાલયો, વિદ્યાલયો અને અનાથાશ્રમો બંધાતા હતા. આખો દિવસ ધોળા ધૂળમાં ચપ્પટ બેસીને પથ્થર કાપવાનું અને ઘડવાનું કામ અહીં થતું. ટાંકણું ચલાવવામાં આંગળાનો ઉપયોગ કરવો પડતો અને તેમાં છાલાપડી જતા. ત્યાં મુશ્કેલ પરિસ્થિતિમાં સમય પસાર કર્યા બાદ, બારાત્સ અને તેના સાથીદારો એકથી બીજે સ્થળ ફરતા રહ્યા. તેલઅવીવનું બાંધકામ શરૂ થતું ત્યાં પણ રહ્યા. સમારિયામાં આયેલત નામનું યહૂદી ગામ બંધાતું હતું ત્યાં પણ સેવાઓ આપી.

જુદાઓની વસાહતમાં બારાત્સને મિરિયમ નામની યુવતીનો પરિચય થાય છે અને તેઓ લગ્ન કરે છે. મિરિયમે પણ જીવનમાં ઘણું એવું હતું, ઘણી મુશ્કેલી વેઠી હતી, અને તેના ઉછેર એવા કુટુંબમાં થયો હતો કે 'જનસમુદાય' માટે માતૃત્વની ભાવનાથી તે કામ કરી શકતી. પેલેસ્ટાઇનના રાષ્ટ્રીય નિધિના ઉપરી ડૉ. રૂપીને જોર્ડન નદીની પૂર્વમાં કિનેરેત પ્રદેશ (સરોવર) વાની જવાબદારી બારાત્સ ઉપર મૂકી. આરબ ગામડાના નામ પરથી આ પ્રદેશ ઉમ જુની કહેવાતો. અહીં 'સાર્નફ્લાવર' [ચક્રપુષ્પ] ફૂલ ખૂબ થતા હોવાથી નવા પ્રદેશનું નામ 'દગાનિયા' રાખ્યું. બારાત્સની આ કર્મભૂમિ. ૪૦ વર્ષો સુધી સમૂહજીવનમાં રહીને તેણે તદ્દન પ્રાકૃત નિર્જન ભૂમિને આધુનિક અને સમૃદ્ધ શહેરમાં પલટાવી નાખી. ૧૯૧૧માં માત્ર બાર જણાથી આ ગામની શરૂઆત, બારમાંથી દસ પુરુષો અને બે સ્ત્રીઓ. તેમાંથી ૭ પુરુષો હળ ચલાવતા; બે ચોકીદારનું કામ કરતા; એક પુરુષ મંત્રી અને હિસાબનીશ, અને એક અનામત. બન્ને સ્ત્રીઓ ઘરકામ કરતી. ખેતી માટે પૂરતા પ્રાણીઓ ન હતાં— માત્ર ૭ જોડી ખચ્ચર અને બે ઘોડા. હળ અને ખેતી માટે બીજાં સાધનો તથા વિચારણ પેલેસ્ટાઇનના કાર્યાલયમાંથી મળતાં. ખેતીની સાથે શાકભાજીની સંયુક્ત ખેતી પણ ધીરધીરે દાખલ થઈ અને સમૂહ જીવનમાં કંટાળો ન આવે માટે એક બે ગાયો રાખી, ગોપાલનની પ્રવૃત્તિ શરૂ થઈ, અને આગળ જતાં નિષ્ણાતોને પરદેશોમાં આધુનિક પદ્ધતિ જાણવા મોકલી, દગાનિયામાં ઉદ્યાનમાં ઉછેરી હબ્બનું દૂધ કેન્દ્ર ઊભી કરી શકાયું; અને એક ગૌશાળા સ્થાપી શકાઈ.

કિબુત્ઝ સંસ્થા કેવળ સહકારી ખેતી જ નહિ, પણ સહકારી જીવન ઉપર ભાર મૂકે છે. દા. તરીકે આ કિબુત્ઝમાં દગાનિયામાં બારાત્સને ત્યાં પ્રથમ બાળકનો જન્મ થાય છે ત્યારે સહુ સાથે મળીને તેના ઉછેરમાં જે રસ લે છે તે પ્રયોગ બેનમૂન બની રહે છે. આગળ જતાં, સ્ત્રીઓની સંખ્યા વધતાં, અને બાળકોનું જન્મપ્રમાણ વધતાં,

બધા વચ્ચે એક બાથ રાખવામાં આવે છે. જેથી માતાઓ સમુહજીવનમાં ગેરહાજર ન રહે.

લેખક બહુ જ ખુબીથી દગાનિયાના પાયાના પથ્થરોના પ્રકરણમાં કબ્રસ્તાનમાં લઇ જઇ દરેક કબર ઉપર મૂકેલી તકતી વાંચીને કોણે કેટલો ફાળો આપ્યો અને યહુદી ભોમ ખાતર જાન આપ્યો. તેનું કરુણ બયાન રજૂ કરે છે. તેવામાં ૧૯૧૪-૧૮નું પ્રથમ વિશ્વયુદ્ધ આવે છે, ત્યારે તુર્કો તરફથી પારાવાર કનડગત પેલેસ્ટાઇનના યહુદીઓને થાય છે. યહુદીઓ આતુરતાપૂર્વક મિત્ર-રાષ્ટ્રોની વિજયની રાહ જોતા હતા. કેમકે બાલ્ફર ડેકલેરેશનમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું હતું કે યહુદીઓના રાષ્ટ્રીય વસવાટનું નિર્માણ કરવામાં બ્રિટન મદદ કરશે. જર્મનો અને તુર્કો આ યુધ્ધમાં સાથે હતા અને યહુદીઓ તરફ ખુબ જ શંકાશીલ રહેતા.

વિશ્વયુધ્ધ દરમ્યાનમાં યહુદીઓનું જીવન અસ્તવ્યસ્ત થઇ ગયું. પણ ૧૯૨૦ની સાલમાં નવા યુગનો આરંભ થયો. રાષ્ટ્રસંઘના આદેશ મુજબ પેલેસ્ટાઇનમાં બ્રિટિશ શાસન આવ્યું. તેમાં વધુ સલામતી અને વ્યવસ્થા હતી. આ અરસામાં સરહદ મુકરર કરવાનો સવાલ ચર્ચાતો હતો, અને દગાનિયાનું ભાવિ પણ અનિશ્ચિત હતું. આરબોના પડોશમાં રહેવાનું હોવાથી અને મારફાડ અને ઠાકુશાહી ચાલતી હોવાથી યહુદીઓએ બહુ સાવચેત રહેવું પડતું. ધીમે ધીમે દગાનિયાના બીજા પ્રદેશમાં એક મોટી શાખાની સ્થાપના થઇ, યહુદીઓને મદદ કરતી ઝિયોનિસ્ટ સંસ્થાઓ અમેરિકા અને યુરોપમાં શરૂ થઇ હતી હિટલર સત્તા ઉપર આવ્યા પછી જર્મન યહુદીઓની વણઝાર પણ પેલેસ્ટાઇનમાં આવી હતી. એક સંસ્થાએ તો હજારો યહુદી બાળકોને યુરોપમાંથી બચાવીને છુપી રીતે અહીં મોકલ્યા હતા. ૧૯૩૦ની સાલમાં પહેલા જર્મન નિરાશ્રિતો દગાનિયામાં આવ્યા. અહીં રહીને સમુહજીવન ન ફાવવાથી તેનો ત્યાગ કરી જનારાઓ પણ હતા, અને તેમ કરવાની તેમને છૂટ હતી.

વાત જેમ આગળ વધતી જાય છે તેમ તેમ બીજા વિશ્વયુધ્ધનો સમય નજીક આવતો જાય છે. બીજા વિશ્વયુધ્ધ દરમ્યાન યહુદીઓને યુરોપમાં જે સહન કરવું પડયું છે તેથી દુનિયા અજાણ નથી. 'કોન્સન્ટ્રેશન' કેમ્પમાંથી બચેલાના કાફલાના કાફલાઓ પેલેસ્ટાઇનમાં ખડકાય છે. યુસુફ બારાત્સ યહુદી શરણાર્થીઓની કલ્યાણ સમિતિના ચેરમેન નિમાય છે. અને યુદ્ધ દરમ્યાન તેમને અનેક ઠેકાણે જવાનું થાય છે. યહુદીઓની આપવીતીમાં 'પેરયા'નું પાત્ર વાચકની આંખમાં આંસુ વહાવી દે છે. બીજું વિશ્વયુધ્ધ પૂરું થયા પછી ૧૯૪૮ની વસંતમાં બ્રિટિશરો પેલેસ્ટાઇનમાંથી ખસી ગયા અને તરત જ આરબ-યહુદી સંઘર્ષની શરૂઆત થઇ. આ બધો સમય દરમ્યાન યહુદી સૈન્ય બ્રિટિશ ગુરુનું શિક્ષણ લઇ તૈયાર થયું હતું. ૧૯૪૮ના મે માસમાં ઇઝરાયલને સ્વતંત્ર રાષ્ટ્ર જાહેર કરવામાં આવ્યું. દગાનિયા ટ્રાન્સજોર્ડન અને સીરિયાની તદ્દન નજીક સરહદ પર આવેલું છે, અને આરબ સૈન્યનું તે નિશાન હતું. સીરિયન લશ્કરનો દગાનિયા ઉપર હુમલો અને દગાનિયાનો પ્રતિકાર આ પુસ્તકનું ઉજ્જવળ પ્રકરણ બની રહે છે. કોઇપણ જાતના હથિયાર વિના, તાકાત, શસ્ત્ર અને સંખ્યામાં ચડિયાતા દુશ્મનને દગાનિયાએ જે રીતે હરાવ્યો તે ભારતને માટે તો ખાસ પ્રેરણાદાયી છે. છેલ્લું પ્રકરણ 'આજનું દગાનિયા' વાંચીને મન ઉલ્લાસથી પ્રફુલ્લ બને છે. આ કથા કેવળ યુસુફ બારાત્સ અને મિરિયમ બારાત્ઝની અંગત કહાણી નથી. એથી વિશેષ છે. નીચેના શબ્દો, જે પુસ્તકના અંતભાગમાં આવે છે, તે જ કદાચ તેને ન્યાય આપશે.

",આ અણુખેડી, કાદવસરેલી, અને રણપ્રદેશની ભૂમિમાં અમે આવ્યાં હતાં, અહીંની ઋતુઓ ભયજનક અને મનસ્વી હતી. આજે, અમે જ્યારે જોઇએ તો અમારી નજર સામે લીલોછમ ખીણપ્રદેશ જીવનના ઉલ્લાસથી, બાળકોના કિલકિલાટથી અને ભરચક પાકથી ઉત્પાદનથી,

ગાજી રહ્યો છે અને ડુંગરમાળની પેલેપાર આખાયે દેશમાં અમારાં બાળકો અમારા ઉપાડેલા કામનું વિસ્તરણ કરી રહ્યાં છે.'

'દગાનિયા' મુઝરાયલ દેશના નાનકડા માનવીની મહાન યશોગાથા છે. યહૂદી હંમેશા વિનમ્ર રહ્યો છે કેમકે જગતમાં તેના જેટલું દુઃખ કોઈએ જોયું નથી. પોતાને માટે 'માદરે વતન' ઊભું કરવા એક નાનકડી કોમ કયા કરવો સફળ થઈ તેનું કારણ આ પુસ્તકમાંથી મળી રહે છે. અને આ વાંચ્યા પછી ભારતના પચાસ કરોડ માડીજાઓ માટે............................................ ખેર જવાદો એ વાત.

ધન્યવાદને પાત્ર છે શ્રી સરલાબેન શાહ અને સુધાબહેન પાઠક જેમણે આ અનુવાદ આપી ગુજરાતીભાષી લોકોની અપૂર્વ સેવા કરી છે. અને તે પણ કેવી આકસ્મિક ઘટના કે બન્ને લેખિકાઓએ એક જ પુસ્તકનો અનુવાદ હાથ ધર્યો અને પ્રકાશક પાસે બન્ને પહોંચ્યાં ત્યારે ખબર પડી !'

મુખર બારાત્સને ધન્યવાદ ! બાલગોવિંદ પ્રકાશનને ધન્યવાદ ! અનુવાદકોને ધન્યવાદ અને જો વાંચે તો ગુજરાતી વાચકોને ધન્યવાદ !'

---



*×*

"આપ કલ્પના કરી
શકશો અમૂલમાં કયા
વિટામિનો હશે?"
બાળકે પ્રશ્ન કર્યો



"હા—હા" નાના નાના
પ્રાણીઓએ લલકાર્યું






અમૂલ દુગ્ધ આહાર

એમાં ૭ વિટામિનો છે ને આપના બાળક માટે જરૂરી છે.

# Unfinished Symphony

And an unusual one too! Cling-clang fizz clop-clop tang r-r-r-rom tickety tackety Where towers and top brass mingle with conductors and chemicals, and tubes and reclaim rubber go hand in hand ...*Bravura!*

It's part of Kamanis concerted effort to help build a vigorous Indian industry Mature work too, for Kamanis have been at it for over two decades with admirable dedication at an unflagging pace

But the work will never be quite over There are newer ideas a brimming new themes new schemes throbbing impulses masterful techniques And weaving through it all a rich, bold streak—*Kamani quality!*



*SYMBOL OF INDUSTRIAL VITALITY*

KAMANI ENGINEERING CORPORATION LTD.
KAMANI METALS & ALLOYS LIMITED
KAMANI METALLIC OXIDES PRIVATE LTD.
KAMANI TUBES PRIVATE LIMITED
JAIPUR METALS & ELECTRICALS LIMITED
INDIAN RUBBER REGENERATING COMPANY LIMITED

Kamani Chambers, Nicol Road, Bombay 1 BR.

# નુકશાનને નોતરશો નહિ.



ખરીદ-વેચાણ માટે જુના વજનો તથા માપોનો ઉપયોગ કરવો એ ગેરકાયદેસર છે. અગાઉના વજનમાપના એકમોમાં ભાવો દર્શાવવા એ પણ શિક્ષાપાત્ર ગુનો છે.

તદુપરાંત, જ્યારે જ્યારે તમે શેર તથા મણ લેખે લેવડ-દેવડ કરો છો ત્યારે ત્યારે તમે શિક્ષા ભોગવો છો કારણ કે પૈસાના બદલામાં વજનમાં તમને ઓછું મળે છે.

માત્ર વેપારીજ મેટ્રિક એકમોવાળા વજનો વાપરે એ પૂરતું નથી.

**તમે પણ માત્ર <u>કિલોમાંજ</u> ખરીદી કરો.**





'વૈષ્ણવજન' કાર્યાલય
૨ રામકૃષ્ણનગર
રાજકોટ-૨

ગ્રાહક નબર 3369

ગ્રાહક બન્ધુ

ભાઈશ્રી

સવિનય જણાવવાનુ કે આપનુ વૈષ્ણવજન માસિકનુ લવાજમ
સુધીનુ હતુ આપને બધા મળી કુલ ૧૨ અકો મળી ગયા હશે

નવા વર્ષનુ લવાજમ રૂા. ૮) અકે રૂપિયા આઠ મની ઓર્ડરથી મોકલી આપવા વિનતી છે લવાજમમા રૂા ૨) નો વધારો કરવો પડ્યો છે આશા રાખુ છુ આપ ગ્રાહક તરીકે ચાલુ રહેશો

સ પાદક
[signature]
'વૈષ્ણવજન'

થોડા વખત પછી મેં મારી વિનતી ફરીથી કરી

તે વખતે રાતના અગિયાર વાગ્યા હતા પછી તેમણે કહ્યુ 'ચાલો'

તથી અમે બને મોટરમા બેસી ગયા

ડ્રાઇવરને તેમણે કહ્યુ 'હરિજનવાસ તરફ લઈ જાઓ'

દસેક મિનિટમા અમે હરિજનવાસ પાસે આવી પહોચ્યા

પછી તેઓ 'મને લઈને હરિજનવાસના તે

મે રસ્તામા પુછ્યુ 'મહારાજ' આપને હવે કેમ લાગે છે?'

તેમણે જવાબમા કહ્યુ

'હરિજન ભાઈ બહેનોની પીડા જોઈને મારી પોતાની પીડા ક્યાં જાણે ક્યાય જતી રહી!'

આ જવાબથી હુ ઘણો પ્રસન્ન થયો.

સૂફી ફકીરોએ સાચુ જ કહ્યુ છે

'દર્દકી દવા દર્દ હૈ!'

['પ્રભુ કૃપા કિરણ'માંથી]

# પરિભ્રમણ

આશુતોષ

## બિચારા મતદારો

ભારતની ચોથી ચૂંટણી પૂરી થયાને એક વર્ષ થવા આવ્યું છે. દુનિયાની મોટામાં મોટી લોકશાહીના ૧૮ કરોડ કે ૨૦ કરોડ મતદારો, મતપેટીમાં મત આપીને અને આંગળી ઉપર શાહીનું નિશાન મરાવીને અખિલ ભારત ઉલ્લુ સમાજના જાણે કે સભ્યો ન છટક બન્યા છે. એ વસ્તુ દીવા જેવી સ્પષ્ટ છે: કાં તો આપણે ત્યાં લોકશાહીમાં માનતા હોય તેવા ઉમેદવાર જ અસ્તિત્વમાં નથી; અથવા લોકોને, ઉમેદવાર ચૂંટતા આવડતો નથી. નહીંતર પક્ષપલટાનું જે હારબંધ ધતીંગ ચાલી રહ્યું છે તે મતદારો નભાવી જ કેમ શકે? ખરી રીતે તો જે કોઈ પક્ષપલટો ચૂંટાઈ આવ્યા પછી કરે તેને રાજકારણમાંથી કાયમને માટે દૂર કરવો જોઈએ. આ બધામાં દુઃખદ વસ્તુ તો એ છે કે જાણે નાટક અથવા સિનેમાનું કોઈ દૃશ્ય નિહાળતા હોય તેમ મતદારો નિસહાય રીતે વેશ ભજવાતો જોઈ રહે છે મધ્ય પ્રદેશ, પંજાબ, હરિયાણા, અને બંગાળમાં તાજેતરના બનાવોએ ભારતની કહેવાતી લોકશાહીને કાળી ટીલી લગાડી છે. જાણે સત્તાભૂખ્યા જંગલી જાનવરો સામસામા નહોર ભરાવતા હોય અને ઘુરકિયા કરતા હોય એમ વધુ લાગે છે. સંસ્કૃત સમાજના સભ્યોની વાણી, વર્તન કે આચારસંહિતા જાણે આ દેશમાંથી વિદાય લઈ રહ્યાં હોય તેમ બેધડક કહી શકાય. વીસ વર્ષ સુધી લોકશાહીના અખતરા પછી આવો કરુણ અંજામ?

## માસ્તરજી

શિક્ષકમાંથી રાજકારણના રંગે રંગાઈ આગળ આવનારા પાછળથી એ વિશેષણ પોતાના નામ સાથે વાપરતા નથી. પરંતુ તારાસિંહે માસ્તરજીના બિરુદને આજીવન જાળવ્યું. શીખ કોમનું નેતૃત્વ તેમણે લઈ જાણ્યું પણ જીરવી શક્યા નહિ. પંજાબી સૂબાની ઝુંબેશમાં અને ૧૯૬૧માં આમરણાંત ઉપવાસના નાટકમાં તેમની પ્રતિષ્ઠા ઝંખવાણી અને સંત ફત્તેહસિંઘ આગળ નીકળી ગયા. આઝાદીની લડતમાં જેટલો નોંધપાત્ર તેમનો ફાળો રહ્યો તે પાછળથી શીખ સંપ્રદાય અને અકાલીદળ પૂરતો જ સીમિત રહ્યો. તેમણે ધાર્યું હોત તો કેબિનેટમાં પોતાનું સ્થાન નિશ્ચિત કર્યું હોત. પણ તારાસિંહને જે મઝા લડવામાં અને નાટકો ભજવવામાં આવતી હતી તે શાંત અને સ્થિર જીવનમાં ન આવત. તેમની રંગબેરંગી પ્રતિભાએ ભારતના રાજકીય તખ્તા ઉપર જે અદાકારી રજૂ કરી હતી તે ભૂલાશે નહિ. 'નહેરુજીની સરકાર' સામેનો તેમનો પ્રતિકાર દેશવાસીઓ અદ્ધરશ્વાસે નીરખી રહેતા. છેલ્લા વર્ષોમાં જો કે તેમનું જોમ ઘટી ગયું હતું. તેમના મૃત્યુથી એક એવી વ્યક્તિ અદૃશ્ય થાય છે જેની ૮૨ વર્ષની કારકિર્દીએ શીખ કોમનું જોરદાર વ્યક્તિત્વ દુનિયાના તખ્તા ઉપર રજૂ કર્યું હતું.

## ધન્ય છે ભગત તમને!

લખતરમાં જ તમે વસવાટ કરતા હશો તે ખબર તો છાપાંમાંથી જ મળ્યા. કંઈ કેક ભજન-ધૂનમાં કોઈક ભગતનું નામ સાંભળવા મળે ત્યારે થાય કે વંશ ચાલુ તો છે. પણ તમે તો એવું કરી બતાવ્યું કે સાંભળનારા પણ દંગ થઈ જાય. તમારી પડોશમાં જ ચોરી થઈ અને પંડના જ દીકરાના સેલપપાટા વધી પડયા અને ચોરીનો ભેદ પારખવા પુત્રના જ આચારવિચારમાંથી સગડ મેળવી લીધા અને પોલિસમાં પણ સોંપી આવ્યા ત્યારે એમ થાય કે કળજુગમાં આવા અપવાદથી ભેંકાર રણમા મીઠાં જળની સરવાણી ફૂટી! ચોમેરની અંધકાર ભરી નિરાશામાં જાણે તેજરેખા પ્રગટી! સમાજમાં ભલે ઝાઝા ન હોય, આંગળીને વેઢે ગણાય એવા તમ સરીખા આઠ-દસ હોય

માટે માથાથળ ઊભી કરી હતી નાનાં રાષ્ટ્રો પણ આ ધંધામાં પારંગત છે. રાત અને દિવસ આ પ્રવૃત્તિ ચાલતી હોય છે પણ તેની ખબર પડતી નહી હોવાથી સૌને હૈયે ટાઢક હોય છે. આપણા સરસેનાપતિ જનરલ કુમારમંગલમ્ તાજેતરમાં રાજસ્થાનની સરહદે ગયેલા ત્યારે તેમના પર હુમલાની યોજના, જાસૂસોની બાતમીના આધારે કરવામાં આવેલી ઇઝરાઇલે ૪૭ ખ્રને ઘડીના છઠ્ઠા ભાગમાં હરાવી દીધું કેમ કે તેની પાસે જાસુસી બાતમી કડીબધ પ્રાપ્ત કરી હતી પાકિસ્તાન આપણાં કરતાં આ ક્ષેત્રમાં આગળ છે. ખરીરીતે ભારતે પણ આ કળા હસ્તગત કરી લેવાની જરૂર છે એટલે છાપાઓમાં જાસૂસીના આવતા અહેવાલોથી ઉશ્કેરાઈ જવાની જરૂર નથી. અમેરિકા જેવી ત્રેવડ કેળવવાનો આદર્શ રાખી લેવો જોઈએ.

## ડોલર અને પૌંડ

દુનિયાના ચલણમાં હાથીની અંબાડી ઉપર બેસીને એકચક્રી રાજ્ય ચલવવાનો યશ ડોલરને ફાળે જાય છે બ્રિટિશ પૌંડ, સિંહની કેશવાહીનું પ્રદર્શન કરાવવા જતા, અશ્વની કેશવાળીથી સંતોષ માનવો પડયો છે. બ્રિટિશ પાઉન્ડનું અવમૂલ્યન થયું તેની સાથે ઘણા રાષ્ટ્રોના ચલણને અસર થઈ પણ અમેરિકન ડોલર અણનમ રહ્યો ફ્રાન્સની ઇચ્છા એવી ખરી કે યુરોપના બજારના ફ્રાન્કનો ભાવ વધુ પૂછાય ડોલરિયા દેશના ચલણને કોઈ પૂગતું નથી કેમ કે સોનાના જે અનામત જથ્થ સામે તે પોતાના ચલણને ત્રાજવામાં મૂકી, સમધારણા રાખવી શકે છે તે કળા બીજા કોઇ રાષ્ટ્રને સાધ્ય નથી, સુજ્ઞજનો સમજી શકશે કે ભારતના રૂપિયાના રોદણાનો કોઇ અર્થ નથી.

## ટપાલ ટિકિટો

ભારતના ટિકિટ-સંગ્રહ શોખીનો ખુશ થાય તેવી વાત બની છે. તારટપાલ ખાતાએ પ્રથમ જ વાર દિલ્હી ખાતે Philatelist ને પ્રતિનિધિત્વ આપી પરિસંવાદ યોજયો હતો. રાજ્યપ્રધાન શ્રી આઇ. કે. ગુજરાલે સ્વીકારી લીધું કે આપણી ટિકિટોનું ધોરણ નીચું રહ્યું છે કેમ કે આખા દેશની તમામ જરૂરિયાતો નાસિક ખાતે, સમ ખાવા માટે, એક અને અનન્ય સીક્યુરીટી પ્રેસ અસ્તિત્વમાં છે તેને આભારી છે. ટલિફોનની બાબતમાં અ પણે સામગ્રી અને 'એક્સચેન્જ' નિકાલ કરવાની સ્થિતિમાં છીએ પણ આકર્ષક અને દિલહર ટિકિટો છાપવા હજુ સુધી પ્રેસ ઊભો કરી શકયા નથી. શ્રી ગુજરાલે સૂચન કર્યું હતું કે ટિકિટોની ગુણવત્તા વધારવા ખાનગી છાપખાનાઓ અને સંસ્થાઓની મદદ લેવાશે.

પણ આમ થવું સત્વરે જરૂરી છે. નાસિક ખાતેનો પ્રેસ દેશની જરૂરીયાત પુરતી સ્ટેશનરી (જેવી કે કવર, પત્ર, આંતરદેશીયપત્રો, રજીસ્ટર કવરો) છાપી શકવાના સ્થિતિમાં નથી ત્યાં વાર તહેવારે બહાર પાડી ખાસ ટિકિટોની તો વાત જ ક્યાં કરવી ? ટિકિટોથી કીમતી હુંડિયામણ મળે છે અને દેશ બહાર આકર્ષક જાહેરાતનું જબ્બર સાધન છે દુનિયાના ટિકિટ શોખીનોને નવીનતાનું એટલું આકર્ષણ હોય છે કે ગમે તે કિંમત આપીને ટિકિટો ખરીદવા તૈયાર હોય છે. આફ્રિકાના નવોદિત દેશોની રંગબેરંગી ટિકિટ જોયા પછી, ભારતની ટિકિટ તરફ કોઇને આકર્ષણ થાય ખરૂં ? કલા અને વેપારનો બેવડો સમન્વય આમાં રહેલ છે આશા રાખીએ કે શ્રી ગુજરાલે ખાત્રી આપ્યા પછી આપણી ટિકિટો સમાહોના આદર્શ સમી નીવડશે.

## આન્દ્રે મૌર્વા

ફ્રાન્સના અનાશવંત ' (Immortals) માંના એક સાહિત્યકારનું પારીસની હોસ્પટલમાં અવસાન થયું છે. તેમની ઇચ્છા હતી કે તેઓ કોઇ અમર સર્જન લખી રહ્યા હોય અને વાક્યની અધવચ્ચે તેમનો દેહાંત થાય એમ તો ગાંધીજીને પણ સવાસો વર્ષ જીવવાની ઇચ્છા હતી, પણ મૃત્યુ હમેશા બેશરમ રહ્યું છે. અંગ્રેજી સંસ્કૃતિમાં આન્દ્રે

જીવંત રસ લેતા તેમણે લેખક તરીકેની પચાસ વર્ષની કારકિર્દીમાં એંસી જેટલાં પુસ્તકો આપ્યાં જેમાં જીવનકથાઓ મોખરે રહે છે. શેલી, બાયરન, ડિકન્સ, હ્યુગો, ડિઝરાયેલી, નેપોલિયન ઇત્યાદિ યુગપુરુષો અને ખ્યાતનામ સાહિત્યકારોને મોર્વાએ પોતાની કલમથી અમર બનાવ્યા છે. નવલકથાકાર તરીકે, વિવેચક તથા નિબંધ લેખક તરીકે પણ આન્દ્રે મોર્વા નિજી પ્રતિભા ઝળકાવી શક્યા. બન્ને વિશ્વયુદ્ધોમાં તેમણે લશ્કરની સાથે મુખ્ય મોરચા પર રહી અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે સાંકળરૂપ રહેવા યશસ્વી પુરુષાર્થ સંવાદદાતા તરીકે કર્યો હતો. ફ્રાન્સની નબળાઈઓ પણ તેમણે પ્રકાશમાં મૂકી. ઓક્સફર્ડ, એડિનબરો, કેમ્બ્રિજના અંગ્રેજી વિશ્વવિદ્યાલયોએ પણ તેમનું બહુમાન કર્યું હતું.

## શોક કરે શીદને શાણી !

એક અંગ્રેજી દૈનિકમાં એક બહેને પત્ર લખીને ફરિયાદ કરી છે કે અજંટા ઇલોરા જેવા કલાધામમાં કેગ્વીક પ્રવૃત્તિઓ કલાના આત્માનો નાશ કરે છે. તેમણે કહ્યું કે ટુરીસ્ટ વિભાગ તરફથી ચાલતી કેન્ટીનમાં બે રૂપિયે એક કપ ચા અને એક રૂપિયે પાણીનો ગ્લાસ મળે છે. કલાધામની આસપાસ પાનબીડીના કઢંગા સ્ટોલો ઊભા થયા છે. પ્રવાસીઓને ઘેરી જનારા ભોમિયાઓ તેમને ભાગ્યે જ સાચી દોરવણી આપવા સમર્થ છે. શિલ્પ અને કંડારેલ કૃતિઓ સાથે અનધિકૃત ચેડાં દરરોજ થાય છે ઇત્યાદિ.

આવી વાતનો શોક ન કરીએ, બેન! તું ગુજરાતી નથી એમ તારા નામ ઉપરથી જાણ્યું. અમારે ત્યાં ધૂમકેતુ કરીને વાર્તાકાર થઈ ગયા. તેમણે ઠીંધર શિલ્પીની કલ્પનાને શબ્દદેહ આપી, વર્ષો પહેલાં, તારી વેદનાને વાચા આપી છે, બેનડી! અને અમારે ત્યાં સોમનાથનો જીર્ણોદ્ધાર હમણાં થયો પણ આજથી વીશત્રીશ વર્ષો પૂર્વે મંદિરના પ્રાંગણમાં નગારાના ઘોડા બંધાતા અને તેમની લાદનો અભિષેક મહાદેવને થતો! ગાક મચાડાનો આત્મા આવું જોઈને વલોવાઈ ગયો. તો વળી કોક પરેતને મંદિરનો જીર્ણોદ્ધાર કરવાનું સૂઝી ગયું અને થઈ ગયો. સમય બળવાન છે. અજંટા ઇલોરાનો પણ વારો આવશે—કોઈ સમાન ધર્મી જન્મ લેશે ત્યારે. મરેલી પ્રજાની આંખ બહુ ન જોઈ શકે—સિનેમાના પડદા સુધી માંડ દેખાય અને પડદા ઉપર અજંટા ઇલોરા આપણે નથી જોતા? જે છે તેનો નાશ કરી નવું ગમું કરવું તેમાં જ સાચી સર્જકતા છે. કીધું છે કે કૃષ્ણ કરે તે ઠીક કરે છે માટે શોક ન કરીએ, બેન!

*






સપના જાળવજો....

તમારાં સપનાંને જાળવી રાખો
તમારા આદર્શોને સાનંદ ચિંતવતા રહો.

તમારા અંતરના મહનતમમાં
સ્પંદી ઊઠતા સંગીતને જાળવી રાખો.
તમારા મનમાં આકાર લેતું સૌંદર્ય,
તમારા પવિત્રમ-વિશુદ્ધતમ વિચારોને
વીંટળાઇ વળતુ સૌંદર્ય
એ બધું જ સાનંદ જાળવતા જાઓ.

કારણ કે
એમાંથી જ પ્રગટશે
સર્વ આનંદદાયક વાતાવરણો
સઘળા નંદનવનસમી પરિસ્થિતિઓ

ને એમના પ્રતિ
તમારે માત્ર આટલું જ કરવાનું છેઃ
એમના પ્રતિ સાચ્ચા રહેજો.

ને છેવટે
તમારું જીવન મંદિર સર્જાઇ જશે
તમારૂ સ્વપ્નજગત મહાવા માંડશે.

— જેમ્સ એલન

સમય કાઢજો ...!

વિચારવા માટે સમય કાઢજો,
એ છે શક્તિનું મૂળ કેન્દ્ર.
રમવા માટે સમય કાઢજો
એ છે અમર યૌવનનું રહસ્ય.

વાંચવા માટે સમય કાઢજો,
એ છે પ્રજ્ઞાનું અમર સ્રોત
પ્રાર્થના માટે સમય કાઢજો,
એ છે વિશ્વની મહત્તમ શક્તિ.

પ્રેમભાવ માટે સમય કાઢજો,
એ છે ઇશ્વદત્ત આશિષધારા.
મૈત્રીભાવ માટે સમય કાઢજો,
એ છે સુખનો રાજમાર્ગ
હાસ્ય માટે પણ સમય કાઢજો.
એ છે આત્માનું સંગીત.

દાન માટે સમય કાઢજો,
સ્વાર્થી બનવા જેટલો લાંબો સમય નથી.
કામ કરવા માટે સમય કાઢજો,
એ છે સફળતાનું મૂલ્ય.

— આઈરીશ પ્રાર્થના

સ્વાગત હો....

અજાણ્યા પ્રવાસી!
અહીં પ્રવેશતા ડર શો ?
આ તો શાંતિનું ધામ છે.
જો, તારા સ્વાગતાર્થે મેં દ્વાર ખુલ્લાં રાખ્યાં છે.

આ શાંતિધામ-જીવનમંદિરમાં તારું સ્વાગત હો !
અહીં સહુને માટે સ્થાન છે.
લે, વેદી સ્વચ્છ કરી અગ્નિ પ્રગટાવ્યો છે.

વાતાવરણ કેવું ઉષ્માભર્યું ને પ્રફુલ્લ છે !
તને અહીં સુવિધા ને વિશ્રામ મળશે.
લે, ભોજનથાળ બરાબર ગોઠવ્યો છે,
જીવનનાં અમૃતફળ ખાસ મૂકયાં છે.
અહીં સુધારસ પણ છે.

સૂર્યકિરણોમાં એ કેવો ઝગમગે છે.
વાયુલહરે હાલતાં પાંદડાં વચ્ચે,
તેજછાયા વચ્ચે નૃત્યકરતાં સૂર્યકિરણો નીચે
તને બેસવા માટે આસન પણ ગોઠવ્યું છે.
અહીં બેસ, વિસામો કર.

આત્માને તાઝગી આપ.
આ અમૃતફળ ખા, સુધારસ પી.
લે, આ બધું,
બધું જ તારું છે, તારું જ છે.
અહીં આ શાંતિધામમાં,
જીવનમંદિરમાં તારું પ્રેમભર્યું સ્વાગત હો !

-અર્નેસ્ટ હોમ્સ

## માંગલ્યવાસ....

" સારું કોને કહેવાય ? માંગલ્ય મળે કયાંથી ?" મનની મસ્તીની પળોમાં મેં પૂછી નાખ્યું.

"વ્યવસ્થા" કાનૂનકોર્ટે જવાબ આપ્યો.
"જ્ઞાન" વિદ્યાલયે કહ્યું.
"સત્ય" પ્રાજ્ઞજન બોલ્યો.
"આનંદ" મૂર્ખાએ કહ્યું.
"પ્રેમ" નવયૌવના બોલી.
"સૌંદર્ય" યુવાને ઉત્તર વાળ્યો.
"મુક્તિ" સ્વપ્નશીલે કહ્યું.
"ઘર" પ્રવાસી બોલ્યો.
"કીર્તિ" સૈનિકે જવાબ આપ્યો.
"સમતા" સંતે કહ્યું.

પણ મારાં હૃદયે કહ્યું : "આ કાંઇ સાચો જવાબ નથી."

ત્યાં અંતરના ઊંડામાં ઊંડા ભાગમાંથી આ પ્રશાન્ત અવાજ મને સંભળાયો :

"સારું કોને કહેવાય, ને માંગલ્ય શામાં છે એ પ્રશ્નનું રહસ્ય પ્રત્યેક હૈયે ગુપ્ત રીતે ગુંજે છે—એક જ શબ્દમાં. એ શબ્દ છે કરુણા !"

-જહોન ઓ'રેઈલી

## ઉત્થાન !

છેક ખીણમાં, ગાઢની બખોલમાં, સાવ નીચલા ને તૂટેલા ઊંઘના માળામાં મારે શા માટે પડયા રહેવું જોઈએ ? મારામાં રહેલું કોઇ અજબ સચેતન તત્ત્વ જાગવા માગે છે, એના ઊંચેરા આભને તાગવા માગે છે.

સમયના આળસુ હાથોમાંથી છટકી જઇને એને ઉત્થાન સાધવું છે. મને જકડી રાખતા આ ધરતીના ખડકસાળયાથી વછૂટીને વિચારની પાંખે ચઢી, મારે તારલાના દેશમાં ઉડ્ડયન કરવાં છે.

મારામાં રહેલું કોઇ અજબ ચેતનતત્ત્વ ગરૂડની જેમ મુક્ત બની આભમાં ઊડવા માગે છે. રાતની સુસ્તીને ટાળીને એ પ્રભાતી પ્રકાશનું સ્વાગતગાન ગાવા ઇચ્છે છે

તો હે નાથ ! મને આ કળા શીખવો. હું મારા હૃદયની પાંખો ઉઘાડું, બરાબર વિસ્તારું એમ કરો. મને પળેપળે યાદ આપો કે હું ઊડ્ડયન માટે સર્જાયેલ છું—માત્ર ઊંચાં ઊડ્ડયન માટે જ.

-ઈ. લેન્ડવેર.

## અમર જીવન....

જીવન અને મૃત્યુનો ખેલ સર્વત્ર ચાલી

રહ્યો છે. પુરાતનનું નવીનતામાં રૂપાન્તરણ સર્વત્ર જોવા મળે છે.

પ્રત્યેક નવો દિવસ સ્વચ્છ, શ્વેત, નવી ખીલેલી કળીની જેમ ઉદય પામે છે. ને તોય એક રીતે એ દિવસ પુરાતન હોય છે. એ સ્વયં પુરાતનતાની મૂર્તિ હોય છે. આ એ જ પ્રાચીન દિવસ છે જેણે નવજાત પૃથ્વીનું પોતાની ભૂજાઓમાં અલિંગન કર્યું હતું, એને પોતાના પ્રકાશથી ભરી દીધી હતી, અને પછી એને નક્ષત્રલોકની યાત્રામાં રમતી કરી દીધી હતી.

ને તોય આ દિવસના પગમાં થાક નથી ને આંખોમાં ધૂંધળાશ નથી. એની પાસે અનાદિ શક્તિનો એ અક્ષય સુવર્ણપારસ છે જેના સ્પર્શથી સૃષ્ટિના ચહેરા ઉપરથી કરચલીઓ મટી જાય છે.

સંસારના હૃદયમા જ અમર યૌવનનો નિવાસ છે. મૃત્યુ અને રોગ એના ઉપર ક્ષણિક છાયા નાંખે આવે છે ને વીતી જાય છે. એના ઉપર એ કોઈ નિશાની નથી છોડી જતા. એનુ સત્ય નિત્યનૂતન, સદાબહાર અને યૌવનમય બનતું રહે છે.

આ દિવસ પ્રત્યેક સવારે નવો જન્મ ધારણ કરે છે. સંગીતના સ્વરતાઉની જેમ એ વારવાર પાછો વળીને સમ ઉપર આવી જાય છે. એની ગતિ જો સાધી રેખામા હોત, એ ગતિ એકધારી આગળ સીધી જ ચાલતી હોત તો અધકારમા ડૂબકી મારીને અવિરામત નહીં અને પુનઃ અનત આરંભના જીવનમા એ પુનર્જન્મ ન પામત તો ધીરે-ધીરે પોતાના અનત માર્ગની ધૂળમાં એણે સત્યને પણ દફનાવી દીધું હોત અને પોતાનાં ભારે પદાચહ્નો ઉપર એ એટલી માટી ફેંગોળતો ગયો હોત કે સત્ય સદાને માટે છૂપાઈ ગયું હોત

તો તો પ્રત્યેક ક્ષણ સમયના સ્કંધ પર પોતાના થાકનો ભાર નાખ્યે જાત અને આ અનંત મૃતિકામય રાજ્યના સિંહાસન ઉપર કેવળ નિરાશા અને થાકનું જ આધિપત્ય રહેત.

પણ એના બદલે પ્રત્યેક દિવસ નવાં ખીલેલાં પુષ્પોના સાથે નવો જન્મ પામીને આશા અને આશ્વાસનના સંદેશને પુનર્જીવિત કરી જાય છે. એ નવી ભાવનાઓ સાથે કહે છે કે 'મૃત્યુ ક્ષણિક છે, અશાંતિના લહરો માત્ર સપાટી ઉપર છે અને શાંતિના સમુદ્રને કોઈ છેડો જ નથી!' રાતનો પડદો હટતાંની સાથે જ, સત્ય પોતાના પોષાક ઉપર ધૂળનો એક પણ કણ રાખ્યા વગર, પોતાના ચહેરા ઉપર વૃદ્ધત્વની એક પણ રેખા વિના પ્રગટ થાય છે.

પછી આપણને સમજાય છે કે પ્રભાતનું જે રૂપ સદીઓ પહેલાં હતુ એ આજે પણ છે, સૃષ્ટિના સંગીતનો પ્રત્યેક સ્વર એના મુખમાથી નવા સ્વરૂપે પ્રગટતો જાય છે આ વિશ્વ એક એવો ધ્વનિ છે જે પ્રતિપળે વિધાના હૃદયમાથી નીકળે છે, જે એના શ્વાસનો શ્વાસ છે!

આરંભનો કોઈ અંત નથી. માટે જ સૃષ્ટિ ચિરપુરાતન અને ચિરનૂતન રહે છે.

આપણે જાણી લઈએ કે સસાર અને જીવન પ્રત્યેક પળે નવો જન્મ ધારણ કરે છે. જીવન એક અમર યૌવન છે. આપણું જીવન નદીની લહરોની જેમ પોતાના તટને સ્પર્શે છે—એટલા માટે નહીં કે એ પોતાની સીમાના બધનોનો અનુભવ કરે, પણ એટલા માટે કે એ પ્રતિક્ષણ આ અનુભૂતિ પામ્યા કરે કે એનો માર્ગ અનંત સમુદ્ર ભણી ઉઘાડો જ છે.

—ગુરુદેવ ટાગોર

[ અનુ. પ્રકાશ ગજ્જર ]

# ચાલો પૂછીએ

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

દક્ષિણ ભારતમાં કુચ્ચુપ્પાલયમ નામનું એક નાનકડું ગામ છે. ગામની શાળાની પાછળ મેદાન છે. ત્યાં શાળાનાં બાળકો ભેગાં થાય છે, વાતો કરે છે અને રમતગમત કરે છે.

" અરે ચિન્નુ, તારા બાપુજી શું કામ કરે છે ? " એક દિવસ અપ્પુ નામના છોકરાએ ચિન્નુને પૂછ્યું.

ચિન્નુ બોલ્યો : " મારા બાપુજી કડિયા-નું કામ કરે છે. તે ઘર બનાવે છે. સારા કારીગર છે. તું તો ઈંટ અને સિમેંટની બાબતમાં કશું જાણતો નહીં હોય ! "

અપ્પુએ કહ્યું : "મારે એની સાથે શી લેવાદેવા ? હું તો ભણીગણીને મોટા સાહેબ થઈશ. ઑફિસમાં કામ કરીશ."

ચિન્નુ— " તું સાહેબ થઈ ચૂક્યો ! ઑફિસમાં ઝાડુ કાઢવાનું કામ કરશે. "

" અરે, તમે લડી શા માટે મારો છો ? મને કહો તો ખરી, શી વાત છે ? " ત્રીજા છોકરાએ વચ્ચે આવીને તેમને પૂછ્યું. એનું નામ બલી હતું.

" બલી, તારા બાપુજી શું કામ કરે છે ? " અપ્પુ એને પૂછ્યું.

" મારા બાપુજી દુકાન ચલાવે છે. બેંકની દુકાન છે. " બલી બોલ્યો.

" બેંકની દુકાન વળી કેવી હોય ? " અપ્પુ અને ચિન્નુએ એકીસાથે પૂછ્યું.

" તમને એ સમજાવું છું. " બલી કહેવા લાગ્યો : " મારા બાપુજી એક તિજોરી-માં રૂપિયા બંધ કરી દે છે. થોડા દિવસ પછી તેનાં બચ્ચાં થાય છે. એ બચ્ચાંને બહાર કાઢીને તે બીજી તિજોરીમા, બંધ કરી દે છે. તેનાં પણ થોડા દિવસ પછી બીજાં બચ્ચાં પેદા થાય છે. આ રીતે રૂપિયા વધ્યા કરે છે. "

" અરે, મને લાગે છે કે, આ લોકો મરઘીનો વેપાર કરતા હશે. મરઘીઓને જ અમે ઈંડાં મૂકતી જોઈ છે. રૂપિયા કદી બચ્ચાં પેદા કરે ખરા ? " ચિન્નુ અને અપ્પુ બોલી ઊઠયા.

" તમને જો વિશ્વાસ ન આવતો હોય તો ચાલો, આપણે આપણા માસ્તર સાહેબને પૂછીએ કે, રૂપિયાને બચ્ચાં થાય છે કે નહીં" ? બલીએ કહ્યું.

" બાપ રે બાપ ! હું માસ્તર સાહેબ-ને કદી નહીં પૂછું ! એ તો મારી બેસશે." અપ્પુએ કહ્યું.

o o o o

" અરે, સાંભળ્યું કે ? કનૈયો પૈસા કમાવા માટે લંકા ચાલ્યો. " બીજી એક વાર અપ્પુએ પોતાના દોસ્તોને કહ્યું.

" કેમ ? શું થયું હતું ? " સુબ્બુએ પૂછ્યું.

અપ્પુએ જવાબ આપ્યો : કનૈયાના બાપુજીએ બલીના બાપુજી પાસેથી ઘણા પૈસા ઉધાર લીધા હતા. પરંતુ તે પૈસા વ્યાજ આપી શક્યો નહીં. કારણ કે તેણે બધા પૈસા દારૂ પીવામાં વેડફી દીધા હતા. તેથી બલીના બાપુજીએ એને ઘરમાંથી બહાર કાઢીને ઘર નું લીલામ કરી નાખ્યું. "

સુબ્બુએ પૂછ્યું : " શું દારૂ પીવાથી બધા પૈસા બરબાદ થઈ જાય છે ? "

" હા, જરૂર " અપ્પુએ કહ્યું. અપ્પુ

પોતાને હંમેશાં બીજા કરતાં વધારે સમજદાર સમજતો હતો.

" તો પછી લોકો દારૂ શા માટે પીએ છે ? " સુબ્બુએ પૂછયું.

" કદાપિ નહીં. કેમ, એ કેવો હોય ?"

" તેની બહુ જ જલદ દુર્ગંધ આવે છે ! એની પાસે પણ જવાનું મન ન થાય !"

o o o o

" અહીંથી લંકા કેટલી દૂર છે ?, સુબ્બુએ બીજો સવાલ પૂછયો.

" મને એની ખબર નથી, " અપ્પુએ કહ્યું.

સુબ્બુ બોલ્યો : " ચાલો, આપણે માસ્તર સાહેબને પૂછી આવીએ. "

ગામના છોકરાઓ શાળાના શિક્ષકથી ખૂબ જ ડરતા હતા. એ શિક્ષક પણ કડક મજાજનો હતો. છોકરાઓની પણ પૂરી કમબખ્તી જ હતી કે, ઇન્સ્પેક્ટર સાહેબને એ શિક્ષક ઘણો પસંદ હતો.

શક્ષકે બાળકો ઉપર ગુસ્સે ન થવું જોઇએ. ઊલટું શક્ષકે બાળકોના પ્રશ્નોને સહિષ્ણુતાથી હલ કરવા પ્રયત્ન કરવો જોઇએ. અને એ વત પણ સાચી છે કે, બધા જ શિક્ષકો કંઇ ખરાબ હોતા નથી.



રોબર્ટ જી. ઇન્ગરસોલ જાણીતો 'એગ્નોસ્ટિક' (ઇશ્વર વગેરે અલૌકિક બાબતોનું જ્ઞાન કોઇને થાય નહીં કે થઇ શકે નહીં એવું માનનાર) અજ્ઞેયવાદી હતો. તે એક વિખ્યાત ; ક્યૂયર-પંથી ધર્માચાર્યનાં ધર્મપ્રવચનો સાંભળવા અવારનવાર જતો. એક વાર તે એમ ત્યાં ગયો હતો, ત્યારે તેના કેટલાક મિત્રોએ તેને પકડી પાડયો અને પૂછયું, "તમારા જેવા નાસ્તિક, એક આસ્તિક ખ્રિસ્તીનાં ધાર્મિક પ્રવચનો સાંભળવા જાય, એ નવાઇની વાત કહેવાય !"

" તમે સમજ્યા નથી, " ઇન્ગરસોલે જવાબ આપ્યો. " હું નાસ્તિક છું એ વાત સાચી; પણ મને કોઇક વાર એવા માણસને બોલતો સાંભળવાનું મન થઇ જાય છે કે જે ખરેખર પોતે જે કહેતો હોય તેમાં માનતો હોય !"



ગોલ્ડસ્મીથ ભારે જુગારી અને શરાબી હતો. એ એના લેખનમાંથી કમાતો ઘણું, પણ બધું જ જુગારમાં ને શરાબમાં વપરાઇ જતું. ઘરનું ભાડું સુદ્ધાં એ ભરી શકતો નહિ. એક વખત ઘરની માલિકબાઈએ ભાડું વસૂલ કરવા અદાલતના હુકમથી બેલીફને બોલાવ્યો. બેલીફને જોઇને ગોલ્ડસ્મીથ ચિંતામાં પડયો. એના મિત્ર અને મહાન લેખક ડૉ. જોનસને એક ગીની મોકલી આપી અને પોતે થોડીવારમાં આવે છે એમ કહેવડાવ્યું. થોડીવાર પછી જોનસન આવ્યા તો એણે શું જોયું ?....પેલી ગીની વટાવીને ભાઈ શરાબ પીતા હતા અને મકાનમાલિક બાઈ સાથે ઝઘડતા હતા ! ડૉ. જોનસને શાંતિથી શરાબની બાટલી લઈ લીધી અને પૈસા કઇ રીતે મળે છે એ વિશે ઉપદેશ આપ્યો. ગોલ્ડસ્મીથ શાંત થયો. પોતાની પાસે એક હસ્તલિખિત પુસ્તક છે એ કંઇ મળે તો બાઇને આપવા સૂચવ્યું. ડૉ. જોનસને એ પુસ્તક એક પ્રકાશકને ૬૦ પૌંડમાં વેચ્યું ને બાઈને પૈસા ચૂકવી બેલીફને પાછો કાઢયો. એ પુસ્તકનું "The vicar of wakefield" આ પુસ્તકે ગોલ્ડસ્મીથને અંગ્રેજી સાહિત્યમાં અમર બનાવ્યો.

# અવતારકૃત્યની મહત્તા

જયમલ્લ પરમાર

આ સોમનાથ છે. ભક્તિની ટશરો ફૂટતી હોય એવા પરભાતના રંગો સરસ્વતીને કિનારે ઊઘડતા આવે છે. યાદવોની કુળઘાતક સાંગના છેલ્લા અવશેષોમાંથી બનેલા પારધિના બાણનો શિકાર બનીને કાળના ય મહાકાળ યોગેશ્વર શ્રી. કૃષ્ણે અહિં પોતાની અવતાર લીલા સંકેલેલી. આ દેહોત્સર્ગ છે.

પાંચેક હજાર વર્ષનો મહાકાય ઇતિહાસ દેહોત્સર્ગ સામે અંગની અલ્પતા અનુભવતો અને માનવીના મિથ્યાભિમાન સામે મુસ્કહરાટ વેરતો હાથ જોડીને અહિં ઊભો છે.

સૌરાષ્ટ્રના સાગર કિનારાની યાત્રા કરાવતો કરાવતો સંત તુકડોજી મહારાજને લઇને હું અહિં આવી પહોંચ્યો ત્યારની આ વાત છે.

સંત શ્રી તુકડોજી મહારાજને તે દિવસે કાંઇક આડી હોવાથી દેહોત્સર્ગની પ્રદક્ષિણા કરી ને પાણીની ધારાવાડી દેવા મને કહ્યું.

હું ય વૈષ્ણવના કુળમાં જન્મેલો, વૈષ્ણવી સંસ્કારમાં આળોટેલો છતાં આવી વિધિઓમાં શ્રધ્ધા નહિ રહેલી. મેં કહ્યું :

"મહારાજજી! મને આવી વિધિઓમાં બહુ શ્રદ્ધા નથી." ત્યારે તુકડોજી મહારાજ કહે "તારે તારા માટે નહિ મારા માટે પ્રદક્ષિણા ફરીને અભિષેક કરવાનો છે" ને હું એ વિવેકથી દેહોત્સર્ગની પ્રદક્ષિણા ફર્યો. તુકડોજી મહારાજ કહેતા આવ્યા તેમ જળાભિષેક કરતો આવ્યો. પછી મને દેહોત્સર્ગની સન્મુખ ઊભો રાખીને કહે :

"શ્રી. કૃષ્ણના જીવનનું સૌથી મહાન કાર્ય તું કયું ગણે છે?"

"આપ જેવા સંતની સામે મારે એવી ચર્ચા કરવાની હોય! ક્યાંક અવિવેક થઇ જાય." મેં કહ્યું,

"તો પણ તને શું લાગે છે?" તુકડોજી મહારાજે આગ્રહ કર્યો.

"આ ભારતભૂમિ ઉપરથી કંસ, શિશુપાલ, જરાસંઘ, કાળયવન અને દુર્યોધનરૂપી અધર્મના સામ્રાજ્યોનો નાશ કર્યો તે અને પૂર્ણ પુરૂષોત્તમના વિવિધ અંશોથી પ્રત્યક્ષ લીલા અવતાર સ્વરૂપે કરી તે!" મેં જરા વિવેક પુરઃસર કહ્યું.

ત્યારે તુકડોજી મહારાજે મને સમજાવતાં કહ્યું," એ તો ખરૂં જ, પણ તેં એ અવતારકૃત્યનું અર્ધ સત્ય જ કહ્યું. બાકીનું સત્ય એમની જીવનલીલા સંકેલવામાં રહેલું છે."

"તે શું?" મેં પૂછ્યું.

તુકડોજી મહારાજ કહે: "જો! કૃષ્ણે પોતાની શક્તિના સાધનરૂપે તો યાદવો પાસે જ મહાન કાર્યો કરાવ્યાં. અને એ મહત્તા સિધ્ધ કરવા યાદવોને મહાન બનાવ્યા. દુર્યોધનના અધર્મના ટેકારૂપી છેલ્લા સામ્રાજ્યનો નાશ કર્યા પછી તો ભારતમાં એક માત્ર યાદવો જ મહા બળવાન રહેલા. યાદવો અપાર સમૃધ્ધિના સ્વામી બની ચૂકેલા. દ્વારકા સુવર્ણની હતી એનો એ જ અર્થ થાય છે.

"આ બળ અને સમૃદ્ધિથી યાદવો મદમાં આવી ને એવા છકી ગયા કે બળરામ કે કૃષ્ણના કબુમાં પણ ન રહ્યા. યાદવોને સન્માર્ગે વાળવાના એમના તમામ પ્રયત્નો વૃથા ગયા. એટલું જ નહિ પણ જે અધર્મનો નાશ કરવા કૃષ્ણે અવતાર ધારણ કરેલો એ જ અધર્મનું આચરણ આ યાદવો કરવા લાગ્યા ને કૃષ્ણ—બળરામ સામે હુંકાર કરવા લાગ્યા.

"અધર્મનો નાશ કરવા ધર્માચરણનું જેને સાધન બનાવેલું તે સાધન જ અધર્માચરણ બની

ગયેલું જોઈને કૃષ્ણને કેટલું દુઃખ થયું હશે તેની તું કલ્પના કરી શકીશ.

“આ પ્રભાસના સાગર તીરે યાદવાસ્થળી મંડાતા પોતાનું અવતાર કૃત્ય શ્રી કૃષ્ણને અધૂરું લાગ્યું. ધર્મને બદલે આ વિશ્વ ઉપર પોતે અધર્મને શી રીતે છોડી જઈ શકે! એટલે પછી જેને પોતે મહાન બનાવેલા એનો પોતાના હાથે જ નાશ કરવા જે કૃષ્ણે કુરુક્ષેત્રમાં હથિયાર નહોતાં ઉપાડ્યાં તે જ કૃષ્ણે પ્રભાસને તીરે તે પોતાના જ કુળનો સંહાર કરવા હથિયાર ઉપાડ્યાં. જો અસુર બનેલા અધર્મી, યાદવોને આ ભૂમિ ઉપર રમતા મેલીને પોતે જીવનલીલા સંકેલી હોત તો એ ઈશ્વરનું અવતાર કૃત્ય ન ગણાત. એમના અવતાર કૃત્યની-જીવનલીલાની વિશેષ મહત્તા જ અહિં છે.”

કૃષ્ણથી માંડીને ગાંધી સુધીની ઘટમાળની સમસ્યાઓ મારા મનમાંથી ઊકલવા માંડી. હું ભક્તિભાવથી દેહોત્સર્ગના એ પ્રેરકસ્થાનને પ્રણિપાત કરી રહ્યો.

*

એકવાર એક અમેરિકન યુગલ નવી દિલ્હીમાં વડી ધારાસભાનું ગૃહ જોવા ગયું. ત્યાં એક બુઢ્ઢા શ્વેત દાઢીવાળા ખાદીધારી ભાઈ એમને મળી ગયા. એમણે ખૂબ જ નમ્રતાપૂર્વક ચારે બાજુ ફરીને એમને આખું ગૃહ બતાવ્યું અને પ્રમુખની ખુરશી પર એમને બેસાડીને આદરથી એમને અભિનંદન પણ આપ્યા. અમેરિકન યુગલ પ્રસન્ન થઈ ગયું અને બુઢ્ઢાને કંઈક બક્ષિસ આપવા વિચારવા લાગ્યું, પરંતુ એમ કરવાની હિંમત ન ચાલી. બીજે દિવસે જ્યારે આ લોકો વડી ધારાસભાનું કામકાજ જોવા આવ્યા ત્યારે એમણે જોયું તો બુઢ્ઢો ધારાસભાના અધ્યક્ષની ખુરશીપર બેઠેલો અને ભારે ઠાઠથી સભાનું સંચાલન કરતો. જાણ્યો એમની દશા જોવા જેવી થઈ. એ હતા શ્રી વિઠ્ઠલભાઈ પટેલ

*

એ જમાનામાં કોઈ ભારતીય યુવક માટે આઈ સી એસ. થવું એ મોટી વાત ગણાતી. સુભાષચંદ્ર બોઝ પણ આ પદની મહત્ત્વાકાંક્ષા ધરાવતા હતા.

તેઓ મુલાકાત આપવા ગયા ત્યારે ઓરડામાં 'પબ્લીક સર્વિસ કમિશન'ના ત્રણ અંગ્રેજ સભ્યો ખૂબ રોફથી ખુરશીઓ પર બેઠા હતા ઉપર જોરથી વીજળીનો પંખો ચાલતો હતો પંચના પ્રમુખે પૂછ્યું 'આ પંખામાં કેટલી પાંખો છે?" ચાલતા પંખાની પાંખ કોણ ગણી શકે? પરંતુ સુભાષબાબુ ન ગભરાયા કે ન અચકાયા. એમણે તો આગળ જઈને પંખાનું બટન બંધ કરી દીધું ને કહ્યું : "ગણી લ્યો."

અંગ્રેજ પ્રધાન હસ્યા અને એક બારી બતાવીને બોલ્યા. "કેમ સુભાષચંદ્ર આમાંથી પસાર થઈ શકશો કે?" સુભાષબાબુએ તુરત જ જવાબ આપ્યો: "જી, હા."- અને પછી એક કાગળ પર પોતાનું નામ લખી કાગળને વાળીને એ બારીમાંથી પસાર કરી દીધો

# અમી-છાંટણાં

લાભુભાઈ ત્રિવેદી

તારી સામેનું જગત જે છે એ જ છે

એમાં તને કયાંય ન ગમે એવું દેખાય કે તને કયાય કોઇનું વર્તન ન ગમે એવું લાગે છતાંયે તું એ મનમાં લાવીશ નહિ.

અન્યની ખામી એ તારી ખામી છે એમ સમજજે. જગતની ખરાબીની ભાગીદારીમાંથી તારી જાતને અળગી કરી સૂગ બતાવજે ના

સહુ તારા ભાઇબહેનો છે તો સહુની જવાબદારી એ તારી જવાબદારી છે.

અસત્યથી ડરીશ નહિ અને સતને છોડીશ નહિ. તારું જીવન ત્યારે પ્રકાશ વેરશે અને તારી યાત્રા સહુની પ્રેરણા બનશે.

o o o

કયાંક મૃત્યુ છે, કયાક જન્મ છે.

કયાંક વિનાશ છે તો કયાંક સર્જન છે.

જગતની પ્રવૃત્તિ કદી થંભતી નથી કે અટકતી નથી. જગત તો એકધારી ગતિયે ચાલ્યા જ કરે છે. જગતમા અનેકાનેક શકિત ઓ કામ કરી જ રહી હોય છે.

સૂર્યનારાયણ એક ક્ષણ પણ થોભ્યા વિના સતત પુરુષાર્થ ખેડયા જ કરે છે, સાગર અવિરતપણે અટકયા વિના ઘુઘવાટા કર્યા કરે છે.

આ કેવું કાળચક્ર છે.

ખરેખર બદલતી દુનિય અને દુનિયાના બદલાતા રંગો એ જ વૈભવ છે.

નીતનીત નવલું દર્શન અને નવસર્જન એ જ પ્રભુનો, યુગોનો સંદેશ છે.

નવસર્જન, ખાંત અને પ્રમાણિકતા એ જ નવયુગની ભાવના છે.

o • o

સૂર્યનારાયણના સહસ્ત્રકિરણો પૃથ્વીને ઉજાળે છે.

અને જિંદગીને ઉજાળે છે સંસ્કાર.

અને સંસ્કારનો મહિમા આત્માની ઉન્નતિમાં છે, વિલાસમાં નહિ.

ત્યારે તું,

બુદ્ધિના રથને હૃદયના સંસારથી ચાલવા દે જે અને તું જગત પાસે સાચી સંસ્કૃતિ અને સંસ્કારભાવનાનો ખજાનો ખુલ્લો મૂકી દેજે.

અને તું તો સાદાઈ, સ્વાશ્રય અને સ્વાવલંબનની સંગાથે તારું પ્રયાણ ચાલુ જ રાખજે.

મનને અને આત્માને રુચે તે સાચું.

o o o

નૈતિક ફરજ, રીતભાત અને નાગરિક ફરજ એ સહુ સંસ્કારની સરવાણીઓ છે.

અને એ સહુ સંગાથે સમાજને ઘડવાના કામમાં તું લાગી જજે, સમાજને કેળવવાનાં કામમાં તું લાગી જજે.

રીતભાતથી માનવવ્યવહાર સરળ બને છે, નાગરિક ફરજોથી સમાજનો વ્યવહાર સરળ બને છે અને નૈતિક ફરજોથી જગતનો વ્યવહાર સરળ બને છે અને સહુ એકબીજાના પૂરક છે એ તું કદી ના ભૂલજે.

અને છતાં,

તારે તો સંસ્કૃતિનું ચણતર અંદરના ઉંડાણને સમજીને કરવાનું છે માનવને માનવેન્દ્ર બનાવવા કાજે તારે માનવધર્મ મહાન

બનાવવાનો છે, માનવને મર્યાદાથી બાંધવાનો છે.

° ° °

સંયુક્ત કુટુંબને ફળિયે બાળકો આનંદ કરી રહ્યા હોય કે કોઇ યુગલને આંગણે બાળકો પારણે ઝુલી રહ્યા હોય, ઘોડિયાઘરમાં બાળકો હિલોળે ચડ્યા હોય કે બાલાશ્રમ અને બાલમંદિરના બાળકો મસ્ત બની નાચી રહ્યાં હોય,

ત્યારે તું નિર્દોષ બની બાળકની પેઠે નાચી કૂદી ઉઠજે.

બાળક આખરે બાળક જ છે એ કદી ના ભુલજે.

બાળક પ્રેમ ઝંખે છે અને એથી જ બાળકને પ્રેમથી તરબોળ બનાવી દેજે.

બાળકને બુદ્ધિસચેત બનાવવાની સાથે એના હૃદયને, એની ભાવનાને કયાય ચોટ ન આવે એની પુરતી કાળજી રાખજે. બાળકના અહં સામે તારા અહંને, તારા માલિકીદાવાને કદી વચ્ચમાં ન આવવા દેજે.

બાળક તો પ્રભુનો જ અંશ છે.

° ° °

સ્ત્રીને કે પુરુષને તું કદી ખોટા માર્ગે જતા જુએ તો પણ તું કદી અકળાઇ જતો નહિ.

જિંદગી એટલે જ ભૂલોની પરંપરા અને એમાંથી માર્ગ કાઢવો એ જ પુરુષનો પુરૂષાર્થ.

તું સ્ત્રીપુરુષને મર્યાદાનો મર્મ સમજાવજે, લગ્નજીવનની મહત્તા સમજાવજે.

પ્રત્યેક પુરુષ માટે પરસ્ત્રી માતા અગર બહેન છે અને પ્રત્યેક યુગલ અન્યોન્ય વફાદારીના સોગંદથી બંધાયેલા છે.

સંસારનો પાયો અને શોભા મર્યાદામાં જ છે.

સૌંદર્ય શું, શરીરસુખ શું કે સંસાર સુખ શુ–સુખનો પાયો સંયમ છે.

તું પણ સંયમ અને મર્યાદાની પાંખે તારું પ્રયાણ ચાલુ જ રાખજે.

° ° °

કોઇ દિ' કુટુંબભાવના નષ્ટ થતી જુએ કે સમાજને સમૂહમાં જીવતો જુએ,

એક દેશને ભૌતિક સંસ્કૃતિમાં મહાલતો જુએ કે બીજા દેશને ગરીબાઈમાં ચૂસાતો જૂએ,

ત્હોયે તું એ મન પર લાવીશ નહિ. તું તો તારું પ્રયાણ સહુની સેવા કાજે ચાલુ જ રાખજે.

આજનું કુટુંબ એ આવતીકાલનું કુટુંબ ન રહે કે આજનો દેશ આવતીકાલનો દેશ ન રહે કે આજનો માનવ આવતીકાલનો માનવ ન રહે,

ત્હોયે તું નિરાશ ના થજે.

તારે મન તો વસુધા એ જ કુટુંબ છે.

પ્રકૃતિની પ્રેમપ્રસાદી, માનવીનો મેળો, સાત્ત્વિકવૃત્તિ અને મનમેળ એ જ માનવીનો સાચો આનંદ છે.

જૂદા હોય એને સાથે લાવવા અને સાથે હોય એને સાચવવા એ તો જીવનની એક કળા છે એ તું કદી ના ભુલજે.

સહુ સાથે જ તારા જીવનનો કોલ હો.

# શરદબાબુના જીવનના ત્રણ પ્રસંગો

રજનીકાંત રાવડ

બાજે શિવપુર નામના સ્થાને આવેલા પોતાના ઘરમાં શરદબાબુ અને તેમના મિત્ર સાવિત્રીપ્રસન્ન ચટ્ટોપાધ્યાય એક, દિવસ વાતો કરતા બેઠા હતા. શરદબાબુએ કહ્યું: 'સાવિત્રી, મારી નવલકથા 'ચરિત્રહીન' વિશેની એક રસપ્રદ ઘટના કહું. હું કાશી ગયો હતો ત્યારની છે આ વાત, સાંભળ.......

કાશીમાં ઉત્તરા' પત્રિકાના સંપાદક સુરેશ ચક્રવર્તીને ઘેર ઊતર્યો હતો. એક સવારે ત્યાં વસતા ત્રણચાર બંગાળી મને મળવા આવ્યા. તેમણે કહ્યું કે અહીંનો બંગાળી સમાજ આપને મળવા ઉત્સુક છે. અમે એક સત્કારસમારંભ યોજ્યો છે તેમાં આપને પધારવા વિનંતી..... વગેરે

તેમણે કદાચ સાંભળ્યું હશે કે ક્યાંય ભાષણ કરવું મને ગમતું નથી તેથી પેલા સજ્જનોમાંના એક સધિયારો આપતા બોલ્યા: 'આપને માત્ર ત્યાં હાજરી જ આપવાની છે. બીજું કંઈ નથી કરવાનું. તેમના આગ્રહભર્યા નિમંત્રણને ટાળી શક્યો નહીં. સભામા હાજર રહેવા મારે સમત થવું પડ્યું.

સભામાં જેમ સામાન્ય રીતે થાય છે તેમ હારતોરા, ચંદન-તિલક વગેરે થયું. ત્યાં એકત્ર થયેલા સૌનો સ્નેહભાવ જોઈ આનંદ થયો.

સભા પૂરી થતાં લગભગ બધા લોકો જતા રહ્યા. હું પણ ઊઠવા જતો હતો ત્યાં બે વિધવા સ્ત્રીઓ મારી સામે આવી ઊભી રહી. એક પ્રૌઢા હતી, બીજી યુવતી-બાવીસ ત્રેવીસ વર્ષની. મારી નજીક આવી ચરણ સ્પર્શ કરી પ્રણામ કર્યા. તે મારા ભણી એવી રીતે જોઈ રહી, જાણે મને વર્ષોથી ઓળખતી હોય! મૃદુ સ્વરે એ બોલી: 'આપે મારા જીવનની રક્ષા કરી છે-મને બચાવી છે. આપ મારા ગુરુ છો. હું આપની આજીવન ઋણી છું.'

યુવતીની વાત સાંભળી મને આશ્ચર્ય થયું, પુછ્યું: 'મેં તમને બચાવ્યાં છે? ક્યાં? ક્યારે? મને કશું જ યાદ નથી. તમને પહેલાં ક્યાંય મળ્યાનુ સ્મરણ નથી'

હું એ યુવતીનો ચહેરો ધ્યાનથી જોવા લાગ્યો. રૂપવતી એ વિધવાને ઓળખવા પ્રયાસ કરવા લાગ્યો. સુંદર, ગૌર મુખ, સાત્ત્વિક આભા, સુકુમાર દેહયષ્ટિ. તેણે મને ગાદી પર બેસી પોતાની વાત સાંભળવા વિનંતી કરી. અમે બેઠાં. તેણે વાત શરૂ કરી

મારા પિતા બંગાળની બહાર પશ્ચિમ તરફના એક શહેરની કૉલેજમાં પ્રાધ્યાપક હતા. હું તેમની સાથે રહેતી. મા મને બે વરસની મૂકી મૃત્યુ પામી હતી. પિતાએ મને ઉછેરી મોટી કરી હતી મારા લગ્ન થયાં હતા સત્તર વરસની ઉંમરે. પરંતુ છ મહિનામાં તો મારા પતિનું માત્ર ત્રણ દિવસની માંદગીમાં અવસાન થયું સ્વામીના મૃત્યુ બાદ હું પાછી પિતૃગૃહે પાછી આવી. હું પિતાનું એકમાત્ર સંતાન વૈધવ્યના દુઃખને વિસરાવવાના હેતુથી તેમણે મને ફરીથી ભણાવવાનું શરૂ કર્યું.

પિતાનો એક પ્રિય વિદ્યાર્થી અમારે ઘેર રહેતો. પિતા એને પુત્રવત્ રાખતા. વર્ગનાં વ્યાખ્યાનોની નોંધ કરવી, પુસ્તકો લાવવાં, કોર્સની વિગતોનુ ધ્યાન રાખવું વગેરે કામ એ કરતો. આ ઉપરાંત પિતાનું બીજું પરચુરણ કામ પણ એ કરતો. હુ તેની પાસે ગણિત અને સાહિત્ય ભણવા લાગી. આમ લગભગ દોઢેક વર્ષ ચાલ્યું.

એકબીજાની વધુ નિકટ આવતાં અમારાં બન્ને વચ્ચે આકર્ષણ ઉત્પન્ન થયું. એ છોકરાના મનમા કોણ જાણે શું આવ્યું કે તેણે પિતાજીને

કરી દીધું, પોતે મને બચાવી શકશે નહીં. પિતાજી મારા પર નારાજ થયા. તેમને મારો જ વાંક દેખાયો. મને મામાને ઘેર–ભરાનગર–મોકલી દીધી. ભરાનગર આવી તો ખરી પણ મારું મન હતું ત્યાં–પિતાને ઘેર. મેં પેલા છોકરાને પત્ર લખ્યો. તેણે જવાબમાં પત્ર મોકલ્યો. પત્રવ્યવહાર શરૂ થયો. એક દિવસ એ ભરાનગર આવી પહોંચ્યો. અમે ગુપ્ત રીતે એકબીજાને મળવા લાગ્યાં. છેવટે એક દિવસ ક્યાંક નાસી જઈ સદાને માટે એક-બીજાના થવાનું નક્કી કર્યું.

રાતના બે વાગ્યે એ મને લેવા આવવાનો હતો. ત્રણની ગાડીમાં જવાનું હતું. હું નીચે પાછલી તરફના ઓરડામાં સૂઈ રહીશ, એ બારી બારણે ટકોરા મારશે. હું બારણું ઉઘાડીશ. અને ચૂપચાપ રવાના થઈ જઈશું, એમ નક્કી થયું.

એ દિવસની વાત હું ભૂલી શકતી નથી. મન ઉદ્વેગ, ઉત્તેજના અને ચિંતાને લીધે બેચેન હતું. બપોરે મેં ખાસ મામાના દીકરાને લાયબ્રેરી-માંથી એકાદ સરસ નવલકથા લાવી આપવા કહ્યું. મોડી રાત સુધી જાગવાનું હતું. નવલકથા વાંચતા વાંચતાં જાગતી રહીશ એમ વિચાર્યું હતું.

સાંજના મારો ભાઈ નવલકથાનું એક મોટું પુસ્તક લઈ આવ્યો. મને આપ્યું. નામ હતું –ચરિત્રહીન. નામ વાંચી મેં એક વિચિત્ર પ્રકાર-ના આંચકાનો અનુભવ કર્યો. વિધાતાનો કેવો પરિહાસ! કેવો વ્યંગ!

શિયાળાના દિવસો હતા. રાત પડતાં ઘરનાં બધાં પરવારી વહેલાં સૂઈ ગયાં. હું નીચે, બારણાં બંધ કરી પાછલા ઓરડામાં નવલકથા વાંચતી જાગતી હતી.

પુસ્તક પૂરું થતાં ઘડિયાળમાં જોયું–પોણા બે વાગ્યાં હતા. નવલકથાના પ્રસંગો અને પાત્રો–ખાસ કરીને કિરણમયીથી તો હું એવી અભિભૂત થઈ હતી કે થોડીકવાર તો જડવત્ બની પથારીમાં પડી રહી. પછી વિચારોની આંધી આવી. શ્રેય અને પ્રેયનો સંઘર્ષ ચાલ્યો. 'ના ના, આમ ભાગી ન જવાય' કિરણમયી અને દિવાકરની દુર્દશાનું ભયાનક ચિત્ર આંખો આગળ તરવરવા લાગ્યું. મનની આંધી શાન્ત પડતાં, નક્કી કર્યું પેલાની સાથે નાસીને નથી જવું. તમારી કિરણમયીએ મારા જીવનની રક્ષા કરી. મારાં પતન અને વિનાશને રોક્યાં.

બરાબર બે વાગ્યે બારણે ટકોરા પડ્યા. પેલો આવ્યો હતો. મેં બારી ઉઘાડી તેને વિનંતી કરતાં કહ્યું 'મને ક્ષમા કરો, હું તમારી સાથે નહીં આવી શકું.'

મારા આ શબ્દો સાંભળી એ અવાક્ બની ગયો. મારા સામું જોઈ રહ્યો. થોડી ક્ષણો પછી એ બોલ્યો, 'રેલગાડીની ટિકિટ પણ લેતા આવ્યો છું. રસ્તા પર ઘોડાગાડી પણ રાહ જોતી ઊભી છે. એકાએક આમ નિર્ણય બદલવાનું કારણ?'

મેં હાથ જોડી ફરીથી કહ્યું: 'હું તમારી સાથે આવી શકું એમ નથી. મને માફ કરો.'

એ છોકરો અસહાય, હતાશ બની ઊભો હતો. મોટો નિસાસો નાંખી ધીરે ધીરે તેણે ચાલવા માંડ્યું.

પછી દોઢ વરસથી આ મારાં મોટી બહેન સાથે કાશી આવી છું. આજે પણ વિચાર કરું છું કે જો તમારી કિરણમયીએ મને બચાવી ન હોત તો મારું કોણ જાણે શું થાત! 'ચરિત્રહીન' વાંચી ત્યારથી તમને મળવાની ખૂબ ઇચ્છા હતી. બાબા વિશ્વનાથે આજે મારી ઇચ્છા પૂરી કરી. મારો પરોક્ષ રીતે પણ ઉદ્ધાર કરવા બદલ હું તમારી ચિરઋણી રહીશ.

શરદબાબુએ વાત પૂરી કરતાં મિત્રને સંબોધી પૂછ્યું : 'તને યાદ છે સાવિત્રી, 'ચરિત્ર-હીન' જ્યારે પ્રગટ થઈ ત્યારે કેવો ખળભળાટ મચી ગયો હતો! મારા પર કેવો ગાળોનો વર

સાદ પડ્યો હતો! સમાલોચકોએ કટુકટાક્ષ નિંદા કરી હતી! છતાં મને એક વાતનો સંતોષ થયો કે બીજું તો કંઇ નહીં, મારી 'ચરિત્રહીને' એક નારીની જિંદગી બચાવી.

° ° °

શરદબાબુ એકવાર મિત્રમંડળ સમક્ષ પોતાના બાળપણની વાત કહેતા હતા. તેમના મામા અને બાલ્યબંધુ સુરેન્દ્રનાથ મુખોપાધ્યાય પણ ત્યાં હાજર હતા. 'શ્રીકાન્ત'ના ઇન્દ્રનાથની વાત નીકળી. એક મિત્રે પ્રશ્ન કર્યો: 'શરદબાબુ, આ તમારો ઇન્દ્રનાથ એ કેઇ કાલ્પનિક પાત્ર છે કે વાસ્તવમાં આવી કોઇ વ્યક્તિના પરિચયમાં આવેલા.... ?'

શરદબાબુએ જવાબ આપ્યો: 'ના ઇન્દ્રનાથ કાલ્પનિક પાત્ર નથી. ભાગલપુરમાં મારા મામાની પડોશમાં એક એન્જિનિયર રહેતા હતા—રામરતન મજુમદાર. તેમના પુત્રનું નામ રાજેન. અમે તેને રાજુ કહેતા. આ રાજુ એ જ 'શ્રીકાન્ત'નો ઇન્દ્રનાથ. રાજુ ઝાઝું ભણ્યો નહોતો, પણ તેનામાં બીજા ઘણા ગુણો હતા. નાની ઉમરનો આવો આદર્શવાદી, ભાવનાશીલ યુવક મેં ક્યાય જોયો નથી. 'શ્રીકાન્ત' લખતી વખતે ઇન્દ્રનાથના પાત્રાલેખનમાં મારે કલ્પનાનો આશરો લેવો પડયો નથી. તેનું સ્મરણ થતાં આજે પણ મારું મન વ્યાકુળ બની જાય છે. ગજબનો સાહસિક! ભય કોને કહેવાય એ જાણે જ નહીં. તેના એક સાહસની તમને વાત કહું....

ભાગલપુરની એક શાળામા હું ભણતો હતો. રાજુ ભણવાનું છોડી, જનસેવાનું કામ કરતો હતો. સંકટગ્રસ્ત દુઃખી લોકોની મદદ કરતો હતો. કોક માંદાને માટે દવા લઈ આવતો, તો વળી કોકના મૃતદેહને સ્મશાન લઇ જનાર ન હોય તો ઉપાડી તેનો અગ્નિસંસ્કાર કરતો. રાત દિવસ આવા કામોમા તેનો વખત જતો.

હું રાજુનો જમણો હાથ. જરૂર પડતાં રાજુ મને બોલાવી જતો ખાસ કરીને તો સ્મશાને કોકનું મડદું લઇ જવાનું હોય તો એને મારી મદદની જરૂર પડતી. એકવાર 'જગદ્ધાત્રીપૂજા'ના બીજે દિવસે મામાને ઘેર રાતે 'જાત્રા' હતી. કલકત્તાથી નામાંકિત નટમંડળ આવ્યુ હતું. મહોલ્લાના બધા લોકો તથા આસપાસથી બીજા 'જાત્રા' જોવા આવ્યા હતા. હું સ્ટેજની પાસે ખુણામાં તન્મય થઇ 'જાત્રા' જોતો હતો. એ વખતે કોણ જાણે કયાંથી રાજુ આવી પહોંચ્યો અને મારા કાનમાં કહ્યું: 'ઊઠ, ચલ. કામ છે.'

હું ઊઠીને બહાર આવ્યો. રાજુ બોલ્યો: 'સામેના મહોલ્લામાં તારાપદનો નાનો છોકરો હમણાં જ કોલેરામા મરી ગયો છે. ત્રણ ચાર વરસનું બાળક છે. એકનો એક છોકરો હતો. માબાપ ગાંડાની જેમ કયારના રૈકકળ કરે છે. કોલેરાનું મડદું વધારે વખત ત્યા પડયું રહે એ ઠીક નથી. એટલે તું આવે તો આપણે બે મળી બાળકને સ્મશાને લઇ જઇએ એ મહોલ્લાના બધા લોકો અહીં 'જાત્રા' જોવા આવ્યા છે. સ્મશાને આવે તેવું ત્યાં બીજું કોઇ નથી. ચાલ તું મારી સાથે કંઇ પણ બોલ્યા વગર. રાજુની સંગાથે ચાલવા લાગ્યો.

તારાપદ તથા તેની પત્નીને સમજાવીને મહામહેનતે મૃત બાળકને રાજુએ પોતાના બે હાથમા લઇ લીધું અમે સ્મશાન ભણી રવાના થયા. સ્મશાને પહોંચ્યા ત્યારે લગભગ દોઢ વાગ્યો હશે. અંધારી રાત. મેં રાજુને કહ્યું: 'કઈ બત્તી કે ફાનસ જેવું લીધું હોત તો સારું થાત.'

તેણે જવાબ આપ્યો: 'હા ભાઇ, ઉતાવળમાં ભૂલી ગયો. ખેર, કંઇ વાંધો નહીં આવે. મારી પાસે દીવાસળીની પેટી છે. ચાલશે.'

સ્મશાન હતું ગંગાકિનારે. વિશાળ અને ભયાનક. દિવસે ત્યા જતા લોકોને બીક લાગતી. ચારેકોર દૂર દૂર સુધી માણસનું નામ નિશાન નહોતું. રેતીના ઢગલા, બે ચાર ખજૂરનાં ઝાડ અને કાંટાળા ધતૂરની ઝાડી.

સ્મશાનની વચ્ચે ઘાસનું બનાવેલું એક છાપરું હતું. મડદાં બાળવા આવતા ડાઘુઓ અહીં આરામ કરતા. ટાઢ-તડકા કે વરસાદથી રક્ષણ મેળવતા. સ્મશાનમાં સૌથી વધુ ભયનું સ્થાન લોકો અહીં છાપરાને માનતા, કારણ કે એ ભૂત-પ્રેતનો આ કહેવાતું. ધોળે દહાડે પણ લોકો ત્યાં ભૂત જોતા. રાજુ કદીય આવી વાતોની ચિંતા કરતો નહીં. અંધારામાં અમે છાપરા હેઠળ આવી બેઠા. મારું શરીર અને ચેતના બન્ને ભયથી જડ તથા શૂન્ય બની ગયાં હતાં, રાજુ સગાથે હતો એટલી હૈયાધારણ હતી.

મડદું ભોંય પર મૂકી રાજુ બોલ્યો: 'શરદ, બીડી પીધે ઘણો વખત થયો. પહેલાં હું બીડી પી લઉં.'

રાજુને હું કાંઇ કહેવા જાઉં એ પહેલાં તો અંધારામાં એક વિચિત્ર પણ સ્પષ્ટ અવાજ સંભળાયો: 'મને પણ ભાઈ, એક બીડી આપજો.'

એ વખતે મારી સ્થિતિ કેવી થઇ હશે તે તમે સમજી ગયા હશો. રૂંવાડા તો ઠીક, માથાના વાળ ઊંચા થઇ ગયા. શરીરમાંથી ઠંડો પસીનો ટપકવા લાગ્યો. રાજુએ નિર્ભય સ્વરે પૂછ્યું. 'કોણ છે તું?'

જવાબ આવ્યો: 'હું... હું...'

'તું કોણ છે, બોલ!' કહી રાજુએ દીવાસળી સળગાવી. અજવાળામાં જોયું—અમારાથી થોડેક દૂર એક ઘરડો માણસ ફાટેલી ગોદડી ઓઢી સૂતો હતો.

બીજી દીવાસળી સળગાવી રાજુએ બરાબર જોઇ કહ્યું: 'આ વળી બીજું મડદું. આને લાવનાર ડાઘુઓ લાકડાં લેવા ક્યાંક ગયા લાગે છે.'

એટલામાં અંધારા ખૂણામાંથી પેલો અવાજ સંભળાયો: 'હું મડદું નથી, જીવતો માણસ છું બાપુ.'

જીવને લીધે મેં રાજુના બે હાથ દબાવ્યા. મારું ગળું સુકાયું હતું. ગળામાંથી અવાજ નીકળતો નહોતો, પણ રાજુનું શું કહેવું! નિડરતાપૂર્વક તેણે ફરીથી પ્રશ્ન કર્યો: 'કોણ છે તું, એ તો કહે!' રાજુએ ફરીથી દીવાસળી સળગાવી ગોદડીમાંથી જવાબ આવ્યો: હું ગંગાયાત્રી* છું, બાપુ'

રાજુ તેની પાસે ગયો. ગોદડું ખેંચી લીધું, એક ઘરડો માણસ-લગભગ એંશી વરસનો-આંખો ફાડી અમારી તરફ જોતો હતો. એના મોં પર ક્યાંય મોતનું ચિહ્ન નહોતું.

રાજુએ મને સંબોધી કહ્યું: 'ગભરાઇશ નહીં. મડદું નથી. આ કોઈક બિચારો ગંગાયાત્રી છે.' પછી એણે બીડી સળગાવી પેલા વૃદ્ધના મોમાં મૂકી. વૃદ્ધ આરામથી-આનંદપૂર્વક બીડીનો દમ ખેંચવા લાગ્યો. એ બોલ્યો: 'તમે મને બચાવ્યો. બાપુ, કેટલાય દિવસથી અહીં પડ્યો છું. કોઇ બીડીય આપતું નથી.'

રાજુએ પૂછ્યું: 'મહાશય, કેટલા દિવસથી અહીં આવ્યા છો? તમને અહીં લાવનારા ક્યાં ગયા?'

વૃદ્ધે ઉત્તર આપ્યો: 'ત્રણચાર દિવસ થયા. મોત આવતું નથી. મારા બે નાતી તથા ચાર પડોશી મને ઉપાડી અહીં લઇ આવ્યા હતા. બે દિવસ સુધી મારા મરવાની રાહ જોઇ, કંટાળી મને અહીં નિરાધાર છોડી એ ચાલ્યા ગયા. એક વાર ગંગાયાત્રી થયો એટલે હવે ઘેર પણ પાછા જવાય એમ નથી.'

---

* ગંગાયાત્રી – મરણાસન્ન વ્યક્તિને ગંગાકાંઠે લઇ જવી તેને ગંગાયાત્રી કહે છે.

રાજુ બોલ્યો : 'કોણે કહ્યું કે ઘેરં પાછા ન જવાય? તમે હજુ ઘણા દહાડા કાઢી શકો એમ છો. બોલો તમારું ઘર ક્યાં આવ્યું? હું તમને મૂકી આવું, નહિતર તમારા પેલા નાતી આવી તમને જીવતા જોઇ કદાચ ગળું દબાવી મારી નાંખશે.'

'તારી વાત સાચી છે બેટા એ લોકો ગળું દબાવી મારી નાંખે એવા છે.' વૃદ્ધે લાચારીનો નિસાસો નાંખ્યો.

'તમે ચિંતા ન કરતા. અમારું કામ પતવી તમને ઊંચકી તમારે ઘેર મૂકી જઇશું.'

તારાપદના બાળકને માટીમાં દાટી દીધું. અને બેઉ જણે ગંગાસ્નાન કર્યું. પછી રાજુએ પેલા વૃદ્ધને પોતાની કાંધે ઉપાડી લીધો અને ચાલવા લાગ્યો, તેની પાછળ પાછળ હું ડોસાની મેલી, ફાટેલી ગોદડી લઇ ચાલતો હતો. મામાને ઘેર પહોંચ્યો ત્યારે રાત લગભગ પૂરી થવા આવી હતી.

° ° °

ડૉ. સુનિતિકુમાર ચટ્ટોપાધ્યાય એક દિવસ શરદબાબુને ઘેર તેમને મળવા આવ્યા હતા. ઇધર ઉધરની વાતો કર્યા પછી શરદચંદ્રે તેમને પ્રશ્ન પૂછ્યો : 'સુનીતિ, માણસના આચરણનો આધાર તેના સંસ્કાર પર કે તેની પરિસ્થિતિ પર-બેમાંથી શેના પર હોય છે? મનુષ્યના ઘડતરમાં તું કોને વધુ પ્રબળ માને છે–પ્રકૃતિને કે તેની પરિસ્થતિને ?

સુનિતિકુમારે હસતાં હસતાં કહ્યું : 'એકાએક આવો સવાલ પૂછવાનું કારણ !'

શરદબાબુ કહેવા લાગ્યા : 'કોણ જાણે કેમ મને બર્માની એક ઘટના વારંવાર યાદ આવે છે. હું કહીશ એટલે મારા પ્રશ્ન પૂછવાનું કારણ તું સમજી શકીશ. સાંભળ–

એ વખતે હું રંગુનમાં રહેતો હતો. એક દિવસ મારા એક ઓળખીતા સજ્જન બ્રાહ્મણના છોકરાને લઇ મારી પાસે આવ્યા. એમણે કહ્યું : 'આ બ્રાહ્મણનો છોકરો નોકરીની આશાએ વતન છોડી અહીં આવ્યો છે. ચટગામનો રહેવાસી છે. બિચારો ઘણો ગરીબ છે. ક્યાંક ઠેકાણે પાડો તો જિંદગીભર ઉપકાર નહીં ભૂલે. છોકરો થોડું ઘણું બંગાળી વાંચી લખી શકે છે. હિસાબ-કિતાબનું પણ થોડું જ્ઞાન છે.'

રંગુનમાં મારા એક બંગાળી મિત્ર હતા. તેમનો ધંધો પરદેશ લાકડું મોકલવાનો હતો. તેમને ત્યાં પેલા બ્રાહ્મણના છોકરાને હિસાબનું પરચુરણ કામ કરવા મૂક્યો. દુકાનમાં સુઇ રહેતો. શેઠને રસોડે જમતો. શેઠ મહિને પાંચ-દશ રૂપિયા હાથખરચ માટે આપતા. છોકરો ઠેકાણે પડ્યો.

ઘણા દિવસો પછી એકવાર અચાનક પેલાને મેં જુદા જ વેશમાં જોયો. ઉઘાડું શરીર, ગળે રામનામી ખેસ, માથે ચોટલી પર બાંધેલું ફૂલ, કપાળે ચંદનનું તિલક, હાથમાં પોટલી. પોટલીમાં કંઇ સીધુંબીધું બાંધ્યું હોય એવું લાગ્યું. મને થયું, આ 'ચક્રવર્તીપુત્રે' છેવટે બાપદાદાનો ધંધો શરૂ કર્યો લાગે છે. પાસે બોલાવી પૂછ્યું : 'કેમ રે' લાકડાની દુકાન છોડી દીધી !'

તેણે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો : 'શું કરું બાબુ? શેઠ જે કંઇ આપતા હતા એટલામાં પૂરું થતું નહોતું. વિચાર કર્યો અહીંના જોગનપાડા મહોલ્લામાં ઘણાં બંગાળીઓનાં ઘર છે. તેમનાં ઘરની સ્ત્રીઓને વ્રતપૂજા વગેરે કરાવવા બ્રાહ્મણની જરૂર પડતી હશે. અહીં 'પવિત્ર' બ્રાહ્મણ ક્યાંથી મળે? સરસ્વતીપૂજાબારોયારી પર્વ, કાલીપૂજા વગેરે કોણ કરાવે? મને થયું બ્રાહ્મણનો દીકરો છું. બાપદાદાનો ગોરપદાનો ધંધો સારો. પંચાંગ જોતાં આવડે છે. થોડા તંત્રમંત્ર પણ જાણું છું. ગુજારા જેટલું મળી રહે છે. બાબુ, તમારા આશીર્વાદથી કામકાજ સારું ચાલે છે.

મેં કહ્યું : 'ઠીક, ઠીક ભાઇ તું સુખી છે

એ જાણી ખુશી થયો '

ત્રણ ચાર વર્ષ સુધી એ 'ચક્રવર્તી-પુત્ર' ક્યાંય દેખાયો નહીં. હું પણ એની વાત ભૂલી ગયો.

એકવાર મારે કંઈક કામ અંગે રંગુનથી બર્માની ઉત્તર તરફ જવાનું થયું. થોડાક દિવસ માટે મેમિયો નામના શહેરમાં રહેવું પડ્યું. રમણીય સ્થળ. ચારે બાજુ પહાડો. વનરાજી-નાનાં નાનાં ઝરણાં. મેમિયોમાં એક સુંદર બગીચો છે. એક દિવસ સાંજે હું બગીચામાં ફરવા નીકળ્યો હતો. રસ્તામાં પાછળથી કોઈકે મારા નામની બૂમ પાડી બોલાવ્યો: 'શરદબાબુ... શરદબાબુ....!'
ઊભા રહી પાછું વાળી જોયું તો એક મુસલમાન મારી તરફ આવતો દેખાયો. નીચે ચોકડી વાળી લુંગી. ઉપરના ભાગમાં ગંજીફરાક, માથે ટોપી. હું ઓળખી ન શક્યો.

એ માણસે મારી નજીક આવી પૂછ્યું: 'બાબુ મને ન ઓળખ્યો?'

તેના મોં સામુ તાકીને જોયું, ઓળખવા ઘણો પ્રયાસ કર્યો, પણ ક્યાંય જોયો હોય એવું યાદ ન આવ્યું. બોલ્યો: 'ના ભાઈ, ઓળખી શકતો નથી તને. તારું નામ શું? ક્યાં રહે છે?'

નાનકડી દાઢી હલાવી, થોડુંક હસી એણે જવાબ આપ્યો: 'બાબુ હું પેલો ચક્રવર્તી, જેને તમે લાકડાની લાટીમાં નોકરી અપાવી હતી તે '

તેના મોં તરફ બરાબર જોયું અને ઓળખ્યો. હું બોલ્યો: 'તને તો કેટલાય વખતથી જોયો નહોતો. ક્યાં હતો આટલા બધા દહાડા? આ દાઢી, આ લુંગી. શા વેષ કાઢ્યા છે તેં! બ્રાહ્મણના દીકરાને આ બધું શોભે!'

એનું મોં જરા પડી ગયું. ખચકાતાં, ધીરેથી એણે કહ્યું: 'જી.... અહીં આવી, હું મુસલમાન થયો છું....'

આ સાંભળી હું તો આભો બની ગયો 'શું કહે છે તું! પવિત્ર બ્રાહ્મણનો દીકરો, પુરોહિતનો ધંધો કરનાર મુસલમાન બને?'

પછી એણે પોતાના ધર્મપરિવર્તનની જે વાત કહી એ સાંભળી મને વધારે આશ્ચર્ય થયું.

તેણે કહેવા માંડ્યું: 'બાબુ રંગુનમાં પુરોહિતનું કામકાજ થોડા દિવસ તો ઠીક ચાલ્યું, પાછળથી મંદ પડી ગયું. પેટ પૂરતું મળતું નહીં. છેવટે ભૂખે મરવાનો વખત આવ્યો. ત્યારે રંગુન છોડી અહીં મેમિયોમાં આવ્યો. અહીં આવી ઘણું રખડ્યો, પણ નોકરીનો ક્યાંય પત્તો ન લાગ્યો. અહીં એક બંગાળી મુસલમાન સાથે ઓળખાણ થતાં નાછૂટકે તેનો આશ્રિત બન્યો. આ મુસલમાન ધંધે કસાઈ હતો. મેમિયામાં તેની માંસની દુકાન હતી. તેની કમાણીમાંથી તેનું ગુજરાન ચાલતું હતું. થોડા મહિના બાદ આ મુસલમાનનું અચાનક અવસાન થયું. તેની બીબીએ દુકાનનું બધું કામકાજ મને સંભાળી લેવા વિનંતી કરી. દુકાનના નફામાં મને તેણે ભાગીદાર બનાવવાની લાલચ આપી. સંમત થયા વગર બીજો કોઈ માર્ગ ન સૂઝ્યો. બધે ભટકી ભટકી થાક્યો હતો. હિન્દુ થઈ કસાઈનું કામ કરવું એ ઠીક ન લાગતાં એક દિવસ મસ્જિદમાં જઈ કલમા પઢી રીતસરનો મુસલમાન થયો. અલ્લાહની મરજી. પેલા કસાઈની વિધવા સાથે નિકાહ કર્યા. હાલ એ દુકાનનો હું માલિક છું. થોડાઘણા રૂપિયા પણ એકઠા કર્યા છે...'

ચક્રવર્તીએ મને પોતાનો શુભચિંતક સમજી બધી પેટછૂટી વાત કરવા માંડી. મેં પૂછ્યું, 'તારો ધંધો કેમ ચાલે છે?'

'બાબુ, પહેલાં જાનવરને સરકારી કસાઈ-ખાનામાં લઈ જતા, પણ એમાં ઘણો ખરચ થતો. જાનવરને હાંકી જનારની મજૂરી, કાપવાનો તથા બળદગાડીનો ખર્ચ વગેરે... દુકાનનો માલિક થતાં આ ખરચમાં કાપ મૂકવાનો મેં વિચાર કર્યો. હાલ જાનવર કાપવાનું કામ ઘેર જ કરીએ છીએ.

એની વાત સાંભળી હું તો અવાક્ બની ગયો. થોડીવારે મેં પ્રશ્ન કર્યો : 'નાનાંમોટાં બધી જાતનાં જાનવરોને તું ઘેર કાપે કે ?'

'હા બાબુ, અમારા ઘરાકો કંઇ હિન્દુ નથી. મુસલમાન, ખ્રિસ્તી વગેરે.. એટલે બકરાં, ઘેટાં અને ગાય પણ કાપવી પડે છે.'

'તું જાતે બધાં જાનવરોને કાપે છે કે...'

'જાતે પણ કાપવાં પડે કોકવાર. ધંધો ચલાવવા માટે બધું કરવું પડે છે બાબુ! ઘેટું હોય કે ગાય, શરૂઆતમાં બ્રાહ્મણના સંસ્કારને લીધે જરા હાથ ખચકાતો, પછી તો ટેવાઇ ગયો છું. ધંધો મળ્યો, ઘર મળ્યું, ઘરવાળા મળી. અલ્લાની મહેરબાનીથી સુખી છું.'

મેં હસતાં હસતાં કહ્યું : 'તને અલ્યા પેલી વાતમાં આવે છે એમ રાજકન્યા મળી અને અર્ધું રાજપાટ પણ મળ્યું કેમ !'

ચક્રવર્તી થોડોક શરમાઇ ગયો. પણ તેના મનમાં આનંદ હતો. અમે છૂટા પડ્યા.....

વાત પૂરી કરતા શરદબાબુ બોલ્યા ; 'સુનીતિ, હું એટલે જ વિચારમાં પડું છું કે માણસનાં જીવનમાં સંસ્કારનો પ્રભાવ પ્રબળ ગણવો કે પરિસ્થિતિનો-પરિસ્થિતિથી ઉત્પન્ન થતી આદિમ વૃતિનો. પૂર્વ એના સંસ્કારપરંપરાની સાંકળ શું એવી શિથિલ અને નાજુક હોય છે કે જીવન ટકાવી રાખવાની ભીંસમાં માણસ એને તોડી ફેંકી દઇ શકે ?'

સુનીતિકુમારે ઉત્તર આપ્યો : 'આ વિષયમાં કંઇ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પરિસ્થિતિની ભીંસમાં માણસ પોતાના સંસ્કાર, વિશ્વાસ અને આચરણ બધું બદલી નાખે છે. પરન્તુ એવા પણ ઘણા દાખલા છે જેમાં માણસ પોતાના સંસ્કારો અને વિશ્વાસના રક્ષણાર્થે પ્રાણનું બલિદાન પણ આપતાં અચકાતો નથી. સાચી વાત એ છે કે માણસના આચરણનો આધાર તેના સંસ્કાર અને વિશ્વાસનું પોતે કેટલું ગંભીર ભાવે મૂલ્યાંકન કરે છે તેના પર છે.

શરદબાબુ બોલ્યા : 'તારી વાત સાચી છે. આ વિષયમા ચોક્કસ નિર્ણય કરવો મુશ્કેલ છે. માણસના વ્યક્તિગત ચારિત્ર્યબળ પર તેના આચરણનો આધાર છે. છતાં એટલું તો કહી દઉં કે સંસ્કાર એ માનવજીવનની બાહ્ય વસ્તુ છે. મનુષ્યની આદિમ વૃત્તિઓ જ વધુ પ્રબળ હોય છે. ('બુદ્ધિપ્રકાશ'માંથી સાભાર)

---

એક વાર દક્ષિણેશ્વરના સંત શ્રી રામકૃષ્ણ પરમહંસને કોઇકે પૂછ્યું, "શ્રીકૃષ્ણ ખરેખર ઐતિહાસિક વ્યક્તિ હતા અને ભારત ભૂમિમાં અમુક કાળે થઇ ગયા, એવું તમે ખરેખર માનો છો"

શ્રી રામકૃષ્ણે જવાબ આપ્યો. "શ્રીકૃષ્ણ ખરેખર જીવતા હતા કે નહીં એ જાણવું અગત્યનું નથી; પરંતુ માણસ ભગવદ્ગીતાના ગવનાર જેવી આદર્શ વિભૂતિની કલ્પના કરે, એ જ અગત્યનું છે. કારણ કે, મન જેની કલ્પના કરે, તેનો માણસ સાક્ષાત્કાર કરી શકે છે."

*

પ્રથમ વિશ્વયુદ્ધ પછી એક બ્રિટિશ અમલદારે ગાંધીજીને એવું સમજાવવા પ્રયત્ન કર્યો કે, ભારતમાં અંગ્રેજી રાજ્ય એ એક આશીર્વાદ સમાન છે. કારણ કે, "અંગ્રેજો પોતાનાં લશ્કરો પાછાં ખેંચી લે તેની સાથે જ હિંદુઓ અને મુસલમાનો વચ્ચેનાં હુલ્લડો તમારે માટે આફતરૂપ બની રહેશે."

ગાંધીજીએ જવાબ આપ્યો, "તમે કહો છો તે ખરું હશે. પરંતુ ત્યારે અમે અમારી પોતાની પાસેથી આવેલી આપત્તિ સહન કરતા હોઇશું; તમારી પરદેશી સરકારે નાખેલી નહિ. એટલો ફેર તો પડશે જ ને !"

# "મોટીબેન"

ઓઢીદાસ ભા. પરમાર

ચંપા સોનારણ પરણીને જ્યારે સાસરે આવી ત્યારે ગામના સૌને થયું કે, 'વાહ! સોની મહાજનને વહુ તો રુડીરૂપાળી હીરના ફેર જેવી મળી છે. માળો ગોરધન બોરીમાં તો ફાવી ગયો." અને તેવતેવડી સ્ત્રીઓ પણ જ્યારે પાણી શેરડે ભેળી થતી ત્યારે ચંપાના રૂપના અને ડહાપણના વખાણ કરતા ન થાકતી. ત્યારે ચંપા નીચું જોઈ પાણી ભરતીક ને ચાલી જતી. ગામ નાનકડું ને સૌ લોકોમા સંપેય સારો હતો તેથી સૌ લોકો એક બીજાનું કરી છૂટતાં. ને આમ ચંપા પણ પોતાની આવડત પ્રમાણે કોઈને ગોદડી તો કોઈનો ઘાઘિયો, તો વળી કોઈને છોકરાનું ઝભલું પણ હાથે સીવી દેતી. કોઈને કાંઈ, કોઈને વધારે શેરીના ને ગામના સહુને રાજી રાખતી ને આમ બે પાંચ વરસમાં તો ગામની સ્ત્રીઓમાં પૂછ્યા ઠેકાણે થઈ ગઈ.

ચંપાને પરણીને આવ્યાને લગભગ પાંચ છ વરસ થયા પણ તેને ભગવાને સારા દિ' ન દેખાડ્યા તે ન જ દેખાડ્યા. પડખેના ગામ મોણપરમાં આના દરદોની જાણકાર આઢાબાઈને પેટ દેખાડ્યું, તેણે દવા કરી પણ કશી આશા ન દેખાણી, વળી કરવાના નર્સ રમાબેનની પણ ઘણી દવા કરી જોઈ, પછી અંતે ભાવનગરના મોટા સર્જન દાકતરને પણ નાડ બતાવી. તેણે શરીરની બધી તપાસ કરીને કહ્યું, "આ બેનને બાળક થાય તેવો કોઈ સંભવ નથી." અને તે દિવસે તો ચંપા અપશોચમા પડી ગઈ, ન ખાધું ન પીધું, બીજે દિવસે ગોરધને તેને મહારી ને સમજાવી, "અપશોચ કરે શું વળવાનુ હતું? આ આપણી શેરીના છોકરાઓ છે તે આપણા જ છે ને? અને તું તેને ક્યાં હુલાવતી ફુલાવતી નથી! એને જોઈને મન મનાવી લેને, એ સૌ બાળારાજા છે, પારકા પોતાના કરતા તો તને આવડે જ છે?" અને ત્યાર પછી ચંપા બધુંય ભૂલી શેરીના છોકરાંવને વહાલથી બોલાવવા લાગી. સહુને રૂડી રીતે લાડ લડાવવા લાગી ને પારકાને પોતાના બનાવી દુઃખ સાવ વિસરી ગઈ.

આમને આમ બીજા ચાર વરસ વહી ગયા. ચંપાનું ઘર ખાધેપીધે સુખી હતું તેથી તે વારતહેવાર શેરીના બધા છોકરાને પોતાના ઘેર જમવા તેડી લાવતી, સહુને ખવડાવી પૈસો પાઈ આપી દરેકને રાજી કરીને ઘેર મૂકી આવતી.

એક વખતના મેળાવડા પછી શેરીની બધી છોડીઓને ચંપા પોતાને ઘેર જમવા તેડી લાવી, સહુને મજાનો લસલસતો શીરો ને પુરી જમાડીને વિદાય દીધી, પણ બીજે જ દિવસે શેરીના નાકે રહેતા મગન કોળીની જમનીને તાવ ચડયો, ત્રણેક દિવસ તાવ અણઉતાર રહ્યો, છોડી બેભાનમા બકવા કરતી હતી, "બસ ચંપામાસી, હવે વધારે નૈ હો, આટલું બસ હવે ન]." અને આમ અસંબધ કંઈ કેટલુય બબડતી રહી. ને તાવે પણ દોરો ન દીધો. ચંપા ગોરધન સહુએ બહુ વાનાં કર્યા પણ છોડી તો સાતમે દિવસે ચીભડાની જેમ જ ફાટી પડી. ચંપા વગેરે સહુને ખુબ જ દુઃખ થયું.

જમનાના મરણ પછી છોકરાઓને ખવરાવવાનું ચંપાએ બંધ કર્યું. છોકરાઓ ચંપાને જ્યારે ને ત્યારે પૂછતાં, "ચંપામાશી અમને શીરો પુરી ક્યારે ખવરાવશો, હેં બોલોને?" ચંપા હસીને કહેતી, "કાલે ખવરાવીશ હો." ને પછી તે વખતના કેરી ટાણે ચંપાએ બે ટોપલા કેરી મંગાવીને સહુ છોકરાને બેસારીને કેરીની લ્હાણી કરાવી. કેરી ખાઈ સહુ આનંદ કરતા ઉપડી ગયા પણ બીજે ત્રીજે દિવસે દામજી સોનીના જેન્તીને

વા હથેળા જેવું ને ઝાડા ભીંટી થઇ ગયા. ચંપાનો તો શ્વાસ ઊંચો થઇ ગયો, ગયા વખતે જ પોતાને ઘેર ખાધા પછી જમની મરી ગઇ હતી, હવે આ છોકરાને ભગવાન હેમખેમ રાખે તેમ તે પ્રાર્થી રહી. ને છોકરો બે ચાર દિવસે સાજો તો થઇ ગયો.

આ બનાવ પછી શેરીની સ્ત્રીઓ પોતાના છોકરાંને ચંપાને ઘેર જવાની મનાઇ કરતી, અને કે'તા, કે, " ખબરદાર જો, ત્યાં જઇને કાંઇ ખાધું છે તો તમારી વાત તમે જાણ્યા." છોકરાઓ પણ આ વાત ચંપામાશી ને કરતા, આ સાંભળી ચંપા દુઃખી દુઃખી થઇ જતી. છોકરાંઓને હવે તે માત્ર પાઇ પૈસો આપતી પણ કશું ય ખાવાનું ન દેતી.

એક દિવસ ચંપા પાણી ભરીને આવતી હતી. ત્યારે પોતાની શેરીના નાકે રહેતા મગનનો નાનો ટીણો બટક બટક પેંડો બટકાવતો બારણે બેઠો હતો. ચંપાએ લાડથી ટીણાને બોલાવીને કહ્યું, " ટીણું, મને પેંડો ખાવા દઇશ ?" ટીણો રોતો રોતો ઘરમાં દોડી ગયો, રડતા રડતા પેંડો અંતરસ ગયો ને છોકરો ખોં ખોં કરતોને ઘરમાં જ ઓકી પડયો. તેની મા ઝમક પોતાની જમની મરી ગઇ તે દિવસ થી સહુની ચડાવેલી ચંપા ઉપર ધૂંવાફૂંઆ હતી તે આજે આ બનાવ પછી ચંપા સાથે લાંબાટૂંકા હાથ કરીને ખૂબ જ ઝઘડી. ચંપાને વાંઝણી, છોકરને ભરખી જનાર ડાકણ વગેરે ન કહેવાના વેણ કીધા. ચંપાને આ વેણ હાડોહાડ લાગી ગયા. પોતાનો શો વાંક કે ગુનો કે આ બાઇ તેને આમ ભાંડે છે. અને તે પછી ચંપાએ મનમાં ગાંઠવાળી કે હવે તો કામ સિવાય ઘર બહાર જ ન નીકળવું. તેણે શેરીના સહુની સાથે લગભગ બોલવા ચાલવાનું છોડી દીધું ને ઘરમાં જ ભરાઇ રહેવા માંડયું. ને મનમાં ગાંઠ જ વાળી કે મારા ધણીને ઘેર છોકરા થાય તેને શેરી વચ્ચે રમાડું ત્યારે જ હુ ચંપા ખરી. ને ત્યાર પછી તે બીજા લગન કરવા ગોરધનને રોજેરોજ સમજાવવા લાગી. છ મહિના સુધી ચંપાએ લીધી તંત ન મેલ્યો ત્યારે ગોરધને કમને કંટાળીને હા પાડી દીધી. ગોરધને હા પાડી એટલે વડીલને સાથે લઇને ચંપા પોતાના પતિનું વેવિશાળ નક્કી કરી આવી. ગોરધન ઉંમરમાં મોટો હતો, છતા તેનું ઘર કસદાર હોવાથી એક સોનીએ પોતાની બેન રંભા ને ગોરધન સાથે પરણાવી રંભા પણ રૂડીરૂપાળી હતી. ચંપાએ તેને નાની બેનની જેમ જ રાખવા માંડી. એકાદ વરસ વળોટ પછી ચંપાએ જાણ્યું કે રંભાને દિવસો ચડે છે ત્યારે તો હરખની મારી ફૂલી સમાતી નહોતી. રંભાનું સીમંત કર્યા પછી સુવાવડ પણ પોતે અહીં જ કરશે, તેમ કરીને તેને માવતરે પણ ન મોકલી. અને પુરા મહિને જય રે રંભાને દીકરો જન્મયો ત્યારે ચંપા આખી શેરીમાં ઘેર ઘેર પતાસા વહેંચી આવી.

રંભા કાનની કાચી હતી, તેનામાં હજી થોડી બાળક બુદ્ધિ હતી, તેથી જ્યારે ચંપા ઘેર ન હોય ત્યારે શેરીની સ્ત્રીઓ કશુંક લેવા જોવાને બહાને આવીને કહી જતી, " જો જે બાઈ. તારો છોકરો સાત ખોટનો છે, તેને સાચવજે, તારી શોકયની નજર મંગળ ભારી છે. તેની નજર પડે તે છોકરું તેની મા મરી જાય તેવું થઈ જાય છે. અને આવું બે ત્રણ સ્ત્રીઓ પાસેથી સાંભળ્યા પછી રંભા ચંપા પ્રત્યે હીણી નજરે જોતી થઇ ગઇ. અને નાનું છોકરું તો કયારેક માંદુસાજું થાય ત્યારે રંભા ચંપા પ્રત્યે વાતવાતમાં વડચકા ભરતી ને છણકા કરતી. છોકરાને જરા પેટમાં ચૂક આવે કે શરદી સળેખમ થાય ત્યારે તે ખુબ રડવા લાગતો, ત્યારે રંભા બબડવા કકડવા લાગતી, ને આમ કરતાં ચંપાએ એક વખત રંભાને ટપારી, કે બસ થઈ રહ્યું, રંભા લાગલી જ ઝઘડી પડી, તેણે ચંપાને કહ્યું કે તું ડાકણ છો. મારા છોકરાને બોલાવીશ નહિ, નહિતર તું કયાંક તેને ભરખી જઈશ." ચંપા તો આ સાંભળીને થથરી ગઇ, રંભાએ ગોરધનને પણ આજ ભૂસુ ભરાવેલું. અને પછી તો રોજેરોજ

રંભાનો ટાઢકેરો વધી જ પડ્યો. ચોમાસામાં એક વખત છોકરો બરાબ થયો, ત્યારે તેને ચંપાની જ નજર લાગી છે તેમ કહી ઘરમાં ગાઢા એકનો કજિયો કર્યો. રંભાએ ધણીને ચગાવ્યો ને ગોરધને બંને ઉપર હાથ ઉપાડ્યો એટલે ચંપા રતમાનભેર ઘર બહાર નીકળી ગઈ. તે વઢીલી હતી તેથી પહેરેલે કપડે જ પોતાના પિયર ભાવનગર ચાલી ગઈ. ત્યાં ભાઈને ઘેર આવીને મહિનો માસમાં જ કોઈને ઘેર રસોયણ તરીકે કામે લાગી ગઈ. પછી તો બે ચાર મહિને જુદી ઓરડી રાખીને જ રહેવા લાગી. તે પછી કોઈ દિવસ ન તો તે પોતાને ઘેર ગઈ કે ન તો તેના ધણીએ તેની ખબર અંતર પૂછી, જાણે આંગળીથી નખ વેગળા એટલા કાપી જ નાખવાના ને!

પોણિયા વરસને જતાં શું વાર લાગે છે? રંભાય ત્રણ બાળકોની માતા થઈ ગઈ ને ગોરધનને ક્ષયની બિમારી લાગુ પડી, ને આમાં જ રૂપાળું ભર્યું ભાદર્યું ઘર ખરચાઈ ગયું અંતે ઘર ખાલી કરી પાછળ ત્રણ બાળકને ગભરું રંભાને રોતી મેલીને ગોરધન મૃત્યુ પામ્યો. પરિવા જેવી રંભાના ભૂંડા ભોગ થયા.

રંભાનો ભાઈ પણ પાકો નીકળ્યો. ઘરમાં આછુંપાતળું રાચરચીલું હતું તે લઈ ગયો, રંભાને બે ચાર વરસ ભેળી રાખી પછી ભાભીએ ધક્કો મૂકીને કાઢી ઘર બહાર. રંભાને ઉપર આભને નીચે ધરતી રહ્યા, ક્યાં જાય? અંતે અથડાતી પોતાને ગામ આવી, પણ ખાય શું? આડોશી પાડોશીએ મહિનાકના દાણા અપાવવાને ભાવનગર રંભાની બૂરી હાલતને વર્ણવતો ચંપાને કાગળ લખ્યો.

ચંપાને કાગળ મળ્યો કે કશોય વિચાર કર્યા વગર શેઠને ઘેરથી બે દિવસની રજા લઈને પોતાને ઘેર દોડી આવી. ચંપાને એનાચિંત ભાળીને રંભા તેને બાઝી પડીને ધ્રુસકે ને ધ્રુસકે રોઈ પડી. ચંપાએ તેને મહારી આશ્વાસન આપ્યું બીજે દિવસે ઘર બંધ કરી રંભા ને ત્રણેય છોકરાને લઈને ચંપા ભાવનગર વઈ આવી. ભાવનગર આવ્યા પછી રંભાને તો પહેલાંની જેમ જ રાખવા માંડી, અને ત્રણેય છોકરાને હૈયાના હારની જેમ સાચવવા લાગી. રંભાને પણ નાનું મોટું આવે તેનું કામ અપાવવાનું શરૂ કર્યું, જેથી તેને પોતે નવરી બેસી રહે છે તેમ ન લાગે. બે છોકરાને એક છોકરીને નિશાળમાં ભણવા મોકલી દીધા. છોકરાઓ પણ ખંતથી ભણવા લાગ્યા. ને સૌ સુખેદુઃખે આનંદથી રહેતા હતા.

મોટો છોકરો કાંતિ મેટ્રીકમાં બીજા વર્ગમાં પાસ થયો ત્યારે ચંપાને મન તો મોટો ગઢ જીત્યો હોય એટલો હરખ થયો. અને તે પછી છોકરાને આગળ કોલેજમાં ભણવા મોકલ્યો. ચંપા સૌ છોકરાને કહેતી, 'તમ તમારે સૌ ઘરની કશીય ચિંતા કર્યા વગર ભણજો હો, ઘરનું કરનાર તો હું બેઠી બેઠી છું. એક ટંક ખાઈશ પણ તમને સહુને મારે પૂરું ભણાવવા જ છે હો!" ને આમ ઘર માટે ને છોકરા માટે ચંપા દિવસ અને રાતે શરીર તોડીને કામ કરે છે. દિવસે રસોયણ તરીકે અને રાત્રે આમના રજાઈ ગોદડાં, વડીપાપડ વગેરે કરીને છોકરાને કોઈની ખોટ નથી જણાવા દેતી. અને રંભા પણ હવે તો શી વાત તે તેની "મોટીબેન" તેને પૂછીને પાણી પીએ છે. અને આડોશી પાડોશી પાસે મોટીબેનના ગુણના વખાણ કરતા અરધી અરધી થઈ જાય છે

(શ્રી વનરાજભાઈ માળી પાસેથી સાંભળેલી વાત પરથી)

---

આદિવાસીઓમાં ધર્મનો પ્રચાર કરીને પાદરી વિદાય લેતાં હતા ત્યારે એમના સન્માનસમારંભમાં એક ભીલે ભાષણ કર્યું: "પાદરીબાવાએ અહીં રહીને આપણને ઘણી નવી વાતો શીખવી ને સમજાવી છે. તેઓ અહીં પધાર્યા એ પહેલાં પાપ એ શું છે તે આપણે જાણતાં જ ક્યાં હતાં!"

# સમર્પણની ગંગા

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

ભગવાન બુદ્ધનો પ્રેમ કરૂણા, દયા, સત્ય ને અહિંસાનો નાદ ભારતની ધરતી પર ગૂંજે છે. એક નગરથી બીજે નગર એક ગામથી બીજે ગામ. આ શાશ્વત ધર્મદેશના બોલ ઘૂમી વળી માનવોના હૈયાં દયા, માયા ને અનુકંપા ભીના બનાવે છે.

એવા સુખદ કાળે દેશમાં દુકાળ પડયો. આભના પટાંગણમાં વાદળાઓના થર ન જામ્યા. વીજળીના ચમકારા ન ઉઠયા. સપ્તરંગી મેઘધનુષ્યો ન પ્રગટયા. ગોવાળોની વાંસળી ન વાઈ. ધરતીએ લીલો પોશાક પરીધાન ન કર્યો. સેજળ જળાશયો સુકા ભઠ બન્યા. નદીઓમાંથી રેત વરાળો કાઢવા માંડી. ખેતરોને વાડીઓ ઉજ્જડ પડયા છે. ઊનો ઊનો લૂ વરસાવતો વા વાય છે.

ભગવાન તથાગતનો આદેશ છૂટયો 'દુષ્કાળ પીડિત માનવોના કલ્યાણ માટે જીવનની પળેપળ ખર્ચજો. ધન માલને સર્વસ્વ ભૂખ્યાઓ માટે આપજો ને દેવાંગો માટે બલિ થઈ જતા અચકાશો નહિ.

નર–નારીઓએ ભગવાનની આ વાણી ઝીલી.

દુકાળના બે મહિના ગયા ને ગામ માત્ર ઉજ્જડ થવા માંડયા. બીજા બે માસ ગયા ને ગામ પાદર ભૂખ્યાંઓના શબ શિયાળવા ચૂંથવા માંડયા.

વધુ બે મહિના પસાર અને ભૂખ્યાંઓ ભાન ભૂલ્યા. ઝાડ પાનના રેષા ને લુગડાના ચિંથરા સુધ્ધા ચાવવા લાગ્યા. ચારાના અભાવે ઢોરાં ટપોટપ મરી જવા માંડયા. વસુંધરા આ મૃત્યુ પામેલાઓના શબની દુર્ગંધથી ભરાઈ ગઈ.

ને મગધની ઉત્પલાવતી નગરીમાંથી દુકાળના ભીષણ ઓળા ઉતરી ચૂકયા હતા. એની સામે છ છ મહિના ટકકર ઝીલેલ ઉત્પલાવતી નગરીમાં પણ હવે તો દુષ્કાળ પીડિતો મૃત્યુની વાટ લેતા હતા. ને એવી મૃત્યુની વાટે સંચરતી ભૂખી એક નારી ઉત્પલાવતીના રાજમાર્ગો પર ચિંથરા જેવા વસ્ત્રો અંગપર વીંટાળતી ઊંડી ઊતરી ગયેલ આંખોથી માંડ માંડ માર્ગ પર પગ ઠેરવતી ચાલી જાય છે.

સામે ભગવાન તથાગતની શિષ્યા રૂકમાવતી ભૂખ્યાંઓની સારસંભાળ લઈ આવાસ ભણી પાછી ફરે છે. એણે આ મુશ્કેલીએ ધરતી પર પગ ઠેરવતી નારીને જોઈ.

જોઈ અને સમીપ આવી. તેનો હાથ પકડયો કે પેલી ભૂખી માતા બોલી :

'મને–મને જતા કેમ રોકી ? જાણો છો મારે ને મોત ને હવે ઝાઝું અંતર નથી ? '

રૂકમાવતીએ તે નારીના દેહ ભણી નજર ફેરવી જોયું કે આના ઉદરમાંથી બાળક જન્મવાને હવે બહુ વાર નથી.

' પણ મા ! તમારા ઉદરમાંથી હમણાં જ ધરતી પર પ્રગટ થનારા શિશુનો વિચાર કર્યો !

' રે બહેન ! મારી આ અવસ્થામાં મને કોઈ-નોય વિચાર આવે તેમ છે ! ભૂખ જેવું કોઈ દુઃખ છે ?'

' પણ બહેન ' આપણે નારીઓ જ શું દુઃખનું જીવત સ્વરૂપ નથી.'

'એટલે ?' ઊંડી ઊતરતી જતી ને ભયાનક બનતી જતી આંખો રૂકમાવતી ભણી નોંધી એ બોલી.

' એટલે મા પ્રસવ થાય ત્યાં સુધી હું તમારી ખિદમત ઊઠાવીશ. જરા ઊભા રહો. શાંતિ રાખો. ભૂખના દુઃખને શંકરના હળાહળની જેમ પી જાઓ.'

' તમે–તમે મારી પાસે રહેશો ? આજ અત્યારે આ ભૂખી દુનિયામાં જ્યારે કોઈ કોઈનું નથી ત્યારે-ત્યારે તમે મારી માવજત કરશો ? તમારે ઘર બાર, પતિ, પુત્ર કાંઈ નથી કે મારી સેવા કરવા રોકાશો ? '

' એ બધું જ આજ દેશના ભૂખ્યાઓમાં દેખાય છે મા ! ભગવાન તથાગતની આજ્ઞા છે કે સૌએ આજ બધું વિસરી ભૂખ્યાઓની સેવા ઊઠાવવી.'

ને બીજી જ પળે બાઈ ત્યાંજ બેસી ગઈ ચીસો નાખવા માંડી. આખરે પ્રસવ થયો. રૂપાળું બાળક અવતર્યું.

એ પળ પૂરી થઇ અને બાઇના ઉદરમાંથી પાછા ભૂખના ભડકા ઊઠ્યા. દિવસો થયા બાઇએ અનાજનો કણ નજરેય જોયો ન હતો. ને એણે પડખે પોઢેલા બાળક સામે એવી ભયાનક નજરે જોયું કે રૂકમાવતી પણ છળી ઊઠી.

બીજી જ પળે બાઇએ એ નવજાત શિશુ પર પોતાનો પંજો પસાર્યો. બાળકના મોમાંથી ચીસ ઊઠી ને રૂકમાવતી બોલી ઊઠી

'અરે મા મા ! આ શું કરો છો ?'

'કેમ ન સમજ્યા, તમે ? હું ભૂખ્યા આ બાળકને ખાઇ જઇ મારી ભૂખ શમાવીશ.'

'અરરર ! તમારા જ સંતાનને ?'

'ત્યારે શું હું મરી જાઉં ? તમારું પેટ ભરાએલ છે એટલે તમને આ માર્ગ નહિ સમજાય બહેન ! ભૂખ્યાઓ કયું પાપ નથી આચરતા ?'

ને બાઇએ બાળકના દેહ પરનો પોતાનો પંજો સખત બનાવી બાળકને ઉપાડ્યું ને રૂકમાવતી કાને બે હાથ ધરતી ચીસ પાડતી બોલી.

'ના મા એવું ના કરો એવું ના કરો'

'ત્યારે શું મરું ?'

તમે ખમો, ખમો. હું તમારા સારુ ભોજન લઇ આવું, ભોજન લઇ આવું મા ! વધુને નીચે મૂકો એને પય પાન કરાવો ?'

'પય પાન ! અરે આ હાડપીંજરમાંથી દૂધ !' ને એ ભયનક હા હા બાળકને તેણી પંજામાં જકડ્યું.

'હાય ને કંઇ હું દોડતી ભોજન લઇ આવું છું મા પણ એ બાળકને ખાશો નહિ'

'તમે તમે ભોજન લઈ આવશો ?' ભોજનનું નામ પડતા જ અર્ધ બેહોશ થતા બાઇ બોલી

'હા મા, ભોજન, હા તમારા સારુ ભોજન લઇ આવું'

'ના જાઓ હું બાળકને નહિ ખાઉં !'

'નક્કી'

'હા નક્કી જ ભોજન આવે પછી મારે બીજું શું જોઇએ !'

ને રૂકમ.વતી ઉતાવળે પગલે આવાસ ભણી આગળ વધી થોડે દૂર ગઇ ત્યાં, કાન માંડ્યા. ને થયું. અરરર હું આમ દોડતી જાઉં છું ને પાછળથી ભૂખી એ નારી બાળકને ખાઇ જશે તો ! તો તો ગજબ થાય, મેં આમ પાછા ફરવામાં ભૂલ કરી.'

વળી એ દિશામાં કદમ ઉપાડ્યા ને વળી થંભી. વળી શોચવા માંડ્યું હું પાછી ત્યાં વળી પણ એ બાઇ હું ભોજન લઇ પાછી ફરું એટલો સમય સંયમ જાળવી ન શકે ને બાળકનો આહાર કરી જાય તો ! બસ, મારા જવા આવવાના સમય પૂરતું એને કંઇક ખાવાનું મળી જાય તો ! તો એ બાળકને નહિ ખાય તો તે બાળક અને એની માતા એમ બે બે જીવ ઉગાર્યાનું પુણ્ય હાંસલ થાય, તો ભગવાન તથાગતની આશિષ ઉતરે.'

પણ વળી શોચવા માંડ્યું. એ બુભુક્ષિત માતાને ખાવા શું દઉં ! અહીં તો અનાજના કણ માટે માનવો પ્રાણ ત્યાગ કરે છે !

તે એણે પોતાના દેહ ભણી નજર માંડી. માંડીને માત્ર એક જ પળ થંભી બીજી પળે પોતાના બે હાથ ભીંસી છાતીનો માંસલ ભાગ કાપી નાખ્યો ચેંથડી નાખ્યો. એ લોહી નીગળતો માંસનો લોચો લઇ લોહીની ધારાએ ઉત્પલાવતીના રાજમાર્ગો પર વહાવતી રૂકમાવતી પેલી ભૂખી નારી પાસે આવી-આવી તો ખરી પણ આવતાં જ ઢગલો થઇ પડી ને પેલો લોહીભીના માંસનો લોચો એ બુભુક્ષિત માતાની સમીપ ધરતાં બોલી,

'મા ! તમે આટલું ભોજન દેહ ટકાવવા જરા વાર લો ત્યાં હું તમારા માટે મારા આવાસેથી ભોજન લઇ આવું. ભો..જ ન લઇ આવું. કૃપા કરી તમે એ નવજાત શિશુ પરથી પંજો હટાવો એને ન ખાશો મા દયા, કરો દયા કરો '

પેલી બુભુક્ષિત નારીએ મોં પર ભૂખ શમનનું

હર્ષ ભર્યું સ્મિત આણી રૂકમાવતીના હાથમાંથી માંસનો લોચો લીધો ને રૂકમાવતી અચેત થઈ ઢળી પડી. તેના દેહમાંથી પ્રાણ પંખેરુ ઊડી ગયું

ને એજ ક્ષણે ભિખ્ખુઓ સમેત ભગવાન બુદ્ધ નીકળ્યા એણે શાંત સરોવર સમી આંખો રૂકમાવતી ભણી નોંધી. એનું બલિદાન નીહાળ્યું ને એમના હૈયામાં પ્રસન્નતાનો ઉદધી ઉછળ્યો સહસા જ એમનો હાથ રૂકમાવતી ભણી આશિષ આપવા લંબાવ્યો. પેલાં મોતના મુખમાં જતા મા અને નવજાત શિશુનો ભિખ્ખુ સંઘે હવાલો સંભાળ્યો કે રૂકમાવતીના બે જીવ બચાવવા થયેલ આતમસમર્પણનો ધન્ય પ્રસંગ નીહાળી કારમો દુષ્કાળ છતાં ક્યાંકથી વસંતનો વાયુ આવી લહેરાવા માંડ્યો ઝાડપાનનું નામ ન હતું છતાંય ક્યાંક દૂર સુદૂર કોયલના ટહુકાર સંભળાયા. દિશાઓમાંથી ધન્ય ધન્યના જય બોલ ઉછળ્યા

....

જ્યારે ન્યાયાધીશે ગુનેગારને કહ્યું : "હું તને ભારેમાં ભારે સજા કરવાનો છું" ત્યારે અદાલતમાં સન્નાટો છવાઈ ગયો ને ન્યાયાધીશ શું કહે છે તે સાંભળવા સૌ કોક લાંબી કરીને ઇંતેજાર બની ગયા ન્યાયાધીશે આગળ ચલાવ્યું 'અને તેથી હું તને મજાના આરામગૃહ જેવી જેલમાં મોકલવાનો નથી, પણ અનાજની તંગી, મોંઘવારી, બેકારી ઘરની મુસ્કેલી, સંસારના ઝગડા, યુદ્ધ અને હાઈડ્રોજન બોમ્બની ચિંતા વગેરે ભોગવવા માટે તને છૂટો જ મૂકી દઉં છું"

*

લગભગ અર્ધી રાત થવા આવી હતી. એક ગવૈયો પોતાના મહેમાનને સંગીતના સામર્થ્યની વાત કરતો હતો. એણે કહ્યું સંગીતમાં કેટલા વાગ્યા છે એ કહેવાની શક્તિ છે. મહેમાનને ગવૈયાની વાત પર વિશ્વાસ આવ્યો નહિ તેથી પ્રત્યક્ષ દાખલો આપવા માટે ગવૈયાએ ઘરની દિવાલને અઢેલીને તંબુર હાથમાં લઈ ગાવા માંડ્યું ગીત જામતું ગયું ગવૈયો રંગમાં આવી દિવાલને તાલ દેતો હોય એમ ધક્કા મારવા લાગ્યો એટલે બાજુમાં રહેતો પડોશી બૂમ પાડી ઊઠ્યો : 'ભાઈ, જરા નિરાંતે ઊંઘવા તો દેશો કે નહિ? રાતના દોઢ થયો હોય તો ય તમારું ટુન ટુન ન અટક્યું !'

ગવૈયાએ વિજયભરી દૃષ્ટિએ મિત્ર સામે જોયું અને પોતાનો તંબૂ નીચે મૂક્યો

*

સોક્રેટિસ પાસે કોઈ શિષ્ય થવા આવતું ત્યારે તે તેને એક તળાવડામાં નજર કરીને તેમાં શું દેખાય છે એ પૂછતો. તેના એક શિષ્યે તેને પૂછ્યું, "આમ કરવાનું શું કારણ"

"એ તો બહુ સાદી વાત છે, ભાઈ જેઓ તળાવડામાં જોઈને એમ કહે છે કે અમે તેમાં માછલીઓ તરતી જોઈએ છીએ, તેમને હું તરત સ્વીકારી લઉં છું પણ જેઓ તેમાં પોતાના ચહેરાનું પ્રતિબિંબ જ જુએ છે, તેઓને હું સ્વીકારતો નથી, કારણ કે તેઓ પોતાના અહં સિવાય બીજું કાંઈ દેખી શકતા જ નથી."

# ગાંધી વિચારનું સત્વ

દાદા ધર્માધિકારી

ગાંધી કોઈ પ્રૉફેટ નહોતા. તેમણે પોતાનો કોઈ સંદેશ આપ્યો નહોતો, ન તો તેમનું સર્વ-નિશ્ચિત એવું કોઈ મિશન હતું. પયગંબરનાં પૈકી કોઈ લક્ષણ આપણને ગાંધીના વ્યક્તિત્વમાં જડતાં નથી. તેઓ કોઈ અગાઉથી મકસદ લઈને આ પૃથ્વી પર નહોતા આવ્યા. પ્રસંગોમાંથી પ્રયોજન નિષ્પન્ન થતાં ગયાં. ગાંધીના જીવનમાં સૌથી મોટી જે ચીજ આપણને જોવા મળે છે, તે તેમની પ્રયોગવીરતા. પોતાની આત્મકથાને પણ એમણે નામ આપ્યું, 'સત્યના પ્રયોગો.'

એમના આખાયે જીવનમાં સત્યનિષ્ઠાનો એક અખંડ અકુંઠિત પ્રવાહ નજરે ચઢે છે. એ સત્યનિષ્ઠા એમને માટે સ્વાભાવિક હતી, જન્મસિદ્ધ હતી. તે એમને પ્રયત્નપૂર્વક કેળવવી પડી નહોતી. મારી એવી ધારણા છે કે ગાંધીના જીવન ઉપર અનેક ગ્રંથોની ઘેરી અસર પડી છે, તેમ છતાં એમાંના કોઈપણ ગ્રંથને સંપૂર્ણપણે પ્રમાણ માનીને તેઓ કદી નથી ચાલ્યા. તેઓ ગ્રંથનિષ્ઠ કદી નથી રહ્યા. વળી શરૂઆતમાં તો અમુક જ એક પ્રયોજન પણ એમના જીવનમાં આગળ પડતું નથી રહ્યું. માત્ર એક સત્યનિષ્ઠા એમના જીવનમાં મુખ્ય પરિબળ રહી છે. એક નાનકડી ચોરીએ પણ એમને બેચેન બનાવી મૂક્યા. એવી બેચેની તો આપણા દરેકના દિલમાં જાગે છે, પણ આટલી તીવ્ર નહીં કે રહેવાય નહીં. અસત્ય તો આપણા દિલમાંયે ખૂંચે છે, પણ આપણે તે તરફ ઝાઝું ધ્યાન નથી આપતા અને પછી આપણને તેની આદત પડી જાય છે, અસત્ય આપણને કોઠે પડી જાય છે, ગાંધીને અસત્ય અને અપ્રામાણિકતાની આમ આદત પડેલી જ નહોતી પડી.

ગાંધીએ આ સત્યનિષ્ઠાને પણ મૂળમાં કોઈ ગૂઢ વસ્તુ નહોતી માની. વસ્તુનિષ્ઠાને જ એમણે સત્યનિષ્ઠા માની. હું તો આ વસ્તુનિષ્ઠાને જ વાસ્તવમાં વૈજ્ઞાનિકતા કહું છું. વસ્તુનિષ્ઠાની અનિવાર્ય શરત



એ છે કે કોઈપણ પ્રકારના બાધના વિચારને સંસ્કારથી ચિત્ત મુક્ત હોવું જોઈએ. મન જેટલું

પોતાના વિચારોથી રંગાયેલું હશે, એટલી વસ્તુનિષ્ઠા ઓછી થશે. ગાંધીએ એ વાતની કોશિશ કરી કે પોતાનું દર્શન આ રીતે કલુષિત ન થાય. તટસ્થ ચિત્તનો પોતાનો કોઇ પક્ષ કે આગ્રહ નથી હોતો. વળી, જ્યાં સુધી માણસ બીજાની ભૂમિકામાં પોતાને રાખવાની કોશિશ નથી કરતો ત્યાં સુધી તેને સત્યનું યે યથાર્થ દર્શન નથી થતું. ગાંધીમાં આપણને સત્યનિષ્ઠાની સાથોસાથ ભારોભાર ઉદારતા અને સહૃદયતા જોવા મળે છે. આવી ઉદારતા ને સહૃદયતા વિના આપણે બીજાની વાત યથાર્થપણે સમજી જ નથી શકતા. બીજાની વાત સમજવાની તત્પરતા ને ઉત્સુકતા એ માણસની સ્વસ્થ બુદ્ધિનું લક્ષણ છે.

ગાંધી એક સ્વસ્થ સામાન્ય વ્યક્તિ હતા. આપણે બધા મોટે ભાગે સંતપણા તરફ કે દુર્જનતા તરફ ઢળતા હોઇએ છીએ. બેઉ રીતે સામાન્ય વ્યક્તિ જ રહ્યા. ગાંધી જેવી સ્વસ્થ સામાન્ય વિભૂતિ બીજી કોઇ થઇ હોય તો મને ખબર નથી. ગાંધીમાં વિશેષ સિદ્ધ પુરુષનાં કોઇ લક્ષણ જોવા મળતાં જ નથી. પ્રયોગો કરતાં કરતાં અને ભૂલોને કસોટીઓમાંથી શીખતાં શીખતાં જ તેઓ આગળ વધ્યા. ગાંધીનું 'પોતાનું' કોઇ તત્ત્વજ્ઞાન હતું કે કોઇ વાદ હતો તેમ કહેવું તેમને અન્યાય કરવા બરાબર છે. છેવટ સુધી એમની ભૂમિકા એક સાધકની જ રહી. ગાંધીએ સંસ્કારોના, આદતોના, વિચારોના, પરંપરાના આગ્રહ છોડયા. સતત સત્યદર્શનનો જ પ્રયાસ એમણે કર્યો—અને તેમાંથી જ એમને અહિંસા જડી.

એમને તુરત સમજાયું કે જીવનની એકતા જ પરમ સત્ય છે. પરમાત્માનો અર્થ જ છે, ભૂતમાત્રનું એકત્વ. આને જ એમણે પરમ સત્ય માન્યું. તેથી અહિંસા સહજ નિષ્પન્ન થઇ. ડાર્વિને પોતાના ઉત્ક્રાંતિના સિદ્ધાંતના અનુસંધાનમાં એમ જોયેલું કે આગળ જતાં નાના સમૂહો મોટા સમૂહમાં વિલીન થઇ જાય છે. અને પછી દરેક વ્યક્તિનો સ્વાર્થ બીજા સાથે જોડાઇ જાય છે. મનુષ્યમાત્રનો સ્વાર્થ એક થઇ જાય છે. ક્રોપોટકીને આને unconscious mutuality—'અજ્ઞાન પારસ્પરિકતા' કહી. આધુનિક જીવશાસ્ત્રીઓ એ વસ્તુ સ્વીકારે છે કે જેમ પોતાના જીવન માટે સંઘર્ષ છે, તેમ બીજાના જીવન માટે પણ 'સંઘર્ષ' ચાલે છે.

ગાંધીએ જોયું કે મનુષ્યની મનુષ્યતા જ એમાં છે કે તે પોતાના જીવનમાં બીજાઓને સામેલ કરે. આના વિના એની સત્યનિષ્ઠા ઊણી છે. વોલ્ટેરે પોતાની આગવી શૈલીમાં કહેલું: 'તેઓ કહે છે કે ઈશ્વરે પોતાની કલ્પના અનુસાર માણસ ઘડયો; હું કહું છું કે આપણે અવશ્ય એનો બદલો વાળ્યો.' આમ, જેટલા માણસ એટલા ઇશ્વર બન્યા. તેથી ગાંધીએ આ ભૂલભુલામણીમાંથી માર્ગ કાઢયો; સત્ય જ ઇશ્વર છે.

આમ, વસ્તુનિષ્ઠા ને વૈજ્ઞાનિકતા પર આધારિત સત્યનિષ્ઠા ને જીવનનિષ્ઠામાંથી ગાંધીની અહિંસા નિષ્પન્ન થઇ. તેથી ન તે બુદ્ધની અહિંસા છે, ન ઇશુની. તે ગાંધીની પોતાની અહિંસા છે. તેથી એમનું સ્વરાજ્યનું આંદોલન પણ આગવા સ્વરૂપનું રહ્યું.

રાષ્ટ્રીય જીવનના એક ઉદાહરણ પરથી આ વાત વધુ સ્પષ્ટ થશે. ગાંધીએ ગોખલેને પોતાના ગુરુ માન્યા, કેમકે ભારત વર્ષની રાજનીતિમાં, સાર્વજનિક જીવનમાં ગોખલે પહેલા સભ્ય પુરુષ, એક સજ્જન રાજનીતિજ્ઞ થયા. તેઓ સાર્વજનિક જીવનનું, રાજકારણનું આધ્યાત્મીકરણ કરવાની ખેવના રાખતા હતા. તેથી ગાંધી ગોખલે તરફ બહુ આકર્ષાયા. જીવનની એકતાનું જે દર્શન લાધ્યું તેનો વિનિયોગ ગાંધી વ્યવહારમાં કરી શક્યા. તેમાં ગોખલેનોયે ફાળો છે. પરંતુ ગાંધી શિષ્ય ગોખલેના હોવા છતાં ઉત્તરાધિકારી તિલકના હતા. તેથી રાષ્ટ્રીય કાર્યક્રમોની બાબતમાં ગાંધી અને તિલક વચ્ચે ઘણું સામ્ય જોવા મળે છે. તિલકના બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વદેશીના કાર્યક્રમોનો જ પડઘો ગાંધીના અસહકાર, નઇ તાલીમ અને સ્વદેશીના કાર્યક્રમોમાં

આપણને મળે છે. પરંતુ ગાંધીએ આ પ્રત્યેક કાર્યક્રમોના આશયને ઘણા વ્યાપક ને ઉદાત્ત બનાવ્યા. તેને લીધે એક ક્રાંતિકારી પરિવર્તન સિદ્ધ થયું. આ ઉપરથી એ વસ્તુએ ધ્યાનમાં આવશે કે ગાંધી પોતાનું એક દર્શન લઈને આવેલા અને તદનુસાર જીવન ઘડવા માગતા હતા, એવું નથી.

ગાંધી પહેલા સંસ્થાઓ બે જાતની જોવા મળતી, કાં આધ્યાત્મિક હેતુવાળી, કાં લૌકિક હેતુવાળી, જે આધ્યાત્મિક સંસ્થા હોય તેને માનવ-જીવનની રોજબરોજની સમસ્યાઓ સાથે ઝાઝું લાગતું વળગતું ન હોય, અને જે લૌકિક સંસ્થા હોય તેને આધ્યાત્મિકતાની ખબર પડી ન હોય. પરંતુ ગાંધીના જે આશ્રમો ચાલ્યા, તેમાં આપણને લૌકિક ને આધ્યાત્મિકનો સમન્વય જોવા મળ્યો. તેમાં સ્વરાજ્ય આંદોલનની સાથે એકાદશ વ્રત પણ જોડવામાં આવ્યા.

ગાંધીએ તિલકના કાર્યક્રમોમાં નવા અર્થ ભરી દીધા. સ્વરાજ્યની લડતને એમણે વ્યક્તિગત સાધના સાથે જોડી દીધી. સ્વદેશીને એમણે પડોશીધર્મ કહ્યો અને તેને આધ્યાત્મિક સંકેતાર્થ આપી દીધો. આથી તે ઈશુ ખ્રિસ્તના સુપ્રસિદ્ધ બોધવચન સાથે સંકળાઈ ગયું: તમારા પડોશી પર પ્રેમ રાખો. શત્રુમિત્ર આપણા પસંદ કરેલા હોય છે, પણ પડોશીને આપણે પસંદ કરવા ગયા નથી હોતા.

મારા પડોશી કોણ છે? બે. એક તો જે મારી બાજુમાં રહે છે અને બીજો જે દુ:ખી છે. બાઇબલમાં "ગુડ સમરિટન" ની કથા દ્વારા એમ દર્શાવ્યું છે કે દુ:ખી પીડિત માણસ પણ આપણો પડોશી છે. પડોશીનો આવો અપૂર્વ અર્થ જે ઈશુએ કર્યો તે જ ગાંધીએ પણ કર્યો. તેમણે તેને દરિદ્રનારાયણ કહીને ઉપાસ્ય દેવ બનાવી દીધો. એની ઉપાસનાને એમણે ઈશ્વરની ઉપાસના માની. એવી સેવા એ એમની સર્વોદયની સાધનાનો પાયો બન્યો. અંત્યોદયથી એમના સર્વોદયનો આરંભ થતો હતો. સૌથી છેવાડે રહી ગયેલા માટે આપણા દિલમાં કરુણા જાગે તે સાવ સ્વાભાવિક છે. જ્યાં સહૃદયતા છે, ત્યાં સહાનુભૂતિ સહજ છે. સ્વસ્થ મનુષ્યનું એ સ્વાભાવિક લક્ષણ જ છે. એ સહાનુભૂતિમાં આપણો સ્વાર્થ અંતરાય રૂપ બને છે. વળી, જાતિ, રાષ્ટ્ર, પંથની સંકુચિત ભાવના પણ માણસની સ્વાભાવિક પ્રેરણાને કુંઠિત કરતાં હોય છે. એ સંકુચિતતા કાઢવાની છે. ખરું જોતાં પ્રેમ, કરુણા, સહાનુભૂતિ માણસ માટે સાહજિક છે.

કોઈનુયે દુ:ખ જોઈને માણસનું દિલ દ્રવી ઊઠે છે. પણ ક્યારેક સંસ્કાર પણ માણસની સ્વાભાવિક પ્રેરણાને સીમિત કરી દે છે. માણસને જાણ થાય કે આ તો વિરુદ્ધ જાતિનો કે વિરુદ્ધ પંથનો કે વિરુદ્ધ દેશનો માણસ છે, તો તેની આ સ્વાભાવિક પ્રેરણા પણ કુંઠિત થઈ જાય છે. તત્ત્વજ્ઞાનના સંસ્કાર, સંપ્રદાયના સંસ્કાર, રાષ્ટ્રીયતાના સંસ્કાર જેટલા બળવત્તર બને છે, તેટલો સભ્યતાનો ને બંધુતાનો હ્રાસ થાય છે.

ગાંધીએ આવા બધા જ સંસ્કારોથી મુક્ત થવાની હરહંમેશ કોશિશ કરી. ગાંધી પાસે જીવન સિવાય બીજું કશું છે નહી. ગાંધી ગ્રંથનિષ્ઠ નહોતા. વિભૂતિનિષ્ઠ નહોતા, સંસ્થાનિષ્ઠ નહોતા, સંપ્રદાયનિષ્ઠ નહોતા તેઓ તો વસ્તુનિષ્ઠ હતા. સત્યનિષ્ઠ હતા, જીવનનિષ્ઠ હતા. આજે જ્યારે હજારો અંતરાયો માનવજાતને વિભાજિત કરી રહ્યા છે, ત્યારે આપણે જો ગાંધીની આ સહજ સ્વાભાવિક માનવતા, એમની સત્યનિષ્ઠા, જીવનનિષ્ઠા, માનવનિષ્ઠા, ચરિતાર્થ કરી શકીશું, તો ગાંધીનું જીવ્યું સાર્થક ગણાશે.

(ગાંધીયન ઇન્સ્ટીટ્યુટમાંના વ્યાખ્યાનની શ્રી પ્રબોધભાઈની નોંધ પરથી સાભાર)

# મુમુ

શિ.

લેખક : ઇવાન તુર્ગેન્યેફ

અનુવાદ : ઇંદિરા ડગલી

પ્રકાશક : વોરા એન્ડ કું. મુંબઈ–૨

પૃષ્ઠ ૭૦ કિંમત રૂ. ૧–૨૫

આ એક નાનકડી વાર્તા છે. તેમાં મુખ્ય પાત્રરૂપે, ૭ ફૂટ ઊંચી અને કદાવર કાયા ધરાવતો ગેરાસીમ છે: તે બહેરો અને મૂંગો હોય છે પણ તેની શેઠાણી ગામડામાંથી મોરો લઈ આવે છે. શરૂઆતમાં એને લાગે છે કે પોતે કઈ નવી દુનિયામાં આવી ચડ્યો છે પણ નવાઅનુભવો ધીમેધીમે કોઠે પડી જાય છે. શેઠાણીને બીજા ઘણા નોકરો હોય છે તેમાં ગેરાસીમ જુદો તરી આવે છે. બધા જ આ ભીમકાય મૂંગા ચોકીદારથી ડરીને રહે છે, અને ઇશારાથી વાત કરે છે. તે ગરવો, વફાદાર અને ચારિત્ર્યશીલ આદમી પોતાનો જુદો જ ચોકો જમાવી ઓલીમાં એકલો પડ્યો રહે છે. શેઠાણીને ત્યાં તાત્યાના નામની ધોબણ હોય છે. તેના તરફ ગેરાસીમ વહાલભરી વર્તણૂક બતાવે છે. તે અઠ્ઠાવીસ વર્ષની, શરીરે દૂબળી અને કદમાં નીચી હતી. એના વાળ સોનેરી હતા પણ 'ભાગ્યાતિયાની બળેલી' હતી–સગાવહાલમાં કોઈ હતું નહિ. પહેલવહેલાં જ્યારે તેણે ગેરાસીમને જોયો ત્યારે તો તેના મોતિયા જ મરી ગયા. ગેરાસીમે તાત્યાનાને હેરાનપરેશાન કરી નાખી; તે જ્યાં જાય ત્યાં પાછળ ઊભો જ હોય! એ મરકમરક હસતો, વહાલભર્યો અવાજ કાઢતો તો કોઈકવાર પોતાના ખમીસમાંથી એકાએક રિબન ખેંચી કાઢી, તાત્યાનાના હાથમાં મૂકી દેતો, શેઠાણી તાત્યાના વિશે ટકટક કર્યા જ કરતી. તેમા વળી શેઠાણીને તુક્કો સૂઝ્યો અને બીજા એક નોકર કપીટોન સાથે તાત્યાનાને પરણાવી દેવાનું નક્કી કર્યું. પણ ગેરાસીમ વચ્ચે હતો. તેને દૂર કરવા બીજા નોકરોએ એક નાટક રચ્યું. ગેરાસીમને કોઈ દારૂ પીએ તેની બહુ સૂગ હતી. એટલે તાત્યાનાને દારૂ પીને લથડિયા ખાતી એકવાર બતાવીને ગેરાસીમનો ભાદ વહોરી લીધો. બીજે દિવસે તાત્યાના અને કપીટોન પરણી ગયાં અને એક વર્ષ પછી શેઠાણીએ તેમને બીજે ગામ મોકલી આપ્યાં. ગેરાસીમ પણ તેમને મૂકવા પાદર સુધી ગયો. તાત્યાનાથી વિખૂટા પડતાં તેને પણ દર્દ થતું હતું. તેમને વળાવી તે પાછો ફરતો હોય છે ત્યારે નદી કાંઠે એક ગલુડિયું કાદવમાંથી બહાર નીકળવા ફાંફાં મારતું જુએ છે. ગેરાસીમ તેને ઉપાડી લે છે; તેને થરથરતી ટાઢમાં ગરમકોટ ઓઢાડીને સુવાડે છે; દૂધ પાય છે અને શક્ય તેટલી સારવાર કરે છે, અહીંથી મુખ્ય વિષય શરૂ થાય છે માનવીનો પ્રેમ પામવામાં નિષ્ફળ ગએલ ગેરાસીમ પ્રાણી તરફ આકર્ષાય છે.

ગલુડિયાને મુમુ નામ આપ્યું છે તે ઉચિત છે. ગેરાસીમ અને મુમુ એકબીજાને ગોઠી ગયાં છે. રોજ સવારે મુમુ કોટના છેડાને બે દાંત ભરાવી ખેંચે અને ઉઠાડે. ઘોડાગાડીમાં પાણીનું પીપ મૂકી, ગેરાસીમ ભરવા જાય ત્યારે મુમુ પણ ઘોડાની બાજુમાં ચાલે. એક વર્ષ પછી ભસતાં શીખે છે ત્યારે કઠણાઈ થાય છે. પ્રથમવાર મુમુ શેઠાણીને ત્યાં જાય છે ત્યારે ઘૂરકાટ કરે છે અને શેઠાણી બોલાવે છે તો પણ જતું નથી. બધા નોકરો ગભરાઈ જાય છે. શેઠાણીની પણ આમન્યા ન રાખે એવું કૂતરું હોય? ત્યારે પછી તેના ભસવાથી શેઠાણીની નિદ્રામાં ખલેલ પડે છે અને ગેરાસીમને ખબર ન પડે તેમ બીજો નોકર દૂર મૂકી આવે છે પણ મુમુ બેચાર દિવસમાં જ ગેરાસીમને ત્યાં આવી ચડે છે. ફરીથી એ જ ભોકાણ, લથડિયા ખાતા દારૂડિયાને જોઈ

મુમુ મસવાનું શરૂ કરે છે અને અનિદ્રાના રોગથી પીડાતી શેઠાણીને માંડ ઊંઘ આવી હોય છે તે ઝબકી જાય છે. બધા જ નોકરોને ભેગા કરી ઠપકો આપે છે કે શેઠાણી કરતાં મુમુ જ સૌને પ્રિય હોય તો મને મારી નાખો! શેઠાણીના ક્રોધથી ડરી જઈને નોકરો ગેરાસીમને ત્યાં જાય છે અને મુમુના અપરાધથી વાકેફ કરે છે બીજા નોકરો મુમુને ગળાચીપ દઈને મારી નાખવાના હોય તો ગેરાસીમ પોતે જ શા માટે મારી ન નાખે? તેવો નિશ્ચય કરી લે છે અને સૌને હાવભાવથી સમજાવે છે કે પોતે જ મુમુને ગળાટૂંપો દઈ દેશે. અને ખરેખર એક દિવસે હોડીમાં મુમુ સાથે બેસીને તે દૂર દૂર જાય છે અને તેને જળસમાધિ આપે છે. પાછો ફરીને તે હવે મોસ્કોમાંથી પોતાના મૂળ ગામ જવા ચાલી નીકળે છે—જ્યાંથી તે આ શહેરમાં આવ્યો હતો. બાપડી મુમુને ડુબાડી માર્યા પછી જન્મભૂમિમાં જ તેને સાંત્વન મળે તેમ હતું.

નિર્જન ઝૂંપડીમાં ગેરાસીમ હવે એકલો જ રહે છે, હજુ તે પહેલાં જેટલો જ પ્રચંડ અને શક્તિશાળી છે, હજુ યે તે ચાર માણસ જેટલું કામ એકલો કરે છે, અને પહેલાં જેટલો જ ગંભીર અને ગૌરવસભર લાગે છે. પણ હવે તેનામાં પડોશીઓએ બે ફેરફાર જોયા છે. એક તો તે સ્ત્રીઓથી દૂર રહે છે અને બીજો ફેરફાર એ કે હવે તે કોઈ કૂતરાને પાળતો નથી

શ્રી ઉમાશંકર જોશીએ પુસ્તકના આવકારમાં લખતાં કહ્યું છે: "દુનિયાના સર્વશ્રેષ્ઠ નવલકથાકારના પદ માટેના બે અધિકારીઓ તે રશિયનો છે તેવો સામાન્ય મત છે— ટોલ્સ્ટોય અને દોસ્તોયેવ્સ્કી...તેમ છતાં એ બંનેનો પુરોગામી બલકે વડેરો સમકાલીન એક ત્રીજો રશિયન નવલકથાકાર છે જે પોતાના બંને અનુગામીઓ કરતાં કલાકાર તરીકે કદાચ વધારે ધ્યાન ખેંચે છે હા, તુર્ગેન્યેફની કથાકૃતિઓ સુરેખ કંડારેલી કલાકૃતિઓ છે... સોમરસેટ મોમ જેવા કલાકાર આગ્રહી કથાકાર જો એમ કહે કે કાળે કરીને તુર્ગેન્યેફનું વધારે આકર્ષણ રહેશે તો સમજી શકાય તેવું છે."

તુર્ગેન્યેફની આ કૃતિ પ્રથમ દૃષ્ટિએ બાળવાર્તા જેવી લાગે. પણ માનવપ્રેમ અને પશુપ્રેમની આરાધના કરતા બહેરા-મૂંગા, અને પશુબળ ધરાવતા ગેરાસીમને મૂકીને કલાકારે સર્જનમાં મૌલિકતા અને ઔચિત્યનું સમાનપણું દર્શાવેલ છે. તદ્દન સાદા શબ્દોમાં, અને ભાષા કે શૈલીના આડંબર વિના વાર્તા જાણે ઝરણાની પેઠે વહી જાય છે.

આવકારમાં શ્રી ઉમાશંકરે કુનરાનો ઉલ્લેખ કરીને હાડીની 'Mongrel" કહાણીને કાવ્યપંક્તિમાં ઉલ્લેખ કરી એ પ્રાણીની માનવભક્તિનો કરુણાસભર ચિતાર આપ્યો છે હાડીની વાતમાં કૂતરા અંગેનો કર ભરવામાંથી છૂટવા માટે માલિક દરિયાના પાણીમાં ઓટ વખતે સોટી નાખે છે અને વફાદાર કૂતરું તે લઈ આવવા તેમાં ઝંપલાવે છે અને દરિયાઈ ઓટના જબ્બર ખેંચાણમાં તણાઈ જાય છે પ્રસ્તુત વાર્તામાં ગેરાસીમ હોડીમાં મુમુને સાથે લઈ જાય છે. અને બે ઈંટ બાંધેલો ગાળિયો તેના ગળામાં પરોવી તેને ડુબાડી મારે છે છતાં પણ પશુપ્રેમની તેની ઉદાત્ત ભાવનાને આંચ આવતી નથી.

શ્રી. ઈંદિરા ડગલીએ એક એવી વાર્તાનો અનુવાદ આપ્યો છે જે જરૂરી હતી—એટલા માટે કે મહાન સર્જકો, સામાન્ય વિષયને જે ઇન્સાફ દઈ જાણે છે તે અનુકરણીય બને. ક્યારેક શબ્દશ: અનુવાદનો આગ્રહ રાખતા વાક્યરચના ક્લિષ્ટ બની છે તે નિવારી શકાઈ હોત. સંવાદમાં આખા નામોનો ઉલ્લેખ કૃત્રિમ લાગે છે. તે સિવાય લેખિકાનો પરિશ્રમ સાર્થક છે

* ૬

નાણા બચાવો
અને દેશમાં
ઉદ્યોગો વસાવો.

આપની
નાની બચતનો
પણ
રાષ્ટ્રના વિકાસમાં
એક
મોટો ફાળો છે.



# અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ–૧-૨-૩-૪—૨-૦૦
ગાધી ગુરુ — — ૧–૨૫
ગીતાજલિ એક અધ્યયન — ૧-૨૫
અલ્લાહના બંદાઓ — ૦–૩૭
મસ્તીની પળોમા — — ૦–૧૫
ગાધીજી સાથે જીવનયાત્રા — ૦–૨૦
ગુરુદેવ' સાથે જીવનયાત્રા — ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦-૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાળા — ૦–૩૫

રજી. નં. જી. ૧૫૩

# શિલ્પાયન



ભારતીય હસ્ત કળા કારીગરીનું કેન્દ્ર

૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

# વૈષ્ણવજન

વર્ષ : ૬ ૧૨, જાન્યુઆરી : ૧૯૬૮ અંક : ૧૦

અનુક્રમણિકા





સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે જ. પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઇ શકાય .

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ
દેશમાં (વરસનું) ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

" વૈષ્ણવજન "
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક મુદ્રક, માલિક : ધીરેન ગાંધી , સંપાદક· નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સૂરજ મુદ્રિકા, પેલેસરોડ રોડ, રાજકોટ.

# ગુજરાત સ્ટેટ કો-ઓ. લેન્ડ ડેવલપમેન્ટ બેંક લી૦

: રજીસ્ટર્ડ ઓફિસ-અમદાવાદ :

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ, | સહકાર ભવન |
| નવરંગપુરા, | ઢેબરભાઇ રોડ, |
| અમદાવાદ-૯. | રાજકોટ |

☆

## " ગુજરાત ખેડૂતોની તેમની જરૂરિયાત "
## ૧૮૦ શાખાઓ દ્વારા પૂરી પાડનારી
## રાજ્યની કેન્દ્રિય સંસ્થા

—o—

ગુજરાત રાજ્યમાં જમીન ધારણ કરનાર વર્ગને એનીના વિકાસ અને પિયતની સગવડ વધારવા માટે નવા કૂવા ગાળવા અને જૂના કૂવાઓની મરામત માટે ઓઇલ એન્જીન, ઇલેકટ્રીક મોટર, અને પમ્પીંગ સેટસ, ટ્રેકટર વિગેરે આનુષાંગિક હેતુ માટે ૧૮૭ શાખાઓ દ્વારા લાંબા ગાળાનું ધીરાણ કરતી રાજ્ય વ્યાપી આ સહકારી સંસ્થા છે.

આ બેંક પાંચ લાખથી વિશેષ સભ્ય સંખ્યા ધરાવે છે.

અત્યાર સુધીમાં નીચે પ્રમાણેના હેતુ માટે ધીરાણ થયેલ છે.

૩૧ મે, ૧૯૬૭ સુધીની માહિતી દર્શાવતા આંકડા

| | સંખ્યા | ધીરાણ કરોડ-લાખ |
|---|---|---|
| ટ્રેકટર | ૧૯૮૮ | ૨. ૯૫ |
| ઓઇલ એન્જીન તથા મોટર પંપ | ૭૦૧૬૧ | ૨૫. ૪૭ |
| નવા કૂવા | ૬૩૮૧૬ | ૧૪. ૮૫ |
| જૂના કૂવા સમારવા | ૨૦૮૫૮ | ૧. ૫૩ |
| અન્ય હેતુ | — | ૭. ૨૮ |
| જમીનના કબજા હક્ક મેળવવા માટે | — | ૨. ૬૩ |
| | કુલ ધીરાણ | ૫૪. ૭૧ |

અન્ય વિગતો :-

| | | | |
|---|---|---|---|
| ૧ | ભરપાઇ થયેલ શેર ભંડોળ | રૂ. | ૩. ૭૭ |
| ૨ | રીઝર્વ ફંડ અને અન્ય ભંડોળ | રૂ | ૦. ૭૫ |
| ૩. | ડીબેન્ચર્સ દ્વારા ઊભુ કરવામાં આવેલ ફંડઝ | રૂ. | ૪૬. ૦૦ |

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ | હરિપ્રસાદ હ. ત્રિવેદી | ઉદયભાણસિંહજી |
| ઉપપ્રમુખ. | આઇ. એ. એસ. રીટાયર્ડ | યુવરાજ સાહેબ |
| | મેનેજીંગ ડીરેકટર. | ઓફ પોરબંદર |
| | | પ્રમુખ. |

# વૈષ્ણવજન

## પ્રેમ--પ્રણામ

ગુરુદયાલ મલ્લિકજી

કઇ શુભ ઘડીએ અનંત અને અસીમના મંદિરમાં ઉષાકાળે સુવર્ણમય ઘંટ વાગ્યો અને મંદિરનાં બંધ બારણાં ખુલ્યાં. એક પછી એક કરીને સત્યના યાત્રીઓ તેમાં દાખલ થવા લાગ્યા. હું દૂરથી મારી માટીના સીમિત કુટિરના પ્રાંગણથી આ ભવ્ય દૃશ્ય જોઇ રહ્યો હતો. એવામાં મારા દિલમાં એક તૃષ્ણા જાગી : 'ક્યારે હું પણ આ યાત્રીઓની મંડળીમાં પ્રવેશ કરવાનો અધિકાર પામીશ ?' મારી પોતાની અયોગ્યતાનો તરત જ ખ્યાલ આવ્યો અને મને એમ લાગ્યું કે, મારી તૃષ્ણા પ્રભુ-કૃપા વિના કોઇ દિવસ મટી શકશે નહીં. તેથી વરસો સુધી આ અસંતુષ્ટ તૃષ્ણાથી હું તપ્ત રહ્યો.

અને પછી, પ્રભુની કૃપા આ નજીવ જીવ પર ઊતરી. ગાંધીજી અને ગુરુદેવની સાથે પરિચય થયો, તેમનાં ચરણકમળને સ્પર્શ કરતાં જ મારા દિલમાં એવી આશા ફૂટી કે આ બે મહાન વિભૂતિઓ મને સત્ય અથવા પ્રભુ—જે અસીમ અને અનંત છે—તેની સાથે પોતાનાં જીવનસંદેશ અને જીવનસાધના દ્વારા પરિચય કરાવવાની મારા પર કૃપા કરશે

અસીમ અને અનંત સત્યની સાથે મારો પ્રત્યક્ષ પરિચય થયો છે, એમ કહેવાનો દાવો તો હું કેમ કરી શકું ? પણ એટલું તો હું નમ્રતાપૂર્વક કહી શકું છું કે, ગાંધીજી અને ગુરુદેવ આ અસીમ અને અનંત સત્યની બે બારીઓ છે તેમના ચરણોની પાસે બેસીને આ બારીઓમાંથી અસીમ અને અનંત—જે દૂર છે અને નિકટ છે—એનાં દર્શન કોઈ કોઇ વાર મને થયાં છે તેથી જ લગભગ છેલ્લાં ચાળીસ વર્ષોથી મારી ચેતનામાં, જો મધ્ય-યુગના એક ભક્ત-કવિના શબ્દોમાં કહું તો, નિરંતર એવો જ એક સૂર વાગ્યા કરે છે—

"હદ સે હદમેં દિન બિતા જબ,
ભોગ બહુત હમ પાયા·
હદ સે અનહદમેં જબ મૈં ડૂબા,
તબહિ આપા જાના (પાયા)."

ટૂંકામાં કહું તો, ગાંધીજી અને ગુરુદેવે મારી અંતર અને બહારની દૃષ્ટિ જે જીવનમાં પ્રેયસ છે તેનાથી જે જન્મજન્માન્તર શ્રેયસ્ છે તેની તરફ ફેરવી દીધી એવી અપાર કૃપા તેઓએ આ નજીવ સત્યાંપપાસુ પર કરી છે. તેથી તેઓને મારા સર્વાંગી પ્રેમ-પ્રમાણ હો. પ્રભુ, ગાંધીજી અને ગુરુદેવનો ઉજ્જ્વળ આત્મા મને એવા આશીર્વાદ આપે કે, જે કંઇ જીવન અને જગતમાં અનહદ કે તેના માટે મારી પિપાસા વધુ ને વધુ તીવ્ર બને અને મને રાતદિવસ તડપાવે.

દર્દે દીદાર મુઝે જલાવે રાતદિન રોમ રોમ.

# પરિભ્રમણ

આશુતોષ

## રથી બદલાય છે

કોંગ્રેસી રથના સારથી શ્રી કામરાજ વિદાય લઈ રહ્યા છે. તેઓ હંમેશા યાદગાર રહેશે. "કામરાજ યોજના"ના શિલ્પી તરીકે તેમનું નામ ઇતિહાસમાં કંડારાઈ ગયું છે. નહેરુ હતા ત્યારે, અને તેમના પછી પણ, અંગ્રેજી ભાષાથી અજ્ઞાત એવા આ વિચક્ષણ પુરુષે કોંગ્રેસની નૈયા એવા કપરા સમયમાં ચલાવી કે તેની સામેનો વાવંટોળ પરાકાષ્ટાએ હતો. છેલ્લી ચૂંટણીમાં તેમનાજ પ્રાંતમાં નામોશીભરી હાર સ્વીકારવી પડી. નહેરુ તથા શાસ્ત્રીજીના મૃત્યુ સમયે બે વાર નેતૃત્વની કસોટી તથા કટોકટી ઊભી થઈ ત્યારે તેને થાળે પાડી હતી. કોંગ્રેસ પ્રમુખપદની જવાબદારી તેમણે આચરી બતાવી. તેમનો અનુગામી કોણ આવે તે પ્રશ્નમાં તેમની દિલચસ્પી નાકામિયાબ નીવડી. હમણાંહમણાં સુધી કોંગ્રેસનું અહોભાગ્ય હતું કે જેના શિરે પ્રમુખપદનો તાજ મુકાવાનો હોય તે માહિતી અગાઉથી મળી રહેતી, અને બીનહરીફ ચૂંટણી થતી. નહેરુજીના અવસાન પછી પરિસ્થિતિ બદલાઈ ગઈ અને ખાનગી પ્રતીતિઓ થવા લાગ્યાં. એક સમય હતો જ્યારે સૌ આંખો કોંગ્રેસના પ્રમુખ ઉપર મંડાતી; હરામાં ભારેભાર ઉત્સુકતા રહેતી; ભારતના ખૂણેખૂણેથી લોકો ઊભરાતા અને કોંગ્રેસનું અધિવેશન એક યાદગાર બનાવ બની રહેતો, અને તે પૂર્ણ થયા પછી પણ હવામાં તેના આવર્તનો ગુંજ રહેતા. આજે તો દરેક વાતમાં ખેંચતાણ થાય છે અને 'ચોર પકડ, મુઝે જોર આતા હૈ' જેવો તાશોરો થાય છે પેલી વાત તો જાણે ગઈ ગુજરી લાગે છે. આવી મહાન સંસ્થાનો રથી બદલાય છે પણ લોકહૃદયને જાણે કાંઈ પડી નથી. કામરાજ જાય છે—નિજલિંગપ્પા આવે છે—જાણે કે ગાડીના ડબ્બામાંથી એક મુસાફર ઊતરે છે અને બીજો ચડે છે—અંદર બેઠેલાઓને કાંઈ નવાઈ નહિ! આ છે સાંપ્રત સમાજની તાસીર! જાણે નિરાશાએ લોકમાનસને ઘેરી લીધું છે. અને એ પણ સ્પષ્ટ છે કે લોકોની કલ્પનામાં રમમાણ થવું હશે તો કોંગ્રેસે પોતાનો કાયાકલ્પ કરવો પડશે.

## હાઈ બ્રીડ

જુવાર, બાજરી, મકાઈ તેમજ ઘઉં તથા કમોદમાં વધુ સારા બિયારણની મદદથી વિશેષ ઉત્પાદન ઠેર ઠેર થઈ રહ્યું છે. પ્રયોગો સફળ થયા પછી ખેડૂતો આવી યોજના એકદમ સ્વીકારી લે છે. કપાસમાં પણ 'હાઈબ્રીડ' યોજના શરૂ થઈ છે. આમાં સાથે સાથે ખેડૂતોએ ખાતર તેમજ જંતુનાશક દવાઓ ઉપર લક્ષ્ય આપવાનું રહે છે. પાકનો નાશ કરતી જીવાત સ્વભાવે જક્કી હોય છે અને પોતાની પ્રતિકાર શક્તિ વધારતી રહે છે, અને જે દવા તેને મારવા વપરાય છે તેના પર પ્રભુત્વ મેળવી લે છે. એવું પણ બને છે કે હાઈબ્રીડ જાતોમાં નવીજ જાતની 'હાઈબ્રીડ' જીવાતો પણ અસ્તિત્વમાં આવે છે. ખેતીવાડી ક્ષેત્રે રાત અને દિવસ સંશોધન કર્યા પછી, તેનો લાભ ખેડૂતને ન મળે તો શા કામનું? તેલીબિયાં નિષ્ણાત, કપાસ ઉછેર અધિકારી, ખાતરનિષ્ણાત, કીટકશાસ્ત્રી, જંતુપ્રતિરોધક અધિકારી એમ એક આખી ફોજ દરેક જીલ્લામાં પડી હોય પણ તે સૌ પોતપોતાની બદલીઓની વેતરણમાં, પગારધોરણ અને બઢતીની ધમાલમાં પડ્યા હોય ત્યાં એમને ખપ શો? જેમણે તેમને રોક્યા છે તેમની ફરજ એ જોવાની નથી કે ખેડૂત તથા ઉત્પાદનને શો ફાયદો થાય છે? તાલીમ આપીને, મોટા ખર્ચા કરીને નિષ્ણાતોની ફોજ ઊભી કર્યા પછી, સરકારી તંત્ર એક સ્થાપિત હિત મારેની દુમારશાહી સંસ્થા બની જાય છે. અને પરિણામે એકસરખું ધોરણ, એકસરખું ઉત્પાદન, એકસરખી વહેંચણી ઇત્યાદિ ધ્યેયો દૂર રહી જાય છે. મબલખ પાક

થવો છતાં, ભાવે પણ 'હાફબીડ' થઇ જાય છે, અને સામાન્ય લોકો પણ 'હાફ-બ્રેડ' થયાનો સંતોષ લઇ શકે છે. કોઇ શ્રીમંતને ત્યાં બાળક અવતરે તો કહેવાતું કે રૂપાની ચમચી મ્હોમાં લઇને જન્મ્યો છે પણ આજનું હરકોઇ બાળક તેનાથી આગળ જઇ ગર્ભશ્રીમંતતાની માત્રામાં મેખરે છે કેમકે તેનાં લોહીમાં પચાસ રૂપિયાના ચોખા, ત્રીસ રૂપિયાના ઘઉં, પચીસનો બાજરો, પાંચ રૂપિયે કિલોનું તેલ, અને પાંચ રૂપિયે સો ગ્રામ બદામના રજકણો ભળેલા છે

## કડી–ભાષા

ભાષાના પ્રશ્નને નાજુકાઇથી ઉકેલવાની જરૂરિયાત સૌ પ્રથમ દક્ષિણમાં તોફાનો થયા ત્યારે સમજાઇ ગઇ હતી. ત્યાર પછી પણ ઉત્તર વિરુદ્ધ દક્ષિણના સામસામા પ્રહારો ચાલુ જ રહ્યા છે. મધ્યમનો પ્રશ્ને ત્રિગુણ સેને ફરીથી આ અગ્નિને પ્રજાળ્યો. હિંદીભાષાને લોકપ્રિય બનાવવા બિનસરકારી અને ખાનગી પ્રયાસોનો અભાવ છે. પ્રાંતવાદ અને ભાષાવાદ તેમજ અલગતાવાદનું જોર જ્યારે પરાકાષ્ટાએ છે ત્યારે જ આ ખરડો રજૂ કરવામાં કઇ ગણતરી હશે? એક સાદો જ દાખલો લેવો હોય તો કેન્દ્રની સરકારી કચેરીઓ પૂરતી પણ હિંદી ભાષામાં પ્રગતિ થઇ નથી-હિંદીમાં પત્રવ્યવહાર થઇ શકતો નથી લગભગ હાસ્યસ્પદ રહી શકાય તેવી રીતે કર્મચારીઓને હિંદી શીખી લેવાનો આદેશ અપાય છે. સૌ પ્રથમ તો હિંદી ભાષામાં વ્યવહાર કરવાની સરકારની પોતાની જ તૈયારી નથી; તેમના બધા જ અમલદારો સરેરાશ, રૂઢિવાદી અને હિંદી દ્વેષી છે. ઘડીભર માની લઇએ કે બધા જ રાજ્યો હિંદીને રાજભાષા સ્વીકારવા સંમતિ આપે તો પણ સરકારી તંત્ર તેને અમલમાં મૂકવા અસમર્થ છે. ખરડો ભલે પસાર થયો-સિદ્ધિ હજુ દૂર છે.

## જાગીને જોયું તો

- અગિયારમી ડિસેમ્બરે કોયનાવાસીઓ પરોઢમાં જાગ્યા ત્યારે તેમનું જગત નાશ પામ્યું હતું; ધરતીકંપના એક જોરદાર આંચકાએ પશ્ચિમ ભારતમાં સહ્યાદ્રિની પટીને હચમચાવી મૂકી હતી; 'શૂળીનો ઘા સોયથી' પત્યો. એ ધરતીકંપના કેન્દ્રમાં મુંબઇ જેવું શહેર આવી ગયું હોત તો પરિણામની પણ કલ્પના થઇ શકતી નથી. કોયના ડેમને ઉગારી લઇને, ધરતીકંપે જાણે થોડી અનુકંપા દેખાડી. પણ સાથેસાથે એમ માનવાને કારણ રહે છે કે ભૂકંપની અસરથી ભારતનો પશ્ચિમ કાંઠો મુક્ત નથી. ૧૯૫૬ના ભૂકંપે ગુજરાતને ધ્રુજાવી દીધું હતું અને તેમાં અંજાર પડીને પાધર થઇ ગયેલું. આ દિશામાં હવે વિજ્ઞાનની મદદથી વધુ સંશોધન જરૂરી બનશે તેમજ સુરતરની યોજણી વધુ વ્યાપક બનાવવી પડશે. લશ્કરી શિસ્ત અને ક્ષમતા ધરાવતી એક ભૂકંપ રાહત ટુકડી રચી હોય, જે ખડેપગે ગમે ત્યાં દોડી જવા તૈયાર હોય, તો એક શક્ય અને નક્કર પગલું ગણાય ભૂકંપને અટકાવી શકાય નહિ પણ તેની વિનાશકારી થાપટના ભોગ બનેલાઓની મદદે જવાનું અવશ્ય બની શકે. કોયનાની બાબતમાં તો સમાચાર પણ મોડેથી મળ્યા કેમકે તે દુનિયાથી કપાઇ ગયું હતું.

## અખબારી દુનિયા

શ્રી ચચલ નરકાર અખબારી દુનિયાની જાણીતી વ્યક્તિ છે 'The Changing Press' નામનું ૧૨૬ પાનાનું તેમનું પુસ્તક ભારતના અખબારો વિષે ઘણું કહે છે. મુખ્યત્વે તો તંત્રીની જે કપરી ફરજો છે અને તેની સાથે અણુમાનીતી મર્યાદાઓ છે તેને અનુલક્ષીને તેમણે સૂચનો કર્યા છે ભારત જેવડો વિશાળ દેશ હોય, અને દૈનિકની ભાષા અંગ્રેજી અથવા હિંદી હોય તો તેનો વાચકવર્ગ દેશભરમાં હોવાનો કવા સમાચાર છાપવા; કોને છોડી દેવા; નિયત જગામાં જ દેશ અને દુનિયાના સમાચારનું તારણ આવી જવું જોઇએ અને છતાં કોઇ પ્રદેશને એમ ન લાગવું જોઇએ કે તેને પ્રતિનિધિત્વ મળતું નથી. પાનાની મર્યાદા ઉલ્લંઘવી ન જોઇએ–સ્થાયી વિભાગો, જેવાં કે વ્યાપાર, સિનેમા જગત, સાંસ્કૃતિક કાર્યક્રમો,

બજારભાવ, રમતગમત ઈત્યાદિને સ્થાન મળવું જ જોઈએ; વાચકોના પત્રો તેમજ તંત્રી લેખ અનિવાર્ય ગણાય; પ્રાદેશિક ભાષાના પત્રો નસીબદાર છે કે કોઈ સમાચારને સ્થાન ન આપે તો ચાલે. તે સિવાય, અખબારોના તંત્રીઓ અને સંપાદકો ઉપર જે દબાણ રહે છે તે અસહ્ય બને છે. આપણે ત્યાં અખબારનું મૂલ્ય પાનાં સાથે સંકળિત છે એટલે અમેરિકાની જેમ ૨૦, ૬૦ કે ૧૦૦ પાનાનું દૈનિક શક્ય નથી લોકશાહીમાં અખબારો ઉપર ભારે ગંભીર જવાબદારી રહેલી છે કેમકે લોકમત કેળવવામાં અને ઘડવામાં તેમનો હિસ્સો નાનોસૂનો નથી. આવી સ્થિતિમાં અખબારનું સંચાલન કરવામાં જે દૃષ્ટિ અને શક્તિ જોઈએ તેના અભાવ પ્રત્યે ચંચલ સરકારે નિર્દેશ કર્યો છે સ્ટેટ્સમેન, 'હિન્દુ' 'અમૃતબજાર પત્રિકા' 'નેશનલ હેરલ્ડ' પોતાનું આગવું ધોરણ ટકાવી શક્યા છે. પરંતુ જો આતરરાષ્ટ્રીય ધોરણે એ પરસાઈ ટકાવી રાખવી હોય તો જે અમાપ શક્તિ અને ઔચિત્યની જરૂર પડે છે તેનો અંદાજો કાઢવો પણ મુશ્કેલ છે પુસ્તકની કિંમત જ્યાં કે વધુ છે (એકવાસરૂપિયા !) ત્યાં ચંચલ સરકાર જેવા અધિકૃત વ્યક્તિ આ વિષયને છેડે ત્યારે તેનું મૂલ્ય વધી જાય છે

## ભૂલ સુધારી !

ઉદેપુરના રાજવી ભગવતસિંહ તાજેતરમાં જયપુરના રાજા માનસિંહને સામેથી ચાલીને મળવા ગયા ત્યારે બે રાજવંશો વચ્ચે ચાલતા ૪૦૦ વર્ષના ઈતિહાસ ઉપર પડદો પડયો હતો રાણા પ્રતાપ અને માનસિંહ વચ્ચેના યુદ્ધનો પ્રસંગ મશહૂર છે માનસિંહે પોતાની ફુઈ અકબરને વેરે આપી હતી. રાણા પ્રતાપને તેણે હરાવ્યો તેના કારણમાં મોગલ લશ્કરની મદદ કહેવાય છે. અને આ વાત ચિતોડના રજપૂતો ભૂલ્યા નહિ. બન્ને રાજવંશો આજદિન સુધી અલિપ્ત રહ્યા. આ મિલન કેમ થયું હશે? જયપુરના ગાયત્રીદેવી મુત્સદ્દી ગણાય છે. ભૂતકાળની ભૂલ સુધારી લેવાનો આ પ્રયાસ હશે! સાલિયાણા બંધ થવાના સંકટ સમયે એક થવાની ચાલ હશે?

## આવતી કાલ

વિમાની સફર હવે અવકાશયુગ સાથે તાલ મેળવે એમાં આશ્ચર્ય નથી. એ સમય દૂર નથી જ્યારે વિમાનમાં મુસાફરી કરનારા આજના જેટ વિમાન તરફ અહોભાવ કરી તુચ્છકારી કાઢશે. હવે પંખીનું સુપરસોનિક વિમાન કલાકે ૧૮૦૦ માઈલની ઝડપે મુસાફરી કરશે. ફ્રાન્સ અને બ્રિટનના સહયોગથી તૈયાર થઈ રહેલ 'કોન્કર્ડ' નો પ્રોટોટાઈપ નમૂનો ઉડ્ડયન માટે તૈયાર છે. અને તેના પ્રાયોગિક ઉડ્ડયનની તડામાર તૈયારીઓ ચાલી રહી છે. જગતની ઘણીખરી એરલાઈનો (જેમાં ભારતનો સમાવેશ છે) એ અને માટે વરદી આપી છે ૧૯૭૦ સુધીમાં તે આકાશમાં ભમતું થઈ જશે અમેરિકા અને રશિયા પણ આવી જાતના સુપરસોનિક બનાવી રહ્યા છે. હવાઈ મુસાફરી કરનારાઓની સંખ્યા વધતી જાય છે તેમ વધુ મુસાફરો વહન કરી શકે તેવા વિમાનોની માગ પણ વધતી જશે. 'બોઈંગ' થી બમણી સંખ્યા 'કોન્કર્ડ'માં તેનાથી અર્ધા સમયમાં ઊડી શકશે

## સિદ્ધિ ! સિદ્ધિ ! સિદ્ધિ !

કાળા માથાના માનવીની સિદ્ધિને કોઈ મર્યાદા નથી શુક્ર ઉપર રશિયાનો વિજય, અને અવકાશયાન સેટર્નના ચંદ્ર ઉપરનો વિજય મળ્યા પછી પૃથ્વીના ગોળા ઉપર માનવી શાંત બેઠો નથી તબીબી ક્ષેત્રે ભારે આશ્ચર્યકારક ઘટનાઓ બની રહી છે. જોહાનિસબર્ગ (દ. આફ્રિકા) ખાતે તબીબોએ એક મૃત યુવકના મૂત્રપિંડને બીજા દર્દીના દેહમાં બેસાડીને વિક્રમ રચ્યો છે પરાયા મૂત્રપિંડને શરીર સ્વીકારતું નથી. તેવી જ રીતે અમેરિકામાં કેપટાઉન ખાતે ૫૫ વર્ષના લુઈ વોશકેન્સ્કીના હૃદયમાં બગાડો થયો હોવાથી, તે દૂર કરી, એક યુવતીનું હૃદય બેસાડવામાં આવ્યું છે યુવતીના હૃદયવાળાભાઈ લુઈ વિષે થોડા સમય

વધુ શંકા જવાથી તે બહેન સ્ટેશનમાસ્તર પાસે ગયાં તો ત્યાં સૌ કેરીની મોજમાની માણી રહ્યા હતા–તેમના પાર્સલની સ્તો! આવી સ્થિતિમાં નાતાલના અવસરે ભેટ, પારસલોમાંથી ચોરી થાય, અગર દિવાળીના તહેવારોમાં સારાં મજાનાં અંકો ગ્રાહકોને ન પહોંચે, પ્રેમીઓના પત્રો હંમેશાં ચોરાઈ જાય; કૅલેન્ડરો અથવા ડાયરીઓ ગૂમ થઈ જાય અને ફરિયાદો થાય, તેથી શું? નદીમાં પૂર આવે ત્યારે ખંડેરો ઠેકાઈ જાય–અને ઓસરી જાય ત્યારે નફ્ફટની જેમ જ્યાં ના ત્યાં જ હોય! રજીસ્ટરની અને મની ઑર્ડરની પાવતીઓ પાછી ન મળે તો તમારા નસીબ! વાત આટલેથી અટકતી નથી. મશહૂર દૈનિકના ખબરપત્રીઓ રખરાક હોય અને કારણ જાણવા વહીવટતંત્રના ખેરખાંઓને મળે કર્મચારીઓના પ્રતિનિધિને મળે. અરસપરસ દોષારોપણ થાય છે. વહીવટતંત્ર કહે છે હવેની ભરતી જ એવી છે–બિલકુલ બીનજવાબદાર. કર્મચારીઓ કહે છે–કામ કેટલું વધ્યું છે, ઓવરટાઈમ ક્યાં આપે છે? અને ઑફિસમાં કામ કરવાની જગા ક્યાં છે? ખરી વાત એ છે કે સરકારી તંત્રની કાર્યક્ષમતા ખાનગી તંત્રના મુકાબલે ઘણી નીચી છે. યોગ્ય માણસને યોગ્ય સ્થળે મુકાતો નથી–નિયમો નડે છે. તંત્રની મર્યાદા નડે છે અને લોકશાહીનું નાક આડે આવે છે નોકરીની સમાન તકો આપવા ચોથા વર્ગના અને પોસ્ટમેનવર્ગના કર્મચારીઓને કારકૂન બનાવવામાં આવે તો કઈરીતે કાર્યક્ષમતા વધે? પત્રચોરી, તફડંચી, ટિકિટ ચોરી કઈ રીતે અટકાવવાના–તેમણે જ જે એક વખત કરેલું! અને પત્રમાં ભલે તમે લખો–તમારો સત્કાર કાણુ કરવાનું હતું–જ્યાં ત્યારાઓ પત્રો પહોંચાડતા જ નથી?

## રામનની શોધ

સર. સી. વી. રામનની નવી શોધ મગજમાં એકદમ બેસી જાય તેટલી સાદી લાગવા છતાં મૌલિક લાગે છે. પૃથ્વીની ચુંબકીય અસરમાં તેનું વાતાવરણ આવતું નથી અને હવામાન પૃથ્વી ઉપર-ના પડમાં મુક્ત હેરફેર કરી શકે છે. 'ધ્રુવ' પ્રદેશ આસપાસ બધું સ્થિર હોઈ શકે છે પણ વિષવવૃત્ત ઉપર ગરમીનું પ્રમાણ નીચી વિશેષ છે અને વાયુના પ્રવાહો ઉપરનીચે થયા કરે છે. પૃથ્વી ધરી આસપાસ ફરે છે તેનું પ્રમાણ વિષુવવૃત્તે દર સેકંડે ૪૬૫ મીટર જેટલું થાય છે જે અન્તે ધ્રુવબિંદુ પાસે શૂન્ય હોય છે. આથી પૃથ્વી ઉપરનું વાતાવરણ ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે અને તે દરેક-ની ગતિ સ્વતંત્ર હોય છે, જેને પૃથ્વીની સાથે કાંઈ નિસ્બત નથી. રામનના આ મંતવ્યોથી હવામાન શાસ્ત્રીઓ ઉપર જવાબદારી વધી પડી છે. તેમણે આ દિશામાં વધુ સંશોધન કરવું પડશે. જોકે પશ્ચિમનું જગત આ વાતને તાબડતોબ ઉપાડી લેશે. છતાં ભારતના જ વિજ્ઞાનીઓ વાતને આગળ ધપાવે તેમાં શોભા છે અને ગૌરવ પણ છે

## સ્ત્રી સાપ્તાહિકો

વાચનની ભૂખ ઉઘડી છે તેમ જ ગમનાર વર્ગ મોટો થતો જાય છે દૈનિકોનો વિકાસ આ વાતનો સાક્ષી બને છે રાજકોટમાં દૈનિકોને અમદાવાદના અને અમદાવાદના દૈનિકોને રાજકોટમાં આવૃત્તિ કાઢવી પડે તે વાચકવર્ગની ભિન્નરુચિની દ્યોતક છે અને લોકશાહીમાં તેની જરૂર ઓછી નથી જ. સ્ત્રી સાપ્તાહિકોની બાબતમાં એક કડવી ટૂંકી ઊભી છે. સામાન્યરીતે તીખી, તમતમતી અને કેટલીક વાર અબળાઓને નામે બનાવટી રામકહાણીઓ અને ઠરકની ધરાર બનાવટી વાતો છાપીને વાચકોને લલચાવવાનો આજે એક ધંધો થઈ પડ્યો છે, તેમાં 'સુધા' નવો ચીલો પાડે છે. જોકે આમાં વેપારી દૃષ્ટિએ જોખમ રહેલું છે પણ તે તો દરેક તંદુરસ્ત વાચનને નડવાનું જ છે. જેમ ઉતરતી કક્ષાના ચલચિત્રો મેદાન મારી જાય છે તેમ સામયિકોની દુનિયામાં પણ બનતું આવ્યું છે. કપોલકલ્પિત વાતો કરતાં સ્ત્રીઓને રોજીંદા જીવનમાં ઉપયોગી અને, તેમને નિર્ભર અને નીડર બનાવે તેવી સામગ્રી થોડી હશે તો પણ વાંધો નથી. સ્ત્રી સાપ્તાહિકો તેમજ માસિકોએ આ બાબતમાં આચારસંહિતા આપમેળે સ્વીકારવી રહી.

# જો થોડો સમય મળ્યો હોત તો

હાર્વે કે

કેટલીય વાર આપણે લોકોને એમ કહેતા સાંભળીએ છીએ: 'જો મને સમય મળ્યો હોત ને તો હું...' પણ સમય તો એવી વસ્તુ છે જે આખા જગતમાં સૌની પાસે પુષ્કળ પ્રમાણમાં છે. આનો અર્થ એ કે સૌની પાસે વખત તો છે, પણ તેઓ એનો સારો ઉપયોગ કરી શકતા નથી.

લુઈસ બ્રોમફિલ્ડ નામના લેખક એટલા તો લોકપ્રિય હતા ને એમની સર્વ રચનો એટલી માગણી હતી કે આમ જોઈએ તો તેઓ કંઈ લખી જ ન શકત. એમનો મદદનીશ કહેતો 'જ્યારે તેઓ પટનામમાં નોકરી કરતા ત્યારે એમને બધું જ કરવાનો સમય મળતો, જી. પી. પટનામ એન્ડ સન્સના જાહેરખબર ખાતાના મેનેજર તરીકે કામ કરવાનો, અનંત ચર્ચાઓ, કેટલાય લંચ, રાતની મહેફિલો, થિયેટરો, પરતકો, બધી જ જાતના લોકો, એ સૌ માટે તો વખત મળતો જ અને ભગવાન જાણે ક્યાંથી નવલકથા લખવાનો સમય પણ એમને મળી જતો!'

સમય એક એવી વસ્તુ છે જે કોઈ પણ માણસ, ગરીબમાં ગરીબ માણસ પણ છૂટથી વાપરી શકે, ઉડાવી શકે. છેલ્લાં ત્રીસ વર્ષમાં મેં કેટલાય સ્ત્રી-પુરુષોની મુલાકાત લીધી છે. દેખીતી રીતે જ કામમાં અતિશય રોકાયેલા હોય એવા માણસો પાસે મેં જ્યારે મુલાકાતનો સમય માગ્યો છે ત્યારે હંમેશા એ માટે તેઓ સમય કાઢી શક્યા છે ને એ દરમ્યાન તેમણે એટલી નિરાંતથી મારી સાથે વાત કરી છે, જાણે એમને એ સિવાય બીજું કંઈ કામ જ નથી! મેં જોયું છે કે ખૂબ રોકાયેલા માણસો પાસે હંમેશાં, કંઈ પણ કરવાનો સમય હોય જ છે. સમયનો પ્રશ્ન તો જે આળસુ છે, જે એક બાજુ બેસીને ગપાટા હાંકે છે ને સમયનો દુર્વ્યય કરે છે, તેને જ નડે છે.

બ્રિજનો મહાન ખેલાડી ઇલી કલ્બર્ટસન જ્યારે એની કીર્તિના શિખરે હતો ત્યારે એક વર્ષના ૨,૫૦,૦૦૦ ડોલર એમાં કમાતો, છતાં દરરોજ લગભગ હજાર જેટલા બ્રિજ વિશેના પ્રશ્નોના ઉત્તર એના પ્રશંસકોને આપતો–કોઈ પણ જાતના વળતર વિના! ઉપરાંત, બ્રિજ સિવાય બીજી ઘણી પ્રવૃત્તિઓમાં તે રોકાયેલો પણ રહેતો!

તમે વિન્સ્ટન ચર્ચિલનાં યુદ્ધ સંસ્મરણો વાંચશો તો તમને એનું આશ્ચર્ય થશે કે એક માણસ શી રીતે આવી વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓમાં વ્યસ્ત રહી શકે ને વળી એ સર્વ વિશે કંઈ ને કંઈ જાણતો હોય! તેઓ જ્યારે વડા પ્રધાન થયા ત્યારે એમની ઉંમર સાઠ કરતાં ય વધુ હતી ને મધ્યાહ્નના એક બે કલાક બાદ કરતા વહેલી સવારથી મોડી રાત સુધી તેઓ કામ કરતા. એમની શક્તિઓ તો અક્ષય હતી અને કોઈ પણ વાત એવી નહોતી જેને માટે એમને સમય નહોતો મળતો!

એડિસન, સૌથી વધુ વ્યસ્ત માણસોમાંનો એક હતો. એની પાસે સંશોધન કરી શકાય એવી લગભગ હજાર શોધો હતી. એમાંની એક પણ એને માટે અપાર સમૃદ્ધિ ખેંચી લાવત. કયારેક તો એ અડધા ડઝન જેટલી શોધ પર એક સાથે કામ કરતો. શરૂઆતના દિવસોમાં એણે એની એક યંત્રશાળામાં 'ફોરમેન' તરીકે એક માણસને નોકરીએ રાખ્યો. એણે પૂછ્યું: 'કચેરીના નિયમો શું છે?' 'શું? નિયમો?' એડિસને કંઈક ગુસ્સાથી કહ્યું. 'અહીં કોઈ જાતના નિયમો નથી, બસ, કામ થવું જોઈએ!'

તમને ખ્યાલ હશે કે જેઓ કામ પૂરું કરવા ન માગતા હોય એમને માટે નિયમો ઘડાય છે, ને જ્યારે માણસ બંધનમાં આવે છે ત્યારે તે ધીમી ગતિએ ને 'નિયમ પ્રમાણે' કામ કરે છે. અને આ રીતે ઘણા સમૃદ્ધ ઉદ્યોગને પણ પાયમાલ કરી શકે છે!

આ છેલ્લી સદીમાં, એક હેની સ્ટીલમેન નામના છોકરાને, બાર વર્ષની ઉંમરે, સંદેશાઓ

ફરવા-લઈ જવાની નોકરી મળી. એ ઘણો મહત્ત્વાકાંક્ષી હતો. એણે જુદી જુદી ભાષાએ શીખવાનો, પોતાને કેળવવાનો ને વિકાસ સાધવાનો નિશ્ચય કર્યો. જ્યાં જાય ત્યાં એ એક નાની ચોપડી સાથે લઈ જતો. વખતોવખત ખીસામાંથી એ ચોપડી કાઢી એક વિદેશી ભાષાનો શબ્દ એ યાદ કરી લે. આ રીતે પહેલા વર્ષ દરમ્યાન ઇંગ્લીશ, ફ્રેન્ચ ને ડચ ભાષાઓ પર એણે કાબૂ મેળવ્યો, ને એથી એની યાદશક્તિ એટલી તિક્ષ્ણ થઈ ગઈ કે સ્પેનીશ, પોર્ટુગીઝ ને ઇટાલિયન—એક બીજાને મળતી આવતી ભાષાઓ છ જ અઠવાડિયામાં શીખી ગયો! એની માતૃભાષા જર્મન સાથે હવે તેને સાત ભાષાઓ આવડતી હતી, એટલે એ બી. એચ. શ્રોડરની નિકાસ સંસ્થામાં ગયો ત્યાં હિસાબ ને પત્ર વ્યવહાર માટે કારકુન તરીકે રહ્યો. નવરાશના વખત દરમ્યાન એ રશિયન ભાષા શીખ્યો. એ જ વર્ષમાં સંટ પીટર્સબર્ગ ખાતે એને સંસ્થાનો પ્રતિનિધિ નીમવામાં આવ્યો. સત્તાવીસ વર્ષની ઉંમરે એણે રાજીનામું આપ્યું ને પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. અને બેતાલીસ વર્ષની ઉંમરે એ લાખોપતિ હતો ત્યારે એ નિવૃત્ત થયો ને પોતાની જિંદગી પુરાતત્ત્વના અભ્યાસમાં વિતાવી એ પછી શ્લીમેને ગ્રીસની મુસાફરી કરી ને પ્રાચીન ટ્રોયના ખંડિયેરો શોધી કાઢ્યા—જેને માટે એ વિખ્યાત છે.

જગતની સર્વતોમુખી પ્રતિભાશાળી વ્યક્તિઓમાં લિયોનાર્ડો-દ-વિન્સીની ગણના થાય છે. એનું જગપ્રખ્યાત મોનાલીસા અમેરિકામાં પ્રદર્શન અર્થે મુકાયું હતું. લિયોનાર્ડો ફક્ત સમર્થ ચિત્રકાર જ નહોતો, ઘણો કાબેલ વનસ્પતિશાસ્ત્રી, ઇજનેર, શરીરવિદ્યાશાસ્ત્રી, (એનેટોમીસ્ટ), ખગોળશાસ્ત્રી, અને ગણિતશાસ્ત્રી હતો. હવા કરતા ભારે હોવા છતા ઊડતું યંત્ર સૌથી પહેલું એણે શોધ્યું. ઉપરાંત પ્રથમ છત્રી (પેરેશૂટ), ટમોધન, સબમરીન, જલદીથી સળગતાં યુદ્ધશસ્ત્રો, શંકુ આકારનાં ફરતાં હથિયારો, વિમાન વતો ઘટ વગેરે અનેક શોધો એણે કરી છે. આ ઉપરાંત ઝાડની કલમ રોપવાની રીતમાં એણે સુધારા કર્યા. એ એક કુશળ સર્જન હતો ને સૈનિક તરીકે કામ કરવાનો પણ એને થોડો ઘણો સમય મળતો.

આવી જ બીજી વ્યક્તિ છે એમેન્યુઅલ સ્વીડનબર્ગ. જેને, પોતે ઇચ્છે એ કામ કરવાનો 'સમય મળતો.' એમ માનવામાં આવે છે કે અત્યાર સુધી કોઈ પણ માનવી આવા વિવિધ પ્રકારનું જ્ઞાન પચાવી શક્યો નથી. એ માનવશાસ્ત્રી, ફિલસૂફ, પ્રાણીશાસ્ત્રવેત્તા, વનસ્પતિશાસ્ત્રવેત્તા, રસાયણશાસ્ત્રી, વૈદ, પશુચિકિત્સક, નિબંધકાર, સંગીતકાર, લેખક, કવિ, તંત્રી, અર્થશાસ્ત્રી, ભાષાશાસ્ત્રી, વાદ્યો ને ફર્નિચર બનાવનાર, પુસ્તકો બાંધનાર, કાયદા ઘડનાર, ખગોળવેત્તા ને એક પ્રસિદ્ધ ધર્મનો સંસ્થાપક હતો. એણે જે ઘણી શોધો કરી એમાં મશીનગન, સબમરીન વગેરેનો સમાવેશ થાય છે. એણે નળી વિનાની માંસગ્રંથિનું કાર્ય શોધી કાઢ્યું, ને પ્રકાશિત કર્યું! જ્યારે પણ એને કંઈ કરવું હોય ત્યારે એને સમય મળતો!

વિશાળ બંગલાઓ બાંધવામાં હજારો ઈંટોની જરૂર પડે છે. ભલે આખું મકાન બાંધવામાં મહિનાઓ લાગે, ઈંટો તો સેકંડોમાં મૂકી શકાય. ને જો રોજ થોડી ઈંટો મૂકવામાં આવે તો થોડાં જ વર્ષોમાં ભવ્ય હવેલી બંધાઈ જાય.

હું ખૂબ જ આળસુ છું, છતાં મેં દર અઠવાડિયે લેખો લખ્યા, પણ 'પુસ્તકો લખવાનો મને વખત નથી' કહી એ મેં ટાળ્યા કર્યું. પણ એક દિવસ મને થયું, 'જો હું આમ કરીશ તો કોઈ દિવસ લખી જ નહીં શકું' એટલે દિવસમાં પા પાનું લખવાનું મેં નક્કી કર્યું. એ ટાઈપ કરતાં મને સાત મિનિટ લાગતી, જો કે આ કામ પાછળ રોજ સાંજે હું એક કલાક આપવા તૈયાર હતો. અને જે સહેલાઈથી લખાતું ગયું ને લખાણનો ઢગલો થતો ગયો તે જોઈને મને પોતાને નવાઈ લાગી! એક વર્ષ કરતાંય ઓછા સમયમાં એક પુસ્તક લખાઈ ગયું, મેં એ પ્રકાશકને મોકલ્યું ને એણે સ્વીકારી લીધું!

અગિયાર વર્ષ પહેલાંની આ વાત છે. ત્યાર બાદ દર અઠવાડિયાના છ દિવસ રોજનો એક કલાક હું લખવા માટે જુદો રાખું છું. હવે તો એ આદત પડી ગઈ છે—અને આ વર્ષ દરમ્યાન મારી એકવીસમી ચોપડી બહાર પડશે હવે, ભૂતકાળમાં મેં જે સમયનો દુર્વ્યય કર્યો છે તેનો હું સદુપયોગ કરું છું.

જકોલ રાંઢવું કાપી નાખ્યું કે હોડી ઝપાટાબંધ પાણી કાપતી આગળ વધી ને પલકમાં તો ઝળ- હળતા તારા સાથે દોડવા માંડી.

બીજે દિવસ પ્રભાતે તો ચોમેર અંગ્રેજોનાં થાણાંઓમાં સમાચાર ફરી વળ્યા કે 'લાહોરની રાણી ચંદ્રકુમારી ચૂનારના કિલ્લામાંથી નાસી છૂટી છે ને એને જ્યાં હોય ત્યાંથી પકડી લેવાની છે.

રાણી બનારસ પહોંચી પણ ત્યાં પગ મૂકતાં જ જોયું કે અહીં તો ચૂનાર કરતાંય મોટું જાસૂસ ખાતું છે ચારે બાજુ અંગ્રેજ ફોજના સૈનિકો એની શોધ ચલાવી રહ્યા છે.

પણ ગંગા તરફથી વહી આવતી આ ભીખારણ તરફ કોઇનું ધ્યાન ન ગયું, શોધકો ઝગમગતા પોશાકવાળી રાણીને ઢુંઢતા હતા.

રાણી ત્યાંથી તરત પાછી ફરી ને અયોધ્યાની વાટ લીધી. રાતે જનશૂન્ય સ્થાનમાં સૂતી ને પ્રભાતે પાછી ઉઘાડે પગે કાંટા કાંકરા પહાડે નદીઓ વટાવતી આગળ ચાલતી.

રાણીને અયોધ્યામાં આશરો મળવા આશા હતી. એ આશા–દીવડાના ઝાંખા અજવાળે એ અયોધ્યા આવી એક આંબાવાડિયામાં બેઠી એ આંબાવાડિયાથી થોડેજ દૂર અંગ્રેજોની લશ્કરી છાવણી હતી સંત્રીઓ અને ચકચકિત પોશાક ચમકાવતા સંત્રીઓ આમ તેમ ત્યાં ફરી રહ્યા હતા

એ બધા જ સંત્રીઓ આજ દેશના હતા. અને અંગ્રેજોને આ દેશને ગુલામ રાખવા સહાય કરી રહ્યા હતા.

રાણી એ જોતી હતી અને એના હૈયામાં આ દેશીઓના મરી પરવારેલ રાષ્ટ્રિયત્વથી આગ પેદા થતી હતી.

આભના ઓવારે ચંદ્રમા કરી આ પીડન અને પરાધીન ભારતવાસીઓના દુઃખદર્દો નીહાળી સૂરજ દેવતા આથમણી દિશે ઢળ્યા કે ઘણાં સંત્રીઓ આંબાવાડિયામાં તંબુમાંથી ફરવા નીકળ્યા ને એ ફરવા નીકળેલા એક સંત્રીએ દૂર દૂરથી આ ઝાડને છાંયે બેઠેલ રાણી તરફ એકી ટશે જોયા કર્યું. રાણીનું ધ્યાન પણ આ એકાએકનાથી પોતાના ભણી નીહાળી રહેલ સંત્રી ભણી ગયું ને તેણે હાથમાં કટાર લીધી ને સ્વસ્થ બની.

પેલો સંત્રી નજીક આવ્યો ને રૂડી કુર્નીશ બજાવી બહુ જ ધીમેથી બોલ્યો:

'મહારાણી ચંદ્રકુંવરી તમે કે નહિ?

અરે જા જા પાગલ' હું રાણી કેવી? 'કરી એક તીખી નજર એણે પૂછનાર ભણી નોંધી કે વળતી જ પળે એ સંત્રી બોલ્યો :

'મહારાણીજી! ધીરે બોલો છું આપને પીછાની ગયો છું. આપ અહીંથી આજ ક્ષણે ઊઠી ચાલ્યા જતા રહો અહીં ઓળખાઇ જશો સામે જ તંબુમાં આપને પકડવા ગોરા સેનાપતિઓ વ્યૂહ ગોઠવે છે

'તમે કોણ છો?' રાણીએ ગભરાતાં મંદ સ્વરે પૂછ્યું

'હું એકદા મહારાજા રણજીતસિંહજીની સેનામાં હતો ત્યારથીજ આપને ઓળખું છું. મારા પર વહેમાશો નહિ, હું કોઇને જાણ નહિ કરું પણ આપ આજ ક્ષણે અયોધ્યા છોડી જતા રહો.

'અત્યારે? આ નીબીડ અંધારમાં?

'હા, રાણીજી, જરાય વખત લગાડવા સિવાય. સમય જશે તો કદાચ પકડઈ જશો.'

રાણી ઇશ્વરને સંભાળી ઊઠી ને ઊઠતાં ઊઠતાં કહ્યું

'ત્યારે હું કઇ બાજુ જાઉં?'

'આપ નેપાળ પધારો, રાણા જંગબહાદુર મહારાજા રણજીતસિંહજીના મિત્ર છે. આપને એ જરૂર આશ્રય આપશે'

રાણીએ અયોધ્યાથી નેપાળ જવાની વાટ એ સંત્રી પાસેથી જાણી લીધી ને એજ અંધકારમાં એ અયોધ્યા છોડી આગળ ચાલી.

પાસેનું જર જવાહીર પાણીની જેમ વેરી રાણી મહા મુશીબતે નેપાળ પહોંચી ને ખટમંડુ ગઇ.

# સુહૃદય મિત્ર

જયંતિ ધોકાઈ

હિંદી સાહિત્યના ભક્ત કવિ શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારીજીએ ગીતા જયંતીના એક પ્રસંગે સાચી મિત્રતા બાબત એક ખૂબ સુંદર ને પ્રેરણાદાયી દૃષ્ટાંત આપેલું. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

બે મિત્રો એક વાર જંગલમાં ગયા. એમાંનો એક મિત્ર થાકી ગયો એટલે તે પોતાના મિત્રની સાથળ પર માથું મૂકીને ઊંઘી ગયો.

થોડીવારમાં ત્યાં એક સર્પ આવી ચડયો. સૂતેલા મિત્રને કરડવાના ઇરાદે આગળ વધે છે ત્યાં પેલા જાગતા મિત્રે સર્પને અટકાવ્યો ને કહ્યું :

"ભાઈ, શા માટે તું મારા મિત્રને કરડવા તૈયાર થયો છે?"

સર્પે જવાબ આપ્યો : "તારા આ મિત્ર સાથે તો મારે પૂર્વ-જન્મથી વેર છે. ઠીક લાગ આવ્યો છે આજ...."

મિત્રે ફરી કહ્યું : "ના ભાઇ ! તું અત્યારે તો તેને નહીં કરડી શકે. કરડવું-હોય તો મને કરડ !" સર્પે કહ્યું : "તને હું શા માટે કરડું ! તારી સાથે મારે કશું વેર નથી."

મિત્રે સ્પષ્ટતા કરવા ખાતર પૂછ્યું : "પણ તને મારા આ મિત્ર સાથે વેર કેમ બંધાયું એ તો કહે.... !"

સર્પે કહ્યું : "આ માણસે પૂર્વજન્મમાં મારું લોહી પીધું હતું. તેનો બદલો લેવા માટે હું આવ્યો છું. ને તેના લોહીનું હું પાન કરીશ જ.."

મિત્રે તેને સમજાવ્યો : "એ ભાઈ ! તું તારા વિષધર દાંતથી આ માણસનું લોહી પીશ તો તારા દાંતનું વિષ તેને ચડશે અને તરતજ તે મરી જશે પછી તું લોહીપાન કેમ કરી શકીશ ?... મરેલા માણસનું લોહીપાન..?"

સર્પને વાત ખરી લાગી. તેણે તેને કહ્યું : "તો કંઈ રસ્તો ?

"હા," મિત્રે કહ્યું, "જો તારે તેનું લોહીજ ફક્ત જોઈતું હોય તો હું આપું...."

આમ કહી તેણે પોતાની પાસેની એક છરી કાઢી ને સાથળપર સૂતેલા મિત્રના ગળામાં ધીમેથી કાપ મૂકી થોડું લોહી કાઢી લીધું. છરી વાગવાથી મિત્ર જાગી ગયો. આંખ ખોલી જોયું તો ગળા પર કાપ મૂકનાર પોતાનો મિત્ર જ હતો તેથી તે ફરી આંખો બંધ કરી ઊંઘી ગયો.. !

મિત્રે સર્પને લોહી આપ્યું.

સર્પ લોહીપાન કરી ચાલ્યો ગયો.

કાપ પર મિત્રે સારીરીતે પાટો બાંધી દીધો.

જ્યારે તે જાગ્યો ત્યારે પેલા મિત્રએ પૂછી નાખ્યું :

"ભાઇ ! તારા ગળાપર મેં છરીથી કાપ મૂક્યો ને થોડું લોહી કાઢયું છતાં તું કેમ કંઈ ના બોલ્યો ? અરે, તે બાબત પૂછતો પણ કેમ નથી ?"

ખૂબ સરળતાથી મિત્રે જવાબ આપ્યો: "ભાઇ, મને તેમાં કંઇ પૂછવા જેવું કે શંકા લાવવા જેવું નથી લાગ્યું, કારણ કે મને તારા પર પૂર્ણ વિશ્વાસ છે. મારું ગળું કાપ્યું એમાંય મારું મંગળ જ હશે એમ મેં માન્યું છે. કારણ કે તું મારો સુહૃદ મિત્ર છે ને ? !"

પેલો મિત્ર આ સહૃદયતાને પ્રેમથી ભેટયો, ખૂબ ભેટયો

મૈત્રિની કેવી આ સહૃદયતા ! કેવી સચ્ચાઇ!

# કૃતાર્થ જી—વ—ન

"તમે જીવન ઇચ્છો છો ને ?
તમારે જિંદગી જોઈએ છે, નહિ ?"
માનવીને પ્રભુએ પૂછ્યું;
"તો-તો હું એ તમને આપીશ,
જરૂર આપી શકીશ;
પણ એ એટલા માટે નહિ,
કે તમે એ મેળવીને
કોઈકની ઈર્ષ્યા કરો,
અને એને દૂ:ખે-કે પાખંડે-ભરી કાઢો,
રાત-દિન સ્વચિંતાની સ્વાર્થભરી ખેંચતાણ
કર્યા કરો,
એને ગજબની ભાંગ-ફોડ આવરીને,
મીઠાશ અને રુહનશક્તિની શ્રીરા ગુમાવી નાખીને
જીવનના સાચા-સ્વસ્થ-મધુર રસ્તે જ નિઃશેષ
બનાવી મૂકો.
જે કેવળ પોતાને માટે જીવે છે,
તે નર-માણસ-મનુષ્ય નહિ,
કશુંક બીજું જ હોય છે કે નીવડે છે;
એટલે સમજ્યા,
કૂખડની પેઠે, સ્વાર્થ સમેટીને,
પારકાં જીવન માટે પણ પોતાનું જીવન ઘસાવું ઘટે ?
કારણ ?
દુનિયામાં માનવ-જીવન દુર્લભ છે;
પણ એ પણ અમર છે ખરી ને :
કોંના-શોના જેવું એ જીવન હોય છે !
એ એવું ઊજળું ને મસ્ત જીવતર હોય છે,
જે સદા તાજું-માજું,
લીલું ને રસીલું રહે છે
સદ્‌ભાવના-પ્રેમનાં 'પુષ્પો' વડે.
અને, એવું જીવન પોતાને જ કૃતાર્થ કરે છે,
ધરતીને ધન્ય બનાવે છે;
પણ એવી પાંગરેલી જિંદગીમાં-
દૈન્યને સ્થાન નથી,
શોષણને અવસર નથી,
સ્વાર્થને અવકાશ નથી;
એમાં તો ગરિમા હોય છે—
ધનની નહિ, શ્રમની : પ્રતાપી પ્રસ્વેદની;
એમાં । મહિમા હોય છે—
ખોટો નહિ, ખરી કમાણીનો : સાચી શક્તિનો :
સ્વસ્થ દૃષ્ટિનો.
હા, એનાં પ્રમાદ નહિ, કર્મની પ્રતિષ્ઠા હોય છે;
ત્યાં અધિકારનો આગ્રહ નહિ,
પણ કર્તવ્ય-પાલનની નિષ્ઠા હોય છે ...
તમારે એવું જીવન જોઈએ છે ?
હા, તમારી મરજી હો કે થાય તો,
એ હું તમને આપી શકીશ, જરૂર આપી રહીશ.
બોલો, પ્રિય જણાતી હો :
તમારી શી ઇચ્છા છે ?" ×     (મળેલું)

+ મુખ્યત્વે યશપાલ જૈનના એક લખાણ પર આધારિત

ડાહ્યાભાઈ જોશી

# અમી—છાંટણા

લાભુભાઈ ત્રિવેદી

અંધકારના આછા દર્શન થાય છે.

સર્વત્ર સર્વ વેરવિખેર દેખાય છે ખરું ને!

ત્હોયે તું તો તારા માર્ગે ચાલતો જ રહેજે. તું કદાપ થોભતો નહિ. તારે તો જગત યાત્રા કરવાની છે

સહુ જગતવાસી એક છે, ઇશ્વર એક છે, માનવધર્મ એક છે, તંત્ર એક છે.

અને છતાં આ બધું જુદું શાને?

એ તો સ્વાર્થીઓનો વારસો છે, પાપીઓના પાપનો પડછાયો છે, મહત્ત્વાકાંક્ષીઓની મહેચ્છાઓ છે, કહેવાતા ધર્મીઓની આડંબરભાવના છે.

તું તો સહુ સમાવવા પ્રયત્નશીલ રહેજે.

ઐક્ય એ જ તારું ધ્યેય હો.

° ° °

સંધ્યા નમી છે.

નદીના પટની વેળુ સોનેરી બની ગઈ છે. અને સિંદૂરી આકાશની છટા લાલચોળ બની છે. પક્ષીઓનો રંગ છાયાના સ્વરૂપ જેવો બની ગયો છે અને જળરાશી પોતાના તરંગે રંગ બદલી રહી છે.

શ્રમજીવીઓ ગામને ચોરે આવી બેઠા છે.

સંધ્યા નમી છે, ઝાલર રણકે છે અને ચોતરફ સંસ્કારનું પવિત્ર વાતાવરણ ઘડીભરમાં પથરાય જાય છે.

ત્યારે તું પૃથ્વીનું પુષ્પ બની જગતના છૂપાયેલા પુણ્યકણોને વહેતા મુકી દેજે

જીવનનો આનંદ એ જ માનવીનું સોણલું છે. તું માનવીને સાત્ત્વિક આનંદ મળે એ માટે જીવન જીવવાની સાચી કળા શીખવજે.

પુષ્પની પળ પછી પુષ્ટદર્શન સુલભ છે એ તું ના ભૂલજે.

° ° °

ગગન રંગતની ઉજાણી માણી રહ્યું છે.

રંગ ન બદલતાં આકાશે રંગ બદલ્યો છે.

સૂર્યનારાયણને સત્કારવા ઉષાસંધ્યાએ કુલડોલની એ ઉજવણીથી વિશ્વને સભર કરી દીધું છે.

ત્યારે, વિશ્વ વાત્સલ્ય માણી રહ્યું છે.

તું પણ ત્યારે સહુને સૌન્દર્યનું પાન કરાવજે. થાકેલા જગતને વિસામો દેજે. પ્રતિભા, પવિત્રતા પુરૂષાર્થ એ જ સાચું શાશ્વત સૌંદર્ય છે એવો પાઠ સહુને શીખવજે.

તું સત્યમ્, શિવમ્ સુંદરમ્‌નો મંત્ર ફૂંકતો જ રહેજે.

તું સિદ્ધાંત, કલ્યાણ અને વ્યવસ્થાનો સમન્વય સાધતો જ રહેજે.

° ° °

રાત્રિ પહેલાનો કિલકિલાટ થઇ રહ્યો છે.

જગતની ધમાલો શાંત પડતી જણાય છે.

ત્યારે તું પણ સૂર્યનારાયણની પેઠે તારા મનોરથો સજેલી પ્રેમ અને પ્રેરણાના મૂકગાન ગાવા લાગજે.

થાકેલા જગતને મીઠી નિદ્રાનું મહાસુખ આપજે.

અને તું નિદ્રાને શરણે જતાં પહેલાં દૂર આકાશભણી એક મીટ માંડજે અને ત્યારે વિશાળ જગત કોઈ અદ્‌ભુત શક્તિથી ન્હું ચાલી રહ્યું છે તેનો ખ્યાલ કરજે.

એક નહિ, અનેક જગત એ પ્રભુની અનુઉતારેલી રચના છે.

દેહનો રખેવાળ આત્મા છે અને આત્માનો પરમાત્મા.

પરમાત્મા તો એક આવા જગતોને ધારણ કરી રહેલો છે એ ના ભૂલજે.

° ° °

રાત્રિ પણ કેવી છે! અને વિધિની વિચિત્રતા પણ.

સર્જનમાં વિસર્જનની શક્તિ અને વિસર્જનમાં સર્જનની શક્તિ પડી છે.

નિદ્રાને ભૂલી કોઈ પાર્થિવ તત્ત્વો પોતાના પાપલીલામાં પડ્યા હોય કે કોઈ નરરાક્ષસો પાપની મહેફિલ માણવાની તૈયારી કરી રહ્યા હોય.

નૃત્ય અને જલસાઓનો, વિલાસ અને વાસનાનો ત્યાં મેળો જામ્યો હોય કે અનર્થનો અર્થ થઈ રહ્યો હોય

ત્યારે તું સર્વભૂતોમાં એક આત્માને પેખી સર્વભૂમિ ગોપાલની માની કોઈની નિંદા ના કરજે. કોઈની નિંદા કરવી એ પ્રભુની નિંદા કર્યા બરાબર છે.

પાપ નિર્બળ છે અને અજ્ઞાન પોતું છે તો તું તેને વિચાર પ્રવાહથી ઉદ્દેજે. ક્ષમા કરી ભૂલણથી પરિવર્તનને રોચે લઈ જજે અને ચારિત્ર્ય નિર્માણ કરી મિથ્યાચારથી મુક્ત કરજે.

પાપીઓ પ્રત્યે તારી શુભભાવના હો અને પાપીઓના પાપ હણવા કાજે તારા પ્રયત્નો હો.

० ० ०

સાચું એટલું જ માગ તારું ન હો, અન્યનું ખરાબ એ પણ તારું હો.

તારો ધર્મ તો અંધકારમાંથી માર્ગ કાઢવાનો છે.

તું જ્યારે જ્યારે પાપીઓને પેખે ત્યારે ત્યારે તું દયાદૃષ્ટિ રાખજે.

તું પાપીઓના પાપના ગાણા ગાવામાં ન પડી જતો. તું તો તારા માર્ગે ચાલતો જ રહેજે.

તારે તો સદન કરી મેલ સાફ કરવાનો છે.

પાપનું મૂળ અસંતોષ છે અને એટલે જ તું સહુને જિંદગીમાં સંતોષ મળે, સમાન તક મળે એ માટે પ્રયત્નશીલ રહેજે.

પાપીઓ પ્રત્યે તિરસ્કાર ના કરજે કે તારી જાતને ઊંચી માની કદી ના મહાલજે.

તારા પવિત્ર સ્નેહના સહુ અધિકારી છે. તું સહુને તારા ગણી શિક્ષણ અને પરમ શિક્ષા આપજે.

० ० ०

મુનિઓનો બોધ સાંભળ્યો છે ? મૌન એ જ એનો બોધ છે. તારા કર્મનું મૂલ્યાંકન એ જ તારી વાચા હજો અને તારી પ્રેરણા મૌન હજો.

જગતની આશાની સારંગીનો છેલ્લો તાર જ્યારે બાકી રહે ત્યારે તેના સૂરમાં નિરાશા ન હજો. તારું સર્વસ્વ એક જ છે અને તે તારું મૂકભાવે કરેલું કામ છે

કદી તને ભાન થાય કે તારા જમણા હાથે કરેલું પુણ્ય તારો ડાબો હાથ જાણે છે અને જ્યારે તારું કામ પોતાના પ્રવેશ વિના કદી તારી કીર્તિને જ પોષે ત્યારે તું એ સહુને પાર કરજે. તારો વિજય પણ તેને જીતે અને તારી હાર પણ તેના ખોળામાં ઝંપે તેવું તારું મૌન હો.

વિજળીને ગાજતી સાંભળી છે ! કાળા વાદળો ગર્જે છે પરંતુ વિજળીનો ચમકારો તો મૂક હોય છે. ફૂલના પરાગને દીઠો છે ! તેની સુવાસ તો મૂકભાવે જ તારી નાસિકાના દ્વારે આવે છે. જગતની સંપત્તિ તેં જાણી છે. મૌન ભાવે જ તે અવતરે છે.

મૌન એ જ તારી શક્તિ છે.

મૂકભાવે તું તારું પ્રયાણ ચાલુ જ રાખજે.

० ० ०

*

# વા'નો પારો અને નથ

જોડીદાસ ભા. પરમાર

મોતી બાળોતિયાની તો બળેલી હતી જ, પણ સાસરે આવી તોય એને તો એના એ જ હોબાળા રહ્યા. નાનપણમાંજ તેની મા મરી ગઇ હતી. કાકીના રાજમાં ટૂંબા–ટોચ-લ્યા ખાઇ ખાઇને મોટી તો થઇ, ને સાસરીમાં આવી તો એવી જ વઢકણી સાસુ મળી ને વળી નણંદ પણ કટકના ઘોડા જેવી! વત-વાતમાં વડચકા ને કંકાસ તો કર્યો જ કરે

પણ ધરતી જેવી ધીરજ રાખીને મોતી બધુ ય સહન કરતી, આજ નહિ તો કાલ એને સુખનો દા'ડો આવશે ને સૌ સારા વાના થઇ જશે એમ તે મનતી. વળી કશીય બાબતમા તે કોઇનો વાંક ન જોતી, અને સૌને ભા બાપા કરીને થાબડતી ઘરમાં સાસુનણંદના ઉપાડો પૂરો હોવા છતાં મોતી સાસુ સામે ઉંકારો કે ચૂંકારો ન કરતી ને બધુ ય ધીરજથી સહન કર્યે જતી. આપોઆપ મન મનાવી કહેતી, 'નણંદ પણ કેટલા દિ'? કાલ સવારે તેને ય પાંખો આવશે ને એ પણ ઊડી જશે, ને સાસુ તો ખર્યું પાન કહેવાય.'

મોતીનો ધણી પોપટ પણ ભલો ભોળો કોળી, કોળીને વળી ઘરની ખેતી તો કયાંથી હોય જ? તે ગામમાં કોઇને ત્યાં સાથી રહીને કે હાડીદપાડી કરીને પેટિયુ કાઢતો. મોતી પણ સાસરે આવી ત્યારથી હાડીદપાડી કે કોઇનુ સીમશેઢાનુ કામ કરતી જ. બને જણા થઇને માંડ માંડ કુટુંબનુ પૂરુ કરતાં. એ વખતે ઊભડિયા માણસ કમાય પણ શું? આખો દિવસ કામ કરે ત્યારે આદમીના બાર આના ને બાઇ માણસને આઠ આના મળતા. કુટુંબનુ માંડ પૂરું થતું તેમા બે પાંદડે થવાની તો વાત જ કયાં?

નણંદને સાસરે વળાવી તેનું દેવું ઠીક માથે થઇ ગયું હતું. તેમાંય પોપટની ડોશી મરી ગઈ ત્યારે દાડોપાણીને ખરચમાં મોતીના હતા એટલા સાલાપોલા દાગીના સાકરચંદ શેઠને માંડી આપ્યા ને દેવું તો ચૂકવી દીધું, તેથી એક પાની તો નિરાંત હતી

આટલા વર્ષે મોતી હવે માંડ ઘરમાં સુખ કરીને બેઠી પણ તેને સુખના દા'ડા આવ્યા ન આવ્યાને ચલ્યા ગયા. વૈશાખ મહિનામા સડકને કાંઠે ખળિયા ખોદતાં ખોદતાં તેના વર પોપટને લુ લગી, લોહીની ઊલટી થઇને ગુજરી ગયો. મોતી દુખી દુઃખી થઇ ગઇ, હવે તો મોતી માની જ બેઠી હતી કે 'બહુ દુખીઆને દખ નહિ, અને બહુ રણી આને રણ નહિ' આમ માનીને નિરાત કરી હવે તો ગમે તેમ કરીને ખોટનો દીકરો કાનજી મોટો થાય એટલે નવનિરાત.

મા ને દીકરો ઝીણુ મોટુ કામ કરીને સુખે દુઃખે દા'ડા કાઢતા હતા. જીભમીઠી મોતી વહેલી ઊઠી ગામના દળણાં, પાણી કરીને માગ્યા ઘરની છાશ લઇ આવતી, શેરીમાં કોઈને સાજેમાંદે ચાકરી પણ કરતી અને ફળિયાના પાડોશીના એક બે આણુવતા પણ કરી દેતી, લોકો પણ જ્યારે જરૂર પડે ત્યારે મોતીને કામ ચીંધતા ને મોતી પણ કોઇને કામ માટે ના ન પાડતી, તેથી પડોશીઓ પણ મોતીને જોઇતી કારવતી ચીજવસ્તુઓ આપતા. મોતી ટેકીલી ને સ્વમાની ભારે હતી. જાતથી થાય ત્યા સુધી તે માગીને કે ઊછીનું કોઇનું ન લેતી, તે માનતી કે, ભૂખે મરી જઇશ તો પણ માગીશ તો નહિ જ. તેના ધરમ-શાસ્તર પ્રમાણે તે માનતી કે, આ ભવ મફતનું ખાશું તો આવતે ભવે ખાધું હોય એને ત્યાં બળદ થઇ, મજૂરી કરીને બધું ચૂકવવુ

પડશે; તેથી તે અને ત્યાં સુધી કોઇ પાસેથી કશુંય માગીને તો લેતી જ નહિ. અને સૌ લોકોને પણ મોતીના આ સ્વભાવની ખબર હતી તેથી તેની પાસે કામ કરાવીને જ તેઓ મોતીને જથુચભાવ આપતા.

મોતીનો કાનજી પંદર સોળ વરસનો થયો ત્યારે સગાસંબંધીઓએ દોરડા ખેંચીને કાનજીનું સગપણ કરાવી દીધું. મોતીએ આ માટે સૌનો ખૂબ ખૂબ પાડ માન્યો પછી તો મોતી ને કાનજી તનતોડીને કામ કરતા. મોતીને હોશ હતી કે આવતા વર્ષે તો કાનજીને પરણાવો જ છે.

પણ ભગવાનેય ભૂંડો છે ને ? તે ક્યાં કોઈની ઇચ્છા પાર પડવા દે છે. માગશર મહિનામાં માતાજીનો વાયરો ગામેગામ ફરી વળ્યો. ને તેમાં મોતીનો કાનજી પટકાયો. ત્રણ દિ' અણઉતાર તાવ આવ્યો ને ચોથે દિવસે ડીલ આખુંય રાતુચોળ ઉપડી આવ્યું ને માતાજીએ દેખા દીધા. મોટે મોટે દાણે માતાજી ઉપસી આવ્યા. ઘરને બુરે ખાટલો ઢાળી મોતીએ બારણે લીબડાની તીરખી ભેના તોરણ બાંધી ઘરમા ચારે બાજુ ગૌમૂત્રના છટકાવ કરી દીધો. માતાજી બહુ ભારે હતા, સૌએ કહ્યુ કે, 'છોકરાની ડોકમાં વાનો પારો નાખો તેથી માતાજી નરવા રહે ને રતવા નો થાય' મોતીના ઘરમાં મંત્રેલો વાનો પારો તો હતો પણ તેની સાથે બાંધવા સોનુ ને ફટકિયા મોતી ન હતા. ગરીબ ઘરમા સોના નામે વાલની વાળી પણ નહોતી. છોકરાને વાનો પારો તો નાખવો જ જોઇએ તેથી કમને પાડોશણ પાસે પારાને બાંધવા માટે સોનાની વાળીની માગણી કરી. પાડોશણે નાકમાંથી ટશ જેવી મોટી નથ કાઢીને મોતીને આપી, ને મોતીએ નથ પારાના દોરા સાથે બાંધી, પારાને ઘીનો ધૂંવાડો આપીને કાનજીની ડોકે જાળવીને બાંધી દીધો. ,

સાતમે વાહે તો માતાજી ભરણે આવ્યાં. પરુ માથેથી પગ સુધી દોડવા લાગ્યું, આ વેદનાથી કાનજી ઊંચી આંખ પણ નહોતો કરી શકતો. આખા ડીલે શૂળા પરોવ્યા હોય તેવા પીલુડા જેવા શીતળાના દાણા ઝગમગ, ઝગમગ કરવર્યું કરતા હતા. આંખે, મોઢામાં ને છાતીમાં બધે જ માતાનો થેથ જામી ગયો હતો. કાનજીથી વેદના સહન થતી નહોતી. મોતી તેને ધીરજ આપતી અખંડ દિવસ રાત જોયા સિવાય કાનજીની સામે કપડાથી પવન નાખતી બેસી રહી હતી.

નવમા દિવસની સવારે શીતળાના દાણાની શગ ભાંગણી, દાણા બેસવા માંડયાને કોક કોક દાણા કાળા પડવા માંડયા કાનજી બેભાનમાં બકવા માંડયે મોતીએ ગામની વૃદ્ધા જીવીડોશીને બોલાવી ડોશીએ આવીને માતા જોયા, ને ઊંડા નિસાસો નાખ્યો " બાઈ, કરવું કારવવું ભગવાનના હાથમા છે આપુ, પણ છોકરાને સાચવજે," આટલું કહી દિલાસો આપી તે ચાલી ગઈ ને મોતીના પેટના ધ્રાસકો પડયો, "શું કાનજીને સારુ નૈ થાય ?' ને નવમા દિવસની રાતે કાનજીની લોચના વધી પડી ને દસમા દિવસની સવારે તો આયોના ગાળા છૂટવાને કાનજીએ દેહ ડાડી દીધો. ગામમાં લે લાગતુ મરણ થયું. મોતીને માથે તો આભ જ તૂટી પડયું. તેને તો આભ ને ધરતી એક થઈ ગઈ. તેને શુધબુધ ન રહી.

ગામના લોકોએ કાનજીને અવલમંજલ પહોચ કર્યો, ગામના તળાવની પેલી પાળના સામા કાંઠાના છેડે બાવળની કાંટય હતી તેમાં થોડે દૂર ઊંડો ખાડો ખોદીને કાનજીને દાટયો. [શીતળાના રોગીને બળાય નહિ] ને સૌ પાછા આવ્યા ત્યારે મોતી બ્હાવરી બની ગઈ હતી.

સૌએ મોતીને ખૂબ મકારી, પડોશી તેને પોતના ઘેર લઇ ગયા ને કોળિયો ધાન જે ખવાય તે ખવડાવાનો આગ્રહ કર્યો પણ

મોતીએ કોળિયો ન વાળ્યો તે ન જ વાળ્યો. તેને ગળે બટકું જ ન ઊતર્યું. ને પછી તો બીજા દિવસથી જ સૌ મોતીના મોઢે કાણને ખરખરો કરવા આવવા લાગ્યા. શીતળાના મરણ પાછળ રોવાય નહિ તોય મોતીથી હૈયું હાથ નહોતું રહેતું, અને આવું લે લાગતું જુવાન મરણ તેથી આ જનેતાથી હૈયું હાથ રહેય કેમ ?

પાંચ દિવસ વીત્યાને કોઈ નહોતું ત્યારે સાંજે પડોશણ મોતી પાસે આવી. આડી-અવળી વાતો કરી પછી કહ્યું, "જરા ઓલી પારા હારે બાંધવા મેં નથ આપી'થી તો આપોને, જરા મેં, કીધું આ અત્યારે આવી છું તો સંભારીને લેતી જાઉ "

આ સાંભળીને મોતીના તો ઘણેઘણુ મરી ગયા. આંખે અંધારા આવી ગયા 'નથ ને પારો તો કાનજીની ડોકે એમને એમ વયો ગયો, હાય, હાય હવે શુ થાશે ? મોટી ટરા જેવી ગદીયાણાની નથ, હું હવે આને આપી'શ ક્યાંથી ? બાના બતાવીશ તો લોકો કે' શે કે મંદવાડમાં નથ વેચીને ખાઈ ગઈ હશે, હવે ગામમાં મોઢું શું બનાવીશ ?"

તે વખતે તો મોતીએ પડોશણને સમજાવી, "કાશી, આજે તો સાંજ પડી ગઈ છે, વળી નથ બાંધી'થી ઈ'નો હાઠી નીકળ્યો, તેથી તને કાળી રાતે આપું તે ઠીક ન ગણાય, ને વળી આજે વાર પણ વાંકો તેથી અત્યારે તને દેખીપેખીને ક્યાં આપુ ? મારે સૌનુ સારું ઇચ્છવું જોવેને ? "

વળી બે દિવસ ગયાને કાશીએ ફરી નથ માગી, મોતી ધરુજી ગઈ નથ તો કાનજી હારે ગઈ હતી, ઈના મૂવા કેડે પાછી એની ઘોર ઉખેળવી ? રામ, રામ ગરીબ માવતરના છોરુને મૂવા પછી પણ સોડયમાંય સખ નેને ? મોતીની આંખમાં આંસુ આવ્યા તે લૂછીને કાશીને કીધું "કાલે સવારમાં તને ધૂપધવાડી દઈને નથ આપીશ. ને કા'લ્ય વાર પણ રૂડ-માનનો છે તેથી સારું."

મોતી ઘરમાં જઈને ફસડાઈ પડી, ને વિચારે ચડી ગઇ. ગરીબ માવતરના છોરુંને મૂવે પણ સખ ને, નથ સારુ થઈને કાનજીની ઘોર ઉખેળવી પડશે. અને આ વિચારમાત્રથી તેના શરીરમાંથી ઝણઝણાટી પસાર થઈ ગઇ "પણ એ ઘોર ઉખેળવા જાશે કોણ ? ઘરમાં આદમી તો છે નહિ, અને સગાસંબંધીને વાત કહેવીએ કયે મોઢે ? ને તેમાં મારું ને ઘરનું માતમ પણ શું ?" ખૂબ ખૂબ વિચારીને મનમાં નક્કી જ કર્યું કે ગમે તેમ થાય આજે જગ જંપી જાય ત્યારે ઘોર ઉખેળીને મારે જ નથ લઇ આવવી ને કાશીને આપી દેવી અને આમ ને કરું તો નથ ઓળગ્યાની ગામ આખામાં મારી વાતુ થશે. "

રાત પડી શેરમાંના સૌ વાળુપાણી કરીને સુઇ ગયા. મોતીની તો ઊંઘ જ ઊડી ગઈ હતી, ધીમેથી ઘરને સાંકળ ચડાવીને હાથમાં છાલિયું લઇને લપાતી, છૂપાતી મોતી શેરી બહાર તો નીકળી ગઈ. ગામ બહાર આવી. ગામ આખુંય નીંદરમાં જંપી ગયું હતું. હુ ઊ...ઊ કરીને કૂતરા રોતા હતા અને તળાવના સામાકાંઠાની બાવળિયાની ઝાડીમાં શિયાળવા-ની લાળી ઉપર લાળીઓ સંભળાતી હતી. પાદરમાં ઊભેલા ખોડામોચીના ઘેઘૂર વડલા માથે બેઠી બેઠી ભેરવ કરકચ ..કર...કચ ખળેળીને બોલતી હતી રાત વધારે ભેંકાર જેવી લાગતી હતી, ઘેરા અંધકારના પડદામાંથી ચાંદરડાય ટમટમીને આંખમીંચામણા કરતા હતા.

આવી ભેંકાર રાત જોઇને મોતી ફફડી ગઇ, ધરુજી ઊઠી પણ એમ બીને પાર આવે તેમ ક્યાં હતો ? મોઢેથી રામ....રા...મ બોલતી તે હિંમત કરીને આગળ વધી. ટેવ પ્રમાણે ઘોર અંધારેય અનસે, અનસે ડગલા માંડતી મોતી તળાવનો આ કાંઠો પૂરો કરી

સામાકાંઠે લગભગ આવી ગઈ. અહીંથી જ સ્મશાન શરૂ થતું હતું. મોતીના શરીરમાંથી આછી કંપારી વછૂટી, પણ વળી હિંમત કરીને આગળ ડગલા માંડયા. હવે ત્યાંથી થોડે છેટે બાવળિયાની ઝાડીમાં તેનો દીકરો સૂતો હતો. રામનામ જપતી તે ત્યાં આવી પહોંચી શિયાળવાની લાળીને ઘુવડના ઘુઘવાટથી સ્મશાન બિહામણું લાગતું હતું.

હિંમત કરીને મોતી જ્યાં કાનજીને દાટયો હતો ત્યાં આવીને ધ્રુસકી પડી ઘોર ઉપર કાંટાને મોટા મોટા પથરાં મૂક્યા હતા. મોતી ધ્રુસકે ને ડૂસકે મન મોકળું મેલીને ખૂબ રોઈ તેની બધી જ બીક ચાલી ગઈ, અને પછી તો હૈયું હળવું કરીને ઝેર કરીને ઘોર પરથી કાંટાને પથરા ખસેડયા, ને છાલિયે છાલિયે ઘોરમાંથી ધૂળ કાઢવા લાગી. થોડીક માટી ઉપરથી ખસેડી ત્યાં દુર્ગંધ આવવા લાગી. પણ તેની પરવા કર્યા વગર ઝડપથી ધૂળ ખસેડતી જ ગઇ ને આમ મોટા ભાગની ધૂળ ઉલેચી નાખી ત્યાં છાલિયું કાનજીના શરીર સાથે ઘસાયું. મોતીથી ડૂસકો મૂકી જવાયો. સાથે બાકસ લાવી હતી તેમાંથી દીવાસળી જલાવીને જોયું તો હવે છાતી ઉપર થોડીજ ધૂળ હતી. તે ખસેડી નાખી. પાછી દીવાસળી કરીને ડોક પરથી ધૂળ ખસેડી તો પારો ને નથ એમ અકબંધ હતા. શરીર પણ એવું જ હતું. માત્ર ન સહેવાય તેવી દુર્ગંધ આવતી હતી. દોરો ગાંઠેથી તોડી લીધો, છોકરાના મોઢે હાથ ફેરવીને મોતી પાછી રોવે ચડી ગઇ અત્યારે તેને કોઇ હરમત આપે કે મ્હારે નેમ નહોતું અંતે ઘોર ઉપર ધૂળવાળી, કાંટા ને પથ્થરાં મૂકીને વલોવાતા હૈયે ને લપાતી છૂપાતી અરધી રાતનો ગજર બોલ્યા પછી, ઘેર આવી પહોંચી ઘરમાં આવીને ઢગલો જ થઇ ગઈ સવાર સુધી બાઘાની જેમ બેઠી રહી

તે દિવસે શનિવાર હતો સવારના પહોરમાં જ કુશીને પારો ને નથ બેય ધીનો ધૂપ આપીને આપી દીધો ને કહ્યું કે, " આ મંત્રેલો પારો પણ હવે તારી પાસે જ રાખજે હવે એ મારે કશાય કામનો નથી."

*

ડેઇવી કાર્નેગી બોટ-હોડીના શોખીન બાળક વિશે વાત કરતા કહે છેઃ 'એક સદ્‌ગૃહસ્થ એ બાળકની માના ઘેર આવેલા. એમણે બાળક સાથે ઘણો સમય ગાળ્યો અને બોટ વિશે કેટલીય જાતજાતની રસિક વાતો કરી. એના ગયા પછી છોકરાએ માને કહ્યુંઃ "કેવા જબરા! બોટની વાતોમાં કેટલો બધો રસ છે!"

માએ કહ્યું : એ ભાઈ તો વકીલ છે, એમને બોટમાં બિલકુલ રસ નથી."

"તો પછી એમણે એ વિશે આટલી બધી વાતો કેમ કરી?"

"કારણ કે તેઓ સજ્જન છે. એમણે જોયું કે તને બોટની વાતમાં બહુ રસ પડે છે એટલે તને રસ અને આનંદ આવે એવી જેટલી વાતો જાણતા હતા તે તને કરી નાખી."

રૂઝવેલ્ટ એવા જ સિદ્ધાંત પર પોતાની વાત કરવાની કળા ખીલવી હતી. એ કહેતા હતા : "માણસ જે વસ્તુને ઘણી કીમતી સમજતો હોય એ વિશે જ વાત કરો."

માણસ સાથે એને વિષે જ વાત કરો તો એ કલાકો સુધી તમને સાંભળશે.






## નૂતન પ્રભાતે

લાંબી રાતને અંતે પ્રભાત પ્રગટ્યું છે.
શ્રદ્ધાશક્તિથી સભર હું
આ નૂતન પ્રભાતના સ્વાગત માટે
જાગૃત થાઉં છું
મારામાં વસતા સજીવન ચેતનાની
ફુવારીથી પ્રફુલ્લિત હું હવે
નવા પ્રભાતમાં પ્રવેશું છું.
આ દિવસ હવે આથમશે નહીં.
આ તેજ હવે ઝંખવાશે નહીં
કારણ કે આજ શ્રદ્ધાના તેલ દ્વારા
આત્માનો દીપક ફરી પ્રગટાવાયો છે.
આનંદની ચેતના વડે પ્રેમે
જીવનનાં દ્વાર સ્વચ્છ કર્યાં છે.
હવે અહીં ડર, અશ્રદ્ધા, અધીરપ,
નિરાશા, હતાશા અને વ્યગ્રતાની
છાયા નહીં પથરાય.
કારણ કે પૂર્ણ પ્રેમનો પ્રકાશ
સર્વ અંધકારને ઓગાળી દે છે
મારાં સાગર્ય તેજને જાણવાથી
મારી શ્રદ્ધાશક્તિ સભર બને છે
આજ મને નૂતન જીવન મળે છે.

અર્નેસ્ટ હોમ્સ

## જીવન સમૃદ્ધિ

તમે કોઈને શું ઉછીનું આપવાના હતા? તમારી કિંમત જ ઉછીની નથી કે? એ પોતે જ તમને મળેલી કોઈ અદૃષ્ટ ચેતનની ભેટ નથી કે?

ને તમારી પાસે એ ઉછીઉત્તરા કરનાર એ બધાનું મૂલ્ય માગે ત્યારે તમે કયા જઈને ઊભા રહેવાના?

આ જગત એક સામુહિક ખજાનો છે. એમાં તમે તમને ઉછીની મળેલી વસ્તુઓ મૂકો છો, લ્યો છો, એમ આપવેનો અનંત ક્રમ ચાલ્યા કરે છે.

પંખીનું ગીત તમે વેચાતું લ્યો છો? અને વસંતની ફૂલફોરમ?

વૃક્ષની ઘનછાયાનું તમે મૂલ્ય ચૂકવો છો? અને પાંદડાના વીંઝણાનું?
ઘેટાના ઊનના, કપાસના રૂના અને ગાયના દૂધના કેટલા પૈસા ચૂકવ્યા તમે?

વાદળાંએ તમને કદી વરસાદ વેચ્યો ખરો? સૂર્યે ઉષ્મા અને તેજ શું માગ્યું તમારી પાસેથી?

આ બધું ન હોત તો તમારા જીવનનું શું થયું હોત? બોલો, બોલો!

મિખાઈલ નેમી

## નવી મંઝિલ

તમે આજ લગીમાં શું કર્યું એ મહત્ત્વનો પ્રશ્ન જ નથી. તમે હવે પછી શું કરવા માગો છો, એ જ મહત્ત્વની બાબત છે. તમે ભૂતકાળમાં કોઈ

ગૌરવની સિદ્ધિ મેળવી હોય અથવા વિક્રમ સ્થાપ્યા હોય એથી શું? એની નોંધ ધીરે ધીરે ઘસાઈ જ જવાની ને! અને ભૂતકાળની એ પાંખી મૂડી ચાલવાની ક્યાં સુધી? એ પાયા ઉપર તમે ઝાઝું ન જ ટકી શકો ને'

તમે કરેલા કોઈ પ્રચંડ પુરુષાર્થને કારણે કરેલી પ્રગતિને લીધે તમને કીર્તિ મળી ગઈ હોય ને તમે વિખ્યાત થઈ ગયા હો તોય શું? તમે સિદ્ધ કર્યા ત્યાંથી ઊંચેરા શિખર સર કરવા તમે નવી જ સ્થાપનો ન આદરો તો ભૂતકાળની જીતની તુલનામાં તો તમે હારતા જ જાઓ છો ને!

જીવનની સ્પર્ધા તીવ્ર બનતી જાય છે. બધે જ ઘોર હરીફાઈ છે હરીફોના આવાહનને ઝીલી લેવા માટે અપણી સર્વ શક્તિઓને કામે લગાડી પડશે ખરેખર તો તમારે સામા પૂરે તરવાનું છે એમ જ સમજો ને?

એક મંઝિલ સિદ્ધ કરીને જંપશો નહીં. બીજે વધારે મહત્ત્વની સિદ્ધિઓ તમારે મેળવવાની છે. તમારા વિક્રમને તમે જ નહીં તોડો તો બીજા તમને પાછળ પાડી દેશે, તમારા આદર્શો અધૂરા રહેશે.

તમારી જાતને ઉત્તરોત્તર ઉચ્ચતર બનાવવાનો સંકલ્પ કરો. જૂનાને સ્થાને નવા ધ્યેય રાખો. તમે શું કર્યું છે એ મહત્ત્વનું નથી જ તમે શું કરવા માગો છો એ જ અગત્યનું છે.

લોઈડ મિલર

## આજનો લ્હાવો

એકઠી થયેલી ગઈ કાલોના પશ્ચાત્તાપ અને ઘેરાઈ રહેલી આવતી કાલોની ચિંતાના ભાર–આ બે દબાણની વચ્ચે માનવી કચડાઈ રહ્યો છે.

અસીમ ભૂતકાળ અને અનંત ભાવિના મિલનસ્થાન સમી વર્તમાન પળની બોમકા ઉપર આપણે ખડા છીએ. એના ઉપર જ આપણો પગ રાખી શકાય, બેમાંથી એકે અનંતતા ઉપર નહીં. તોય આપણે એ માટે મથીએ છીએ ને એ મથામણમાં આપણા મનશરીર ભાંગીને ભૂકો થઈ જાય છે.

માટે જ તો સ્ટીવન્સન કહે છે તેમ આપણે માત્ર વર્તમાન–આજની પળ–માં જ જીવવાનો પ્રયત્ન કરવો જોઈએ આપણી અર્જાનો થોડો ભાગ મને ભૂતકાળના વિશ્લેષણમાં અને ભવિના આયોજનમાં જાય, પણ પશ્ચાત્તાપ કે ચિંતા તો ન જ હોય

આપણે માત્ર 'આજ'માં જ જીવી શકીએ ભવિની મોટી ચિંતા કરીને આપણે જીવનના નંદનવનનું નર્કાગાર તો ન જ કરીએ ગઈ કાલની ભૂલોનો પસ્તાવો કરવાનું આજથી બંધ રાખીએ.

પગપાળા પ્રવાસને યાદ કરો અંતિમ મંઝિલને નહીં, પહેલા મુકામને નજર સામે રાખીને ચાલવાથી રસ્તો જવારે ટૂંકો ને પ્રવાસ સરળ લાગે છે. બરાબર એ જ રીત આપણે મંત્ર 'આજ' ના જીવન ઉપર કેન્દ્રિત થઈએ

આજની ઘડીનો લ્હાવો લઈએ.

એમાંથી વધારે ઉજ્જવળ આવતી કાલ અવશ્ય પ્રગટશે.

ડેલ કાર્નેગી

## સત્ત્વશીલતા

જિંદગીથી હારેલા ને હતાશ હબસી યુવકને મેં એક વાત કહી

એક હબસી કિશોર મેળામાં ગયેલો. એને પોતાના કાળા રંગનો રંજ હતો એણે એક ફુગ્ગાવાળાને કહ્યું. 'મને કાળો નહીં સફેદ ફુગ્ગો આપો. ધોળો વધારે ઊંચે જાય' ફુગ્ગાવાળાએ કાળા ફુગ્ગામાં જ હવા ભરી ને એને દોરીએ બાંધીને ઊંચા ઉડાડ્યો એ આકાશમાં ઊંચો ગયો. એ ફુગ્ગો બાળકના હાથમાં આપતા પેલાએ કહ્યું :

"દિકરા! ફુગ્ગાનો બાહ્ય રંગ નહીં, એની અંદર શું છે એ જ મહત્ત્વનું છે"

પેલા હબસી યુવકને મેં કહ્યું.

"તારા મનમાં શંકા હશે, લઘુતાવૃત્તિ હશે તો તારું ઉત્થાન નહીં થાય, પણ તારામાં આત્મશ્રદ્ધાનું આંતરિક સત્ત્વ હશે તો તું જરૂર વિકાસ સાધીશ.

"ઈશ્વરની મદદ, સંતોની કૃપાકરુણા, આશાવાદી વિચારધારા, સેવાવૃત્તિ અને શ્રમનિષ્ઠા હોય તો તારું ઉત્થાન થશે જ થશે :

નોર્મન વિલ

# નેમીનાથ

મલયાનિલ

નેમીનાથ જૈનોના બાવીસમા તીર્થંકર છે. ગિરનાર પર્વત પર નેમીનાથનું સુપ્રસિદ્ધ પ્રાચીન મંદિર આવેલું છે.

દેશના ખૂણેખૂણેથી અનેક જૈન યાત્રાળુઓ નેમીનાથના દર્શને આવે છે.

એ ઉપરાંત ગિરનાર પર વસ્તુપાળ-તેજપાળના સુપ્રસિદ્ધ દહેરાંઓ પણ છે.

પણ યાત્રાળુઓ નેમીનાથના દર્શન નિમિત્તે જ ગિરનાર જાય છે.

નેમીનાથનું દહેરું ક્યારે બંધાયું એ વિશે જુદા જુદા મતો છે. કહે છે કે નેમીનાથનું મૂળ મંદિર તો લાકડાનું હતું. પણ ગુર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહે જૂનાગઢના રા'ખેંગારને મારી જૂનાગઢ જીતી લીધું અને સજ્જન મહેતાને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો. તે કાળે જૈન રાજકર્મચારીઓમાં ધર્મપ્રીતિ બહુ હતી એ તો જાણીતું છે. સજ્જન મહેતાને નેમીનાથના લાકડાના મંદિરને બદલે પથ્થરનું સુવિશાળ નવું મંદિર બંધાવવાનો વિચાર આવ્યો અને તે તેણે સમગ્ર સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની બધી આવક ખર્ચીને નવું પથ્થરનું મંદિર બાંધીને અમલમાં મૂક્યો.

ગિરનાર આમ તો હિન્દુઓનું પણ તીર્થસ્થળ છે, પણ જૈનો તો ગિરનારને નેમીનાથનો જ પર્વત માને છે. નેમીનાથનું મંદિર ગિરનારની જે ટૂંક પર આવ્યું છે તેને જૈનો નેમીનાથ ટૂંક પણ કહે છે અને એ ટૂંકને ફરતો કોટ છે તે આમ તો ઉપરકોટ કહેવાય છે પણ જૈનો તેને ઉગ્રસેનગઢ કહે છે.

ઉગ્રસેન તે, તે કાળના જૂનાગઢના રાજા ને નેમીનાથના સસરા, તેમના નામ પરથી એ નામ પડ્યું હોય એ બનવાજોગ છે.

નેમીનાથનું એ મંદિર, અહીં ગિરનાર પર કેમ છે એવો પ્રશ્ન સામાન્ય જિજ્ઞાસુઓને થશે. જૈનોને તો નેમીનાથ વિશે જાણ હોય જ પણ બીજા જિજ્ઞાસુઓને ખબર ન પણ હોય.

નેમીનાથ યાદવવંશના-હરિવંશના-રાજકુમાર હતા. કૃષ્ણના કાકાના દીકરા. ઉંમરમાં તો કૃષ્ણથી પણ મોટા. સમુદ્રવિજય એમના પિતા અને માતા શિવાદેવી.

બાળક નેમીનાથ સ્વરૂપવાન અને બળવાન હતા. શ્રી કૃષ્ણની બાળલીલા તો જાણીતી છે. યાદવવંશના બીજા કુમારો પણ કંઈ સાધારણ ન હતા. તે કાળે તો રાજકુમારોને નાનપણથી જ બધી વિદ્યાઓનું જ્ઞાન અપાતું. બાળક નેમીનાથને પણ રાજનીતિ અને યુદ્ધકળાનું શિક્ષણ અપાતું હતું.

એક દિવસ નેમીનાથને શું સૂઝ્યું તે સીધા આયુધશાળામાં ગયા અને ત્યાં નાગશૈયા પર ચઢીને સારંગ ધનુષ્ય લઈને ચઢાવ્યું. આ ધનુષ્ય માત્ર શ્રી કૃષ્ણ જ ચઢાવી જાણતા હતા. વળી ધનુષ્ય મૂકીને નેમીનાથે રાજશંખ ઉઠાવીને વગાડવા માંડ્યો. આ શંખ વગાડવો સહેલો ન હતો પણ બાળ નેમીનાથે તો સહજ ફૂંકો મારીને વગાડવા લાગ્યા.

શંખધ્વનિ સાંભળીને શહેરમાં હોહા થઈ ગઈ: 'અરે આ શું થયું ? કેમ કે, જ્યારે કોઈ આફત આવી પડે ત્યારે જ એ શંખ વગાડવામાં આવતો. પછી જ્યારે ખબર પડી કે આ તો નેમીનાથનું પરાક્રમ છે ત્યારે સૌને શાંતિ થઈ. શ્રી કૃષ્ણે નેમીનાથને બોલાવી તેની પીઠ થાબડી. આવા હતા બાળ નેમીનાથના પરાક્રમો.

નેમીનાથ યુવાન થયા. એમના વિવાહની વાત ચાલી. નેમીનાથના રૂપગુણમાં સરખી ઊતરે એવી કુંવરીની શોધ ચારે બાજુ ચાલી. પણ એમની તોલે આવે એવી કુંવરી મળે એ અશક્ય

હતું. છેવટે જૂનાગઢના ઉગ્રસેન રાજાની કુંવરી રાજુલની પસંદગી થઈ રાજુલનાં રૂપ-ગુણની સુવાસ ચારે તરફ પ્રસરી હતી

બન્ને બાજુ લગ્નની તડામાર તૈયારીઓ ચાલી. યાદવો પોતાની શાન પ્રમાણે જાન લઈ જવા માટે ભારે તૈયારી કરવા લાગ્યા આ તરફ જૂનાગઢમાં પણ યાદવકુળની જાનનું યોગ્ય સન્માન કરવા ભારે તૈયારી ચાલી

વિવાહનો દિવસ આવી પહોંચ્યો દ્વારકાથી નેમીનાથનો ભવ્ય વરઘોડો નીકળ્યો અને જૂનાગઢ આવી પહોંચ્યો.

આખું જૂનાગઢ શહેર આજે શણગારાયું હતું. નગરજનો નેમીનાથનો વરઘોડો જોવા ઉમટ્યા હતા.

વરઘોડો રસ્તામાંથી પસાર થતો હતો

યાદવોની જાન એટલે પૂછવું જ શું! જાનની સરભરા માટે ઉગ્રસેને ભારે તૈયારી કરી હતી. જાતજાતનાં પકવાનો વિગેરે સાથે માંસાહાર કરનારા માટે પણ પૂરતી જોગવાઈ રાખી હતી પુષ્કળ પશુઓ ભેગાં કર્યાં હતા. અનાયાસે જ તે બધા પશુઓ ભોજનગૃહની નજીક જ બાંધ્યાં હતાં અને વરઘોડો તેની નજીકથી પસાર થતો હતો. પશુઓ પોતાનો અંતકાળ નજીક હોવાનું જાણીને રાડારાડ કરતા હતા નેમીનાથનું ધ્યાન તે તરફ ગયું તરત રથ થોભાવ્યો અને સારથિને પૂછ્યું: 'આ અવાજ શેનો આવે છે?'

'તમારા લગ્નની મિજબાની માટે પશુઓ ભેગા કર્યા છે તે રાડારાડ કરે છે'

'મને બરાબર સમજ ન પડી'

'આપની સાથે માંસાહારી સાજનિયા પણ છે તેમને માટે માસ રાંધવા માટે એ પશુઓ ભેગા કરેલાં છે અને તે બધાં પોતનો અંતકાળ નજીક આવેલો જાણી રાડારડ કરે છે' સારથિએ સમજ પાડી.

નેમીનાથને સખત આઘાત થયો માત્ર લગ્નપ્રસંગે, સાજનિયાઓની સરભરા માટે બિચારા નિર્દોષ જીવોની કતલ! આ તો નરી નિર્દયતા! એમનું હૃદય દ્રવી ઊઠ્યું. એમણે સારથિને આજ્ઞા કરી: 'રથ, પશુઓ બાંધ્યાં છે ત્યાં લે.'

સારથિએ રથ ત્યાં જઈને ઊભો રાખ્યો. 'બધાં પશુઓને છોડી મૂકો.' નેમીનાથે આજ્ઞા આપી.

બધાં પશુઓને છોડી મૂકવામાં આવ્યાં તેથી તે બહુ પ્રસન્ન જણાતાં હતાં

આમ કરતાં વરઘોડો અટક્યો. એટલે ખળભળાટ મચી ગયો વરઘોડો કેમ અટક્યો તે જાણવા ધસી આવ્યા.

સમુદ્રવિજય અને ઉગ્રસેન આવ્યા, શ્રી કૃષ્ણ પણ હતા

નેમીનાથે કહ્યું: 'હવે મારે પરણવું નથી. પશુઓના અવાજે મને જાગ્રત કર્યો છે, મારી આંખ ઉઘાડી છે—હવે હું સંસાર છોડી સાધુ થઈ તપ કરીશ,' અને એમણે વરરાજાનો કીમતી પોશાક એતએતામા ઉતારી નાખ્યો

બંને રાજકુળોમાં શોક વ્યાપી ગયો. નેમીનાથને સમજાવવામાં બંને પક્ષે કશી મણા રાખી નહીં પણ નેમીનાથ ચળ્યા નહીં—પોતાના નિર્ણયમાં અડગ રહ્યા અને જૂનાગઢથી સીધા ગિરનાર તપ કરવા ચાલ્યા ગયા

રાજુલે જ્યારે જાણ્યું ત્યારે એના દુઃખનો પાર રહ્યો નહીં. એણે ભાવિ સુખી દામ્પત્યજીવનનાં કેવાં મધુર સ્વપ્નાં સેવ્યાં હતા! એની આશાની ઈમારત ભાંગી પડી

માતા-પિતાએ સમજાવ્યું કે, 'હજી કંઈ બગડ્યું નથી, તેં કંઈ નેમીનાથ સાથે લગ્ન કર્યાં નથી બીજો યોગ્ય વર ગોતી કાઢશું.'

'તમે આ શું કહો છો? લગ્ન ભલે નથી થયાં પણ મનથી તો વરી જ ચૂકી છું. લગ્ન કરીશ તો એમની જ સાથે, નહીં તો આજીવન કુંવારી રહીશ'

મહાત્માજી રાજા બન્યા. રાજ્યકારભાર મોઢમાં સંભાળતા.

મહાત્માજીએ તો માડી અવળા સવળી કરવા. દીવાનને પટાવાળો બનાવ્યો, પટાવાળો બન્યો દીવાન રાણીને દાસી બનાવી ઝાડું કાઢવાનું કામ સોંપ્યું. કુંભારને પોલીસ ઉપરી અને પોલીસ ઉપરી સામાન્ય પોલીસ. આમ મહી આડા અવળી દેવા

મહાત્માજીના આવા કારભારથી હાહાકાર થયો.

"ઇ બાવો ભીખ માંગી જાશે. ઇનાથી રાજવટા શે થાય! રાજાને પણ શી ધુન ચડી કે લંગોટને રાજા બનાવ્યો."

લોકોમાં વાતો થવા લાગી. ખુબ કચવાટ થયો રૈયત રાજા પાસે ફરિયાદે ગઇ.

"ભાઇઓ! આપ મારી પાસે આવ્યા પણ હું હવે રાજા નથ. મહાત્માજી રાજા છે. સો એમની પાસે જઇ બધી વાત કહો હું આમાં કશુ પણ કરી ન શકું"

રૈયત ગઇ સંતરાજા પાસે. ફરિયાદ કરી સંત રાજવી ખડખડાટ હસ્યા "સબકુછ અચ્છા હૈ"

લોકો નિરાશ થઇ પાછા ફર્યા. "ઇ બાવાને વળી ભાન હોય! ભીખ માગતા રાજા થયો. ઇને રાજવટાની ખબર પડે! આપણા રાજાની પણ કાગળી ખસકી કે આ બલાને અહીં લાવ્યા"

લોકોના કચવાટનો પાર ન હતો પણ થાય શું!

એક દિવસ સંત રાજવીએ દરબાર ભર્યો. પ્રજાને દરબારમાં તેડાવ્યા. દરબાર ભરાયો સંત રાજવી સિંહાસન ઉપર બેઠા હતા. ખડખડાટ હસ્ય કરી કહ્યું "રાજન્! જોયું ને? રાજન્? તારા રાજ્યમાં નાના નોકરોની દાંડાઇનો પાર ન હતો. ગધ એવું સાંભળનારૂં ન હતું. કોરડો મારનારને એ ખ્યાલ હોતો નથી કે એ કોરડો ખાનારને શી વેદના થતી હશે હુકમો છોડવામાં આવે છે, કાયદાઓ ઘડવામાં આવે છે પરંતુ એ હુકમો, એ કાયદાથી પ્રજાને કેટલી હાલાકી વધે છે એનું તને કે તારા અમલદારોને ભાન છે! હુકમો છોડનારા હુકમો છોડે છે, કાયદા ઘડનારા ઘડે છે પણ સત્તાના નશામાં લોકોની હાલાકીનું ભાન રહે છે! દીવાનને પટાવાળાની જગ્યાએ મુક્યા ત્યારે એ બાપડાની શું સ્થિતિ છે તેનો ખ્યાલ આવ્યો સત્તાના નશામાં તારા નોકરિયાતો માનવતા ભુલ્યા છે. સત્તાનો નશો કેટલો બુરો છે તેનું ભાન રહે છે! રાજન્! સત્તાના, નશાનો ખ્યાલ આપવા માટે જ મેં આમ કર્યું છે.

માર મારનાર માર મારી જાણે છે પરંતુ માર ખાનારનું શું? એની કોઇને પડી છે! રાજન્! સુવ્યવસ્થાથી રાજ્ય કર. મારો આજ ઉદ્દેશ હતો."

મહાત્માજીની વાણી સાંભળી સૌ થંભી ગયા મહાત્માજીના વિચારો સમજી ન શક્યા તે માટે પસ્તાયા

"રાજન્! મારે વળી ગાદી શી! હું તો ભટકતોરામ જ ભલો. મારે રાજગાદીને શું કરવી છે! રાજન્! તારૂં તું સંભાળ"

'અલખ નિરંજન' નાદ કરતા એ સંત ચાલી ગયા. રાજ્યના ઊંચનીચના ભેદ મીટાવતા ગયા.

પારકી પીડ પોતાની સમજી પૂરા ચલવે એ જ સાચો ભાઈ કહ્યો.

વૈષ્ણવજન તો તેને રે કહીએ
જે પીડ પરાઈ જાણે
પર દુઃખે ઉપકાર કરે
પણ ઉર અભિમાન ન આણે.

*

# તવારીખ બોલે છે

કાલિદાસ પંડિત

સૌભાગ્યવતી નારીના કપાળ પર સોહતા કંકુના ચાંદલા શી નમણી સંધ્યા એના રૂપ વસું ધરા પર ઢોળતી હતી, ઈશ્વરમય બનવા માગતી મીરાંના કંઠના મધુર ગાન જેવા છેલ્લાં ગાન વૃક્ષનાં ઝૂંડમાં પંખીઓ ગાઈ ગાઈ મૂક બનતા જતાં હતાં. બાળક પર વ્હાલ વરસાવતી માતા સમો પવન ધીરી લહેરે વાઈ રહ્યો હતો.

સિંહગઢના દુર્ગમાં સંત્રીએ સંધ્યાનાં આગમનની આલબેલ પોકારતા ઝાલર પર ડંકા માર્યાના પડઘા ગાજી રહ્યા કે ચોકીદારોએ અહાલેક્દ્વી કરી લીધી. મા ભવાનીના મંદિરે પૂજારીએ સંધ્યા આરતિની નિર્મળ જ્યોત પ્રગટાવી ને શિવરાજ જીજામાઈના પાયે વંદના કરતા બોલ્યા:

'જાઉં છું મા'

'ક્યાં જવું છે શીવુ ?'

'પુના.'

'કેમ અચાનક ? કોઈ સંદેશો આવ્યો છે?'

'ના, મા, પણ તુકારામ મહારાજ દેહૂથી પધાર્યા છે તેમનાં આજ રાત્રે કીર્તન છે તે લાભ લેવા જાઉં છું. ભક્તને કોઈ થોડીજ ફરજ પડાય છે મા, કે તમે અહીં મને કીર્તન સંભળાવવા સિંહગઢ આવો ?'

'ના શીવુ એવું ન બને; જા. સંભાળીને જજે ને જાય છે ત્યારે અભયપણે એમની વાણી શ્રવણ કરજે. ને ધ્યાન રાખજે ભક્તિ સત્સંગ એ કંપરો માટે નથી ચંચળ ચિત્તવાળાઓ માટે નથી. વળી આવા તુકારામો, અવનીના ઓટલે વારંવાર હોય નથી. ને એમની જ્ઞાનવાણી સાંભળવાનું પણ વારંવાર બનતું નથી !'

બહાર મેદાનમાં શિવાજીનો તોખાર હણહણ્યો ને એ ઉઠી ઊભા થઈ બહાર આવ્યા

અશ્વ પણ પલાણ્યા. ભેગા થોડા સ્વારો લીધા. ને આત્મસખા સિંહગઢને વળુંવળતી ઘાટી વનરાઈની છૂપી પગદંડી પરથી એ નીચે ઉતર્યા ત્યારે ધરતી પર કુદરતે કાળી બીછાત બિછાઈ દીધી હતી સાથોસાથ આભના ચંદરવે તારલાના નાના નાના કોડિયાં પણ પ્રગટાવી દીધા હતા.

શિવરાજ થોડાશા મરાઠા સૈનિકો સાથે પુના આવ્યા ત્યારે તુકારામ મહારાજના તાનપુરાની સાથે પાંડુરંગ, પાંડુરંગના ધ્વનિ આભ ધરતીને ભરી રહ્યા હતા.

મોગલોના ગુપ્તચરો દક્ષિણની તસુએ તસુ ભો પર વિહરતા હતા એણે જોતા જતા અંધકારમાં થોડાજ માણસો સાથે હથિયાર હીન દશામાં પુના નગરીમાં પ્રવેશતા શિવાજીને જોયા ને ઝડપભેર આ સમાચાર નજીકના મોગલ સૂબેદારને પહોંચાડી દીધા.

તુકારામ મહારાજની સાન્નિધ્યે દીન બની શિવાજી બેસી ગયા ને એમના અભંગો કાનમાં રેડાવા માંડ્યા. એ અભંગોની પાછળ તુકારામની વાણી, વીણાના મધુર ઝંકાર સમી શોભતી હતી.

"માનવજાતની કામનાઓનો અંત નથી આ કામનાઓ એનામાં અનેક રોગ જન્માવે છે એ રોગથી એવો ઘેરાએલા રહે છે છતાં કામના છૂટતી નથી. વૈભવની, સત્તાની, ધનની ને વિલાસની કામનાઓ આડે એ નથી વિચારી શકતો કે મારા જીવન વૃક્ષ પર એકદા કુદરતનો કુહાડો પડવાનો જ છે. મારી હસ્તી મટી જવાની છે છતાંય કામનાઓ છૂટતી નથી સુંદર ઘરેણાં અહીં રહી જશે. ગગનચૂંબી મહાલયો પાછળ રહેશે અરે જગતના મહારાજ્યનો મુગુટ માથા પર હશે એ પણ પડી જશે. સાથે આવશે ધર્મજ્યોત"

ને તુકારામજી તાનપુરાના તાર રણઝણાવતા બીજુ અભંગ ઉપાડે છે ને વળી પાછી જ્ઞાન વાણી સંભળાય છે.

"હે માનવો, કામનાઓ તજીને ધર્મ જાણો. દયા, કરુણા, નીતિ, સદાચાર, પવિત્રતા, અહિંસા સત્ય, અપરીગ્રહ પ્રેમ, મધુરવાણી, આ ધર્મના જપ માર્ગો છે, કામનાઓમાંથી તો ક્રોધ, ઈર્ષ્યા, વેર, ઝેર, ઝનૂન, હિંસા, અપવિત્રતા આદી નર્કના માર્ગે લઇ જનારા તત્ત્વો જન્મે છે. પાંડુરંગ તો ધર્મ માર્ગે જનારા પર પ્રસન્ન રહે છે. કામનાયુક્ત માનવ તેની પ્રીતિ મેળવી શકતો નથી માનવો ! આથી કામના ત્યાગો, ધર્મજ્યોત ભણી વળો એ મૃત્યુ પછીની ત્રિજન અને મહાભીષણ વાટમા તમને પ્રકાશ આપી દોરી જશે."

વેણે વેણે અમરાવતી ફોરમ ફેલાવતા તુકારામ હાથમા તાનપુરો પછી જ્ઞાનવાણી રેલાવતા મસ્ત બની અભંગો ગાતા નાચી કૂદી રહ્યા છે. સારા આમ ધરતી જાણે એમની અભંગ વાણીથી છાઇ રહી છે જડ અને ચેતન તેમની આદિવ્ય વાણી સાંભળી આનંદ વિભોર બની રહી છે. ત્યાં બહાર ઘોડાની પડઘી ઊઠી.

કીર્તન શ્રવણમાં એકાગ્ર બનેલા શિવરાજના કાનમાં હળવેથી અબ્બાજીએ કહ્યું : 'મહારાજ ! મહારાજ ! કંઇ સંભળાય છે?'

'કેમ એમ કેમ પૂછવું પડે છે આ કીર્તન હું સાંભળું જ છું. અહીંયા હું રાજકાજના વિચારો વાગોળતો નથી બેઠો ?'

'એમ નથી કહેતો મહારાજ! જુઓ બહાર ઘોડાની પડઘી ઊઠી હથિયારોના ધીરા ખણખણાટ સંભળાય છે. હું માનું છું એ મોગલો જ છે ને....'

બાકીનાં બોલ અબ્બાજી પૂરા ન કરી શક્યા. પણ શિવાજી સમજી ગયા ને બોલ્યા :

'ભાઇ ! મને પકડવા આવ્યા છે એમને ! આજ તો હું ઇશ્વરની ઇચ્છા પર બેઠો છું. એને ફાવશે તેમ એ કરશે આજ તો હું પકડાવાની બીતી ઇશ્વરના ચરણે ઊઠું છું. માએ કહ્યું હતું અબ્બાજી કે ભક્તિ કાયરો માટે નથી. ભક્તીનો માર્ગ છે આજ હું ભક્તિની કટણ સોમકા પર જતા જયગ્રસ્ત નહિ બનું."

તુકારામ મહારાજનું કીર્તન ચાલુ હતું. અભંગોના અર્થો થતા હતા તાનપુરો રણઝણ હતો. પાંડુરંગ, પાંડુરંગના જયઘોષનિથી અવારનવાર એ અટારીનું ઉર ગાજતું હતું. દક્ષિણના ડુંગરાની ગાળીઓમાં એ પાંડુરંગનો જયઘોષ વારવાર પ્રતિધ્વનિત થતો હતો ને ધરતી પર મંગલતા વેરતો હતો.

શિવાજીએ પાછું ધ્યાન કીર્તનમાં પરોવ્યું. બાહ્ય શુદ્ધ તે ભૂલી ગયા.

હવે તો બહાર ઘોડાઓની પડઘી શિવાજી જ્યાં બેઠા હતા એ આવાસ ફરતી ગાજી વીંટળાઇ વળી; ઘેરી ગઇ.

તુકારામ અને શિવાજી સિવાય સૌ વાતી પડેલી અફતથી ધ્રૂજી ઊઠ્યા. અબ્બાજીને પણ થયું : "આ ઘોડાંમાંથી હમણાં મોગલો અંદર આવશે ને શિવાજી મહારાજને પકડી લેશે. અરેરે મહારાજના અંગ પર આજ બખ્તર પણ નથી. નહિંતર તો એ હાથ બતવી દેત લાખ લાખની મોગલ સેનામાંથી એ મોસરવા સલામત નીકળી જાત પણ એ તો વાટમાં મને કહેતા હત : "અભયની-ઇશ્વરની વાટમાં હથિયારોનો ખપ શો અબ્બાજી !"

સમય ઝગ' ઝળ : ઝગ : ભાગી રહ્યો છે અને વિચાર કરવાની પણ વેળા નથી. એ સમય ભારતનું જાણે ભાગ્ય નક્કી કરતો હતો.

અબ્બાજીએ જોયું : ઇશ્વરમાં અટલ શ્રદ્ધા યુક્ત શિવાજી મહારાજ અહીંથી નહિ જ ઊઠે.

બીજી ક્ષણે ધ્યાનમગ્ન શિવરાજના માથા પરથી શિરસ્ત્રાણ ઉતારી પોતાના માથા પર મૂકી સાંજ ઉંઝેલા શિવરાજના તોખાર પર પલાણી હાથમા શિવાજી પકડતા એજ અદાથી ખુલ્લી તલવાર પકડી, અબ્બાજીએ અશ્વ કુદાવ્યો.

મોગલોએ આ જોયું : તલવાર, ઘોડો અને શિરસ્ત્રાણ જોતા એમને કશો સંદેહ ન રહ્યો કે આ શિવાજી નથી.

બધા મોગલો એ આવાસ ફરતો ઘેરો ઉઠાવી આ શિવરાજ બનેલા અમ્બાજીની પાછળ ગયા. સોરઠિયા ઝાલા માનસિંહ અને રાણા પ્રતાપની હલદીઘાટની ઘટના પુનર્જીવિત થતી રજની રાણીએ નીહાળી.

આ ગમન વાયુવેગી થયું અમ્બાજી તાનેડિયાના ઝાંખા તેજે તોખારને સિંહગઢ ભણી દોડાવતો રહ્યો ને પાછળ બધા મોગલો શિવાજીને પકડવાના હર્ષાવેશમાં પાછળ ધસતા રહ્યા. એ દોડમદોડીની પડઘીથી નિઃસ્તબ્ધ વગડો ગાજી રહ્યો

પણ આખર અમ્બાજી ઘેરાઈ ગયો. અષાઢી મેઘાડમ્બરમાં ગાંડીતૂર બનેલ વીજળી જેવી તલવારો એ અરણ્યમા ઝમરા ઝપકી અથડાવા માંડી હિંદુપત પાદશાહીના પ્રણેતા શિવજીની જીવન રક્ષા કાજે અમ્બાજીએ અંગ પર વિપુલ ઘા ઝીલ્યા ને એ ભોંય પડયો. પડતાં પડતાંય મૃત્યુના આખરી શ્વાસ ગણતાં ગણતાં એ નરસિંહે કાન માંડયા કે તુકારામના કીર્તનનો ભંગ તો નથી થયો ને? અભંગની નિર્મળ પતિતપાવની ગંગા વહેતી થંભી તો નથી ગઈને ?

ત્યાં તો જાણે પવનની ઊંમે ચડી અંધારી અટવીમાં માર્ગ કરતા જપમોલ એના કાને આવ્યા... પાંડુરંગ, પાંડુરંગ, પડુરગ.

એ મંગલ મોલ સાંભળતાં સાંભળતાં જ એણે સુખની આખ મીંચી. ને આભને ઓવરે ટમટમતા તારક વૃંદો આ ભવ્ય જાતસમર્પણ નેનીરખી મલકી મલકી એનાં શીળા તેજ અમ્બાજીના મૃત દેર પર ઢાળી રહ્યા.

*

# ઊગ્યો નહીં આંબલો

ઊગ્યો નહીં આંબલો,
અમૃત પાયા
ને અંતે થયો ન ભલો;
ઊગ્યો નહીં આંબલો !
કાં તો
બીજ રે બદલાયું,
કાં તો
જળ રે ભુલાયું,
કાં તો જમીને ધડે રચ્યો સડો;
શ્રમ રે ગયો ને
સીંચન ગયું
આ તો માથે પડયો રે પલો;
ઊગ્યો નહીં આંબલો !

ઘન ઘન વરસ્યાં
મોરાં રે પલકયાં
રહોય આંબલે ન અંકુર કળો;
કોયલ વલસી
વિહગો વણુ ભર્યા
રહોય ગ્હેરનાં મરકયાં ન દલો;
ઊગ્યો નહી આંબલો !
જનમ જનમ સળિયાં
તમે હલો ને ચલો;
બીજ રે સાંચાં
ને જલને જો વાયા-
તો આંબો ઊગશે ચોરી અનંત થલો;
ઊગ્યો નહીં આંબલો.

[ સુધાંશુ ]



# અવલોકન

શિ.

## 'વધુ ને વધુ સુંદર'

લેખક : કુન્દનિકા કાપડીઆ;
પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.
પાનાં ૨૧૬, મૂલ્ય રૂા. ૪–૫૦

ઈસુની '૬૭ની સાલ વિદાય લે છે ત્યારે એક સુંદર નવલિકા સંગ્રહ સાંપડે છે. આમાંની નવલિકાઓ વધુ અને વધુ સુંદર છે અને જે નવલિકા ઉપરથી વાર્તાસંગ્રહનું નામાભિધાન થયું છે તે વાર્તા 'વધુ ને વધુ સુંદર' આવતીકાલના જીવનનો મૌલિક આશાવાદ ચીંધાડે છે. વીશ નવલિકાઓમાંથી પાંચેકને બાદ કરતાં, બાકીની પંદર વાર્તાઓનું ધોરણ કુન્દનિકા કાપડીઆની પ્રતિભા અને વાર્તાકલાને અનુરૂપ રહ્યું છે. લેખિકા કહે છે 'આ કથાઓમાં કથા ઓછી છે, સંકેતો વધારે છે.' આવી કથાઓમાં લેખિકાએ પોતે 'શોધ,' 'સુરજમુખી,' 'ચારસો,' 'વધુ ને વધુ સુંદર' કથાદિનો નિર્દેશ પ્રસ્તાવનામાં કરતાં કહ્યું છે : "માનવ જીવનમાં અનેકવિધ તત્ત્વોના વિપુલ ઝરણાં વહેતાં હોય છે. વન અને વગડાઉ જમીનના હાર્દને વીંધીને ઝરણું આગળ વધે છે તેને આકાર નથી, બંધ નથી, કેન્દ્ર પણ નથી તે મુક્તસ્વરૂપ છે. નિર્બંધ રીતે વહેવું તે એનું નિજકાર્ય છે."

અહીં જે પાત્રો આલેખાયાં છે તેમની એક એવી નિજી પ્રતિમા ઝળકે છે જેના દર્શનથી ચિત્ત ધન્યતા અનુભવે છે નાનકડી ફાઉન્ટન પેનોની દુકાન માંડી, પેન દુરસ્ત કરતો ગોપાલમોહન જેમ એ. થયો હશે અને સ્વાશ્રયના શ્લોકોમાંથા જીવનના ઝંઝાવાત સામે ઝઝૂમવાનું બળ મેળવતો હશે એ ખ્યાલ તો બહેનજીને તે પોતાની આપવીતી કહે છે ત્યારે જ આવે છે. તેવી જ રીતે ઘરમાં તોફાન કરતાં જતીનને બાપે કાઢી નાખ્યું હોય છે અને તેની બાળહઠ માટે બાપનો માર ખાય છે પણ બાલસ્વભાવના પરખંદા કોઈ મા જ્યારે તખ્તા ઉપર આવે છે ત્યારે જ માનસશાસ્ત્રીય ઢબે રહસ્ય પ્રાપ્ત થાય છે કે તાજી વિયાએલી કૂતરીના ગલૂડિયાંને ખવરાવવા માટે જ તે ઘરમાં તોફાન માંડે છે. અને પ્રથમ રાત્રિની મંજુ ? તે કેવા વાતાવરણમાંથી આવી હોય છે—અને પતિના ઘરનું વાતાવરણ પણ કેવું ? પોતે ગામડાની છે અને પતિ તો ઇબ્સન, 'વ્હીટમેન'ની વાતો કરે છે...'એક નવી સૃષ્ટિ—નદી કાંઠાની મેલી સાંજથી દૂર, મોહન સાથેની રમતોથી દૂર, દાદીમાના વાત્સલ્યથી દૂર નાનકડા જીર્ણ ગામનાં સીમિત સુખદુઃખોથી દૂર' એવી આ સૃષ્ટિનો અનુભવ તેને માટે નવો છે. પ્રથમ મિલનની અનુભૂતિ અને અત્યાર સુધીના પોતાના ભૂતકાળના જીવન વચ્ચે ઝોલા ખાતા તેને લાગે છે કે પોતે સુખી છે અને આટલા કથનમાં લેખિકાએ ઘણું કહી દીધું છે.

'બધું જ જૂઠું' અને 'ક્યાંથી ક્યાં' માં ગાંધીયુગના આત્મવંચનાને વાચા મળી છે સ્વતંત્રતાની લડતમાં પોતાના પુત્રનો બલિ આપનાર પાગલ પિતાને આઝાદી પછીની હવામાં બધું જ નરાતળ જૂઠું લાગે છે તેવી જ રીતે 'ક્યાંથી ક્યાં' ગાંધીજીના સ્વપ્નોની દુર્દશાનો ચિતાર આપે છે. પણ આ વાર્તાઓ સંગ્રહની નિર્બળ વાર્તાઓ બની છે કેમકે તે બોધ આપવાના લક્ષ્ય તરફ ધસી જાય છે. પ્રેમ માટેની ન્યોચ્છાવરી 'માયા અને કુસુમી,' 'ડહેલિયાનું ફૂલ,' તથા 'વિદાય' એ ત્રણ વાર્તામાં ભિન્નાભિન્નરૂપે દેખા દે છે. કુસુમીને માધવ ચાહતો હોય છે પણ તેનું લગ્ન બીજે થાય છે ત્યારે અચાનક આવી પડેલી તકને જતી કરી, પોતાના જીવનનું ખંડેર બનાવી દે છે. 'ડહેલિયાના ફૂલ'માં પણ મિત્રો છે સુલતાન, દેસાઈ અને હું. ગણે

યુવાન છે. સુલતાન બાંકો લાપરવા જુવાન છે; દેસાઈ બીકુ અને સંકોચશીલ છે. દેસાઈ પરણ્યો નથી. તે 'સિનિક' થઈ ગયો છે. સુલતાન તેની બીબી કોઈને દેખાડતો નથી—બહુ રૂપાળી છે તેમ બોલ્યા કરે છે. ત્રણે મિત્રો પ્રેમની ફિલસૂફી ડોળતાં હોય છે. એકવાર સુલતાનને તોફાનમાં ઈજા થાય છે—ઇસ્પિતાલમાં ખસેડાય છે. ત્યાં કોઈ સ્ત્રી તેની સારવાર કરતી હોય છે. તે જોઈ દેસાઈ પૂછે છે: 'આ શ્યામસુંદરીને ક્યાંથી લાગ્યો?'

'ચૂપ, બેવકૂફ! એ મારી પત્ની છે!' સુલતાન કહે છે.

'પણ તું તો કહેતો હતો એ ખૂબ સુંદર છે!' દેસાઈ પૂછે છે. 'એ સુંદર જ છે. મારે માટે જાન આપી દે તેવો છે અને તેથી વધારે સુંદર દુનિયામાં શું હોઈ શકે?' વાર્તાનો નાયક જય ઘેર જાય છે ત્યારે સુલતાનની બીબીના ખયાલે પોતાની પત્નીમાં મન પરોવે છે. 'વિદાય'નું વસ્તુ કાવ્યમય છે. ગોપિકાનું જગદીશ સાથે લગ્ન થવાનું હોય છે તેના થોડા દિવસ પહેલાં જ મનમોહનનો મેળો થાય છે. તે કવિ હોય છે અને કવિસંમેલનમાં તેની કવિતાથી ગોપિકાને આકર્ષણ થયું હોય છે—પણ તે તો ઓળખાણ પહેલા. સંમેલનમાંથી પાછા ફરતાં પિતાની ભલામણને આધારે મનમોહન હરિકાકાને મળવા જાય છે ત્યારે એક વખતના જૂના દોસ્તોના પુત્ર અને પુત્રીનું સુભગ મિલન થાય છે. બેત્રણ દિવસના વસવાટ દરમ્યાન ગોપિકા મનમોહનની કવિતાથી મોહિત બને છે: 'તમારી કવિતા સાંભળું છું ત્યારે મારી અંદર જે ઘુમરાઈ રહ્યું છે તેની ઝંખના તીવ્ર બની જાય છે...જાણે મારી અંદર પ્રવેશીને તમે મારા અંતઃસ્તલ સુધી પહોંચી ગયા છો. મનમાં એમ થાય છે, સદાય તમારી કવિતા સાંભળ્યા કરું. તમે એક વર્ષ પહેલા કેમ ન આવ્યા?' આ છેલ્લા વાક્યને વાર્તાનો અંત બનાવી 'કૃષ્ણના બે હોઠ પર જાણે કોઈએ બાંસુરી મૂકી દીધી!' આખી નવલિકા મનોહર પદ્ય સમી લાગે છે.

જીવનની કરુણતા દરેક નિષ્ફળ અભિલાષામાં રહેલી છે. 'એક રાતની વાત'માં છોકરાને (સુનંદનનો) જનોઈ દેવાનો પ્રસંગ હોય છે. આ બધી ધમાલમાં કામવાળી બાઈ ઘેર જવાની રજા માગે છે તેથી ગૃહ-પતિ અકળાઈ ઊઠે છે. જવાશે આ બધી જનોઈની ધામધૂમ છે—મહેમાનો આવ્યા છે—જમણવાર ચાલે છે. બીજીવાર બાઈ કરગરે છે અને ફરીથી ના. પણ છેવટે તે જાય છે. તેનું નાનું બાળક બીમાર હોય છે અને તે મરી જાય છે. 'મારા માટે નહિ'માં એક ક્ષયથી પીડાતા દર્દીની જીજીવિષાનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ થયું છે. જીવનજીવવું, સૌ માણે છે તેવો આનંદ માણવો, પરણવું, ઘેર સ્ત્રી લાવવી—પણ આ કેમ બને? ક્ષયરોગના દર્દીને છોકરી કોણ આપે? હરિ પ્રત્યે વાચકની કરુણા જગાડવામાં લેખિકા એક પછી એક પગથિયાનો ઉપયોગ કરે છે. નાનાભાઈ જ્યોતીન્દ્રનું લગ્ન થાય છે—ઘરમાં વહુ આવે છે. હરિ પૂછે છે પોતાની બહેનને—

'સ્વાતિ, અહીં આવવા કહે તો, તારી ભાભી શું બહુ જ સુંદર છે?' સ્વાતિ ગભરાઈને દોડી જાય છે.

'મા ઓ મા, મોટાભાઈને કંઈક થયું છે! ગાંડાની જેમ બોલે છે!' મા પૂછે છે: "હરિ!"

હરિ કહે છે! એક વાર એને અંદર લઈ આવ! મારે એને જોવી છે. કેટલા વખતથી મેં જુવાન સ્ત્રીનું મોં નથી જોયું! હું એને કાંઈ નુકસાન નહિ કરું, હાથ નહિ લગાડું—મને જોવાનું મન છે!'

જ્યોતીન્દ્રની વહુને હરિ જોઈ રહ્યો તેણે પોતાના હાથ તરફ જોયું. ફીકા પડી ગયેલા હાથ પર પીળાપીળા નખ! આંખમાં આંસુ સાથે તે બોલ્યો: 'આવ વહુ, તને આશીર્વાદ આપું. ના, નજીક ન આવતી; ત્યાં જ રહે. સુખી થા વહુ!' પછી મા તરફ જોઈ બોલ્યો:

'મને સંતરાનો રસ આપ, મા અને આને બહાર મૂકી આવ. નાની છોકરી, આ બધું જોઈને

ગભરાઈ જાય. એને અહીં કોણે આવવા દીધી ?'

બહુ હિંમતે તે હસ્યો, અને પછી રડી પડ્યો. એ રુદન આખી રાત થંભ્યું નહિ, આખી જીંદગી થંભ્યું નહિ!

'શોધ'માં ભૂતકાળમાં જે સોનેરી વિસ્મયો-ની અનુભૂતિ સહુને થઈ હોય છે. થતી હોય છે તેનું પુનઃકથન છે. સોનાલી અને મધુસૂદનના પાત્રોનો Paradox વિરોધાકર્ષક બની રહે છે આથી જ પરિસ્થિતિ 'જરા ઊભા રહો તો' માં નલિન અને ડોસાની થાય છે-એ જુદા પ્રસંગોએ તેઓ સામસામા એવી રીતે આવી જાય છે કે વિધિ જાણે અટ્ટહાસ્ય કરતી હોય! 'એક મૂરખની પ્રેમકથા' માં રંગની શૈલીમાં પ્રેમીઓનું મિલન યોજાયું છે. 'માર્ગ ક્યાં છે!' ની નાયિકા સુનંદાને આર્યનારીના પ્રતીક તરીકે મૂકી તેનું ગૌરવ કરવાનો પ્રયત્ન છે. બાળકના મૃત્યુની કરુણતા 'કોઈક દિવસ'માં વણી લીધી છે. બાળકની મહેચ્છા આ સૃષ્ટિમાં બધું જાણવાની છે અને તેની મા કહે છે 'કોઈક દિવસ' બધું સમજાશે પણ એ દિવસ તો આવતો જ નથી

'ઝરણું', 'ચાર પત્રો', અને 'સૂરજ ઊગશે' એ વાર્તાઓ લેખિકાના શબ્દોમાં કહીએ તો સંકેત કથાઓ છે. આજકાલની કવિતાની જેમ તેને ટિપ્પણની જરૂર છે. વાતાવરણ અને વર્ણનની દૃષ્ટિએ 'સૂરજ ઊગશે' માં વાચકની ઉત્સુકતા અધીર બને છે. 'ઝરણું' કાવ્યમય બની રહે છે. 'વધુ ને વધુ સુંદર'માં જીવન સારી રીતે ચાલુ રહેવાનો આશાવાદ છે, પુષ્પા-અનિલ અને પછીની પેઢી દીપ-તારાની દ્વારા સહજ રીતે આલેખાયું છે જીવન સર્જનના પ્રયત્નનું ગૌરવ.

ગુજરાતના પુરુષ લેખકોની વાત બાજુએ રાખીએ તો સ્ત્રી સર્જકોની બાબતમાં તે ગૌરવ અનુભવી શકે છે કુન્દનિકા કાપડીઆએ પોતાનું આગવું સ્થાન પ્રતિભાશાળી અને સાચા સર્જકોની હરોળમાં નક્કી કરી લીધું છે. પ્રસ્તુત વાર્તાસંગ્રહ વિષય અને નિરૂપણની દૃષ્ટિએ વિદગ્ધભોગ્ય બન્યો છે. અહીં બધા જ સ્ત્રીપાત્રો નારીની ગૌરવાન્વિત આભા રજૂ કરે છે કારણ લેખિકા સ્ત્રી છે? એવું નથી. જે સ્પંદનો તેમણે ઝીલ્યાં છે અને તેમના સંવેદનપટુ માનસ પર આલેખાયાં છે તેનો સાવિષ્કાર આસ્વાદ્ય બનવાનું કારણ તેમની કલાનું રૂપ છે જે 'હૃદય હોય તે સમજી શકે અને નજર હોય તો નીરખી શકે.' યાદગાર રહી જાય તેવો માર્દવ અને ઋજુતાભર્યો વાર્તાસંગ્રહ.

*

## માનવજીવનનો અંતિમ હેતુ

માનવજીવનનો અંતિમ હેતુ તો ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનો છે અને એ માટેનો સાચો માર્ગ ઈશ્વરે સર્જેલાં સર્વ પ્રાણીઓની સેવા કરવાનો તથા એમની સાથે એકતા સાધવાનો છે.

ગરીબ અને દુઃખી પ્રજાની સેવા થાય અને એમની સાથે એકતા સધાય એવા કાર્યમાં માનવજીવનના આ ઉચ્ચ ધ્યેયની પ્રાપ્તિ માટેના પ્રયાસની ચાવી રહેલી છે. અને તેમાંજ રાષ્ટ્રની કે પ્રજાની સાચી ઉન્નતિ સમાયેલી છે માનવજીવનનું ધ્યેય જીવનનું કલ્યાણ જ હોઈ શકે અને માનવમાત્ર વચ્ચે પ્રેમ સ્થપાય અને એક બીજાના સુખદુઃખમાં સમજપૂર્વક સક્રિય ભાગ લેતાં થાય તો તેનો યત્કિંચિત પણ અનુભવ થઈ શકે.

—ગાંધીજી

*

# Unfinished Symphony

**And** an unusual one too! Cling-clang fizz clop-clop tang r r r rum tickety tackety Where towers and top brass mingle with conductors and chemicals, and tubes and recla n ri bber go l and in hand *Brawra!*

It's part of Kamanis concerted effort to help build a vigorous Indian Industry Mature work too for Kamanis have been at it for over two decades With admirable ded cation at an unflagg g pace

But the work will never be quite over There are newer ideas a brimming new themes new schemes throbb ng impulses masterful techniques And weaving through it al a rich bold streak—*Kamani quality!*


SYMBOL OF INDUSTRIAL VITALITY

KAMANI ENGINEERING CORPORATION LTD.
KAMANI METALS & ALLOYS LIMITED
KAMANI METALLIC OXIDES PRIVATE LTD
KAMANI TUBES PRIVATE LIMITED
JAIPUR METALS & ELECTRICALS LIMITED
INDIAN RUBBER REGENERATING COMPANY LIMITED

Kamani Chambers Nicol Road Bombay 1 BR.

BENSONS/KB-111

# અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨-૩-૪ | —૨-૦૦ |
| ગાંધી ગુરુ — | — ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | — ૧-૨૫ |
| અલ્લાહના બંદાઓ | — ૦—૩૭ |
| મસ્તીની પળોમાં — | — ૦—૯૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | — ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | — ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — | — ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — | — ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | — ૦-૧૫. |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | — ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા | — ૦—૩૫ |

# વૈષ્ણવજન

વર્ષ : ૬ ] ડેસુઆરી-૧૯૬૮ [ અંક ૧૧

અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારમાં સમ્મત છે જ તેમ માનવું નહિ.

*

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની - ઑફ્‌પ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધ પછી મોકલાય છે

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા

પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

૨-રામકૃષ્ણનગર

રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક. ધીરેન ગાંધી: સંપાદક નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈનકોર્ન રોડ, રાજકોટ.

# નુકશાનને નોતરશો નહિ.



ખરીદ-વેચાણ માટે જુના વજનો તથા માપોનો ઉપયોગ કરવો એ ગેરકાયદેસર છે. અગાઉના વજનમાપના એકમોમાં ભાવો દર્શાવવા એ પણ શિક્ષાપાત્ર ગુનો છે.

તદુપરાંત, જ્યારે જ્યારે તમે શેર તથા મણ લેખે લેવડ-દેવડ કરો છો ત્યારે ત્યારે તમે શિક્ષા ભોગવો છો કારણ કે પૈસાના બદલામાં વજનમાં તમને ઓછું મળે છે.

માત્ર વેપારીજ મેટ્રિક એકમોવાળા વજનો વાપરે એ પૂરતું નથી.

**તમે પણ માત્ર <u>કિલોમાંજ</u> ખરીદી કરો.**



## આવા હતા બાપુ



### બાપુએ હાર કબુલી

આ પ્રસંગ સેવાગ્રામ આશ્રમનો છે.

બાપુનો જન્મદિવસ હતો. વર્ધાના મહિલાશ્રમની બહેનો બાપુને હોંશે હોંશે સૂતરની આંટીઓ અર્પણ કરવા આવી.

બાપુએ તેમને અગાઉથી જ કહી રાખેલુ કે તમે આંટીઓ આપવા ભલે આવો, કૂવાનુ પાણી અને મારા આશીર્વાદ તમને મળશે, બાકી નાસ્તો સાથે લેતાં આવજો.

બાને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે એમણે આશ્રમના વ્યવસ્થાપક પાસે કોઠાર ઉઘડાવી મોસંબી, કેળાં, સીંગદાણાં, ગોળ કઢાવી બાળાઓને આપ્યા.

બાપુને જ્યારે એની ખબર પડી ત્યારે બાને પૂછ્યુ. બાએ સામે પૂછ્યુ : 'આશ્રમ મારુ નથી શુ ? હુ બાળાઓને પ્રસાદ આપી શકું નહીં ?'

બાપુને હાર કબૂલવી પડી.

સાંજની પ્રાર્થના વખતે બાળાઓને આશીર્વાદ આપતા બાપુએ કહ્યુ : 'મારુ હૃદય પિતાનુ છે. બાનુ માતાનુ. માતા બાળકોને ખાલી હાથે કેમ કાઢી શકે ?'

### બાપુ રહી ગયા

સાબરમતી આશ્રમમા જમવા ટાણે પ્રથમ ઘંટ વાગતો એટલે બધા પોતપોતાના સ્થાનેથી જમવાના સ્થળે આવી રહે. ત્યાર બાદ દસ મિનિટ રહીને બીજો ઘંટ વાગે તેની સાથે ભોજનાલયના પ્રવેશદ્વાર બંધ થઈ જાય. દ્વાર બંધ થઈ ગયા પછી જે કોઈ આવે તેને બીજી પંગત બેસે ત્યારે જ દાખલ કરવામા આવે એવો નિયમ હતો, અને તે સૌ કોઈને એક સરખો લાગુ પડતો.

એક વાર એવુ થયુ કે જમવાનો પ્રથમ ઘંટ વાગ્યો તેને દસ મિનિટ થઈ ગઈ તો યે બાપુ ન આવ્યા. ઘંટ વગાડનાર ભાઈ વિચારવા લાગ્યા કે બાપુ હજી આવ્યા નથી તે ઘંટ વગાડું કે જરા વાર રહીને વગાડું ? પણ એમને બાપુના સ્વભાવની ખબર હતી એટલે એમણે બીજો ઘંટ માર્યો

બારણાં બંધ કરનારે બાપુ આવતા હોય તો આવ્યા પછી બારણાં બંધ કરું એ વિચારે ડોકિયું કર્યું તો બાપુ આવતા દેખાયા. બાપુએ તેને વાટ જોતો જોઈ ત્યાંથી જ કહ્યું, 'ઘંટ વાગી ગયો છે, બારણાં બંધ કરી દે !' પેલા ભાઇને બારણાં બંધ કરવાં પડ્યાં. બાપુ આવી પહોંચ્યા ત્યારે જરા હસ્યા. ત્યાં અંદરથી અવાજ આવ્યા : 'બાપુ રહી ગયા, બાપુ બહાર રહી ગયા.'

પહેલી પંગત જમી ઊઠી ત્યાં સુધી બાપુ બહાર જ રહ્યા. અને બીજી પંગત બેઠી ત્યારે જ જમવા બેઠા !

## ગંભીર છતાં બાળક જેવા

સાબરમતીમાં પૂર આવ્યાં હતાં તે ઓસરી ગયાં.

આશ્રમના કિશોરોને તરવાની ઇચ્છા થઈ. બધા ટોળે મળીને ગયા બાપુ પાસે અને કહેવા લાગ્યા : 'બાપુ, પૂર હવે ઓસરી ગયાં છે અને અમે નાહવા ને તરવા જઈએ છીએ, તમે પણ ચાલો.'

બાપુએ સૌનો ઉત્સાહ જોઇને હા પાડી.

મહાદેવભાઈ કહે : 'બાપુ, અહીં ઘણું કામ પડયું છે, તમે એમની સાથે જશો ?'

'હા, બાળકોને કંઈ ના પડાય છે ? કામ તો છે જ, અને કરવું જ રહ્યું.'

અને બાપુ સૌની સાથે ગયા. કિશોરો તો રાજીરાજી થઇ ગયા.

સૌ કોઈ નદીમાં તરવા પડ્યા. બાપુ પણ તરે, તરતા જાય અને કિશોરોને તરતાં ય શીખવે. બાપુ કિશોરો સાથે એવા તો તન્મય થઈ ગયા કે જોનારને પ્રશ્ન થાય કે થોડી વાર પહેલાં ગંભીરપણે કામમાં ગૂંથાયેલા તે આ જ હસતા રમતા બાપુ કે ?

## આખર એની ધીરજ ફળી

ગુજરાત સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બાપુની વરણી થઇ અને તેઓ એક માસ ગૂજરાત વિદ્યાપીઠમાં રહ્યા ત્યારનો આ પ્રસંગ છે.

બાપુ સરદાર વલ્લભભાઈના સંપૂર્ણ પહેરા નીચે હતા. બાપુને પૂરતો આરામ મળે એટલા માટે સરદાર જેમને મળવા જવા દે એજ બાપુને મળવા જઈ શકતા.

બાપુ વિદ્યાપીઠના મકાનના માળ પર રહેતા. બાપુની નજરે પડીએ તો બાપુ બોલાવે એ આશાએ કેટલાક એ મકાનની સામેથી ખાસ કારણ વિના પસાર થતા કે ઊભા પણ રહેતા. અને એમ કોઇકને બાપુને મળવાનો મોકો મળી પણ જતો.

પણ બાપુ ઉતરેલા તે જ મકાનની નીચે રહેતા ગાંધી કુટુમ્બના એક વિદ્યાર્થીએ એવો કોઈ જ પ્રયાસ ન કર્યો. બીજાઓ બાપુને મળવા માટે સરદારને વિનવતા ત્યારે આ ભાઈ તો પોતાના કામમાં જ રત રહ્યા.

આમ ને આમ એક મહિનો વહી ગયો. ત્યાં એક દિવસ બાપુએ વલ્લભભાઈને કહ્યું : '........ને જરા બોલાવો ને.'

સરદારને જરા આશ્ચર્ય થયું. આ એક મહિનામા અહીં રહેનારા લગભગ દરેકે બાપુને મળવા પ્રયાસ કરેલો પણ આ ભાઈએ તો કશો પ્રયાસ કર્યો ન હતો.

સરદારે પેલા ભાઇને પોતાની લાક્ષણિક વાણીમા કહ્યુ : 'બધાને મારે બાપુને મળવા આવતા રોકવા પડતા હતા; પણ તું જ એક એવો નીકળ્યો કે જેને મારે સામેથી બોલાવવો પડે છે, તું ખરો ! ચાલ, બાપુ બોલાવે છે.'

અને પેલા ભાઇ બાપુને સહર્ષ મળવા ગયા. જ્યાં બીજાને પાંચ-દસ મિનિટમાં પાછા વળવું પડતું ત્યાં આ ભાઇને ખાસ્સા બે કલાક મળ્યા ! એટલું જ નહીં, બાપુ પોતે તેમનું કામ જોવા તેમની ઓરડીમાં પણ આવ્યા.

'આશુતોષ'

## ગાંધીરંગી રાજ્યપાલ

ગાધીજીની હયાતીમા ઘણા ભાગ્યશાળી આત્માઓને ગાધીર ગ લાગી ગયો હતો. તકલી, પૂણી અને ગાધીટોપી રાષ્ટ્રીય ચિન્હો બની ચૂકયા હતાં આપણા નવા રાજ્યપાલ આવાજ ર ગથી ર ગાયા છે. વ્યવસાયે અધ્યાપક હતા તેથી તેમના ર ગમા અર્થ-શાસ્ત્રની વિદ્વત્તા ભળી છે શ્રી શ્રીમન્નારાયણ કોંગ્રેસના મહામ ત્રો તરીકે રહ્યા છે તા વળી આયોજન પ ચમા પણ કામગીરી કરી ચૂકયા છે. આપણા આયોજનમા ગાધીવાદીનો ગજ કેટલો વાગે તે એક બીજી જ બાબત છે તેઓ આજીવન ભારતીય આચારસ હિતાના આગ્રહી રહ્યા છે. નેપાળમા ભારતના એલચી તરીકે એક મહાવિચક્ષણ પુરુષ રાજા મહેન્દ્ર સાથે તેમને કામ લેવાનુ હતુ. હિમાલયની તળેટીમા મહત્ત્વ ધરાવતા નાનકડા રાજ્યનો આ મુત્સદ્દી રાજવી ભારત, ચીન અને પાકિસ્તાન ત્રણેયને હથેળીમા રમાડે છે. છતા શ્રી શ્રીમન્નારાયણે આ નાજીક કામગીરી કુશળતાથી પાર પાડી નેપાળ નજીક આવ્યુ છે તે તેમને આભારી. તેઓ મારવાડી છે, અને દરેક મારવાડી તેની રીતે અર્થશાસ્ત્રી પણ છે, તે છતા આપણા રાજ્યપાલ દરિદ્રનારાયણદેશના અર્થશાસ્ત્રી રહ્યા છે; તે સત્ય તેમના પુસ્તકોમાથી મળી રહે છે ગુજરાત તો ગાધીજીની ભૂમિ–અને અહીની ભૂમિને ભાવે એવી વાત તેમની પાસે છે આજકાલ ભારતના નકશામા ગુજરાતને ઉદ્યોગ–પ્રધાન રાજ્ય તરીકે મકવાની વાતો ખૂબ થાય છે ત્યારે રાજ્યપાલ-શ્રીની પ્રતિભા આ દિશાના પ્રયત્નોને વેગવ ત બનાવે અને એવી કર્મનિષ્ઠા અને ગર્વ–પ્રતિષ્ઠાના તેજ ગાધીજીની ભૂમિમા રેલાવે કે ભારતના સોળ રાજ્યોને પ્રેરણા મળી રહે

## સ્વર સમ્રાટ

પડિત ઓમકારનાથનો દેહવિલય ગુજરાતને સગીતની દુનિયામા અકિચન બનાવે છે આ પડછંદ પુરુષનો દેહબાંધો આખમા સમાઈ જાય તેવો હતો અને એવો જ બુલ દ તેમનો સૂર 'વદે માતરમ્' ના ગાયક તરીકે તેમને ભૂલવા શકય નથી ગુજરાતને તો ગૌરવનુ ખા ; કારણ એટલા માટે છે કે જે ક્ષેત્રમા તેનો ગજ વાગે નહિ તેવી સ ગીતની દુનિયામા આ કર્મવીરે ગુજરાતની અસ્મિતા પ્રગટાવી, અને દેશમા તો ઠીક, પરદેશમા પણ કીર્તિ ફેલાવી વિષ્ણુ દિગબર પલુસ્કરના તેઓ શિષ્ય, સ ગીતના ક્ષેત્રે તેમની પ્રતિભા અખિલ ભારતીય હતી બનારસ હિંદુ યુનિ તથા લાહોરના ગાધર્વ વિદ્યાલય સાથે બહુ નિકટતાથી સ કળાયેલા હતા છેવટના વર્ષોમા આ સગીતમાર્ત ડ લકવાનો ભોગ બન્યા હતા તેમની તબિયતમા સુધારો બતાવતા ચિત્રો અખબારોમા આ યા હતા, તેમનો નશ્વર દેહ વિલય પામ્યા છે પણ ભારતના સ ગીતને પ્રતિષ્ઠા અને અમરત્વ આપવામાં તેમનો ફાળો અવિસ્મરણીય રહેશે

## મ્હોંમા સાકર !

કોઈ સારા સમાચાર આપે, આન દદાયક વાત કહે તો એમ બોલવાનો રિવાજ છે 'તમારા મોમા સાકર !' આવા જ સમાચાર રાજસ્થાન પાસે થરના રણ વિષે પ્રાપ્ત થાય તે જેમા સાકર ખાવાના અધિકારી જોધપુર ખાતેના મધ્યસ્થ રણવિસ્તાર સશોધન સસ્થાના વૈજ્ઞાનિકો છે તેમણે એકઠી કરેલી માહિતીને આધારે, તેમજ અસખ્ય પ્રયોગોના નિરીક્ષણ પછી એમ કહેવાનુ પ્રાપ્ત થાય છે કે રણ આગળ વધવાની લોકવાયકા ભ્રામક છે રણ આગળ વધતુ નથી રણપ્રદેશમા વનીકરણની યોજના સફળ થયાના આપણે ત્યા દાખલા છે પ્રભાસતીર્થ પાસે દેહોત્સર્ગ નજીક રેતીના ઢગલા ખડકાતા ત્યાં આજ લીલી હરિયાળી નજરે પડે છે જોધપુરની સસ્થા અમૂલ્ય સેવા બજાવી રહી છે અને છેલ્લા સમાચાર પ્રમાણે સશોધકોની એક ટૂકડી રણપ્રદેશની વૈજ્ઞાનિક મોજણી માટે ત્રણ માસના પ્રવાસે થરમાં થઈને કચ્છના

નાના રણમાં જવાની છે. આબોહવા ઉપરાંત સિંધુ સંસ્કૃતિના અવશેષો શોધવાનું તેમને ફાળે આવશે. દેશના ખૂણે ખૂણેથી પ્રાપ્ત થતા ભાષા અને પ્રાંતવાદના ગૂંગળાવનારા સમાચારોમાંથી આ એક જ અહેવાલ તાજગી આપે છે.

## સ્થાનાંતર

ચેથી ચૂંટણી પછી પક્ષપલટાએ લોકમાનસને ઘેરી લીધું છે. સફળતાપૂર્વક હૃદયપલટો કરનાર અમેરિકન ડૉ. ક્રિશ્ચન બર્નાર્ડનું કહેવું છે કે હૃદય બદલી આપવાના કેઈસો એટલા વધતા જશે કે ભવિષ્યમાં હૃદય આપનારનો દુકાળ પડશે. આ સંજોગોમાં પ્રાણીઓના હૃદયનો આશરો લેવો પડશે. અત્યારે નજર ભૂંડ અને વાનર ઉપર પડે છે. વાનરનું હૃદય નાનું હોવાથી ભૂંડને પ્રાધાન્યના મળે એમ લાગે છે. ભૂંડનું ઊર્ધ્વમૂલ્યન થવાના સમાચાર તેની શ્રેણીના ગર્દભરાજને ખોટું લાગે જ. વાતવાતમાં તિરસ્કાર, ઉપેક્ષા કે અણગમો વ્યક્ત કરવા, કોઈને ભૂંડની ઉપમા આપતાં પહેલાં હવે વિચારવું પડશે. ચાલો, ભૂંડનો પ્રશ્ન તો ઉકલી ગયો પણ ગર્દભરાજનો ઊભો છે. એક મજાનો વિચાર મગજમાં ઝબૂકી જાય છે. મનુષ્યની સ્વરનળીમાં ગર્દભના ગળાની કરામત ગોઠવવામાં આવે તો પછી લાઉડસ્પીકરની જરૂર રહેશે નહિ. ગર્દભનું ગળું મનુષ્યમાં બેસાડ્યા પછી, તેને તે કેળવી શકશે, ભૂંકવાને બદલે બુલંદ અવાજે કવિતા લલકારશે, સભાઓને સંબોધશે. માનવી કંઈની કરામત કરી જાણે છે એટલે ગર્દભની નિર્બળતા તેનામાં નહિ રહે. હવે જો આને માટે પડાપડી થાય તો શું કરવું? એટલે, નિયમન તરીકે એક શરત રાખી શકાય કે જે કવિ હોય, અભિનેતા હોય, વક્તા હોય અથવા બીજાને ડરાવી શકે તેવો બોલકણો હોય તેને જ સૂરનળી બદલવાની પરવાનગી મળશે.

## કાળે અર્જુન લૂંટિયે

દક્ષિણ વિયેટનામ ઉપર ઉત્તરના ગેરીલાઓ ખાબકી પડ્યા છે છૂપા વેશમાં, ફૂલના ઢગલા નીચે, બૌદ્ધ સાધુના સ્વાંગમાં—જેમ ફાવ્યું તેમ સાઈગોનમાં અને બીજા શહેરોમાં વસતિમાં ઘૂસી ગયા અને કાળો કેર વર્તાવવા માંડ્યો છે. અમેરિકનો ઉંધતા ઝડપાયા. અને તાકાત હોય તો પણ શા કામની? કચ્ચરઘાણ સામાન્ય જનતાનો જ નીકળે. ઉત્તરના આક્રમણખોરોને કાંઈ ગુમાવવાનું નથી પણ દક્ષિણમાં અમેરિકાની આબરૂને ભારે ધક્કો પહોંચ્યો છે. હવે ઉત્તર વિયેટનામ પર આક્રમણ લઈ જવામાં પણ જોખમ છે—રશિયા ચૂપ ન બેસે તો? અને ન કરે તો વિયેટકોંગી કાબાઓ અમેરિકન અર્જુનોને વીણીવીણીને પરેશાન કરે છે—ગાંડીવધારી પાર્થો કૃષ્ણનું શરણ શોધી રહ્યા છે—ત્રાહી મામ્ ત્રાહી મામ્. સેનાપતિ વેસ્ટમોરલેન્ડનો શો અંદાજ છે?

## શેખની શિખામણ

શેઠની શિખામણ ઝાંપા સુધી તો શેખની પાદર સુધી તો પુગેને? શેખ અબ્દુલ્લાએ ભારતને શિખામણ આપવા જન્મ લીધો છે. દિવસ ઊગે અને નવી શિખામણ તૈયાર હોય છેલ્લે છેલ્લે, તેમને જેલ મુક્ત કરતી વખતે ઇંદિરાજીએ કીધું કે છો બોલતા—શું કામ કાન આપો છો? છતા શેખ બોલે છે, સભાઓ ગજાવે છે, પત્રકારો અને એલચીઓને મળે છે, રાજકીય પક્ષોના અગ્રેસરોને મુલાકાતો આપે છે અને જે કહેવાનું છે તે બેધડક કહે છે. આગળ જતા, તેઓ કાશ્મીરમાં અને પાકિસ્તાનમાં જઈને ધાર્યું બોલશે—બેન્ડવાજા વગાડશે. તેમને સાંભળનારાઓ મળશે—શ્રોતાઓ મળશે—અનુયાયીઓ મળશે. એમ કરતા કરતા નેતા થશે—સેનાપતિ થશે. પણ પછી લશ્કરી કૂચનો આદેશ તો નહિ આપે ને?

## મૃત્યુનો મહોત્સવ

બિહારમાં ઉદયગિરિ પર્વતમાળામાં જૈનમુનિવર્ય શ્રી જગજીવનરામશ્રીએ અનશનવ્રત દ્વારા જીવતા સમાધિ લીધી. તેનાથી ભારતના આધ્યાત્મિક જીવનમાં તપ, શરીરકષ્ટ અને માયાનું બંધન છોડી, જીવનની અંતિમ સ્થિતિ હસતે મુખડે પ્રાપ્ત કરવાની વિરલ સિદ્ધિ દર્શાવી છે. આ પ્રશ્નની ધાર્મિક બાજુ જવા દઈએ. પાર્થિવ

( અનુ૦ પૃષ્ઠ ૩૬૧ ઉપર )

# મૃત્યુની સફર

જયમલ્લ પરમાર

ઘણીવાર મને થાય છે કે હું મૃત્યુના મુખમાંથી પાછો આવ્યો એનું જ સૌથી વધુ સ્મરણ શા માટે થાય છે? નચિકેતાની કઠોપનિષદની વાત તો હું ચમારેજની રેલવે હોનારતમાં ફસાયો તે પૂર્વે ઘણા સમયથી વાંચેલી કે શ્રેયની સાધના માટે પ્રેમનો ત્યાગ કરનારને મોત મારી શકતું નથી.

સમજણો થયો ત્યારથી સત્યાગ્રહમાં પડયો. ન મહત્ત્વાકાંક્ષા સેવી, ન કોઈ એવી કામના. જીવન સિદ્ધાંતના વાણાતાણાએ વણાતુ વણાતું કૌટુંબિક સુખદુઃખોથી ઠીક ઠીક અસ્પર્શ્ય નહોતું બની ગયું? આસકિત માત્ર એ સુખદુઃખોથી રહિત એવી સમાજરચનાની જ નહોતી રહી?

કે પછી સામાજિક સુખદુઃખો દૂર કરવાની લગન જ એક આસકિત બની ગઈ હશે? કીટ ભ્રમર ન્યાયે હું પોતે જ એ સુખદુઃખનું સાધન બની ગયો હોઇશ? સુખ અને દુઃખ એ જ તે આદમ અને હવે ચાખેલું મોતનું મીઠું ફળ જ હશે ને?

ચમારેજના રેલવે અકસ્માતમાં હું મૃત્યુના અંધકારમાં વિલીન થઈ ગયેલો. આંખ ઊઘડી ત્યારે જીવન એક ભીષણ સ્વપ્નું જ લાગ્યું. લોકો જેને મૃત્યુનો કે અકસ્માતનો આઘાત કહે છે તેમ મારું એ સ્વપ્નું કંઈ બે-ચાર મહિના ચાલ્યું. કે પછી એ જ જાગૃતિ હતી ને આજે જેને જીવન કહુ છું તે એક સ્વપ્ન ન હોય?

પ્રકાશ અને અંધકારની એ માયા હજીએ પૂરી સમજાઇ નથી. અંદરના અંધકારથી ડરીને જ માનવી બહારના અંધકારમય પ્રકાશમાંથી પાછો નહિ ફરતો હોય ને? કેવી કરુણતા? અને છતાં કેવી મીઠી?

ડાહ્યા નિશાળીઆની જેમ આગળ પાછળ જોયા સિવાય સીધે રસ્તે ચાલવાને જ હું વિવેક માનતો હતો અને હું મને કેવો સ્વસ્થ લાગતો હતો? મિત્રો અને સ્નેહીઓ વચ્ચે માની લીધેલા આ સ્વાસ્થ્યથી મસ્ત બનીને લડતો અને કેવો ઉલ્લસિત લાગતો?

વિરોધી બળોના સુમેળમાંથી સર્જાતી પ્રવૃત્તિની એકતાને હું વિવિધતાની મારી પોતાની એકતા સમજી બેઠેલો. રેલવે ટ્રેઈનનો માત્ર એક જ ધક્કો અને મારા હૈયામાંથી પણ એક અસહાય અવાજ નહોતો નીકળ્યો?

પાટા ઉપરથી વેગપૂર્ણ નીચે ધસ્યે જતી રેલગાડીના દારુણ ઘર્ઘરાટમાં શા માટે મને સંગીત ન સંભળાયું? પ્રકૃતિના વિસંવાદી સૂરની જ એ સંવાદિતા ન હતી?

હા, તાલબદ્ધ લયબદ્ધ વહ્યે જતી હતી આગગાડી; એની લયકારી તૂટી, તાલભંગ બની. રૌરવતાલનુ ભીષણ રૂપ એણે ધારણ નહોતુ કર્યું? રૌદ્રરૂપથી હુ ભે નહોતો ખાઈ ગયો? કેમ અસ્વસ્થ બની ઊઠયો?

અવકાશમાં ઊડનારું પક્ષી ભૂલથી કોઈ બારી વાટે મહાલયના ખંડમા આવી પડતાં કેવો ગભરાટ અનુભવે? મારા જીવની પણ એ જ ગતિ નહોતી થઇ? વાત ખરી છે કે એ મહાલય નહોતો. પણ જીવ જાગ્યો ત્યારે હું કયાં પડયો છું, હું શું છું એનુ મને ભાન પણ કયાં હતું? જીવન સાથેના સમસ્ત સંબંધો તૂટી ગયા પછી ફરીથી જીવન જાગી રહ્યું હતું. ધૂંધળી સવારના સૂર્યોદય જેવું.

મને એટલુ જ યાદ છે કે કોઈક પ્રચંડ ધક્કા સાથે ગાડી મોતની ખીણમાં વેગભરી ધસમસતી લાગી. મોતની એક કાળી ચીસ ઉતારુ પ્રવાસીઓની વાતાવરણને ભેદતી ગઈ. ને રહ્યુ

એમાં સૂર પુરાવ્યો. ના, મારાથી પણ ચિત્કાર–ભયજનક ચિત્કાર નીકળી ગયો.

આ લખું છું એટલી વાર નહોતી લાગી. ગાડીના ફર્સ્ટક્લાસ સ.થેના એક પાટિયાવાળા (ઉપરનીચેની એક એક બર્થ) કુપે કહેવાતા ડબામાં જેટલી જગ્યા મને બેસવા મળેલી એમાં એ કાજળઘેરી અંધારી રાતે સાડાક અગિયાર વાગ્યે મારી આંખ મળી ગઈ હશે. પછી તો મોતનું તાંડવ ખેલાતું નજરે તો નથી નિહાળ્યું.

એક પ્રચંડ આઘાત સાથે પહાડની ગંજાવર ટ્રક ખડેડે એમ ગાંડીની જેમ આડેધડ ફૂંકાયે જતી ગાડીમાં હું ઊછળ્યો. જાણે કોઈક ડાઈવ લેવરાવતું હોય તેમ ઊંચો ઊછળ્યો ને પલકમાત્રમા ઊંધે માથે ગયો. મને એટલું જ યાદ છે કે વાકાનેરના ભેખડો ઉપરથી મચ્છુ નદીમા ડોસિયો મારતા હાથ આગળ ખેંચાય એમ ખેંચાઇ ગયેલા. વીજળીના ઝબકારે ઘર યાદ આવી ગયુ. પછી તો જીવન–મૃત્યુની કલ્પના કરવાની વેળા પણ ક્યા રહી હતી?

જીવનમા જે અપ્રગટ હતું તેનો સાક્ષાત્કાર થયો. કળિયુગમા તો ગાયના શીગ માથે રાયનો દાણો ટકે એટલી જ વાર ને! જગત જેને મહાયાત્રા કહે છે તે મારા માટે તો ક્ષણભરની જ હતી. ભય કે અભયના મંથનનો અવકાશ ક્યા હતો? અરે રૂદનના આવાગમન માટે પણ અવકાશ તો જોઇએ ને! તેમ મૃત્યુનો પરિચય પણ કોણે કરાવ્યો હોય? મે તો કદિ કરેલો નહિ. સ્મૃતિ હોય તો વ્યક્તિત્વ વિલીન થવાનો ભય લાગે ને!

ત્યા જ્ઞાન ન હતુ, ન હતુ અજ્ઞાન. ત્યાં ભય ન હતો, નહોતો અભય. જીવન કે મૃત્યુ એ એ બેમાથી કોઈ નહોતું મિત્ર કે નહોતુ દુશ્મન.

આ હોનારતના વર્ષો પહેલા એકવાર મોત સામે આવીને ઊભું રહેતાં ખૂબ ભયભીત બનેલો. તાબાની કાટ ખાઇ ગયેલી લોટીમાં તાંબાના પૈસા નાખીને એમાં ભાંગ ઉકાળીને એ લઇને એકવાર પીધેલી. ભાંગ કેવીક ચડે એનો અનુભવ કરવા.

પણ કબાલા તોડી નાખ્યા. મોત સામેનું એ યુદ્ધ આઠ–દસ કલાક ચાલ્યું હશે. આંખે લાલ–કાળાં આવી ગયા પછી તાળવું ફોડીને જીવ બહાર નીકળવા અંદરથી ઘણના ઘા ઠોકતો હતો.

કિશોરવયમાંથી હજી જુવાની ઊંબરે પગ મૂકયો કે મૂકશે એવા એ સંધિકાળે મૃત્યુનો ભય લાગ્યો. પણ જીવને હજી વળગણ નહોતી ઊભી થઈ. જીવનના કોઇ લોભ–લાલચના અવરોધો નહોતા ઊભાં થયા. એટલે ઘરના સૌની આખરવેળાની વિદાય લીધી. પણ એ તો યુદ્ધ હતું. એ યુદ્ધમાં વિજય મેળવવાની આશા સમું જીવત અને મૃત્યુ વચ્ચે સમયનું એક અંતર પણ હતું. અહિં તો એવા અવકાશનો કોઇ પ્રશ્ન જ કયાં હતો?

આખ ખુલી ત્યારે હજી હું વિસ્મૃતિમાં ગરકાવ હતો. જીવન–જગત સાથેના તૂટી ગયેલા તાંતણા હજી સંધાતા ન હતા, મૂર્છિત અવસ્થા હજી પૂરી નહિ થઈ હોય.

ઘોર અંધકાર. નિઃશબ્દ બધું. હું કયાં હતો? ઊંડે ઊંડેથી ચેતના ઉપર આવતી હતી. ચેતના પાછી વળતી હતી. અંધકારમાં આંખ પ્રકાશ શોધી રહી હતી. ઉપર ઊંચે ઊંચે અંધાર ઘેરા ઓરડામાં કોઇ અતિ બારીક ચાંદરણું ઝબકીને સરી જાય એવો આભાસ થયો.

આંખ પ્રકાશને પકડવા મથતી હતી. અસ્થિર પ્રકાશનુ ચાદરણું અવારનવાર પકડાતાં આભાસમાંથી અસ્તિત્વનુ ભાન થયું. હુ જીવતો હતો. પણ ક્યા? ભત જીવનનો દોર પકડાતો ન હતો. અંગ કે અવયવો જેવું કાઇ મારે ખરૂં? શાશ્વત અંધકારમાં મારે કોઈ અતિ બારીક ઝબકીને સરી જતા પ્રકાશબિંદુ સિવાય બીજું જીવન જ કયાં હતુ?

અંધકારની શાન્તિમા ચિત્તની અશાંતિ વધવા માડી. શુ છું હું? હાલકડોલક ચિરો અંગના

અનુભવ માટે આંચકો મારો, પણ બેકાર. દિશા શૂન્ય ચેતના વ્યર્થ ફાંફાં મારી રહી.

ચિત્ત સિવાય બધું સ્થિર હતુ. આંતર-બાહ્ય અંધકાર પણ નિરંતર ને સ્થિર હતો. કશું જ સમજાતું ન હતું કે ચિત્ત કોની ધરીને ચકાવે ચડયું છે?

અંધકારના આ મૌન સામે વાચા પણ મૂક બની રહેલી. કોની સાથે બોલે? બોલી શકે કે નહિ તે પણ મને ખબર નથી. કાનની મૂર્છા પાછી વળી રહી હતી. ધીરે ધીરે ચેતન પ્રગટયું પણ આ શાના ચિત્કાર સંભળાયા? મારા પડખે કોઈ કણ-સતું લાગ્યું. અવાજ વધુ સ્પષ્ટ સંભળાવા લાગ્યો મોતના ઘરડિયા જેવો.

વિસ્મૃતિની ખીણમાંથી જાણે હુ ઊંચકાતો હોઉં એમ દુઃખના આર્તનાદોની કરુણ ભયાનક ચીસો, વેદના-વિલાપો દૂરદૂરથી મારે કાને અથડાવા લાગ્યા.

આવી આવીને સ્મૃતિ મારા જડ અંગોને હલમલાવવા લાગી, પણ વ્યર્થ. મગજ એકલુ જીવતુ લાગ્યું. શુ એ રીતે કોઇ જીવી શકે? અંગો બધા જડ અને એક માત્ર મગજના જ્ઞાનતંતુઓ જ થોડા ચેતના અનુભવતા હોય? એક સ્નેહીજનના પત્ની આવી જ અવસ્થા ત્રણેક માસ સુધી અનુભવીને મૃત્યુ પામ્યાનુ તો આ અકસ્માત પછી દસેક વર્ષે સાભળ્યું.

અવાજો આવતા, અથડાતા ને વીખરાઈ જતા. એક કારમી ચીસ અતિ નજીકથી ઊઠી. સ્પષ્ટ શબ્દો મારા કાને પકડયા અને હૃદય સુધી એની ધ્રૂજારી પહોંચી. 'એ ગુજરાતી ભાઇ! મને બચાવો!'

આ અંધકાર ને અચેતનતામા 'ગુજરાતી!' ઓહ! આ તો રેલ્વેનો અકસ્માત સર્જાયો લાગે છે. કાળી રાતે પેલી કારમી ચીસ પડેલી ને ગાડી મોતનેય થરથરાવે એવા ભયકર ઘરઘરાટ સાથે ધસી રહેલી, હું ઊછળ્યો ને પછી?...

કશી જ ગતાગમ નથી રહી. કયાં સર્જાણી હશે આ હોનારત? કોણ ગુજરાતી? કયાં પડયો હોઇશ હું? કાનના દેવતા સજાગ બની બેઠા અને અંધકારના મૌન વચ્ચે મોતનો નાટારંભ ખેલાતો સંભળાયો. કારમી, ભયાનક, દારૂણ ને અસહાય ચીસો; ભયંકર કણસાટ, હૃદયભેદક ક્રંદન અને વળી પાછી થોડી ક્ષણોનો ભયંકર વિરામ.

જાગી રહેલા મને હોનારતના અંકોડા મેળવી લીધા જીજીવિષા જોર કરવા લાગી. હું પણ કયાંક આ હોનારતમા ભોગ બનીને પડયો હતો એમ પૂરૂં ભાન આવ્યું.

પણ મારે અંગો જ કયાં હતા? શેષમાં એક મારી વાસનાઓ જ જીવવાની, બસ! જીવવા માટે બધા વિલાપો વચ્ચે મન ભટકવા માડ્યું. આતુર બની ઊઠયું.

ત્યા એકાએક એક અવાજ નજીક આવતો સંભળાયો. જાણે વાદળ ચીરીને આવતો હોય એવો. કાનના જાગૃત દેવતાઓએ લોઢા-લાકડા આડાઅવળાં થતા હોય એવો ખળભળાટ સાભળ્યો. વજન આઘુપાછુ થતુ લાગ્યું

આંખ સામેના અંધકાર વચ્ચે થોડી જગ્યા થતી જણાઈ. કોઇ કાળો ઓળો કળાણો. કૂવાના તળિયે પડયા દેખાય એવુ આકાશનુ આછું ધાબું દેખાયુ. સપાટી ઉપર કયાક સંસાર હરફર કરતો હતો.

આ તે ભાન હતુ કે બેભાન? હજી ચિત્ત વધુ અસ્વસ્થ બને તે પહેલા ફરી કાળો ઓળો દેખાણો. આભમાથી લાકડા આઘા કરતો હોય તેમ. એણે થોડા લાકડા આઘાપાછા કર્યા. મારી ડાબી બાજુ તરફ ઉપરના ભાગે આ બધુ બની રહ્યું હતું. થોડાંક લાકડા આઘા ખસતા રેલ્વેના માણસોના હાથમા હોય છે એવી બત્તી હરતીફરતી દેખાણી. એ બત્તીના ઝાંઝાંખા અજવાળે હુ કળી શકયો કે કાળા કોટ-પાટલુન અને હેટ પહેરેલો એ ઓળો ગાર્ડ હોવો જોઇએ.

એ કોઈક વ્યક્તિને શોધી રહ્યો હતો. 'અહીં તો કોઈ નથી'. એવા એના અછડતા બોલ સંભળાયા. હું ન કહી શક્યો કે 'મને બચાવો, હું અહીં પડયો છું!'

ગાર્ડ જેવો માણસ તો ચાલ્યો ગયો. પણ ડાબા તરફના લાકડા ખસવાથી આભના એટલા વાના અજવાળે હું ઉપર જોઈ શક્યો કે લોઢા-લાકડાના મોટા ઢગલા નીચે હું ક્યાંક પડયો છું. પ્રકાશ અંધકારની રમત વચાળે લોઢા-લાકડાનો એ પ્રચંડ ભંગાર કેવો ભયાનક ભાસે!

પણ જીવ ભયભીત નહોતો. એને જીવવું હતું. જ્યાથી જીવનનો પ્રવાહ તૂટયો હતો ત્યાથી જોડી દેવા ચિત્ત ચંચળ થઈ ઊઠયું'તું. ફરી મે મારા અંગોને ઢંઢોળ્યાં, પણ વ્યર્થ. મૃત્યુની કારમી વેદનાઓનું આક્રંદ મારે કાને અથડાતું હતું. પણ જીવ જીવવા માટે ઝુઝવાની તૈયારીમા પડેલો.

મારી આંખો મારા અંગોને જોઈ શકતી નહોતી. અંગો છે કે નહિ, હોય તો કઈ સ્થિતિમા છે તે જોવા સમજવાનુ શક્તિ બહાર હતું. કલ્પના પણ શું કરે!

મારાથી એક હાથ દૂર મોતનો ઘોઘરો બોલતો સ્પષ્ટ સંભળાવા લાગ્યો. ઓહ! એક જ પાટિયા ઉપર અમે બે મુસાફરી કરતા હતા. એક જ પાટિયા ઉપર. મને તો ફર્સ્ટ કલાસની ટિકિટ મેળવવા છતા જગ્યા જ ક્યા મળેલી? ઉદાર ચિત્ત બનીને મિલીટરીના એ મદ્રાસી જવાને મને બેસવાની સગવડ કરી આપેલી.

એક જ ગાડીના યાત્રી, એક જ આસને બેઠેલા. અત્યારે એ એટલો જ નજદીક છતાં જુદી જ દિશાએ સફર કરી રહ્યો હતો. મૃત્યુ માર્ગની એની વેદનાભરી સફરમા આશ્વાસનના બે બોલ પણ ઉચ્ચારી શકતો ન હતો. એના સુકાતા કંઠને પાણીના બે ટીપાથી જીવનનો આખરી સંતોષ પણ બક્ષી શકતો નહોતો.

અને એથી થોડેક જ દૂર દુઃખની ચિચિયારી પાડતા, ચિલ્લાતા અને છાતીફાટ રડતા એક જુવાનને પણ બે મીઠા સખુન ક્યા પહોંચાડી શકતો હતો?

કુપેમાં બે જ પાટિયાં, એક ઉપર અને બીજુ નીચે. નીચેના પાટિયે મિલીટરીનો મદ્રાસી યુવાન અને હું બેઠા હતા. ઉપરના પાટિયે લીંબડીનો રમણિક નામનો જુવાન સૂતેલો. ઘણું કરીને કોઈક દવાની કંપનીનો એજન્ટ હતો.

રાતના અગિયાર સુધી તો અમે બન્ને ચર્ચાના ધડાકા લેતા હતા. સ્વરાજ પ્રાપ્તિ પછી સ્વરાજ સરકારની ટીકાઓ કરવાની એક ફેશન જ નહિ પણ કાંઈક શૂરવીરતા એ કાળે મનાતી. હજી એ ચર્ચાના ઘોષ શમ્યા ન હતા.

સેટીનના બારણે બે પગ ભરાવીને પાટિયાંની દીવાલને અઢેલીને હું અંગને આરામ આપવાનો પ્રયત્ન કરતો હતો અને પેલો જુવાન ઉપરના પાટિયે આરામથી લેટી ગયેલો અને મદ્રાસી સૈનિક હું જ્યા બેઠો હતો એ જ પાટિયા ઉપર.

કાળને તે શું કહેવુ? એને મન તો આંખ ફરકાવાની રમત હશે, પણ કેટલી રૂપીણુ? કેટલાં ક્રૂર?

કોણ આવે અમારી મદદે? બહારના ચિત્કારો અને અવારનવાર ઊઠતા કોલાહલ કાને અથડાયા કરતા હતા. એક એક ક્ષણ એક એક જુગ જેવડી વીતી રહી હતી. મારી આશા પણ ઓસરવા માંડી. ઘડી ઘડી કોલાહલ શમયા, ઊઠતા ને સૂમસામ રાત વીતવા માંડતી. મારી છાતી માથે જાણે કાળના કાફલા નાગળ્યા હોય એવો આ રેલગાડીના ભંગારનો ભયંકર ઓથાર ઊગરવાની કોઈ આશા આપતો ન હતો.

વેદના નથી થતી એટલે હાથ-પગ-અંગ બધું સારું હશે એમ માનવાનું જ રહેતું હતું. પણ આવી ભીંસ નીચે જ દટાઈને-ઘવાઈને કેં કેટલાય મરણ શરણ નહિ થતા હોય?

ચિત્ત વિક્ષુબ્ધ થઈને તંગ બની ગયેલું. ત્યા કોઈ બાળાના છાતીફાટ ક્રંદનનો અવાજ નજીક ને નજીક આવવા લાગ્યો. બરાબર ડાબી બાજુએ

[ અનુ૦ પૃષ્ઠ ૩૫૯ ઉપર ]

# અમી–છાંટણાં

લાભુભાઈ ત્રિવેદી

મહાકાળના આપણે સહુ કોળિયા છીએ.

તું કદી ખોટી ચિંતા ના સેવજે. મન પર ખોટો બોજ કદી ના રાખજે. અને એથી તું બધું ભૂલી નિરાંતે પોઢી જજે.

નવલખ તારાઓ ચમકી રહ્યા છે. કોઈ ક્ષણે ઉલ્કાનો ઝબકારો દેખાય છે. ચંદ્રી ચમકી રહી છે. આકાશગંગા પ્રસરી રહી છે. અને રાત્રિ એનું ઐશ્વર્ય, એનો વૈભવ બતાવી રહી છે.

પ્રભુની એ પરમ લીલાનાં દર્શન કરી તું નિરાંતે નિદ્રામાં પોઢી જજે.

તું અશાંત વચ્ચે ચિર : શાંતિ છે. તારા સંકલ્પ બળનાં મહાપુરુષાર્થની સભર ભાવના છે.

તું પ્રસન્નચિત્તે, સુખદુઃખે સમ બની, મન અને ઇન્દ્રિયોને નિયમમાં આણી એકાગ્રતા સેવી, ભક્તિ અને ભક્તનો મહિમા સમજી, જ્ઞાન અજ્ઞાનનો તફાવત સમજી પ્રભુની એ લીલાને શરણે ઢળી જજે.

o o o

તને તારી જાત બોધના બોજાથી સભર લાગે કે તને જ તારો ભાર લાગે તો પણ તું નિરાશા ના અનુભવજે.

તારું પ્રયાણ લાંબું છે એટલો બોધનો બોજ લાંબો નથી એનો ખ્યાલ રાખજે.

તને ખોટું કહી દઉં ?

તને મળેલ એ બોધ એ ખરેખર બોધ નથી. એ તો તારા સ્વાભાવિક કર્મો છે. માનવીને કદી પોતાની ચેતનાનો ભાર લાગ્યો સાંભળ્યો છે ! તો પછી જીવન સાથે વણાય ગયેલા આદર્શનો ભાર માનવીને લાગે ખરો !

અને છતાં તને ફરીફરી લાંબી વાતો ન કહેતાં એક જ વાત કરી દઉં.

તારું કોઈ કાર્ય તને, વ્યક્તિને, અન્યને કે સમાજને જરાયે ભારરૂપ, બોજરૂપ, નુકસાનકારક ન હોય તેનું તું પૂરતું ધ્યાન રાખશે તો પણ ઘણું છે.

o o o

તું જાણે છે કે કાળ શું છે ?

ક્ષણ પછી શું થનાર છે એની તને ખબર છે ?

આ જ ક્ષણ તારા હાથમાં છે એમ માનીને તું તારી યાત્રા ગોઠવજે.

તું કદી બંધનથી બંધાઈશ ના. તારા કોઈ કાર્યો તું અધૂરાં રાખીશ ના, તું કદી ખોટો બોજ માથે રાખી વિચરીશ ના.

તારું એકેક કાર્ય વ્યવસ્થિત હો, તારા કોઈ કાર્યમાં ઊણપ ન હો, તારું કાર્યસ્વાવલંબી હો, તારું પ્રત્યેક કાર્ય પ્રત્યેક પળે પોતાપર ઊભું રહે એવી વ્યવસ્તાથી સભર હો, તારું પ્રત્યેક કાર્ય સુયોગ્ય પાત્રો વચ્ચે વહેંચાયેલું હો, તારું પ્રત્યેક કાર્ય રાગદ્વેષથી પર હો.

તું મહાન છો તેથી તારું કાર્ય મહાન હો અને એ મહાન તારી વ્યવસ્થા હો.

o o o

તું જાણે છે !

મૃત્યુ પણ મંગલમય છે.

ઈશ્વર ઇચ્છા ગહન છે અને એટલે જ ઈશ્વરને ગમ્યુ એ સ્વીકારવું જ રહ્યું.

તું તારી જાતને એટલું જ પૂછી જોજે કે તેં તારી ફરજ બરાબર બજાવી છે ?

આરપાર દેખી શકાય એવું તારું જીવન હો અને કુશળતાપૂર્વકનું સાચું કર્મ એ જ તારા જીવનની યાત્રા હો.

અને પછી આવેલ મૃત્યુ એ તને મૃત્યુ નહિ લાગે.

એટલું જ નહિ એ મૃત્યુ અમૃત બની જશે અને પ્રભુ તારા દ્વારે આવી ઊભો રહેશે.

અને ત્યારે મૃત્યુ તો ક્યાંય દૂર હશે.

o o o

તું સ્વપ્ન વિનાની મીઠી નિદ્રા માણી રહ્યો હશે,

તું જ્યારે થાક્યો પાક્યો નિદ્રામાં મસ્ત હશે,

તારો દેહ કૃતકૃત્યતાના તેજે ઝૂલી રહ્યો હશે,

તારા મુખપર નિર્દોષ હાસ્ય સ્ફૂરી રહ્યું હશે,

તારા હૃદયનો ધબકારો આત્માના ઓજસે પથરાઈ રહ્યો હશે,

અને તારી દેહલતા શાંતિના શણગારે શોભી રહી હશે,

ત્યારે હું તને ભેટવા દોડી આવીશ અને ત્યારે તને મારી વીણાના તારો ઝબકાવી દેશે અને તારી વીણાને ગાતી કરી દેશે.

તું ત્યારે જગતની ચેતનની ચિનગારી બની જશે.

જ્યારે તારી વીણા, તારા હૃદયની વીણા સુમધુર ગાણું ગાઈ રહી હશે, જ્યારે તું પણ કોઈ અનેરા આનંદમા આવી, ઉત્સાહમા આવી અણમોલ ગાણુ ગાવા લાગશે ત્યારે હું તને મારામા ઓતપ્રોત કરી દઈશ અને તું શૂન્ય બની જશે.

તુ ત્યારે નિમિત્ત માત્ર હશે તારી બુદ્ધિ, તારુ જીવન મારી ઈચ્છાનું પ્રતિક હશે.

તું ત્યારે જરાયે સંકોચ વિના સૂતા જગત પાસે દિવ્યપ્રેમનો અણમોલ ખજાનો ખૂલ્લો મૂકી દેજે.

જગતના પયગમ્બરોમા તારુ સ્થાન નિશ્ચિત છે.

જગતની જીત તારી વિજયમાળા બની જશે અને શ્રી, વૈભવ અને અવિચળ નીતિ તારી સંગાથે હશે.

o o o

સૌન્દર્યના જતન હોય, સૌન્દર્ય વેડફાય નહિ તારૂ સૌન્દર્ય એ તો પ્રભુની દીધેલી બક્ષીસ છે એ તું કદીના ભૂલજે.

તું તારી જાતને જરાયે ગર્વીલી બનવા દઈશ નહિ.

તારે તો સમાજનું ગૌરવ વધારવાનું છે, સમાજની પ્રતિષ્ઠા વધારવાની છે.

તું કદી લોભ, પ્રલોભનોથી લલચાઈશ ના. તને મળતી સલામી અને તને મળતું સન્માન, તને મળતી ભેટ સોગાદો અને તારી થતી ખુશામત એ બધું તો ક્ષણિક અને છેતરામણું તો નથી ને એનો તું બરાબર ખ્યાલ કરજે.

તું તો સમાજની સલામતીનો સેનાની છે.

o o o

ચોતરફથી આવતું જ્ઞાન અને વિજ્ઞાન તારા દ્વાર ખખડાવે છે. તારે બંનેને આવકારવાના છે. તારા દ્વાર બધા માટે ખુલ્લાં હો એવુ તારૂં વિશાળ હૃદય હો.

અને છતા તારે પાયાની વસ્તુ ભૂલવાની નથી. ગાયના જતન ઉપર, વૃક્ષની સાચવણુ ઉપર, રેંટિયાના ગૂંજન ઉપર અને સામ્યયોગ ઉપર જ સમાજ નિર્ભર છે એ તું કદી ના વિસરજે

અને એટલે જ જ્ઞાનવિજ્ઞાનને વિકાસના સાથી બનાવજે, વિકાસ કે વિનાશના નહિ.

સ્વાવલંબન, સાદાઈ, સમાનતા અને સજ્જનતા એ જ સમાજના સુદૃઢ સ્તંભો છે અને એ જ તારો મંત્ર હો.

o o o

ચોતરફ અવિશ્વાસનુ વાતાવરણ જામી ગયુ છે કોઈ કોઈનુ નથી સહુ સ્વાર્થના સગા એવું દેખાય રહ્યુ છે. જ્યા નજર નાખીએ ત્યા સંશય સિવાય કશું દેખાતું નથી. ત્યારે તુ શું કરશે ?

તારે મન તો સહુ સરખા છે. આ પરિસ્થિતિમા પણ તારે તો સહુ પર વિશ્વાસ મૂકવાનો છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેનો ભેદ પાડવા કરતા છેતરાવવામા મજા છે. સારા નરસાના ઊંડાણમા જવાની ધમાલમાં પડવા કરતા સર્વત્ર પ્રભુદર્શન કરવામા વધુ સાર છે.

તારો વિશ્વાસ કદી ન ડગે એવું તારું આત્મબળ હો.

# આનું નામ ક્રાંતિ !

'પ્રવાસી'

સામાજીક અને આર્થિક રીતે પછાત રહી જવા પામેલી કોમોમાં વાઘરી કોમનો પણ સમાવેશ થાય છે. વાઘરી કોમમાં પણ પેટા વર્તુળો ઘણા. કેટલાક લોકો નદીના પટમાં વાડા કરીને બકાલું નિપજાવે, કેટલાક દાતણ કાપીને પોતાનું ગુજરાન ચલાવે, કેટલાક બળદનો વેપાર કરે અને ભાંગતા ખેડુતને ખરે ટાણે બેઠો થવામા મદદ કરે, કેટલાક ખેતી કે ખોદાણ કામમાં મજૂરી કરે, તો કેટલાક લોકો સમાજને નુકસાન કરે એવા ધંધામાં જીવન વિતાવે. આખી કોમની મથરાવટી મેલી. ગામમાં રહેવા દેવા જેટલો આ કોમ ઉપર બીજા લોકોને ભરોસો નહીં. મોટે ભાગે ગામ બહાર કુબામાં એમનો વસવાટ.

કેશોદમાં ટી બી. હોસ્પિટલનું બાંધકામ ચાલે. માટી કામથી ટેવાયેલા અન ખોદાણ કામમા પાવરધા એવા થોડા વાઘરી કુટુમ્બો પણ ખોદાણ કામની મજૂરી માટે ત્યાં ઝુંપડા બાધીને વસેલા.

દરરોજ સવારે આઠ વાગે કામે ચડવાનો રિવાજ. બાંધકામના ઠેકેદારનો મુકાદમ એક દિવસ આઠ વાગ્યા પછી પાંચેક મિનિટ જ્યા ખોદાણ કામ ચાલતું હતું ત્યાં જઈ પહોંચ્યો. કામ ઉપર કોઈ હાજર નહીં. ધૂંધવાટમાં ને ધૂંધવાટમા વાઘરી કુટુમ્બોના ઝુંપડા પાસે જઈને કામે ચડવા હાક મારી. પણ કોઈના પેટનુ પાણી હલે નહીં. મુકાદમ વધુ ધૂંધવાયો. અને જ્યાં ખોદાણ કામ ચાલતુ હતુ ત્યાં જઈને ઊભો રહ્યો

"કાંઈ જમાનો આવ્યો છે ! કામે ચડવું હોય ત્યારે ચડે, કંઇ કહીએ તો કામ પડતુ મૂકીને હાલતા થાય. મજૂરોનો ત્રાસ વધતો જાય છે." મુકાદમ રોષમા ને રોષમા બબડી રહ્યો હતો.

પાંચેક મિનિટ બાદ, કોઈ ક્રિકેટના મેદાન ઉપર દાવની શરૂઆત કરવા માટે બેટ્સમેનોની જોડી જતી હોય એવી અદાથી અને એવી છટાથી, બુટ પાટલુન, અને બુશ શર્ટમા સજ્જ થયેલા બે વાઘરી જુવાનો હાથમાં ત્રીકમ રમાડતાં રમાડતાં ઝુંપડા તરફથી આવતા દેખાયા. એમની પાછળ બીજા સ્ત્રી—પુરુષ મજૂરો કોદાળી, પાવડા, ટોપલા લઈને એક પછી એક આવતા દેખાયા.

ત્રીકમધારી બન્ને જુવાનો નજીક આવ્યાં એટલે મુકાદમે ગરમ થઈને સવાલ કર્યો. "દરરોજ કેટલા વાગે કામે ચડવાનું છે ?"

"આઠ વાગે, સાહેબ !" જુવાને જમીન ઉપર ત્રીકમ ટેકવીને શાન્તિથી જવાબ આપ્યો.

"તો પછી આજે આટલા મોડા કેમ ?" મુકાદમે કરડાકીથી પૂછ્યું.

"મોડા નથી સાહેબ, બરાબર ટાઈમસર છીએ." જુવાને ત્રીકમ નીચે મૂકીને કામ ઉપર ચડવા માટે બુશ-શર્ટ કાઢતાં કાઢતાં ઠંડે કલેજે જવાબ આપ્યો.

"શુ મોડા નથી ? સવા આઠ તો થવા આવ્યા. કાં પા કલાક મોડા છૂટાશે અને કાં એટલી મજૂરી કપાશે" મુકાદમે પોતાની કાંડા ઘડિયાળ બતાવીને દમ છાંટયો.

"ઠપકો આપવો હોય તો ભલે, પણ અમે મોડા નથી સાહેબ ! જુઓ હજી આઠમાં થોડી વાર છે." જુવાને પાટલુનની પાછળની ખીસીમાંથી કાંડા ઘડિયાળ કાઢીને મુકાદમ સામે ધર્યું.

"તારી ઘડિયાળમાં ગમે તેટલા વાગ્યા હોય, મારી ઘડિયાળમાં સવા આઠ થયા છે." મુકાદમ તાડુક્યો !

"સાહેબ ! તમારી ઘડિયાળમાં સવા આઠ થયા હશે એ બરાબર, પણ તમારી ઘડિયાળ સાચી જ હશે એવું થોડું છે ?' જુવાને નરમાશથી જવાબ આપ્યો.

"મારું ઘડિયાળ ખોટું અને તારું ઘડિયાળ સાચુ, એમ તારું કહેવું છે ? શરમાતો નથી ?" મુકાદમે જમીન ઉપર પગ પછાડયો.

"હા, સાહેબ ! મારું ઘડિયાળજ સાચુ આજે સવારે જ રેડિયા સાથે સરખાવ્યું છે." વાઘરી જુવાને સ્વસ્થતાથી જવાબ આપ્યો.

"મારા વાલીડા! આખો દી ઢેફાં ભાંગવા અને ઘડિયાળ, રેડિયાનો શોખ કરવો છે? અને ખુમારીનો કોઈપાર નથી" મુકાદમે ટોણો માર્યો.

"ઘડિયાળ રેડિયો ક્યાંયથી ચોરી નથી લાવ્યા પરસેવાની કમાણીમાંથી વેચાતા લીધા છે. અને ખુમારી દેખાતી હોય તો એ અમારા પરસેવાની ખુમારી છે. સમજ્યા સાહેબ!" વાઘરી જુવાને અકડાઈથી જવાબ આપ્યો.

"પંચાત કરીને વખત બગાડોમાં ઝટ કામે ચડી જાઓ" મુકાદમે હુકમ કર્યો.

"તમે સલુકાઈથી કયો તો પા અડધો કલાક વહેલા કામે ચડવામા અમે ઘસાઈ નથી જતા પણ તમે ખોટી રીતે આટલી ધડ કરી છે તો બરાબર આઠ વાગે જ કામે ચડવુ છે અને મારી ઘડિયાળમાં હજી બે મિનિટની વાર છે" વાઘરી જુવાને પાટલુનના ખિસ્સામાથી સીગારેટ કાઢીને સળગાવતા સળગાવતાં આરામથી જવાબ આપ્યો.

ત્રણ રૂપિયાના રોજે આખો દિવસ ધૂળ અને પથ્થર સાથે બથોડા લઈને સખત પરિશ્રમ કરનાર વાઘરી કોમનો અભણ જુવાન ઘડિયાળ અને રેડિયોનો આધાર આપીને વિવેકપૂર્વક અને ખુમારી સાથે સમયની ચોકસાઈ માટે આટલી કાળજી અને જાગૃતિ ધરાવતો જોવા મળે એ ઓછા વિસ્મય અને આનંદની વાત ગણાય? ખરું જોતાં આનું જ નામ ક્રાન્તિ. પણ આ ક્રાન્તિના દર્શન કરવા જેટલી મુકાદમ પાસે દૃષ્ટિ નહોતી. સમસમીને એને બે મિનિટ બેસી રહેવું પડ્યું

પોતાની ઘડિયાળમાં બરાબર આઠ વાગ્યા એટલે વાઘરી જુવાનો જાણે કંઈજ બન્યુ નથી એવી રીતે, ત્રીકમ પાવડા લઈને કામે લાગી ગયા.

દેશમા ચાલી રહેલા ક્રાન્તિકારી પરિવર્તનનું આ દૃશ્ય હું દૂર બેઠાં બેઠા આનંદાશ્ચર્ય સાથે જોઈ રહ્યો.

*

## તું યે માણસ છે

ખલીફા હજરત ઉમર બિન અબ્દુલ અઝીઝ બહુ જ સાદું અને નિરાભિમાની જીવન ગાળતા હતા.

એક વાર તેઓ આરામ કરી રહ્યા હતા અને એમની દાસી પંખો ઢાળી રહી હતી. પંખો ઢાળતા ઢાળતા દાસીને ઊંઘ આવી ગઈ અને તેના હાથમાથી પંખો પડી ગયો. એમણે તરત જ તે પંખો ઉઠાવી લીધો અને પછી દાસીને ઢાળવા લાગ્યા.

થોડી વાર પછી દાસીની ઊંઘ ઊડી ત્યારે ખલીફાને આમ પંખો ઢાળતા જોઈ તે ખૂબ જ શરમાઈ ગઈ.

ત્યારે ખલીફાએ તેની શરમ દૂર કરવા કહ્યું : 'જેવો હું એક માણસ છું તેવી જ તું પણ એક માણસ છે. જ્યારે મને ખૂબ ગરમી લાગતી હતી ત્યારે જેવી રીતે તેં મને આરામ આપ્યો હતો, તેવી જ રીતે પંખો ઢાળીને હું તને આરામ આપી રહ્યો છું. એટલે એમા તારે શરમાવાની કે મૂંઝાવાની કશી જરૂર નથી.'

—'અંજુમ' વાલોડી

*

(સત્યકથા)

# માવજી

ઓઘડદાસ ભા૦ પરમાર

દાના વાઘરીને ગામમા ઝૂંપડુ નહિ, અને સીમમા ખેતર નહિ, તેથી એ, એની ઘરવાળી લખમી, છોકરો માવજી અને પૂંછેરડી બે છોડીઓ જડી ને જમની, એ સૌ અડવાડા ગામથી આઘેરાક રહેતા નદીથી થોડાક ઉંડરાગે, જદડિયા હડમાનના ખખડધજ વડલા પાસે પાન્ય અને માટીનો કૂબો બનાવેલો તે તેનુ કાયમનુ રહેઠાણ

ત્રણેય ઋતુમા ભાવે તો ડમડોટ ચોમાસુ હોય કે સૂસવાતો શિયાળો હોય, અને ધોમધખ્યા તડકામા પણ તેનો ત્યાને ત્યા વાસ હોય દાનો દા'ડીદપાડીએ જાય અને લખમી પોતાના કૂબે બેઠી બેઠી પાન્યમાથી ઈંઢોણીઓ અને ખજૂરીના પાનમાથી રૂપાળી ગઠી ગઠીને સાવરણીઓ બનાવે, પણ છોકરા માવજીને તો અધે વાડાની પ્રાથમિક શાળામા ભણવા માટે, ખૂબજ હોશથી ને ઉમગથી મોકલે ને છોડીઓ ઘરનુ કામકાજ કરે

રોજ બપોર નમ્યા પછી લખમી બાવળના દાતણ, ઈંઢોણીને સાવરણી લઈને અધવાડાને બુધવમા દાતણ નાખવા જાય, ઘેર ઘેરથી ટાઢોશીળો બટુક બટુક રોટલો ને ખીચડીનો લોદા ઉઘરાવી લાવે, પછી સાજે આખુ કુટુબ નિરાતે બેસીને ખાય ખાઈ પરવારીને દાનો હાથમા રામસાગર લઈને કે કન્લીય વાણી ગાઈ નાખે, જેમા દાસી જીવણ, પાનબાઈ સતી સત કબીર અને જેસલ તોરલ સૌની વાણી હોશે હોશે ગાય —

"આવ્યો અમુનખ અવતાર,
સાથે સતગરુ અવતાર
જાવુ ધણીને દુવાર,
કાયાબેડી ઉતારે ભવપાર,
આવોને જેસલરાય"

આજ રાજ ભજન કર્યા પછી દાનો સૌ છોકરાવને કહેતો, "બાપ મનખ્યા દેહ મળવો વહમો છે, તે આપણને મળ્યો છે આ દેહે આપણાથી થાય તેટુ સૌનુ સારુ કરી છૂટવુ સારુ ન કરી શકો તો વાંધો નહિ, પણ કોઈ દિ' કોઈનુ બુરુ તો ઈચ્છવુ નહિ આપણાથી થાય તેવી સાતો ને માણહ, ઢોરની સેવા ચાકરી કરવી કોઈ દિ' હલકા કરમ તો નો જ કરવા એમા જ મારો નાથ રાજી નથી" આમ રોજ દાનો છોકરાવને સારી શિખામણ દેતો ને સુખે દુઃખે દિવસો પૂરા કરતો, ને ક્હેતો કે મારા માવજીને તો ભણાવવો ગણાવવો છે, જેથી આ માગવાનો વાઘરી ધધો છોડીને કોઈ બીજો ધધો કરે એટલે હું તો ઘેર બેઠા ગગા નાહ્યો

દર વરસે ચોમાસુ જાય પછી જદડિયા હડમાનના વડલાની સામે એક મસ મોટી પાણીની પાટ ભરી રહતી, બગમર એનાથી થોડે છેટે હેત્વાસમા દાનો ચીભડાને સાકરટેટીના વાડા કરતો નદીની સર જીવતી હતી ને પડખે મોટા અડીબ ધરો ભર્યા રહેતો તેથી દાનાના વાડાની સાકરટેટી ને તરબૂચ મસમોટા માગ્યલા જેવા ન મીઠા તા સાકર જેવા થતા તેથી દાનાભગતના વાડાના તરબૂચ સાકરટેટી સૌ હોશે ખાતા

માવજી પણ નિશાળના ભાઈબન્ધ નિશાળિયાને શિક્ષકને ઘણીવાર તાણ કરીને પોતાને વાડે તેડી આવતો ને સૌને મીઠા સાકરટેટી ને તરબૂચની સરા કરાવતો શિક્ષક દાનાને કહતા 'તમારા માવજી ભણે ખૂબ જ હુશિયાર છે, હા દાના ભગત એને આગળ ભણાવજો અહીનુ ભણતર પૂરુ કરે પછી તેને ભાવનગર ભણવા મોકલવો છે ને?"

દાનો હસીને કહતા, 'હા સાહ્ય, આ તમ સૌ માસ્તરુના આશરવા ને પરમાપે ઈ' બધુ છે માવજીને ભણાવવો જ છે થોડુક કામ વધારે ભાર દઈને કરશુ પણ અમારે છોકરાની જ દગી સુધારવી છે તમો કો'છો ભણવે સારો છે તેથી તને એક ટક

માટીના ભોણમા માથુ ખૂચી ગયુ થોડીકવાર હાથ,પગ તરફડ તરફડ તરફડયા ને પછી શ્વાસ રૂધાણો, ઘડીક બડ,બડ, બડ પાણીમા પરપોટા થયા ને પછી બધુ શાત પડી ગયુ

છોકરીઓ દોડતી ગામમા ગઈ સૌને વાત કરી કે કલમીને માવજી ધરામા પડયા, ગામ પણ થોડુક છેટુ હતુ સૌ દોડતા આવ્યા આવીને જુએ છે તો કલમી તો ભીને કપડે કાંઠે ઊભી હતી, તેણે ગેતા રોતા કહ્યુ, “ માવજી તો હજી માહીપા જ છે ” તરત બે જણ માવજીને ગોતવા ધારામાં કૂદી પડયા, પણ માવજી તો કયારનો ખલાસ થઈ ગયો હતો તરવૈયાએ ડૂબકી મારીને જોયુ તો માવજીનુ માથું ખૂચી ગયેલુ હતુ તેને ખેચીને બહાર કાઢયો, ત્યારે માવજીમા સાસ કે ફૂક કાઈ નહો। તેનો પ્રાણપખેરુ તો કયારની અનતની યાત્રાએ ચાલ્યો ગયો હતો. સૌએ ભીની આખે ધારાને કાઠે જ સુવરાવ્યો

બે ચાર માણસો દોડયા, માવજીના માબાપને કામ ઉપર ગયા હતા ત્યાથી બોલાવી આવ્યા બાપે આવીને જોયુ તો પોતાનો કહેના કુવર જેવો છોકરો, હસતા મુખે ચિરનિદ્રામા પોઢયો હતો પવનના ફરકાટે તેની બાબરીના થોડાક લૂખાસૂખ વાળ ફરુકી ઊઠતા હતા દાદાના મુખમાથી ઊના નિસાસા જેવો ‘રા મ’। શબ્દ નીકળી પડયા ને બે હાથે ફેટાથી મોઢુ ઢાકીને ત્યા જ બેસી ગયો

પણ મા જનેતાનુ હૈયુ હાથ ન રહ્યુ માવજીના માથાને ખોળામા લઇને વલપનાઓ ઉપર ઉલપનાઓ કરીને જગલના ઝાડવાનેય રોવડાવ્યા, હાડચામના ઘડયા માણસના કાળજા પછી શે હાથમા રહે ?

[ શ્રી કેશવ જાદવ પાસેથી સાભળેલી વાત પરથી ]

*

## જીવન સાર્થક !

રાત્રિનો સમય હતો. ચોગમ વાતાવરણ શાત હતુ ઘરના સઘળા લોકો નિદ્રામા સૂતા હતા ઓરડામા દીવાનો મંદમદ પ્રકાશ ફેલાતો હતો, અને ઘડિયાળનો ટિક્-ટિક્ અવાજ સભળાઈ રહ્યો હતો.

મધરાતે ઘડિયાળના મનમા એકાએક વિચાર આવ્યો : ‘ જગત આખુયે આરામ લઈ રહ્યુ છે ત્યારે શુ મે જગતને જગાડવા માટે ઈજારો લઇ રાખ્યો છે ? ન દિવસે આરામ કે ન રાત્રે, કયારેક ચેન નહિ ! આખરે મારી કોઈ પૂજા આરતી તો કરશે નહિ, મને પણ આરામની જરૂરિયાત તો છે જ ’

દૂર ખૂણામા રહેલો દીવો જે પોતે બળીને ઓરડામા પ્રકાશ ફેલાવી રહ્યો હતો, અધકારમા રસ્તો બતાવવાનુ કાર્ય કરી રહ્યો હતો, તે ઓચિતો બોલી ઊઠયો, “ તુ એકલી જ શુ ચાલી રહી છે ? હુ પણ હમેશા મારી જાતને બાળી રહ્યો છુ, ને ભૂલેલા પથિકને માર્ગ ચીધુ છુ. આ આદર્શ ધર્મ છે, પરોપકાર ને માનવતા છે મારુ બળવુ અને તારૂ ટિક્-ટિક્ અને નિરતર ને ચિરધ્રુવ રહેશે. તુ બીજાને માટે ચાલે છે, હુ બીજાને માટે બળુ છુ, પોતાને માટે નહિ ’

ઘડિયાળે એક અલૌકિક જ્યોતિ જોઇ તેણે આત્માના નાદને સાભળ્યો. એણે કઇક વિચાર્યુ અને પછી પોતાના ધ્યેયના માર્ગે આગળ ચાલી

માનવતા શુ છે તે એ સમજી ગઈ હતી ત્યારથી ઘડિયાળે પોતાના ધ્યેયની ખોજમા નિરતર આગળ વધતી રહી છે અને વધતી રહેશે—

પૃથ્વીસિહ ઝાલા

હું સ્તબ્ધ બની વૃક્ષની વાત સાંભળી રહ્યા. હાથા વિનાની કુહાડી લઈ હું ઘેર આવ્યો. વૃક્ષો સૂઈ ગયા હતા: મને હાથો ન મળ્યો! સપના સુખ.

* * *

સમાજમાં "ગરીબોના બેલી" ગણાતા સાકરચંદના બંગલે મોટી ધાંધલ મચી ગઈ હતી. લોકોનું એક મોટું ટોળું જમા થયું હતું. શેઠના કહેવા મુજબ બે દોકડાની ચાકરડીએ મોટો દેકારો મચાવ્યો હતો.

"શેઠ સાહેબ!" ચાકરડી કરુણ સ્વરે કહેતી હતી, "મારો મહિનો કેમ જશે? હું ભૂખે મરી જઈશ. આપની કંઈક ભૂલ થાય છે. આપે મને પગાર આપ્યો જ નથી. પંદર રૂપરડી માટે હું શા સારુ જૂઠું બોલું?"

"પગાર અપાઈ ગયો છે. તું ક્યારની જ ખોટા બોલી છો!" શેઠનો એકજ જવાબ હતો.

શેઠે પગાર ન આપ્યો તે ન જ આપ્યો! ચાકરડી સાચી હતી, પણ અસત્યનો વિજય થઈ ચૂક્યો હતો! ટેલીફોનની ઘંટડી રણકી ને પોલીસ આવી! ચાકરડીને લઈ ગયા પોલીસ ચોકીએ!

પંદર રૂપરડીનો બચાવ કરી, શેઠે કોઈ મહાજંગ જીત્યો હોય એવો આનંદ અનુભવ્યો! પણ, ગરીબની આહ શેઠ માટે જીવલેણ નીવડી!

"હજારો રૂપિયાના માલ ભરેલા વહાણ સાથે પોતાનું એક માત્ર સંતાન મનોજ દરિયાલાલને ખોળે પોઢી ગયું છે" એવા સમાચાર સાંભળી સાકરચંદ શેઠનું હૃદય બંધ પડી ગયું.

* *

## આંખડી વરસે

આંખડી વરસે ને
આસમાં ભીંજ્યાં ભીંજ્યાં
ધરા રે ટપકે ને મોરા ખીલિયા:
એવા મારા કરુણા જોબનિયાં
આંખડી વરસે....

એક એક બુંદે–
સમુંદર છતા થિયા
મઝધાર મત્તા રિયા
આસમાન ઊતરે ને
ધરા ઝીલનારા રિયા
પપીહે પ્યાલા પિયા;
આંખડી વરસે!

આંખડી અમૃત
આસુ રૂપઝરત, રૂપઝરત
જીરવે એ રૂદારૂપ,
ગેબને ઉત્તરીને
ગેબમાં ગેબી ગિયા
પ્રેમના જાગતા જતનિયા
આંખડી વરસે!

સુધાંશુ

અમે અવારનવાર મળતા પરંતુ આમ જ આડી તેડી વાતો કરી ' જે-જે ' કરી છૂટા પડતા.

આજે આવે વખતે આ સાધુને તથા તેને મારા પાસે આવેલા જોઈ મને એમ લાગ્યું કે કદાચ આ સાધુને કંઈ રૂપિયો રોડો અપાવવો હશે એટલે પરમાણુદ તેને મારે ત્યા લા યો હશે મે તે સાધુને જોઈ, તેના નમસ્કાર ઝીલી, પરમાણુદને આવકાર આપ્યો અને આ સમયે આવવાનુ કારણ પુછ્યુ તેણે આવ ાાર સાધુની " સિધ્ધેશ્વરાનંદ " તરીકે ઓળખાણ આપી તેની વાતચીત પરથી હુ જાણી શકયો કે આ સાધુ ઉપર પોલિસે ' રેઇપ ' નો કેસ દાખલ કર્યો હતો. મારે તેનો બચાવ કરવાનો હતો અને ફી બાબત, પરમાણંદ જે સ્ટેટનો કારભારી હતો, તે સ્ટેટ આપવાનુ હતુ સ્ટેટની રાજમાતાને આ સાધુ માટે ખૂબ માન હતુ

ટયૂબ લાઈટના અજવાળામા મે ત સાધુની મુખમુદ્રા જોઇ તા મને આકર્ષક લાગી ધારદાર પાણીવાળી આંખો, તમા આજેલ અજન, મોટા લામા વાકળિયા વાળ મોટુ પહોળુ મોઢુ વિનાસી હોઠ હષ્ટપુષ્ટ શરીર સારી મઝાની ઉંચાઇ હાથમા દડ, રેશમી કફની મીંધ અણિયાળુ નાક કાંડે પહેરેલુ સોનાનુ કડુ આ બધુ ખાસ ધ્યાન ખચે તવુ હતુ

મહારાજને મે કોઇ હકિકત છૂપાવ્યા વિના સાચી ય હકિકતનુ ભાન આપવા કહ્યુ અને મહા રાજે શરૂ કર્યુ

'સાહેબ આમ તા અમે ક્ષત્રિય મારો જન્મ એક નાના ગીરાસદારને ત્યા થયેલો મારી મા ત ગીરાસદારને ત્યા કામ કરતી પણ દરબારને ત પસદ પડી અને મારો જન્મ થયો ' આ સાધુની વાત કરવાની છટા ને તટસ્થતાથી હુ અજાયા તની વાત કરવાની રીત જાણે ક ત કોઈ ત્રાહિત વ્યક્તિની વાત કરતા હોય એવી હતી

' તમણે મને બહુ જ પ્રેમથી ઉછેર્યો મારી ભણવાની વ્યવસ્થા કરી આપી મે મુબઇ જઇ ઉચ્ચ શિક્ષણ લીધુ પરંતુ મારા મનના એક પ્રકારની અશાતિ તો રહ્યા જ કરતી મારી મા રખાત હતી આ હકિકત મારા ભણતરે મને વધારે તીવ્ર પણે સમજાવી. પણ આ બાબત તો શુ થઇ શકે ? એ તો લખાઇ ગયેલ ઇતિહાસનુ એક બધ થઈ ગયેલ પ્રકરણના જેવુ બની ગયેલ જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તમ આ હકિકત ભૂલવાને બદલે વધુ તીવ્ર રીતે મારા મન ઉપર આવતી ગઈ એવામા દરબાર સાહેબનુ અવસાન થયુ અને રાજમાતાની દૃષ્ટિ એક વિશ્વાસુ અને વફાદાર માણસ તરીકે મારા ઉપર કેન્દ્રીત થઈ વળી અધુરામા પૂરૂ એમને થોડા સમય બાદ આખનો અધાપો આવ્યો બાઈ માણસનુ કામ, પુરૂષ તો એકલું અને શુ કરી શકુ ? રાજમાતાના ચારે ય હાથ મારા ઉપર હતા એટલે મારે કમાવાની તા કોઇ ચિંતા ન હતી એટલે હુ મારો ફાજલ સમય કોઈ ખટપટને બદલે ગાયત્રી જપ કે પૂજાપાઠમા ગાળતો પરંતુ વિધિના લેખ કેટલીક વાર ભારે વિચિત્ર હોય છે રાજમાતાની દેખભાળ કરવાને માટે અમે એક નર્સ જોઈએ છીએ ' એવી જાહેરાત આપી અને તેની પસંદગી કરવાનુ કામ સ્વાભાવિક રીતે જ મારા ઉપર આવ્યુ

મે જે છોકરીને નર્સ તરીકે પસદ કરી તે ખરેખર સુદર હતી વીસ બાવીસ વરસની ત યુવાન સ્ત્રીને પરિવારમા એક માતા સિવાય બીજુ કોઇ ન હતુ એને એની બા નેતી રહેવાની વ્યવસ્થા દરબારગઢના એક ઓરડામા આવી

આ નર્સની મે જ્યારે પસંદગી કરી ત્યાર થી જ તના સૌંદય મને આકર્ષ્યા હતા પ્રર પટેલા પાળ બાવવાની દૃષ્ટિએ તનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતા પરંતુ એક ગરિએ આ મારો બધા પુરુષાર્થ નાકામિયાબ નીવડયા રાજમાતાની નાદુરસ્ત તબિયતને કારણે અમારે અવાર-નવાર શહેરના મોટા દવાખાને દવા સારવારને લેવા માટે જવાનુ થતુ, મે ટર ચલાવના અને પેલી યુવાન નર્સ મારી બાજુમા બેસતી પહેલા નહિ પણ ગમે તેમ ધીમે ધીમે આ યુવતિના આકર

ણનુ કામનુ મારા પર વધતું જતું હતું, છતાં ય મને ભાગ ઉપર પૂરો વિશ્વાસ હતો.

"પરંતુ, એક દિવસ રાજમાતાની તબિયત પ્રમાણમાં ઘણી સારી હતી. અકસ્માત જ તે દિવસ મારો જન્મ દિવસ હતો. આ હકિકતનો મારી માતાએ રાજમાતા પાસે અમસ્થો જ ઉલ્લેખ કર્યો. એટલે તે દિવસની સાંજે રાજમાતાએ ખાસ જમણનો પ્રોગ્રામ મારા માનમાં કરેલો. બીજા લોકોની સંગાથે તે દિવસે મેં પણ થોડો છાંટો પાણી લીધેલો. આ ખુશીનો મોકો જોઇ પેલી નર્સે રાજમાતા પાસે એક અઠવાડિયાની રજા લીધી, અને હું તેને દૂરના રેલવે સ્ટેશન સુધી રાતની ટ્રેનમા, મોટરમાં બેસાડી, પહોંચાડી જઉં એવી પણ પરવાનગી લીધેલી.

"આ હકિકતની મને કોઈ ખબર નહિ. હુ લગભગ સુવાની તૈયારીમાં હતો. તે જ વખતે પેલી નર્સે આવી મને પોતાની હકિકત કહી, મોટરમા સ્ટેશન સુધી પહોચાડી જવા કહ્યું.

"સાહેબ! આપ મારા મનની હાલત સમજી શકશો. રાજમાતાનો હુકમ એટલે ના પાડવાનો તો કોઈ પ્રશ્ન જ ન હતો. રાતનો સમય, બે થી ત્રણ કલાકનો મોટર ગાડીમાં વેરાન જગલનો માર્ગ, જમ્યા પછી થોડો છાંટો પાણી કરેલો હું, નિર્જન એકાંત,... ..... ..બાજુમાં યુવાન સ્ત્રી .. . જેનો મને ભય હતો તે જ હકિકત બની. મે મારા ઉપરના કાબૂ ગુમાવ્યો. ...મારા જન્મના સંસ્કાર જાગી ઉઠ્યા હશે કે કોણ જાણે કેમ, મારૂં પતન થયું...મને મારી જાત ઉપર નફરત આવી. મોટર અને નર્સ બન્નેને મૂકી હું નાઠો. જે ગાડીમાં હું પેલી યુવતિને બેસાડવા જતો હતો તેમાં હું બેઠો. અશરણનું શરણ એવા હિમાલયની ગોદમાં ક્યાંક બાકીનું જીવન પસાર કરવાનો મેં ઈરાદો કર્યો. દરમ્યાનમાં અમુક સાધુઓના પરિચયમાં આવ્યો. અને મને લાગ્યું કે પાપનું પ્રાયશ્ચિત કરવાનો આ સારો માર્ગ છે. એટલે મેં દિક્ષા લીધી. પરંતુ પોલિસ મારી પાછળ હતી જ. અને તેણે મને હરદ્વારના એક મંદિરમાંથી પકડયો. આ પેટ છૂટી વાત છે. તમારાથી કંઇ સંતાડવાની જરૂર હું જોતો નથી. મારા પાપની કોઇ પણ સજા ભોગવવાને હું તૈયાર છું. માનસિક રીતે તૈયાર થઇ ગયો છું."

કેસ ચાલ્યો અને સંતોષકારક પુરાવાને અભાવે આ સાધુ છૂટી ગયો. આ વાતને ઘણા વરસ વીતી ગયા છે. પરંતુ હજુ કેટલીવાર મને વિચાર આવે છે કે મનુષ્યના જીવનમાં પ્રારબ્ધ જ શું સર્વસ્વ હશે?! મનુષ્યના કર્તવ્યમાં તેની સ્વતંત્ર ઇચ્છા ખરેખર કેટલી? અથવા પેલું ભર્તુહરિનુ કથન "યત પૂર્વ" વિધિના લલાટ લિખિતં તન્માર્જિતં કઃ ક્ષમઃ! આજે પણ સાચું હશે?! મનુષ્ય કરતા તેનુ ભાગ્ય શું વધુ પ્રબળ હશે?

*






[ અનુ. પ્રકાશ ગજ્જર ]

## નિષ્ફળતાની સીડી, સફળતાના શિખરે....

ગરીબ ઘરમાં જન્મ થયો.
શિક્ષણ ન મળ્યું.
ધંધામાં ભાગીદારે દગો દીધો
પ્રેયસી મૃત્યુ પામી.
કર્કશા પત્ની મળી.
ધારાસભાની ઉમેદવારીમાં હાર્યો.
નર્વસ બ્રેકડાઉન થઈ ગયો.
સ્પીકરની ચૂંટણીમાં હાર્યો.
કોંગ્રેસમાં હાર્યો.
કોંગ્રેસમાં ફરી હાર્યો.
સેનેટની ચૂંટણીમાં હાર્યો.
વાઈસ પ્રેસિડેન્ટની ચૂંટણીમાં હાર્યો.
અમેરિકાનો પ્રેસિડેન્ટ ચૂંટાયો.
એનું નામ અબ્રાહમ લિંકન....

-રોબીન

## પૂર્ણ જીવન ..

જીવન, જીવનની રીતે અપૂર્ણ છે.
એને પૂર્ણ બનાવે છે આ તત્ત્વો:
મળેલો ચિરંતન પ્રેમ;
અડગ, અફર મૈત્રી;
કુરૂપ:વિષમતા જીતતી લાગે ત્યારે પણ
ધસમસતી અડગ હિમ્મત;
દાન દ્વારા ઉજ્જવળતર બનેલી
આનંદમય, તેજસ્વી જીવનધારા;
દીર્ઘજીવી, સબળ શ્રદ્ધા;
અનુચિત વિચારોના પરદા
આંખ ઉપર ઢળ્યા હોય ત્યારે પણ
સર્વત્ર સૌંદર્ય ને સંવાદિતાનાં દર્શન;
કર્મમા ને રમતમાં એકસરખો આનંદ;
જીવનધારાનાં નિરંતર આગળ વહન;
સદાસર્વદા સમૃદ્ધિસભર વિકાસ;
પ્રેમ, હિમ્મત, શ્રધ્ધા અને માધુર્ય–
અપૂર્ણ જીવનને
પૂર્ણ કરનારાં
આ અમૂલ્ય

--એસ. ફીશર

## બે કેડી

જિંદગીની ડુંગરીઓમાં બે કેડી હોય છે:
એક ઊંચેરી ને બીજી નીચી.
એક સૂર્યનાં તેજેરસ્યાં શિખરની
આસપાસનાં ખેતરોમાં ફરે.
એ કેડી પર ફરનારાને
દૂરદૂરનાં દર્શન થાય.
સૂર્ય આથમી ગયા પછી પણ
મોડે લગી ત્યાં અજવાળાં રેલાયા કરે.

ને બીજી કેડી ભમ્યા કરે ખીણોમાં,
જ્યાં પ્રવાસ પળેપળે ભયભર્યો લાગે.
જ્યાં ખભા ઉપરથી ડર ડોકાય,
માથા ઉપર બીક ઝળુંબે.
સૂરજ આથમ્યા પહેલાં જ
ત્યાં અંધારાં ઉતરવા માંડે,
પડછાયા પથરાવા માંડે.
જિંદગીની ડુંગરીઓમાં આમ બે કેડી :
ઊંચેરી ને નીચી.
તમે કઇ કેડીએ ચાલશો ?

- હેરોલ્ડ રાઈટ

## સાચું યૌવન

યૌવન એ જીવનનો કોઈ ખાસ સમય નહીં
પણ મનની જ એક ચોક્કસ ભૂમિકા છે.
એ કાંઇ ગુલાબી હોઠ, રતૂમડા ગાલ ને
માંસલ પીંડીઓની જ વાત નથી.
એનો સંબંધ છે ઈચ્છા શક્તિ ઉપર,
કલ્પનાશીલતા અને ભાવનાતંત્ર ઉપર.
યૌવન છે જીવનના ઊંડા ઝરણાની
તાઝગીનુ નામ.
યૌવન એટલે ડર ઉપર હિંમતનુ સામ્રાજ્ય,
સરળતા ઉપર સાહસનુ સ્વામીત્વ.
ને આ તત્ત્વો વીસ વર્ષના યુવક કરતા
સાઠ વર્ષના માનવીમા વધારે પણ હોય.
વર્ષોના વધવાથી કોઈ વૃધ્ધ નથી થતું.
આદર્શોની બિરાદરી છોડવાથી જ
આપો! વૃદ્ધ થઇ જઈએ છીએ.

વધતા વર્ષો તો ચામડીને જ કરચલી પાડે.
પણ ઉત્સાહની ઓટ આત્માને ઢીલો કરે.
ચિંતા, શંકા -નતમા અવિશ્વાસ, ડર, નિરાશા—
આ બધાં હૃદયને ઢીલુ કરીને
આત્માને પરાણથી કરી દે છે.
વ્યક્તિ સોળની હોય કે સાઠ વર્ષની
પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં
અદ્ભૂત માટે આદર,

તારા ને એમના જેવી ભવ્યતાઓ માટે
મધુર આશ્ચર્યનો ભાવ,
જીવનની ઘટનાઓ પરત્વે
અડગ આવાહનભરી દ્રઢતા,
ને 'હવે પછી શું ?' એ માટેની
નિત્ય અતૃપ્ત બાળસહજ જિજ્ઞાસા
તેમ જ જીવનની રમતનો આનંદ—
આ બધું એના હૃદયમાં હોય જ,
જો એ ખરેખર જુવાન હોય તો !

તમારી શ્રદ્ધા જેટલા તમે જુવાન છો,
ને શંકા જેટલા વૃદ્ધ છો.
તમારા આત્મવિશ્વાસ જેટલા તમે યુવાન છો,
ને તમારા ડર જેટલા વૃદ્ધ છો.
તમારી આશા જેટલી યુવાન,
એટલા તમે યુવાન.
ને તમારી નિરાશા જેટલી વધારે,
એટલુ ચઢતું તમારું વૃધ્ધત્વ.

—સેમ્યુઅલ અલ્મેન

## જિંદગી છે શું ?

જિંદગી એક સ્પર્ધા છે. રસ્તો ખરાબ હોય ને લક્ષ્ય આઘું હોય તો પગને લથડવા ન દેશો. એક દિવસ તો તમે ત્યાં પહોચશો જ—ખંતથી ચાલતા રહેશો તો.

જિંદગી સાગરસફર છે. તોફાની વંટોળ સઢ ફાડી નાખે અથવા તોફાન ત્રાટકતાં થંભ ચિરાઇ જાય તો ફરિયાદ ન કરતા. એક દિવસ તો બંદરે પહોંચશો જ—હલેસાં હલાવતા રહેશો તો.

જિંદગી વિકાસ છે. પાંગર્યા પહેલાં બીજ અંધકારમાં ખડકો નીચે પડયું રહે તો મુંઝાશો નહી. એક દિવસ તમે જરૂર લણણી કરી શકશો—મહેનત કરશો તો.

જિંદગી એક યાત્રા છે. તીણા પથ્થર પાનીઓ ચીરી નાખે ને કેડી લોહીથી છંટાય

# બીજલીની ચમક

દેવેન્દ્રકુમાર ઠા. પંડિત

શરદનાં સ્વચ્છ આભનાં પટાંગણમાં પંખીઓ મીઠું ટહુકતા પડઘા પાડતા ઊડતા જતાં હતાં, ધરતી પર નદી–તળાવ ને સરોવરના ચોખ્ખા નીર, સાફ દીલનાં માનવી જેવા રૂપભર્યાં લાગતા હતા, ચોમાસાના પાણી પી, પી, વનરાઇ પ્રફુલ્લ બની મન ઇન્દ્રિયોને વશીભૂત કરે તેવી માદક મ્હેંક વેરતી હતી. એમાંય નવરાત્રીના દિવસો હતા. બરાબર આવા જ રૂપથી હાંસોહાંસ ભરેલા એક દિવસે ઢળતા બપોરે સૌરાષ્ટ્રના કાલાવડ પંથકના મુળી શહેરથી પૂર્વ બાજુ એક ગાઉ દૂર જસાપર નામે ગામે, કાળી, લાલ ને કાબરચીતરી દાઢી–મૂછનાં કાતરા બોકાનામાં ભીડી હાથમાં જામગ્રીવાળી બંદૂકો લઈ માળિયાના બહારવટિયા મિંયાણા મોવર સંધવાણીએ ગામ પાદર ઘોડાં થંભાવ્યા ને પાદરમાં જ જામગ્રી ચાંપી બંદૂકોના એકસામટા છ–સાત બાર કર્યા ને સીમમાં કે ગામમાં રહેલા ગામવાસીઓની છાતી બેસી ગઈ. ગામનું ગૌધન આ ભડાકાએ ગામમાં પેસતું અટકી ભડકી ભાગ્યું.

મોવરે હાથમાં બંદૂક હીલોળતો જસાપર ગામના ચોકમાં આવ્યો. તે દિવસે હવન અષ્ટમી હતી. ચોકમાં ગરબી પાસે ગોરબાપા નર્મદાશંકર હવનહોમ કરે ને ગામની વહુ–દીકરીઓ સારાં સારા લુગડાં ને ઘરેણાં અંગ પર લાદી દર્શને આવેલ.

મોવર આ ઘરેણાંથી લચી પડતાં બૈરાઓનાં જુથને જોયું ને તેને થયું : 'વાહ રે વાહ આવો સુમેળ કોઈ દિ મળત જ નહિ.'

એણે સાથીઓને ઈશારત કરતાં સાથીઓ બૈરાંઓનાં ઘેરા સામે બંદૂકની નાળ્યો લાંબી કરી, હાથમાં તગતગતી જામગ્રી લઈ ઊભા રહ્યા કે મોવરે સાદ દીધો : 'હં બાઇયું', અંગ પરનાં ઘરેણાં ઉતારી ભોય ઢગલો કરી નાખો.'

બાઇયું પારેવાંની જેમ ધ્રૂજતી એકબીજા સામે જોવા લાગી પણ દહેશતથી ઘરેણાં અંગ પરથા ઊતારી શકતી નથી.

બહારવટિયાઓને જેટલો સમય લાગે તેટલો આકરો હોય છે. વાર આવી પહોંચવાની દહેશત હોય છે. એટલે ફરી વાર મોવરે કહ્યું :

'ઝટ ઝટ ઘરેણાં ઊતારી નાખો. મારે ખોટીપો પાલવે તેમ નથી, ને તમને જાણ ન હોય તો કહી દઉં કે હું માળિયાનો બહારવટિયો મોવર સંધવાણી.'

મોવર નામ પડતાં જ બધા ફરી ભયથી ધ્રુજી ઊઠ્યા. કોઈની તેની સામે વાત કરવાની હિંમત ન ચાલી.

બરાબર એ જ સમયે ગામના પાદરમાં એક સાંઢય ગાગરીને ઝપાટાબંધ થોડે જ દૂર ચોકમાં ચાલી આવી.

સાંઢણી ચોકમા ઝૂકી ને એનાં ભણી સૌની નજર ગઈ.

સાંઢણી પર રહેલી એક જ ઓરત બેઠી હતી. એના હાથમાં હતી તેવી જ જામગ્રીવાળી બંદૂક હતી. અંગ પર છાતીએ ગાંઠ બીડેલ કાળું છૂટું ઓઢણું હતું. દસ ગજનો ચણિયો, પગમાં બશેર બશેરના રૂપાનાં કડલાં હતાં.

સાંઢય ઝોકારી, એની દોરી ફગાવી એ ઓરત ભોંય ઊતરી કે બહારવટિયા ધીરેથી માંહોમાંહ બોલ્યા :

'અલ્યા આ તો બીજલી.'

મોવરની પણ એ આવનાર ભણી નજર ગઇ.

એ એની ઓરત બીજલી હતી.

બીજલી ભણી બધા જોતા હતા પણ બીજલીની નજર તો પેલા ભયથી એકબીજા સરસી કંપતી ઊભેલ ગ્રામનારીઓનાં વૃંદ ભણી હતી, એ જોતાં

જોતાં એની આખોનો રગ બદલતો જતો હતો સાથોસાથ સીનો પણ પલટતો જતો હતો

'કેમ આટો ખાધો?' મોવરે પત્નીને કહ્યું

'આવી તો હતી તને મળવા પણ ' તીખા ધારદાર અવાજે બીજલી બોલી

'પણ શું?'

'તુ મળવાજોગ માટી નથી રિયો'

'કેમ, કેમ અવળા વેણ આવના વેત કાઢ છ? ઘરના-ગામના, સગાના કાંઈ વાવડ દેતી નથી ને?'

'પણ તું મારા ખાવદ લેખે રહ્યો ટો તો ને?'

'વળી એના એ બોલ બોલી કે!'

'તો શુ કરુ?'

'મને કહીશ કે અવળા વેણ ભખ ભખ શીદ બોની નાખવા પડે છે?'

'આ, જો, તુ શુ કરી ગિયો છો?'

'શુ?'

'આ બાઇડિયુ કેમ થથરે છે?'

'એની પાસે ડીલ પરના ઘરેણા મે માગ્યા છે'

બહારવટિયો-મરદ-કોઈ દિ બાઈડિયુ સામે ઊંચી આખ કરે?'

'આટલો માલ મળતો હોય તે ટાણે ગણની હોય? તેમાય મિયાણા કદી ગણતરી નો કરે.'

'પણ મિંયાણી શુ ગણત્રી કરે ઇ ટાણે તને એની નહિ જાણ હોય?'

'શુ તુ આ લખ લખ માડી છો બીજલી!'

'બરાબર સભાળીને કહુ છુ. તુ મારો ખાવદ છો એમ સમજીને બોલુ છુ કે તુન આ જસા પરની બાઇડિયુના અગ પરનુ એકેય ઘરેણુ નહિ લેવા દઉ.'

'અરે તુ તો મુરખ છો. આ સાથીદારોને દુ ખિયામા ખાપણ લઈ શુ અમે હાલા આટકી છી'

'હવે જેવી ગણો તેવી ગણુને બાકી માગ દેખતા તો શુ જાતા તમને આ બાઇડિયુના અગ પરથી વાલની વાળીએ લેવા નહિ દઉ'

'એટલે તું શુ કરીશ?'

'શુ કરીશ?' મોવરના શબ્દો બેવડાવી આખોમાં કારમુ ઝૂનૂન છલકાવી હાથની બદૂકની નાળ સાઢણીના ઓથે જઈ મોવર સામે લાબી કરી તીણા અવાજે બોલી · 'એ જો આનો ભડાકો તારી સામે જ કરીશ પહેલો તને જ વીંધીશ'

'મને?' અજાયબ પામતો બે ડગલા પાછળ હટી મોવર બોલ્યો :

'હા, તને! ઓરત જાતની ઇજ્જત ન જાળવે એવો ખાવદ મિંયાણીને નથી ખપતો

લે, તુ ને તારા સાથી થઈ જાઓ સાબદા આ ચોકમા કા મિયાણાના ને કા મિયાણીનુ લોહી રેડાય છે'

કહી બીજલીએ એક હાથમા જમમા તગતગતી ને બદૂકના કાનના દારૂ ભરી નજર માડી

મોવર અને એના સાથીઓ એકબીજાએ સામ સામે જોઈ સકેતથી નક્કી કર્યુ કે આજ બીજલીનો રગ સાચો છે. એ આજ એના દેખતા લૂટ નહિ થવા દે'

'લે હવે બદૂક નીચી નાખ્ય, જા હવે આ બધાય કે છે બીજલીની મરજી નથી તો લૂટ નથી કરવી.'

'તો આ ગામ છોડો. ચોક છોડો. હુ તમારી વાસે વાસે આવુ છુ'

ન છૂટકે મિયાણા મોવર સહીત એના તોખાર હાકી આગળ થયા ને બીજલી સાઢણી પર બેસી સાઢણી તેની પાછળ પાછળ હકારી બધા બહારવટિયાને લઈ ચાલી ગઈ ત્યારે મુગ્ધ દેરના આથમણી દસ્યે ઢળી ગયા હતા. આભમા સુદ આઠમનો ચદ્રમા ઊગ્યો શરદનો શીળો સમીર વાયો ને તેણે એ ઝાલાવાડની ધરતી પર એક મિયાણીની ઓરતે નારી સન્માનની ભાવનાના પૂર ઠાલવી સગા ધણીને બદૂકે દેવા સજ્જ બની એ વાત વાયુએ ચદ્રમાના તેજમા ઘૂમી ઘૂમી સૌ ગામ વાસીઓને કહી 'ધ્યાઓ એક લૂટારુ મિયાણીની

અભણ ઓરત નારી સન્માન સારૂ આવું ખમીર દાખવે ને તમે, તમે તો સૌ ભણેલગણેલ, તમે સૌ આ સોરઠી અસ્મિતા નહિ જાગવી ગયો?'

ને પછી એક મહીને એ જ વાત પવને પોતાની પાંખે ચઢાવી સોરઠવાસીઓ પાસે વળી કથી કે : 'મોવર માથે ખૂનના ને લૂંટનાં કેટસાંય તહોમત તોય એ એજન્સીની કોર્ટમાં નિર્દોષ છૂટી ગયો. અરે એટલું જ નહિ પણ માળિયા ઠાકોરે એને જમાદારની નોકરીય આપી. સાંભળો છો સહુ આ વાત? ના,ના, પણ આ મોવર છૂટયો શાથી જાણો છો? એની ઓરત બીજલના પુન્યે. ધણીઆણીએ જસાપરમાં નારીઓની ભીડી દુવા લઈ એ દુવા એણે ખાવંદને પાછો સમાજ વચ્ચે વસાવવા ખુદા પાસે વટાવી ખુદાએ બીજલીની આ આરજુ મંજૂર રાખી.

નારી–નારી–ઓહોહો નારી શું ના કરી શકે? આજેય તમે નારીઓ સંકલ્પ કરો તો વિશ્વની પલકમાં કાયાપલટ થઈ જાય.

ને વહેતા સમીરમાંથી તે દિવસે તેણે કથેલ આ વાતના હજીએ જાણે પડઘા ઊઠે છે.'

*

## લાવો, કપડાં સાંધી દઉં !..

એક દિવસની છે.

એક ભાઈ ગાંધીજીને મળવા એમને ઘેર આવ્યા.

ગાંધીજીએ એમને પ્રેમથી આવકાર આપી બેસાડયા. અને વાતચીત કરી.

એવામાં ગાંધીજીની નજર એ ભાઈના કપડાં પણ ગઇ. બોલ્યા :

'ભાઈ, ફાટેલાં કપડાં પહેરવા એમા ખોટું કાંઈ નથી. પણ જો સાંધી લઈને પહેર્યાં હોય તો સારાં લાગે છે.'

પેલા ભાઈએ શરમિંદા બની જવાબ આપ્યો : 'બાપુજી, હું હમણાંજ દરજી પાસે જઈને આવ્યો હતો. પણ, એ બીજાના કપડાં સીવી રહ્યો હતો એટલે એને મારા કપડાં સાધી આપવા સમય ન હોતો. એને મારા કપડાં સાંધી આપવાની ના પાડી.'

ગાધીજી હસીને બોલ્યા :

'એમ! તો લાવો હું તમારા કપડાં સાધી દઉં!....મેં ઘણીવાર આશ્રમમાં (સાબરમતી આશ્રમમા) બાળકોના કપડાં સાધી આપ્યા છે.'

ગાધીજીના મુખેથી આ વાત સાભળી પેલા ભાઈ વધુ શરમાયા અને આશ્ચર્ય પણ પામ્યા.

મનમાં વિચારવા લાગ્યા : 'જે કામ કરવામા ગાધીજીને જાતે કોઇ શરમસંકોચ થતો નથી, અને 'સમય મળતો નથી' એવું બહાનુ આગળ કરતા નથી, તો પછી મારે પણ મારા કપડા શા માટે જાતે સાંધી ન લેવા જોઈએ? હું કોઈ એવો મહત્ત્વનો માણસ નથી કે, મને સમય ન મળતો હોય? અને, બીજું તો ઠીક પણ નાના એવા કામ માટે પણ કોઈ પારકાના ભરોસે શા માટે ઓશિયાળા રહી બેસી રહેવું જોઈએ?.......'

પેલા ભાઈ ખસિયાણા પડી જઈ બોલ્યા :

'ના, બાપુજી! હું જાતે જ હવે મારા કપડાં ઘરે જઇને સાંધી લઇશ.'

ગાંધીજી સંતોષ પામી, હસીને બોલ્યા :

'ભાઇ, કોઇ કામ નાનુ નથી, તેમ કોઈ કામ ખોટું નથી. સૌએ પોતાનું 'કામ જાતે કરી લેવામાં કોઈ નાનપ કે શરમ અનુભવી જોઇએ નહિ; તેમજ આળસ સેવવી નહિ.'

—'મુકુમાર.'

# શ્રી રામકૃષ્ણ પરમહંસ

જે. વી. જીવરાજાની

ઈ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે એટલે કે સવત ૧૮૯૨ના ફાગણ સુદ બીજને બુધ વારે વહેલી સવારે શ્રી. રામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો હતો. પિતા ખુદીરામને ગયાધામમા જે વિષ્ણુ ભગવાન સ્વપ્નમા આવેલા અને અવતાર ધારણ કરવાની વાત કરેલી એની યાદગિરિમા નવજાત શિશુનુ નામ 'ગદાધર' રાખ્યું.

બાળક 'ગદાધર' મોટો થતા ખુદીરામ તેને રામાયણ, મહાભારત કે ભાગવતના પ્રસગો સભળાવતા. નિશાળમા પણ ગદાધરે પોતાની સ્મરણ-શક્તિથી બધાને પ્રભાવિત કર્યા.

એક વખત ગામને પાદર મિત્રો સાથે ગદાધર ફરવા નીકળ્યો. ત્યા કુદરતી દૃશ્યો જોઈને એટલો બધો તન્મય થઈ ગયો કે તેને પોતાના શરીર કે મનનુ ભાન જ ન રહ્યુ! તેના ગોઠિયાઓ તો ગભરાઈ ગયા અને માડ માડ ઘેર લાવ્યા.

કલકત્તાના દક્ષિણભાગમા રાણી રાસમણિ નામે એક માછીમાર જાતિની ખૂબ ધનાઢ્ય જમીનદાર વિધવાબાઈ રહેતી હતી. તેમણે ભાગીરથી તીર પુષ્કળ ધન ખરચીને એક સુદર નવશિખરવાળુ કાલિમદિર બધાવ્યું. પરતુ પોતે શુદ્રજાતિની હોવાથી કોઈ બ્રાહ્મણ પૂજા કરવા તૈયાર નહોતા. છેવટે ગદાધરને આ કામ સોંપાયું જે તેમણે ખૂબ જ ભક્તિભાવે પાર પડ્યું.

એક વખત ગદાધર વૃક્ષોની ઘટામા એકલા ચાલ્યા ગયા. રાત્રિના સમયે એકલા જતા જોઈને તેના ભાણેજ હૃદયરામ તેની પાછળ ગયા. ત્યા જોઈને તેઓ તો ગદાધર આમા નગ્ન અને જનોઈ કાઢી નાખી આમળાના ઝાડ નીચે ધ્યાનમા બેઠા હતા! હૃદયરામે આ જોઈને બોલવા માટે પ્રશ્ન પૂછ્યો પણ જવાબ કોણ આપે! છેવટે ધ્યાન મુક્ત થઈને ભાનમા આવ્યા ત્યારે જવાબ આપ્યો, "માને બોલાવવા હોય તો બધાં જ બધનોથી મુક્ત થવું જોઈએ તેથી આ બધુ કાઢી નાખ્યુ હતુ" કહી બધું પહેરી ઘેર જવાના થયા.

ગદાધર દરેક પ્રાણીમા 'મા' નાજ દર્શન કરવા લાગ્યો. એક દિવસ ભોગ ધરાવતી વખતે કાલિમદિરમા બિલાડી આવીને મ્યાઉ મ્યાઉ કરવા લાગી. તે જોઈને ગદાધર "ખાવુ છે મા ?" એમ બોલીને ભોગનુ અન્ન બિલાડીને જ ધરી દીધુ! આવો હતો તેનો દિવ્ય ઉન્માદ!

એક વખત રાણી ગદાધરની પૂજાવિધિ જોવા આવ્યા. ગદાધરને પાસે બેસી ભજન સભળાવવા કહ્યુ. પરતુ રાણીનુ મન તેમા ન ચોટતા મિલકતની ચિંતા કરતુ હતુ. ભજન ગાવામા તલ્લીન થયેલા ગદાધરે રાણીના મનની વાત જાણી લીધી, એટલે એકાએક આવેશમા આવી જઈને, "આ ઠેકાણે પણ એજ ચિન્તા ?" કહીને રાણી રાસમણિના મોઢાપર થપાટ મારી દીધી! પરતુ ભક્ત રાણીને પોતાની ભૂલ સમજાઈ અને ગદાધર તરફ ઘૃણાને બદલે શ્રદ્ધા વધી!

મોટી ઉમર થતા શ્રી રામકૃષ્ણના લગ્ન શારદામણિ દેવી સાથે થયા. એક વખત તેમના પગ દાબતા શારદામણિએ પૂછ્યું, "હુ તમને શું થાઉ છુ એની તમને ખબર છે ?" જરાયે ખચકાયા વિના શ્રી રામકૃષ્ણે કહ્યુ, "જે મા મંદિરમા છે તેણે જ આ શરીરને જન્મ આપ્યો છે અને તેજ અત્યારે મારા પગ દાબે છે. સાક્ષાત આનદમયીરૂપે જ તમને સર્વદા ખરેખર જોઉ છુ !" આમ પતિ-પત્ની સાથે રહેવા છતા શુદ્ધ હૃદયે જ રહ્યા!

માસ્ટર મહેન્દ્રનાથ ગુપ્તે એક વાર શ્રી. રામકૃષ્ણને પૂછ્યુ. "આપ મને ન સારમા રહેવુ કેવી રીતે ?" તેમણે જવાબ આપ્યો "મોટા માણસના ઘરની દાસી પેઠે, સસારનુ બધુ જ કામકાજ કરે

જાઓ. પણ મન ઈશ્વરમાં રાખવું. ઈશ્વરની ભક્તિ વિના સંસારમાં પડો તો ઉલટા વધુ ગૂંચવાશો એ ભક્તિ મેળવવા માટે એકાન્તની જરૂર છે. જેમ માખણ કાઢવા માટે દૂધનું દહીં કરીને પછી સાતે કામ પડતા મૂકીને દહીંને વલોવીએ તો માખણ નીકળે; તેમ સંસાર પાણી જેવો છે. મન દૂધ જેવું છે જે પહેલેથીજ દૂધને પાણીમાં મેળવો તો દૂધ અને પાણી બન્ને ભેગાં થઈ જાય અને જુદાં પડે નહીં. પણ દૂધમાંથી માખણ કાઢ્યા પછી એ માખણને જો તમે પાણીમાં મૂકશો તો તરશે. એટલે પ્રથમ જ્ઞાન અને ભક્તિરૂપી માખણ એકાન્તમાં બેસી કાઢી લેવું જોઈએ પછી તેને સંસારના પાણીમાં મૂકો તો ભેગું નહીં થાય, પણ જુદું જ રહેશે. સાથે સાથે એ પણ સમજવું જરૂરી છે કે કામિની અને કાંચન અનિત્ય છે. માત્ર ઈશ્વર એક જ નિત્ય છે પૈસાથી બહુ બહુ તો ખાવાપીવાનું, પહેરવાનું અને રહેઠાણ મળે પણ એથી ઈશ્વર પ્રાપ્તિ ન થાય, એટલે પૈસો એ જીવનનો હેતુ ન હોઈ શકે. આનું નામજ વિવેક!

મહેન્દ્ર : માણસ ઈશ્વરને ક્યારે જોઈ શકે?

શ્રી. રામકૃષ્ણ : હૃદયની વ્યાકુળતાપૂર્વક માણસે પ્રાર્થના કરવી જોઈએ. માતાનો પોતાના છોકરા પ્રત્યેનો પ્રેમ, પત્નીનો પોતાના પતિ તરફનો પ્રેમ અને લોભિયાનો પોતાના પૈસા માટેનો પ્રેમ-આ ત્રણેના એકત્રિત પ્રેમ જેટલો જ્યારે ઈશ્વરપર પ્રેમ થાય ત્યારે ઈશ્વર જરૂર દર્શન દે.

જીવનભર સાધના કર્યા બાદ અંતિમ દિવસો તેમને નજીક દેખાતા હતા. પોતાના ચરિત્રચિત્રણની છેલ્લી પીંછી ફેરવતા હોય તેવો પ્રસંગ બન્યો. એક ભક્ત બૂઢો ગોપાલ કેટલાંક ભગવા વસ્ત્રો લઈ આવ્યો. અને શ્રી રામકૃષ્ણના ચરણ પાસે મૂકી સાધુઓને વહેંચવા જવાની વાત કરી

એ સાંભળી નરેન્દ્ર (સ્વામી વિવેકાનંદ) વગેરે ભક્તોને બતાવી શ્રી રામકૃષ્ણ બોલ્યા, "અલ્યા, આમનાથી વધુ સારા સાધુઓ તને બીજે ક્યાંથી મળવાના?" એમ કહીને શ્રી. રામકૃષ્ણે પોતે જ એ યુવક ભક્તોને સર્વસ્વત્યાગનું પ્રતીક, વસ્ત્ર-એક-એક કરીને વહેંચી નાખ્યું. અને એ યુવકોને સંન્યાસી બનાવ્યા!

હવે શ્રી. રામકૃષ્ણનું માનવદેહે કાર્ય પૂરૂં થઈ રહેવા આવ્યું હતું. પોતાનું શરીર છોડવાના આઠ દિવસ અગાઉ તેમણે પંચાંગ મંગાવ્યું. અને અંદરથી અમુક તારીખ આવી એટલે નરેન્દ્રનાથને બોલાવી તેની સામે એકી ટસે જોઈ રહ્યા. નરેન્દ્રનાથ સમાધિમગ્ન થઈ ગયા! જ્યારે ભાનમાં આવી જોયું તો શ્રી રામકૃષ્ણ રડતા હતા!

રૂદનનું કારણ જણાવતાં તેઓ બોલ્યો, "આજે મેં મારું સર્વસ્વ આપી દીધું છે. અને હું ફકીર થઈ ગયો છું! આ શક્તિથી તું જગતનું મહાન કલ્યાણ કરીશ અને ત્યાર પછી જ તું સ્વધામ પાછો જઈશ!"

રાત્રિના એકવાગે તેમના શરીરમાંથી એક ધ્રૂજારી નીકળી ગઈ, રૂંવાડા ખડાં થઈ ગયાં, નેત્રો નાકની અણીપર સ્થિર થઈ ગયાં, ચહેરો પ્રકાશિત થઈ ઊઠ્યો અને તેનાપર દિવ્ય હાસ્ય છવાઈ ગયું! શ્રી રામકૃષ્ણે તા. ૧૬મી ઓગષ્ટ ૧૮૮૬ના રોજ મહાસમાધિમાં પ્રવેશ કર્યો.



( પૃષ્ઠ ૩૩૮થી ચાલુ )

જ્યાથી ગાર્ડે થોડા લાકડા હેરવેલા ફેરવેલા ત્યાથી એ બાળા રોતી રોતી ઉપર ચડવા માડી.

'હે મારા બાપુજી!' 'એ મારા ભાઇ!' એવા ભાઇને અને બાપને રૂદનને સાદે બોલાવતી જાય અને ભગારના ઢગલા ઉપર ચડવાનો અને લાકડા ખેસવવાનો વ્યર્થ પ્રયત્ન કરતી જાય

'અહીં હતા મારા ભાઇ ને બાપુજી! હે બાપુજી!' એમ ક્રદન કરતી જાય અને ઢગલા ઉપર ચડતી જાય. એના ર નથી જીવનની આશા ગૂમાવી બેઠેલો હુ અસ્વસ્થ થઈ ગેહયો પણ શુ કરુ? માનવીની અસહાયતા પણ આવી વેળાએ અકલ્પનીય બની જાય છે

અગિયારેક વરસની બાળા હોવાની કલ્પના આખે એના ફરતા ઓળા ઉપરથી કરી પણ જેવી એ એક લાકડા ઉપર પગ દઈને ઉપર ચડવા ગઈ કે મારી છાતી માથે નાગચૂડની ભીસ આવી મારો શ્વાસ રૂધાવા માડયો બીજા લાકડા ઉપર એણે પગ માડયો ને હુ શ્વાસ લઈ શકયો

આ રેલવેની હોનારતમા પોતાના ભાઇ-બાપ ગૂમાવી બેઠેલી બાળાના વિલાપ સામે મારાથી કહે વય પણુ કેમ કે 'બહેન! તુ એ લાકડા ઉપર પગ ન મૂક, માત્ર ભીસને કારણે જ હુ ગુગળાઇ મરીશ!'

જડ બનીને કયાક ફસાઇ પડેલા મારા હાથ કામમ ન હતા કે છાતી પરના ઢગલાને લગીરે ચસકાવી શકુ કે ઉપરથી આવતી ભીસને અટકાવી શકુ.

મોતની રમત સામે મારી માનવતાએ જુદ્ધ માડ્યું. બાળા એક લાકડા ઉપર પગ મૂકે ને હુ ચીસ પાડીને બોલવા જાઉ ત્યા મારી માનવતા મને વારે કે તારા કરતા એના દુ:ખનો ત તુ વિચાર કર?

છેવટ થયુ કે હવે વગર મોતે મરી જાઇશ. અને મારાથી અવાજ નીકળી ગયો કે 'એ બહેન! એ એક લાકડા ઉપર પગ મૂકવો તુ રહેવા દે! મને અહીં ભીસ લાગે છે'

પણ જેના માથે આભ તૂટી પડ્યું હોય એવી દુ:ખી નાનકડી દીકરી કયા કાને મારી મૂઝવણનો સાદ સાભળે?

મારા કઠમાથી પહેલો જ અવાજ નીકળ્યો એ દૂર પડયા પડયા કણુસાને ક્રદન કરી રહેલા લીબડીના જુવાને સાભળ્યો એટલે એ ફરી ચિત્કાર કરી ઊઠયો કે 'એ ગુજરાતી ભાઈ! મને બચાવો, મને બચાવો'

મેં રાડ પાડીને કહ્યુ કે, 'હુ જ અહી દટાઇ પડયો છુ. આમાથી છૂટો થાઉ તો બચાવુ ને!'

અધારી રાતે લોઢા-લાકડાના ગજ નીચે કાઈ જ ન સૂઝવાથી અને એકેય લાકડ આઘુ પાછુ ન કરી શકતા પેલી બાળા કારમા આક્રદ સાથે ઢગલા ઉપરથી ઊતરીને પાછી ચાલી ગઈ.

મને થયુ કે હવે તો વગર મોતે મરવુ પડશે. એથી શરીરને એક પ્રચંડ ઝોક આપ્યો પણ તસુ જેટલુ ય ન હલ્યુ હાથ ખેસવવાનો પ્રયાસ ચાલુ રાખ્યો ધીરે ધીરે બળ કરીને ખેસવતા ખેસવતા એક હાથ છૂટો થયો પણ એને હલવા-ફરવાની જગ્યા જ કયા હતી?

છૂટા થયેલા હાથ વડે મારૂ માથુ કયા હતું તે તપાસવા માડયો. ત્યારે જણાયું કે જમીનની એક વેત જ ઊચું માથુ ટીગાતુ હતુ. હાથ પાછળ વળી ગયેલા, અગઊચુ થઇને ઢીચણથી પગ વળીને લોઢા-લાકડાની પકડમા ભરાઇ રહેલા. છાતી માથે એક આખી બર્થ ગોઠવાઇ ગયેલી ગળાથી માડીને ઢીચણ સુધી ડાબે પડખે અડોઅડ લોખડનો એક મોટો ટૂક ગોઠવાઇ ગયેલો જમણે પડખે બર્થની નીચેને પડખામા ફસ ઈ ગયેલા ધારદાર લાકડાના ઘોકા જરાક ચસકુ તો મોસરા શરીર વીધી નાખવાની વાટ જોઇને બેઠેલા.

છાતી ઉપર ઓઢવાઇ ગયેલી બેંચ ( આખી સીટ ગાદી સહિત) ઉપર ડબાનો પાટિયા લાકડાં ને લોઢાનો ગંજાવર ભંગાર પણ પોલાણ રચીને પડેલો. છુટા થયેલા હાથથી, કાંઈક હાથેથી જરાક માથું ઊંચકીને દેખાય એટલુ દેખીને અને અંગમાં લાવેલા ચેતનના થોડાક ફરકાટથી આટલુ જોઈ શકયો કે કોઈક કાળજીપૂર્વક આ બધુ ખસેડે તે સિવાય જીવવાની આશા ઓછી છે. વધારે વસમુ તો મને એનુ લાગતું હતું કે જીવવા માટે, ઝૂઝવા માટે પૂરું મનોબળ હોવા છતાં મોહતાજીનો કેદી બનીને પડ્યો હતો. આથી વધારે બીજી કરુણતા તે શી હોઈ શકે? જે પ્રચંડ વેગભર્યા આઘાતે મને ઉછાળ્યો ને બેભાન બનાવી અંધકારમાં ડુબાડી દીધેલો એમાંથી જીવન જાગ્યું જ ન હોત તો પ્રશ્ન જ કયાં હતો? આવી રીતે જીવાડા ને પછી કમોતે મારવામાં કુદરતને શી મજા આવતી હશે?

*

## 'ગ્રામસેવા કરનારા છે ને !'

સન ૧૯૩૯ની સાલનો આ પ્રસંગ છે. ત્યારે વર્ધામાં ગ્રામસેવકોને તાલીમ અપાતી હતી. બાપુ ત્યારે સેવાગ્રામ આશ્રમમાં રહેતા હતા. વર્ધાથી સેવાગ્રામ પાંચ માઈલ દૂર છે.

એક દિવસ ગ્રામસેવા વિદ્યાલયના સંચાલકે બાપુને પૂછ્યુ : 'તમે રોજ એક કલાક આપો તો?'

બાપુએ કહ્યું : 'શા માટે નહીં'? એ લોકો દરરોજ સવારે નવ વાગે આવી શકે તો નવથી દસનો સમય હું આપી શકું.'

ઉનાળાના દિવસો હતા, વર્ધામા આકારો તાપ પડતો હતો. અને દસ વાગે તો ગરમી ખૂબ જ વધી જતી એ જ સમયે ગ્રામસેવકોને પાછું ફરવાનુ, આકરા તાપને કારણે સહુ અકળાયા અને સંચાલકને એ સમયમા ફેરફાર કરવાની વિનંતિ કરી.

વિદ્યાલયના સંચાલક બાપુ પાસે ગયા અને કહ્યું · 'વિદ્યાર્થીઓને તમે સવારે નવ વાગે બોલાવો છો તેને બદલે સવારે વહેલા બોલાવો અથવા સાંજે બોલાતો તો વધારે સારું.'

'કેમ?' બાપુએ પૂછ્યુ.

'દસ વાગે તડકો આકરો થઈ જાય છે અને ભારે ગરમી પડે છે; એટલે સેવકોને તકલીફ થાય છે.'

'કયા સેવકોને?'

'ગ્રામસેવા વિદ્યાલયના વિદ્યાર્થીઓને.' સંચાલકે કહ્યું.

'એ બધા તો ગ્રામસેવા કરનારા છે ને?' બાપુએ પૂછ્યુ.

'હા.'

'તો એક કામ કરો; એ સૌને બપોરે એકથી બે વાગ્યે બોલાવો. હું એ સમય કાઢી શકીશ.' બાપુએ કહ્યું.

'પણ બાપુ–' સંચાલક આગળ કંઇ કહે ત્યાં વચમાં જ બાપુએ કહ્યું– 'અને રસ્તામાં આવતાં વચ્ચેથી, પેલી બાજુએથી દરેક જણ એકેક પથ્થર લેતો આવે.'

અને ગ્રીષ્મ ઋતુના આકરા તાપમાં બરાબર એક મહિના સુધી બપોરના ગાળામા બાપુએ ગ્રામસેવકોનો વર્ગ ચલાવ્યો!

વરમાં પક્ષીઓ મારવાની મનાઈ છે છતાં શોખીનો બંદુકથી ફોડી લ્યે છે તાજેતરમાં બિયાસ નદીમાં માછલાં પકડવા માટે 'ડાઈને માઈટ' નો પાણીમાં ઉપયોગ કરી જથ્થાબંધ શિકાર કરવા માટે ઉચ્ચ કક્ષાના અધિકારીઓ ઝડપાયા હતા ધડાકો થવાથી માછલા ફફડી ઉઠે છે અને શિકારીએ જાળ રાખી હોય તે બાજુ ધસી જાય છે અર્ધા ઉપરાંત માછલા બીકથી જ મરી જાય છે—જે બચે છે તેનામાં જીવન—ચેતન નાશ પામ્યું હોય છે સાસણગીરમાં કોઈ અજાણ્યા શખ્સોએ સિંહનો શિકાર કરી, માથું જુદું કરી, ચામડી અને નખ કાઢી લઈ, શબને નદીમાં ફેંકી દીધું હતું માઈસોર અને બંગાળમાં હાથીઓને પકડવા ક્રુર રીત અપનાવાય છે આને માટે કાયદો શું કરી શકે? છાને ખૂણે આવું થતું હોય ત્યારે? ઉપાય એક જ છે માનવીનું સ્તર ઊંચું આવી શકે તો

## આવકાર

અમદાવાદમાંથી ગુજરાતી ભાષામાં નીકળતાં દૈનિકો, અઠવાડિકો, પાક્ષિકો અને માસિકોની સંખ્યા સારી છે અને સંતોષકારક છે અંગ્રેજી દૈનિકોની ખોટ હતી અને થોડા સમય પૂર્વે બે દૈનિકો 'ગુજરાત હેરલ્ડ' અને 'વેસ્ટર્ન ટાઈમ્સ' શરૂ થયાં હવે તેમાં બે ખ્યાતનામ ધુરંધર આવૃત્તિઓનો ઉમેરો થાય છે 'ઈન્ડીયન એક્સપ્રેસ' તથા 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા' હવેથી તેમની અમદાવાદની આવૃત્તિ બહાર પાડે છે ગુજરાત રાજ્યને આનાથી ઘણો ફાયદો થશે ગુજરાતીઓ એટલા સજ્જન છે કે અંગ્રેજી ન આવડે તો મૂંગા બેસી રહે પણ કોઈને કહે નહિ કે અમારે આ દુઃખ છે હવે સમૃદ્ધ દૈનિકો ભારતભરમાં ગુજરાતનો અવાજ પહોંચાડશે અને કહેશે કે પાવળું પાણી માટે ગુજરાતીઓ વલખાં મારે છે—નર્મદા ગુજરાતમાંથી સાગરમાં જ પડે છે—છોને બંધ બાંધતા અને ઘડો પાણી સારતા!

## પારકાં તેજ

ઈન્દિરાજીની વડાપ્રધાન તરીકેની પ્રતિભા હમણાં હમણાં ગજું કરી ગઈ છે, અને કેટલાક શકવર્તી નિર્ણયો લેવામાં તેમણે હિંમત દાખવી છે કામરાજના અનુગામીને પસંદ કરવામાં અને શેખ સાહેબને જેલ મુક્ત કરવામાં તેમણે જોખમ ખેડી બતાવ્યું છે—લે, પ્રમુખ ટીટો અને રશિયાના વડાપ્રધાન કોસીજિનને ૨૬મી જાન્યુ ઓ ભારતમાં હાજર રખાવી તેમણે સમસ્ત દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે ચીન અને પાકિસ્તાનની અળવીતરાઈ સામે રશિયાનો નૈતિક ટેકો મેળવીને સદ્‌ગત પંડિત નહેરુની નીતિનું પુનરાવર્તન કરી બતાવ્યું પરિણામે, રશિયન વડા પ્રધાન દિલ્હીમાં હતા ત્યારે જ પ્રમુખ અયુબખાનનો સંદેશો મળ્યો કે કાશ્મિર પ્રશ્ને પાકિસ્તાન યુદ્ધ નહીં કરે આ બધી રાજદ્વારી ચાલબાજી હશે પણ તે ભારત માટે મોટી શકનરૂપ છે જમીન ઉપરથી હવામાં ફેંકવાના રશિયન બનાવટના રોકેટનું પ્રદર્શન કરી, ભારત દુનિયાને અને ખાસ કરીને અમેરિકાને એમ બતાવવા માગે છે કે તે કાંઈ એકનું નથી અને અમેરિકા નહીં આપે તો ભારતના શસ્ત્રાગાર ખાલી રહેવાના નથી આ બધું છતાં કાશ્મિર પ્રશ્ન પતાવી લેવા નો કોઈ આશય ઉપર દબાણ કરે છે પારકા તેજે પ્રકાશવાનું ક્યાં સુધી? નિજી પ્રતિભાનું તેજ એ જ સાચું તેજ છે

## UNCTAD

યુનોના આશ્રયે બીજી આંતરરાષ્ટ્રીય વેપાર—વાણિજ્ય પરિષદ દિલ્હીમાં શરૂ થઈ છે, તે બે માસ પર્યંત ચાલશે ૧૩૨ દેશના દોઢ હજાર પ્રતિનિધિઓ એકઠા થયા છે તેમાં જુજ સ્ત્રીઓ છે તેમાં અનેક બેઠકો યોજાશે, કમિટિઓ રચાશે, પરિસંવાદો થશે. વિચાર—વિનિમય આવી પરિષદનો મુખ્ય હેતુ હોઈ શકે સભ્ય રાષ્ટ્રોને વેપારધંધે જોડાવાની અહીં તક છે અને અપવિકસિત રાષ્ટ્રો દેકારો કરી મૂકે છે ત્યારે સમૃદ્ધ મોટા રાષ્ટ્રો, મૂછે હાથ મૂકી તાલ જોતા હોય છે ભારતને આંગણે પરિષદ થઈ તેના કેટલાક ફાયદા આ રહ્યા કરોડો રૂપિયાને ખર્ચે અશોક હોટલમાં સુધારાવધારા થયા અને દુનિયાની ગણનાપાત્ર હોટલો-માંની એક બની, અન્યથા દુર્લભ એવો પરદેશી દારુ શિયાળાની કડકડતી ઠંડીમાં કંઈકનો ગરમાવો આપી જશે, બધા જ પ્રતિનિધિઓ ભારતીય પ્રમુખ દિનેશ-સીંઘને ઓળખતા થશે, અને છેલ્લે, ઊંટના અઢારે વાંકા જેવું 'ઉંકટાડ' નામ બોલીબોલીને સૌની જીભને કસરત થશે અન્ય પરિણામો લાગે ગાળે જાણવા મળે.

# અવલોકન

શિ.

## પ્રભુકૃપાકિરણ

[૧] લે શ્રી મુકુલ કલાર્થી નિરંજના કલાર્થી
પ્રજ્ઞા સાહિત્ય પ્રકાશન,
સરદાર બાગ, બારડોલી
પાના–૨૩૪
કિંમત રૂ. ૫

પૂ શ્રી ગુરુદયાલ મલ્લિકજી વિષેનું આ લખાણ 'આત્મકથા'ના સ્વરૂપમા ગુજરાતને આપવા બદલ આપણે બન્ને સપાદકોને ધન્યવાદ આપશુ કેમ કે નમ્રતા જેમનો સ્વભાવ છે તેવા મહાપુરૂષો પોતાના વિષે લખતા અચકાય છે

મલ્લિકજી ભારતીય પ્રજાજન છે. ભારતનો દરેક પ્રાંત તેમને મન વતન છે સરહદના હોવા છતા ગાધીજીના ગુજરાતમા કે ટાગોરના બગાળમા તમને એકસરખી આત્મીયતા લાગે છે ગાધીજીના સબધના અનુભવો જેવા કુટીબધ દષ્ટાંતો આ પુસ્તકમા જોવા મળે છે બાળપણમા જ માતાની છાયા ગુમાવી હોવાથી તમનુ જીવન કરુણાના સાગરસમુ બની રહે છે

શ્રી કાકાસાહેબ પ્રસ્તાવનામા લખે છે

"ગુરુદયાળજી અધ્યાત્મમાર્ગના પથિક છે એ માર્ગની એમણે ઠીકઠીક યાત્રા કરી છે મુકામે પહોચ્યા પણ હશે ન પહોચ્યા ન હોય તો યે મુકામની ઝાખી એમને થઈ જ છે એને એની મસ્તી એમના ચહેરાપર અને એમના વર્તનમા દેખાઈ આવે છે

'દરેક વાચક ગુરુદયાળજીના જીવનમાથી બોધ અને પ્રેરણા લઇ શકે એવી કેટલીયે મહત્ત્વની વાતો આ સસ્મરણોમા છે ફૂલદાનીમા ગોઠવેલા ફૂલોના ગજા ઉપરથી બાગની અભિરુચિનો પરિચય થાય છે પણ સમસ્ત બગીચાનો નથી થતો પ્રશ્નકર્તાઓએ જે જાતની જિજ્ઞાસા સેવી તે જાતના અને તેટલા પૂરતા ચાચાજી અહી દેખા દે છે એમનુ વ્યકિતત્વ આથી વિશેષ છે અને આપેલા ભજનોમા સર્વાનુકૂળ જીવન–પાથેય ભરેલુ છે"

પોતાના વિષે કહેતી વખતે દોષોને પણ આગળ બતાવવા તે સહેલ નથી. પરતુ મલ્લિકજીએ બહુ જ નમ્રતાથી પોતાની નબળાઇઓ છે તેવી રજૂ કરી દીધી છે આથી તેમના કથિતવ્યમા સચ્ચાઇનો જે રણકો ઊઠે છે તે ચિરસ્થાયી અસર મૂકી જાય છે

મલ્લિકજીના માતુશ્રીના અવસાનનો પ્રસગ જેટલો કરુણ છે તેટલો જ ચમત્કારિક પણ લાગે છે આ પ્રસગે તેમની ભવિષ્યની આધ્યાત્મિક ભૂમિકા સર્જવામા મોટો ફાળો આપ્યો હોય વળી સ્ત્રીને માતારૂપે ઇશ્વરરૂપે–અને પૂજ્યભાવે જોવાની દષ્ટિ આ કારણે પણ મળી હોય બાળપણના પ્રસગોમા મલ્લિકજીની આજની પ્રતિભાના બીજ જોઇ શકાય છે કોલેજ જીવનમા જે કવિતાએ તેમને આશાવાદી થતા શીખવ્યુ 'The best is yet to be'–તે બાઇને પણ ઘોર નિરાશામાથી બહાર કાઢવા, પૂરી ક્ષમતા ધરાવે છે દીનબધુ એન્ડ્રુઝ, મહાત્મા ગાધી, અને ટાગોરના સપર્કમા આવ્યા પછી, તેમ જ શાંતિનિકેતનમા અધ્યાપક તરીકે જોડાયા પછી અને બાઉલોના સમાગમમા આવ્યા પછી ગુરુદયાલ વિશેષે કરીને આધ્યાત્મિક જીવન સાધના તરફ વળે છે સૂફીઓ વિષે તેમનો અનુભવ બહોળો અને ઘનિષ્ટ છે અને કવિ તરીકેનુ મૂલ્યાકન કરવુ હોય તો મલ્લિકજીની કવિતામા શબ્દે શબ્દે પ્રિયતમની આરઝૂ જાણે વાચા ધારણ કરે છે

તેમનુ વાચન વિવિધ અને વિશાળ રહ્યુ છે ઉપનિષદ, બાઇબલ, ગીતાજલિ, રામાયણ, રસ્કિન, કબીર, મીરા, નાનકના ભજનો, બાઉલના ગીતો, કૃષ્ણ

ચરિત, ખ્વાજા હસન નિઝામી, સૂફી કવિઓ શાહ-લતીફ, સચ્ચલ, કુતુબ, ઉપરાંત પશ્ચિમના સાહિત્યકારો જોન ગાલ્સવર્ધી જેવાને તેમણે આંખ-તળેથી કાઢ્યા છે. અંગ્રેજી ભાષા ઉપરનું તેમનું પ્રભુત્વ અદ્ભુત છે. તેમનાં ભજનોનો અંગ્રેજી અનુ-વાદ તેમણે પોતેજ 'The Hound of the Heart' નામના પુસ્તકમાં કર્યો છે. આ પુસ્તકમાં આવાં ૨૯ ભજનો હિંદી અને અંગ્રેજીમાં આપેલાં છે.

કલાર્થી દંપતીએ આવો વિશિષ્ટ પરિશ્રમ લઈ પૂ. ગુરુદયાલ મલ્લિકજીનું જીવન-આલેખન ગુજરાતને આપી એવો રાહ ચીંધ્યો છે કે રાજ-કારણના ચોમેર ફેલાતા ઝેરી અને ગંદા વાતાવરણમાં શુદ્ધ 'ઑક્સિજન'ની લહરીઓ લહેરાતી હોય! સંપાદકોને પુસ્તકમાં વિનંતિ છાપવી પડી છે કે આ પુસ્તકના પ્રકાશન અંગે મૂડી-રોકાણ રહેવું પડ્યું છે તો પુસ્તકને ખપાવવામાં જે કોઈ સહાય કરશે તેનાથી મોટી રાહત થશે. આનો પ્રત્યુત્તર વાળવો તે, જેના હૃદયમાં રામ વસે છે તે પ્રત્યેકની ફરજ બની રહે છે.

[૨]

ધૂમકેતુના જીવન ઘડતરની વાતો

ભાગ ૧ શ્રી દક્ષિણકુમાર જોશી;
ભાગ ૨-૯ શ્રી ઉષાબેન જોશી.
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો, અમદાવાદ.

મોટા માણસોની નાની વાતોમાં જીવનના રહસ્યો છુપાયાં હોય છે. આ નવ પુસ્તિકાઓમાં આપણા નવલિકાસમ્રાટ શ્રી ધૂમકેતુના જીવનના એવા પ્રસંગો આલેખવામાં આવ્યા છે જેણે તેમની પ્રતિભાના ઘડતરમાં ફાળો આપ્યો હોય; ઉપરાંત વાચકને પણ એક યા બીજી રીતે ઉપકારક અને પ્રેરણાદાયી બની રહે. આજે ચોમેર ધૂંધળું વાતાવરણ દેખાય છે; શિક્ષણ કથળી રહ્યું છે; વ્યક્તિના ઘડતરની કોઈને પડી નથી. આવી સ્થિતિમાં અહીં જે સામગ્રી પીરસાય છે તેનું મૂલ્ય ઓછું નથી. શ્રી ધૂમકેતુની નવલિકાઓ અને નવલકથાઓ સાહિત્ય-ક્ષેત્રે જે વિક્રમ રચી જાય છે તેનાથી ઊલટું જીવનના જે સંઘર્ષો અને પ્રસંગો ધૂમકેતુને સર્જે છે તેનું બયાન રોચક શૈલીમાં તેમનાંજ પુત્ર-પુત્રી આપણને કરાવે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે કેમ કે લેખકનાં તેઓ નિકટતમ હોઈ, આવું દર્શન અન્યથા શક્ય નથી. શ્રી ધૂમકેતુએ બે ભાગમાં પોતાની આત્મકથા લખી છે અને તેમાં નાનામોટાં ઉત્તરો પાત્રોને ચમકાવ્યાં છે. પણ એમ લાગે છે કે નવલિકા-નવલકથાના પ્રકાશપુંજ આગળ તેમનું આત્મકથાનક ઢંકાઈ ગયું છે અથવા તેમણે આવું કાંઈ લખ્યાનો બહુ ઓછાને ખ્યાલ છે.

આ પુસ્તિકાઓ ક્રમમાં નાની છે—શરૂના ભાગોમાં ૪૦ પાનથી શરૂ કરી નવમા ભાગમાં ૮૦ પાન સુધી ફલકનું વિસ્તરણ થયું છે. પરંતુ જીવનના પ્રસંગોને પસંદ કરવામાં લેખિકાએ બહુજનરુચિને પોષે તેવું ઔચિત્ય જાળવ્યું છે. ટાઈપ મોટા તેમજ શૈલી રસાળ હોવાથી આબાલવૃદ્ધ સૌ કોઈ માટે આ ગ્રંથમાળા રોચક બને છે. ખરી રીતે તો માધ્યમિક શિક્ષણમાં આવી ગ્રંથમાળાને સ્થાન આપવું જોઈએ જેથી કિશોરની પેઢી જીવનના સાચા મૂલ્યને સમજતા શીખે. અત્યારે 'ડૉક્ટરેટ'ની ડીગ્રી માટે કૉલેજોમાં સ્નાતકો મહાનિબંધ લખવા કોઈ લેખક અથવા તેની કૃતિઓને પસંદ કરે ત્યારે જ તેનો ઉદ્ધાર થાય છે. શિક્ષણની આ એક ખામી છે અને તેને દૂર કરવા સુલભ પુસ્તક શ્રેણીનો લાભ લઈ, પાયામાંથી જ વિદ્યાર્થીઓના જીવનનું નવ ઘડતર કરવા હજુ પણ મોડું થયું નથી. વળી આમાં સ્વર્ગસ્થ પ્રત્યે ઋણ ચુકવવાની તક પણ સાંપડે છે. મેઘાણી કે ધૂમકેતુની ખોટ સહેલાઈથી પૂરાવાની નથી.

આ શ્રેણીમાં શ્રી ઉષાબેનની વધુ પુસ્તિકાઓ આવી રહી છે. પિતૃતર્પણમાં સાહિત્યક પિતાનો સાંસ્કૃતિક ફાળો આપીને તેમણે હૃદયની ભાવનાને સાકાર બનાવી છે.

ક.

પારકા અવગુણ કોઈના જુવે નહિ એને કહીએ હરિના દાસ
આશા તૃષ્ણા એકે નહિ ઉરમાં એનો દ્રઢ કરવો વિશ્વાસ.

માનવતાના દિવડા પ્રકટાવી અંતર જ્યોત ઉજાળનારા મેરૂ
ડગે પણ મનડાં નો ડગે એવા અડગ ટેક ધારી સંતોની રસભર ગાથા.

# અલખના અવધૂતો

લેખકઃ- કનૈયાલાલ વી. વાઘાણી

મૂલ્ય રૂપિયા અઢી. (પોસ્ટેજ અલગ)

તમારા હૈડાંમાં અનેરી ભાવના જગાવશે. જરૂર વાંચો તમારા કુટુમ્બીજનો માટે વસાવો. અનેક જ્યોતિર્ધરોની રોમાચક કહાની. વૈષ્ણવજનના વાંચકને ખાસ કન્સેશન રૂ. ૨=૨૫ મ. ઓથી મોકલી આપનારને ઓર્ડીનરી બુક પોસ્ટ અન્ડર પોસ્ટલ સર્ટીફીકેટથી પોસ્ટ ફ્રી રવાના થશે.

—: પત્ર વ્યવહાર

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી
ઓધવજી લાલજીનો ખાચો, નાનભા શેરી,
ભાવનગર–૧.

---

## Laxmi dwells in Trade & Commerce



In ancient times maritime trade brought immense wealth to India.

Today The Scindia Steam Navigation Co. Ltd. is carrying on this ancient trade and tradition. It serves the Indian overseas trade as well as the coastal trade with its cargo and passenger services.

SCINDIA SHIPS SERVE INDIA'S NEEDS




THE SCINDIA STEAM NAVIGATION CO. LTD. Scindia House Ballard Estate, Bombay 1

# Unfinished Symphony

And an unusual one, too! Cling-clang fizz clop-clop tang r r r rum tickety tackety Where towers and top brass mingle with conductors and chemicals and tubes and reclaim rubber go hand in hand *Bravura!*

It s part of Kamanis concerted effort to help bu ld a v gorous Ind an industry Mature work too, for Kamanis have been at it for over two decades with admirable ded cation at an unflagging pace

But the work will never be qu te over There are newer ideas a brimming new themes new schemes throbb ng impulses masterful techn ques And weaving through it all a r ch bold streak—*Kamani quality!*



SYMBOL OF INDUSTRIAL VITALITY

KAMANI ENG NEERING CORPORATION LTD
KAMANI METALS & ALLOYS LIMITED
KAMANI METALLIC OXIDES PR VATE L D
KAMANI TUBES PRIVATE LIMITED
JAIPUR METALS & ELECTRICALS LIMITED
INDIAN RUBBER REGENERATING COMPANY LIMITED

Kamani Chambers Nicol Road Bomba BR

BENSONS KB 311

# 'બાપુ'ના રાહે

"પ્રચંડ માનવમહેરામણની વચ્ચે
બાપુ તમે ભાષણ ઝીંકતા'તા
કહેતા હતા
'બાપુ ચિંધ્યા રાહે બધાય ચાલો'
ને તે છતા યે ધોળે દહાડે
કાળા કુકર્મો કરો છો શાને?"

'મૂર્ખો કહીં નો,
ગમાર જેવો રહ્યો હજી તુ
તુ એટનુ ય સમજી શકયો ના?
'બાપુ' તણો લૌકિક અર્થ 'ગાંધી'
પર્યાયરૂપે કરે છે લોકો?
જનતા હજી છે ગાડર જૂથ જેવી
જાણી શકે ના આ મુઝ વ્યંગ્ય ઉક્તિ

'બાપુ' તણો અર્થ હુ તો
'મારા બાપુ' કરુ છુ
ને અનુસરૂ છુ મુજ બાપને હુ!
તેવી જ રીતે તુ યે મુઝ પાઠ લેજે!"

ભૂપેન્દ્ર મો. દવે



# અમારાં પ્રકાશનો

આવા હતા બાપુ–૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી ગુરુ — — ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧–૨૫
અલ્લાહના બંદાઓ — ૦–૩૭
મસ્તીની પળોમાં — — ૦–૯૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦–૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાલા — ૦–૩૫

# વૈષ્ણવજન




સાસ્કૃતિક સમન્વય અ ખતું માસિક—માર્ચ ૧૯૮

# વૈષ્ણવજન

વર્ષ : ૬ ] માર્ચ-૧૯૬૮ [ અંક ૧૨

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઇ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે


લવાજમ

દેશમા [ વરસનુ ] ૮ રૂપિયા

પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

૨-રામકૃષ્ણનગર

રાજકોટ-૨



પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી. સંપાદક નવીન ગાંધી. ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨

મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

# મુકુંદ

## વિષમ, મોટાં, ભારે સ્ટીલ કાસ્ટિંગ્સ માટે...



**મુકુંદ એટલે પોલાદ**

મુકુંદ આયર્ન એન્ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ, કુર્લા, મુંબઇ ૭૦ એએસ

15544 GUJ

# માનવથી માનવનું શોષણ !

શ્રીમન્નારાયણજી

[ ૧૯૪૦માં પ્રગટ થયેલા ગુજરાતના રાજ્યપાલ શ્રી શ્રીમન્નારાયણજીના બે કાવ્ય સંગ્રહો 'રોટીકા રાગ' અને 'માનવ'ના આવરણો મેં બનાવેલા તેમાંથી 'માનવ'નું આવરણ આ અંકના મુખપૃષ્ઠ પર છાપ્યું છે.

શ્રી શ્રીમન્નારાયણજીને ગુજરાત બહુધા ગાંધીવાદી અને રાજકીય પુરુષ તરીકે જ પિછાને છે પરંતુ શ્રીમન્નારાયણજી એક સુંદર કવિ પણ છે. માત્ર કવિ જ નહિ પરંતુ દીર્ઘદ્રષ્ટા કવિ છે કારણ કે ૧૯૪૦મા આઝાદી મળ્યા પૂર્વે રચેલાં એમનાં ગીતો આજે આઝાદી મળ્યાને ૨૧ વર્ષ પછી પણ એટલાં જ વાસ્તવિક ને હમણાં જ બનાવ્યા હોય એવા લાગે છે. –ધી. ]

નથી સહ્યું, દેખ્યું આ જાતું,
માનવથી માનવનું શોષણ ?

માન્યું અગે કે,
આ ધન બધું શ્રમનું સુફળ છે,
પણ શ્રમિક તો અતિ નિર્ધન છે;
આ તે કેવો ન્યાય જગતનો,
વિભુ ! આ તો દાનવ–નર્તન છે !

શ્રમ હતો આધાર ધર્મનો
તે આજ બન્યો જડતાનું કારણ;
કૂટયું છે સૌભાગ્ય મનુજનું,
થાય કેમ હરિ ! દુઃખ નિવારણ ?

શ્રમમાં નાનપ છે આજે,
ને મોટપનું ગૌરવ વિલાસ છે;
માનવનો આ તે ઉપહાસ છે
કે શોષણનો વિધ્વંસ પાસ છે ?

ઊઠો ! જાગો ! જગના શ્રમજિવી,
ત્યાગો આ કલ્પિત જડતાને;
ભય ખંખેરી ફૂલાવો વજ્જરની છાતી,

દુષ્ટો સાથે જ્યારે કામ પડે છે.
આગળ વધી હક્ક માગો સાથી,
જ્યારે દાનવ ઊછળે મદમાતો !
નથી સહ્યું, દેખ્યું આ જાતું,
માનવથી માનવનું શોષણ !



: અનુવાદ :– ભૂપેન્દ્ર મો૦ દવે

'આશુતોષ'

## પ્લાસ્ટીક સર્જરી

શ્રી. મોરારજીભાઈના છેલ્લા બજેટમાં વાઢકાપ ઓછી છે—રાહત ઘણી છે! વળી ખાધ રહેવા દઈને તેમણે કરવેરાનું પ્રમાણ ઘટાડ્યું છે અને મૂડી બજારને વેગ મળે એવા પગલા લીધા છે તેમને પગલે રીઝર્વ બેન્કે ધીરાણના વ્યાજમાં એક ટકાનો કાપ મૂકી, ખેતી વાડી અને ઉદ્યોગ માટે વાતાવરણ હળવુ કર્યુ છે ૨૯૦ કરોડની ખાધ કાંઈ મોટી નથી —પાસા ઊંધા ન પડે અને આવતા વર્ષમા ચોમાસુ પાક આ વર્ષની પેઠે થાય તો એ પુરાઈ જશે ટપાલમા દરો વધાર્યા તેને બજેટ સાથે ન સાંકળતાં, ત્યાગીના અધ્યક્ષપણા નીચે જે સમિતિ રચી છે તેના અહેવાલ આવવા સુધી રાહ જોઈ હોત તો સારૂ હતુ સામાન્ય માણસને ટપાલના દરોના ભાવવધારા પાછળની ભૂમિકા અજાણી છે એટલે પ્રથમ તો માનસિક રીતે પ્રજાને તૈયાર કરવાની જરૂર છે ભારતના શહેરી વિસ્તારમા તાર—ટપાલની જે કાંઈ આવક થાય છે તે સાત લાખ ગામડામાં સ્વાહા થઈ જતા, બાકી તો ખોટ જ રહે છે તાર—ટેલિફોન અને ટપાલની લેવડદેવડ મુંબઈ—કલકત્તા—દિલ્હી અને મદ્રાસ પુરતી બહુ મઝાની છે સવાલ ગામ્ય વિસ્તારનો છે—જે ગામનું નામ કોઈએ સાંભળ્યું નથી—ભૂગોળમા પણ શોધવું મુશ્કેલ છે—ત્યા પણ પોસ્ટકાર્ડની વહેચણી તો કરવાની જ છે પોસ્ટકાર્ડની કિંમત છમાથી દશ કરવા પાછળ જે વિકાસનો આશય છે તે નાણાપ્રધાન બતાવી શકયા નથી માત્ર છાપેલા સાહિત્ય અને દૈનિકો—સામયિકોને બાકાત રાખવાની જરૂર હતી, કેમકે તેઓ આ અભણ દેશમા જ્ઞાનનો પ્રકાશ પાથરવાની સેવા બજાવે છે

## વિદાય

૮૦ વર્ષના કૈલાસનાથ કાત્જુ અને ૫૦ વર્ષના દીનદયાળ ઉપાધ્યાય બન્નેની વિદાય વસમી બની છે રાજકારણના ક્ષેત્રે રાજ્યોમાં તેમ જ કેન્દ્રમાં કાત્જુની સેવાનો લાભ દેશે ખૂબ લીધો છે આ કાશ્મીરી ધારાશાસ્ત્રીએ પોતાની આત્મકથા પણ લખી છે ઓરિસ્સા અને બંગાળના રાજ્યપાલપદ ઉપરાંત કેન્દ્રમાં કાયદા અને સંરક્ષણ પ્રધાન તરીકે પણ તેમણે કામગીરી બજાવી હતી મધ્યપ્રદેશના મુખ્યપ્રધાન તરીકે કાત્જુને આજે યાદ કરવાનુ ખાસ કારણ છે બીજી તરફના જનસંઘના સર્વોચ્ચ છતાં વિનમ્ર નેતા દીનદયાળના શોકાસ્પદ સંજોગોના મૃત્યુ એ દેશને ભારે આઘાત પહોંચાડયો છે આ અજાતશત્રુ વ્યક્તિની તેજસ્વિતા રાજકારણના ગંદવાડમા ઢોમાઈ ગઈ પક્ષ તરીકે આજે જનસંઘ ઉપર ભારે જવાબદારી આવી પડી છે, અને દક્ષિણના બળવા પછી સૌ કોઈ સમજુ વર્ગની આંખ ઉઘડી ગઈ છે પ્રગલ્ભ, સ્વસ્થ, નિસ્વાર્થી અને દેશને કાજે સર્વસ્વ અર્પણ કરી છૂટનારનો દિવંગત થવાથી જાણે એ વામણાઓની જ સૃષ્ટિ બની જતી લાગે છે

## પરોઢ

પોંડીચેરી આશ્રમના માતાજીએ ૨૫મી ફેબ્રુઆરીએ ૯૦મી વર્ષગાંઠ ઉજવી અને સાત દિવસ પછી આશ્રમથી નજીક એક એવા નગરનો પાયો નાખી રહ્યા છે જ્યાં માનવજાત માટે માનવતાનું પરોઢ ત્યા રહેતા નગરજનો જોઈ શકશે માતાજી ૧૯૧૪મા સૌ પ્રથમ અરવિંદ ઘોષને મળ્યા, ત્યારબાદ ૧૯૨૦મા તેઓ ફ્રાન્સથી ફરીથી આવ્યા ૧૯૨૬મા તેમણે આશ્રમની સ્થાપના કરી પોતાનુ સ્વપ્ન મૂર્ત કરવા શ્રી અરવિંદને આ ફ્રેન્ચ સન્નારી સાધકના રૂપમાં મળ્યાં તેમની સાધના આજલગી ચાલુ રહી છે આશ્રમમા રહેનાર કે જનાર સૌ કોઈને શ્રી અરવિંદની પ્રતીતિ થાય છે ફ્રેન્ચ સ્થપતિઓએ પંદર ચોરસમાઈલ વિસ્તારમા 'ઓરાવિલે' નગરનું આયોજન વિચાર્યું છે અહી પચાસ હજારની સંખ્યા સુધી સાધકો રહી શકશે આ નગરનું આયોજન, બાંધકામ બધું જ માતાજીની દોરવણી નીચે તેમના શિષ્યો મારફત થશે કોઈપણ દેશનો, ધર્મનો કે કોમનો કોઈ પણ માણસ અહી

રહી શકશે તે સરકારી ડખલગીરીથી મુકત હશે—આ નગર વિશ્વનુ એક ખરેખર મુકત નગર હશે. તેની બાંધણી આધુનિક છતા સાદી હશે શહેરમાં ઉદ્યાનો હશે, સરોવર હશે, મંત્ર મદિરે હશે મોટરો પણ ફરતી હશે, વિદ્વાન પ્રાધ્યાપકો પ્રવચન કરતા હશે, આવી અપૂર્વ આ નગરી વિશ્વમાં સર્વપ્રથમ હશે ભારતસરકાર અને યુનોએ તેના સર્જનમા સહકાર અને આશીર્વાદ પાઠવ્યાં છે ત્યા રહેનારાઓનો ધર્મ હશે માનવતાનો, તેમણે જે સાધના કરવાની હશે તે માન વીને વધુ અને વધુ ઉચ્ચતર ભૂમિકાએ લઇ જવાની શ્રી અરવિદ માનતા કે માનવીએ પોતાનામાથી જ શ્રેષ્ઠતાનુ સર્જન કરવુ પડશે આજે તે સેતાનનુ સર્જન કરી રહ્યો છે. અહી જીવનનું પરોઢ નીરખી શકાશે

"દીસે અરુણું પરભાત
...વીતી ગઈ છે ગત"

## ગુરુ દેવો ભવ!

માતા, પિતા અને ગુરુને આર્યસસ્કૃતિમા દેવ જેવા ગણ્યા છે તેથી આગળ ચાલીને અતિથિને પણ દેવ ગણીને સત્કાર કરવાની પ્રણાલિ છે. પણ આ બધામાં હવે કળજુગ પેનતો જાય છે માતા પિતાની સ્થિતિ તો દિવસે દિવસે કફોડી થતી જાય છે. અતિથિનો ભાર હવે સરકાર ટુરીસ્ટ બ્યુરો મારફત ઉતારી રહી છે પણ ગુરુઓ ઉપર ચહુની દષ્ટિ બેઠી લાગે છે. પશ્ચિમ બર્લીનની જે શાળામાં વિદ્યાર્થીઓને 'કોમ્પ્યુટર' દ્વારા શિક્ષણ અપાઇ રહ્યુ છે અને શિક્ષકનો વિકલ્પ પૂરો પાડી બતાવ્યો છે ત્યારપછી પરિસ્થિતિ બદલાઇ ચૂકી છે વિદ્યાર્થી બટન દાબે એટલે તેને પૂછવાનો પ્રશ્ન મળે—જે ઉત્તર આપે તે 'કોમ્પ્યુટર' તપાસે. એકધા કલાકના ગાળામા ચાલીસ વિદ્યાર્થીઓની ચકાસણી થાય જોકે તેની કિમત એટલી છે કે ભારત જેવા દેશમા તે પરવડે કે કેમ તે સવાલ છે. ઇચ્છીએ કે તેની કિમત ઊંચી જ રહે, નહીંતર આ ગરીબ દેશના ગુરુઓને 'દેવ' થવાનો વખત આવશે, અને સ્વર્ગે બિરાજવાનું રહેશે. પણ આવતી કાલની દુનિયા કેવી હશે તે હવે ગુરુઓએ પણ જાણી લેવું પડશે.

## એવોર્ડ

કચ્છપંચ ચુકાદાની બાબતમાં હવે શોરબકોરનો અર્થ રહ્યો નથી. પાછળમતિવાળા હમેશાં મુંઝવણ અનુભવે છે. પાકિસ્તાન સાથે દરેક વ્યવહારમા કેવો વર્તાવ રાખવો તેનું પ્રમાણ એકથી વધુવાર મળી ચૂકયું છે. સરહદના અડપલા તે અટકાવે તે શકય નથી નહેરુના વખતમા પ્રતિષ્ઠાનો મોહ આજે આંબતો હતો, આ વાત ત્યારે ઊભી થઇ હતી ખરી રીતે તો આંતરરાષ્ટ્રીય બાહેધરીઓ બધાજ કિસ્સાઓમાં અપૂરતી સાબિત થઈ છે ઊલટો ચોર કોટવાળને દંડ તેવી પરિસ્થિતિ કચ્છ અને સૌરાષ્ટ્રના સાગરકાંઠેથી પકડાયેલા પાકિસ્તાની વહાણો અને દાણચોરોની બાબતમા પાકિસ્તાને નોધાયેલા વિરોધમાથી મળી રહે છે જેનો છેડો નથી એવી તંગ પરિસ્થિતિ પાકિસ્તાન એક યા બીજે સ્થળે ચાલુ જ રાખવા માગે છે પચે જે પ્રદેશ પાકિસ્તાનને કાઢી આપ્યો છે તે જતો કર્યા પછી પણ અજંપાનો અંત નથી. એમ તો પાકિસ્તાન સાથેની લડાઈમા પંજાબ અને કાશ્મિરની સરહદે લોહી કયાં નથી રેડયુ? અને છતા બધોજ પ્રદેશ પાછો નથી સોંપ્યો? સવાલ એ છે કે આ બધુ કયા સુધી? સહિષ્ણુતાનો સામેથી કોઇ જવાબ ન હોય તો પણ?

## પાળેલાં પશુ

વન્ય તેમજ હિસક જાનવરોની શિકારદ્વારા થઈ રહેલી હત્યાથી તેમની ઓલાદ નામશેષ થઈ જવાના ભય પ્રત્યે અખબારોમા અવારનવાર ચેતવણી ઊઠતી હોય છે. પરતુ પાળેલાં જાનવર તરફ ક્રુર વર્તાવ બાબત જાણે કોઈને પડી નથી ભારતની મુલાકાત લઈ, લંડન પાછા ફરેલા એક અંગ્રેજ બાનુએ એક કરુણા ભરપૂર પત્રમા આ વિષે ધ્યાન ખેંચ્યુ છે. ઘોડો અને બળદ તેમજ ગધેડાનો તેમણે નિર્દેશ કર્યો છે મનુષ્ય સર્વોપરિ છે અને પશુઓને નાથી શકે છે માટે દ્રવ્ય ઉપાર્જન અર્થે પ્રાણીઓ પાનેથી ગમે તે હદે કામ લેવુ, લોહી નીકળે ત્યાંસુધી તેમને ફટકારવા, પૂરતો ખોરાક ન આપવો અથવા ખોરાક માટે રઝળતાં મૂકી દેવા, ઈજા પામેલ સ્થિતિમા પણ કામ લેવુ—આ બધા

( અનુસંધાન ૩૯૭ )

# ધળ પડી તમારી એ વ્યવહાર કુશળતામાં

'પ્રવાસી'

અમદાવાદમા સળગી ઊઠેલી કોમી આગ ઠારવા માટે જેમણે પોતાના પ્રાણની આહૂતી આપી એ વસંત-રજબની જોડી પૈકીના શ્રી વસંતરાવ હેગિષ્ટેના જીવનનો, હવે પછી જેમનો 'યજમાન મિત્ર' તરીકે ઉલ્લેખ આવે છે એમની પાસેથી જ સાંભળેલો આ એક નાનકડો પ્રસંગ છે આ પ્રસંગ આપણને કહી જાય છે કે શ્રી વસંતરાવદાદાનુ જીવન-દર્શન કેટલુ સ્પષ્ટ હતુ, એમની વિચાર ધારા કેટલી ઉમદા હતી, કાળી મજૂરી કરવા છતા યે આર્થિક અવદશા ભોગવતા લોકો પ્રત્યે એમના દિલમા કેટલુ સવેદન હતુ અને નૂતન સમાજ રચના વિષે એમના ખ્યાલ કેવા મૌલિક હતા.

એક વખત વસંતરાવ દાદાને મુબઈ જવાનું થયું પરામા રહેતા એક મિત્રના તેઓ મહેમાન બન્યા આખા દિવસની દોડધામ કરીને ઘેર આવેલા યજમાન મિત્ર શાકપાદડુ ખરીદવા માટે સાજે બહાર જવા તૈયાર થયા એટલે ફરવાનુ થશે એમ સમજી વસંતરાવ દાદા પણ એમની સાથે ચાલ્યા (કુટુમ્બમા અને મિત્રોમા સૌ એમને દાદાના વહાલસોયા નામ-થીજ સબોધતા)

શાક મારકીટમા જાણે કીડિયારુ ઉભરાણુ શોરબકોરનો કોઈ પાર નહી ધક્કામુક્કી કરી જાણે એને જ માંડ માડ રસ્તો મળે

'આપણે સ્વરાજ તો મેળવશુ એમા શકા નથી પણ 'વ્યવસ્થિત અને શિસ્તબધ્ધ પ્રજા તરીકે રહેતા અને જીવતા ક્યારે શીખીશુ એ કહેવુ મુશ્કેલ છે' શાકમારકીટની બહાર જ થભી જઈને દાદા બોલી ઊઠયા

"અમારે તો આ રોજનુ થયુ. તમે અહી સુધી આવ્યા જ છો તો અમારી રોજની હાડમારીનો થોડો અનુભવ તો કરી જુઓ!" યજમાન મિત્રે વિનોદ કર્યો.

બન્ને શાકમારકીટમા દાખલ થયા. પ્રસગ પડયે કોઈની સાથે મુકાબલો કરવો પડે તે પાચ જણને ય ભારે પડી જાય એવી શક્તિ ધરાવતા અખાડાબાજ દાદાએ આ વિના કારણની ધક્કામુક્કી પ્રત્યે અણગમો અને કટાક્ષ દાખવ્યા.

"દાદા! તમે ઊભા રહી જાઓ એ તો પાલવશે, પણ હુ અદર નહી જાઉ તો આપણે શાક વિના રહેવુ પડશે." યજમાન મિત્રે ટકોર કરી.

શાકમારકીટની બહાર ટોપલા લઈને શાક વેચવા માટે બેઠેલી બહેનો તરફ આગળી ચીંધીને દાદાએ કહ્યુ "બહાર શાક વેચનારી આટલી બધી બહેનો બેઠી છે ધમાલ ધાધલ પણ નથી તો પછી વગર કારણે અદર ધક્કામુક્કીમા જવુ?"

"બહાર શાક મોઘુ મળે. અદર જઈએ તો કઈક સસ્તુ મળશે" રોજના અનુભવી મિત્રે ખુલાસો કર્યો

"ભલા માણસ! લઈ લઈને તો શાક લેવુ છે સોનુ રૂપુ તો લેવુ નથી! મોટા સ્ટોરમા ઘરેણા, કપડા કે બીજી વસ્તુઓ લેવા જાવ છો ત્યારે તો ભાવતાલ પૂછ્યા વિના, ટીકડી ઉપર લખેલો ભાવ આપીને ચાલ્યા આવો છો એમા દુકાનદારનો કેટલો નફો હશે અને તમને કેટલો માર પડતો હશે એનો કદિ વિચાર કરતા નથી આ શાકવાળી બાઈઓને આવડતુ નથી, નહી તો એમણે પણ દરેક શાક ઉપર ભાવના પાટિયા લખીને મૂકી દેવા જોઇએ. શાકવાળી લઈ લઇને શુ વધારે લેશે? અને તમનેય શાક પડી પડીને કેટલુ મોઘુ પડી જશે? તમારા લોકોનુ આ અર્થશાસ્ત્ર સમજાતુ નથી" દાદાએ પોતાની વિચારધારા વહેતી મૂકી

'અદર જઈશુ તો સોઘુ મોઘુ તો ઠીક પણ ભાતભાતનુ અને તાજુ શાક મળશે અમે તો રોજની આ ધક્કામુક્કીથી ટેવાઈ ગયા છીએ હુ

મારગ કરી લઇશ તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવજો." યજમાન મિત્રે વાતને પલ્ટો આપીને શાકમારકીટમાં જવા પગ ઉપાડયો.

દાદા પણ મનેકમને એમની પાછળ ચાલ્યા.

યજમાન મિત્ર તો રોજની ટેવને પરિણામે, કયાક તરીને તો કયાંક હડસેલો મારીને, કયાય નમીને તો કયાક તપીને મારગ કરતા કરતા આખી મારકીટમા ઘુસી વળ્યા. શાકના નમૂના જોતા જાય અને ભાવ પૂછતા જાય પાછળ પાછળ ચાલ્યા આવતા દાદાએ અંતે કટાળીને કહ્યુ.

"આપણે શાક તો એક કે બે અને તેય તે શેર કે બશેર લેવા નીકળ્યા છીએ. પણ તમે તો જાણે વેપાર કરવા માટે જથ્થાબંધ ખરીદી કરવી હોય એમ ભાવ પૂછયા કરો છો."

"પહેલા બધેય ફરી લઈએ એટલે કઈ નવુ શાક આવ્યુ છે કે કેમ એની ખબર પડે બધેય ભાવ પૂછીએ એટલે ભાવની રૂખ સમજાઇ જાય. પછી રકઝક કરીએ તો કયાક સસ્તે ભાવે શાક મળી જાય. માગ્યા ભાવ આપીએ તો તો લૂટાઈ જ જઈએ ને!" યજમાન મિત્રે ચાલતા ચાલતા ખુલાસો કર્યો.

"રાત દિવસ કાળી મજૂરી કરીને તમારે માટે શાકભાજી ઉગાડી, અહી વેચવા આવતી શાક વાળીઓને હાથે તમે લૂટાતા હોત અને એમને લૂટતા આવડતુ હોત તો એમના દિદાર જૂદા જ હોત. શેર શાકના કદાચ એ ચાર પૈસા વધુ માગે કે મેળવે એમા એમની લૂટ છે? કે એમણે પરસેવો રેડીને કરેની કાળી મજૂરીનો એ વ્યાજબી બદલો છે! લૂટ તો એમની ગરજ વરતીને આપણે કરીએ છીએ" દાદાનો અવાજ સહેજ કડક થયો.

રકઝક અને લમણાઝીક કરીને રોજ શાકની ખરીદીમા બે પાચ પૈસાનો ફાયદો કર્યાનુ મન મના વતા યજમાન મિત્રને આ ફિલસુફીમા રસ ન હતો. એ તો દાદાની વાત સાભળતા સાભળતા અને શાક વાળીઓ સાથે ભાવની રકઝક કરતા કરતા આગળ વધ્યે જતા હતા.

એમ કરતા કરતા અંતે એમણે ચાર આને શેરને બદલે (ત્યારે નાણામા આનાનુ અને વજનમા શેરનુ ચલણ હતુ) એક શાકવાળી બાઈ પાસે શેર ગુવારનો ત્રણ આના લેખે ભાવ નકકી કરાવ્યો. મહેનત ફળી અને મોટો લાભ થઈ ગયો એવા સતોષથી એ તો બેસી ગયા ઢગલામાથી કુણો કુણો ગુવાર વિણવા.

શાકવાળી બાઇ ગુવારના ઢગલામાથી દોથો ભરીને છાબડામા નાખે અને યજમાન મિત્ર છાબડુ ઢાલવી, પોતે વિણેલો ગુવાર જોખવા આગ્રહ કરે. ભાવની રકઝક પતી ત્યા બીજી રકઝક શરૂ થઇ. બાજુમા ઊભા ઊભા તમાશો જોઇ રહેલા દાદાએ અંતે ધીરજ ગુમાવી. એમણે વાકા વળીને ગુવારના ઢગલામાથી મોટો દોથો ભરીને છાબડામા નાખ્યો અને શાકવાળીને જોખવા કહ્યુ.

"હ! હ! દાદા! તમે શુ કરો છો! વિણ્યા વિનાનો ગુવાર લેશુ તો અડધોઅડધ તો ગલઢો-ડાડિયા જેવો નાખી દેવો પડશે મારી મહેનત ઉપર તમે પાણી ફેરવ્યુ." યજમાન મિત્રે દાદા તરફ જોઇને કહ્યુ

શાકવાળી બાઈ રાજી થઈ એણે ઢગલામાથી ગુવારનો દોથો ભરીને છાબડામા નાખી શેર ગુવાર જોખ્યો અને યજમાન મિત્ર સામે છાબડુ ધર્યું.

"એક તો વિણ્યા વિનાનો ગુવાર આપવ્યો. અને પાછો જોખ પણ કાટોકાટ! આ થોડુ જર-જવેરાત છે?" યજમાન મિત્રે નવો મુદ્દો ઊભો કર્યો.

શાકવાળી બાઇને બીજા ઘરાક સાચવવા હતા એટલે રકઝક ટાળવા એણે છાબડામા મુઠી ગુવાર વધુ નાખી, યજમાન મિત્ર પાસે છાબડુ ધર્યું.

યજમાન મિત્રે નાઇલોનની થેલી ધરી અને કચવાતે દીલે થેલીમા છાબડુ ઠલવાવી, ત્રણ આના આપી એ ઊભા થયા

રોજની ટેવ પ્રમાણે ભાવતાલની ખેચતાણ કરી યજમાન મિત્રે શાક ઉપરાત આદુ, કોથમીર અને મરચા ખરીધ્યા અને હાશકારો કરીને બન્ને મિત્રો શાકમારકીટમાથી બહાર નીકળ્યા.

"શાક લેવામા તમને આટલી કડાકૂટ અને રકઝક કેમ પોસાય ?" રસ્તે ચાલતા ચાલતાં દાદાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"દાદા ! તમે નાનેથી મોટા અમદાવાદ જેવા શહેરમા થયા એટલે શાક લેતા તમને આવડે નહી. હું ગામડામા મોટો થયો બાપા રોજ શાક લેવા જાય ત્યારે મને સાથે લેતા જાય ગામડામા કોળી અને વાઘરી શાક વેચવા આવે. બાપા રકઝક કરીને શેરના ચાર પૈસા હોય તો ત્રણ અને ત્રણ હોય તો બેનો ભાવ નક્કી કરાવે, નમતી ધારણે જોખાવી શેરને બ લે દોઢશેર શાક લે અને ઉપરિયામણમા મુઠી કે દોથો શાક લે એ વધારામા મૂળ કરતા અર્ધા ભાવે શાક પડી રહે. સસ્તુ અને સારુ શાક લેવુ એ પણ એક વ્યવહાર-કુશળતાનો વિષય છે અને અમને નાન પણથી એનું શિક્ષણ મળેલુ છે એટલે મને કડાકૂટ કે કટાળો ન લાગે" યજમાન મિત્રે પોતાની કુશળતા વર્ણવી.

"હવે તમેજ કહો કે શાકવાળા આપણને લૂટે છે કે વ્યવહાર કુશળતાને નામે આપણે શાક વાળાને લૂટીએ છીએ?" દાદાના મોઢામાથી વેણ સરી પડ્યા

આમા લૂટનો સવાલ જ નથી, હોશિયારીનો સવાલ છે શાકવાળા એની હોશિયારી વાપરે આપણે આપણી હોશિયારીનો ઉપયોગ કરવો જોઇએ પણ આજે તો તમે મારી હોશિયારી અને મહેનત મેથ ધૂળમા મેળવી દીધા ; ચાર આનાને બદલે ત્રણ આનાનો ભાવ કરાવી સસ્તુ શાક લેવા ગયો અને તમે ઉનટાનું મોઘુ કરવી દીધુ શેરમાથી અડધો પડધો ગુવાર નકામો જશે એટલે આપણને તો ચાર આનાને બ લે છ આને શેર ગુવાર પડ્યો" યજમાન મિત્રે હળવી રીતે પોતાનો કચવાટ વ્યક્ત કર્યો

યજમાન મિત્રની વાત સાભળી, ધીરે ધીરે ડોલતા ડોલતા ચાલ્યા જતા દાદા એકદમ થભી ગયા યજમાન મિત્રનો હાથ પકડીને કઇક ગભીર અને કઇક લાગણીવશ થઇને બોલ્યા "આ શાકવાળી બાઈઓ શાક વેચવા આવે છે એમાથી કોઇને ઘેર બગલા છે? મોટર છે? અરે! રહેવા માટે સારો આશરો ય છે? એમના બાળકો ભણવા જઇ શકે છે? એમની પાસેથી સસ્તુ અને નમતું શાક લેવાની રકઝક અને કડાકૂટ કરતી વખતે ટાઢ-તડકો કે ચોમાસુ ગણકાર્યા વિના આપણે માટે કાળી મજૂરી કરવા છતાં એમને કેવી બેહાલ દશામા જીવન વિતાવવુ પડે છે એનો કદી વિચાર કર્યો છે?"

યજમાન મિત્ર પણ સજ્જડ બનીને એક ચિત્તે સાભળી રહ્યા દાદાએ આગળ ચલાવ્યું

"ધોળે દિવસે જે ઉઘાડી લૂટ ચાલે છે એ બરદાસ્ત કરીને મૂગે મોઢે એના ભોગ બનો છો. જ્યારે આ બિચારા પરસેવો પાડીને, બે પૈસા વધુ રળે એને તમે લૂટ ગણો છો એ લૂટ કહેવાની હોય તો ભલે કહેવાય. એવી લૂટ કરવાનો એમનો હક્ક અને અધિકાર છે વાસ્તવમા તો વ્યવહારકુશળતા અને હોશિયારીને નામે તમે એનું શોષણ કરો છો. ધૂળ પડી એ વ્યવહાર કુશળતામા" દાદાએ વ્યથા ઠાલવી.

યજમાન મિત્ર એક શિક્ષિત જુવાન હતા. નવા વિચારો સમજવાનો અને અપનાવવાનો એમનો દાવો હતો. શોષણવિહીન સમાજ રચનાના એ મોટા હિમાયતી હતા. પણ દાદાની વાત એમને માટે સાવ નવી અને આખ ઉઘાડનારી હતી

બન્ને જણા મૂગા મૂગા ઘેર પહોચ્યા.

રાત્રે વાળુ કરતી વખતે દાદા તો એમના સ્વભાવ મુજબ અનેક પ્રશ્નો વિષે એમની લાક્ષણિક શૈલીમાં ક્યારેક હળવી રીતે, ક્યારેક રમૂજમા તો ક્યારેક ગભીર બનીને વાતો કર્યે જતા હતા પણ સાજે દાદા પાસેથી સાભળેલી વાતોથી ચોટ અનુભવેલ યજમાનમિત્ર તો એમના પત્નીએ તૈયાર કરેલુ ગુવારનુ રસાદાર-ચટાકેદાર શાક ખાતા ખાતા, કાનમા તો દાદાની વાતોનો જ પડઘો સાભળી રહ્યા હતા:

"શાકવાળી બાઇઓમાથી કોઇને ઘેર બગલો છે? મોટર છે? એમના બાળકો ભણવા જાય છે? એ બે પૈસા વધુ રળે એને લૂટ કહેવાતી હોય તો ભલે એ લૂટ કહેવાય. એવી લૂટ કરવાનો એમનો અધિકાર છે વાસ્તવમા તો રકઝક કરી એમની પાસેથી સસ્તુ અને નમતુ શાક પડાવી લેવુ એમા લૂટ અને શોષણ છે એને તમે વ્યવહારકુશળતા ગણતા હો તો ધૂળ પડી તમારી એ વ્યવહાર કુશળતામા."

સુરેશ દેવેન્દ્રકુમાર પંડિત

સત્ય, નીતિ, ધર્મ, સદાચાર ને પ્રમાણિકતાનો આજ જ્યારે ચારે બાજુ લોપ થઈ રહ્યો છે, ચોમેર સ્વાર્થાંધતા અને અપ્રમાણિકતાનું ઝેરી વાતાવરણ પ્રસરી રહ્યું છે. ત્યારે પ્રમાણિકતા અને નીતિના આચરણના દાખલાઓ નીબીડ અંધકારમાં ચમકતા નાના દીપકશા હૃદયને આનંદથી ભરી દે છે, પણ આવું બને છે જવલ્લે જ.

તા. ૯–૧૨–૬૭નું પ્રભાત આવા એક નીતિમત્તાના દષ્ટાંતે વધુ ઊજળું અને શોભાભર્યું બનતું ઊગ્યું.

એ દિવસે સૌરાષ્ટ્રના મોરબી શહેરમાં ત્યાંની મહેન્દ્રસિંહજી હોસ્પિટલમાં કુટુંબ નિયોજન કેમ્પ. ત્યાંના મુખ્ય દાક્તર શ્રી દવે ઉપરાંત સારા અને અનુભવી દાક્તર તરીકે બગથલા હેલ્થ સેંટરના દાક્તર શ્રી રતીલાલભાઈ મહેતા મોરબી આ કેંપમાં ગયેલા.

દા. દવે અને દા. મહેતા બેઉ સવારે નવ વાગ્યે મોરબી એસ.ટી.ના સ્ટેંડ પર ગામડેથી આવનારા દર્દીઓની સગવડ તથા તેમને દૂરની આ હોસ્પિટલે પહોંચાડવા ખાસ હાજર રહેલા. એમાં ઓપરેશન અર્થે આવનારાની સંખ્યા વધી ગઈ. અને આ સૌને હોસ્પિટલે પહોંચાડવા તાબડતોબ વધુ વાહનની જરૂર પડી. આથી દા. દવેએ દા. રતીલાલભાઈ મહેતાને કહ્યું કે, 'આપ જો ક્યાંય નજીકમાં ફોન મળી જાય તો તાબડતોબ હોસ્પિટલે ફોન કરો તો આપણું સરકારી વાહન જલ્દીથી અહીં આવે નહીંતર આ બધાને તકલીફ પડશે.'

દાક્તર રતીલાલભાઈ આ સૂચન થતાં મોરબી એસ. ટી. ના સ્ટેંડ બહાર આવ્યા ને ત્યાં કંપાઉંડને લગતા જ એસ. ઓ. ના પેટ્રોલપંપ પર આવ્યા ત્યાં ટેલીફોન હતો.

દાક્તર રતીલાલભાઈ જે વેળા જલ્દીથી આ ફોન કરવા આવ્યા તે વેળા તેમની પાસે હાથમાં બગથલા હોસ્પિટલના સ્ટાફને ચૂકવવા પગારની રૂપિયા બે હજારની નોટોનો થોકડો હતો.

દાક્તર રતીલાલભાઈએ હોસ્પિટલને ફોન કરવા જ્યારે રીસિવર કાને લીધું ત્યારે પોતાની પાસેની આ રૂપિયા બે હજારની નોટો તે ફોન જ્યાં પડ્યો હતો તે ટેબલ પર મૂકી દીધા ને તાબડતોબ વાહન લઈ એસ. ટી. ના સ્ટેંડ પર આવી જવા મહેન્દ્રસિંહજી હોસ્પિટલમાં ખબર આપી દીધા.

કામ ઝપાટાબંધ અને એ પણ ઓપરેશન અર્થે આવનારા મુશ્કેલીમાં ન મૂકાય તેથી સ્ફૂર્તિથી કરવાનું હતું. આવી ઊતાવળની અસર દાક્તર મહેતાના મન પર પણ હતી. અને આ ઊતાવળમાં ફોન કરી ફોન કરવા દેનાર પેટ્રોલ પંપના માણસનો આભાર માની ચાલતા થયા પણ ઊતાવળમાં પેલી બે હજારની નોટો લેવાનું ભૂલી ગયા.

દરમ્યાન પાંચ દશ મિનિટમાં એસ. ટી.ના સ્ટેંડ પર ફોન મળતાં જ હોસ્પિટલનું સરકારી વાહન આવ્યું ઓપરેશન અર્થે આવનારા જેમ જેમ ગામડાની બસો આવતી જતી હતી તેમ તેમ વધતા જતા હતા તે બધાને આ બેઉ દાક્તરો વાહનમાં બેસાડી રવાના કરાવી તેઓ પણ હોસ્પિટલે આવ્યા.

પછી ઓપરેશનની કામગીરીનો ભરચક આરંભ થયો. દિલ અને દિમાગમાં પેલા બે હજાર રૂપિયા યાદ આવતા નથી.

ઘડિયાળનો કાંટો સમય કાપ્યે જાય છે. શાંતિ અને સ્થિરતાથી મચ્છુના ઉગમણે કાંઠે આવેલ શાંત વાતાવરણવાળી હોસ્પિટલમાં કામ થતું જાય છે. ઘડિયાળે એનો પંથ કાપી જ્યારે કાંટો મધ્યાહ્નના, એક વાગ્યા પર મૂક્યો. તબીબોને વિશ્રાંતી લેવાનો ને ભોજન લેવાનો સમય થયો. ને બધાના મગજ બીજું વિચારવા નવરા પડયા કે દાક્તર રતીલાલભાઈને પેલા બે હજાર રૂપિયા યાદ આવ્યા.

આવ્યા ને પોતાનો થેલો કોટ ને બેગ સંભાળ્યાં.

અને સ્ટાફના કોઈ કોઈ ભાઈને પૂછ્યુ : ભાગ ન મળી

એ મૂંઝાયા' બે હજાર જેવડી ગંજાવર રકમ હતી દા દવે સાહેબને વાત કરી કહ્યું: 'મારા રૂપિયા બે હજાર ક્યાંક ગૂમ થયા છે'

દાકતર દવેએ સ્મૃતિ આપતા કહ્યુ 'સવારે એસ. ટી ના સ્ટેંડ પર તો તમારી પાસે હતા?'

તુરત દાકતર મહેતાને સ્મૃતિ પર વાત ઉપસી આવી અને ફોન કરતી વેળા પોતાની પાસે આ નોટો હતી અને તે પોતે ટેબલ પર મૂકી હોવાનું બરાબર યાદ આવી ગયું અને એ સાંભળતાં જ સાથો સાથ કહ્યું પણ ખરૂ કે 'આ રકમ ત્યાં ટેલીફોન કરવા જતી વેળા ટેબલ પર મૂકેલ પણ હવે આ જમાનામા તે રકમ પાછી મળવા સંભવ બહુ ઓછો છે'

'પણ આપ જરા ત્યા જઈ આવી પૂછપરછ કરો તો ખરા?' દા દવેસાહેબે સૂચવ્યુ

'ચાલો જઈ આવું' કહી દાકતર મહેતા તાબડ તોબ એસ ટી ના સ્ટેંડ પાસે આવેલ તે એસ ઓ ના પેટ્રોલ પંપનાં ટેલીફોન પર આવ્યા

સવારે ફોન કરતી વેળા જે ભાઈ હતા તેજ ભાઈ અત્યારે પણ બેઠા હતા

જઈ અને મૂંઝવણ ભર્યા અકળાએલા સ્વરે દા. મહેતાએ પેલા કર્મચારી ભાઈને કહ્યુ 'હું સવાર અહીં ફોન કરવા આવેલો ત્યાર મારી પાસે રૂપિયા બે હજારની નોટો હતી તે અહીં ભૂલી ગયા છુ હવે તમે એ અંગે મને કાંઈ કહી શકશો?'

પેલા કર્મચારીભાઈએ સ્મિત કરી પોતાની પાસે પડેલ પેટી ઊઘાડી અને તેમાંની દશ દશ રૂપિયા વાળા બે બાંધેલા બંડલ જેમના તેમ દાકતર મહેતાના હાથમાં મૂકી બોલ્યો 'આજ આપના રૂપિયા કે?'

'હા ભાઈ એજ મારા રૂપિયા.'

કહી દાકતર મહેતાએ બંડલ હાથમાં લીધા અને પેલા પ્રમાણિક સાફ દિલ અને નીતિમત્તાને વળગી રહેનાર ટૂંક પગારના કર્મચારી ભણી લાગણીભરી નજરે જોઈ કહ્યુ 'હું તમારો આભાર માનું છું અને સાથોસાથ રાજી પણ થાઉં છું કે હજુએ દુનિયામાં પ્રમાણિકતા અને નીતિમત્તા જળવાઈ રહી છે'

'એમાં આભાર શો માનવાનો? એ તો દરેક માણસની ફરજ છે એવી એક માત્ર ફરજ મેં બજાવી છે, આપ ગયા કે તુરત મે તે રકમ લઈ પેટીમાં મૂકી દીધી. અને જમવા ઘેર પણ ન ગયો ને એ જાગવવા અહીંજ બેસી રહ્યો કારણ કે મને ખબર હતી કે આપ સાંજની બસમા બગસરા જવા અહીંથી નીકળવાના છે અને ત્યારે આ રકમ આપને આપી દેત'

દાકતર મહેતા વધુ રાજી થયા ને ખીસ્સામાંથી થોડી નોટો કાઢી પેલા કર્મચારી ભણી લાંબી કરી કહ્યુ 'કૃપા કરી મારા તરફથી આટલું સ્વીકારો.'

'એ ન બને દાકતર સાહેબ, ઈનામ ન ખપે. ફરજ અને ધર્મના મૂલ્ય ન હોય'

ને એ ભાઈએ કશી રકમ ન સ્વીકારી ને ફરજ બજાવાનો આત્મસંતોષ લીધો.

આવી પ્રમાણિકતા અને નેકદિલી ઠેર ઠેર પ્રગટી નીકળો



# સાધુનાં વેર

બિંદુ મિશ્રા

કાળ જાય છે ને કહેણી રહી જાય છે. જાપાનમાં એક કાળે એક મહાન શ્રીમંત માણસના નામની બોલબાલા. જાપાનના શહેનશાહને પણ તે ધીરધાર કરે. જેવો શ્રીમંત એવો જ મિજાજી.

એક વખતે વરસાદના દિવસો. નોકરને એણે પોતાના જોડા લઇ આવવા હાક મારી. એ દિવસોમાં જાપાનમાં લાકડાના જોડા પહેરાતા. વરસાદને કારણે જોડા પાણીવાળા ન થાય એ માટે નોકર જોડા બગલમાં દબાવીને લાવ્યો.

નોકરે શ્રીમંતના પગ પાસે જોડા મૂકી દીધા. પણ બગલમાં દબાવવાથી જોડાનું તેજ ઝાંખું થઈ ગયેલ. આથી શ્રીમંત ખિજાયો અને એ જ જોડો લઇ છૂટો ઘા નોકર ઉપર કર્યો. લાકડાનો જોડો, કપાળમાં ઝાટકાની જેમ લાગ્યો. વાંસવટ કાપો પડયો ને લોહીની ધારાઓ ચાલી. નોકર બેભાન થઇ ગયો.

જ્યારે નોકરને શુદ્ધિ આવી ત્યારે પોતે લોહીથી તરબોળ થઈ ગયેલો. જોડો સામે જ પડેલો. નોકર યુવાન અને ભારે તેજ હતો. કાળઝાળ થઇ ઊઠયો. વગર કારણે મને માર્યો? અને જોડાને વરસાદથી ભીંજાતા બચાવીને લાવ્યો એનો આ બદલો? જુવાનીમા વેરની આગ ભભૂકી ઊઠી.

નોકરીમાંથી છૂટો થઇને ઘેર ગયો. એક પેટી ઉઘાડી. આમાં એના પૂર્વજ તરફથી વારસામાં ઊતરતો ધારદાર છરો પડેલો. ઉઠાવ્યો. ધાર સાથે આંગળા ફેરવતાં તો જાણે શ્રીમંતના હૃદયમા છરો ફેરવતો હોય એવી લાગણી જાગી.

છરો અને જોડો સાથે છુપાવીને જુવાન ફર્યા કરે છે. શ્રીમંત તો નોકરોથી વિંટળાયેલો. હવે એને અંદર કોણ દાખલ થવા દે? પણ ખૂન કર્યા વગર એના જીવને જંપ વળતો નથી.

એમાં એના ધ્યાનમાં આવ્યું કે બૌદ્ધ સાધુઓ તો વગર રોકટોકે સર્વ સ્થળે પ્રવેશી શકે છે. એટલે બૌદ્ધ મઠમાં ગયો. ભિક્ષુની દીક્ષા લીધી અને ધર્મનો અભ્યાસ શરૂ કર્યો.

અભ્યાસ કરતાં કરતાં તો એની બુદ્ધિમત્તા બત્રીસેય પાંખડીએ કોળી ઊઠી. આચાર્યો મુગ્ધ થઇ ઊઠયા. આવો તેજસ્વી યુવાન ભિક્ષુ આજ પૂર્વે એમણે કદી જોયો તો ઠીક પણ સાંભળ્યો પણ ન હતો. એનાં પાંડિત્ય અને પ્રતાપથી, એનાં અધ્યયન અને વ્યાખ્યાનોથી, એના શાસ્ત્રાર્થો અને ઉપદેશોથી બૌદ્ધ મઠો પ્રભાવિત થઈ ઊઠયા. યુવાન સાધુ આચાર્યની ઊંચી પદવીએ પહોંચ્યો. નવ ખંડ ધરતીમાં એની નામના ફરી વળી.

ચીનના બાદશાહને વૃદ્ધાવસ્થામાં એક મંદિર ચણાવીને ભગવાન બુદ્ધની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવાની ઇચ્છા થઈ. મંદિર બહુ સુંદર બનાવ્યું. પણ કોઇ પવિત્ર સાધુના હાથે મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવા સાધુની શોધ ચાલુ કરી.

જાણવા મળ્યું કે જાપાનમાં એવા પવિત્ર વિદ્વાન આચાર્ય છે. ચીનના બાદશાહે પૂરા માનથી આમંત્રણ પાઠવ્યું અને યુવાન આચાર્ય ઘણા માનપાન સાથે ચીન પધાર્યા. ચીન એમનાથી પ્રભાવિત થયું. એમની કીર્તિ દિગંતમાં ફરી વળી.

જાપાનના બાદશાહને થયું કે આપણા આચાર્ય આવા પ્રતાપી છતાં મને જ ખબર નહિ. અને ચીનના બાદશાહે એમનાં માન કર્યાં! ઈર્ષ્યાથી દાઝીને ચીનના બાદશાહથી વધુ ભવ્ય મંદિર ચણાવ્યું ને એ જ આચાર્યનાં ચીનથી વધુ સન્માન કરીને એમના હાથે બુદ્ધની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

બૌદ્ધ આચાર્ય તો જાપાનનું ભૂષણ બન્યા. ઊપડયાં-ઊપડતાં નથી. જાપાન એમનું ગૌરવ લ્યે છે. એમાં પેલો શ્રીમંત જેણે જોડો મારેલો એના

દિલમાં પણ એક અતિ ભવ્ય મંદિર બંધાવવાની અને આ આચાર્યના હાથે જ બુદ્ધની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવાની ઝંખના જાગી.

મંદિર ચણાઇ ગયું. આચાર્યને હાથે બુદ્ધની પ્રતિમાની પ્રતિષ્ઠા થવાની છે એ સાંભળીને માનવીઓનો મેળો ભરાણો છે.

અહીં આચાર્ય પોતાની ધ્યાનની ઓરડીમાં જૂની એક પેટી ઉઘાડે છે. એમાથી જોડો ને છરો બન્ને ઉઠાવે છે. જોડાને જોતાં જ હૃદય અસ્વસ્થ થઈ ઊઠ્યું. છરાની ધાર ઉપર આંગળી ફેરવતાં મન મુસ્કરાઇ ઊઠ્યું.

આજે વેરના આગ બુઝાવવાનો અવસર આવી પહોંચ્યો છે. જગત પણ જાણશે કે શ્રીમંતાઇની નિર્દયતાનો શરપાવ શો હોઇ શકે? આજ મારા દિલની પ્યાસ બુઝાશે. સાધુનુ ચ્હેરો આછા અજવાળામા મલકી ઊઠ્યું ને સામે પડેલી બુદ્ધની એક નાજુક પ્રતિમા ઉપર એની નજર પડી.

આચાય થીજી રહ્યા. મૂર્તિની એક આંખમાં હર્ષ ને બીજીમાં શોક કેમ દેખાય છે? કરુણા! બુદ્ધને કોઇએ જોડો મારેલો! અમારી વ્રતની યાદ આચાર્યને આવી. બુદ્ધના થયેલા અપમાનોની પરંપરાના એક પછી એક દશ્યો આચાર્યની આંખ સામે ખડાં થવા માંડયા.

પોતાના પટ્ટશિષ્ય આનંદને આપેલા બોધનાં ઉચ્ચારણો આચાર્યના હૃદયમાથી સરી પડયા, "વેરે વેર શમે નહિ, અવેરે જ વેર શમે." આચાર્યના હાથમાંથી છરો ઉપાડી પેટીમા પડી ગયો. આચાર્યનુ મુખ ભારે દીપ્તીમાન બની ઊઠ્યુ. જોડો છાતી સરસો ચાંપીને આચાર્ય મૂર્તિની પ્રતિષ્ઠા માટે ઊપડ્યા.

આચાર્યના આગમન સાથે તો ઢોલ હવી ઊઠ્યાં છે. શ્રીમંતે સામે આવીને વિધિપૂર્વક આચાર્યનું સ્વાગત કર્યું. આસન સુધી લઇ આવીને શ્રીમંત સૌ સાંભળે તેમ આચાર્યશ્રીને પૂછે છે કે, "હે મહાનુભાવ! મારા મનમાં બે શંકાઓ જાગી છે. એક તો એ કે આચાર્યનું ભાલ કમળ જેવું સ્વચ્છ હોય એને બદલે આપના કપાળમાં આ કાપો શાનો? અને બીજી શંકા એ થઈ છે કે સાધુઓને કોઇ ચીજનો મોહ નથી હોતો, ત્યારે આપ એક જોડાને છાતી સરસો ચાંપો છો."

આચાર્ય કહે "હે શ્રેષ્ઠી! તારા પ્રશ્નો યથાર્થ છે. એક બહુ પુરાણી વાતનો તને યાદ આપું છું. ઉંમરમાં તું વૃધ્ધ થઈ ગયો છો ને હું યુવાનમાથી પ્રૌઢ બન્યો છું."

અને આચાર્યે માંડીને વાત કરી. સભા સ્તબ્ધ બનીને સાંભળી રહી છે.

"હે શ્રેષ્ઠી! તારો એ ચાકર મરી ગયો ને એમાંથી આ સાધુ સર્જાયો છે. ચાકર જીવતો હોત તો મારી છાતીએ તારી પાદુકાને બદલે તારી છાતીએ મારો છરો પરોવાતો હોત. તારી પાદુકાના પ્રહારે હું સંસારીમાથી સાધુ બન્યો. એટલા માટે આ પાદુકા હું છાતી સરસી ચાંપું છું. સાચા અર્થમા તુ મારો ગુરુ છો."

એમ કહી આચાર્ય શ્રેષ્ઠીને પગે પડવા ગયા. શ્રેષ્ઠી ચોધાર આંસુએ રડતો તે પૂર્વે જ આચાર્યના પગમા પડી ગયો. સભા સમસ્ત પવિત્ર આત્માની પુનિત કથાથી ધન્ય બની ઊઠી.



# "નિદ્રા સમાધિ સ્થિતિ !"

[ કટાક્ષિકા ]

પ્રેમેન્દ્ર શાહ

આ સંસારમા ઘણીયે વેળા મહાન સત્યોની માનવજાત ઉપેક્ષા કરે છે, અથવા તો પૂરી કદર કરી શકતી નથી. એનુ કારણ માનવમન પર છવાયેલુ અજ્ઞાનનું આવરણ છે જો આ આવરણ દૂર થઇ જાય તો પછી સત્યનો પ્રકાશ પામી શકાય.

'ઊંઘણશી છે એ તો !' એવુ મહેણું મારી ઉલ્લેખ કરીએ છીએ ત્યારે આપણને ખ્યાલ રહેતો નથી કે, જે ઊંઘને સમાધિસ્થિતિ સાથે સરખાવી છે, તેનો આપણે ઉપહાસ કરી રહ્યા છીએ. 'શિવ માનસ પૂજા' ના એક શ્લોકમા નિદ્રાને સમાધિસ્થિતિ સાથે સરખાવી છે, અને તે યથાર્થ હોવાનું માનતા અમે પણ આ સમાધિસ્થિતિના હિમાયતી છીએ. કેમકે આ કળિયુગને વિષે જન્મેલાઓનુ આ સમાધિસ્થિતિ જ કલ્યાણ કરનારી છે.

કોઈ આ સાભળીને કહે કે, આ ભાઈ આળસુના પીર છે. ના રે, ભાઇ! અમે આળસુના પીરે નથી કે ફકીરે નથી; અમે બહુ મોડા જાગનારા છીએ, એમ પણ માની લેવાની જરૂર નથી. અમારી આખ તો વહેલી સવારે જ ઊઘડી જાય છે, ફક્ત પથારીમાથી અમે બહાર આવતા નથી, કેમ કે પથારી અમને છોડતી નથી. અન્યોન્યના એવા અનન્ય સ્નેહને અમે 'પથારીયોગ' કહીએ છીએ. 'હઠયોગ', 'રાજયોગ' વગરેની જેમ 'પથારીયોગ' પણ છે. ભગવાન પતંજલિએ 'પથારીયોગ'નો ઉલ્લેખ નથી કર્યો, કેમ કે એ કામ એમણે અમારા ભાવિ અવતાર માટે બાકી રાખેલુ.

નિદ્રા યાને કે ઊંઘ જેવી મહાન વસ્તુને સપૂર્ણ રીતે બિરદાવવા અમારી ટૂંકી બુદ્ધિ અને નાની ફાઉન્ટન અયોગ્ય ગણાય—અસકત જ ગણાય. ભગવાન માટે જે કહેવાયું છે એ જ નિદ્રા માટે પણ કહેવાયું જોઇએ. 'લિખતિ યદિ ગૃહિત્વા શારદા સર્વકાલં ગુણાનાં પાર ન યાતિ.'

જેના પર ઇશ્વરની અસીમકૃપા ઊતરી હોય તેવો જ માણસ નિદ્રાનુ પર્યાપ્ત સુખ પામી શકે છે, માટે તો કહ્યું છે કે: 'સૂવા જેવુ સુખ નહિ ને મૂવા જેવુ દુઃખ નહિ.' તનના, મનના, કે ધનના રોગની પીડામા પાસાઓ ફેરવી ફેરવી થાકી જવા છતાયે આખ ન મળવાનો જેમને અનુભવ હશે, તેઓ નિદ્રા સુખનુ માહાત્મ્ય સરળતાથી સમજી શકશે. કેટલીક બાબતો માત્ર 'અધિકારી'ઓ જ સમજી શકે છે,

જૂના સમયમા કહેવાતુ—'સુખે ન સૂએ દીકરીનો બાપ ' વગેરે. જેને ઘેર સાપના ભારા જેવી (કે આભના તારા જેવી) કુંવારી કન્યા હોય એની મહાન ચિંતાને ઉદ્દેશીને આ કહેવાતું. પરંતુ હવે તો એ કરતા વધારે અસરકારક બીજી બાબતો બનતી જાય છે. હવે આપણે કહી શકીએ કે 'સુખે ન સૂએ કોલેજિયનનો બાપ,' 'સુખે ન સૂએ પૈસાદારની પુત્રીનો ભરથાર,' 'સુખે ન સૂએ ગૃહમંત્રી,' સુખે ન સૂએ છાપાનો તંત્રી' આ યાદી ધારીએ તો વધુ લંબાવી શકાય પણ અહી આટલુ બસ છે (વાચકોને જો આ લેખ વાચતા ઊંઘ ન આવતી હોય તો તે આ ખુશીથી 'યાદી' લંબાવી શકે છે, ઊંઘ આવવા માંડી હોય તો પછી ગાદી પર લંબાવી શકે છે.)

પરંતુ બધા જ માણસો કંઈ સુખે સૂઈ શકતા નથી એવુ નથી. પરમકૃપાળુ પરમાત્માની ઘણા મહાન આત્માઓ પર અદ્ભુત કૃપા ઉતરી હોય છે. તેઓ તો વાચતા વાચતા, ચોપડી છાતી પર રહી જાય અને સમાધિસ્થ થઇ જાય છે. આપણા મોટા અમલદારો નિદ્રાનુ ભારે મહત્ત્વ જાણે છે. તેઓ જાતે ઊંઘ માણે છે અને તંત્રનેય 'ઊંઘતુ' રાખીને નિદ્રાનુ બહુમાન બઢાવે છે. આપણાં કેટલાક ધારાસભ્યો પણ ચાલુ સભાએ યથાશક્તિ ઝોકાં ખાઇ

લે છે. ભવિષ્યના મહાન નાગરિકો તો ચાલુ પીરિયડે ઊંઘ ખેંચી કાઢવામા ગૌરવ પણ અનુભવે છે. ચાલુ ટ્રેને કે બસમા પણ નિદ્રાશતધ્નીઓ જોવા મળે છે સૌ/સહુની સમાધિ સ્થિતિને અહી અમે અંજલિ આપીએ છીએ

બસ મુસાફરી કે ટ્રેન મુસાફરીમા કેટલીક વખત પાસે પાસે બેઠેલા પેસેન્જરો સમાધિસ્થ થતા, કયારેક તેમના મસ્તકો અરસપરસ અફળાય પણ છે પણ એ સમે આ 'યોગીજનો' પરસ્પર વાક્પ્રહારનો આશ્રય નથી લેતા 'જરાક ઝોકુ આવી ગયું ' એક બોલે ત્યા તો બીજો વળી, 'મને યે યાર !' કહી ઊઠે છે ને બને હસી પડે છે ક્વચિત્ આગળના સ્ટેશને એક ચા મગાવી તેના બે ભાગ કરી પીએ છે આથી ઊલટુ, જો સિનેમાની ટિકિટ માટેની 'ક્યુ'–મા કે એવી જ બીજી કોઇ જગ્યાએ તેમના મસ્તકોએ પરસ્પર આલિંગન કર્યું હોત તો તેમનો પુણ્યપ્રકોપ સળગી ઊઠત પરતુ અહી તો 'સમાધિસ્થિતિ' ને કારણે એમનામા બેલદિલી ને ઉદારતા આવી વસ્યા હોય છે જરા વિચાર તો કરી જુઓ, એક ઝોકુ માત્ર માનવીને આટલો વિશાળ હૃદયી બનાવી શકે તો ગાઢનિદ્રા શુ ન કરે ?

સ્વર્ગમા દેવો નિષ્પલક નયણે દુખી થાય છે, જ્યારે પૃથ્વીપર આંખો મીચીને પડ્યા રહેનાર માનવો સુખી થાય છે આ દૃષ્ટિએ ધરતી સ્વર્ગ કરતા વધુ મહાન છે એટલે તો, 'જાગીને જોઉં તો જગત દીસે નહિ' એ પંક્તિ મૂલવતા ખરેખર તો એમ લાગે છે કે કાચી ઊંઘમાથી ઝબકી ઊઠીને જ એ કાવ્ય કવિએ લખ્યું હશે ! કવિ પ્રગાઢ નિદ્રામાથી અચાનક જાગી ગયેલા ત્યારે એવી મનોદશામા હતા કે જગત તેમને દેખાયું જ નહિ ને ફરી પાછા ચાદર ઓઢીને તેઓ પોઢી ગયા !

૧૮

નાનપણમા માડીના હાલરડા સાભળતો પાચ–છ વર્ષનો થતા 'બાવા ઉપાડી જશે,' 'ભૂત આવશે' 'ચોર આવશે' એવી ધમકીઓ સાભળતો અને કિશોરાવસ્થામા 'હે ભગવાન, તું પરીક્ષામા પાસ કરી દઇશ તો એક નાળિયેર વધેરીશ' એવી પ્રાર્થના સાથે માણસ સૂઈ જાય છે યુવાન થતાં–ને ભોગજોગે એ પ્રેમમા પડી ગયો હોય તો "પ્રેમગીને મળવાના શમણા સાથે (કે શમણા સાથે !) અથવા નિસાસા સાથે ગઝલ લલકારતો સૂઈ જાય છે ગૃહસ્થી બન્યા પછી કન્યા બચ્ચાની પિંજણમા પડ્યા પછી એ ઉઘરાણીવાળાને આપવાના દેણાની રકમ ગણતો સૂઈ જાય છે પ્રૌઢાવસ્થામા એ પોતાના દીકરા–દીકરીને ઠેકાણે પાડવાના વ્યૂહો રચતો સૂઇ જાય છે વૃદ્ધાવસ્થામા જ્યારે શરીર રોગથી ઘેરાઇ ગયું હોય છે ત્યારે તે 'હે રામ ! હવે તો ઝટ દોરી ખેંચી લે !' કહેતો સૂઈ જાય છે. અને પછી તો એ કાયમ માટે સૂઈ જાય છે ! આમ, સૂઇ જવુ એ જ માનવજીવનનું ધ્યેય હોય એવુ અમને દેખાય છે

વળી, દેવોને દુર્લભ એવી નિદ્રા માટે માટી ઘડ્યો માનવી શુ નથી કરતો ? કોઇ દવાની ટેબ્લેટો ગળે છે, તો કોઈ આયુર્વેદપ્રેમી પીપરીમૂળ ને બે ગંઠું દૂધ લે છે કોઈ 'શવાસન' કરી નિદ્રા મેળવવા મથે છે જાગતા રહેવામા શુ મોથ મારવી છે ? ઊંઘતા રહેવામા જ શક્તિ ને સામર્થ્યની જરૂર પડે છે

રામ–સીતાના રક્ષણ માટે વર્ષો સુધી જાગતા રહેલા લક્ષ્મણનું પાત્ર કુભકર્ણની સમાધિ–અવસ્થા પાસે કેવુ વામણુ લાગે છે ! આખાયે રામાયણમા અમારુ સૌથી અધિક પ્રિયપાત્ર છે શ્રીયુત કુભકર્ણ• એની મહાન સમાધિઅવસ્થાને અમારુ મસ્તક પુનરપિ પુન નમે છે

કેટલીક વખત સમાધિ સ્થિતિને એવુ કહીને વગોવવા પ્રયાસ કરવામા આવે છે કે, "અમુક વાત થઇ ત્યારે તમે શુ ઊંઘતા હતા ?" આવુ કહેનારા ખરેખર હતબુદ્ધો છે કોઇ ગભીર ચર્ચા કે વિચારણા વેળાએ પણ, કોઈ માનવી સમાધિસ્થ થઈ શકતો હોય, એ તો સ્થિતપ્રજ્ઞનુ લક્ષણ છે એવાને તો મહાત્મા કહેવાય, એવા યોગીઓનુ તો આદરપૂર્વક અર્ચન–પૂજન થવુ ઘટે આવી ગુણપૂજાની ભાવના આપણામા પ્રકટશે ત્યારે જ આપણો દેશ સુખી થશે

આપણુ સાહિત્ય પણ 'નિંદ' નિદ્રા,' 'નિંદરવુ' વગેરે ઓછુ જાણી નથી આ શબ્દોનો ઉપ

યોગ અનેક કવિઓએ અનેકરેગા કર્યો છે—

'રજની મહીં સખી ઘણીક વેળા
નયન મળે નહિ, નિંદ જાય ચાલી,
કરી તુજ શિરકેશ સર્વ ભેળા
વદન-સુધાકરને રહુ નિહાળી!' (અતિજ્ઞાન)

—કાન્તની આ પંક્તિઓમાથી 'નિંદ' શબ્દ ખસેડી બીજો કાઈ ન જ મૂકી શકો 'નિંદ જાય ચાલી' માત્ર ખરી મીઠાશ છે એવી જ રીતે, 'નિદરતા નવયૌવન જાગ્યા ' કાવ્યપંક્તિમા સાચુ માધુર્ય 'નિદરતા' શબ્દમા જ છે એ કાણ નહિ સ્વીકારે?

કાઈ કુમળી ને રૂપાળી વેલ જેવી પ્રિયતમાનો પિયુ પરદેશ પરહાર્યો હોય ત્યારે તેની સ્થિતિ દર્શાવતા લોક સાહિત્ય કહે છે

'રાતે ન આવે નિંદરા,
ને દિ'એ ન ભાવે અન્ન'

આ પંક્તિઓ બરાબર તપાસી જુઓ દિવસે અકળાઈને અંતરે હુસહુસ ઓળિયો ધાન ખાઈ લેતી, ને રૂદિયા રઘવાટે ચડેલી એ સુંદરી વહાલમ-વિજોગે દિ' ટૂકા કરે છે, એ ચિત્ર અને 'રાતે ન આવે નિંદરા' એ ચિત્ર—પપુડાની પ્રતિક્ષા કરતી ને પાપણો પલાળતી, આકાશના તારા સામુ જોઇ આખા આભને વેદનાના નિઃશ્વાસથી ભરી દેતી, તો ક્યારેક નાજુક તરફડાટ સાથે પડખા ઘસતી એ વિરહિણીની ઉજાગરાભરી રાતનુ ચિત્ર કેવુ મનોહર છે! ઉપલી પંક્તિઓમાથી તમે 'નિંદરા' શબ્દ દૂર કરી શકો તો જાણે પ્રાણ વિનાનુ પિંજર રહે

આપણે સમૂહ કાતણ, સમૂહભોજન કે સમૂહ શ્રમ જેવા કાર્યક્રમો યાજી લોકશાહીને ધન્ય બનાવીએ છીએ પણ સૌથી વધુ અગત્ય ધરાવતો 'સમૂહશયન'નો કાર્યક્રમ યોજવાનુ તો કોઇને સૂઝતુ જ નથી! જરાક કલ્પના તો કરી જુઓ! ઉનાળાની રાત હોય, મોટા ચોગાનમા હારબધ ઢોલિયાએ ઢાળી દીધા હોય, ફરતુ પાણી છટાવી બધે ઠંડક કરી દેવાઈ હોય, પાસેના બાગમાથી રાતરાણીની સોડમ આવતી હોય, ઉજળી ચાદની જેવી ચાદર ને ઓશિકાનો આશ્રય લઇ માનવદેહ સમાધિસ્થ થતો જતો હોય—આના કરતા વધારે મગળ દ્રશ્ય બીજુ કયુ હોઈ શકે? અમારુ તો વિનમ્રપણે માનવુ છે કે, કઇ નહિ તો છેવટે વર્ષમા એક વખત, ગાધી નિર્વાણદિને પણ, આ કાર્યક્રમ રાખવો એ દિવસે અગિયારને ટકારે સમસ્ત ભારત–ઓલ ઇન્ડીઆ રેડિયો સુદ્ધા બે મિનિટ મૌન તો પાળે જ છે એને બદલે, વધુ નહિ તો ફક્ત એક કલાક સમસ્ત ભારત એની સાથે સૂઈ જવાનો કાર્યક્રમ રાખે સમાધિસ્થ થાય, તો જગતના ઇતિહાસમા એ અદ્‌ભુત ગણાશે

નેપોલિયન બોનાપાર્ટ વિષે કહેવાય છે કે લડાઈ વેળાએ પણ ઘોડા ઉપર બેઠે બેઠે ઊંઘ લઈ શકતા એ સામી છાતીએ ઘા ઝીલી શકતો, આ પૃથ્વી પર પરાક્રમીને કાઈ જ 'અશક્ય' નથી એવુ કહી શકતા, એ કરતાયે એ ચાલુ લડાઈએ ઘોડાપર નિદ્રા લઈ શકતા એ વાત જ એનુ ગૌરવ વધારે છે—અનેકગણુ સ્તો

એ તો સર્વવિદિત છે કે જાગતા માણસ કરતા ઊંઘતા માણસને વધારે મહત્ત્વ અપાય છે. આપણે જાગતા હોઇએ ને કાઈ કામમા મગ્ન હોઇએ, અને આપણા બાળકો ઘરને કુરૂક્ષેત્રનુ મેદાન બનાવી રહ્યા હોય, ત્યારે આપણે તેમને ઠપકો આપી દૂર રમવા કહીએ તો તરત ઘરની રાણી ઘૂરકી ઊઠશે પણ જો આપણે સૂઈ ગયા હોઈએ, તો પછી આપણા 'બજાર ભાવ' વધી જાય છે! છોકરુ સહેજ ઊંચા અવાજે બોલે તો યે ગૃહરાણી નાજુક રીતે તેમને વારશે, 'જોતા નથી, તારા ભાઈ સૂઈ ગયા છે!' આપણે જાગતા હોઈએ એની એમને મન કાઈ કિંમત જ નહિ! 'સૂઈનો દીકરો જીવે ત્યા લગી સીવે' ની જેમ આપણે જાગીએ ત્યા સુધી જંજાળ! સૂઈ ગયા કે આપણુ મૂલ્ય અનેક ગણુ વધી જાય!

આ બતાવી આપે છે કે, જાગતા કરતા ઊંઘતો

માનવ વધારે આદરપાત્ર છે હાથી જીવે ત્યારે લાખનો ને મરે તો સવા લાખનો, એમજ, માનવ જાગે ત્યારે લાખનો ને ઊંઘે ત્યારે સવા લાખનો!

એક કાવ્યપંક્તિમાં કહેવાયું છે કે, 'જો જાગત હૈ વો પાવત હૈ, જો સોવત હૈ વો ખોવત હૈ' પરંતુ હકીકતમાં, એના સર્જક નિદ્રાનું મહાન મૂલ્ય સમજ્યા જ લાગતા નથી કેમ કે, જાગીને આપણે પામી શું શકવાના! પહેલાં તો ચા, પછી વિશ્વભરની ભાર સંભળાવતું છાપું, અને પછી રોજિંદા જીવનની ધમાલ! જ્યારે આપણે સૂઈ ને શાંતિ મેળવી શકીએ છીએ, વળી મધુરાં શમણાં પણ. જાગૃત અવસ્થાની અને યંત્રવત દૈનિક જીવનની શુષ્કતા આપણે સૂઈ ને દૂર કરી શકીએ છીએ. જાગૃત અવસ્થામાં તો બધું ખોઈએ જ છીએ. મિજાજ ખોઈ બેસીએ છીએ, ક્યારેક પૈસા ખોઈ બેસીએ છીએ, ક્યારેક બસમાં કે ગાડીમાં છત્રી ખોઈ બેસીએ છીએ, અને સૌથી વધુ મહત્ત્વની વસ્તુ ખોઈ બેસીએ છીએ એ તો છે નિદ્રાવસ્થાનાં શમણાં, એટલે ઉપરની પંક્તિઓનો સાચો પાઠ અમને લાગે છે:"

'જો જાગત હૈ વો ખોવત હૈ,
જો સોવત હૈ વો પાવત હૈ.'

અને એજ પંક્તિઓ લલકારતા અમે હવે સૂઈ જોઈએ છીએ, હવે અમને લાગે છે, કે તમને ઊંઘ આવવી જ જોઈએ. એટલે અમારી સલાહ છે કે, આપ પણ હવે જેમ બને તેમ વહેલા પોઢી જાઓ.

*

## પક્ષપાત ન ચાલે

એક વાર ખલીફા હજરત ઉમરના બે પુત્રો અબ્દુલ્લા અને ઉબેદુલ્લા લશ્કરી અંગે ઈરાક ગયા હતા ત્યાંથી લશ્કર સાથે પાછા ફરતાં તેઓ બસરા આવ્યા ત્યાર બસરામાં હજરત અબુ મૂસા અશઅરી ગવર્નર હતા તેમણે ખલીફા–પુત્રોનું ઉમળકાપૂર્વક સ્વાગત કર્યું, અને જ્યાર તેઓ મદીના માટે ત્યાંથી રવાના થવા તૈયાર થયા ત્યારે હજરત અબુ મૂસાએ ખલીફા–પુત્રોને કહ્યુ

'ખલીફા માટ મોકલી આપવા માટ મારી પાસે કેટલાક નાણાં જમા થયાં છે મારી ઈચ્છા છે કે, તમે એ રકમ લઈ જાઓ, અને મુસાફરી દરમ્યાન તમે એ રકમમાંથી વેપાર કરશો તો તમને સારો જેવો લાભ મળશે, મદીના પહોંચીને તમે બધો નફો લઈ લેજો અને મૂળ રકમ ખલીફાને સોંપી દેજો'

હજરત અબ્દુલ્લા અને હજરત ઉબેદુલ્લાને એ વાત રુચિ ગઈ, અને રકમ લઈને તેઓ રવાના થઈ ગયા, અને હજરત અબુ મૂસા અશઅરીએ એ બાબતની જાણ ખલીફાને કરી દીધી

ખલીફાના પુત્રોએ એ પૈસાથી મુસાફરીમાં વેપાર ખેડયો અને સારો જેવો નફો પણ મેળવ્યો. પછી મદીના પહોંચીને તેમણે મૂળ રકમ ખલીફાની સેવામાં રજૂ કરી દીધી

ત્યારે ખલીફાએ પૂછ્યુ 'અબુ મૂસા અશઅરીએ તમને બતાવેલી યોજના લશ્કરના બધા સૈનિકો માટે પણ હતી કે તમારા બે પૂરતી જ મર્યાદિત હતી ?'

હજરત અબ્દુલ્લાએ કહ્યુ 'માત્ર અમારા પૂરતી જ હતી.'

ત્યારે હજરત ઉમરે કહ્યુ 'માત્ર મારા પુત્રો હોવાને કારણે જ તમારા તરફ એ પક્ષપાત દાખવવામાં આવ્યો છે, અને એવો પક્ષપાત સહી લેવા હું તૈયાર નથી, માટે બહેતર તો એ જ છે કે, મૂળ પાસેથી એ બધો નફો પણ વસૂલ કરી લીધો

# આંચકો

ભૂપેન્દ્ર ત્રિવેદી

રશ્મિને ઘરમા પગ મૂકતા વેત જ પ્રશ્ન કર્યો ' 'સૂચિ, દૂધ આવ્યુ' કે નહિ ! મારે ચા પીવો છે'

'હજુ નથી આવ્યુ પણ હમણા આવવુ જોઇએ ' સૂચિનો જવાબ પૂરો થાય ન થાય એ પહેલાં જ રશ્મિન ઊકળી ઊઠયો શુ ! હજુ નથી આવ્યું ? ' ચીડમા ને ચીડમા એણે પગમાથી કાઢતા મોજાનો ઘા કર્યો એ ગુસ્સામા ને ગુસ્સામા થોડીવાર સુધી જેમ ફાવે તેમ બડબડાટ કરતો જ રહ્યો અને સીંગરીની જેમ બળતો છાપામા મો ઘાલી બેસી રહ્યો

ઘડિયાળમા નાતના ટકોરા થયા

સૂચિએ રસોડામાથી જ બૂમ મારી, 'ચાલો, જમવાનુ થઈ ગયુ છે' રશ્મિન બારણા સાથે ભટકાતો રસોડામા ગયો સૂચિએ થાળી પીરસી રાખેલી ગરમ ભાખરી, ગરમ શાક, ગરમ કઢી, અથાણુ ને ચગળીના કચોળા, પાણીનો ઝગમગતો લોટો ને ગ્લાસ પણ ભરેલ ભરેલુ આસન ને સ્વચ્છ ધોએલો નેપકીન બધુ તૈયાર હતુ સૂચિએ આછુ સ્મિત કરી કહ્યુ, બેસો, જમી લો નિરાતે, સૂચિ એક પછી એક ભાખરી ઉતા રતી હતી એને એમ થતુ હતુ કે રશ્મિન હમણા કંઈક વાત ઉપાડે તો મજા પડે રશ્મિન હમણા કહેશે, 'કઢી સારી થઈ છે, આજની ભાખરી તો કહેવી પડ, આજે ઓફિસમા આમ બન્યુ ને તેમ બન્યુ એ કંઈક બોલે તો મજા પડે ' પણ રશ્મિને મૂગામૂગા જ ખાવા માડયુ ખાતા ખાતા શાકમા કાકરી આવી ગઈ, કડડ કરતી એ દાઢ વચ્ચે દબાતા જ એ ઊકળી ઊઠયો એણે સૂચિને ન કહેવાનુ કહી નાખ્યુ અને ઝટ અડધે ભાણે જ હાથ ધોઈ ઊભો થઈ ગયો સૂચિની ભાખરી દાઝી ગઈ

સૂચીના હૃદયમા એક વિષાદ પડી ગઈ

રશ્મિન આરામમા જઈ ખાનાની ફરીથી વાચવા બેઠો પણ પત્ર પુસ્તકમા એનુ મન ચોટયુ નહિ ટ્રેબલ પર એક ઢીંગલી ડોલતી હતી, એક ચકલુ ઈલેક્ટ્રીકના લટકતા વાયર પર પાખો ફફડાવી ઊડતુ ને પાછુ વાયર પર બેસી જતુ એણે રેડિયાની સ્વીચ ચાલુ કરી એક ઉદ્ઘોષણા સભળાઈ હવે સાભળો વાદ્યવૃદની એક રચના એણે ફટ સ્વીચ બધ કરી દીધી બહાર પવન સૂસવાટ મારતો હતો બારીઓ અફળાતી હતી પેલી ઢીંગલી ખૂબ ડોલતી હતી ચીવડુ કૂદાકૂદ કરી વાયર પર બેસતુ ને ઊડતુ હતુ એને કયાય જપ નહોતો એનુ મન કયાય ચોટતુ નહિ એ અદરથી આખેઆખો સળગતો હતો એ એનુ કારણ શોધી શકયો નહિ

બીજે દિવસે સવારે ઊઠીને એણે રેડિયોની સ્વીચ ચાલુ કરી એના પ્રિય ગીતો સાભળવા એ ઉત્સુક હતો પણ રેડિયો ચાલુ થયો નહિ ઘરની બીજી સ્વીચ ચાલુ કરી જોઈ પણ બત્તી થઈ નહિ એણે પગ પછાડયા ક્રોધથી રાતોપીળો થઈ ગયો 'આ લોકો રવિવારે જ વીજળી લાઈન બધ રાખે છે એ લોકો શુ સમજે છે ? અત્યારે મારે રેડિયો સાભળવો હોય ત્યારે વીજળી જ ન હોય ?' સૂચિ અદર આવી રશ્મિને એનો બબડાટ ચાલુ જ રાખ્યો

'આ લોકાને કોઈની પડી નથી બદમાશ લોકો, બુધ્ધિ વગરના જ ભરાઈ ગયા છે મારુ ચાલે તો કોઈને ન રાખુ હરામી લોકો કોઈનો વિચાર સરખો કરતા નથી ' એણે બોલતા બોલતા ટેબલ પરના પુસ્તકો આડાઅવળા કરી નાખ્યા બારણાના પડદાને ઝાલી ને એણે હવામા ફગોળ્યો એણે ફરીવાર રેડિયોની સ્વીચ ઓન કરી જોઈ પણ વીજળી લાઈન હજુ બધ હતી

સૂચિએ શાત અવાજે કહ્યુ 'તમે જરા બહાર જઈ આવો, મામનુ કામ થશે ને થોડીવારમા વીજળી લાઈન પણ આવી જશે '

એ બહાર જવા તૈયાર થયા 'મિનિસ્ટર સુધી ફરીયા કરીશ, જઈ લડશ !' પગ પછાડતા એ ગયા

ગાંધી ચોક પાસે એક મોટું ટોળું જમા થએલું રશ્મિન ટોળા પાસે ગયો. આજુબાજુના માણસોને એ કુતુહલવશ પૂછવા માંડ્યો, 'શું થયું! શું થયું?' એક ભાઈએ કહ્યું: 'જૂઓ ઉપર! દેખાય છે?'

રશ્મિને ઉપર નજરનાંખી એની નજર ત્યાં જ જડાઈ ગઈ. એ સમસમી ઊઠ્યો. હાથમાંથી સાયકલ છટકીને પડી ગઈ. એને એમ લાગ્યુ પોતાને કોઈ ઝાલી લે તો સારું એ એકદમ અસ્વસ્થ બનતો ગયો એનું આખું શરીર વીજળીના કંપથી જાણે આચકો ખાઈ ગયું એ ત્યાં વધુ ઊભો રહી શક્યો નહિ. ઝટ એ ઘર તરફ પાછો ફર્યો

ઘેર આવી એ ઝુલા પર બેસી ગયો. સૂચિ પાસે પાણી મંગાવ્યુ, ધીમેધીમે પગમાંથી બૂટ કાઢ્યા. એ થોડો થોડો સ્વસ્થ બનતો ગયો

એ જાણે ઊંડા સમુદ્રમા ડૂબકી ખાઈને, પાછો ફર્યો હોય એવુ એને લાગવા માંડ્યુ સૂચિ કંઈ જ સમજી શકી નહિ સમુદ્રના છીપ ને મોતી ભરીને જાણે ક્રમ આવ્યા હોય! એના હોઠ મરક મરક થતા હતાં સૂચિ વિચારમાં ડૂબી ગઈ એણે પૂછ્યું: 'કેમ જઈ આવ્યા, બહાર?'

'હા—' ટૂંકો ટચ જવાબ મળ્યો.

'હવે લાઈન આવી ગઈ હશે. વગાડોને રેડિયો?'

'હા સૂચિ, હવે લાઈન આવી ગઈ. પણ મારે રેડિયો નથી સાંભળવો. રશ્મિન કંઈક રહસ્યમય બોલી ગયો.

'કેમ? શું કામ?'

'સાંભળ, ગાંધી ચોકના થાંભલા પર વીજળીના તાર પર બે માણસો સમારકામ કરી રહ્યા હતા. અચાનક લાઈન ચાલુ થઈ જતાં વીજળીનો શોટ લાગવાથી એક માણસ નીચે પછડાઈને પડ્યો ને બીજો તાર પર જ મરી ગયો. એનું શબ ઊંધે માથે હજુ ય લટકે છે.' બાદી એ થોડી ક્ષણો સુધી ઊંચે ને ઊંચે કશુંક જોઈ જ રહ્યો. એની બંને આંખોના ખૂણા સ્હેજ સ્હેજ ભીના થતા જતા હતા

એ કોઈ દિવસ નહિ ને આજ સૂચિ પાસે બેસી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો.

## સચ્ચાઈનો પ્રભાવ

હઝરત અબ્દુલ્લા અહમદ મગરિબીને વારસામા એક મકાન મળ્યુ હતુ તેમણે એ મકાન પચાસ દીનારમાં વેચી નાખ્યુ, એ પૈસા લઈ મુસાફરીએ નીકળી પડ્યા ચાલતા ચાલતા તે એક જંગલમાં પહોંચ્યા, ત્યા એક એક લૂટારાએ તેમને પડકાર્યા 'ઊભા રહો, તમારી પાસે શું છે?'

અને એ સતપુરુષે સાચે સાચુ જણાવી દીધુ 'મારી પાસે ફક્ત પચાસ દીનાર છે.'

'મને એ આપી દો' લૂટારાએ સત્તાવાહી સ્વરે કહ્યુ

હઝરત અબ્દુલ્લાએ જરા યે વિલંબ કે આનાકાની કર્યા વિના પોતાની દીનાર ભરેલી થેલી લૂંટારાને હવાલે કરી દીધી લૂટારાએ પ્રસન્નભાવે દીનાર ગણી જોયા, તે પૂરા પચાસ નીકળ્યા. પછી તો અચાનક લૂટારો બહુ ગભીર બની ગયો. તેની બધી પ્રસન્નતા ક્યારે જતી રહી તેણે પોતાના ઊંટને બેસાડી દીધું, અને હઝરત અબ્દુલ્લાને તેમના દીનારની થેલી પાછી આપતાં અદબપૂર્વક કહેવા લાગ્યો: 'ચાલો, ઊંટ પર બેસી જાવ તમારે જ્યા જવુ હશે ત્યાં તમને પહોચાડી દઈશ'

હઝરત અબ્દુલ્લા તો નવાઈ પામી તેનુ મોં જ જોતા રહી ગયા, પછી તેમણે પૂછ્યું, 'ભાઈ! તમને અચાનક આ શુ થઈ ગયું કે, લઈ લીધેલા દીનાર મને પાછા સોંપી દીધા?'

ત્યારે લૂટારાએ જવાબ આપ્યો 'તમારી સચ્ચાઈએ મારા દિલની આંખો ખોલી દીધી છે.'

અને પછી તો પોતાના આગલા પાપોનું પ્રાયશ્ચિત્ત કરીને તે હઝરત અબ્દુલ્લાની સાથે જ રહીને પવિત્ર જીવન ગાળવા લાગ્યો.

—'અંજુમ' વાલોડી

# હરિનો મારગ છે શૂરાનો

કનૈયાલાલ મગનલાલ વાઘાણી

ભક્ત સંત કુંભનદાસજીએ પોતાનું સર્વસ્વ શ્રી કૃષ્ણના ચરણમાં સમર્પણ કરી દીધું હતું. સંત કુંભનદાસ ઉચ્ચકોટીના ત્યાગી પરમ પુરુષ હતા. વ્રજની પાસે જમુનાવતી ગામમાં રહેતા હતા. ખેતી કરી જીવન ગુજારતા હતા. ખેતી કરતાં કરતાં પણ એ સંત ભક્ત પ્રભુ નામનો જપ કદી ચુકતા નહિ.

મહાપ્રભુશ્રી વલ્લભાચાર્યજીની આજ્ઞા અનુસાર શ્રીનાથજીની સેવામાં જતા અને કીર્તન સંભળાવતા હતા. કુંભનદાસ કીર્તન કરતા ત્યારે તન્મય બની જતા. એના સુરીલા કંઠે શ્રોતાજનો મોરલીએ ડોલતા નાગ જેમ ડોલી ઊઠતા હતા.

એક સમયે શહેનશાહ અકબરના જમણા હાથ સમા સરસેનાપતિ માનસિંહજી વ્રજમાં આવી પહોંચ્યા હતા. માનસિંહજી પ્રભુના દર્શને ગયા એ સમયે મૃદંગ અને વીણા સાથે ભક્ત કુંભનદાસજી પ્રભુ સમીપ તન્મય બની કીર્તન કરી રહ્યા હતા. દર્શનાર્થીઓ શાંત ચિત્તે એ ભક્તનું મધુર મનમોહક કીર્તન સાંભળી રહ્યા હતા. મહારાણા માનસિંહજી પણ ભક્તના કીર્તનથી પ્રભાવીત બન્યા. રાણાએ સંત કુંભનદાસના નિવાસસ્થાને જઇને સંતને મળવા મનનુબો કર્યો.

રાજવૈભવી સંતની કુટિરે ગયા. આ સમયે ભક્ત સ્નાન કરીને તિલક કરવાની તૈયારી કરી રહ્યા હતા. મહારાણા માનસિંહે એ સંતના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

કુંભનદાસજીએ તેની ભત્રીજીને બુમ મારી કહ્યું : "બેટી દર્પણ લાવો મારે તિલક કરવું છે."

"બાપુજી ! દર્પણ તો પાડીએ ફોડી નાખ્યું છે."

"ઠીક તો આસનીયું તો લાવો."

"બાપુજી આસનીયું તો પાડી ખાઇ ગઇ. દર્પણ આસનીયા ઉપર પડયું હતું. પાડીએ આસનીયું ખેંચ્યુ દર્પણ પડયું અને ફુટયું. આસનીયું તો પાડી ખાઈ ગઈ."

સંત ખડખડાટ હસી પડયા. "બેટા ! તેં એને ખડ નહિ નાખ્યું હોય ! ભૂખ લાગે તો એ બાપડી શું કરે ! જેવી મારા પ્રભુની મરજી."

સંત યમુના કિનારે ગયા, અને યમુના જળમાં પોતાનું પ્રતિબિંબ જોઇને તિલક કર્યું.

રાણા માનસિંહજી ભક્તની આવી ત્યાગ વૃત્તિ જોઇ છક્ક થઇ ગયા. રાણાની શ્રદ્ધા એ સંતના આવા વર્તનથી ઓર વધી.

રાણાએ પોતાનું સુવર્ણ દર્પણ એ સંતના હાથમાં મુક્યું અને કહ્યું : "પ્રભુ ! આ મારૂં સુવર્ણ દર્પણ આપ રાખો એમાં જોઇને તિલક કરજો."

"રાજન્ ! હું આ સુવર્ણદર્પણને શું કરું ! મારે તો ઝુંપડી છે. આ રાખીને ચોરથી સાચવવાની ચિન્તા રાખવી પડેને ! મારા દીલમાં અશાંતિ ઊભી કરે ને ! મારા પ્રભુનામમાં ખલેલ પડેને ! મારે બાવાને સુવર્ણદર્પણ શ્યા ! એ મહામાયા યમુનાનું સલિલ જળ દર્પણ જ છેને !"

"ભક્તરાજ ! મારી એવી ઇચ્છા છે કે જમુનાવતી ગામ આપને બક્ષિસ આપું. જેથી આપને ખેતીની ઉપાધિ મટી જાય અને સુખે ભજન થાય."

"રાણા ! મારે જાગીરનું શું કામ ! મારા પ્રભુની સેવા એજ મારી સંપત્તિ છે. એથી વધુ સંપત્તિને હું શું કરું ! મારે જાગીરદાર બની ફંદામાં ફસાવું નથી."

રાણા માનસિંહજીએ સોનામહોરોથી ભરેલી

થેની એ સંતને ચરણે ધરી એ સંતે એના પાદુ પર ચઢાવી ગદ્ગદીત બની ત્યાંથી વિદાય થયા.
સ્વીકાર ન કર્યો.

મહારાણા માનસિંહજી એ ત્યાગી સંતના ત્યાગથી ખૂબ પ્રભાવિત બન્યા

"ભક્તિરાજ! આપ જેવા પુનિત સંતના દર્શન કરી હું પરમ ભાગ્યશાળી બન્યો છું. આપનું ભાગવત જીવન ધન્ય છે. આપના દર્શનથી મને પરમ પ્રકાશ મળ્યો છે. આપ જેવા સંતોથી જ આ રાજભૂમિ અને આપ શ્રી માતૃભૂમિ પરમ પુણ્યમયી બની છે. ધન્ય છે આપના ત્યાગને! ધન્ય છે આપની સેવાને"

મહારાણા માનસિંહજી સંત કુંભનદાનજીના ચરણોમાં પડ્યા. એ પુનિત સંતની ચરણરજ મસ્તક

---

હરિનો મારગ છે શૂરાનો
નહિ કાયરનુ કામ જોને.
પરથમ પહેલું મસ્તક મૂકી
વળતી લેવું નામ જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાળા
ભાળી પાછા ભાગે જોને.
માહી પડયા તે મહાસુખ માણે
દેખનારા દાઝ જોને.
રામ અમલમાં રાતામાતા
પૂરા પ્રેમી પરખે જોને.
પ્રીતમના સ્વામીની લીલા
તે રજનીદિન નીરખે જોને.

*

અઢાર વર્ષની ઉંમરે જ્યારે અબ્દુલ કાદર જીલાની વધુ જ્ઞાન-પ્રાપ્તિ માટે બગદાદ જવા તૈયાર થયા ત્યારે તેમના માએ તેમના બંડીના અસ્તરના ભાગમાં ચાળીસ સોનામહોરો સીવી આપી. અને શિખામણ આપતા કહ્યું 'બેટા, ગમે તે થઇ જાય પણ હમેશા સાચુ જ બોલજો. જાવ હું તમને ખુદાને સોંપુ છું; તે જ તમારો માર્ગદર્શક અને રક્ષક છે.'

પછી બગદાદ જતા એક કાફલા સાથે તે રવાના થઇ ગયા. રસ્તામાં એક સ્થળે એ કાફલા ઉપર સાઠ ડાકુઓ તુટી પડ્યા અને ઘણો કીમતી સામાન લૂંટી લીધો. પછી એક ડાકુ શેખ અબ્દુલ કાદર જીલાની પાસે આવ્યો, અને પૂછવા લાગ્યો 'છોકરા, તારી પાસે શુ છે?'

તેમણે કહ્યુ 'મારી પાસે ચાળીસ સોનામહોરો છે' અને તેમના એ જવાબ પર હસતો તે ડાકુ ચાલ્યો ગયો. પછી બીજો ડાકુ આવ્યો તો તેને પણ શેખે તે જ જવાબ આપ્યો. શેખના એ જવાબ પર તેને પણ વિશ્વાસ બેઠો નહિ અને તે પણ હસતો હસતો ચાલ્યો ગયો.

ડાકુઓના સરદારને જ્યારે એ વાતની જાણ થઈ ત્યારે તેણે શેખ સાહેબને પકડાવી મંગાવ્યા, અને પૂછ્યું. 'છોકરા, સાચે સાચુ કહે, તારી પાસે શુ છે?'

'મારી પાસે ચાળીસ સોનામહોરો છે'

'ક્યાં છે?'

'બંડીમાં અસ્તરના ભાગમાં અંદર સીવેલી છે'

અને જ્યારે તેમની બંડી ચીરવામાં આવી ત્યારે તેમાંથી બરાબર ચાળીસ સોનામહોરો નીકળી. પછી સરદારે પૂછ્યું 'છોકરા, તુ જાણે છે કે, અમે ડાકુઓ છીએ અને બધાને લૂંટી લઈએ છીએ, તે છતા તે શા માટે તારી સોનામહોરોનો ભેદ અમને કહી દીધો?'

શેખે કહ્યુ 'મારી માએ હમેશા સાચુ બોલવાની મને શિખામણ આપી હતી. આ ચાળીસ સોનામહોરો માટે મારી વહાલી માની શિખામણનું ઉલ્લંઘન હું શી રીતે કરી શકું!'

અને તેમની એ વાતથી સરદાર એટલો તો પ્રભાવિત થઈ ગયો કે તેની આંખોમાંથી દડદડ આંસુઓ વહી નીકળ્યા. પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તે કહેવા લાગ્યો

'તમે તો તમારી માની શિખામણનું પણ ઉલ્લંઘન કર્યું નહિ, અને હું તો આજે કેટલાયે વર્ષોથી મારા સર્જનહારની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહ્યો છું!' આટલું બોલીને સરદાર શેખના પગોમાં પડીને રડી પડ્યો. પછી તેણે કદી પણ લૂંટફાટ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી અને બીજા બધા ડાકુઓએ પણ સરદારની એ પ્રતિજ્ઞામાં પોતાનો સાથ પુરાવ્યો.   —'અંજુમ' વાલોડી

# અવસરરો એહસાણ

કવિ કાનજી ગગુભાઇ લીલા

વડોદરાની બજારમા સવારના પહોરમા એક અસલ કાઠિયાવાડી ઘોડો એક નાનકડી દુકાન પાસે ઊભો છે. ઘોડેસવાર એ દુકાનના પાટિયા માથે ઊભડક બેઠેલ છે

દુકાનમા વેપારી ટુટલ ડાડલીના ચશ્મા ચડાવીને નાનકડા કાટામા અફીણ નાખીને તોલ કરે છે અસવારે નીખારેલ નેનુ પાઆગાથી કડિયુ, જાડો ઉજળો ચોરણો, માથે બર્ગસરાની કોરી પછેડીની પેની લગ ભેટ, આખા મલમલના તાકાનુ માથા બંધણું, ગાળામા સોને મઢેલ રૂદ્રાક્ષની માળા, ભરાવાદાર મૂછો ને પાત્રીસેક વરસની અવસ્થા માથે ઓપે છે

અસવારે અફીણ તોળાવી, પૈસા ચૂકવીને ઘોડાને થાબડી, જવાની તૈયારી કરી સામે જ એક કરિયાણાની દુકાન. આ દુકાનદારથી છટકવા માગતો હોય એમ એક જુવાન આડુઅવળુ જોતા ઝપાટાબધ પસાર થતા દુકાનદારની નજર પડતા તરત ટપાર્યો

"એલા એય વિઠુ! પૈસા ચૂકવીને પછી જા, આમ ભાગ્યો કયા?" વિઠુ તરત પાછો ફર્યો દુકાનદારને કહે "હવે જાગવ્યા એમ થોડા દિવસ જાળવી જાઓ પગાર થાશે એટલે પહેલા ચૂકવી આપીશ"

"હવે એવા તો તારા કેટલાય પગાર ગયા શાહુકારના .... !"

વિઠુ નરમ પડતો જાય છે ને વાણિયો તપતો જાય છે ઘોડસવાર ઘોડ ચડતા થભીને આ તરખડ સાભળે છે વાણિયાને હદ બહાર જાતા જોઈને ઘોડેસવાર કહે "શેઠ! બિચારા શરાફ માણસ લાગે છે મુશ્કેલીમા હશે તયે જ તમારા પૈસા નહિ ચૂકવી શક્તો હોય ને! થોડા દિવસ વધારે જાળવી જાઓ!"

ત્યા તો વાણિયે વિઠુને મેલ પડતો ને વળગ્યો ઘોડેસવારને "તમને બહુ પેટમા બળતુ હોય તો તમે ચૂકવી દ્યાને! વચમા ડબ ડબ કરવાની તમારે શી જરૂર!"

અસવાર હતો વટનો કટકો. ઘોડો દોરીને વાણિયાની દુકાને જઈને કહે "કેટલા પૈસા માગો છો?"

"ડાંડાળા પ દર રૂપિયા!" વાણિયે દાઢ ગળતી ભાળી

કેડેથી વાસળી છોડીને ઘોડેસવારે ખણીંગ ખણીંગ ખણીંગ કરતા ગણી દીધા વિઠુ વારતો રહ્યો અને શેઠે રૂપિયા ગણીને ઈસ્કોનરામાં મૂકી દીધા.

સવારે જવાની તૈયારી કરી ત્યાં અણમણા થઈ ગયેલા જવાન વિઠુએ પાસે આવીને પૂછ્યું,

"કયા રે'વુ આપને! આપનું નામ?"

"મારા નામનુ તારે શુ કામ છે ભાઈ! રૂપિયા લેવા માટે મે નથી ગણી દીધા" ઘોડેસવારે કહ્યુ

"તમારે લેવા હોય તો તો આ વેપારીને ચૂકવો જ શુ કામ! પણ મારા માથે ઋણ ચડયુ એટલે નામ તો જાણુ ને!"

જુવાનના વિવેકથી ખુશ થઈને ઘોડેસવારે વિઠુએ ધરેલ નાની નોધપોથીમા પોતાનુ નામ ટપકાવતા કહ્યુ, "મારૂ નામ વાલો કેસરિયો, જાતે ચારણ, કાઠિયાવાડમા ગરણી ગામે રહું છુ ને ઘોડાનો વેપાર કરૂં છુ"

વિઠુએ નામ—ઠામ નીચે તારીખ—વાર પણ ટપકાવી લીધા વાલો કેસરિયો ઘોડા માથે સવાર થયા ને રામરામ કરી લગામનો ઈશારો કરતા તો ઘોડો ઊપડ્યો પ્રભાતનુ ટાણુ, હજી બજારમા કોલાહલ જામ્યો નથી એવી શાંતિમા ઘોડાના ડાબલાની પ્રાછટ બોલી ઘોડાના અને ઘોડેસવારના કાઠને વિઠુ, વાણિયો ને બાધી બજાર નજરે પડયા ત્યા સુધી નીરખી રહ્યા.

વડોદરામા એ કાળે ખંડેરાવ ગાયકવાડ. વિઠુએ ખંડેરાવનો પ્રાણ એકવાર બચાવ્યો ને વિઠુ ઊંચી પાયરીનો અમલદાર બન્યો. એની બુદ્ધિશક્તિ એને દીવાનપદે પહોચાડી ગઈ વિઠુના વિઠોબા બન્યા.

પણ ગરીબીમાં ઊછરેલો. જાતવંત આદમી એના જીવનની સુવાસ ચોમેર પ્રસરવા લાગી તેદી રાજ્યોની પેશકશી જોરતલબીથી-નક્કી થતી ---

* કાઠિયાવાડની જમાબંધી કરવા વિઠોબા, દીવાન પોતાના રસાલા સાથે નીકળ્યા છે મુકામ પછી મુકામ કરતાં અમરેલી પહોંચ્યા.

કાઠિયાવાડના રાજા, રજવાડા, ગીરાસદારા, અમલદારા અમરલીમા ઊભરાણા છે તંબુના પડાવોથી અને ગાયકવાડી સૈન્યથી અમરેલી છાવણી જેવુ બની ગયુ છે

વિઠાબાને કાઠિયાવાડ આવતા વડોદરાનો ઊગતી વયનો કિસ્સો યાદ આવ્યો દરબાર ભરીને બેઠવા એમા ડાયરી કાઢીને એક આદમીને બોલાવ્યો સરનામું આપ્યુ ને ગરણી ગામ, વાલા કસરીઆ નામના માણસને બોલાવી લાવવા હુકમ કર્યા

સવારા હુકમ મગાના ચિઠ્ઠી લઈને નાનડતોળ ગરણી પહોંચ્યા સાંજનું ટાણુ નાનકડુ ગામ ને વાલા કેસરિયાની ડેલીએ આવીને ઘોડા ઊભા રિયા

વાલા કસરિયા વાળુ કરવા મેમાનું હારે ઊભા થયા ત્યા તો માણસ આવીને વાત કરી કે કોઈક સવાર બે આવ્યા છે સવારને અંદર બાલાવ્યા વાળુ કરાવ્યા સવાર ટૂંકમા વાત કરી વાલા કસરિયા વિચારમા પડી ગયા સવારને ઘણી પુછપરછ કરી પણ ચિઠ્ઠીના ચાકર બાપડા શુ જવાબ દ્યે ?

વાલા કસરીઆ ધાળા ધોરજવાન છતા શંકા પડી ગઈ ગાયકવાડના દીવાન કાઠિયાવાડની જમાબંધી માટે આવ ને મને શીદને બાલાવે ? રાત પડખાં ઘસીને કાઢી સવારે અમરલી રવાના થયા

બપોરનુ ટાણુ છે વાલો કસરીઆ આવ્યાનું સાભળી વિઠાબા સામે ગયા, ૧૫ વરસ પહલાનુ વડાદરાનુ દૃશ્ય આખ સામે ખડું થઈ ગયું વિઠોબાએ વાલા કેસરીઆને ઓળખી લીધા સામે જઈને બથમા ઘાલીને મળ્યા

હજી વાલાભાઈના મનનુ સમાધાન થતું નથી. વિઠોબાના માનપાનથી ઓઝપાતા અચંબો પામતા સંકોચાઈને બેઠા

"વાલાભાઈ, ઓળખો છો મને ?"

'આપને તો કાઠિયાવાડમાં કોણ ન ઓળખે?"

"પંદરેક વર્ષ પહેલાનું આપણે મળ્યા હોવાનું કાઇ યાદ ખરૂ ?"

"એવુ તો કાઈ યાદ નથી, નામદાર!"

"આ હસ્તાક્ષર વાલાભાઈ તમારા જ કે?" વિઠોબાએ જૂની ડાયરી કાઢીને પાનુ બતાવતા કહ્યુ

વાલોભાઈ હજી વિચારની તંદ્રામાથી જાગતા નથી ત્યા વિઠોબાએ માંડીને વાત કરી "વાલાભાઈ! તમારૂ એ ઋણ હુ કદી નથી ભૂલ્યા."

વાલાભાઈની આંખમા જળજળિયાં આવી ગયાં વિઠાબા પણ ગદગદિત થઈ ગયા

'વાલાભાઈ! બીજી તો મારાથી કઈ સેવા થાય? પણ ગરણી ગામ યાવચ્ચંદ્ર દિવાકરો લખી આપુ છુ તમારે એની કાઈ જમાબધી ભરવાની નથી અને કાઠિયાવાડની જમાબધીમા તમારી જબાન આખરી ગણાશે"

પછી તો કાઠિયાવાડમા વાલોભાઈ વાલોભાઈ થઈ પડયુ દીવાન સાહબ સાથે ફરતા ફરતા ઓમણે ય રાજા રજવાડા માથે હાથ રાખવામાં કમીના ન કરી

આજે એ વાલા કેસરીઆના વંશજોના હાથમા જ ગરણીનો ગરાસ છે



# મરદાઇના મનસૂબા

વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા

હોલાના તરપંખડા જેવું નીંગાળા ગામ અને એમાં રજપૂત વાળો નાગજી. મર્દાઈનો સીમાડો લેખાય. અવળકંધો જુવાન. કેરીની ફાડય ફાડય જેવી આંખ્યું, ગરેડી જેવું કાંધ, ગોઠણથી ઊતરતા હાથ, કોપેલ અભરાખી જેવો વાન, ભરડો ભરડો મૂછુંના કાતરા, પચ્ચીસ—પચાસ ગાઉમાં હાક વાગે. ગુજરાતના ઝાંપા સુધી એના ફેરા હાલે પણ કોઈથી હડફ ન થાય.

એ વખતે ભાવનગરમાં મહારાજા તખતસિંહના રાજ તપે ત્યારે ભાવનગર રાજની તેજુરી નીંગાળા આસપાસની મહેસૂલ ઉઘરાવીને નીકળવાની ખબર નાગજી વાળાને પડી. નાગજીના દિલમાં હરણાં કૂદ્યાં રેઢ ભફેડ લૂંટ્યુ તો ઘણી કરી પણ ભાવનગરની તેજુરી લૂંટું તો નામ રહી જાય.

આમ વિચારીને નાગજીએ વિણાઉ વિણાઉ સાથીદારને સાબદા કર્યા નીંગાળાને પાદર તેજુરી નીકળવા દઈને ત્રાટક્યા. પણ તેજુરી રેઢી નહોતી રખેવાળો હારે તલવારોના ઝાટકા બોલ્યા પણ બળૂકે નાગજીએ તેજુરીનો કબજો લીધે છૂટકો કર્યો

મહારાજાને ખબર પડી કે નાગજી વાળે તિજુરી લૂંટી મહારાજાએ કારભારીને હુકમ કર્યો ગઢડા ને બોટાદ વચ્ચેના આઠ ગામમા ગોવાળીઆ કાઠીઓને વસાવેલા. ધીંગાણે ખપ લાગે ને સીમ—ગામ સાચવે એવા. રાજ તરફથી જ જમીન, જાગીર અને જિવાયું ખાય.

સાકળી બીડો લઈને છૂટી બાણોબાણ ધુફણીઆ ગામે. આપા ભોકાને પુગાડ્યો ભોકા ગોવાળીએ આઠે ગામમાં અસવાર ફેરવી દીધા લોઢાની 'સાકળ' તણખલાની જેમ ત્રોડી નાખે ને હાથીના કુંભાથળ કોણી ભેગા મરડી નાખે એવા કાઠી જુવાનો ભેગા કર્યા

નીંગળાને પાધર પોગીને નાગજી વાળાને કહેણ મોકલાવ્યું : કાં તેજુરી પાછી સોંપ ને નકર ધીંગાણા સારૂ સાબદો થા નાગજી વાળો તૈયાર જ બેઠો'તો. ઈ યે ય જાણતો'તો કે કાંઈ ભાવનગર રાજ્યની લૂંટ જરવાની નથી પણ મરદાઈના મનોરથ અમથા કેમ પાર પડે ?

નાગજી વાળે પોતાના જુવાનોને હાકલ કરી. નાખો ઘોડે પલાણ સવારનો પોર છે, હજી સૂરજ મહારાજ કોર કાઢે છે. ધીંગાણાના તોરમાં સાંભલાના કાળજના ઘ્રોબો ઘ્રોબો લોહી છાંટ્યાં હોય એવી લાલ ઘ્રગેલ ત્રાંબા આંખ્યું થઈ ગઈ છે. સાવઝ ઘણેણે એમ ઘણેણી ઊઠયા છે.

ભાદરને કાંઠે બેય ભેળા થઈ ગ્યા છે. એક બાજુ રજપૂતો ને બીજી બાજુ ગોવાળીઆ કાઠી. રીડિયા ચહકા બોલ્યા ને ઝાટકાની ઝીંક બોલવા લાગી. અંગ વેતરાવા માંડયાં ને લોહીની પરનાળ્યું પડે છે. આંતરડાં પગમાં અટવાતાં આવે છે.

નાગજી વાળો અને અમરા ગોવાળીઓ બેય સામસામા આવી જાય છે હાકલ કરીને નાગજી વાળે છેલ્લો મરણિયો ઘા કરવા તરવાર તોળી ઈ વખતે પાંચેક માથોડા ભેખડ માથેથી કલકલિયો જેમ ધૂનામાં ત્રાટકે એમ ભોકો વાળો નાગજી વાળા પર ત્રાટક્યો. જનોઈવઢ ઘા કર્યો. પડતાં પડતાં નાગજી વાળે પાછલે હાથે તરવારની ઝપટ મારી ને ભોકા વાળાનું માથું ચાક ફરશી. પીંડો. ઉતારે. નેસ. ઉતારી. લીધું. મરદાઈના. મનસૂબા પાર પાડીને નાગજી પડ્યો અને વફાદારીનાં જતન કરીને બીજી બાજુ ભોકો ગોવાળીઓ ઢળી પડ્યો.

*

# તવારીખનું એક પાનું

કાળિદાસ મહારાજ

બારેમાસ સેંજળ અને લીલીછમ સોરઠની ભોમકા પર દાઢીમૂછ ને માથે જટાવાળા એક મહાત્મા હાથમા લાકડીનો નાનોશો ટુકડો લઈ ગવતરીના ઝૂંડને ચારી રહ્યા છે. થોડે જ દૂર એમની મઢુલી પર લાલ લાલ ધજા હવામા ફટાકા મારી રહી છે.

ગાયોના પગે ઘૂઘરા બાંધેલા છે ને ચારો ચરતી આગળ ડગલા ભરતી વેળા એના ધમકારાના ગરવાની ગાળીઓમાં મીઠા પડઘા ઊઠે છે : ધમ્મમ: ધમ્મમ : ધમ : ધમ :

જરા આઘીપાછી થતી ગવતરીને એ મહાત્મા સાદ દઈ નામ દઈ કહે છે : 'અરે જમના! ટોળાથી નોખા પડી તમારે કઈ દશ્યે જવુ છે? જુઓ આ ગંગા મા કેવા નીચાં મોંએ ઘાસ બટકાવી રહ્યા છે?'

માલધારીઓ, ચારણ, ભરવાડ, રબારી તો સોરઠમાં બેચાઈ બેચાઇ માલ લઈ આવે છે ને તેઓ બધા પણ આ જોગંદરને ભક્તિ, પૂજાપાઠ મૂકી ગાયોને ચારવાનુ દિનભર કષ્ટ ઊઠાવતા જોઈ ચલમની સટ લેતા લેતા નવાઇ પામી પૂછે છે :

'બાપુજી! તમે દેવસ્થાનું મૂકી આ ગાયું પછવાડે ફરો છો તો કો'ક સેવક-ટેલવાને મૂકતા હોતો!'

'અરે ભાઈ! સાચુ દેવસ્થાનુ તો ગાય છે ગાય! એ વિના ભગવાન જેવા ભગવાન શ્રીકૃષ્ણ શાલા એની પછવાડે દિવસ આખો ઘૂમતા ને સેવા કરતા?'

'એ વાત તો ખરી કીધી મારાજ!' ચલમની સાફી ઝાપટી બીજાના હાથમા ચલમ આપતા માલધારી બોલ્યો :

'એ આ માતાજીના તો અંગમા તેત્રીશ કોટી દેવતાનો વાસ છે? એ જેવુ તેવુ દેવસ્થાનુ? આની ચાકરીએ મોક્ષ મળે ને આના દૂધથી તો માનવની બુધ્ધિ સુધરી જાય, સાત્વિકતા આવે, કોડે દીવા થાય. આ તો મા છે, જગતજનની છે. એ આના દૂધ ખાઇ ખાઇને કૃષ્ણચંદ્રની એવી તો મતિ થઇ કે ગીતા જેવુ અમર ગાન વછૂટ્યું એના ગળામાથી એ ખબર છે તમને?'

'હા! ઠાકરમંદિરમાં જેની પૂજા થાય છે ને સૌ નહાઈ-ધોઈ જેના પાઠ કરે છે ઇ ગીતાજી!'

'હા, ઇ. એ પ્રતાપ આ ગવતરીના દૂધનાં.'

'સાચુ ભણ્યા બાપજી ખીમદાસજી તમે!'

અમારો સાધુનો પહેલો ધર્મ ગાયની સેવાનો. ગરવા ગિરનાર પર વસતા અવધૂતો અમને સેવાની વાટે જવા કડી બાંધી રજા આપતા પહેલાં વદે છે કે, ભા માનવની અને ગાયની બેઉની ભેગી સેવાના વ્રત લઇ તમને મોકલી છી.'

ને માલધારી મૂક બની આ સત્ય વાત માથા પર ચડાવી એનો માલ ધીમો નેહડે જાય છે ને ખીમદાસજી નામે એ મહાત્મા એની મઢુલીએ આવે છે.

રોજરોજની આ વણથંભી ક્રિયા. રોજ રોજ માલધારીઓ સાથે ઊઠબેસ ને આવો જ્ઞાનમય વાર્તાલાપ.

એક દિવસ આ જોગીને કાને ત્યાંથી થોડે જ દૂર મારો-કાપો, ધો-ધોના શોર સંભળાયા. તલવારોના ખણુખણાટ ને ઘોડાઓના મૃત્યુજન્ય હણુહણાટ આવ્યા.

'એ ચોંક્યા ને માલધારીઓને પૂછ્યું : 'એ સબ ક્યા હાલ બાબા!'

'તમને ખબર નથી ગુરુ!'

'ના ભાઇ! દુનિયાની જંજાળની હું ખબર રાખતોય નથી, દિવસભર ગૌ-સેવા, રાતે અતિથિને અન્નદાન અને પ્રભુસેવા.'

'અરે, આ તો પોરબંદર અને જૂનાગઢની સેના સામસામી આફળે છે ને લોહી રેડે છે'

'રામ, રામ, રામ, શી ?'

'રજવાડાને શુ હોય બાપજી ! આ 'માધવપુર' અને 'શીલ'ના સિમાડા સારુ.'

'અ રે રે, ભૂમિના ટૂકડા સારુ રાજધાનીઓ સોરઠી જુવાનોના લોહીથી ધરતી માતાને નવડાવી રહ્યા છે કોઈ રીત સમજતા નથા ?'

'ધરતીની ભૂખ જેને હોય ઇ સમજે બાપજી ! કોઈ સમજ્યા છે? આમ જુઓને, ગાડા બની એકબીજાના ગળા કાપી રહ્યા છે જ્યા મોરલા કળા કરી નચતા, પંખીઓ ગાન ગાતા, ઇ ભોમકા માથે મારો માણસના હૈયામાથી ગરવો ગાજી રિયો છે !'

એ સાભળી, કપાળે હાથ દઇ ગવતરીઓને મઢુલી ભણી હાકી જતા ખીમદાસજી બોલતા જતા હતા 'વિશ્વભર ! સૌને સારી મત્ય દે'

બીજે દિવસે એ રોજના નિયમ પ્રમાણે ગવતરીઓના ઝૂડને લઈ આવ્યા, માલધારીઓ પણ આવ્યા પેલા મારો-કાપાના ગાડા શોર તા હજુએ એવાએ એવાને ઉઠતા હતા ને ગગન ગજાવતા હતા

ખીમદાસજી એક પળ મૂક રહ્યા દાઢી પર છ-સાત વાર હાથ પસવાર્યો ને પછી આખો ઉઘાડી. સાદ દીધો, 'અરે ગગા મૈયા !'

ને જવાબમા ચારે પગોના ઘૂઘરા ઘમ્મ ઘમ્મ ઘમ્મ ઘમ્મ ગજાવતી ધેનુ ખીમદાસ સમીપ આવી ઊભી રહી કે તેના કપાળે હાથ ફેરવતા ખીમદાસ બોલ્યા 'મા ! તારુ દૂધ મૃત્યુલોકનુ અમૃત છે આજ લોટો એવા દૂધનો મને ભરી દે જોગ માયા ? એ પીને આ બાખડીને લોહી વહાવતા જૂનાગઢ ને પોરબદરના સૂબાઓને સમત્ય વરે સોરઠી જુવાનો હણાતા બચે

ગંગા જાણે ખીમદાસજીની વાત સાભળી સમજી ગઈ હોય એમ ચારે પગો સ્થિર કરી ઊભી રહી કે ખીમદાસજીએ દોરા બાધી બગલમા લટકાવેલ લોટો મોય મૂકી થોડીજ દૂધની શેડયોથી છલકાવી દીધો ને ઊભા થઈ બોલ્યા 'દુવા દેજે મા ! તારા આ અમી લઈ જઈ ગાડા થયેલાઓના ગાડપણ વિદારી શકુ

ને ચટ, ચટ, ચટ ચાખડીઓ ચટચટાવતા હાથમા દૂધનો લોટો લઇ ખીમદાસજી જૂનાગઢના સૂબાના તબૂએ આવ્યા

તે દિવસે જતી જોગદરોના એક સરખા માન જળવાતા ને એથી સૂબાના તબૂનો પહેરેદાર બોલ્યો 'કેનુ કામ છે બાપજી !'

સૂબાનુ'

'પણ અહી તો યુદ્ધ ચાલે છે જાણો છો ને!

'હા એટલે જ કામ છે'

'રહો સૂબા સાહેબને આપના આવવાના સમાચાર આપુ કહી પહેરેદાર અદર ગયો ને જરા વારે ખીમદાસજીને તબૂમા જવા રજા આપી

કાળી કાબરચીતરી દાઢીમૂછ વચ્ચે લાલ હીંગળોક કેફ ભરી યુદ્ધોન્માદ આખો ઘૂમાવતા સૂબાએ કહ્યુ

'કેમ આવવુ થયુ આ ટાણે!'

જતી જોગદરો તા સૂબા, આવા ટાણે જ આવે ને એથી જ હુ આ યા છુ કહો, આ સોરઠી જુવાનોનો સહાર શા માટે ?

'નવાબની આજ્ઞા છે, હુ શુ કરુ બાપુ !'
'તકરાર શાની છે?'
સિમાડાના જમીનની'
'સાચુ, એ મટી જાય તો?'
'તો ખુદા રાજી'

'અચ્છા એ મટી જશે આ ગગા મૈયાનો પ્રસાદ આટલુ દૂધ પી જાઓ આ અમૃત છે આ ઉદરમા જતા પરમ શાતિ તમારા વિચારોમા વ્યાપી જશે

'સાવો બાપુ તમે જતી જોગંદર હિંદુ મુસલમાન બેઉને સરખા' કહી સૂબો દૂધનો લોટો હાથમાં લઈ ગટગટાવી ગયો. ન અંદેશો આણ્યો ન વિલંબ થવા દીધો.

'અચ્છા હું પાછો આવું છું.'

કહી પૂર્વવત ખાખડીઓના ખટાક ખટાક ખટાક અવાજથી વગડાને ગજાવતા ખીમદાસ પાછા ગવતરીના ઝૂંડ પાસે આવ્યા ને ફરી સાદ દીધો 'અરે જમના ગૈયા! જરા આવજે મા.'

જવાબમાં ચારેય પગના ઘૂઘરના ઘમ્મમ : ઘમ્મમ : ઘમ્મમ : અવાજ કરતી જમના નામે ગાય ખીમદાસજીની સમીપ ઊભી રહી.

ગંગા ગૈયાનો પ્રસાદ એક જીવને પાઈ આવ્યો છું મા. તારા અમૃતનો બીજો લોટો ભરી પોરબંદરના સેનાપતિને પાઈ આવું. મને વિશ્વાસ છે જોગમાયાઓના દૂધની સાત્વિકતાના બેઉના હિંસક વિચારોને નિર્મૂળ કરી નાખશે.

ને જોગંદર જમનાને દોહવા બેઠા થોડીજ શેડયોથી એજ લોટો ભરી ખીમદાસજી તંબૂએ.

અજોડ આદરથી ચોકીદારો ખીમદાસજીને તંબૂની અંદર લઇ ગયા. સેનાપતિએ નમી કહ્યુ : 'આજ્ઞા મહારાજ! અહીં તો ઘમસાણ–યુદ્ધ ચાલે છે.

'શા સારુ!'

'માધવપુર' અને 'શીલ' ના સિમાડા સારુ'

'માધવરાય અને રૂકમણી ગૈયા બેઉ જૂના ગઢ અને પોરબંદરના ધણીઓને ઠપકો નહિ દેતા હોય આ એના વાસની પવિત્ર ભોમકા માથે જુવાનોના લોહી રેડાતા!'

'દેતા હશે બાપજી પણ રાણાનો હુકમ છે આ!'

'પણ આ ભોમકા પર તો મુરલીધર કનૈયાની ગાયો ચરે છે એ જાણો છો!'

'હા–જાણું છુ',

'એ જગજનનીઓએ તમને આશિષ કહી આ દૂધ મોકલ્યાં છે. અહીં આવનારા આવેતુઓ સઘળા એનાં અમૃત પીએ છે. તમે નથી પીધાં પી જાઓ ને એની આશિષ પામો.'

કહી ખીમદાસજીએ દૂધનો ભરેલ લોટો સેનાપતિ તરફ લાંબો કર્યો. રોજ રોજ મલીન અને ઉત્તેજક હલકા પદાર્થો પેટમાં જવાથી તામસ વૃત્તિથી છવાયેલા સેનાપતિના ઉદરમાં આ તાજા દૂધનો પ્રવાહ જવાથી તામસી ઉન્માદને સ્થાને ધીરે ધીરે સાત્વિકતા પ્રગટી રહી.

એ દિવસે ખીમદાસજી ગયા. હિંસા ચાલતી રહી.

બીજે દિવસ પણ આમ ક્રમ ચાલુ : બેઉના તંબૂએ જઇ એ જ વાત કથી હિંસા છોડવા કહીને દૂધ પાયાં.

ત્રીજે ને ચોથે દિવસે મોગલ સૂબાએ કહ્યું : 'બાપજી! આપ વચમાં રહો તો હું પોરબંદરના સૈન્યનાયક જોડે વાત કરું!'

'અચ્છા'

એજ અદાથી દૂધ પાઈ રહ્યા પછી પોરબંદરના સેનાપતિએ કહ્યું : 'મહંતજી! આપ થોભો તો જુનાગઢના સૂબાજોડે યુદ્ધ રોકવા વાત કરું'

'અચ્છા, તમે મારી પાછળ આવો. વગર હથિયારે.'

સેનાપતિએ મહંતજીની આજ્ઞા માની પાછળ આવ્યા. પોરબંદરની સેના ફાટી આંખે જોતી રહી. અને મહંતજી સેનાપતિને લઈ આવ્યા જુનાગઢના સૂબાના તંબૂએ.

બહારથી હાક મારી કહ્યુ : 'ચલો સૂબા સાહબ! બીન હથિયાર હમારી પીછે પીછે.'

સૂબાએ આજ્ઞા માની.

ત્રણેય આવ્યા ગવતરીના ઝૂંડ પાસે. શાંત અને સાત્વિક વાતાવરણમાં બેઉ સેનાધ્યક્ષોના હૈયાં નિર્મળ બન્યા. બેઉએ મસલત ચલાવી નક્કી કર્યું કે 'વાંધાવાળી બધી જમીન આ મહારાજને આપી દઇએ કે કાયમી ઝઘડો પતી જાય ને બેય રાજ્યો સંપીને રહી શકે.'

બેઉ સંમત થયા: ખીમદાસજીને યુદ્ધ નહિ કરવા વચન આપી તંબુએ આવ્યા. એકે જૂનાગઢ ને બીજાએ પોરબંદર આ વાત લઈ કાસદ મોકલ્યા. બેઉ સ્થળેથી આ વાતને મંજૂરી મળી ને તે સઘળી જમીન મહંત ખીમદાસજીને સોંપી સૌ પાછા ચાલ્યા ગયા.

એ સ્થળે ગામ વસ્યું તેનું નામ પડયું સીમરોલી. આજે એ સ્થાન આ યુદ્ધનું ગાંડપણ રોકનાર ખીમદાસજીની ગાથા સજીવન રાખતું ઊભું છે. સેવાવ્રતની ઊજળી પગદંડી પર વિચરનાર એવા ખીમદાસજી મહંતોની રાષ્ટ્રને આજે જરૂર છે. ગવતરીના દૂધ સૌને પાવાના ભીષ્મ-વ્રત ધારી આવા આચાર્યો સોરઠી ભોમકા પર પાછા પ્રગટો.

*

## 'મારી અહિંસા તો—'

બાપુ સાબરમતીમાં હતા ત્યારનો આ પ્રસંગ છે.

પંચમહાલ જિલ્લામાં કોમી રમખાણો થયાં. કેટલાક હિન્દુઓ ત્યાંથી ભાગી છૂટીને બાપુની પાસે આવ્યા અને મુસલમાનોએ એમના પર ગુજારેલી વિતકની વાત કરી.

બાપુએ દુ:ખ સાથે શાંતિથી બધી વાત સાંભળી પછી પૂછ્યું: 'તો તમે બધાએ એ લોકો સામે શું કર્યું?'

'શું કરીએ? આપની અહિંસાએ અમારા હાથપગ બાંધી લીધા છે. એટલે અમારે માર ખાવો પડે છે.'

આ જવાબ સાંભળીને બાપુ કંઈક ઉગ્ર થઈ ગયા અને કહેવા લાગ્યા: 'મારી અહિંસાએ એવું નથી કહ્યું કે તમે બધા ત્યાંથી નાસી આવીને તમારી કાયરતાનો મને હેવાલ આપો! મારી અહિંસા તો એવે વખતે ખપી જવાનું કહે છે. તમારામાં એ રીતે ખપી જવાની હિંમત ન હતી તો તમારે તમારી માન્યતા પ્રમાણે પરિસ્થિતિનો સામનો કરવો હતો. તમે મારા મતને સમજ્યા નથી અને તમારા મત પ્રમાણે ચાલવાની તમારામાં હિંમત નથી. મને તમારાં મોં બતાવવા આવવાની શી જરૂર હતી?'

બાપુએ બોધેલો અહિંસાધર્મ એમણે જીવનમાં આચારી બતાવ્યો અને છેવટે એમ કરતા ખપી પણ ગયા.

•






અનુવાદક — પ્રકાશ ગજ્જર

## ચિરંતન વિકાસ..

આ ધરતી ઉપર
આપણે વિકાસ માટે અવતર્યા છીએ
ચિરંતન આંતબાંહ્ય વિકાસ—
એ આપણું જીવનલક્ષ્ય છે
આપણે સતત વિકસવું રહ્યું.
વિકાસનાં સર્વ અવલંબનો
આપણે પળેપળે ઉપયોગમા લેવા રહ્યા.
આંતરિક વિકાસ સતત સાધતા રહીએ.
વધારે સાચા અને ઉદાર,
વધારે આચિત્યસભર અને ન્યાયી,
વધારે સરળ અને માનવ્યયુક્ત,
વધારે કરુણાશીલ અને કાર્યરત—
એમ પ્રત્યેક દિશામાં, પળેપળે,
આંતરિક વિકાસ સાધતા જ રહીએ.
આ શકય શી રીતે બનાવીશું?
રોજ રોજનું કામ—નાનું કે મોટું—
શકય એટલી સુંદર રીતે કરીને
આપણે
આ ચિરંતન વિકાસ સાધીએ

—જેમ્સ કલાર્ક

## અપુર્ણ વિશ્વ

ઇશ્વરે આપણને અપૂર્ણ વિશ્વ રચી આપેલું
જેથી સર્જનનો આનંદ
અને સંતોષ આપણે માણી શકીએ.
ખડકમા એણે તેલ છુપાવેલું.
ને વાદળમા વીજળી.
નદીઓને પુલ વિનાની ને
ડુંગરને એણે મારગવિહોણા રાખેલા.
એણે જંગલા એમ જ ઊભા રાખેલાં,
ને શહેરો વણચણાયેલા
પ્રયોગશાળાઓ વણઉઘડી.
ને હીરા વણઘસાયેલા.
એણે આપણને અપૂર્ણ,
કાચા માલનુ આવાહન આપ્યુ;
સંપૂર્ણસર્જિત વસ્તુનો સંતોષ નહીં.
એણે સંગીત વણગાયુ રાખેલુ
ને નાટક વણભજવ્યા.
કવિતાને એણે ગોપનીય રાખેલી
જેથી માનવી વિચાર કરે, પ્રયોગ કરે, કામ કરે,
ભૂલ કરે, નિરાશ છતા આગળ ચાલે
કાર્યસિદ્ધિનો આનંદ અને સંતોષ મેળવે.

— એલન સ્ટોકડેલ

## આ યાદ રહો....

૧ સમયનુ મૂલ્ય,
૨ ખંતની સફળતા,
૩ શ્રમનો આનંદ,

૪ સરળતાની મહત્તા,
૫ ચારિત્ર્યનું મૂલ્ય,
૬ કરુણાની શક્તિ,
૭ ઉદાહરણનો પ્રભાવ,
૮ ફરજનું પાલન,
૯ કરકસરના લાભ,
૧૦ ધૈર્યનો સદ્‌ગુણ,
૧૧ શક્તિમાં સુધારણા,
૧૨ ને નવસર્જનનો આનંદ....

આ બાર વસ્તુઓ જીવનમાં પળેપળે યાદ રહો !

-ટ્રેઝર ચેસ્ટ

## ત્રણ દરવાજા....

કોઈના વિષે કોઈ વાત સાંભળી હોય,
ને એ ક્યાંક કહેવાનું મન થાય.
ત્યારે પહેલાં તો એ વાતને
આ ત્રણ દરવાજામાંથી પસાર કરજો:
'આ વાત સાચી હશે ?'–
એ પહેલો દરવાજો.
'આ વાત સાચી છે ?'–
એ બીજો દરવાજો.
'આ વાત કહેવી જરૂરી છે?'–
એ ત્રીજો દરવાજો.
હૃદયથી હોઠ સુધી આવે
એ દરમ્યાન વાતને
આ ત્રણ દરવાજામાં પસાર કરજો
ને એ સહેલાઈથી પસાર થાય,
તો એને હોઠેથી જરૂર બહાર કાઢજો.
પછી પરિણામનો ડર રાખશો નહીં.
કારણ કે પરિણામ સારું જ હશે.

- અરબી રૂપક

## યૌવનનો સાદ....

સિકંદર એક વીસ વર્ષની વયે ગાદીએ બેઠેલો.
તેત્રીસ વર્ષની વયે એણે જગત જીતેલું.
યુવાન વયે સિઝરે ૮૦૦ શહેરો જીતેલાં,
ત્રીસ લાખ માણસોને હરાવેલા,
મહાન વક્તા બનેલો, ને પોતના સમયનો
શ્રેષ્ઠ રાજનૈતિક પુરુષ સિદ્ધ થયેલો.
વોશિંગ્ટન ઓગણીસ વર્ષની વયે
જનરલ તરીકે નીમાયેલો,
એકવીસ વર્ષની વયે ફ્રાન્સમાં રાજદૂત બનેલો,
ને બાવીસ વર્ષની વયે યુદ્ધ જીતેલો.
લેફેટને બાવીસ વર્ષની વયે
ફ્રાન્સનો સેનાપતિ બનાવાયેલો.
ચાર્લમેન ત્રીસ વર્ષની વયે
ફ્રાન્સ અને જર્મનીનો સમ્રાટ બનેલો.
ગેલીલીઓએ ઝૂલા સિદ્ધાંત શોધ્યો
ત્યારે એ અઢાર વર્ષનો હતો.
પોતાનો નવો સિદ્ધાંત દેવળને દરવાજે
મૂકનાર લ્યુથર ઓગણત્રીસ વર્ષનો હતો.
ગ્લેડસ્ટન બાવીસમે વર્ષે ધારાસભામાં
પ્રવેશી, ચોવીસ વર્ષે ટ્રેઝરર થયેલો.
શેક્સપિયરે છત્રીસ વર્ષની વયે
મહાગ્રંથોનું સર્જન કરેલું.

-એન્ડર્સન એટન

## અનુભવ વાણી...

૧. આજ થઈ શકતું હોય એ કાલ ઉપર મુલતવી રાખશો નહીં.

૨. જાતે થઈ શકતું હોય તેમાં કોઈને તકલીફ આપશો નહીં.

૩. કમાયા પહેલાં જ વાપરી ન નાખશો.

૪. બીનજરૂરી વસ્તુ સોંઘી લાગતી છતાં ન ખરીદશો. એ સરવાળે મોંઘી થઈ પડશે.

૫. ક્રોધની કિંમત ભોજન, વસ્ત્ર ને નિવાસ કરતાં પણ વધારે ચૂકવવી પડે છે.

૬. ઓછું આહાર માટે કદી પસ્તાવો નહીં થાય.

૭. સ્વેચ્છાએ કરેલું કોઈ પણ કાર્ય તકલીફ ભર્યું નથી લાગતું.

૮. નહીં બનેલા બનાવોની ચિંતાએ આપણું કેટલું બધું બૂરું કર્યું છે.

૯. પ્રત્યેક વસ્તુને અણીવાળા ભાગે

નહીં, હળવા હાથે પકડજો.

૧૦. ગુસ્સે થયા પછી બોલતાં પહેલાં દસ નહીં, સો ગણજો

-થોમસ જેફર્સન

વાર્ધક્યનાં ચેતન.

સીત્તેરથી ત્યાસી વર્ષની વય દરમ્યાન
વેન્ડરબીલ્ટ સો અબજ રૂપિયા કમાયેલો.
ચુંવોતેર વર્ષની વયે કેન્ટે
પોતાના ત્રણ મહાગ્રંથ લખેલા.
ટીન્ટોરીટોએ ચુંવોતેર વર્ષની વયે
૭૪–૩૦ ફીટના માપનુ
વિશ્વવિખ્યાત 'સ્વર્ગ' ચિત્ર દોરેલુ.
વર્ડીએ ૭૪ વર્ષની વય પછી
મહાન નાટકો દિગ્દર્શિત કરેલાં.
લેમાર્કે ૭૮ વર્ષની વયે
પોતાના મહાન પ્રાકૃતિક ઇતિહાસ લખેલો.
ઓલીવર વેન્ડેલ હોમ્સે ૭૯ ની વયે
'ઓવર એ ટી કપ' લખેલું.
કેટોએ ૮૦ની ઉમરે ગ્રીક શીખવા માંડેલું.
ગેટેએ ૮૦ની વયે ફાઉસ્ટ પૂરુ કરેલું.
ટેનીસને ૮૩ની ઉમરે મહાન કાવ્ય લખેલું.
ટીટીઅને ૯૮ વર્ષની વયે તેનું મહાન
ઐતિહાસિક યુદ્ધચિત્ર દોરેલું.

ગોરડન બ્રુક

## આપણી કઢંગી સ્થિતિ

માનવજાતને એકત્રિત કરવાનું ટેલીફોન આપણે મેળવીએ, ને પહેલા અણુનું વિભાજન કરવામાં આપણે સફળ થયા, એ આપણા યુગની કમનસીબી છે

લુઇસ મમ્ફર્ડ

એમ લાગે છે કે જાણે દુનિયાના ઇતિહાસમાં પહેલી વાર જનસમુદાયની આમ–ફુરસદનો યુગ નજીક આવી રહ્યો છે પરંતુ ભૌતિક સુખ–સમૃદ્ધિ સુખ તરફ અવશ્ય લઈ જતા હોય, એવું દેખાતું નથી સ્વિડન અને સ્વિટ્ઝર્લૅન્ડમા આખા યુરોપમાં સૌ કરતાં જીવનધોરણ ઊંચુ છે, પરંતુ ત્યા આત્મહત્યા કરનારા લોકોની સંખ્યા પણ સૌથી મોટી છે!

અર્લ ઓફ અરાન

આપણે અતિ કઢંગી સ્થિતિમા આજે મુકાયા છીએ માણસો અવકાશમા લાખો માઇલ પહોચી શકે છે, પરંતુ વાટાઘાટાના ટેબલ આગળ સામે છેડે જ બેઠેલા માણસ સુધી પહોચી શકતા નથી લોકો અણુના ભીતરમાં ડોકિયુ કરી શકે છે અને તેનું હાર્દ સમજી શકવાની શરૂઆત કરી રહ્યા છે, પરંતુ તેઓ એકબીજાના અંતરમા સહાનુભૂતિ અને સમજણ સાથે ડોકિયુ કરી શકતા નથી!

–ડૉ. ગ્રેસન કર્ક

આજે ખ્રિસ્તીની વ્યાખ્યા જ એવી બની રહી છે કે, જેઓ સગઠિત થનારેત સૌથી અખ્રિસ્તીપણું દાખવે!

–ફિલિપ વાઇલી

આપણમાંના ઘણાની બાબતમા મુશ્કેલી એ હોય છે કે, બીજાએ કરેલી પ્રશંસાથી આપણે બરબાદ થતા હોઈએ, તો પણ તે આપણને વધુ ગમે છે, પણ બીજાએ કરેલી ટીકાથી આપણો ઉદ્ધાર થવાનો હોય, તો પણ તે ગમતું નથી

નોર્મન વિન્સન્ટ પીલ

# મને શું કામ જીવાડ્યો ?

જયમલ્લ પરમાર

કોઈ અજાણ્યુ સ્થળે એ અંધાર રાત્રિએ રેલગાડીના ભંગારના તળિયે દબાયેલો હું ભારે વિમાસણમાં પડ્યો. આંખની શક્તિની મર્યાદા તે દિવસે અનુભવી. ભંગારની પેલે પાર અનંતને જોવાની એ ઝંખના હતી ? બાર-પંદર ફૂટના ગંજને ભેદીને જરાક આઘું ન જોઈ શકતી આંખ અનંતને તે ક્યાંથી પામી શકે ?

મેં આંખો બંધ કરી પણ કોઈ અંદરના જોરથી જ ઉઘડી ગઈ. કારણ કે જીવને હવે અદૃશ્યમાં નહિ દૃશ્યમાં જવું હતું. એવી હતી એ ઝંખના. આંખ તો એનું સાધન હતું. જીવને ઇન્દ્રિયાતીત ક્યાં બનવુ હતું ? એને તો આંખો બંધ કરીને નહિ, આંખો દ્વારાં મેળવવુ હતું. ત્યારે આંખને તો સીમા આવી રહી હતી. આંખો અંધકારને ભેદવા આથડતી હતી.

કલ્પાંતના અવાજો વધુ જોરથી કાને અથડાવા લાગેલા. કોલાહલના આરોહ અવરોહ ચાલ્યા કરતા હતા એમાં ફરી પાછો છાતી પર ખડકાયેલો ગંજ હલવા માંડ્યો. કોઈ માણસો વાતો કરતા ગંજ ઉપર ચડતા હોય તેવુ લાગ્યું. જીવે ધડીક ધડકો ખાધો કે ગંજ માથે જો કોઈ ચડ્યું તો હવે તો હુ ભીંસાઈ જ મરવાનો. સીધુ છાતી માથે જ દબાણ આવતુ હતું.

વાતો વધુ સ્પષ્ટ સંભળાવા લાગી. એટલું સમજાયું કે પેલી બાળાના કોઈ આપ્તજનને શોધવા જ પેલા બે જણાએ ભંગારને આઘોપાછો કરવાનુ શરૂ કર્યું. મારી આશા ઊંચી થઈ પણ હું ઊંચો ક્યાં થઈ શકું તેમ હતો ! તેમ ન તો અવાજ કાઢવાની ઇચ્છા થઈ.

ધીરે ધીરે પેલા બે જણાએ મારા ઉપરનો ભંગાર આઘોપાછો કર્યો. એમને કાંઈ દેખાયું પણ નહિ અને ભંગાર ઉપર ઉપરથી નહિ જેવો જ ખેસવી શક્યા. એથી નિરાશ થઈને એ બે તો ચાલતા થતા હોય એવું લાગ્યું.

મને થયું કે હવે તો અવસર જાય છે. પણ અંદરનો અહં કહે તારાથી બૂમ કેમ પડાય કે તું અહીં દટાયેલો પડ્યો છો અને 'મને બચાવો ?'

જીવે અહં સાથે જુદ્ધ માંડ્યું ને પેલા બે તો ભંગાર ઉપરથી ઊતરવા માંડ્યા. છેવટ જીજીવિષાએ જોર કર્યું. પણ સંકોચસહ અવાજ નીકળ્યો કે 'હુ અહીં ભંગાર નીચે છુ, મને બહાર કાઢો !'

મારો અવાજ એમને ન સંભળાયો. એ તો વાતો કરતા ઊતરવા લાગ્યા એથી હતા એટલા બળપૂર્વક પણ અસહાય ન લાગે એટલા ઊંચા અવાજે હું ફરીથી બોલી ઊઠ્યો.

મારો અવાજ એમને કાને આછોપાતળો અથડાયો. બોલી ઊઠ્યા : 'આના નીચે કોઈક છે.'

—ને પાછા ફર્યા. એમને પાછા ફરેલા જોઈ ફરી મેં બૂમ મારી. એટલે એમણે મારી અવાજની દિશા સાધીને લાકડાં, લોઢાં, સામાન ખસેડવા પ્રયત્ન કર્યો.

મેં કહ્યુ, 'બહુ સાચવીને ખસેડજો.' જે લાકડાને અડવાથી મારી છાતી ભીંસાતી હતી, તે લાકડાને અડતા રાડ પાડીને જણાવ્યું કે એના સિવાયનો ભંગાર ખસેડો.

બે જુવાનના ઓળા થોડો મારગ થતાં અજવાળુ વધતા સ્પષ્ટ દેખાયા. ઉપરથી થોડું આઘુપાછુ કરતા બન્ને થાક્યા. મારા સુધીનો ભંગાર તો એ ખસવી શકે તેમ હતું જ નહિ. એટલે કહે, 'હવે અમારાથી નથી ખસતુ.'

જીવ હવે ઉત્પાતે ચડી ગયેલો. પેલા બંને કશું જ ન ચસકતાં ઊભા રહી અને ફરી પાછા ચાલ્યા જવાનુ વિચારતા હતા. મેં કહ્યું, 'ઊભા રહો, જો મારાથી સરકી શકાય તો પ્રયત્ન કરું.'

મારો જે હાથ જરાક છૂટો થયેલો તેણે છાતી પડખેના લાકડાં ખસેડવા જોર અજમાવ્યું.

કાઇ ખબર નથી કે કયાથી બળ આવ્યું પણ રાક્ષસી. ઘોકા જેવા લાકડા એક હાથે કડડડ કડડડ માડયા તોડવા

પડખે જરાક જગ્યા થઇ સાચવીને પણ પૂરા બળથી છાતી ઉપરના ગજ નીચેથી ખસવાનું શરૂ કર્યું પડખુ છૂટું થયુ પણ ઉપર જગ્યા નહિ પગ હજી છૂટા નહિ થયેલા છાતી ઉપર જે બર્થ ગોઠવાઇ ગયેલી ત બર્થ ઉપર જવા માટે હળવે હળવે ટેધો થયો અને આખુ શરીર સેરવીને બર્થ ઉપર લઇ લીધુ

પણ ઉપર ભારે મોટા લાબા ચારસાનો ભગાર ફરી ઊધામાથી સરકીને ચત્તો થયો ને એ હાથે લાકડા ભાગવા ભારે બળ અજમાવ્યુ આજે તો હુ કલ્પના નથી કરી શકતો કે એવા લાકડા કેમ કરીને ભાગી શકયો પણ પછી વીજળીના વાયર જડેલા લાકડા નહિ ભાગી શકયો, જરા હતાશ થયા

ઉપર ઊભેલા બન્ને જુવાનો મારુ જુદ્ધ તો અધકારમા કયાથી જોઇ શકે પણ એક જીવનો ઝૂઝવાટ આઘાપાછો થતા જોઇ રહ્યો એય ત હવે આગળ આવતા ડરતા હતા મને કહે, જરા ઊચા થઈને હાથ લબાવો તો ઉપર ખેચી કાઢીએ.’

મને ય ખબર ન હતી કે હું કેવોક ઘવરાણો છુ એમને તો કયાથી ખબર હોય? ફરી ઝૂઝવાટ કર્યો એમના હાથ સુધી અબાયા એમણે મારો હાથ પકડી લીધો

‘ધીરે ધીરે, હળવે હળવે’ કરતા ભગારની કુજગલીમાથી અગ સરકાવીને બે જણાના આધારે ખસેડેલા ભગાર સુધી ઉપર આવી ગયો

અધકાર તો ઓળા જ દેખવા દેતો હતા સુરવાળ ને ઝબ્બો ભીજાયેલા ને જરા હુફવાળા લાગ્યાં મને થયુ કે શરીરમાથી ક્યાકથી લોહી વહી રહ્યુ છે કયાથી તે ખબર ન પડી પણ ત્યારે એવા ઘવરાયેલા શરીરે આટલુ જોર કરીને ઉપર કઇ રીતે આવી શકયો? વળી કલ્પના થઈ કે કદાચ મારા ઉપર જ કોઇ ઘવરાઇને પડયો હશે એના લોહીથી કપડા ભીજાતા રહ્યા હશે!

કોણ જાણે! ઉપર આવતા મે બન્ને જુવાનોને કહ્યુ કે, ‘હવે મને મૂકી દો, હુ તમારી પાછળ પાછળ ચા’લ્યો આવીશ પણ આટલુ કહીને મને મૂકી દેતા તો શરીર ઢગલો થઈને પડી ગયુ. ત્યારે થયુ કે દેહ પોતાની તાકાત ખોઇ બેઠી છે

ફરી બન્ને જણાએ મને ટેકો દીધો અને એ ભગારના ગજ ઉપરથી લથડતે પગલે ને અગે હેઠા ઊતરતા ઊતરતા તો કારમા દશ્યો પથરાવા માડયા

‘ઉબર તો ડુગર થના અને પાધર થયા પરદેશ’ની જેમ જ્યારે એ બન્ને જુવાનો મને મડદાના અને ઘવાયેલાના પથારા પાસે લઈ ગયા ત્યારે જાણે કે એક જુગ વીતી ગયો

એ બને જણાએ પણ મને પૂરો જોયા વિના ઘવરાયેલા પડખે એમ ને એમ સુવડાવી દીધો પણ કાટાની બિછાત ઉપર ભગારને તળિયે પડયો હતો ત્યા સુધી કાઇ જ દુખનુ નહતુ અને અહી અગના ભારે કાટા અગમા ઉતરવા માડયા

પ્રથમ દષ્ટિએ જ જીવવાનો ઝૂઝવાટ ઝાકળની જેમ ઓસરી ગયો ભગારને તળિયે જે કલ્પના હતી તેના કરતા વધારે ભયાનક દશ્યો વચ્ચે હુ પડયો હતો

મારી આસપાસ આખર વેળાની મોતની ડાકલીઓ વાગતી હતી અસ્પષ્ટ, ઘેરા, કકળતા અને વેદનાભર્યા અવાજોથી કમકમાટીભર્યા દશ્યો વધુ કારમા બની રહ્યા હતા,

કઈકના લાડકવાયાના, કઇકની માતા અને ભગિનીના કઈકની લાડઘેલી પ્રિયતમાના જીવન કરપીણ રીતે રોળાઈ રહ્યા હતા

સમરાગણ હોત તો તો સવાલ ન હતો, કાઈક તૃપ્તિનો, કાઇક અતૃપ્તિનો, કાઈક ભાવનાનો ઉકરાટો હોત આ તો મીઠાળબધુ પણ આકસ્મિક રીતે પ્રથમ રાતનુ મિલન–કોઈ મધુરજની માણવા કાળના કોઈ રમણીય શયનગૃહે પણ કરપીણ રીત ચેપાઇને રોટલો થઇને પહોચી ગયેલુ એક આશા ભર્યું યુગલ પણ એમા હતુ અને કોણ કોણ એમા ન હતુ!

રાતનું એક કાળું ધાબું અહીં જિંદગીના જુગાર ખેલી ગયેલ યાંત્રિક યુગ માથે છાયા ઢાળીને પડયું હતું. ઊંઘમાંથી જાગતાં જેમ સ્વપ્ન વીખરાઈ જાય છે તેમ ભંગાર નીચે મારા મનને વિચારોના જે વાદળ ઘેરી રહેલાં તે વરસ્યા વગર વીખરાઈ ગયાં.

અહીં તો દુઃખનો દરિયો ડોલાતો હતો. એમાં મારા દુઃખની તો ગણના જ ન રહી. કંઈ કેટલાય જીવ તરફડતા હતા. હૃદયભેદક ચિત્કારો વચ્ચે કોઈ પાણી લાવીને મરતા માણસના મોઢે મૂકતાં કેકનો તરફડાટ બંધ થઇ જતો હતો. કેકનાં મોઢાં જ એવા છુંદાઇ ગયેલાં કે એમાથી માર્ગ કરીને સૂકાતા કંઠ સુધી પાણી પહોંચે તેમ ન હતુ.

હજી આ દુઃખોથી દ્રવિત થઈને માથું ઊંચકવા પ્રયત્ન કર્યો ત્યાં કેડમાથી સબાકો નીકળી ગયો. હાથેથી કાંટા ધીરે ધીરે બેસવીને ઢોણીને ટેકે અંગ ઊંચુ કર્યું ત્યારે કોઈ ભયાનક ભેંસના મારણ માથે ચઢેલો વિકરાળ સિંહ પડયો હોય એમ એક ડબાનો ભુક્કો કાઢી નાખીને એના ઉપર બીજો ડબો ચડી બેઠેલો.

એને નીચે દબાયેલાં કોઇ કોઈ માનવીના બહાર આવી ગયેલા પગ ઢરડાતા હતા. એ બધાની વહારે ધાનારા થોડા માણસો અહીં તહીં ઘૂમતા હતા. કયારેક થોડા માણસો એકાદ લોથ લાવીને અમારા પથારા પાસે મૂકી જતા હતા.

કોઇ ખાળિયાની ધારે ધારે થોડાં માણસો ઊભાં ઊભા વાતો કરતા હતાં. કોઇને ખભે પાણીની વૉટર બેગ ટીંગાતી હતી પણ એમાંથી ન તો કોઇ તડફડતાં માનવીઓની મદદે આવતું હતુ કે ન તો કોઇ મરતા માણસને પાણી પાતુ હતું.

પાણી પાણીના પોકારો પડતા હતા. પણ અહિ પાણી તો રેલગાડીના બચેલા ડબાની ટાંકીઓમા હોય તે સિવાય તો ઉતાર પાસે કોઇ તેટલુ જ. પણ થોડા માણસોની આ દોડાદોડને કુતૂહલથી નિહાળતા ઊભેલાં માણસોમાથી કોઇ કોઈ પાસે વૉટર બેગો હતી પણ એમની પાસે હૃદય ન હતું.

ભંગાર નીચે પડેલી લોથોને કાઢનારાં ગણ્યાંગાંઠયાં માણસો ઘડીક અહીં તો ઘડીક તહીં ઘૂમતા હતા. મને મારા પ્રત્યે નફરત છૂટી. પેલાં હૃદયહીનો ઊભાં ઊભા તાશેરો જુએ છે ત્યારે હું આ બધું ટગર ટગર જોયા નથી કરતો ?

જોયું ન ગયું, ઝટકો મારીને ઊભો થયો અને એવો જ પાછો ફસડાઈ પડ્યો. કેડ જ કયાં હતી? આવી રીતે શું કામ મને જીવાડયો ? આમાથી કેંક મરેલા નીકળ્યા. કેંક તરફડી મરતા હતા અને જીવતા ભીંસાઈ મરતા હતા એની મદદે પણ હું ન જઈ શકુ ત્યારે આ જીવાડયું શા ખપનુ ?

આવી અસહાયતા મે કયારેય અનુભવી નથી. હુ મને જીવતે મુઆ જેવો જ લાગ્યો. જીવનનો ઉબકો આવી ગયો. આવા શક્તિશૂન્ય જીવનને તે શું કરવુ ? ધુમાડી દેવી ? નિરાધારતાથી બધાનું દુઃખ જોવા અને એ દુઃખની ઉપડતી અસહ્ય વેદના ભોગવવા જીવાડયો ? કોણે જીવાડયો ?

મારા સાથે એક જ પાટિયા ઉપર બેઠેલા મદ્રાસી જવાનને નિર્દય રીતે મારી નાખ્યો ને મને શું કામ જીવાડયો ? મને યાદ આવ્યો ગુજરાતીને નામે બચાવોની અસહાય બૂમો પાડતો પેલો યુવાન. એ પણ મારા ઉપરના જ પાટિયે સૂતેલો. કોને એની મદદે મોકલું ? જીવ ત્યા પહોંચ્યો. પણ દેહ વગરની આ વાસના પણ બેમર જ હશે ? દેહ હતો છતા જીવની અભાગ તે જીવની વાસના અને દેહને જાણે કાંઈ જ સબંધ ન હતો.

દેખવા અને દાઝવા માટે મને બચવાને જીવાડયો હશે ? મૃત્યુથી બદતર એવુ જીવન શા કામનુ ? આવુ અર્થ શૂન્ય સંવેદન તે શા કામનુ ?

એ જ ગાડીમા પ્રવાસ કરતા બે મિત્રોમાથી એક હતા ચંદુભાઇ લાખાણી અને બીજા હતા રામજીભાઈ વાણિયા ખોળતા ખોળતા આવી ચડયા. મને જોયું વચ્ચે પડેલો જોઇને ભારે આઘાત પામ્યા. આંખમાથી આંસુ સરી પડયા. મને ટેકા

દઈ દઈને જે ડબા બચેલા તે તરફ લઈ ચાલ્યાં.

ડીલ ડબા તરફ ઢસડાતું હતું અને છીર તો પેલી લોઢું વચ્ચે જ વળગ્યો હતો. મને ડબામાં ચડાવીને બન્ને જણા ફરી બીજાને બચાવવા ઉપડી ગયા. એ બન્ને જણા એ જ કામમાં અકસ્માત સર્જાયો ત્યારથી ઉપડી ગયેલા. એ બન્ને પાછળના સહીસલામત ડબામાં હતાં.

હવે મને ટાઢની ધ્રૂજ વછૂટવા માંડી. પાછલી રાતના આછા અજવાળામાં હવે મારા અંગ સામે જોવાની વેળા આવી. શરીર માથે કે કપડા માથે લોહીનો ક્યાંય ડાઘો નહિ ઊડેલો. પગથી માથા સુધી બાલબાલ બચી ગયેલો. એક ઊઝરડો સરખો અંગે નહિ થયેલો.

એ તો ઠીક પણ સુરવાળને ઝબ્બો પણ ક્યાંયથી ફાટેલ નહિ. ભંગારમાંથી મને ખેંચ્યો ત્યારે સુરવાળને એકાદ ઈંચનો ખાંપો આવેલો એટલું જ. કપડાં જે મને ભીંજેલા ને જરા ગરમ લાગતાં હતા તેમાં મારા કે કોઇના લોહીથી નહિ પણ ડબાની પાણીની ટાંકી માથે આવી ગઇ હશે. અને અકસ્માતના પછડાટથી પાણી ગરમ થયું હશે. એ ટાંકી તુટીને એમાંથી પાણી મારા માથે પડયા કરેલું. પણ કેડ માથે જ મૂંઢ માર પડેલો તેથી કમરનું જોર તુટી ગયેલું પછી એમાંથી મકોડો તુટી ગયો હોય, કે તરડ પડી હોય કે ખસી ગયો હોય.

પણ ઈશ્વરની કોઈ કરણી મારા મગજમાં કેમે ય કરીને બેસે જ નહિ. ઈશ્વરે જ મને જીવાડયો હોય તો આટલાં બધાંને કરપીણ રીતે મારી નાખવાનો કોઈ હેતુ સમજાતો નહતો અને બાકીનાં જે કેટલાંક અંગ વિચ્છેદ કે અંગના ભૂકા સાથે જીવતાં હતાં તેની રીબામણીનો પણ હેતુ મારાથી સમજાતો ન હતો.

જેમને કશા જ જફા નહિ પહોંચેલી તેમાંથી ઘણા તરફડતા માણસોના મોઢા સુધી પાણીનું ટીપુ મેલવા જેટલી પણ માનવતા દાખવના ન હતા, કે ભગાર નીચે ભીંસાઇને મરતા માણસોને બચાવવાની જરા જેટલી લાગણી પણ બતાવવાને બદલે વાતોના ચાપડા ફેંકતા શીગારેટો ફૂંકી રહ્યા હતા. એમને મારવાને બદલે જેમને કરપીણ રીતે મારી નાખ્યા કે છૂંદી નાખીને જીવતા રીબાવ્યા એમનો એવડો મોટો તે કયો અપરાધ?

---

[પાન ૩૯૯થી ચાલુ]

ઈશ્વર પંચોળીનું આ ભાષાંતર સરળ અને સારગ્રાહી બન્યું છે. મૂળ પુસ્તકમાં વિશેષણોથી વાપરેલા કેટલાંક નામો જેમકે, 'સુક્કી વાદરી, 'લાંબુ નાક' તળપદાં હોવાથી ગુજરાતીમા રુચિકર નથી લાગતાં. છતાં અનુવાદ માટે કહી શકાય કે તેનું પ્રકાશન જરૂરી બન્યું છે. આત્મકથાનક હોવા છતા, જાણે કોઈ ઘટના પ્રધાન નવલકથા વાંચતા હોઇએ તેવો અનુભવ થાય છે અને તેમા આવતાં કેટલાક પાત્રો ચિરસ્થાયી અસર મૂકી જાય છે. આવુ એક પાત્ર દાદીમાનું છે. સાન્સનને પોતાનો દેશ છોડવો પડે છે કારણ કે માતા-પિતાને મળવું છે – કુટુંબ સાથે જોડાઇ જવુ છે. દાદીમાનો તેમા સંપૂર્ણ સહકાર છે. જતાં પહેલાં, સાન્સન પાસેથી વચન માગે છે: 'એકવાર, ઘણાં બધાં વર્ષો પહેલા મારું જીવન સુખી હતું – ર્યુંભર્યું હતું અને આખો પરિવાર મારી સાથે હતો. આ સમય દરમ્યાન મને અમારા બધાંની એકસાથે છબી પડાવવાનું મન થયું. ફોટોગ્રાફર ઘેર આવ્યો અને તેણે અમારા સુખી સંસારને કચકડામાં મઢી લીધો. દસ જ દિવસમાં લાલ તાવ મારાં ત્રણ સંતાનોને ભરખી ગયો. સાન્સન, દેવતાઓને અમારા સુખની અદેખાઈ આવી અને તે ઝૂંટવી લીધુ. બેટા, તું વચન આપ કે તારા બા, બાપુજી અને બંને બહેનો સાથે કદી છબી નહિ ખેંચાવે. એમ કરીશ તો દેવતાઓને તારા આનંદની અદેખાઈ આવશે અને તેઓ તે ઝૂટવી લેશે!'

અહી વૃદ્ધાની અંતરની લાગણીને કેટલી સરસ વાચા આપી છે. આવુ તો ઠેરઠેર જોવા મળે છે.

એક બીજા કારણ માટે પણ આ પુસ્તક આવકાર્ય છે. જતે દહાડે ભારતની દશા ચીન જેવી તો નહિ થાય ને? લોકશાહીના નામે દેશની એકતાને છિન્નભિન્ન કરતા બળો, જ્યારે દેશની વસતિ ૭૦ કરોડની થશે ત્યારે, કયાં પહોંચાડી ગયા હશે! આ વિરાટ દેશની વિરાટ સમસ્યાઓ આપણે હલ કરી શકીશુ? ચીમનો ઉપહાસ કરવાનું આપણને ક્યાં સુધી પરવડશે?

[ ૩૬૭ પાનથી ચાલુ ]
માટે પણ સ્થાનિક પંચાયતો અને મ્યુનિસિપાલિટીએ નિયમો ઘડવાનો અને વધુ તો તેને અમલમાં મૂકવાનો સમય પાકી ગયો છે. મૂંગા પશુઓ પર જે અત્યાચાર થઈ રહ્યો છે તે નબળા સમાજનું લાંછન છે. પ્રાણી પ્રત્યે કરુણા હોવી જરૂરી છે પણ ન હોય તેનું આગ્રહ પણ નહિ. વાસ્તવ જોઈએ, અને આવા દાખલા પ્રકાશમાં લાવતા નાગરિકોને ઇનામ નહિ તો પ્રોત્સાહન અવશ્ય આપવું જોઈએ.

## વાચાળ !

કોઇ અભિશાપ છે કે કમ, પણ ભારતના અન્નપ્રધાનો વાચાળતાને વર્યા હોય એવું લાગે છે અને પ્રસંગ હોય કે ન હોય પણ 'અનાજની અછત હવે રહેશે જ નાબૂદ નહિ થાય' એવું નિદાન કર્યાં જ કરે છે. ચાલુ વર્ષે પાકની પરિસ્થિતિ નિરાશાજનક રહી છે. જે અંદાજો મૂકવામાં આવ્યો છે તે પ્રમાણે મબલખ પાક થયો છે, પરિસ્થિતિ ધાર્યે પડતી જાય છે. ભાવો નીચા જઈ તેમની કુદરતી સપાટી શોધી રહ્યા છે. પરંતુ ત્યાં એકએક નિવેદન બહાર પાડી તૂટતા ભાવોને રક્ષણ આપવા અન્નપ્રધાન બોલ્યા જ છે! તેના કરતા, ભવિષ્યની ખોટ્ની અથવા વર્ષાની નિષ્ફળતા માટે તૈયારી કરવામાં શક્તિ વાપરતા હોત તો? જૂન-જુલાઈમાં પાછા બીજા નિવેદનો કરવાના વખત આવે તેને ટાળવા અગમચેતી વાપરે તો? અરે ભાઇ, તમારે કરવા હોય તો બફર સ્ટોક ઊભો કરી લ્યો ને, અનાજની પાછળ શીદ પડ્યા છો બાપલા? વર્ષ સારૂં હોય કે ખરાબ, સામાન્ય માણસને તો—'નકલ પદ્મ ગજ જેમ કિન્તુ ભાગ્યહીન નર પાવત નાહીં'—અનુભવ છે એકઠી કરીમાં મુક્તબજાર કરવાથી તો અનિષ્ટને પ્રોત્સાહન મળશે.

## હૃદયવીણા

દર્દીનું મૃત્યુ થયા છતાં, ભારતના ડૉ. પી. કે. સેને એક્સપેરિમેન્ટમાં હૃદય બદલવાનું પ્રથમ આપરેશન નમ્રતાપૂર્વક કર્યું છે. તેમની હિંમતને બિરદાવવી રહી. આને માટે જેમ્સી ભરી સ્થિતિમાં બન્ને દર્દીઓ મળવા જોઇએ. દાન કરીને દાતા તેમ ત્યાં મળી આવે માટે સર્જનને ચાવીને કટાક્ષ જાગૃત રહેવું જોઇએ અને ઓપરેશન થિયેટરને પણ તેવી જ સ્થિતિમાં સેવા માટે તૈયાર રાખવું જોઇએ. આમાં ઓપરેશન જેટલું જ ધ્યાન પૂર્વ તૈયારીમાં આપવું પડે છે અને ચારેકારથી તાકિદના સંદેશાઓની રાહ જોવી પડે છે. ડૉ. બર્નાર્ડ અને ડૉ. સેનના ઓપરેશનનો વિધિ પણ નિરાળો રહ્યો છે. ડૉ. સેને હૃદયને ગરદન તથા જાંઘના પ્રદેશમાંથી દાખલ કરવાનો યત્ન કર્યો છે અને તેને ધબકતું કરવા વીજળીનો આંચકો આપવાની જરૂર પડી નથી. ડૉ. સેન ભવિષ્ય માટે ઘણા આશાવાદી છે અને આવા બીજા ઓપરેશના માટે તૈયાર છે. તેમના આ સંશોધન અને પુરુષાર્થથી ભારતને તેમજ વિશ્વને અમૂલ્ય ફાયદા થશે જ. એક દસકા જેટલા સમયમાં હૃદયરોગ નાબૂદ કરવો તદ્દન સામાન્ય હકીકત બની જશે.

માદુહૃદય કાઢી, નવું હૃદય તો બેસાડાશે. પણ આજે માનવીની હૃદયવીણાના તાર બસૂરા વાગે છે, તમાથી નીકળતું ગાન જાણે અધૂરૂં અધૂરૂં લાગે છે. માનવતાને રહેવાનું સ્થાન જ હવે ટૂંકું જ છે. તો આ હૃદયવીણાના તંતુની કાંઇ એવી નાજુક ગોઠવણી ડૉ. સેન કરી આપશે કે તમાથી સંવાદી સૂર જ નીકળતા રહે? આ કામ ઓપરેશનથી પણ વધુ કઠિન છે. કાઠેની હૃદયવીણાના તૂટલા તાર સાંધવાથી બે વ્યક્તિના જીવન નવપલ્લવિત કરી શકાય છે, અને એક નહીં પણ બે મૃત્યુ પર વિજય મેળવી શકાય છે. કુદરતી મૃત્યુ દુ:ખના નહ અંત છે પણ બીનનો તાર જુદો પડી ગયા પછી જીવનું અનંત છે.

## બિલાડાનું દ્વન્દ્વ

બે બિલાડાને મકાનના છાપરા પર લડતા જોયા છે? તેમને વિખૂટા પાડવા અશક્ય છે. દરપળ તેમનું ઝનૂન વધતું જાય છે. લડાઈના મેદાનમાંથી પીછેહઠ તેમને માટે શક્ય નથી. લાગલગાટ કલાકોના કલાક અને એક બ[...]વિમ આવું યુદ્ધ ચાલે છે. વિયેટનામમાં આવી જ પરિસ્થિતિ થઇ છે. અમેરિકા અને ઉત્તર વિયેટનામ બન્નેમાંથી કોઈ યુદ્ધ મેદાનમાંથી ખસી શકે તેમ નથી. રશિયાએ પણ હવે ઉત્તર વિયેટનામ તરફ ઝુકાવ્યું છે. બન્ને પક્ષો વધુ અને વધુ કુમક લાવી રહ્યા છે. હૉચીમીન્હની સ્થિતિ સંગીન બનતી જાય છે. તેમ જૉનસનની ક્ફોડી થતી જાય છે. અમેરિકન પ્રમુખપદની ચૂંટણી આવી રહી છે. હજુ પણ બન્ને પક્ષે તીવ્ર યુદ્ધો થશે. જ્યારે થાકશે ત્યારે જ મંત્રણાના મેજનો આશરો તરણોપાય બનશે.

'અલખના અવધૂતો'

લેખક : શ્રી. કનૈયાલાલ વાધાણી
પ્રકાશક : નરેન્દ્ર કનૈયાલાલ વાધાણી
પાના ૧૨૦ : મૂલ્ય રૂા. ૨/૫૦.

અહી જે અવધૂતો રજૂ થયા છે તે બધાને હરિની લગની જીવનમાં એવી લાગી ગઇ હતી કે પછી દુન્યવી આચાર અને વ્યવહારને તજી દઇ, જીવનને અંતે હરિસ્મરણ કરતા પૃથ્વી ઉપરથી વિદાય લીધી છે. પુરોવચનમા શ્રી કરસનદાસ માણેક તેમજ કવિશ્રી સરોદે પુસ્તકની, લેખકની અને પ્રસંગોની યથાર્થતા વિષે ઇસારો કર્યો જ છે. સાપ્રત સમાજમા દૈવી ચમત્કારોની વાતો આપણા દેશમા અને ભારતીય સસ્કૃતિના વાતાવરણમા નવી નથી. ધર્મ એ મુખ્યત્વે શ્રદ્ધાનો વિષય છે. આપણે ત્યા પશ્ચિમની અને બીજી સસ્કૃતિઓના આક્રમણ થયા હોવા છતા, ભારતનો એકદર પ્રજાજન ધર્મ ભારુ છે. મુબઈ, કલકત્તા અથવા દિલ્હીના આધુનિક કહેવાતા સમાજને બાદ કરતા, દેશનો મોટો ભાગ રામાયણ અને મહાભારતની પાન સૃષ્ટિને માને છે અને પૂજે છે. દેવ, દેવીઓ, પીર અને ઓલિયાની માનતા રાખતારા ગામડાને બાદ કરતા મુબઇના પણ હોય છે.

શ્રી કનૈયાલાલ વાધાણીએ જે વાનગી સાહિત્ય સ્વરૂપે પીરસી છે તેનો ઉપભોગ કરનાર વર્ગ સદ્ભાગ્યે મોટો છે. વાચીને આખના ભવા ચઢી જાય તેવો વાચકવર્ગ પણ હોવાનો જ. જેમને ઇશ્વરમા શ્રદ્ધા છે તમને ચમત્કારનો પરચો થાય છે જ. અહી મોટે ભાગે સૌરાષ્ટ્રના સતો બિરાજમાન છે. વીરપુરના જલારામ, ફતેપુરના ભોજમલરામજી, મોરબીના ઠાકોરને આગમવાણી ભાખનાર ધનાભગત, ગારિયાધારના વાલમરામજી, દરેડગામના મેરામભગત, પઢરપુરનો નરહરિ, સૌનગઢના અંગદ સિંહ; રામનામનો વેપારી ગરીબ તુલાધાર, બગથલાનો મહીદાસ, આમોદરાના સંત મળદાસ, તેમના શિષ્ય સંત મુક્તાનંદ, વાંટાવદર અથવા વવાણિયાની રામબા, ઝણેશ્વરનો બપદેવ એમ તેર સંતચરિત્રો અહીં રજૂ થયાં છે. વળી આ બધા જ સંતો વિષે પ્રચલિત લોકવાયકાનો આધાર છે અને કેટલાકનાં સ્થાનકો આજે પણ હયાત છે. રીસર્ચસ્કોલર, જેમ વિષયો પસંદ કરે, તેમ અહીં નામી સતો વિષે જાણવા મળે છે, અને સામગ્રી એકઠી કરવામાં લેખકનો પરિશ્રમ જણાઈ આવે છે.

વિષયની માવજત માટે શ્રી વાધાણીએ ભારે ચોકસાઈ રાખી છે. ભક્તિરસને જમાવવામાં તેમની શૈલીએ સારો સાથ આપ્યો છે અને તેથી દરેક પ્રસંગમા વિવિધતા અને નવીનતા લાવી શકાઇ છે.

તેરે વાર્તા પ્રસંગોમા ચમત્કાર અને ભક્તિ રસ કેન્દ્રસ્થાને છે, તેથી લેખક પોતાની પ્રતિભાથીજ નીરસતા ટાળી શક્યા છે અને કથાઓ વાચવામાં કુતૂહલ જળવાઈ રહે છે.

જનરુચિને વિપથગામી બનાવે એવું સાહિત્ય થોકબધ સર્જાય છે ત્યારે આવુ સ્વચ્છ અને પારદર્શક લખાણ જનતા સમક્ષ મૂકવા માટે શ્રી કનૈયાલાલ વાધાણીની હિમતને ધન્યવાદ.

(૨) હરણુની દોયાફાળ
લેખક : સાન્સન
અનુ : ઇશ્વર પચોલી
પાના : ૨૨૦
કિમત રૂા. ૩

રાજકીય રીતે ઉત્તરોત્તર બગડી રહેલા દુનિયાના વાતાવરણમા આ પુસ્તકનુ વાચન ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે અને ભારતને તો ખાસ રસ પડે તેવી આ વાત છે કેમકે પાડોશના દેશ

ચીનની આ રામકહાણી છે. આ એક આત્મકથાનક છે અને તેની નાયિકા છે અઢાર વર્ષની તરુણી સાન્સના છે. તે એક વર્ષની હતી ત્યારથી જ તેના મા–બાપ તેને ચીનમાં છોડી, કામ સબબ અમેરિકા જાય છે. પાછળથી મોટા રાજકીય ફેરફારો થાય છે – ચીનમાં બળવો થાય છે – ચાંગ કાઈ શેક અને તેમના અનુયાયીઓ તૈવાન જઈ વસે છે અને ચીની શાસનમાં માઓત્સેતુંગના શબ્દો આદેશ બની રહે છે.

આ ફેરફારો પછી અમેરિકા વસેલા મા–બાપ માટે ચીન પાછા ફરવું અશક્ય બને છે. અને સાન્સનને પાછી મેળવવા તેની માતા હોંગકોંગમાં રહી યોજના ઘડે છે. પોતાને માંદગીનું ઓપરેશન છે અને દીકરીને મળવા બોલાવે છે. દરમ્યાન સોળ વર્ષની સાન્સનને ખબર પડે છે કે પોતે સગાં-વહાલાંને ત્યાં ઊછરી છે અને તેના મા–બાપ તથા બીજી બે બહેનો તો અમેરિકા છે. કથાની શરૂઆત પોતે માતાને મળવા જાય છે અને સ્ટેશન પર, જેને ત્યાં રહી આટલો સમય ગાળ્યો હતો તે વૃદ્ધ મા–બાપ વિદાય આપવા આવે છે ત્યાંથી થાય છે. તેઓ બંને રડી પડે છે પણ સાન્સનને કાંઈ અસર થતી નથી કેમકે પોતાના સાચા મા–બાપને તો હવે મળવાની છે એ ખયાલે તેમજ નાની ઉંમરની આછકલાઇને કારણે, તેની વર્તણૂંક આ પ્રમાણે રહે છે, તે જેમજેમ વાત આગળ વધે છે તેમ સમજાય છે.

ચીની શાસન વિષે અહીં જે ચિતાર રજૂ થયો છે તે અન્યથા પ્રાપ્ત થતી વિગતો અને સમાચારોને આધારે વાસ્તવિક લાગે છે. તાજેતરમાંજ ચીનની સાંસ્કૃતિક ક્રાંતિ વિષે ઘણું જાણવા મળે છે તેના સંદર્ભમાં આ કથાનું બયાન કહેવામાં અતિશયોક્તિ થઈ હોય તેમ લાગતું નથી. બાળક બાલમંદિરમાં હોય ત્યાંથી જ શાસનનો પંજો તેના ઉપર પડે છે. વિદ્યાર્થીઓને નિશાળમાંથી શ્રમ કામે જોડી દેવામાં આવે છે. પોલાદની ભઠ્ઠીઓમાં અને ખેતરોમાં તેમને શ્રમ અને સમાજવાદના પાઠ ભણાવવામાં આવે છે. દરેક વાતમાં રાષ્ટ્રને જ મહત્ત્વ આપવાનું શીખવાય છે. સામાજીક જીવન અને કુટુંબપ્રેમ વચ્ચે આવે તો બેધડક કેમ તરછોડી દેવાં તેનો મહાવરો નિશાળમાંથી જ શિક્ષક પાડે છે. વળી શિક્ષણની બાબતમાં પણ વિદ્યાર્થી ઉપર નિયમન છે. તે ઇચ્છિત વિષયો અથવા મનપસંદગીની ડીગ્રી લેવા મુક્ત નથી. સારા ગુણ મળ્યા હોય અને ડૉક્ટર થવું હોય તો પણ કૉલેજમાં પ્રવેશ અપાતો નથી. વ્યક્તિદીઠ વર્ષે ૨॥ ફૂટ કાપડ મળે છે. થીગડાં પહેરેલ વસ્ત્રો નાગરિકો માટે ગૌરવની વાત બને છે અને કોઈ નવાં પહેરે તેને ધૂતકારી કાઢવામાં આવે છે. નિશાળની રાજકીય ચર્ચાઓમાં માર્કસવાદ ઉપર કેન્દ્રિત ભાષણો થાય છે. એટલું જ નહીં એકબીજાની વિરુદ્ધ ટીકાઓ અને આક્ષેપો કરીને, શાસનના વિરોધીઓને વીણી કાઢવાની ઝુંબેશ રાત અને દિવસ ચાલે છે.

ભારતની જેમ ચીનમાં જે દરિદ્રતા છે તેનો ચિતાર પણ મળી રહે છે. ખાવાપીવાના સાંસા, અનાજ માટે રેશનની કૂપનો, તેને ચોરવા માટે મોતની સજા, સાબુ અને તેલનાં દુર્લભદર્શન, ઇસ્પિતાલમાં બેશુમાર ગીરદી, જુદાજુદા રોગોની જુદીજુદી લાઇનો–આ બધું વાંચીને એમ લાગે કે ભારતમાં પણ આ પરિસ્થિતિનું નિર્માણ થઈ રહ્યું છે. વળી માઓના ચીનમાં દરેક પ્રશ્નનો ઉકેલ લાવવાની રીત તે મહાન નેતાએ શું કહ્યું છે તેના ઉપર અવલંબે છે. પોલાદના કારખાનાનો મજૂર અકસ્માતમાં ઘવાય, અને ઇજાઓ જીવલેણ હોય અને ડૉક્ટરોએ આશા છોડી દીધી હોય તો પણ તે જીવવો જ જોઇએ કેમકે તેણે રાષ્ટ્ર માટે કામ કરતાં અકસ્માત વહોર્યો છે. જો જીવાડે નહિ, તો ડૉક્ટરોનું આવી બને! અને દરદી!

તેની સ્થિતિ પણ તેવી જ કફોડી. લોકોને ખબર પડે એટલે હારની હાર જોવા આવે. સૌ તેને ભાતની વાનગી લાવે. ગળે ન ઊતરે તો પણ મરઘીનો સૂપ તેણે પીવો જ જોઇએ કેમકે ચીનના લોકોની તેવી ઇચ્છા છે અને તેનો અનાદર થાય નહિ! [ અનુ. પૃષ્ઠ ૩૯૬ ]



## 'વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન

૧. પ્રસિદ્ધિસ્થાન : વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, ગેઈસ્પેર્સ, રાજકોટ.
૨. પ્રસિદ્ધિનો ગાળો : માસિક.
૩–૪–૬. મુદ્રક, પ્રકાશક તથા માલિકનું નામ : ધીરેન ગાંધી.
૫. સંપાદક : નવીન ગાંધી

રાષ્ટ્રીયતા : હિંદી.

સરનામું : વૈષ્ણવજન કાર્યાલય, ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨.

હું ધીરેન્દ્ર ગાંધી, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮–૨–૧૯૬૮



પ્રકાશકની સહી – ધીરેન ગાંધી

# નુકશાનને નોતરશો નહિ.



ખરીદ-વેચાણ માટે જુના વજનો તથા માપોનો ઉપયોગ કરવો એ ગેરકાયદેસર છે. અગાઉના વજનમાપના એકમોમાં ભાવો દર્શાવવા એ પણ શિક્ષાપાત્ર ગુનો છે.

વધુપરાંત. જ્યારે જ્યારે તમે શેર તથા મણ લેખે લેવડ-દેવડ કરો છો ત્યારે ત્યારે તમે શિક્ષા ભોગવો છો: કારણ કે પૈસાના બદલામાં વજનમાં તમને ઓછું મળે છે.

માત્ર વેપારીજ મેટ્રિક એકમોવાળા વજનો વાપરે એ પૂરતું નથી.

**તમે પણ માત્ર કિલોમાંજ ખરીદી કરો.**



## અમારાં પ્રકાશનો